# વૈષ્ણવજન

વર્ષ : ૮ ] એપ્રિલ – ૧૯૬૮ [ અંક ૧

અનુક્રમણિકા





સૂચના

[ગ્રાહકોને]

દર માસની ત્રીજી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

૫ન્દરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્ડ લખીને જણાવવું અને ફરિયાદમાં ગ્રાહક નંબર જરૂર લખવો.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લખકોના છે. સંપાદકને વિચારમાં સંમત છે જ તેમ માનવું નહિ

[લખનારને]

'વૈષ્ણવજન'માં સ્વીકૃતિ કરવા વિષયક મનન ગર્ભિત વિચારક લખાણ આવકારવામાં આવે છે

લખાણ શાહીથી તથા મૌલિક હોવું જોઈએ. કાગળની એક બાજુ શાહીથી લખવું.

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા રેઈસકોર્સ રોડ, રાજકોટ

# દેના બેંકના ગ્રાહકો માટે બે વધુ વિનામૂલ્ય સેવાઓ

## ટ્રેવલર્સ ચેક

પ્રવાસમાં રોકડ નાણું સાથે રાખવાની ચિંતામાંથી મુક્ત રાખે છે.




## ગિફ્ટ ચેક

આપના ભેટના પ્રશ્નનો ઉકેલ આપે છે.





**દેના બેંક લિમિટેડ**

રજિસ્ટર્ડ ઑફિસ દેવકરણ નાનજી બિલ્ડિંગ્સ,
૧૭ હોર્નિમેન સર્કલ, કોટ, મુંબઈ-૧

પ્રવીણચંદ્ર વ ગાંધી, ચૅરમૅન

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફીસ : અમદાવાદ )

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા.
અમદાવાદ-૯.

સહકાર, ભવન
ઢેબરભાઈ રોડ,
રાજકોટ.

ગુજરાતના ખેડૂતોની તેમની જરૂરીયાત
૧૮૧ શાખાઓ દ્વારા પુરી પાડનારી
રાજ્યની કેન્દ્રિય સંસ્થા

આ બેન્કની સભ્ય સંખ્યા, ૬,૩૯,૪૫૫
આનુષગિક હેતુઓ માટે અત્યાર સુધી કરેલ ધીરાણ.

| | સંખ્યા | ધીરાણ કરોડ-લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧,૨૨,૩૭૧ | ૨૩.૯૨ |
| [૨] જૂના કુવા | ૨૫,૨૯૨ | ૨.૧૯ |
| [૩] ઓઈલએન્જીન ઈલે. મોટર્સ | ૧,૦૯,૨૩૯ | ૩૩ ૬૭ |
| [૪] ટ્રેક્ટર્સ | ૨,૬૦૩ | ૪.૭૦ |

તેમજ અન્ય હેતુઓ માટે મળી
કુલ રૂા. ૮૧ કરોડ અને ૩૨ લાખનુ ધીરાણ કરેલ છે.

મગનભાઈ ર. પટેલ
ઉપપ્રમુખ

હરિપ્રસાદ હ. ત્રિવેદી
આઈ. એ. એસ. રીટાયર્ડ
મેનેજિંગ ડીરેક્ટર

ઉદયભાણસિંહજી
યુવરાજસાહેબ ઑફ પોરબંદર,
પ્રમુખ.

# વૈષ્ણવજન

## સુખ દુઃખ

**દુઃખ આવી પડે તો ગીતામાતાને યાદ કરીએ.**

તારે ગભરાય જવાનું કારણ નથી મનુષ્ય મુસીબતથી જ ઘડાય છે. એટલે તેનાથી ગભરાવાનું હોય જ નહીં. ગભરાટ આવી પડે તો ગીતામાતાને યાદ કરીએ. તે તો કહે છે સુખ દુઃખ સરખાં માનો. સુખમાં ફુલાવું નહી દુઃખમાં દબાવુ નહીં. વળી તને દુઃખ જ ક્યાં છે? એ તો મનનું માન્યું છે. જેને ખાવાનું પીવાનું સુવા બેસવાનું મળ્યા કરે છે તે દુઃખી થાય તો પોતાની ઇચ્છાએ જ એમ કહેવાય.

**દુઃખથી જ માણસ ઘડાય છે.**

તમે ઠીક દુઃખ દરિયામા ડુબ્યા છો. માણસ દુઃખથી જ ને દુઃખમા જ મુખ્યત્વે ઘડાય છે. એટલે દુઃખને દુઃખ ન માનતા. ખરૂ દુઃખ તો નારાયણને કે રામને ભૂલવામા જ છે એટલે એ નામ હૃદયમાં રાખજો ને આનંદમા રહેજો.



**જે ભકત છે તે દુઃખમા સંતુષ્ટ રહે છે.**

સુખ દુઃખ માનસિક સ્થિતિ છે. પણ તે માનસિક સ્થિતિ છે એમ આપણે ક્યારે જાણીએ? વાચનથી તો નહીં જ, અનુભવથી જ જણાય. તેથી દુઃખ આવશ્યક છે. અહીં દુઃખનો અર્થ સંસાર જેને દુઃખ કહે છે તે. શરીરની માંદગી તેની ઉપર પ્રહાર, ખોરાકના સાસા, લુંટાવુ, અપમાન થવુ વિ આ બધા દુઃખો મનથી અનુભવાય છે. જે ભક્ત છે, યોગી છે, બ્રહ્મભૂત છે, સ્થિતપ્રજ્ઞ છે તે આવાં દુઃખને દુઃખ ન માનતાં તેથી પણ સંતુષ્ટ રહે છે. જેમ કહેવાતા સુખથી પણ. આમ ઉદાસીનતા પ્રાપ્ત થવાથી આત્મજ્ઞાન થાય.

## ભાવનાત્મક ઐક્ય

લોકશાહીમા લોકોના અવાજને માન આપવાનો જબરો શિરસ્તો પાળવાનો હોય છે. ભાષાવાર રાજ્યરચનામા આ સિદ્ધાંતે મોટો ભાગ ભજવ્યો, અને શરૂઆત આંધ્રથી થઈ પોટ્ટુ અમર શહીદ બન્યા અને ઈતિહાસને પાને નોંધાઈ ગયા અલગ તેલગણુ નો અવાજ પાછો ત્યાથી જ ઊઠયો છે. આદિવાસીઓને ગુજરાતમા પણ આવો નાદ લાગ્યો છે. આ બધુ કયા સુધી ચાલશે તે નજૂમીના પણ ભવિષ્યકથનનો વિષય નથી સરકાર એમ માને છે કે ભાવાત્મક ઐકયના નાટકો ભજવવાથી, અને ઉનાળાના વેકેશનમા વિદ્યાર્થીઓની શિબિરો યોજવાથી તથા આકાશવાણીના કેન્દ્રો ઉપરથી આ વિષે ભાષણો પ્રસારવાથી આ હેતુ બર આવશે દ્રવિડ મુન્નેત્ર વાળાઓએ રાષ્ટ્રભાષાના પ્રશ્ને હિંદીને જબરો ફટકો માર્યો તેમનો સિતારો ઉગતો છે અને કેન્દ્રનુ ત્યા કાંઈ ચાલતુ નથી. માતૃભાષામા માધ્યમના પ્રશ્ને અન્યભાષા-ભાષીઓ પ્રત્યે કડવાશ ઘટાડવાને બદલે વધારી છે પાર્લામેન્ટમા પણ રાજદ્વારી પક્ષો રાષ્ટ્રપતિ કઈ ભાષામા બોલે છે તેની રાહ જોઈને બેઠા હોય છે અને વિવાદ ચગાવવાનું કારણ શોધતા હોય છે. ભારત સિવાય અન્યત્ર પણ આવા પ્રશ્નો છે પાકિસ્તાનમા પણ પૂર્વ પાખમા બંગાળીનું આધિપત્ય પંજાબીઓને રુચતું નથી એટલે હવે એમ લાગે છે કે કેન્દ્ર આ બાબતમા ચોક્કસ નીતિ અખત્યાર કરવા જેટલુ મનોબળ કેળવવુ પડશે અને સાથે સાથે આપભળ પણ કેમકે લોકશાહીના નામે તમને પોષવાથી આપણા [illegible] પેદાશી જેવા જ થશે સમજવાની પણ અમુક સમય મર્યાદા હોવી જોઈએ નહીતર પછી ચૌદ ચૌદ ભાષા શિખવાની લોકોને ફરજ પાડવી અને બધો જ વ્યવહાર ચૌદ ભાષામા કરવો એ ભાવાત્મક ઐક્યનો આખરી ઉપાય બની શકે ખરો!

'આશુતોષ'

## પડોશની પળોજણ

પાકિસ્તાનના લોકોને તેમના ભારતીય બંધુઓની પેઠે લોકશાહીનો સ્વાદ માણવાની તાલાવેલી જાગી હતી અને તેમણે ઠીક કહી શકાય તેવો મિજાજ બતાવ્યો. પ્રમુખ અયુબે પણ એક પછી એક નમતુ જોખવામા શાણપણ જોયું છેવટે વિરોધ પક્ષોએ હદ ઉપરનો બકવાટ શરૂ કર્યો અને તેમને સ્થાનભ્રષ્ટ કરવા આગ્રહ રાખ્યો ત્યારે તેમણે બીજો જ વિકલ્પ પસંદ કર્યો. પોતાના જ માણસને સત્તા સોંપવામા અને લશ્કરીરાજને સ્થાપવામાં તેમણે લોકશાહી બળોને નેસ્તનાબૂદ કરવાની તક મળી ગઈ મૌલાના ભાશાણી, ભુટ્ટો, મુજીબુર રહેમાન જેવા નેતાઓનો વાગતો ગજ બંધ કરીને, અને માર્શલ લૉ જાહેર કરી, સામાન્ય જનતાને મ્હોએ તાળુ મારી દીધુ યહ્યાખાન હમણા જ ચીન સાથે મસલત કરીને આવ્યા છે અમેરિકા અને રશિયા બન્ને પોતાની વગ ત્યા રાખવા માગે છે હિંદી મહાસાગરમા પોતાનો પગદંડો મજબૂત કરવા પાકિસ્તાનનો સાથ રશિયને મળશે કેમકે આપણે તો તટસ્થનીતિને વરેલા હોવાથી રશિયાને ખપમા આવીએ તેમ નથી મધ્યપૂર્વમા આરબરાષ્ટ્રોને પોતાની પાંખમા લઈને, રશિયાએ પોતાની વગ બેસાડી દીધી છે વિએટનામમાંથી અમેરિકાનો પગ કાઢવા રશિયા ભારે ચાલાકી બતાવી રહ્યુ છે અને વિએટકોંગ દ્વારા બળનું દર્શન કરાવી નિક્સન સાહેબને સૂચવી રહ્યુ છે કે ટાંટિયા કાઢી લેવા હોય તો આ તક છે, નહીતર જહોનસનની જેમ આંખમા આંસુડા આવતા [illegible] નથી. પોતાની લશ્કરી સ્થિતિ મજબૂત કરવા પાકિસ્તાનના નવા તંત્રને મિત્રોની ખોટ તો પડવાની નથી પણ ત્યા સ્થિરતા સ્થપાય અને પ્રજાને લશ્કરની રખેવાળીમા વિશ્વાસ બેસી જાય તો આપણે ત્યા લોકશાહીના ચરૂ દરેક રાજ્યમાં ઉકળી રહ્યા છે — ત્યારે અજંપો પડોશની પળોજણનો

ચેપ બની અપચુને લાવે. ખરું ભયસ્થાન આ છે ચોમેરનો ભરડો ઘેરો બનતો જાય છે.

## … યૌવન માંડે આંખ

ઘરમા થોડા થનગનના હોય ત્યારે અણુદીઠ્યા તરફ ધસી જવાની યૌવનને આ'ત છે– આજકાલની નહિ, સુજન કાળથી એ'લે એક નાનકડી દેશી નોકામા બેસીને, હલેસાં મારી મારીને બગાળનો તોફાની ઉપસાગર વીંધીને આંદામાન ટાપુમા પગ મૂકનાર જ્યોર્જ આલ્બર્ટ ડ્યૂક અને પિનાકી ચેટરજી કાંઇ સર્વ પ્રથમ પુરૂષ • થ – તેમની પહેલા પણ સાત સમુદ્રને એક જ સઢવાળી નાવડોમાં પાર કરીને વિક્રમ સ્થાપનાર વિરલાઓ નીકળ્યા છે; પશ્ચિમી જગતના અધિર યુવાન–યુવતીઓ ઘણી બાબતોમા ચિરન સાહસ કરી ચૂક્યા છે. પરતુ આપણા દેશ માટે આવી બાબતનુ ગૌરવ એટલા માટે આવકાર દાયક છે સર્જનાત્મક શક્તિનો આવિષ્કાર ચોમેર ચાલતા ખડનાત્મક વિધ્વસ વચ્ચે આહ્લાદક વિરોધાભાસ પૂરો પાડે છે. એવુ લાગી રહ્યુ છે કે રાષ્ટ્રિયતાને છિન્નભિન્ન કરવા એક મોટા જુવાળ શરૂ થયો છે. ત્યારે નિર્દોસેન કે પિનાકી ચેટરજીનુ એકાદું નાનું પરાક્રમ આત્માને સતોષ આપી જાય છે. હજુ તો બ્રહ્માડના રહસ્યો શોધવા ભારતના યૌવને ઝપલાવ્યુ નથી પણ હવે તો એ સમય પણ આવી પહોંચ્યો છે.

## હજારમું વિમાન

HAL તરફથી ભારતનુ એક હજારમુ વિમાન બહાર પડયું તેનો હાથ સંરક્ષણ પ્રધાન સ્વર્ણસિંગે કરી બતાવ્યો. પરતુ વિમાનની દુનિયામા એવી અટપટી અને ક્રાંતિકારી હરણફાળો દુનિયાના દેશોએ ભરી છે કે આપણી સિદ્ધિ તેની પાસે અત્યત ઝાંખી પડી જાય છે. તકનીકી જ્ઞાન પશ્ચિમના દેશોમાં અકલ્પ્ય વ્યાપને આવરી લેતુ બન્યું છે. ફ્રાન્સ–બ્રિટનની સયુક્ત જવાબદારીમા ચાલતી 'concord' વિમાનના ઉત્પાદનની તૈયારી છેલ્લી ચકાસણીમા છે અને તેની સામે સોવિયેટ યુનિયને TJ-144 બનાવીને તૈયાર રાખ્યું છે. અમેરિકા ૧૯૭૦ માં જમ્બો જેટ દુનિયાની મોટી એર લાઇન્સોને પૂરા પાડશે. લડાયક 'વિમાનોની બાબતમાં સોવિયેટની મદદથી 'મીગ' વિમાનોનું ઉત્પાદન શરૂ થઈ ગયું છે પણ અમેરિકા B-52, F-4 કે ફ્રાન્સના MIRAGE પાસે તેનુ ચડિયાતાપણુ એક પ્રશ્નાર્થ બની રહે છે ઘર આગણે જે વિમાની સેવાઓ આપી રહ્યા છીએ-ઇન્ડિયન એરલાઇન્સ-તેમાં હજુ ખોટ પુરવાની સ્થિતિ પેદા થઈ નથી જો કે પરદેશી સેવા 'એર–ઇન્ડિયા' સારો નફો બતાવી શકે છે. ઘર આગણાની સેવા માટેના બધાજ વિમાનો પરદેશથી આયાત કરેલા છે. ફોકર ફ્રેન્ડશીપ અને વાઇકાઉન્ટને બદલે Dc-9 તથા સોવિયેટ નમના મૂકવાની વિચારણા અત્યારે ગભીરપણે ચાલી રહી છે. નાગપુરમા બનતા AVRO-748 આપણે લશ્કરી કામને પૂરા પાડીએ છીએ અને 'પુષ્પક' 'કિરણ' જેવા ટ્રેઇનર બનાવી શકીએ છીએ પણ આતરિક ઉડ્ડયન માટેનાં નાગરિક વિમાનો આપી શકાતા નથી તો શું એટલો આત્મવિશ્વાસ ઓછો હશે? એક હજાર વિમાનોના ઉત્પાદનનો આનંદ અવશ્ય છે પણ સાથે સાથે અફસોસ એ વાતનો છે કે પાર્લામેન્ટના માનનીય સભ્યો વચ્ચે ડીસી-૯ તથા સોવિયેટ 'ટીયુ' ખરીદવાનો ઝગડો શમ્યો નથી.

## માંદલાં શહેરો

અમેરિકાના 'ન્યુઝવીક' સાપ્તાહિકના કહેવા પ્રમાણે આજે દુનિયામા મોટા શહેરો દરેક દેશમા કેન્સરરૂપ બની રહ્યા છે આપણે ત્યા કલકત્તા, મુબઇ, દિલ્હી કે મદ્રાસ જેવા શહેરો કે જ્યાં પાણીના, વસવાટના, રહેણાકના, સ્વચ્છતાના વિરાટ કોયડાઓ સ્થાનિક તત્રને મૂઝવી ગયા હોય છે અને શહેરીઓનો પ્રકોપ ક્યારે કેવુ સ્વરૂપ પકડે તે કળી શકાતું નથી ત્યા સરકાર માટે શિરોવેદના હજારો હજુર હોય છે. શહેરો વિફરે ત્યારે લશ્કરને તૈનાત રાખવુ પડે છે મુબઇમા શિવસેનાના તોફાનોએ સ્થાનિક સત્તાવાળાઓને કદરો અને વ્યવસ્થા જાળવવાના કામમા અશક્ત કરી મૂકેલા. કલકત્તામા સામ્યવાદીઓ તોફાન કરે તો એકથી પોલીસ તત્ર 'ખૂટામ' તાર વગાડવા સિવાય કાંઈ કરી શકે નહિ આમ્ય વિસતરમ થી

લોકોની અવિરત હીજરત શહેર તરફ થઇ રહી છે અને શહેરોના વિસ્તાર રાત અને દિવસ વધી રહ્યા છે. ગુજરાતમા અમદાવાદ અને વડોદરાનો દાખલો લ્યો વળી બીજી દુ:ખદ બીના એ છે કે શહેરી પ્રજાજન સ્વાર્થી બનતો જાય છે શહેરની વચ્ચે-વચ્ચ ભૂગળામાથી ધૂમાડા છોડતા મિલમાલિકને એ જાણવાની પડી નથી કે તે કોઇને પણ જવાબદાર છે. 'સબસબકી સમાલિયો મે મેરી ફોડતા હું' એવુ ઉદ્ધત અને સ્વાર્થી વલણ શહેરમા ઊંડા મૂળ ઘાલતું જાય છે. વળી જે કોયડાઓ પોતે ઊભા કર્યા નથી હોતા તેનો જવાબ અને ઉકેલ સ્થાનિક સસ્થાને માથે આવી પડે છે મ્યુનિસિપલ કોર્પોરેશન કરી કરીને શુ કરે? પૈસા કયાથી કાઢે? ગદા વસવાટો શી રીતે નાબૂદ કરે? સ્વચ્છ પાણી શી રીતે પૂરૂં પાડે? આરોગ્ય સેવા કેટલી પૂરી પાડે?

જાહેર સુખાકારીના કામો કરી કરીને કેટલા કરે? કેળવણી પણ કેમ પૂરી પાડે? વિસ્તરતા જતા શહેરોને કેન્સરની બીમારી લાગુ પડતી જાય છે અને આત્મલક્ષી અથવા સ્વાર્થી બનતા શહેરીઓ તેમા વધારો કરે છે.

## સ્વચ્છતા–હવાની, જલની

વિશ્વના સજ્જનો અને શાણા વિદ્વાનીઓ રાતદિવસ ચિંતા કરી રહ્યા છે કે જલ, સ્થલ વાયુમા માનવીને હાથે પરિસ્થિતિ કલુષિત થઈ રહી છે, નદીઓના અને દરિયાનાં પાણીમા બગાડ અને ગદકી ઠાલવવાથી જલચરોના વિનાશ ઉપરાત કારખાનાઓવાળાં નદીના પાણીમા કચેરાના દ્રાવણ ઠલવ્યે જાય છે જે સમુદ્રને જઇ મળે છે. સમુદ્રમાં તરતી મોટી ટેન્કરો તેમજ સ્ટીમરો બંદરોને કલુષિત બનાવે છે; શહેરોમાં કારખાનાઓ અને વાહનોનાં એકઝોસ્ટમાથી નીકળતા કાર્બનહવને બગાડે છે અને આવુ ચોવીશે કલાક ચાલતું હોય છે. અણુબોમ્બ અને હાઇડ્રોજન બોમ્બના અખતરા કિરણોત્સર્ગી ઝેર ફેલાવે છે. દરિયાઈ જીવોનો નાશ થવાથી, તેમ જ દરિયાઈ વનસ્પતિને પણ અસ્તિત્વનું જોખમ પહોંચવાથી કુદરતી સમતુલા ખેરવાઇ જાય છે અને પાણી તેમ જ હવામ થી બગાડ ખેચી લેનારાં તત્વો અદશ્ય થતા જાય છે. વસતિનો વધારો તો દુનિયામાં થતો જ જાય છે. શહેરોની ગટરો છલકતી જ રહે છે. મુબઇની આરે કોલોનીનુ છાણ દરિયામા ઠલવાતું રહે છે, વડોદરાના કારખાનાઓ અને ધુવારણ મહીનાં પાણીને પણ અશુદ્ધ બનાવી મૂં, એમનુ સારૂં છે સાબરમતીમા પાણી કરતા રેતી વધુ છે નહીતર અમદાવાદ સાબરના પાણીની એવી જ વલે કરે. દિલ્હી પાસે જમનાની સ્થિતિ સારી નથી. થોડા સમય પહેલા ગગાનો પ્રવાહ રિફાઇનરીના કચરાથી સળગી ઊઠયો હતો સુધરેલો માનવી હિપ્પીની જેમ જગલી થતો જાય છે તેમ તેના વિનાશનો પાયો પણ તે આપમેળે ખોદતો જાય છે

## નાની બચત

ભારત સરકારની બધી જ મોટી યોજના ઓની પેઠે નાની બચત યોજના મ્હોમા આંગળા ઘલાવે એવી છે 'નાની' શબ્દ હોવાથી ગેરસમજ થવાનો ભય છે. વાસ્તવમા તો યોજના ઘણી જ વિરાટ છે અને ભારતનાતમામ જીલ્લા, શહેરો અને ગામડાને આવરી લે છે આ યોજનામા સરકારશ્રી જીલ્લાવાર અને રાજ્ય પ્રમાણે બચતના લક્ષ્યાંકો નક્કી કરે છે અને સેવિગ્ઝ મેક તેમજ સર્ટિફીકેટોમાં નાણા રોકવા લોકોને પ્રેરે છે આ પ્રેરણાને અદ્દેકુ બળ આપવા જીલ્લા કલેકટરો, મામલતદારો તલાટીઓ અને સરપચશ્રીઓને માર્ચમાસ ઝુંબેશ પાડવામા આવે છે ૧૧ માસ આ યોજના અભેરાઇ ઉપર રહે છે અને નાણાકીય વર્ષના છેલ્લા માસમા, માતાજીની ગરબીની જેમ લોકો વચ્ચે આવે છે. નાણાના રોકાણ માટે ન્હાનરેકની તરકીબો અજમાવાય છે. મોટા વેપારીઓ, કારખાનેદારો પાસે સરકારી અમલદારો જાય એ_સે લજામણીના છોડની જેમ તેઓ શરમાઇ જાય છે કે કે પાછુ એ જ સાહેબો પાસેથી લાભ લેવાનો હેતુ છે, ગ્રામ્ય વિસ્તારોમા અગુહાછાપ સરપચો દ્વારા ખેડૂતોને એકમ સમજાવી શકાય છે કેમકે લોન, સબસીડી વગેરે મેળવવામા તેથી સરળતા થાય છે. સરકારી નોકરો

માટે તો 'પેરોલસ્કીમ' હોવાથી પગારમાંથી કપાઇ જાય છે માર્ચના છેલ્લા અઠવાડિયાનો ધમધમાટ જોવા જેવો હોય છે લાખોના હિસાબે નાની બચતમાં પૈસા જમા થાય છે જે ૩૧મી માર્ચ સુધી ચાલે છે પહેલી એપ્રિલથી વળતા પાણી શરૂ થાય છે, અને પૈસાનો ઉપાડ શરૂ થાય છે સુગ્ન વેપારીઓ તેમજ શાણા અને સમજદાર માનવીઓ (જેઓ ૯૮% મા આવે છે) એવા ખાતામા રોકાણ કરે જે બીજે દિવસે લઈ શકાય એક ટકા ગરીબ અને અજ્ઞાન વર્ગ–બેપાય વર્ગ પૈસા ફરજીયાત રાખવા પડે તેવી યોજનામા ફસાય છે એટલે સરકારશ્રીના લક્ષ્યાંકો ૩૧મી માર્ચે જોરશોરથી–શરણાઇના સૂર સાથે પૂરા થાય છે અને આકડા શાસ્ત્રીઓ નગારે દાડી પીટીને જાહેર કરે છે કે અમે લક્ષ્યાંકો વટાવી ગયા છીએ. પછી કોઈ આકડા રાખતુ નથી અને પહેલી એપ્રિલ પછીની વાત તો ન્યારી છે. બચતનો પૂરો ફજેતો થાય છે નાણા રોકનાર તે પાછા મેળવી લે છે આ યોજનાના નિભાવ માટે જે સ્ટાફ રોકવો પડે, જાહેરાતમા પૈસા ખર્ચવા પડે તેને બાદ કરતા સરકારને કાંઇ ખોટ જતી નથી આ–તો નાની બચત થઇ. આવી જ કોઇ મોટી બચત યોજના કરી હોય તો એક ખિસ્સામા અમેરિકા અને બીજામા રશિયાને રાખીને ફરવાના દિવસો ભારત માટે દૂર નથી

## વહાણવટું

સિંધિયા સ્ટીમ નેવિગેશને ૫૦ વર્ષ પૂરા કર્યા તે પણ મોટી વાત છે ઢાકાની મલમલ વણતા કારીગરોના આગળા કાપી લેનાર બ્રિટિશ સરકાર દેશી વહાણવટાને કેમ ફાલવા દે? છતા ભીખ માગીને ઉધાર લીધેલા એક વહાણથી સિંધિયાએ દેશી વહાણવટાથી સંસ્થા ગુલામી કાળમા ઊભી કરી. નરોત્તમ મોરારજી, દેવચંદ કીલચંદ, વાલચંદ હીરાચંદ જેવા અગ્રણીઓએ પાયો નાખ્યો અને ભારતનો વાવટો લઇને સાગરની સફર ખેડનારા જહાજો ફરવા લાગ્યા. આજે આ કંપની પાસે નાનામોટા બસોનો કાફલો છે તે સિદ્ધિ ૫૦ વર્ષના પરિશ્રમની છે સ્ટેટ શીપીંગ પણ ચમત્કારો સર્જી રહ્યુ છે. મઝગાવ ડોકસ અને વિશાખાપટ્ટમ ખાતે મુસાફરી જહાજો બંધાઇ રહ્યા છે હજુ હમણા જ યુગોસ્લાવિયાએ ૮૦ હજાર ટનનું ટેન્કર આપણને બાંધી આપ્યું છે જાપાનની દૃષ્ટિએ, બાળવયમા ગણાતો જહાજી ઉદ્યોગ આધુનિક અને અદ્યતન તકનીકી માગી રહ્યો છે ભારતનો લાંબો દરિયા કિનારો જોતા આ ક્ષેત્રે વિરાટ હરણફાળો ભરાવી બાકી છે. પૈસાનો પ્રશ્ન પણ પ્રથમ છે. પણ હવે પાછળ રહેવુ પણ પોસાય તેમ નથી.

## આઇક

છેવટે મૃત્યુની મહેફીલમા શામીલ થવા આઇઝનહુવર પણ ગયા. તેમનો ક્ષીણ દેહ ઘણા લાંબા સમયથી હૃદય હુમલા સામે ઝઝૂમી રહ્યો હતા. આઈકની મહાનતા એમાં રહેલી છે કે સૈનિક દુનિયાનો તેમનો આત્મા રાજપુરુષ તરીકે શાંતિ કાજે નોંધનીય કામગીરી બજાવી ગયો અને તેમને હરાવવા પણ અમેરીકાને કેનેડી જેવા પુરુષને જન્મ આપવો પડયો આ બન્ને મહાપુરુષોને કાલે ગ્રસી લીધા પણ એક વસ્તુ તે સૂચવી જાય છે. જ્યારે જ્યારે નેતાગીરીની અમેરિકાને જરૂર પડી છે ત્યારે તેણે આપી જાણી છે. બીજા વિશ્વયુદ્ધમા સાથી રાજ્યોને વિજય અપાવનાર આઇક ઇતિહાસમા તો અમર બની ચૂકયા જ છે.

## નરસિંહ જયંતી

૨૫મી માર્ચે જૂનાગઢે શાનદાર રીતે નરસિંહ જયંતી ઊજવી શ્રી ગુલાબદાસ બ્રોકરના પ્રમુખપદ નીચે નરસિંહ સાહિત્ય સભાએ યોજેલો કવિ મુશાયરો પણ આકર્ષક બની રહ્યો, જેમા શ્રી સુધાંશુ, રતિલાલ છાયા અને નાથાલાલ દવે ઉપરાંત સ્થાનિક કવિઓની સંખ્યા ગણનાપાત્ર રહી શ્રી બ્રોકરે ઉચિત જ કહ્યુ કે આ ઊગતી પ્રતિભાઓ ગુણવત્તાની દૃષ્ટિએ નામી કવિઓથી ઉતરતી કક્ષાની નથી જ. જ્યારે ગાલિબ જયંતી દેશભરમા ઉજવાણી અને ગુજરાતમા પણ – ત્યારે પણ કવિ મુશાયરો તો કેવળ આ શહેરમા જ યોજાયો હતો – અમદાવાદમા પણ નહિ અને સુરતમા પણ નહિ ઘણીવાર નાનકડે

ખૂણે થતી પ્રવૃત્તિઓ સ્થાયી મૂલ્ય ધરાવતી હોય છે– દૈનિકોના મથાળામા ન ચમકે તો પણ

## દુર્લભ અમી

મીઠા પાણી મેળવવાનો પ્રશ્ન જટીલ બની રહ્યો છે ગુજરાતમા અને રાજસ્થાનમા હવે આ પ્રશ્નને વધુ વિચારવાનો તેમજ કષ્ટ કરી છૂટવાનો સમય ભરાઇ ચૂક્યો છે કચ્છમા તેમજ રાજસ્થાનમા પાણીની ટાચ હમેશા રહી છે તાજતરમાં વડોદરા મ્યુનિ ના બાહોશ એન્જિનિયરોએ મહીના પાણી ફ્રેન્ચ રેડિયલ પાઇપ દ્વારા સફળતાપૂર્વક નદીના તળમાથી બિહાર ખેચી કુદરત ની કામગીરી પાર પાડીને એક નવી દશા ચીધી છે આજ રીતે નર્મદ સાબરમતી અને ભાદર નદીઓમા પ્રયત્નો થાય તો પાણીના ટીપા કાજે ટળવળતી પ્રજાને તૃષા છીપાવવાની આકાક્ષા સિદ્ધ થાય એ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે ઉનાળો બેસતાની સાથે જ કષ્ટ શહેરો અને ગામડાઓમા કે જો કકળાટ શરૂ થાય છે, અને પનિહારીઓની કમબખ્તી બેસી જાય છે ટેલ અને ખાડને બાજુએ મૂકો– પીવાના પાણીનું તો કાઇક કરો, માવતર!

---

સ્વ સરોજીનિ નાયડુએ પૂ મહાત્મા ગાધીજી સાથેની એમની પ્રથમ મુલાકાતનું જે વર્ણન કર્યું છે તે નીચે પ્રમાણે છે

'આ બનાવ પ્રથમ વિશ્વ યુદ્ધ પહેલાનો છે દક્ષિણ આફ્રિકાનો એક વિચિત્ર માણસ ઇગ્લેડ આવે છે એવી અમે એક અફવા સાભળી એના આગમન માટે લોકોમા ખૂબ જ રસ હતો એનુ નામ ગાધી હતું.

'લડનની એક તદ્દન સામાન્ય જણાતી શેરીના મકાનના પગથિયા હુ ચડી, અને ઘરના ઉમરમા ઊભી રહી મે જોયું તો એક માણસ જમીન પર કાળી કામળ પાથરીને બેઠા હતા એની આજુ બાજુ વિચિત્ર દેખાવની પેટીઓ પડી હતી અને તે લાકડાના ચમચા વડે કોઇક વિચિત્ર પ્રકારના ખોરાકના કકડા ખાતા હતા.

એણે ઉચે જોયું અને કહ્યુ 'ઓહ, તમે છો ?'

મે કહ્યુ 'હા જી'

એણે પૂછ્યું 'આમાથી આપને થોડ ખાવાનુ ગમશે ?

મે કહ્યુ 'ના ના, એ તો મને ભયકર લાગ છે',

આમ મજાકભર્યા હાસ્ય સાથે અમારી મૈત્રિ બધાઇ અને તે જીવનપર્યત ચાલુ રહી એટલુ જ નહિ, તે વધુ ને વધુ ઘેરી બનતી ગઇ

*

બપોરે રજત-જયતિ–મહોત્સવ શરૂ થયો એક પછી એક નેતાગણ અને રાજ–મહા રાજાઓ આવવા લાગ્યા, તાળીઓનો ગડગડાટ થવા લાગ્યો સૌથી છેલે માલવિયજી અને ગાધીજી રગમડપના મચ પર પધાર્યા એમના જયઘોષથી દસે દિશાઓ કર્ણબધિર બની ગઇ શ્રીમન્ત દરભગા નરેશ એ સભાના અધ્યક્ષ હતા એમની સામે રાખેલા મચ ઉપર એક ખુરશી રાખી હતી

ગાધીજીએ એના પર બેસીને પૂછ્યું, 'તમે બધા મારો અવાજ સાભળી શકો છો ?' જવાબમા જનતા ચિત્કાર કરી ઊઠી, 'ના ના' આ સાભળીને મહાત્માજીએ કહ્યુ, તો જયારે મારો અવાજ સાભળ્યો જ નથી, તો પછી જવાબ કેવી રીતે આપ્યા ?' ગાધીજીના આ શબ્દો સાભળીને જનસમુદાયે એટલુ અદ્ભુત અટ્ટહાસ્ય કર્યું કે અલકાની નારીઓ પણ હસી ઊઠી, મે આવુ દેવદુર્લભ દૃશ્ય મારા જીવનમા કદાપિ જોયુ ન હતુ.

# જીવનની સર્વોત્તમ કળા

પંડિત સુખલાલજી

આ બધાનું તાત્પર્ય એ થયું કે માનવ સમાજને જીવવા માટેની સમગ્ર સામગ્રી–જેમાં સંસ્કૃતિ, કળા, સાહિત્ય, વિજ્ઞાન અને જીવનને નીભાવવાના બધાં સાધનો સમાઈ જાય છે–એ બહિર્મન દ્વારા રચાય છે; પણ એ બધાંમાં સંવાદ જાણનાર, અને એ બધામાં એક જાતનો વધારે પ્રકાશ પાથરનાર અને સમાજને સૌને માટે જીવવા લાયક બનાવનાર, એ અંતરમન છે. અલબત્ત આ અંતરમન બહુ ઓછે અંશે માણસોમાં પ્રગટતું હોય છે, અને ઘણીવાર એ અંતરમનના વિકાસનું બળ એટલું ઓછું હોય છે કે બહિર્મન એની સાથે હંમેશાં એક જાતની અથડામણમાં આવે છે; અને એમાં બહિર્મન વધારે ફાવી જાય છે. અને તેથી બહિર્મને જે સમાજ રચ્યો, એ સમાજમાં હંમેશાં મોટી મોટી ઉથલપાથલો થયા કરે છે. અંદર અંદર એકબીજા સાથે લડે છે–અનેક કારણે લડે છે, કારણ વિના પણ લડે છે. એટલે અંતરમનની જે શક્તિ છે, એ માનવતાનો બીજો અને મુખ્ય પાયો છે.

ઈશાવાસ્યના ઋષિએ કહ્યું કે અમને સુમાર્ગે લઈ જા; અમને આડે રસ્તે દોરી જનારું જે પાપ, એનું તું નિવારણ કર; અમારું આવરણ દૂર કર વગેરે વગેરે પણ આવી રીતે કેવળ ઈશાવાસ્યના ઋષિએ જ કહ્યું છે, એમ નહીં; એ તો આવા કેટલાક સુમાર્ગે ગયેલા, આગળ વધેલા માણસોના હૃદયનો એક પ્રતિધ્વનિમાત્ર છે. આપણે કુરાનમાં જોઈએ તો, કુરાનની પહેલી સુરાની પાંચમી–છઠ્ઠી આયતમાં મહંમદ પેગંબર પણ એ જ રીતે પ્રાર્થના કરે છે કે 'હે પરમેશ્વર! તારી અમે પૂજા કરીએ; અમને તું સત્ય બતાવ; અમે આડે રસ્તે ન ફંટાઈએ.' એ જ રીતે દીર્ઘ તપસ્વી મહાવીર અને તથાગત બુદ્ધ, એમણે પહેલી વાત એ કહી કે માણસે અંતરમનનો વિકાસ કરવો હોય તો, એની ઉપરનું આવરણ, જે મળ કે દોષ છે, તે પહેલાં જવું જોઈએ બીજી વાત પછી. એમાં સૂઝ–પ્રકાશ ક્યારે પ્રગટે? જો એના ઉપરનું આવરણ કે મળ દૂર થાય તો. એટલા માટે જ એમણે સાધનામાં પ્રકાશાવરણ અને ક્લેશાવરણના મળને નિવારવાની વાત પહેલી મૂકી છે.

એટલે જો સાધના કરવી હોય તો પહેલી શરત એ છે કે એ અંતરમન ઉપર પડેલો જે પડદો, એને ખસેડવો જોઈએ, પાતળો પાડવો જોઈએ, અને પ્રયત્ન કરીને છેવટે એનો ક્ષય પણ કરવો જોઈએ, એમ થાય તો જ સત્યનું દર્શન થાય. એમ ન થયું હોય ત્યાં સુધી ભલે આપણે કહીએ કે આખા જગતના તમામ પ્રાણીઓ એક જ તત્ત્વના આવિર્ભાવો હોઈ, "બધાં એક જ કુટુંબના છીએ" (वसुधैव कुटुम्बकम् ।), પણ એ માત્ર શાબ્દિક જ રહે છે. ઈજસસ ક્રાઈસ્ટનું ધ્યાન પણ એ તરફ ગયું હતું. પોતાની દસ આજ્ઞાઓમાંની એક આજ્ઞામાં એમણે પોતાના શિષ્યોને કહ્યું કે તમે બીજાના દોષ ન જુઓ. બીજાની આંખમાં તણખલું જુઓ એ પહેલાં પોતાની આંખમાં શું છે, તે જુઓ. એનો અર્થ એ થયો કે માણસે અંતર્મુખ થઈને પોતાના દોષ જોવા જોઈએ; એ દોષો અસહ્ય બને એટલી અકળામણ ભોગવવી જોઈએ. જેમ રોગી થયેલો માણસ ઈચ્છે કે હું જલદી રોગથી મુક્ત થઈ જાઉં, તે રીતે ખરો સાધક, ખરો અંતર્મુખ માણસ, જે પરમાત્માભિમુખ થયો હોય તે માણસ, કોઈ દિવસ પોતાના દોષને સહી નહીં શકે; એને એ અસહ્ય બની જશે. જ્યારે એ અસહ્યતાનું ભાન થાય, ત્યારે જ એને એવી માંગણી કરવાનું મન થાય છે કે હે પરમાત્મન્, તું મને આવાં પ્રલોભનથી, મોહથી બચાવ. જ્યારે આવી માગણી કરે છે, ત્યારે અનાયાસ, એને ઓછું કે વધતું ભાન થાય છે; અને પછી આત્મપ્રતીતિ થાય છે: અને એમાથી એને જીવવાની ખરેખરી કળા લાધે છે.




[ ૧૯૩૨ની સાલમાં હું લાંબી માંદગીમાં સપડાયેલી ત્યારે બાપુના યરવડા જેલમાંથી અવાર નવાર પત્રો આવતા. આશ્રમમાં કોઈ પણ માંદું પડે એટલે બાપુ અચૂક એની સંભાળ દૂર બેઠા બેઠા પણ લે. ત્યાંથી સાદાસસ્તા ઇલાજો પણ સૂચવે. આશ્રમને સેવાભાવથી મદદ કરનાર દાક્તરને પણ દરદી વિષે પત્ર લખી તેને શો રોગ છે તે બરાબર સમજી લે.

મારી માંદગી તો ધાર્યા કરતાં લાંબી ચાલી. આખો દિવસ પથારીમાં જ પડ્યા રહેવાનું. સેવા કરવાના મારા કોડ મનમાં જ રહી જશે એ લાગણીથી સારી પેરે બેચેની અનુભવતી. બાપુને આ ન ગમ્યું અને મને લખ્યું, "ભગવાનનું ચિંતવન કરવું અને એક પણ અશુદ્ધ વિચારને મનમાં ન આવવા દેવો એ પણ સેવા જ છે."

શારીરિક ઉપચાર સિવાય બાપુ બીજી પણ દવા બતાવતા અને તે રામનામ. બાપુ માનતા કે માણસ એટલે એકલું એનું શરીર જ નથી અને તેથી તેની બીમારીના કેવળ શારીરિક ઇલાજો પૂરતા નથી. દરદીના મનનો તેમ જ આત્માનો પણ ઇલાજ કરવો જરૂરી છે. મન અને આત્મા તંદુરસ્ત હોય તો શરીર પણ તંદુરસ્ત રહે. અનુભવે બાપુએ શોધી કાઢ્યું કે મનને અને આત્માને તંદુરસ્ત રાખવાને રામનામ અથવા ઈશ્વરરૂપી મહાન વૈદ્ય પર ભક્તિપૂર્ણ શ્રદ્ધા રાખવા જેવો તેમ જ તેને શરણે જવા જેવો બીજો કોઈ રામબાણ ઇલાજ નથી. અને તેથી જ મને લખેલા ઘણા પત્રોમાં બાપુએ બીજા ઉપચારો સિવાય રામનામનો ગુણ શીખવવાની કોશિશ કરી છે. મારી માંદગીમાં બાપુએ લખેલા લગભગ પોણોસો જેટલા કાગળો નિરાંતે બેસી વાંચું છું ત્યારે બાપુની દરદી માટેની ચીવટ અને નિર્મળ પ્રેમ તેમાંથી વરસતી જોઉં છું. જે માંદગીથી હું ત્રાસેલી તે આજે આશીર્વાદ સમાન લાગે છે. "કષ્ટથી જ માણસ ઘડાય છે." એ કેટલું સાચું છે! એ ન ભોગવી હોત તો બાપુ આટલા બધા પત્રો થોડા જ લખત! આજે તો ઇશ્વરની કૃપાથી અને બાપુના આશીર્વાદથી સાજી સારી છું. પણ મારા જેવા કેટલાય માંદગીમાં પડેલા મિત્રોને આ પત્રો આશ્વાસન દેનારા થઈ પડશે.

—કુસુમ અદાણી ]

ચિ. કુસુમ

ઘેરીસા કરીને તારા જેવડી જ બાળા થઇ ગઇ દસેક વર્ષ પહેલાં. બાર વર્ષથી તેને હરિની લે લાગી. તે એક મઠમાં દાખલ થઇ. ત્યાં તેને વ્યાધિએ ઘેરી. તે હારી નહીં. વ્યાધિમાં સહુને પોતાના પ્રેમથી, આનંદથી આંજી દીધા. કોઇ તેની પાસે બેસે તો તેને રજા આપે ને કહે કે તમે તમારે કામે જાઓ. મારી પાસે તો પ્રભુ બેઠા છે. મારી ચિંતા ન કરજો. એમ કરતાં તેણે બારેક માસમાં અખંડ નિદ્રા લીધી. લાધા મહારાજ બિલખામાં રહેતા. તેને કોઢ થયો. તેણે કોઇની સેવા ન લીધી. કેવળ રામનામ રટતા શિવાલયમાં પડી રહ્યા. રામાયણ પઢે. છેવટે રોગ મુક્ત થયા. એને રામાયણ વાંચતા મેં સાંભળેલા. એ બંનેયે સેવા કરી કે નહીં ?

૨૧-૧૧-૩૨ બાપુના આશીર્વાદ

[ લાધા મહારાજ વિષે બાપુએ આત્મકથામા થોડો ઉલ્લેખ કર્યો છે તે નીચે મુજબ છે. મહારાજની ઇશ્વર ઉપરની અનન્ય શ્રદ્ધાના દર્શન આમાં પણ થાય છે. ]

"પિતાશ્રી રામજીના મંદિરમાં રોજ રાત્રે રામાયણ સાંભળતા. સંભળાવનાર રામચંદ્રજીના એક પરમ ભક્ત, બીલેશ્વરના લાધા મહારાજ કરીને હતા. તેમને વિષે એમ કહેવાતું કે, તેમને કોઢ નીકળ્યો હતો તેની દવા કરવાને બદલે તેમણે બીલેશ્વરનાં બીલીપત્ર જે મહાદેવ ઉપરથી ઊતરતાં તે કોઢિયલ ભાગ ઉપર બાંધ્યા ને કેવળ રામનામનો જપ આદર્યો. અંતે તેમનો કોઢ જડમૂળથી નાશ પામ્યો. આ વાત ખરી હો કે ન હો, અમે સાંભળનારાઓએ ખરી માની. એટલું પણ ખરું કે લાધા મહારાજે જ્યારે કથાનો આરંભ કર્યો ત્યારે તેમનુ શરીર તદ્દન નીરોગી હતું. લાધા મહારાજનો કંઠ મીઠો હતો તેઓ દોહાચોપાઈ ગાતા ને અર્થ સમજાવતા. પોતે તેના રસમાં લીન થઇ જતા અને શ્રોતાજનને લીન કરી મૂકતા. મારી ઉમર આ સમયે તેર વર્ષની હશે, પણ મને તેમના વાચનમાં ખૂબ રસ આવતો એ યાદ છે. આ રામાયણ શ્રવણ મારા રામાયણ પરના અત્યંત પ્રેમનો પાયો છે. આજે હું તુલસીદાસના રામાયણને ભક્તિમાર્ગનો સર્વોત્તમ ગ્રંથ ગણું છુ."

"ભગવાનનુ શુદ્ધ ચિંતવન સેવા જ છે"

દરદીઓ સેવા લે છે અને સેવા નથી કરી શકતા તેની હાયવોય કરે છે. આ મોટી ભૂલ છે. દરદી શુદ્ધ વિચારથી સેવા કરે છે. ઓછામાં ઓછી સેવા લઇ, સેવા કરનારને પ્રેમથી નવરાવીને સેવા કરે છે, પોતે પ્રફુલ્લિત રહીને પણ સેવા કરે છે. ભગવાનનું શુદ્ધ ચિંતવન સેવા જ છે એ આપણે કદી ન ભૂલીએ.

"જેમને ઇશ્વર ઉપર શ્રદ્ધા છે તેમને જીવન અને મરણ સરખાં છે."

તને હુ જરાય ભૂલ્યો નથી. તું શરીરે નબળી હશે પણ તને જોઈ ત્યારથી જ હું જાણી શક્યો હતો કે મનથી તું બહુ જબરી છે. અને ઈશ્વરને તારા આ શરીરે સેવા કરાવવી હશે તો તને શરીરે પણ જબરી બનાવશે. જેમને ઈશ્વર ઉપર શ્રદ્ધા છે તેમને જીવન અને મરણ સરખાં છે. આપણી ફરજ તો છેલ્લા શ્વાસ સુધી સેવા કરવાની છે. તું લખી શકે ત્યારે જરૂર લખજે.

બાપુના આશીર્વાદ.

ઇન્દુલાલ ગાંધી



# તમે જીવતા છો?

જિંદગી જેમ જેમ આગળ ધપતી જાય છે તેમ તેમ તેની કિંમતનો આંક ચડતો જાય છે. એ ચડતી શ્રેણીમાં એક એવો આંક આવે છે કે જે જીવનનો સીમાસ્તંભ દર્શાવે છે. એ આંક ઉપરનું જે કાંઈ જીવન આપણે જીવીએ તો તે ખરું જીવીએ છીએ એમ કહેવાય, અને એ આંકની નીચે જેટલું જીવીએ તે બધું માત્ર શ્વાસક્રિયા ચલાવીએ છીએ એમ મનાય.

ત્યારે આ અર્થમાં તમે ખરેખર જીવો છો? તમે જીવતા છો— જીવંત છો?.... પણ તમે પૂછશો કે વળી સાચું જીવન એટલે શું? અને આ બધા પ્રાણીઓ જીવે છે તે શું ખોટું જીવે છે? તેઓ જીવતા નથી તો શું મરેલા છે?

ના, તેઓ મરેલાં નથી પણ મરેલા જેવા છે! શરીરથી જીવે છે— જીવવાની શ્વાસોચ્છ્વાસ–ક્રિયા કરે છે; પણ મનથી મરેલા છે. ખરા અર્થમાં 'જીવવું' શું કહેવાય તેનો મારો પોતાનો અનુભવ છે. બીજા લોકોની વાત તો હું કાંઈ જાણતો નથી. મારા જીવનનો અભ્યાસ મેં કર્યો છે અને તેનું માપ મેં કાઢ્યું છે, તેનો તાગ મેં લીધો છે. તેની થોડી વાત જરૂર હું તમને કહી શકું—જો તમે સાંભળવા ઇચ્છો તો!

દિવસો જેમ આવતા જાય તેમ એક પછી એક લેતા જાઓ અને જીવતા દિવસો સામે + નિશાની કરો અને મરેલા દિવસો આગળ – નિશાની કરો. જે દિવસ તમને જીવતો લાગ્યો હોય તે 'જીવતો' કેમ લાગ્યો અને મરેલો દિવસ 'મરેલો' કેમ લાગ્યો તે વિષે બરાબર વિચાર કરો. આ રીતનું પૃથક્કરણ કરવાથી તમને જીવનનું સત્ય માલૂમ પડી આવશે.

મને પોતાને અગિયાર જીવન-સ્થિતિઓ એવી લાગી છે કે જેમાં હું ખરેખર જીવું છું એમ લાગે છે અને પાંચ એવી પણ છે જેમાં હું ફક્ત શ્વાસ લઉં છું એમ લાગે છે. આ જીવન દશાઓ મુખ્ય મુખ્ય છે. બીજી ગૌણ જીવન દશાઓ ડઝનબંધ છે કે જેની છણાવટ હું કરી શક્યો નથી. ત્યારે હવે નીચેની ૧૧ દશાઓ નોંધું.

૧. જ્યારે હું કંઈક સર્જન કરતો હોઉં છું ત્યારે હું ખચિત જીવતો હોઉં છું એમ જણાય છે. એટલે કે, કાવ્ય કે લેખ લખતો

હોઉં ત્યારે, મિત્રનો સંકેત દોરતો હોઉં ત્યારે, અર્થશાસ્ત્રનો કોઈ કોયડો ઉકેલવા મથતો હોઉં ત્યારે અથવા તો નવા પુસ્તકોની અભેરાઈ ભરતો હોઉં ત્યારે

૨ સાચે જ કલા મને નવું ચેતન બક્ષે છે સુંદર મજાની નવલકથા કેટલાક કાવ્યો અને ચિત્રો, સરસ નાટ્ય પ્રયોગો અને ફિલ્મો, સરસ મકાનો અને પુલો આ બધામાથી મને જાણે એમના કર્તાઓનો જ પ્રાણશ્વાસ ઉતરતો હોય ને!

૩ પર્વતો, સમુદ્ર અને નક્ષત્રો મારામા અચૂક નવજીવન ભરે છે એ સૌને જોઉં છુ ને સમજુ છુ ત્યારે જાણે શ્વાસક્રિયા મારી જીવન-સ્થિતિથી ઘણી જ નીચે ચાલી જતી હોય એમ મને લાગે છે

૪ પ્રેમ તો ખૂબ સૂક્ષ્મ અને પ્રાણવાન છે એ તો અજબ નૂર પૂરે છે દૃષ્ટિનું તીવ્ર પરાવર્તન કરી દે છે એમા માત પિતાનો પ્રેમ, પતિ-પત્નીનો પ્રેમ, મિત્ર પ્રેમ વાત્સલ્ય સહૃદયતા સમભાવ દયા વગેરેનો સમાસ થઈ જાય છે

૫ કોઈ મજાનો વાર્તાલાપ, મજાની ચર્ચા મને ઉત્તેજિત કરે છે ત્યારે હુ જીવુ છુ એમ મને લાગે છે વિચાર વ્યાપારમા એક જાતનું એવુ સજીવ સંવેદન થાય છે કે બસ

૬ કોઈ ભયભરેલી પરિસ્થિતિમાં હોઉં છુ ત્યારે હુ મને ખરી રીતે જીવતો લાગુ છુ દા ત કોઈ ખડક કે શિખર ઉપર ચડવાનુ હોય

૭ જ્યારે કોઈ પ્રસંગે અંતરનો શોક મોટો થાય છે ત્યારે હુ બહુ ઊંચે જીવતો હોઉં છુ એમ અનુભવુ છુ

૮ જ્યારે રમતો રમુ છુ ત્યારે જીવુ છુ ખાસ કરીને તરવા, બહાર ફરવા કે બહારગામ પગપાળા રખડવા જાઉં છુ ત્યારે

૯ ખરી ભૂખ લાગ્યા પછીનુ ભોજન કરુ છુ ત્યારે અથવા તાપ અને થાક ખમ્યા પછી શીતળ ઝરણનું જળ હોઠે અડે છે ત્યારે

૧૦ ખૂબ કામમા અને બજારની ફરણીમા દિવસ ગયો હોય ત્યાર પછી ઊંઘ લઉં છુ ત્યારે

૧૧ દિવ ભરીને ખડખડાટ હસુ છુ ત્યારે હુ જીવુ છુ.

આનાથી વિરોધી પાચ સ્થિતિઓ પણ તમને કહી દઉં.

૧ જ્યારે હુ કોઈ જાતની વેઠ ઉતારતો હોઉં એમ લાગે ત્યારે જેમ કે લાબા સરવાળા કરવા, વાસણ માજવા, કાગળોના જવાબ લખવા, નાણાંનો વહેવાર ચલાવવો હજામત કરવી કપડા-લત્તા પહેરવા, ઉતારવા ને ગોઠવવા, શહેરી બસ કે ગાડીની દોડધામ કરવી ચીજ-વસ્તુઓ ખરીદવી એ બધી વખતે જાણે મારે શ્વાસ ભરવા-ઠાલવવાનુ જ હોય એમ લાગે છે

૨ નાતજાતના નોતરા આવે અને જમણ-વાર, અલ્પાહાર વગેરેમા હાજર રહેવાનું અથવા ગમાર માણસોની વાતો સાંભળવી પડે ત્યારે

૩ તૃપ્ત હોઈએ છતા ખાવુ પડે, પીણુ પીવુ પડે અથવા ઊંઘવાની ફરજ પડે ત્યારે

૪ જૂનીપુરાણી વસ્તુઓ જેવી કે શહેરના કોટ-કિલ્લા, શેરીઓ ને ગલીઓ ઘરો, ફર્નિચર, કપડા એ બધા એના એ રહેતા તે વખતે માણસ માત્ર શ્વાસનું યંત્ર બની જાય છે

૫ ગદ્દાપણું અને બેડોળપણું મને દેક જ થકવી નાખે છે ક્રોધે ભરાઉં છુ ત્યારે જાણે જંગલમા ભૂલો પડયો હોઉં એમ લાગ્યા કરે છે

આ રીતે મારી જાતને માત્ર શ્વાસક્રિયા માથી બચાવીને શક્ય તેટલે અંશે જીવનક્રિયા તરફ દોરી જાઉં છુ જીવન એ એક પ્રકારની મનોદશા છે એમ મારે કબૂલ કરવુ જોઈએ, પણ તે દુન્યવી વાતાવરણ અને વ્યવહારથી છેક સ્વતંત્ર છે વસંત ઋતુ બેઠી હોય તો જૂના અતિ પરિચિત સ્થળો પણ સુંદર બની રહેલાં અનુભવી શકાય છે ત્યારે કપડા લત્તાની સજાવટ અને વાસણ માજવાનુ પણ પ્રમોદ આપનારા બની જાય છે ત્યારે હજામત કરતા કરતા ગાવાની મોજ ચાખવાનું મન પણ થઈ જાય છે પણ આવી મોજ ક્ષણભંગુર ઊંમગ જેવી નીવડે છે

મારી નોંધમાંથી એમ નીકળે છે કે ૧૬૮ કલાકના અઠવાડિયામાં સરેરાશ ૪૦ કલાક અથવા ૨૫ ટકા જીવતા રહેવાના હોય છે. હું માનું છું કે જો હું જીવન-જરૂરતોની આર્થિક ચકકીમાં પીસાતો ન હોઉં તો આજે જેટલા સમયમાં જેટલું જીવી શકું છું તેટલા સમયમાં બમણું જરૂરી જીવી શકું, પણ 'વો દિન કહાં સે ?'

એ શકય છે કે મને જે જે બાબતોમાંથી જીવન પ્રાપ્ત થાય છે ને તે બાબતોમાંથી બીજા લોકોને પણ જીવન સાંપડતું હશે. વસ્તુતઃ વ્યક્તિના આનંદ કે મોક્ષ જોડે સમષ્ટિનો મોક્ષ અને આનંદ સંકળાયેલો હોય જ. એટલે આટલું તો સ્પષ્ટ થાય છે કે વ્યક્તિના જીવનની વૃદ્ધિનો ઘણો ખરો આધાર સમષ્ટિના જીવનની કક્ષા ઉપર રહ્યો છે.

## કાલિદાસની મહત્તા

એક સમયે ભોજરાજાના દરબારમાં ચર્ચા ચાલી : કવિ કાલિદાસ તથા કવિ દંડિ, એ બેમાંથી કોણ શ્રેષ્ઠ ? કોની કવિતા વધુ સારી ?

કોઈ કાલિદાસ તથા તેની કવિતાના વખાણ કરે કોઈ વળી કવિ દંડિ તથા તેની કવિતાના વખાણ કરે. ચર્ચાનો અંત આવે જ નહિ.

એ સમયે કવિતાદેવીની પ્રતિમાના પણ પ્રસ્થાપન ને પૂજન થતાં.

રાજા ભોજે ખૂબ વિચાર કરીને એમ નક્કી કર્યું કે કવિતાદેવીની પ્રતિમા સામે બન્નેને બેસાડી રાખીને એમની પરીક્ષા કરવી.

બીજે દિવસે રાજાએ બન્ને કવિ-રત્નને બોલાવીને કહ્યું : 'આવતી કાલે તમારા કાવ્યોની મારે કસોટી કરવી છે. કવિતાદેવીની પ્રતિમા સામે બેસીને તમારે કવિતા લખવાની છે. ત્રાજવાના બે પલ્લાઓમાં એ કવિતાઓ મૂકાશે. જે ત્રાજવું નમશે તે કવિતા વધુ સાત્ત્વિક ને સારી ગણાશે કવિતાદેવી ખુદ એ રીતે તમારી શક્તિઓ વિશે ન્યાય તોળશે.'

બીજે દિવસે બન્ને કવિઓ હાજર થયા. રાજાની આજ્ઞા થતાં બન્નેએ કવિતાદેવીના સાન્નિધ્યમાં બેસીને કવિતાઓ લખી. રાજાએ એ કવિતાઓને જુદા જુદા પલ્લામાં ગોઠવી. એક બાજુ કાલિદાસની કવિતા, બીજી બાજુ દંડિની કવિતા

સૌનાં આશ્ચર્ય વચ્ચે દંડિ કવિની કવિતવાળું ત્રાજવું નમી ગયું.

કાલિદાસના ક્રોધનો પાર ન રહ્યો. એને એનું સ્વમાન ઘવાયું હોય એમ લાગ્યું

રાજા વગેરે સૌ કવિ દંડિના નામનો જય બોલાવે ત્યાર પહેલા કાલિદાસ પોતાના સ્થાન પરથી બેઠો થયો. જે પત્ર પર કવિતા લખી હતી તે પત્રનો ગોટો વાળીને તેણે આવેશમાં ને આવેશમાં તે કવિતાદેવીની પ્રતિમાં તરફ ફેંક્યો. કવિતાદેવીને ઠપકો આપતો હોય એવી વાણીમા તેણે કવિતાદેવીને ફરીને પૂછ્યું : 'कः कवि श्रेष्ठः ।' કોણ કવિ શ્રેષ્ઠ ? તુરત એ પ્રતિમાની પાછળથી પ્રતિઘોષ સંભળાયો : 'कविर्दण्डि, कवि र्दण्डि.' દંડિ કવિ દંડિ કવિ ને એ સાંભળીને તો કાલિદાસ વધુ ગુસ્સે થયો, સ્થાન છોડીને ચાલ્યા જવા એણે પગ ઉપાડ્યા. જતા જતા એ પુનઃ બોલ્યો : "દેવી, कः अहम् —તો દેવી હું કોણ ? ને એ દરવાજો વટીને ચાલ્યો જાય ત્યાર પહેલા તો એના કાને કવિતાદેવીની પ્રતિમા પાછળથી આવતો પ્રતિઘોષ સંભળાયો : 'त्वमहम्, त्वमहम्, त्वमहम् ।' 'તું' તે 'હું', 'તું' તે 'હું', 'તું' તે 'હું'...

કાલિદાસ ઝાંખો પડી ગયો.

રાજા વગેરેના આશ્ચર્યનો પાર ન રહ્યો.

ચારે દિશામાંથી પડઘા ઊઠયાં :

ધન્ય કવિતા, ધન્ય કાલિદાસ !

ચક્રવર્તી રાજગોપાલાચારી



# ભગવાનને ન ભૂલો

નાવ પાણી પર તરે છે, પણ એમા પાણી ન પ્રવેશે તેની તકેદારી રાખવી પડે છે, એમા જો પાણી ભરાય તો એ ડૂબી જાય આવી જ સ્થિતિ સ સારમા રહેનારા ભક્તોની હોય છે એમણે સ સારને પોતાના મન પર સવાર થવા ન દેવો જોઈએ જો સ સાર સવાર થઇ ગયો તો એ સ સારના પ કમા ફસાઇ જશે

ગૃહસ્થનુ સાસારિક જીવન જીવો, ગૃહસ્થ ધર્મ બજાવો, એના કાર્યોનું પાલન કરો, પણ ભગવાનનુ સતત્ ધ્યાન ધરતા રહો જ્યારે તમે ઘરની બહાર, ખેતરમા–જ્યા કામે ગયા હો ત્યા તમારુ બધુ ધ્યાન, સમસ્ત મન ભગવાન પર કેન્દ્રિત કરો

ધાવ શેઠાણીના બાળકને પોતાનુ ધાવણુ ધવડાવે છે, પ્રેમથી લાલન–પાલન કરે છે. જાણે બાળક પોતાનુ જ હોય એવું એને લાગે છે પરતુ એ તો કેવળ એનુ કર્તવ્ય બજાવે છે અલબત એ જાણે છે કે બાળક મોટું થશે ત્યારે એની સાથે મારે કશો સબધ નહીં રહે સાચા ભક્તની પોતાના કુટુબ પ્રત્યે આવી જ ભાવના હોવી જોઇએ, જેવો ધાવ અને શેઠાણીના બાળક વચ્ચે હોય છે

જ્યારે કોઈ નોકરડી શેઠના ઘરનો ઉલ્લેખ કરે છે ત્યારે 'અમારુ ઘર' કહે છે, ત્યારે એના મનમા કયો ભાવ હોય છે ? ખરી રીતે તો એનુ ઘર ગામમા હોય છે અને શહેરમા તો એ નોકરી કરવા આવી છે. છતા તે શેઠાણીના ઘરને જ 'અમારું ઘર' ગણે છે. શેઠાણીના બાળકને ગોદમા લઇને ખવડાવે છે, વહાલ કરે છે અને કહે છે 'મારો બચુ,' 'મારો ગોપાલ તો ભારે નટખટ છે.' 'મારા ગોપાલ' ને ભૂખ લાગી છે,' આમ તે વાણીમાં પોતાનો પ્રેમ વરસાવે છે. પણ એ બધુ કહેવા છતા એ ભૂલતી નથી કે, ગોપાલ તો શેઠાણીનું બાળક છે, મારુ બાળક તો મારા ગામમા એની દાદીમા પાસે છે. એ જ પ્રમાણે ગૃહસ્થોએ પણ પોતાના કાર્યો–કર્તવ્યનો નિર્વાહ એ નોકરડી જેવી ભાવનાથી જ કરવો ઘટે.

મનમાં એવી ભાવના ધારણ કરો કે, ઘર તો ભગવાનનું છે અને એ જ રીતે જીવન જીવો. જો એ ભાવના મનમાં વસી જશે તો તે જીવનમાં ઊતરી જશે. જે ભક્ત ગૃહસ્થ જીવન ગુજારવા સાથે ભગવાનને મેળવવા માટે પ્રયત્નશીલ રહે છે, તે પેલા સૈનિક જેવો છે, કે જે કિલ્લાની અંદર રહી બહારના શત્રુઓ સાથે યુદ્ધ લડે છે. પરંતુ સંસાર સાથેનો સબંધ તોડીને ઇશ્વરને પામવા માટે ભટકનારો ભક્ત કિલ્લાની બહાર નીકળી શત્રુઓની સાથે સામી છાતી એ ઝૂમનાર સૈનિક જેવો છે. બંને કુશળ યોદ્ધાઓ છે. પરંતુ કિલ્લાની પાછળ રહી લડવામાં કંઈક લાભ છે, એમ કરવામાં કશો દોષ નથી.

તમે જોયુ હશે કે, સૈનિક યુદ્ધમાં જવા પહેલાં નિશાનબાજીનો અભ્યાસ કરે છે. એ જ રીતે કાટુંબિક જીવન પણ ત્યાગના અભ્યાસની ભૂમિ છે. કુટુંબમાં રહેવાનો લાભ એ છે કે, એમાં કૌટુંબિક જીવનની બધી સગવડતાઓનો ઉપભોગ કરવા છતાં ત્યાગનો અભ્યાસ કરવાનો અવસર મળે છે કુટુંબને એક વ્યાયામશાળા માનો—ત્યાં મનને શુદ્ધ-સ્વસ્થ બનાવી શકાય છે.

જો તમે તમારા પિતા અથવા પત્ની સાથે ઝગડો કરીને ઘરત્યાગ કરો તો તમે સંન્યાસી નથી, એ તો—નારી મૂઇ, ગૃહ સપતિ નાસી, મૂંડ મૂંડાય ભયે સંન્યાસી—જેવું થયુ, એવો સન્યાસ ઝાઝો ટકે નહીં. એવા સન્યાસીનું મન જલદીથી ફરી આગલી બાબતોમાં લપટાય છે.

જે પોતાના સાંસારિક કાર્યોને ભગવાનનું કાર્ય સમજીને નિષ્ઠાપૂર્વક કરે છે, બધા કાર્યોને ભગવાનની અર્ચના સમજે છે અને વિશુદ્ધ અતઃકરણથી ત્યાગ કરે છે એ જ ત્યાગી પોતાના ત્યાગનો ખરો લાભ મેળવે છે. સંસારમાં જે કંઈ છે તે બધુ ઇશ્વરનું જ રૂપાંતર છે, એ સત્યનો અનુભવ એવા જ લોકો કરી શકે છે.



# ગાંધીજી અને રામાયણ

એક સવારે સાબરમતી આશ્રમમા મહાત્મા ગાધીજી પોતાના પર આવેલા પત્રોના જવાબ આપી રહ્યા હતા. જોતાં જોતાં એક પત્રમા વાચવા મળ્યું: 'બાપુજી, આ રામાયણ, રામ, સીતા, રાવણ, તુલસીદાસજી વગેરે બધુ શુ ખરેખર થઈ ગયું છે?'

એક ક્ષણનો ય વિચાર કર્યા વિના ગાધીજીએ જવાબમાં લખ્યું. 'પ્યારા ભાઇ, રામચંદ્રજી થઇ ગયા તે દિવસે મારો જન્મ નહોતો; જે દિવસે રામ–સીતા–લક્ષ્મણ જીવ્યા ને મર્યા તે દિવસે પણ મારો જન્મ નહોતો; તુલસીદાસજીએ લખ્યું ત્યારે ય હુ તો એમની પાસે હતો જ નહિ! એ રીતે લોકો વિશે હું વધુ કંઈ તો કહેવા માગતો નથી, પણ હું એટલુ કહી શકુ છુ કે આપણી પાસે હાલમાં જે રામાયણ છે તે રામાયણનો જ અભ્યાસ કરીને હું જીવનને જીતી જવાનું સત્ય પામ્યો છું.

રામાયણ વિશે, તમે કરી છે એવી શકાઓ આપણે કરીએ એના કરતાં એમાથી જે શીખવાનુ આપણને મળે છે એ શીખી લેવા આપણે મથીએ તો એ વધુ સારું નહિ શુ?'

બાપુએ લખાવેલ જવાબથી બિન્દુજી મહારાજ તો દંગ થઇ ગયા.

જે. આર વૈદ્ય




# સત્યનો વટેમાર્ગુ

સત્યની ખોજ કરવા માટે નીકળી પડેલા જે અનેક મહાપુરુષોની ઈતિહાસે નોંધ રાખી છે તે સૌમાં મહાત્મા ગાંધી એક વિશિષ્ટ સ્થાન ધરાવે છે. 'નવજીવન'મા આપેલા એક લેખમાં એમણે કહ્યું છે, 'હું સત્યનો એક વટેમાર્ગુ માત્ર છું.' એમનું આ વિધાન સત્ય અને એમની વચ્ચેનો સંબંધ સૂચવે છે. પોતાની આત્મકથાને પણ એમણે 'સત્યના પ્રયોગો' તરીકે ઓળખાવી છે. એક વૈજ્ઞાનિકની અદાથી એ લખે છે. 'મારે તો આત્મકથાને બહાને સત્યના મેં જે અનેક પ્રયોગો કરેલા છે તેની કથા લખવી છે...મારા પ્રયોગોને વિષે હું કોઈપણ પ્રકારની સંપૂર્ણતા આરોપતો જ નથી. વિજ્ઞાનશાસ્ત્રી જેમ પોતાના પ્રયોગો અતિશય નિયમસર, વિચારપૂર્વક અને ઝીણવટથી કરે છે, છતાં તેમાંથી નિપજાવેલાં પરિણામોને તે છેવટનાં ગણાવતો નથી, અથવા તો એ એનાં સાચાં જ પરિણામો છે એ વિષે પણ સાશંક નહિ તો તટસ્થ રહે છે તેવો જ મારા પ્રયોગોને વિષે મારો દાવો છે." (આત્મકથાની પ્રસ્તાવના) ખરેખર, આ પ્રયોગોને કારણે જ એ 'વ્યક્તિ' મટીને 'વિભૂતિ' બન્યા.

પરંતુ માનવજીવનમાં સત્યનું આચરણ 'હાથમાંના આમળાં' જેવું સુલભ નથી. 'સત્ય એટલે શું?' એ પ્રશ્ન યુગોથી પુછાતો આવ્યો છે— અને યુગો સુધી પુછાશે. ધર્મગ્રંથોએ સહસ્ર જીભે સત્યનો મહિમા ગાયો છે, છતાં વધુમાં વધુ કલહો કદાચ ધર્મના નામે જ થયા છે. સત્યને ભિન્નભિન્ન રીતે મૂલવવાના પ્રયત્નોમાંથી ભિન્નભિન્ન તત્ત્વજ્ઞાનોનો ઉદય થયો છે એવું કહી શકાય. 'ગીતારહસ્ય'ના બીજા પ્રકરણમાં લોકમાન્ય ટિળકે જીવનમાં સત્યાસત્યનો વિવેક કરવાનું કાર્ય કેવું કપરું છે તેની સમર્થ ચર્ચા કરી છે. તેઓ લખે છે, 'સર્વ સદ્‌ગુણો ઉપર સામ્રાજ્ય ભોગવનાર, સિદ્ધ અને ચિરસ્થાયી, એવું જે સત્ય તેનો વળી કોઈ અપવાદ હશે એવું કોઈને સ્વપ્નું પણ આવે ખરું? પણ દુષ્ટ લોકથી ભરેલા આ જગતમાં વ્યવહાર ઘણો કઠણ છે." આટલું કહ્યા પછી એમણે મહાભારત, મનુસ્મૃતિ તેમજ યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાંથી શ્લોકો આપીને દર્શાવ્યું છે કે અમુક સંજોગોમાં સત્યનો પણ અપવાદ થાય તો જ જીવનનું ધારણ થઈ શકે, અન્યથા નહિ. 'એવા સંજોગો કયા છે?' એવો

પ્રશ્ન પૂછનાર માટે આટલો ઉત્તર આપણા આચાર ગ્રંથો આપે છે. 'નિરપરાધી માણસનો વિનાકારણે જીવ જતો હોય, સર્વના કલ્યાણનો પ્રશ્ન હોય, પ્રાણના વિનાશની પળ આવી લાગી હોય અથવા સર્વ ધન જવા બેઠું હોય, ત્યારે અસત્ય બોલાય તો પાપ લાગતું નથી' આમ છતાં એટલું ધ્યાનમાં રાખવું કે આવા સંજોગોમાં પણ અસત્ય કથનની છૂટ લેવાથી અસત્યને સત્યમાં પલટી શકાતું નથી એવું તો આ આચારગ્રંથો પણ સ્પષ્ટપણે માને છે

આ જગતમાં વ્યવહાર અને સત્ય વચ્ચે મેળ બેસાડવા જતાં નીતિશાસ્ત્રીઓએ પણ ભારે મૂંઝવણ અનુભવી છે ધર્મને બાજુએ રાખીને કેવળ 'નીતિ' (Ethics) ના ગજથી સત્યના મુદ્દાને મપાય ત્યારે કેવા નિર્ણયો તારવી શકાયા છે એનો દાખલો નીચેના ઉતારાથી મળે છે સિજવિક (Sidwick) નામનો પશ્ચિમી નીતિશાસ્ત્રજ્ઞ કહે છે 'નાના બાળકને, ગાંડા માણસને, આજારી માણસને, તેમજ પોતાના શત્રુને, ચોરને અને અન્યાયથી પ્રશ્ન પૂછનારને મોઢે, અથવા વકીલોએ પોતાના ધંધામાં ખોટું બોલવું એ ગેરવ્યાજબી નથી" આજ લેખક રાજકારણ અને વેપારમાં પડેલા લોકોને માટે પણ સત્યકથનની બાબતમાં છૂટછાટ મૂકે છે એજ રીતે લેસ્લી સ્ટીફન નામના બીજા વિદ્વાન એકરાર કરતા કહે છે, "ખોટું બોલવાથી એકંદર અધિક કલ્યાણ છે, એવી મારી ખાતરી થાય તો સત્ય બોલવાની હું હિંમત ધરીશ નહિ" આ બંને ઉતારાઓ દર્શાવે છે કે સત્યરૂપી લાકડી જીવનરૂપી જળમાં પડે છે ત્યારે એમાં પણ વક્રીભવનનો સિદ્ધાંત લાગુ પડે છે!

અંગ્રેજી ભાષાએ પણ 'સત્ય' માટે બે શબ્દો યોજ્યા છે, Truth and Veracity આ શબ્દો વચ્ચેનો ભેદ સમજાવતાં જ્યોર્જ ક્રેબ એમના English Synonyms નામના પુસ્તકમાં લખે છે "Truth belongs to the thing Veracity to the person the TRUTH of the story is admitted upon the VERACITY of the narrator" વસ્તુના 'સત્ય'ને વ્યક્તિએ પોતાના સત્યથી રંગ્યું હોય છે, એટલે જેટલી વ્યક્તિઓ તેટલાં સત્યો ખડાં થાય છે!

આ બધાં 'સત્યો' વ્યવહારમાં પ્રવૃત્ત થાય ત્યારે એકમેક સાથે ટકરાય છે—અને પેલો 'સત્ય એટલે શું?' એ પ્રશ્ન તો હરહંમેશ અદ્ધર લટકતો જ રહે છે!

ઉપરની ચર્ચા એટલા માટે કરી છે કે 'સત્ય શું છે?' એ પ્રશ્નનો ગાંધીજીએ શો ઉત્તર આપ્યો છે એ તપાસતાં પહેલાં એવા પ્રશ્નની જટિલતાનો આપણને કંઈક અંશે ખ્યાલ આવે

પોતાને 'સત્યના પ્રયોગો' તરીકે ઓળખાવનાર ગાંધીજીએ સત્યને સમજાવતાં 'મંગળપ્રભાત'માં લખ્યું છે, "'સત્ય' શબ્દ સત્‌માંથી છે સત્‌ એટલે હોવું સત્ય તે હોવાપણું સત્ય સિવાય બીજી કોઈ વસ્તુની હસ્તી જ નથી પરમેશ્વરનું ખરું નામ જ 'સત્‌' એટલે 'સત્ય' છે તેથી 'પરમેશ્વર' 'સત્ય' છે એમ કહેવા કરતાં 'સત્ય' એ જ પરમેશ્વર છે એમ કહેવું વધારે યોગ્ય છે" અહીં એમણે 'સત્ય'ને પરમેશ્વરની ખુરશીએ જ બેસાડયું છે, એટલે પરમેશ્વરની જેમ એની વ્યાખ્યા પણ બાંધી શકાય એવું રાખ્યું નથી પણ શું જીવનના વ્યવહારમાં આવું અવ્યાખ્યેય સત્ય કામ આવે ખરું? પરંતુ ગાંધીજી આવા પ્રશ્નથી ગભરાય એવા નથી 'સત્ય એ પરમેશ્વર છે એવું કહ્યા પછી એ અટકી જતા નથી તેઓએ સત્યનું સ્વરૂપ સમજાવતાં એક પત્રમાં લખ્યું છે, "નિર્મળ અંતઃકરણને જે સમયે જે લાગે તે સત્ય" બીજી રીતે કહીએ તો," 'સત્ય એટલે અંતઃકરણનો અવાજ' સમસ્ત ગાંધીવિચારમાં અંતઃકરણના અવાજનું સ્થાન અનોખું છે એને ગાંધીવિચારણાનો પાયો જ ગણી શકાય એમના આ લક્ષણને ધ્યાનમાં રાખીને એમના ફ્રેન્ચ ચરિત્રકાર રોમાં રોલાંએ લખ્યું છે, This Gandhi is indeed a unique instance

of immaculate sincerity in the history of prophets and of great mystics ' એ જ લેખકે એમની જન્મજાત ધાર્મિકતા ઓળખી લઈને કહ્યુ છે, ' He is intensely religious by nature, and politician only by necessity.'

સત્યની ભક્તિના આ મૂળ ગાધીજીમા બચપણથી જ હતા એ એમની 'આત્મકથા'નો વાચનાર સહજ જોઈ શકશે માસાહારનો પ્રસગ, ચોરી, શાળામા 'કેટલ' શબ્દ પડએના વિદ્યાર્થીની પાટીમા જોઈ લેવાની માસ્તરની સૂચનાનો પ્રસગ, 'હરિશ્ચદ્ર' નાટકનો પ્રભાવ, શામળના છપ્પાની અસર — આમ અનેક ઠેકાણે આપણે એમની સત્ય માટેની જન્મજાત ભક્તિના દર્શન કરી શકીએ છીએ લડનમા પણ આ સત્યભક્તિ જ એમની સહાયે રહી હતી આગળ જતા જ્યારે વકીલાતનો વ્યવસાય સ્વીકાર્યો ત્યારે પણ સત્યથી કમાણી કરવાનો એમનો સિદ્ધાત એમણે ટકાવી રાખ્યો 'વકીલાતના કેટલાક સસ્મરણો' નામના પ્રકરણમા એ લખે છે, "વકીલાતના ધધામા મે કદી અસત્યનો પ્રયોગ નથી કર્યો "

શ્રી મશરૂવાળાએ એમના પુસ્તક 'જીવન-શોધન'મા કહ્યુ છે, "સત્યને પહેલુ મૂકવુ કે બીજુ' એ બે વચ્ચે આસમાન જમીનનું અતર છે " મનુષ્યને જીવન ગમતું હોય છે અને સત્ય પણ ગમતું હોય છે, પણ જ્યારે બનેને ભેગા રાખી શકાય એવુ ન હોય ત્યારે એ સત્યને જવા દે છે અને જીવનને સાચવી લે છે સામાન્ય નીતિશાસ્ત્ર પણ એમ જ કહે છે, પરતુ ગાધીજીએ હમેશા સત્યને ' પહેલુ ' મૂકવાનુ જ કાર્ય કર્યું છે આવા માણસો જગતમા બહુ થોડા હોય છે સત્યરૂપી સિહના દત ગણવા કોણ તૈયાર થાય?

સત્યને પહેલુ મૂકવાની ગાધીજીની સહજ વૃત્તિને કારણે એમની કસોટીઓ પણ ખૂબ જ થઈ છે. એમની નિષ્ઠા આ કસોટીઓ દ્વારા શુદ્ધ કુન્દન બનીને બહાર આવી છે. જગતના તમામ ભાગોમાથી અનેક લોકો એમની પાસે માર્ગદર્શન માટે આવતા; એમની પમે પત્રો દ્વારા માર્ગદર્શન ઝખનારાઓની સખ્યા પણ ખૂબ મોટી હતી, એમને મૂઝવતા માટે પ્રશ્નો પૂછનારાઓનો પણ કઈ પાર ન હતો. પણ સત્ય એમને માટે ' રત્નચિતામણિ' નીવડયુ હોવાથી આ બધુ સહન કરવાની કોઈ અદ્ભુત શક્તિનું એમનામા દર્શન થતુ હતુ. સને ૧૯૩૧મા ગોળમેજી પરિષદ માટે એ લડન ગયા. ત્યાથી પાછા ફરતા એમણે ફ્રાન્સ, સ્વીટ્ઝર્લેન્ડ અને ઈટલીની મુલાકાત પણ લીધી આ આખાય પ્રવાસ દરમ્યાન એમને અનેક સભાઓમા અનેક વિચિત્ર પ્રશ્નો પૂછવામા આવેલા, પણ આ બધી પરિસ્થિતિને એ પૂરેપૂરી પચાવી ગયેલા ! એમની આ અદ્ભુત શક્તિને અજલિ આપતા રોમા રોલાએ પોતાના અમેરિકન મિત્રને લખ્યુ, ' Seated on a table, motionless, his voice always clear and calm, he replied to his adversaries, open or masked, giving them rude truths, which left them quite silenced and suffocated " આવો હતો એ સત્યપૂત વાણીનો પ્રભાવ

સત્યે એમને કુનેહ અને નિર્ભયતા બને આપ્યા હતા આ દૃષ્ટિએ સને ૧૯૩૧મા એમની સમ્રાટ પચમ જ્યોર્જ સાથેની મુલાકાત ખૂબ સ્મરણીય છે. એ વખતે રામ્સે મેકડોનલ્ડ વડા પ્રધાન હતા. આ મુલાકાત ભલે ઔપચારિક હતી, છતા વડા પ્રધાન ખૂબ જ અસ્વસ્થ થઈ ગયા હતા, કારણ કે એમને ભય હતો કે શહેનશાહ જ્યોર્જ કદાચ ગાધીજી ઉપર ગુસ્સે થઈને ન કહેવાનુ કહી બેસશે અને સત્યના ઉપાસક ગાધીજી પણ તડ ને ફડ કરી નાખશે ! મુલાકાત શરૂ થઈ બનેએ હસ્તધૂનન કર્યું. રાજાએ કહ્યુ, " હુ જ્યારે દક્ષિણ આફ્રિકા આવ્યો હતો ત્યારે અને છેક ૧૯૧૮ સુધી તમે એક ' સજ્જન ' હતા, પણ હવે તમને શુ થઈ ગયુ છે ? " ગાધીજીએ ગૌરવભર્યું મૌન

સેવ્યું. રાજાએ આગળ ચલાવ્યું :

'તમે મારા પુત્રનો બહિષ્કાર શા માટે કર્યો હતો?'

'આપના પુત્રનો નહિ, પણ બ્રિટિશ તાજના સત્તાવાર પ્રતિનિધિનો અમે બહિષ્કાર કર્યો હતો, નામદાર!"

'મિ. ગાંધી, ભારતમાં બળવો થાય એ ચલાવી લેવાશે નહિ. એને દાબી દેવાશે અને તંત્ર ચાલુ રહેશે.'

હવે રાજાએ મેકડોનલ્ડનો જીવ જાણે અદ્ધર તાળવે રહ્યો. 'ગાંધીજી શો જવાબ આપશે?' એને થયું પણ ગાંધીજીની કુનેહ જબરી હતી એમને લાગ્યું કે આનો જવાબ તો આપવો જ જોઈએ. એમણે નમ્રતાપૂર્વક, પણ મક્કમ સ્વરે કહ્યું, "નામદાર, હું આશા રાખું છું કે આપ આ રાજકારણી મુદ્દાની ચર્ચામાં મને નહિ ઉતારો." — અને રાજાએ મેકડોનલ્ડનો જીવ આ શબ્દો સાંભળતા જ હેઠો બેઠો. આ પ્રસંગ ઉપર નોંધ લખતા એમણે કહેલું 'The great men are always great.' એ જ મુલાકાત દરમ્યાન કોઈકે ગાંધીજીના અલ્પ પહેરવેશનો ઉલ્લેખ કર્યો. એજ વખતે આંખમાં ચમક લાવીને ગાંધીજીએ રોકડું પરખાવ્યું, "આપણને બંનેને પૂરા થાય એટલા બધા કપડાં રાજાસાહેબે તો પહેર્યાં જ છે."

કોઈથી અંજાઈ જવાનું તો એ શીખ્યા જ ન હતા. ઇટલીમાં એમણે મુસોલિનીની મુલાકાત વખતે પણ એ સરમુખત્યારના દબદબાથી કશો ક્ષોભ અનુભવ્યો ન હતો. અધૂરામાં પૂરું, જ્યારે એમને મુસોલિનીએ પૂછ્યું, "મારા આ ફાસિસ્ટ તંત્ર વિષે આપ શું ધારો છો?" ત્યારે એમણે ટાઢોબોળ ઉત્તર વાળ્યો, "એ તો ગંજીફાના મહેલ જેવું છે; કોઈપણ પળે એ કકડભૂસ થઈ જાય." પછી બહાર નીકળીને એ બોલ્યા, "આ માણસની આંખો જ સ્થિર નથી!" પોતાના મુલાકાતીઓને એકદમ આંજી નાખવાની સભાન કાળજી લેનાર આ સર-



મુખત્યાર ગાંધીજી ઉપર કશો પ્રભાવ પાથરી શક્યો નહિ.

ગાંધીજીને ઘણીવાર પૂછવામાં આવ્યું હતું કે 'કલા કે સૌંદર્ય વિષે આપનો શો મત છે?' આ પ્રશ્નનો ઉત્તર એમણે આ રીતે આપ્યો હતો. 'હું સત્યમાં અથવા સત્ય વડે સૌંદર્ય જોઉં છું. મને તો સત્યના પ્રતિબિંબવાળી બધી વસ્તુઓ સુંદર લાગે- સાચું ચિત્ર, સાચું કાર્ય, સાચું ગીત...સત્યમાં સૌંદર્ય જોતો થયો એટલે માણસ કળા જોતો થયો, કળારસિક થયો એમ સમજવું.' (નવજીવન, ૨૧૧-૨૪) એ તો માનતા કે જીવનશુદ્ધિ એ જ ખરી કળા છે. રોમાં રોલાં સાથેના વાર્તાલાપમાં એમણે જીવન અને કળા વચ્ચેના સંબંધોની ચર્ચા કરી હતી. કળાની બાબતમાં એમનો મત ટોલ્સ્ટોયના મતનું સમર્થન કરે છે એ જાણીતી હકીકત છે.

'સત્ય' માટેના આગ્રહે ગાંધીજીને વધુ નમ્ર બનાવ્યા છે, કારણ કે સત્યપ્રાપ્તિના ઉપાય તરીકે એમણે 'અહિંસા'ને સાધન તરીકે યોજી છે જે પગે મનુષ્ય અન્યના સત્યને પણ અવકાશ આપે તે જ પગે એણે અહિંસક બનવુ જ પડે. અથવા એમ પણ કહી શકાય કે જો અહિંસક બનીએ તો જ અન્ય મનુષ્યના સત્યને અવકાશ રહે 'મને જ સત્ય સાંપડ્યું છે' એવુ કહીને અનેક પુરુષોએ આ જગતમા ભારે ઉપદ્રવ કર્યો છે ગાંધીજીએ એક વાર્તાલાપમાં કહેલુ, "ગાંધીવાદ જેવી કોઇ ચીજ ઓછામાં ઓછું મારા મગજમા તો નથી કોઇ નવા વાદની કે સંપ્રદાયની સ્થાપના કરવા માટે હુ દુનિયામાં નથી આવ્યો મે એવો કોઇ ઉપદ્રવ નથી કર્યો !" પોતાના જીવનદ્વારા, નિરુપદ્રવી રીતે, સત્યનો પ્રચાર એમણે કર્યો છે

સત્યને 'અંતઃકરણના અવાજ' તરીકે એમણે ઓળખાવ્યું, ત્યારે આપણને પ્રશ્ન ઊઠે ખરો કે 'હરેક માણસ ઊઠીને આવો દાવો કરે એવુ ન બને ?' આ પ્રશ્નનો ઉત્તર ગાંધીજીએ જ આપ્યો છે આ બાબતમા એક અસંદિગ્ધ વિધાન કરતા એમણે કહ્યુ છે, "હરેક માણસે પોતાના અંતરના અવાજની વાત કરતા પહેલા પોતાની મર્યાદા સમજી લેવી જોઇએ કોઇપણ જાતની યમનિયમની તાલીમમાંથી પસાર થયા વગર આજે હરેક જણ પોતાના અંતઃકરણના અવાજ મુજબ ચાલવાનો હક આગળ ધરે છે અને આજની મૂંઝવણમા પડેલી દુનિયાને એટલુ બધુ અસત્ય વહેંચવામા આવે છે કે સાચી નમ્રતાથી હુ તમને એટલુ જ સૂચન કરી શકુ કે જેનામા સંપૂર્ણપણે નમ્રતાનુ ભાન જાગ્યું નથી તે કોઇથી સત્યની શોધ થઇ શકવાની નથી" (યંગ ઇન્ડિયા, ૩૧ ૧ - ૧)

જીવનની તમામ પ્રવૃત્તિઓમા સત્યનો અંતઃપ્રવેશ થવો જોઇએ એવી વાત કહીને ગાંધીજીએ એક અભિનવ નીતિશાસ્ત્રના પાયા નાખ્યો એમા કોઇ શંકા નથી. આપણો અનુભવ છે કે વ્યક્તિગત જીવનમા સદાચારી હોય એવો માણસ પણ સામુદાયિક જીવનમા અમુક બાંધછોડ સહી લેતો હોય છે. ગાંધીએ આવુ કરવાની ના પાડી એ જ એમનુ મહાન અર્પણ દાદા ધર્માધિકારી નોંધે છે, "સંસ્થાની નીતિ જુદી, સાર્વજનિક નીતિ જુદી અને વ્યક્તિગત નીતિ જુદી એ ગાંધીના પહેલાની સામાજિક સ્થિતિ હતી તેથી એ નૈતિકતા સામાજિક મૂલ્ય બની શકી નહી ગાંધીએ આ તમામ નૈતિક ગુણોને સામાજિક વ્રતોમાં પલટી નાખ્યા વ્રતોના આધારે ગુણોનો વિકાસ એ ગાંધીની પ્રક્રિયા હતી એણે વ્રતો માટે પાયો લીધો સત્ય-અહિંસાનો." (બુદ્ધ, શંકર-માર્ક્સ-ગાંધી, પૃ ૪૪)

આમ પોતાના અંતરમા સત્યની પ્રતિષ્ઠા કરીને ગાંધીજી આગળ ચાલ્યા એ માર્ગે જતા એમણે હિમાલય જેવડી ભૂલો પણ કરી, સત્યના અજવાળે એમણે અંતરમા રહેલા વિકારોને ઓળખ્યા પણ ખરા, એ શરમાયા, પણ હાર્યા નહિ, કારણ કે એ 'સત્યના વટેમાર્ગુ', હતા એવા વટેમાર્ગુને ધરપત આપતા નંતિકાર પણ કહે છે, मार्गस्थो नावसीदति ।



દેવેન્દ્રકુમાર પડિત



# સંપત્તિનો સદ્વ્યય

માણુસના હાથ પગ થીજાવી દે તેવી અસહ્ય ઠડી વરસતી હતી સમી સાજથી જ માણુસ ઘરમા ભરાઈ જતુ ચાહે તેવા કામ માટે પણુ કોઇ સવારથી સાજ પર્યંત આવાસ બહાર નીકળવા હિમત કરતુ જ નહિ

આવી સખત શિયાળાની ઠડીમા સવારની ઠડીનુ તો પૂછવુ જ શુ હોય આભમાથી જાણે નર્યો હીમ વરસતો હોય એવી પ્રચડ હીમવર્ષા થતી હતી આડવાઓ પર પખીનો ટહુકાર સુદ્ધા સભળાતો ન હતો માનવો તો પથારી છાડવા જ અસમર્થ હતા તેવા ઠડીના આકારા દિવસોમા બગાળાના ધનાઢ્ય અને પરદુખભજન રામદુલાલ સરકાર નિત્ય નિયમ પ્રમાણે દિવસોય ઊગ્યા પહેલા ગગાસ્નાન કરવા નીકળતા

આજેય એ ગગાસ્નાન કરવા નીકળ્યા ત્યારે અધારૂ હજુ માડ માડ હટતુ જતુ હતું ધીરો ધીરો ઉજાસ આભના પટાગણુમાથી ધરતી પર રેળાઇ રહ્યો હતો કોયલ એક જ માત્ર ધીરા ટહુકાર કરી ઠડીમા સીઝતી મૂક, બની રહી

રામદુલાલ હરિનામસ્મરણુ કરતા કરતા ગગા સ્નાનકરવા માડયા પ્રભુનાનામનીગરમી જાણે એ પ્રચડ ગગાના ઠડા નીરને ઉષ્ણુ બનાવીને રામદુલાલના શરીર પર ઢોળાતા હતા

સ્નાન કરી અગ પર એક માત્ર જાડો ટુકડો ઢાકી રામદુલાલ હળવે પગલે પાછા વળ્યા

એ જ વેળા એમના વેપારના એક આડતિયા મિત્રે રામદુલાલને સ્નાન કરી ઉઘાડા દેહે ઠડીમા આવતા જોયા

સરકારના અંગ પર ખભે જે એક નાનો જાડો ટૃકડો પહોળો કરી નાખ્યો હતો એ એવો તો સાદો ને સોઘો હતો કે, કોઈ બંગા ળના ગરીબ પાસે પણ એ ન હોય

આ જોઈ પેલો આડતિયો મિત્ર એવું સમજ્યો કે ધનવાન રામદુલાલ ભારે લોભી છે. માત્ર ધનસંચય કરવાનુ જ જાણે છે. અગ પર સ્નાન કર્યા પછી આ સખત ઠડીમાં એક ગરમ શાલ પણ નાખતા નથી.

તેમની આ વિચાર ધારા વાણીમાં પ્રગટ થઈ.

'અરે સરકાર! આટલુ બધુ ધન શા કામમાં આવશે ? લોભ છોડી દો. આવી અસહ્ય ઠંડીમાં સ્નાન કર્યા પછી પણ એક ગરમ શાલ નાખવા જેટલુંય ખર્ચ કરતા સકોચ અનુ ભવો છો?'

આડતિયા મિત્ર જ્યારે આ ઠપકાના બોલ બોલતા હતા ત્યારે રામદુલાલ માથું નીચું ઢાળી શાંતિથી તે મૂકપણે સાભળતા હતા અને મિત્ર આટલુ બોલી આગળ ગયો એ પછી જ તેઓ ત્યાથી ચાલ્યા

ખરેખર તો રામદુલાલ અજોડ દાની હતા, પરોપકારી હતા. ધનનો સચય તેઓએ ગરીબો, તજાએલાઓ, દુખીઓ માટે જ કર્યો હતો એઓ તો ત્યાગી જેવુ મન સંયમમા રહે, અહભાવ ન આવે તે મારુ બિલકુલ જાડાં ને સાદા વસ્ત્રો જ પહેરતા ને સાદાઇમા જ જીવતાં

મિત્રની આ ટકોરનો તેઓએ પોતની રીતે જવાબ વાળવા નક્કી કર્યુ ને મો બ્રાહ્મણોને પોતાને ઘેર બોલાવી બધાને વંદના કરી કહ્યુ

'આપ સૌ ધર્મપાલક છો. એથી દરરોજ નગા સ્નાન કરવા જતા હશો તે રીતે કાલે વહેલી સવારે પણ જવાના હશો.'

'હા, અમે દરરોજ જઇએ છીએ ને સ્નાન કરીએ છીએ. મા ગંગા જ્યારે પાદરમાંથી જ વહે છે ત્યારે તેના સ્નાનનું પ્રાપ્ત થયેલ સૌભાગ્ય કેમ તજીએ ? ને તજીએ તો અમારા જેવો મૂર્ખ કોણ હોઈ શકે ?'

'ઠીક છે, તમે સ્નાન કરી આ ઠડીમાં પાછા વળો ત્યારે અંગ પર શું નાખો છો?'

'અમારી પાસે અમારા ગજા પ્રમાણે જે છે તે સાદા કે ગરમ કામળા'

'હવે કાલે હુ આપ સૌને નવી ગરમ કાશ્મીરી એકેક શાલ આપવાનો છું તે શાલ આપને સ્નાન પછી ગંગા કીનારેજ મળી જશે હવે તે શાલ ઓઢી હું જે માર્ગેથી નિત્ય સ્નાન કરી પાછો વળું છુ તે માર્ગેથી જ તમો સૌ પાછા વળવા મારા પર અનુગ્રહ કરજો'

'એમાં અમને શો વાધો હોઇ શકે ?'

એ પછી બ્રાહ્મણો ગયા.

બીજા દિવસની વહેલી પરોઢે રામદુલાલ સરકાર ખુદ અગ પર સો ગરમ કાશ્મીરી ભરતવાળી શાલોનુ પોટલુ ખભે ઉપાડી ભૂદેવોના આવવાના સમય પહેલાં જ ગયા ને સ્નાન કરી પેલો રોજનો જાડો ટુકડો ખભા પર નાખી ભૂદેવોના આગમનની રાહ જોતા ઊભા.

ત્યા વિપ્રસમાજ આવ્યો. બધા પોતાનાથીએ પહેલાં પ્રચડ ઠડીમા ગંગા કિનારે આવી સ્નાન કરવા માંડ્યા.

સ્નાન કરી રહ્યા કે રામદુલાલ પોતાના હાથે તે એકસો બ્રાહ્મણોને એક પછી એક ગરમ શાલ પોતાના હાથે તેમના અગ પર ઓઢાડી બે હાથ જોડી વંદના કરી. ને પછી ભૂદેવો એક પછી એક જેમ જેમ શાલ મળતી ગઇ તેમ તેમ ગામ ભણી પાછા વળવા માંડયા.

જે રસ્તેથી આ શાલ ઓઢી બ્રાહ્મણો પાછા વળતા હતા તેજ માર્ગે વાટમાં સરકારના પેલા આડતિયા મિત્રનું ઘર આવતું હતું.

એકી સાથે વધુ વિપ્રોના હર શંભુ હર કૈલાસપતિના શોર સાંભળી એ ખડકી બહાર આવી ઊભા તો નવીનકોર કીંમતી મેઘધનુષ્ય સમા વિવિધ રંગો વાળી શાલો ઓઢી ઘણા ભૂદેવોને જતા જોયાને તેઓ ભણી તે જોઈ રહ્યા. ને એ બાદ મોડેથી તેઓ ગામમાં આવ્યા ને લોકોના વૃંદને પુછવા લાગ્યા.

'આજ સવારે ભલા મારા ઘર પાસેથી ઘણાં બ્રાહ્મણો નવી ને કીંમતી શાલો ગંગાસ્નાન પછી ઓઢીને નીકળ્યા એ શું ?'

'અરે તમને ખબર નથી? એ કીંમતી શાલો તો બધાને રામદુલાલ સરકાર તરફથી દાનમાં મળી છે'

સાંભળી પેલા ભાઈ ચૂપ બની ગયા. તેને થયું કે 'સરકારને લોભી કહેવામાં મેં ભૂલ કરી છે. તેઓ તો પરમ દાની છે. ને ધન બીજા અર્થે જ વાપરે છે. એઓ તો ગર્વ ન આવે એ સારૂ સાદાઇથી જ રહેવાનું પસંદ કરે છે, મોજશોખથી પર રહે છે. તેમની સંપત્તિ બીજાઓના ભલા કાજે છે.'

*

## 'તેઓ દુસ્તર દુઃખોને વટાવી જાય છે'

—જેઓ કદી દંભ આચરતા નથી, જેઓનું વર્તન સંયમિત હોય છે, અને જેઓ પોતાની વિષયેચ્છાઓનો નિગ્રહ કરે છે, તેઓ દુસ્તર દુઃખોને વટાવી જાય છે.

—પોતાની નિંદા કરવામાં આવે ત્યારે પણ જેઓ સામી નિંદા કરતા નથી, પોતાને ઇજા કરવામાં આવે તોપણ સામી ઈજા કરતા નથી, તથા જેઓ આપી જાણે છે પણ કોઇની પાસે યાચના કરતા નથી, તેઓ દુસ્તર દુઃખોને વટાવી જાય છે.

—જેઓ મન, વાણી અને કર્મથી પાપ કરતા નથી, તથા અન્ય પ્રાણીઓને દુઃખ થાય એવી પ્રવૃત્તિમાત્રનો જેમણે ત્યાગ કર્યો છે, તેઓ દુસ્તર દુઃખોને વટાવી જાય છે.

—પ્રાણસંકટ આવી પડે ત્યારે પણ જેઓ સત્ય જ બોલે છે, અને જેઓ અન્ય પ્રાણીઓને માટે પ્રમાણભૂત બની રહે છે, તેઓ દુસ્તર દુઃખોને વટાવી જાય છે.

—જેઓનાં કર્મ દંભ અર્થે હોતાં નથી, જેઓની વાણી સાચી અને મધુર હોય છે, તથા જેઓનું ધન ન્યાય્ય માર્ગે મેળવેલું હોય છે, તેઓ દુસ્તર દુઃખોને વટાવી જાય છે.

—જેમનાથી કોઇને ભય થતો નથી, તથા જેઓ કોઇનાથી ભય પામતા નથી, જેમને સર્વ લોક આત્મસમાન લાગે છે, તેઓ દુસ્તર દુઃખોને વટાવી જાય છે.

—પારકાની લક્ષ્મી જોઇને જેઓ સંતોષ પામતા નથી, તથા જેઓ આહારવિહાર વગેરેમાં અસ્યતા આચરતા નથી, તેઓ દુસ્તર દુઃખોને વટાવી જાય છે.

—જે મનુષ્યો હંમેશ દારૂ અને માંસનો ત્યાગ કરે છે, તથા જન્મથી માંડીને કોઇ પણ માદક ચીજનું સેવન કરતા નથી, તેઓ દુસ્તર દુઃખોને વટાવી જાય છે.

કાલિદાસ પંડિત



# કોઇ ઝંખના નથી

મૂઠીભર અંગ્રેજો ભારતની કોટાનકોટી જનતા પર બંદુકો બતાવી, તોપો બતાવી રાજ ચલાવી પરાધીન રાખવા ચાહે છે પણ જગતની કોઈ પ્રજા દાસતા સહન ન કરી શકે તો ભારતીય પ્રજા કેમ બરદાસ કરે?

સન ૧૮૫૭માં આ વિદેશી શાસન સામે આભ ગજાવતો જોરદાર કડાકો થયો. ભારતીય પ્રજા જાગી ગઇ અને અંગ્રેજો સામે હથિયાર ઊઠાવ્યાં. ક્રાંતિની આગ ચોમેર પ્રસરી ગઈ. નાનાસાહેબ પેશ્વા, તાત્યાટોપે, મૌલવી અહમદ શાહ, કુમારસિંહ, અમરસિંહ, બેગમ હઝરત મહાલ, ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ આ સૌ દેશનેતાઓએ દેશની સ્વાધીનતા કાજે અંગ્રેજો સામે બળવો પોકાર્યો.

દેશીઓની અને ગોરાઓની કેળવાયેલી પલ્ટનો ભારે તોપખાના સાથે આ બંડ શમાવવા નીકળી ગામડાંઓમા અને શહેરોમાં કાળો કેર વર્તાવી કંપની સરકારની એક આવી સેના ઝાંસી ભણી રવાના કરી અને સર હ્યુ રોઝ નામના બાહોશ અંગ્રેજને આ સેનાનુ સેનાપતિ પદ આપ્યુ.

ઝાસીની મહારાણી લક્ષ્મીબાઈ જાતે અંગ્રેજો સામે ઘોડે ચડી લડવા નીકળ્યાં. પાયજામો, ઉપર ઘેરા વાદળી રંગનુ પહેરણ, માથે સુંદર બત્તીવાળી ચંદેરી ટોપી, પાતળી કમર પર જરકસી પટો, હાથમાં હીરાની બંગડીઓ, ગળામાં નાનાશો મોતીનો કંઠો, એક આંગળીએ હીરાની વીંટી ને કમરે હીરાજડીત મૂઠવાળી તલવાર લઇ રાણી કિલ્લા પર આવી.

કિલ્લા પર ભારે તોપખાનુ હતું, નથ્થેખાન, ખુદાબક્ષ અને ઘોશખાન એવા દેશ ભરમાં જાણીતા તોપચીઓ હતા. રાણીની 'ઘનગર્જ' નામની તોપની બરાબરી કરી શકે એવી તોપ ભાગ્યે જ હતી.

રાણીએ તોપ પાસે ઊભા રહી અંગ્રેજ પલ્ટન પર ગોળા છોડવા હુકમ કર્યો. તોપો હમમમ હમમમ હમમમ ગોળા છોડવા માડી. વરસતા વરસાદ જેવી બંદૂકોમાંથી ગોળીઓ છૂટવા લાગી. ધૂમાડાથી આકાશ ભરાઇ ગયુ. ધડાકાઓથી ધરતી ધ્રુજતી હતી.

પણ દક્ષિણ દરવાજે વતનદ્રોહીઓના હાથે લાલચને વશ બની દગો થવાથી અંગ્રેજો ઝાસીમાં પેઠા. પણ સ્વાધીનતાવાંછુ ઝાંસીવાસીઓએ શેરીએ શેરીએ સમશેર ખેંચી અંગ્રેજોને યુદ્ધ આપ્યું. લોહીની નીકો ચાલી. પણ ગોળીઓની રમઝટ બોલાવતા અંગ્રેજો રાજમહેલ સુધી પહોંચી ગયા.

મહારાણી બીઠુર પહોંચવા ઝાંસીના ભંડેરી ફાટકેથી વિરાગના કોલણુ અલકારી અને તેના સ્વામીનો જ્યાં પહેરો હતો ત્યાંથી નાસી છૂટવા આવ્યાં.

આ કોલણ ઝલકારી અને લક્ષ્મીબાઈ બેઉના ચહેરામાં અદ્ભુત સામ્ય હતુ. ઝલકારી બીજી લક્ષ્મીબાઇ જોઇ લો આથી રાણીએ ઝલકારીને કહ્યું : 'અગ્રેજો બીઠુર પહોંચતા સુધી મારી પાછળ ન પડે તે સારુ તું કઇક એવું કરજે કે સૌનો ખ્યાલ રહે કે રાણી ઝાંસીમાં જ છે.'

ઝલકારી આ કામ કરવા સમત થઈ ને રાણી ગયા કે તુરત ફાટક બધ કરી પોતાની ઓરડીમા આવી લક્ષ્મીબાઈ પહેરતા તેવા જ અલંકારો–હાર, વીંટી, કડો આ બધુ પહેર્યું. બેશક ઓઢુ. ને ઘોડે ચડી સર હ્યુ રોઝની છાવણી પાસે આવી કહાવ્યુ કે લક્ષ્મીબાઈ શરણે આવે છે.

લક્ષ્મીબાઈ શરણે આવે છે આ વાતથી ખુશ થતા સર હ્યુ રોઝ તેમને તબુએ માનભેર લાવવા આજ્ઞા આપી પણ જેવી ઝલકારી લક્ષ્મીબાઈના વેશે ઘોડે ચડી આવી કે રોઝ પણ ન કળી શકયો આ લક્ષ્મીબાઈ નથી. પણ તેમની પાસે ત્યારે દૂલ્હાજુ નામે વતનદ્રોહી બેઠેલ તેણે સેનાપતિને કહ્યુ કે સાહેબ આ લક્ષ્મીબાઈ નથી પણ તેમની સ્ત્રી સૈન્યની સૈનિક ઝાસીની કોલણ ઝલકારી છે.

આ સમાચાર પછી રોઝે ઝલકારીને કેદ કરવાની આજ્ઞા આપી ઝાસીમા રાજમહેલ ભણી ઘોડો હંકારી ગયો. ત્યા જતા તેણે એકદમ નવા સમાચાર સાભળ્યા

લક્ષ્મીબાઇની ઘોડારનો કબજો લેવા સૈનિકો જતા હતા પણ ત્યા પચાસ ખાસદારો સમશેર ખેચી ઘોડા આડે ઊભા છે. ને કોઈને આગળ કે અદર જવા દેતા નથી.

સર હ્યુ રોઝ ત્યા આવ્યો ને તેણે અણનમ મરણિયા નિર્ભય આ પચાસ ખાસદારોને સમશેર તાણી મૃત્યુની વાટ જોતા દીઠા.

એ બધા સામે જોઈ જોરથી બરાડી રોઝે કહ્યું.

'હટી જાઓ અહીથી ? મરી જવાની ઈચ્છા થઈ છે ? જોતા નથી તમારા રાણી પણ નાસી ગયા છે તે ?'

'અમે અહી હટી જવા નથી ઊભા, મરવા ઊભા છીએ.'

'મરવા ?' ખાસદારોના શબ્દો દોહરાવી સેનાપતિ બોલ્યો.

'હા અમે મોતની જ વાટ જોતા અહીં ઊભા છીએ. મરવા સિવાય અમારે બીજી કોઇ ઝંખના નથી કારણકે આ મોત જ અમારા જીવનની સાર્થક્તા કરનારુ છે'

'જવા દઉં તો ?' રોઝ અવાજમા કુણપ લાવી બોલ્યો.

'તોય નહિ, અમારે તો ઝાસીના જે વીરો સ્વાતત્ર્યની રક્ષા કાજે ઊજળા મોતને ભેટયા તેવા ઊજળા મોતને અમે ચાહીએ છીએ. જીવનને નહિ કેટલાક મૃત્યુ જીવનથી વધુ સારા ને વધુ સુખદ હોય છે તેવું અમારુ આ મૃત્યુ છે પરાધીનતાને આવકારી તે કરતા આઝાદી કાજે મૃત્યુ બહુ મીઠુ છે.

સર હ્યુ રોઝે સૈનીકોને પચાસેયની છાતી સામે બદૂકો નોધવા હુકમ આપ્યો પચાસેય વીરોએ એજ પળે સામે ગડગડતી દોટ મૂકી ધડા ધડઃ ધડા ધડ ધડા ધડ બદૂકોમાંથી ગોળીઓ છૂટી ને પચાસેય ખાસદારો ત્યા વીધાઇ મૃત્યુ પામ્યા. તે પછી જ મહારાણીની ઘોડારમાથી અગ્રેજો ઘોડા લઇ જઇ શકયા.

સર હ્યુ રોઝને થયું ઝાસીના સ્ત્રી પુરૂષો જેવી મરણોન્મુખ ભાવના ને મૃત્યુનુ આ પાગલપણુ જો આ દેશવાસીઓમા હશે તો ભારત પર લાબો સમય રાજ કરી શકાશે નહિ.

મુરેશ પંડિત



# ફરજ

સન ૧૮૫૭ના વિપ્લવની આગ આભે ચડી હતી જેના કડકાથી ભારતની ધરતી ધણધણી ઊઠી હતી, દેશને સ્વાધીન બનાવવાની ઉત્કટતા અતી વેગીલી હતી હિંદની મુક્તિ હાથવેંતમા હતી

નાનાસાહેબ, બાલાસાહેબ, તાત્યાટોપે, ઝાસીની રાણી આ બધાના પ્રેરણાથી દેશવાસીઓનો શરૂનો જુવાળ વિરાટ હતો અને ઠેર ઠેરથી અગ્રેજોના કબજા હેઠળના થાણા અને મુલક ક્રાંતિકારીઓના હાથમા આવતો જતો હતો

દિલ્હીમા અગ્રેજોનુ સૌથી મોટુ થાણુ હતું સૌથી વિશેષ દારૂગોળો અને તોપખાનુ હતા પણ મેરઠથી બળવાખોરોએ એકાએક એવો તો વ્યવસ્થિત ને વિપુલ સૈન્ય સાથે ધસારો કર્યો કે, ત્યાના લેફ્ટનન્ટ વિલોબીએ તમામ અગ્રેજ સ્ત્રી બાળકોને દિલ્હીના એક દરવાજેથી બહાર કાઢી પોતાને પણ નાસી જવુ પડયુ

અગ્રેજ કોમમા એક ખાસિયત હતી કે, કોઇપણ સજોગોમા એને સોંપાયેલ કામ—ફરજ મરતા સુધી પણ ક્ષતિ વગર બજાવે એવી ફરજ બજાવતા કદાચ મૃત્યુ આવે તો એને તે ગનીમત ગણે

લેફ્ટનન્ટ વિલોબી અગ્રેજ સ્ત્રી બાળકો સાથે અરધેક માઇલ દૂર ગયો ને એકાએક તેને સાભર્યુ આવ્યુ કે, દિલ્હીમા તો પોતે ભારે તોપખાનુ અને મોટા પ્રમાણમા દારૂગોળો મૂકીને ભાગી નીકળ્યો છે હવે જો તે બળવાખોરોના હાથમા આવશે તો તેની મદદથી તેઓ અગ્રેજ સલ્તનત સામે વધારે જોરથી લડી શકશે ને એ તોપખાનાની સહાયથી દિલ્હીની દશહજારની અગ્રેજોની સેનાનો કચ્ચરઘાણ વળી જશે

આ ખ્યાલ આવ્યો ને એણે ઘોડાની લગામ મરડી કે એમના મદદે પૂછ્યુ

'કેમ અચાનક ઘોડો થભાવ્યો ? કોઇ પાછળ આવે છે ? કાઇ ભયજનક છે ?'

'ભય તો એટલો છે કે તે સાભળતા જ કમકમા આવે દિલ્હીમા હુ ઉતાવળે ભાગ્યો ને પાછળ મોટુ તોપખાનુ ને દારૂગોળો રહી ગયા છે એ જો બળવાખોરોને હાથ જશે તો ત્યાની દશ હજારની અગ્રેજ સેનાનો નાશ કરી વધુ બળવાન બની સરકાર સામે જોરદાર લડત આપશે '

'તો હવે એનુ શુ છે?'

'હવે ! પાછો વળી એ તોપખાનામા દારૂ સુરંગ સળગાવી તેનો વિનાશ કરીશ '

'એમ કરવા જતા, તો તમારો જાન ભયમા આવે '

'છતાય એમ કર્યા વિના છૂટકો નથી એ મારી ફરજ ને ધર્મ બેઉ છે તેમા વિલબ કે ક્ષતિ થાય તો મારા દેશવાસી હજારો અગ્રેજો

માર્યા જાય એ કરતાં મારું એકનું બલિદાન શું ખોટું છે ?'

'અચ્છા ત્યારે તમારી મરજી.'

મડમે રજા આપી. લેફ્ટેનન્ટ વિલોબીએ પોતાના એકના એક બાળકને વહાલભરી વિદાય લીધી. અને દેખાયો ત્યા સુધી કાફલાએ તે ભણી જોયા કર્યું.

વિલોબી દિલ્હીમાં પાછો ફર્યો ત્યારે હજુ બળવાખોરો શહેરમાં પ્રવેશ્યા ન હતા. પણ તેમના ટોળા દૂર દૂર કળાતા હતા. દિલ્હીની સરકારી સેના ભયગ્રસ્ત હતી કારણકે તેનો કોઈ ઉપરી કે તત્કાલ હુકમ આપનાર હાજર ન હતો. બધા બહાર હતા તે મેરઠથી ક્રાતિકારીઓના આ પળે દિલ્હી આગમનની કોઇ સભાવના ન હતી.

લેફ્ટેનન્ટ વિલોબી શ્વાસભેર તોપખાના પાસે આવ્યો. રેકડા પરની તોપો વચ્ચે, દારૂના ભરેલા થેલા એક પછી એક અપાટાબધ મૂકવા માંડયા તે પછી મશાલ સળગાવી તેમાં મૂકી.

એક જબરજસ્ત ધડાકો થયો. મોટી ધણેણાટી થઇ તોપોના ટુકડે ટુકડા થઈ ગયા

એ પળે વિલોબીએ ભાગવા લેશ માત્ર પ્રયાસ ન કર્યો હજારોના જાન બચાવ્યાના આત્મસતોષ સહ તેનો જાન કાઢી આપ્યો. તેના દેહના ત્યા ફૂરચે ફૂરચા ઊડી ગયા,

આ તોપખાનાના વિનાશ પછી જ ક્રાતિકારીઓ દિલ્હીમા પ્રવેશ્યા



# સાધકની પરીક્ષા

જનાર્દન સ્વામી મહારાષ્ટ્રના ખ્યાતનામ સત એકનાથજીના ગુરુ હતા એકનાથજી ગુરુને વારંવાર પૂછતા, 'હે વદ્ય ગુરુજી, ઇશ્વરને ઓળખવાનો રસ્તો કયો?' પરન્તુ જનાર્દન સ્વામીએ કદી પણ એમને ચોક્કસ જવાબ આપ્યો જ નહિ

એક પ્રસગે એકનાથજીને હિસાબમા એક પાઇની ભૂલ શોધી કાઢવાની હતી તેમણે તે બાબત ગુરુજી માટે રાખી મૂકેલી

રાત્રે આઠ વાગ્યે તેમણે પુનઃ આસન જમાવ્યું રોજમેળ તથા ચોપડાના પાનાઓ ફરી ફરીને તપાસવા માડયા. રાત્રિના ૩-૦૦ વાગ્યા છતા ભૂલ ન જડી, તે ન જ જડી તેઓ મનોમન બોલી ઊઠયા, 'હુ મારી ફરજ બજાવવા નિષ્ફળ જઉં અને ગુરુની નાખુશી વહોરી લઉં એ ઠીક કહેવાય?'

તેમણે ફરીને પદર મિનિટનો વિસામો લીધા બાદ હિસાબના પાનાઓ પર નજર ફેરવવા માડી. ખુબ જ ચીવટ રાખીને એકાગ્ર ચિત્તે એમણે એકએક આકડાઓ તપાસી જોયા આખરે ભૂલ મળી ગઈ

તેમને ભૂલ મળી જવાથી ખુબ આનદ થયો. તેઓ તાળી પાડી ઊઠયા. તેમનુ અતર હસી ઊઠયું તેઓ ગીત ગણુગણવા લાગ્યા પોતાના સ્થાન ઉપરથી ઊઠયા ને પાછળ ફર્યા ત્યા તેમણે ગુરુજીને ઊભેલા જોયા. એકનાથજી તેમને ચરણે પડી ગયા

જનાર્દન સ્વામીએ તરત જ જણાવ્યું, 'બેટા, હવે ઇશ્વર-દર્શનનો માર્ગ તને મળી ગયો છે. શુ તુ એટલી જ એકાગ્રતાથી આત્મખોજ ન કરી શકે? ને એ રીતે તારા હૃદય-ખડમા રહેલા ઇશ્વરનું દર્શન ન પામી શકે?'

એકનાથજીએ જવાબ આપ્યો, 'પૂજ્ય ગુરુજી, મે તમારી કૃપાથી હવે એ રાહ જોઇ લીધો છે હુ હવેથી અખડ સાધના શરૂ કરીશ અને જલદી જલદી ઇશ્વરનો સાક્ષાત્કાર પામીશ'

ઈંદુલાલ ગાંધી



# એક અપુર્વ મિલન

તેજનાં કમાડ ખોલો.
પાંપણો જ માત્ર ઊંચી નીચી થાય,
તેજ આપો–તેજ આપો એવાં જાણે ગીત ગાય;
પણ ભૂલાં પડયાં તેજ
ખાલી કીકીઓમાં આવે નહિ;
કોઈ ચોખ્ખું ચિત્ર
એની રેખા અહીં લાવે નહિઃ
બસ, એક ભમરાળી કાળી રાત
તેજહીણ નેત્રબારીમાં બેસીને કરે વાત.
અફાટ ને વિરાટ આ ધરતીમાં
જોવા જેવું કાંઈ નથી
ખાલી કીકીઓના કલ્પન સુણે એવું
કહેવા જેવું કાંઇ નથી ?
હે, પ્રભો, પ્રકાશની વાણીથી કંઇક બોલો,
તેજનાં કમાડ ખોલો.



ચક્ષુહીનો માટે અનુકંપા ને આશીર્વચન રૂપે કવિવર ટાગોરે લખેલું આ ગીત અંધ સન્નારી હેલન કેલરે જયારે સાંભળ્યું ત્યારે, કવિવર પ્રત્યે એનું હૃદય ગદગદિત બની ગયું. જાણે પોતાના જ હૃદયની વાત કવિવરે આ કાવ્યમાં લખી હતી.

ઈ.સ. ૧૯૩૦ ના ડિસેમ્બરમાં ન્યૂયોર્કનાં નૂતન ઇતિહાસ–મંડળની એક સભામાં ટાગોર અને હેલન કેલર બંને મુખ્ય મહેમાન તરીકે હાજર હતાં; આ સભામાં પૂર્વ અને પશ્ચિમના આદર્શવાદીઓને, ત્રણ હજારથી યે વધારે નાગરિકોએ હૃદયપૂર્વક આવકાર આપ્યો હતો. એક અખબારમાં આ સમારંભનો અહેવાલ આ પ્રમાણે પ્રગટ થયો હતો.

'ભારતીય કવિ અને નોબેલ પારિતોષિકના વિજેતા રવીન્દ્રનાથ ટાગોરના અમેરિકન પ્રશંસકોએ ગઇ રાત્રે એક સત્કાર સમારંભ યોજીને એમનુ બહુમાન કર્યું હતું.'

તા. ૧૬મી ડિસેમ્બરે ભારત પાછા ફરવા માટે અહીંથી ઊપડનારા આ મહાન ભારતીય ચિંતકને, અભિવાદન રૂપે આલ્બર્ટ આઇન્સ્ટાઈનનો એક રેડિયો ગ્રામ સંદેશો આવ્યો હતો– સંદેશામાં લખ્યું હતું.

'સર્વ રાષ્ટ્રોની એકતા સાધવાના આપના આદર્શની સફળતા માટે ટાગોર વધારે કાર્ય

કરે એ જ આપણી અભ્યર્થના હો, ટાગોરને અભિવાદન.'

ટાગોરે પોતાના ટૂંકા વકતવ્યમાં ઇશનના બે ચિંતકો ઝરથોસ્ત અને બહાને યાદ કર્યા હતા. એમણે કહ્યુ: 'આ બે ચિંતકો સમગ્ર માનવ જાતની ઈશ્વર સાથેની એકતાનો ઉપદેશ આપનાર પ્રથમ ઉપદેશકો હતા'

એમનુ વકતવ્ય પૂરુ થતા જ પ્રખ્યાત અંધ સન્નારી હેલન કેલરે કવિવરનાં ચરણોનો સ્પર્શ કરીને શ્રોતાજનોને જણાવ્યુ હતુ, કે તમામ રાષ્ટ્રોના બધુ ભાવમા પરિણમનારી પ્રવૃત્તિના ટાગોર સર્વશ્રેષ્ઠ પયગબર છે.

ટાગોરનો અમેરિકાનો પ્રવાસ પૂરો થવા આવ્યો હતો, તેઓ ત્યાથી તૈયાર થતા હતા તેની આગલી સાંજે હેલનકેલરે કવિવરને લખેલો વિદાયપત્ર આ પ્રમાણે હતો

'પ્રિય ગુરુદેવ, તમારે વિદાય લેવાનો સમય આવી ગયો છે કૃપા કરીને તમે મારી શબ્દાજલિ સ્વીકારશો એ દ્વારા તમારુ ચિત્ત પ્રસન્ન થાય અને મારા અ તરની પ્રિય આકાક્ષા તમારા સુધી પહોચે એમ હુ ઈચ્છુ છુ તમે ઉચ્ચારેલા એક એક ઉમદા શબ્દના બદલામા, તમારુ એક એક વર્ષ સુખી નીવડો

ઓ ગુરુદેવ! આ દુનિયામા ન બદલાવી શકાય કે ન સુધારી શકાય એવુ કશુ જ ખરાબ નથી એમ જાણવુ એ કેવો સુદર અનુભવ છે? જ્યારે દરેક વસ્તુ એના યોગ્ય સ્થાને હોય ત્યારે જ એ સારી લાગે છે, એમ જાણવુ એ પણ કેટલો સુદર અનુભવ છે? ઓ કવિવર, નિષ્ઠુર વસ્તુઓ અને મહાન દુઃખોમાથી જ છેવટે પ્રેમનુ સામ્રાજ્ય સર્જાય છે. એ જાણવુ એને હું જીવનનુ ઉત્તમ ક્ષણો ગણુ છુ.

આ સાથે આપને હુ એક ચિત્ર મોકલુ છું. એમાં એક નાનકડો સેતુ છે, એ સેતુ ન્યાયના પ્રતીક જેવો છે પૂર્વ અને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણને એ સેતુ એક સાથે જોડશે એવી મને શ્રદ્ધા છે પ્રેમ, શાતિ અને ભ્રાતૃભાવના સાથે જે પ્રજા એ સેતુ ઉપર આવજા કરશે તેમના ચરણો અનત સુદરતા અને પવિત્રતા પ્રાપ્ત કરશે'

હેલનકેલરના આ પત્રસ દેશના ઉત્તરમા કવિવરે એમને લખી મોકલાવેલા ગીતનો ગદ્યાનુવાદ આ રહ્યો

'હુ ચચળ છુ – હુ સુદરને ઝખુ છું.

ધૂધળા આકાશની સીમાઓને સ્પર્શવા માટે મારુ અતર અતિ વેગે આગળ વધી રહ્યું છે.

હે, સર્વાતીત, તારી બસીના મર્મવેધી સ્વરોનુ મૂલ્ય, હુ અકિચન કયાંથી આકી શકુ?

હુ ભૂલી જાઉ છુ – સદાય ભૂલી જાઉ છુ કે હુ હમેશને માટે આ સ્થાનનો બંદીવાન છુ મારી મુકિતની કોઈ રેખા હુ જોઈ શકતો નથી.'

શ્રી રામકૃષ્ણ પરમહસે કહેલી વાત છે,

'એક રાજા હતો. ખૂબ ઉપદેશ સાભળતો, પણ એનું આચરણ કદી કરતો નહી આખો દિવસ ભોગવિલાસમા ડુબી રહેતો એક દિવસ સન્યાસી એની પાસે આવ્યો એટલે રાજા સિંહાસન પરથી ઊઠીને ચરણરજ લેવા ગયા રાજાએ આશ્ચર્યથી પૂછ્યું: 'આપ મને ચરણરજ શા માટે લેવા દેતા નથી?'

સન્યાસીએ સામે પૂછ્યુ. 'આપ મારી ચરણરજ શા માટે લેવા ઇચ્છો છો?'

રાજાએ કહ્યુ. 'આપ પરમ ત્યાગી છો માટે.'

સન્યાસીએ હસીને કહ્યુ: 'નહિ રાજન્, આપ મારાથી વધારે ત્યાગી છો.'

રાજા આશ્ચર્યભરી નજરે સંન્યાસી તરફ જોઈ રહ્યા, એટલે સન્યાસીએ કહ્યુ: 'કારણ કે મે તો માત્ર કાચન, કામિની, ભોગવિલાસ છોડયા છે, જ્યારે તમે તો, એનાથી અનતગણી મહાન વસ્તુ 'ઇશ્વર' ને જ છોડી દીધા છે!'

સાભળીને રાજાના જ્ઞાનચક્ષુ ખૂલી ગયા અને આસુભરી આખે સન્યાસીના ચરણમા લેટી પડયા.




હિન્દુસ્તાનમાં એવા પ્રસંગો ઓછા છે કે જ્યારે જુદા જુદા સંપ્રદાયના કે ધર્મના લોકો માનવ ધર્મની દૃષ્ટિએ પોતાનું જીવન શુદ્ધ કરવાની એકમાત્ર દૃષ્ટિથી ભેગા થતા હોય દુનિયાના જેટલા મહાપુરુષો, અવતારી પુરુષો કે પયંગબરો થઈ ગયા તેમણે દરેકે એક જ વસ્તુ કહી છે કે માનવધર્મનું પાલન કરો. ક્રૂરતા, દુષ્ટતા શીખવી હોય કે કરવી હોય તો માનવ અવતાર ફોકટ ગયો કહેવાય એ વૃત્તિઓ તો વાઘ, સિંહ અને પશુ યોનિમ હોય છે. આપણે માનવ છીએ, પશુઓ નથી એ મુખ્ય હકીકત આપણે હમેશા યાદ રાખવી જોઈએ. આપણી પાસે માનવની ઇન્દ્રિયો હોય તેથી જ આપણે માનવ છીએ; એમ માનવાનું નથી. પરમાત્માએ આપણને બુદ્ધિ અને ચિત્તની મહાબક્ષિસ આપી છે.

જે શોધખોળો આજે થઈ છે એરોપ્લેન, સબમરીન, વાયરલેસ–એ અને એના કરતા અનેક અદ્‌ભુત શોધો માનવમન જ કરી શકે. હાથી, વાઘ, સિંહથી એ શોધખોળો થઈ શકે નહિ એ આપણે જાણીએ છીએ; તેવી જ રીતે આપણી પાસે માનવનુ મન–હૃદય છે. આપણે માનવ છીએ એટલે એ હૃદયને શુદ્ધ અને સંસ્કારી કરી શકીએ છીએ. પશુઓને માટે નીતિ નથી, ધર્મ નથી, સદાચાર નથી, સામાજિક બંધનો નથી. માનવ ઈશ્વરનું ઉત્કૃષ્ટ સર્જન છે, કારણ કે આપણે બુદ્ધિ અને હૃદયનો વિકાસ કરી શકીએ એવી શક્તિ પરમાત્માએ આપણને આપી છે. આવો માનવ–જન્મ મળ્યા પછી આપણું જીવન પશુ જેવું હોય, ખાવું, પીવું અને જીવન જેમ તેમ વીતાવી દેવું એ જ આપણું ધ્યેય હોય તો આપણે જીવનનો–ઈશ્વરની મહાન બક્ષિસનો એક રીતે દ્રોહ કરીએ છીએ એમ સમજવું જોઈએ.

સ્વભાવિક રીતે જ માણસને શુદ્ધ વસ્તુઓ જ ગમે છે. કપડાં, વાસણ ઘર, મહોલ્લો, ગામ એ બધી વસ્તુઓમા આપણે શુદ્ધ અને સાફ વસ્તુઓ જ પસંદ કરીએ છીએ. પણ ચોવીસે કલાક આપણી સાથે રહેનારૂં આપણું મન અશુદ્ધ હોય, તેની આપણે પરવા કરતા નથી. મંદિરમા જતી વખતે નાહી સાફ થઈને મંદિરે જઈએ છીએ, પરંતુ તે વખતે આપણું મન પણ પવિત્ર થયું છે કે નહિ, એમાં કપટ, દુષ્ટતા, વિકારો ઓછા થયા છે કે નહિ એ મુખ્ય વસ્તુ તરફ આપણું દુર્લક્ષ હોય છે.

જીવન શુદ્ધ કરવા માટે, મનને પવિત્ર બનાવવા માટે એક ક્રમ હોય છે. એને માટે આપણે પ્રયત્નશીલ થવું પડે છે. સાવધાનતા અને જાગૃતિ કેળવવી પડે છે. એ વસ્તુ કઠણ લાગે છે, પણ પ્રયત્નો કર્યા સિવાય કોઈ પણ જાતની સિદ્ધિ મેળવી શકાતી નથી. સાઈકલ પર બેસતા શીખવામાં, તરતા શીખવામાં કે આવી નજીવી બાબતોની કુશળતા મેળવવામા પણ પ્રયત્નો કરવા પડે છે.

ઉપર ચડવામાં હંમેશા મહેનત પડે છે. નીચે પડવામાં કોઈ પ્રયત્નની જરૂર નથી.

સુખ અને દુઃખ બહારથી આવતાં નથી પણ આપણે જ આપણા અરસપરસના વ્યવહારોને લીધે સુખ કે દુઃખ નિર્માણ કરીએ છીએ. આપણે એકબીજા સાથે પ્રમાણિકપણે વર્તાવ કરીએ, કોઈને ઠગવાની કે છેતરવાની વૃત્તિ ન રાખીએ, બીજાની અડચણનો લાભ ઉઠાવવાની વૃત્તિ રાખવાને બદલે અડચણના સમયમાં એકબીજાને મદદરૂપ થવાની વૃત્તિ રાખીએ તો આપણે બધા સુખી થઈએ. આપણા બધા દુઃખોનું કારણ એ છે કે આપણા મન આજે શુદ્ધ નથી. ઘરમાં ભાઈ ભાઈમાં કંકાસ, કુટુંબીઓમાં ઈર્ષા કે દ્વેષભાવ આવી નાની મોટી અનેક વિગતોને આપણે ધ્યાનપૂર્વક તપાસીશું તો જણાશે કે એ બધી બાબતોમા સદ્‌ગુણોના અભાવને લીધે જ આ દુઃખોની પરંપરા આપણા ઉપર ટકી રહી છે.

એક રીતે માનવી પશુ કરતાં પણ વધારે જોખમી છે. કૂતરો, બિલાડી, જ્યારે કરડવા આવે છે ત્યારે એનો ક્રોધ પ્રકટપણે જોઇ શકાય છે. માણસ એનો સામનો કરી શકે છે કે એનાથી બચવાના પ્રયત્નો કરે છે, પરંતુ મનુષ્યના મનમા કપટ હોય, એ નુકસાન કરવાનો ઇરાદો રાખતો હોય તો પણ બહારથી એ સજ્જનતાનો દેખાવ કરી શકે છે, મીઠું મીઠું બોલીને સામા માણસને અસાવધ બનાવી શકે છે. આ રીતે માણસ પશુ કરતા પણ વધુ નીચો પડી શકે છે.

આપણા દેશમા જેટલા મંદિરો મસ્જિદો કે દેવળો છે, આપણી પાસે જેટલા ધર્મગ્રંથો છે, સંતો સન્યાસીઓ અને મહાપુરુષોનો આપણી પાસે જે સંસ્કૃતિનો વારસો છે, એના પ્રમાણમાં બીજા દેશો એ દિશામાં ઓછા સમૃદ્ધિશાળી છે. છતાયે દુર્ભવની વાત એ છે કે અહીં આપણા દેશમાં જેટલું અશુદ્ધ વર્તન દેખાય છે તેટલું બીજા દેશોમાં નથી સવારના પહોરમાં દૂધવાળો જેવો આવે ત્યારથી એ અશુદ્ધિની પરંપરાની શરૂઆત થાય છે અને દિવસના અંતથી છેલ્લી ક્રિયા સુધી એ ચાલુ રહે છે. દૂધ, ઘી, તેલ, અનાજ, કરિયાણું જીવનને આવશ્યક કોઇપણ વસ્તુ જ્યાં શુદ્ધ ન મળતી હોય, શિક્ષક, વેપારી વકીલ, ડોકટર, ધાધણી કે ભાડૂત, દરેક બીજાની અડચણનો લાભ લેવાની વૃત્તિ રાખી માત્ર પોતાનું જ હિત જોતા હોય ત્યાં કોણ સુખી થઇ શકે એ જ આશ્ચર્યની વસ્તુ છે. સમાજમાં આ અશુદ્ધિઓ જણાય છે કારણ કે આપણાં મન અશુદ્ધ બન્યાં છે અને આપણાં મન શુદ્ધ નહિ બને ત્યા સુધી ભલો ભગવાન પણ આપણને મદદ કરી શકશે નહિ. આપણે જીવતા તો રહીએ છીએ અને જીવતા રહીશું પરંતુ એ જીવન મનુષ્યને શોભે એવુ જીવન નહિ હોય, પશુજીવન જેવુ હશે.

આપણે માનવ બનીએ, આપણામાં સાચી ધાર્મિકતા નિર્માણ થાય, આપણે આપણું જીવન સંસ્કારી કરીએ એ ઉચ્ચ હેતુથી ઈશ્વરે આપણને માનવદેહ આપ્યો છે. આપણી ત્રુટિઓ દૂર કરવા માટે આપણામા ધાર્મિકતા નિર્માણ કરવા માટે નામસ્મરણ એ પરાપૂર્વથી એ માટેનુ સાચું સાધન મનાયું છે. નામસ્મરણ એટલે ઇશ્વરના નામનુ માત્ર ઉચ્ચારણ જ નહિ, ઇશ્વર મહાપવિત્ર, શુદ્ધ, ઉદાત્ત, કલ્યાણકારી તત્ત્વ છે. એનું સાચું સ્મરણ કરીને, માનવી સદ્‌ગુણો આપણામાં આણવાની પ્રયત્નોની પરાકાષ્ટા અને સતત જાગૃતિ એ જ સાચું નામસ્મરણ કહેવાય. ઈશ્વર સત્યકામ, સત્ય સંકલ્પ એટલે સાચા સંકલ્પો સિદ્ધ થાય એવો ઇશ્વરનો નિયમ છે આપણે એ નિયમ જાણીને પ્રયત્ન શીલ બનીએ તો આપણે બધા સુખી થઇશું.



વસંત પટેલ



# વૈષ્ણવજન તો તેને કહીએ

## જે પીડ પરાઈ જાણે રે......

એક વૃદ્ધ સંન્યાસી બદ્રિકેદારની યાત્રા કરવા એકલા નીકળી પડયા છે. સાથે ગજા ઉપરાંતનો ઓઢવા પાથરવાનો બોજ, શરીરમાં તાવ છતાંયે જીવનમાં એક જ વસ્તુની ધૂન છે. ગમે તે થાય આ દેહને પ્રભુનાં દર્શન કરીને પવિત્ર કરવો જ છે. અથડાતા પગે ચાલતા આ સંન્યાસી ઉપર સ્વામી શિવાનંદની નજર પડી. તેઓ ગંગાજીના કાંઠે બેઠા બેઠા માછલીઓને ધાણી મમરા નાંખી રહ્યા હતા.

'સંન્યાસીજી' શિવાનંદજીએ તેમની પાસે જઈને તેમનો હાથ પકડતા કહ્યું. પ્રથમ તો સંન્યાસી આ નવા આગંતુકને જોઈ જ રહ્યા. કોઈ જુની ઓળખના હિસાબે કદાચ આ ભાઈ બોલાવતા હોય તેમ તેમને લાગી રહ્યું.

'બોલો.'

આપના પગ અથડાતા ચાલે છે. શ્વાસ ચઢેલો છે. એથી મને લાગ્યું કે જરુર હોય તો હું કંઈ મદદ કરું.'

'હાજી, તાવ તો શરીરમાં છે. પણ ઇચ્છા પ્રભુનાં દર્શન કરવાની છે. તેથી આ થાક ભરેલા શરીરે પણ આ બોજ વહીને ચાલ્યો જાઉં છું.' સંન્યાસીની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં.

સ્વામી શિવાનંદે શાંતિથી તેમને બેસાડીને નાડી જોઈ. પોતાના આવાસે તેડી જઈને દવા આપી તાવ ઉતર્યો ત્યારે સંન્યાસીને સાથે લઈને તેઓ બદ્રિકેદારની યાત્રાએ નીકળી પડયા.

રાત પડતી ત્યાં પથારી બીછાવવી, જમવાનું તૈયાર કરવું, સંન્યાસીનો સામાન ઉપાડી લેવો.

પણ પ્રભુએ તુર્ત જ મદદ કરી. એક ખાસ મિત્ર રસ્તામાં મળી ગયા. સંન્યાસીની તમામ જવાબદારી તેમણે ઉપાડી લીધી ને શિવાનંદજી પોતાના આશ્રમે પાછા ફર્યા.

છતાંય તેમણે દવા તો સંન્યાસી માટે જતા આવતા માણસો સાથે મોકલવાનું ચાલુ જ રાખ્યું હતું.

આ તેમની ચીવટ જોઈને એક શિષ્યે તેમને પૂછ્યું 'સ્વામીજી, એક માનવ માટે આટલી ચીવટ ! આ દવા તેમને પહોંચશે કે નહીં તેની પણ શી ખાત્રી ?'

'ભાઈ, પ્રભુએ મને ડૉક્ટર એટલા માટે બનાવ્યો કે હું દર્દીઓ માટેની મારી ફરજ અદા કરું. મારા ઉપર અનેક માનવોના ઋણ છે. મે મારી વિદ્યા મેળવવા અનેક અનુભવો ને તેમની વિદ્યાને કામમા લીધી છે. આથી જ હું પણ માનવ જાતના કલ્યાણ માટે કામ કરવા બંધાયેલો છું પછી ભલેને ગરીબ હોય – તવંગર હોય કે વૃદ્ધ સંન્યાસી હોય.'

## પર સ્ત્રી જેને માત રે....

લંડનથી થોડે દૂર ટેમ્સ નદીના કિનારે એક દેવળના પગથારે ફાધર મોરે અગિયારસના આછા ઉજળા પ્રકાશમા બેઠા છે. રાત્રીના અગિયાર થવા આવ્યા છે. છતાય તેઓ પોતાના આંખોના જરાએ પલકારા વગર પોતાના હાથમા રહેલી કણકને નદીમા ગરગોળીઓ વાળીને નાખી રહ્યા છે તે ખાવા માટે ઉછળતી–ભેગી થતી ડૂબકા મારતી માછલીઓને જોઈ રહ્યા છે.

'મોરે' પાછળથી એક મધુર અવાજ આવ્યો. તિથિની આછાશમા અંધારે ઊભેલી આકૃતિ તરફ મોરેની નજર ગઈ. ને તેઓ આ બધુ છોડી ઊભા થયા ને તે આકૃતિ તરફ વળ્યા.

'કોણ ?' આગંતુકને પ્રથમ નજરે ના ઓળખતા મોરેએ પ્રશ્ન કર્યો

'એ તો હું હેલન, નગરપતિ ફ્રેડ હાવર્ડની દીકરી.'

'અત્યારે કેમ અહીં આવવુ પડ્યુ.'

'આપને મળવા'

'અડધી રાત્રે આપ અહીં આવો તે યોગ્ય નથી અને એવુ હોય તો ઘરે બોલાવી લેવો જોઈતા હતા'

'પણ મારે અહીં જ આપનું કામ છે'

'બોલો.'

'હું આપની સાથે રહેવા આવી છુ'

શબ્દો સાભળતા જ મોરે ચમકી ગયા.

'હુ આપના ઘણીએ વાર દેવળમા ભાષણો સાંભળવા આવું છુ, ને મે જ્યારથી આપને જોયા છે ત્યારથી મારું દિલ આપના માટે તલપી રહ્યુ છે.'

'એ ના બને. બહેન– મે મારા જીવનનું ધ્યેય લોક કલ્યાણ ને પ્રભુ માર્ગમા જ વાળી લીધુ છે. દેહ ભોગને મે પછવાડે મૂકી દીધો છે. તુ પણ આ તારા સુંદર દેહથી પ્રભુ ભક્તિમા લાગી જા. લાખો માનવો ઘરે ઘરે સબડી રહ્યા છે ત્યારે સમજુ માનવની શી ફરજ હોય તે આપણે જ જાતે વિચારવાની છે'

'ભૂખ્યા પેટે પ્રભુ ભક્તિ જેમ થઈ શકતી નથી તેમ મારા અંગે અંગમા જુવાનીનો તનવલાટ હોય ત્યા સુધી હું શી રીતે ત્યાગની ભાવનાથી જીવી શકું ? આપ જાણો છો કે મને પરણાવ્યા પછી માત્ર ત્રણ જ મહીનામા હું વિધવા થઇ છું એ આગ મારામા હજુએ ભરી પડી છે આ આગના હોલવાય ત્યા સુધી માર ..'

'અરેરે– દેહની આગને ઓલવવા માટે તેમા ભોગ રૂપી લાકડા નાખવાની જરૂર નથી. પણ દેહ રૂપી લાકડા તે ભોગરૂપી અગ્નિમાથી હટાવી લેવાની જરૂર છે અગ્નિ આપો આપ શાંત થઈ જશે. માટે તુ પ્રભુ ભક્તિમા લાગી જા જે ઇશ્વરે તને આ સુંદર શરીર આપ્યુ છે તેવુ જ સુંદર મન પ્રભુ તારુ બનાવે તેવી પ્રાર્થનામા લાગી જા.'

'મોરે, શબ્દોની આ ઉલટી સુલટી જાળ મને પસંદ નથી. હુ ને તું અહી એકાંતમાં છીએ. ને રોજ હુ એકલી અહીં આવી શકુ તેમ છુ. આપના જેવો કોઈ વિદ્વાન કે દેખાવડો પુરુષ આ શહેરમાં નથી આપે મને સંતોષ આપવો જ રહ્યો' બોલતાની સાથે જ મોરેને તે વળગી પડી

'બહેન – આ મારાથી નહીં' બને – શાંત પડેલા મારા દેહના અગ્નિને હું ફરી જલાવી ના શકું. તે અગ્નિમા મારા આધ્યાત્મને શેકીને ના ખાઈ શકુ. મને માફ કર પ્રભુની તું પ્રાર્થના કર તને ઘરે હુ મૂકવા આવુ છુ.'

શબ્દો સાભળતા જ હેલન છેડાઈ પડી.

'હુ ના – ના – સાંભળવા આપની પાસે

## પર સ્ત્રી જેને માત રે ...

'શિવ સર્વત્રવદનમ્'નો ઉપદેશ કરતા સ્વામી વિવેકાનંદ ગુજરાતના પ્રવાસ દરમ્યાન લીમડી પહોંચ્યા તેમની પ્રતિભાથી ને વક્તૃત્વ કળાથી કેટલાએ માનવો તેમને સાંભળવા આવવા લાગ્યા. ચારિત્ર્યરક્ષાના તેમના પ્રયાસોથી વામમાર્ગીઓમા હો હા થવા માડી તે વખતે લીમડી વામમાર્ગી માનવોનું અડ્ડા સમુ સ્થાન હતુ. સ્વૈરવિહારને જીવનનુ એક પરમસુખ માનતા તેઓ આપેલી જીન્દગાનીને ભોગવી લેવામા જ જીવનનું શ્રેય છે તેમ માનતા સ્વૈચ્છિક વિહાર જ પ્રભુનું આનંદ સ્વરૂપ છે તેમ તેઓ બધાને કહેતા ને લોકને પોતાના પંથમા આવવા સમજાવતા

ત્યા જ સ્વામીજી પધાર્યા ને પોતાનો ઉપદેશ શરૂ કર્યો ધીરે ધીરે સમજણવાળા માનવોમા સ્વામીજી માટે પ્રેમ વધવા માંડયો આ વસ્તુ વામમાર્ગીઓને આંખના કણાની માફક ખૂચવા માડી 'આ સ્વામીને ગમે તેમ કરીને અહીથી હગાવવો જ રહ્યો' તેમ વિચારી તેઓએ ભેગા મળી એક યોજના ઘડી કાઢી 'ભલેને સન્યાસી રહ્યો પણ તેનામા પ યૌવન તો છે જ ને? વિલાસ તરફ તેના વળે તો આપણે જબરજસ્તીથી તેને બદનામ કરવો'

ને સ્વામીજી ઉતર્યા હતા તે ભાગમા જ આ આ લોકનો મોટો ભાગ વસતો હતો

સ્વામીને લલચાવવા બે ત્રણ સ્ત્રીએ એ માથે લીધુ તેમના જ આવાસમા સ્વામીજીને ભિક્ષા માટે બોલાવી ચેનચાળા શરૂ કર્યા ચારેબાજુથી આવાસને બધ કરી દેવામા આવ્યો સ્વામીજી ગભરાયા, મૂઝાયા કોને કયા મદદ માટે બૂમ પાડવી? મૌન કાં તો બદનામી બે જ રસ્તા તેમના માટે અહી નક્કી થતા હોય તેમ તેને લાગ્યું.

પણ સ્વામીજીએ યુક્તિ વાપરી આ જ આવાસમા હવે પોતે રહેશે તેમ જણાવી થોડી રાહત મેળવી પોતે ભાગવાનો પ્રયત્ન કરે તો સામો પક્ષ ગમે તે કરી શકે છે તેમ જણાયું

થોડા કલાક વિત્યા બધા પેતપોત ના કામમાં પરોવાઈ ગયા સ્વામીજી માટે એકાત વાસ જ રહ્યો જેથી કયાય ભાગી ના જાય આ બંધન દરમ્યાન એક નોકર છોકરો વારવાર સ્વામીજી પાસે આવતો

સ્વામીજીએ પડી રહેલો કાગળ લઈ કોલસાથી તેના ઉપર ગામના પોલીસ વડાને મદદ માટે લખ્યું ને ચીઠ્ઠી તેના પહેરણની બાયમાં દબાવી તેને લાલચ આપી ગમે તે પોલીસને પહોંચડવા જણાવી દીધુ જે રસ્તો શોધે છે તેને રસ્તે મળી જ રહે છે

ચીઠ્ઠી પહોચી ગઈ

પોલીસવડાએ આવસ ઉપર તુર્ત જ દરોડો પાડયો કેટલાયે વામમાર્ગી સ્ત્રી-પુરૂષે ને પકડયા ને સ્વામીજીને છોડાવ્યા

આ વાત ઠાકોર સાહેબના કાને પહેચી

'અરે, હજુએ એવા સન્યાસીઓ જીવે છે કે જે પરસ્ત્રીને માતા માને છે શીલ, સયમને યોગની મૂડી સમજે છે જરૂર તેવાના દર્શન કરવાજ રહ્યા'

તુર્ત જ તેડ ગયું તે સ્વામીજીને માનભેર પોતાના આવાસે તેડી લાવવામા આવ્યા

પ્રથમ નજરે જ ઠાકોર સ્વામીજીથી પ્રભાવિત બન્યા તે જતે દહાડે દિક્ષા પણ લીધી






## સત્યસાધિકા એની બેસેન્ટ

શ્રી. ગુરુદયાલ મલ્લિક

એકવાર શ્રીમતી સરોજિનીદેવી નાયડુએ કહ્યું હતું કે ગાંધીજીનું દેશસેવાનું કાર્ય શક્ય બન્યું એનું કારણ એ છે કે શ્રીમતી એની બેસેન્ટે ગાંધીજીએ જે કાર્ય શરૂ કર્યું તે પહેલાં એનો પ્રારંભ કર્યો હતો અને માર્ગ ખુલ્લો મૂકયો હતો. કવિની દૃષ્ટિ અતીવ ઊંડી હોય છે તેથી કવિ જે દર્શન કરી શકે છે તે સામાન્ય લોકો કરી શક્તા નથી. આ દૃષ્ટિએ ગાંધીજી અને એની બેસેન્ટનો આંતરિક સંબંધ હજી સુધી લોકો બરાબર જાણી શક્યા નથી.

એની બેસેન્ટે શું કર્યું ? દીનબંધુ એન્ડ્રુઝની પેઠે એમણે પણ પોતાના દેશ ઇંગ્લેન્ડને છોડીને હિંદની સેવા કરવાનું સ્વીકાર્યું. ઇંગ્લેન્ડ આપણા પર રાજ કરીને આપણી ઉન્નતિના માર્ગમાં આડો આવે છે એ એક 'પાપ' છે. પાપનું પ્રાયશ્ચિત કરવા માટે આ બંને વ્યક્તિઓએ હિંદને પોતાના જીવનની પુણ્ય-ભૂમિ બનાવી. એ બંનેએ લગભગ ચાલીસ વર્ષ સામાજિક, ધાર્મિક અને રાજકીય સેવા બજાવી.

એની બેસેન્ટ જ્યારે હિંદમાં ગઈ સતાબ્દિના અંતમાં આવ્યાં ત્યારે દેશનો શિક્ષિત વર્ગ એમાં જ ગર્વ સમજતો હતો કે દરેક બાબતમાં વિલાયતના લોકોની નકલ કરવી : વિચારમાં, આચારમાં, ખાવા પીવામાં, પોશાકમાં અને પોતાની સંસ્કૃતિ તેમજ પોતાના સાહિત્ય નહીં જાણવામાં; અરે, એ એટલી હદ સુધી કે એની અવગણનામાં મોટાઈ સમજતા! આ બધું જોઈને આપણા લોકોની વિચાર-ધારાની દિશાને સ્વદેશ અને સ્વધર્મ તેમજ સન્માન ભણી ફેરવવામાં એની બેસેન્ટે યથાશક્તિ પ્રયત્નો કર્યા. ધીમે ધીમે શિક્ષિત લોકો સમજવા લાગ્યા અને જેમ જેમ સમજતા ગયા તેમ તેમ નિર્ભય દેશભક્ત બનતા ગયા. આપણા દેશસેવકો અને દેશસેવીકાઓમાં હજીય સારી સંખ્યાના લોકો એવાં મળી આવશે જેઓ એની બેસેન્ટની માતૃવત્ છાયા તળે ઉછર્યા છે. તેથી જ કાશી વિશ્વવિદ્યાલય-જેની સ્થાપના થોડાં વર્ષો પછી થાત જો એની બેસેન્ટે પોતાની મોટી કોલેજ આપવાની કુરબાની ન કરી હોત તો-ના એક મકાનમાં આરસની તખતી પર આ શબ્દો કોતરેલા છે.

"અમારી માતાઓએ તો અમને ફક્ત

જન્મ આપ્યો હતો, પણ તમે, માતુશ્રી એની બેસન્ટે, અમને પુનર્જન્મ આપ્યો છે."

ગાંધીજીની જેમ એની બેસેન્ટે પણ બે વાતો પર સૌથી વધારે ભાર મૂકયો હતો. ચારિત્ર્યનું ઘડતર અને સત્યની પૂજા. જો ગાંધીજીનું આગમન હિંદના બાગમાં વસંતના પવન સમાન હતું તો એની બેસેન્ટનું આગમન વસંતના પવનને આવેગ આપનારું હતું. તેથી જ "માતા બસંતી"ના નામથી એમના શિષ્યો અને અનુયાયીઓ ઘણા વહાલથી એમને સંબોધતા હતા.

માતા બસંતીનો જન્મ ગઈ શતાબ્દીની લગભગ અધવચ્ચે ઇંગ્લેન્ડમાં થયો હતો. જ્યારે ઉમરમાં આવ્યાં ત્યારે પોતાનું શિક્ષણ પૂરું કરી તેમણે એક પાદરી સાથે લગ્ન કર્યાં. એમને સંતાન થયું. એક વાર એમનું એ બાળક બહુ જ બિમાર પડયું. એ નાના બાળકનું અતિશય કષ્ટ જોઈને એમનો વિશ્વાસ પ્રભુ પરથી અને ઇશુ પરથી ઊઠી ગયો. તે દિવસથી જ એમની સત્યશોધનની યાત્રા શરૂ થઈ. જ્ઞાન દ્વારા આપણે સત્ય પરનાં આવરણો દૂર કર્યાં. પણ સત્યનું એક વિશિષ્ટ રૂપ ન્યાય છે. એટલે જ્યાં જ્યાં એમણે સામાજિક જીવનમાં અન્યાય જોયો ત્યાં ત્યાં અન્યાયને દૂર કરવા તેઓ તરત જ હાજર થઈ જતાં. સત્યપરાયણ અને ન્યાયપરાયણ હોવાને લીધે મેડમ બ્લેવેટસ્કીની કૃપાદૃષ્ટિ એમના પર પડી ત્યારથી તેઓ થીઓસોફિકલ સોસાયટીમાં જોડાયાં; અને એ સોસાયટીના કામ અંગે જ એમને હિંદમાં આવવાનું થયું.

કોઇએ એક વાર શ્રીમતી એની બેસેન્ટને પૂછયું હતું, "આપના મૃત્યુ પછી આપની કબર પર જો કોઇને એક વાક્ય લખાવવું હોય તો આપ કયા શબ્દો પસંદ કરો.

એમણે ઘણી નમ્રતાથી જવાબ આપ્યો. "ફક્ત પાંચ જ શબ્દો :

"She tried to follow Truth"
(એમણે સત્યનું પાલન કરવા પ્રયત્ન કર્યો.)

---

## માલવીયજીનો અનુરાગ

પૂજ્ય માલવીયજીને વિશ્વવિદ્યાલયની પ્રત્યેક વસ્તુ પ્રત્યે અનુરાગ હતો. તેઓ એ શિક્ષણ-સંસ્થાને સુસંસ્કૃતરૂપમા જોવાની અભિલાષા રાખતા. હું જે વર્ષે ત્યાં પહોંચ્યો, તે જ વર્ષની વાત છે. એક વાર મારા છાત્રાલયમાં માલવીયજીનું શુભાગમન થયું. એમણે પ્રત્યેક ઓરડામાં જઇને વિદ્યાર્થીઓનાં આવાસ, અધ્યયન, આચરણ વગેરેનું નિરીક્ષણ કર્યું. એક વિદ્યાર્થીએ પોતાની પથારી પાસે દીવાલ પર પેન્સિલથી દૂધ અને ભોજન સંબંધી હિસાબો લખ્યા હતા. માલવીયજી સૂક્ષ્મદર્શી હતા. એમણે એ વિદ્યાર્થીને કહ્યું, 'મને જેટલો તારા પ્રત્યે સ્નેહ છે તેટલો જ આ દીવાલોની પ્રત્યેક ઇંટ પ્રત્યે છે. આ વિદ્યા-મંદિરમાં અત્યંત સ્વચ્છતા અને પવિત્રતાના દર્શન કરવા માગું છું. તને સાવચેત કરી રહ્યો છું કે ભવિષ્યમાં કદાપિ દીવાલ પર આવી રીતે લખવાનો પ્રયાસ નહિ કરતો.' આટલું કહીને તત્કાળ તેમણે પોતાના દૂધ જેવા સફેદ રૂમાલમાંથી ભીંત પર લખેલા આંકડાઓ ભૂંસાડી નાખ્યા.

—ત્રિવેદી રામાનંદ શાસ્ત્રી

# દંભ

રતિલાલ 'અનિલ'

એક 'અમૂર્ત મૂરત'ને 'સુંદર' કહીને, દષ્ટિથી પર એવા બોધને ગ્રહણ કરવાની ભાવેન્દ્રાય પામ્યાનો સૂક્ષ્મ ગર્વ પોષીને મરમી કળા રસિકમાં ખપ્યો, પણ એ તો અજાણ્યા–અણપ્રીછ્યાને 'સારા' કહેવાની બાહ્ય ભદ્રતા હતી

બે અસમાન કાર્યો બદલ બે વ્યક્તિની સમાન પ્રશંસા કરીને 'સૌજન્યમૂર્તિ'નું બિરુદ કમાઈને અનુભવેલી આંતરીક તૃપ્તિ એ તો ન્યાયભાવના વિષે જન્માવેલો ભ્રમ હતો

નિષ્ક્રિય સમભાવને મેં સહાનુકંપા માની લીધી પરંતુ એ તો ભાષાના નિર્જીવ ક્રિયાપદને કર્મયોગીની ઉપાધિ આપવા જેવું હતું!

સહજ ને અસાધારણ ઉમળકાથી વધાવી લઈને 'ઉદ્‌ગ્રચેતા'નું વિશેષણ પામી આનંદ વિભોર બની ગયો એ તો અસાધારણને નહીં પીછાનવાનો નર્યો પ્રમાદ હતો!

કુટીરના સ્વર્ગમાં પ્રવેશગના પુણ્યથી અલિપ્ત રહેલા મેં અલોભાથી મહેલને સ્વર્ગની સંજ્ઞા આપી પણ એ તો પુણ્ય કર્યા વિના જ સ્વર્ગ મળી જાય એવી લાલચભરી લાલસા હતી!

આત્મસાત નહીં કરેલી લાગણીઓને પરપરાની કેળવણી અને અનુકરણિયા રટણે પ્રગટ કરીને ભાવ પુરુષની પ્રતિષ્ઠા મેળવી લીધી, પરંતુ વાસ્તવમાં એ તો ભાવનપત્તિના દારિદ્રયને છુપાવતું રેશમી ઢાંકણ હતું! સૈનિકના કુળમાં જન્મેલો છતાં કદી યે રણમેદાનમાં ન ગયેલો કોઈ જુવાન 'નરનકા'માં ખપીને આનંદસુખ અનુભવે એ 'વળગણ જેવી અસ્પૃશ્યતા' હતી!

ઘણા માણસોના મતોમાં મારો મત ઉમેરીને સામાજિક ધર્મ બજાવ્યાનો પરમ સંતોષ માન્યો પણ એ તો પાછળના ધમસાથી આગળ ધકેલાઉં એને જ મારી ગતિ માની લઉં એવી છલના હતી!

ઊંઘમાં ચાલવા જેવું, અજ્ઞાનમાં ગતિ કરવાનું લપસણિયું સાધન મેળવી સ્પર્શ કર્યું એને મેં કર્મયોગ માની લીધો પણ ઢળતી દિશામાં જતા પાણીની જેમ કશો જ પ્રયત્ન ન કર્યો એ પુરુષાર્થને ન પીછાણતી કાયરતાભરી માત્ર સગવડ હતી.

કોઈએ રચેલી પ્રાર્થના ગગડાવી જઈને તેને મેં મારા હૃદય ભાવની અભિવ્યક્તિ માની લીધી, પણ એ તો જાહેર ફંડમાંથી હું કોઈને દાન કરું એના જેવું વિચિત્ર હતું!

ટોળામાં રહીને હું સામાજિક પ્રાણી છું એવું મનને મનાવી લીધું પણ ખરા તો એ એકાકી તપ ન કરી શકવાની અશક્તિ હતી કે જૂથમાં ન રહેતા સિંહના સામર્થ્યનો અભાવ હતો

જગતે કહેલા સુખને મેં ય મારું સુખ માની લીધું એ તો શ્રમ કરીને અંગેને થકવ્યા વિના જ ઘસઘસાટ ઊંઘ આણનારી ગોળીની ટેવ હતો!

અભાવને ગંભીરપણું છલનાભર્યું સ્વરૂપ આપીને ભાવને પોતાનાથી દૂર જ નાખવાનું, સ્વજનથી યે ભય પામવાનું ઉપેક્ષાપણું કેળવ્યું એ તો જીવન વિધાયક સામર્થ્યથી પર રહીને તે મારામાં છે જ એવી આ સાથની લૌકિક ઠગાઈ હતી

આક્રમણની વેળાએ અહિંસાને સંભારી અને જાતે ઘવાયો ત્યારે વિમૂઢ બન્યા એ તો જડતાએ માત્ર કશીક લાગણી અનુભવી એવું હતું!

નહીં વાંચેલા પુસ્તકમાં ય જ્ઞાન છે એમ કહીને જડ પદાર્થો ય જ્ઞાની હોવાનો ભ્રમ પ્રસાર્યો અને જાતે ચેતન હોવા છતાં અજ્ઞાન રહેવામાં નનામતી માની!

હૃદયના સંદેશાને મનથી સમજવાનો ઉદ્યમ કરીને બુદ્ધિજીવીમાં ખપી ગયા અને વિજ્ઞાનના રહસ્યોને જાણવાનો બૌદ્ધિક શ્રમ ટાળીને લાગણીથી જ આવાં કે તેવા સ્વીકારી લઈને નરી અકર્મણ્યતાને જ્ઞાન અને ભક્તિના સમન્વયનું નામ આપ્યું એ તો હૃદય અને મન – એ બંનેનો નર્યો અસ્વીકાર હતો!

અસ્વીકારને ત્યાગનું રૂપાળું નામ આપીને ઉપેક્ષાને જ પુરૂષાર્થ માની લીધો! એ તો કસોટીએ ચઢ્યા વિના જ સુવર્ણસિદ્ધિની ચાલાકી હતી.

આ શાથી મંગળ છે એ જાણવાની મથામણ કર્યા વિના જ પરંપરાના પ્રવાહમાં તણાઈને કહી દીધું કે આ મંગળ છે! પણ એ તો સપાટી કહે કે હું આકાશને જાણું છું એવું હતું! પુરોગામીઓના વચનમાં શ્રદ્ધા મૂકવી એ ગૃહસ્થાઈ હતી પણ એમાં મારા પુરૂષાર્થનો ફાળો ન ઉમેર્યો એ તો જાતે કમાયા વિના માત્ર વારસાની સંપત્તિ વાપરવા જેવું હતું!

—નર્યા અંધકારમાં હું કહું કે, મેં નીતર્યું પાણી જોયું છે એવું હતું એ!

સુખ એ જાણે કોઈ યુનિફોર્મ હોય તેમ, એકે કહ્યું કે લાડુ ખાઈને હું સુખી થયો અને મે કહ્યું કે હું યે લાડુ ખાઈને સુખી થયો! સુખ પણ જાણે સાર્વજનિક હોય એવું માની લીધું! પણ જેણે સ્વાનુભવ નથી કર્યો એ પરાનુભવને શી રીતે સમજવાનો એવો પ્રશ્ન કદી કર્યો જ નહી!

નર્યા પીંછા ઉડે એ પક્ષીની નહીં પણ પવનની ગતિ છે એવો વિચાર જ મને આવ્યો નહીં! સાંત્વનની છલનાને મે 'સુખ' તરીકે સ્વીકારી.

પ્રેરણા તો બ્લેક માઉન્ટ પર રૂપેરી રેખા જેવી જડ હતી ધોળેલા ચૂનાને હિમાલયના કવચ માનવા સરખી ભ્રમણા હતી.

હું શેનાથી પ્રેરાયો? પરંપરાઓથી, તૈયાર પડેલી નક્કા કરેલી માન્યતાઓથી, આત્મસાત નહીં કરેલી, કંઠાગ્રે કરેલી ઉક્તિઓથી — અને અને મેં મંત્રો કહ્યા! પણ મેં એ ન જાણ્યું કે કપડા એ ત્વચા નથી, અને જે અંગસ્થ તે બધું આત્મસ્થ નથી

શૌર્યના અભાવને શિષ્ટતા અને શાણપણ માન્યાં એ તો કાયરતા હતી.

આજે લાગે છે કે એ બધું તો નર્યો દંભ હતો! ઈંડામાં રહેલ બચ્ચું કોચલાને પોતાની ચામડી માની લે એવું અજ્ઞાન હતું!

વાજામાં ફૂંકાતા પવનથી સ્વર નીકળે તે કંઈ હૃદયવાણી ન હોય,

પક્ષીથી દૂર થયેલાં પીછાંની જેમ હું અહેતુક ઊડયો — એમાં મારો પુરૂષાર્થ ન હોતો અને પવનના અભાવે ભોયે પટકાયો એમાં મારી કાયરતા નહોતી — કારણ કે હું તો નિર્જીવ હતો!

મારા ચેતનને મેં માત્ર વિશ્વને આંદોલિત કરતી હવાનું જડ રમકડું બનાવી દીધું હતું! વાવાઝોડામાં નિશ્ચળ રહેવાની અને ગૂંગળાવતા જડ વાતાવરણમાં ચેતનાનું આંદોલન જગાવવાની સ્વચેતનની મૂડી મેં વાપરી જ નહી — એટલે ગુમાવી પણ દીધી.

મારામાં જીવ છે એમ માન્યુ એ દંભ હતો.

વસ્તીના આકડા બતાવીને મેં કહ્યુ કે હું માનવ જાતને જાણું છુ!

નકશો બતાવીને કહ્યુ કે મે જગતને જોયુ છે!

અરીસા સામે આગળી ચીંધીને મે કહ્યુ કે આ રહ્યો માણસ!

મીંડુ બનાવી કહ્યુ કે આ રહ્યો ઇશ્વર!

પણ એ તો સ્વને છેતરનારો પ્રપંચ — જાદુ હતો, અને ખેલ કર્યા પછી, કોઈની દાઢીમાંથી રૂપિયા કાઢ્યા પછી, પ્રેક્ષકો પાસે થાળી ફેરવી પાઈ પાઈનુ ઉઘરાણુ કરવુ પડે એવી નરીગાઈ હતી

અને છતા મેં મારી જાતને ચમત્કારિક માની એ કેવળ દંભ હતો



# વેપારી અને નેક !!!

જર્મનીના ફ્રાંકફોર્ટ નામના શહેરનો મોજસ રાપ ચાઇલ્ડ નામનો વેપારી અનીતિના વેપારનું અન્ન ના ખાય બરબાદ થવાનુ હોય તો ભલે થવાય પણ એક ભાવના બે ભાવ ના કરે. વૃષ્ટિ કે અનાવૃષ્ટિમા જાણી જોઇને પ્રજાને લૂટવા કે પૈસા કમાવા ભાવોનો જરાય વધારો ન કરે.

આ શહેર ઉપર ફ્રાન્સે આક્રમણ કર્યું. રાજા બહાદુરી પૂર્વક લડયો પણ હાર તેના નસીબમા લખાયેલી હતી માનવીને લક્ષ્મીનો મોહ છૂટતો નથી હોતો કદાચ પોતે રાજા બનીને પાછો આવે કે બીજે જાય ત્યા પણ પૈસાની જરૂર ઊભી થાય માટે હતુ તેટલુ સોનુ, ઝરઝવેરાત ભેગુ કર્યું. પણ આને લઇને ભાગવુ કેવી રીતે? હાર તો હવે થોડી ક્ષણોમા થવાની જ હતી.

ત્યા રાજાના મનમા આ સઘળી દોલત રાપ ચાઇલ્ડને સોપવાનો વિચાર આવ્યો. દોલત લઈને તે દોડયો

'જુવો, આપનુ નામ એક વેપારી તરીકે આખા શહેરમા છે આપે આ મારી થાપણ સાચવવાની છે હુ આવીશ ત્યારે લઇ જઇશ.'

વેપારીએ ઘણીએ ના પાડી દુસ્મનો તો ઘરે ઘરની જડતી લેવાના બધુએ ઉઠાવી જવાના ત્યા હુ આપનો માલ આ કયા રાખુ' પણ રાજા સાભળવા ના ઊભા રહ્યા.

હારના સમાચાર મળ્યા ને પહેરે લૂગડે રાજા ગુપ્ત માર્ગે ભાગી છૂટયા.

વાતને વર્ષો વિતી ગયા. સધિના કરારો કરી રાજા ફરી પાછો આવ્યો

પણ તેને સાભળ્યુ. ફ્રેન્ચ લશ્કરે ખુદ વેપારીને મારી મારીને બધુ જ લૂટી લીધુ હતુ. તેના હાથ પગ ભાગી નાખ્યા હતા, તેના છોકરા ને સ્ત્રીઓને નગ્ન કરીને ફેરવ્યા હતા ને જે ઘરમા હતુ તે બધુએ, લૂટીને લઈ ગયા હતા. જમીનમા દાટેલુ હતુ તે કઢાવી ગયા હતા

હવે વેપારી પાસે શું માગવા જવુ? અને કદાચ પોતાનુ કઇ બચેલ હોય તે વેપારી શાને પાછુ આપે? વેપારને સજીવન કરવામા તે નાણા કેમ ના રોકે? ને નાણાની પહોચ પણ કયા હતી?

રાજાએ નાણાની વાત જ ન કરવાનો મનસૂબો કરી લીધો

પણ થોડા દિવસ પછી એક સવારે રાજા ઝરૂખામા દાતણ કરવા બેઠો છે ત્યા સામેથી વેપારીને પોતાના ઘોડા ઉપર બેસીને આવતો જોયો તેની પાછળ કેટલાએ ખચ્ચર ચાલ્યા આવતા હતા

'રાપ ચાઇલ્ડ' રાજા બોલી ઊઠયો.

'હાજી હુ આપનો નમ્ર સેવક આપને આપની દોલત, પાછી સોપવા આવ્યો છુ' રાજાના પગમા પડી વેપારી બોલી ઊઠયો

'પણ મે તો સાભળ્યુ છે કે લશ્કર બધુ જ લૂટી ગયુ હતું ને?'

'ના મે આપનું ધન મારા બગીચામા દાટી દીધું હતુ પ્રથમ તો તે લોકોએ મારુ ઘરમા હતુ તે લૂટી લીધુ પછી મારુ દાટેલુ ધન કઢાવ્યુ. એમને લાગ્યુ કે હવે ધન નહી હોય એટલે મને છોડી મુકયો. તેમના ગયા પછી મે આપનું ધન કાઢયુ ને વેપાર શરૂ કર્યો હતો તેમાથી વધુ નાણા કમાયો છુ. આપ વ્યાજ સાથે આપની આ દોલત સ્વીકારો'

આ નેક વેપારીને જોઇ રાજાની આખમા હર્ષના આસુ આવી ગયા દોડીને ભેટી પડયો. ને કહ્યુ 'આપના જેવા માનવો મારા રાજ્યમા હશે ત્યા સુધી હુ ને પ્રજા સુખી છીએ.' —વસંત પટેલ

શિ.

'હલેસાં'
(લેખક શ્રી. દામોદર ભટ્ટ 'સુધાંશુ'
પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
પાનાં ૨૫૬ મૂલ્ય રૂા. ૬)

કવિ સુધાંશુની', સાગર કથાઓનો આ વાર્તા સંગ્રહ દરિયાઈ ઊંડાણની ગેબી સૃષ્ટિનો વાચકને પરિચય કરાવે છે. સાગર કથાઓ આલેખનારા ગણ્યા-ગાંઠ્યા જે લેખકો ગુજરાતને સાંપડ્યા છે તેમાં કવિ-હૃદયી સુધાંશુનું પ્રદાન વિશિષ્ટ બની રહે છે. પદ્યના લેખકને ગદ્યમાં પણ જાણે ચેન પડતું નથી અને કલ્પના કવિની પાંખે ઊડીને, અને શબ્દો ઊર્મિનાં મોજાં બનીને વાચકને ભીંજવે છે. લેખકની સાગર અને દરિયા–ખેડુની અનુભૂતિ તથા જાણકારી એટલી સંગીન છે કે પંદરે વાર્તાઓના કેન્દ્રમાં સાગર અને તેના શિશુ હોવા છતાં મેઘ ધનુષના રંગોની જેમ અવનવી-દુનિયા ખડી કરી શકે છે.

'સફરી તરવૈયો'માં દરિયાઈ ચાંચિયાને મહાત કરતો નરસી, 'સમેટ મન છેડા'નો સમુદ્રની મઝધારમાં જાત સમર્પણ કરતો બુઢ્ઢો, પ્રેમકથાના આકર્ષણસમો 'કસૂકો, માતૃપ્રેમની વીરડી જેવો 'માતૃ વિસામો'નો પઢુ, 'ખેદીવ'નો ખેલદીલ ગોરો કપ્તાન, દરિયા પીરનો- અલગારી 'સામળો ડાડો,' પ્રણય ત્રિકોણની બલિદાન કથા સમું 'ઝાંઝવાનાં જળ,' 'સાગરી પંખીડાં'નો વિફટર, 'સોહાગનું દાન' દેતો લછમન, 'મિલાપની વરમાળ'નો નાયક, 'ચાર આંખોની રોશની'ના રામી અને 'પઢુ' તથા 'સમર્પણ'ની નાયિકા ગલાલ– આ બધા અવિસ્મરણીય પાત્રો છે. કવિએ જાણે કાવ્યોને બદલે વાર્તાઓ રચી હોય તેમ સાગરી રામસાગર અને મોજાનાં મંજીરાનો મધુર કલરવ શ્રી સુધાંશુ 'હલેસાં' દ્વારા જગાડી જાય છે. તેમની પાસે નિજી શબ્દ ભંડોળ એટલું વિપુલ છે કે ઉપમાઓની પરંપરા યોજવા છતાં, અધિક વિપુલતાનું સૂચન ઊભું જ હોય છે. તેમનો બીજો એવો સંગ્રહ 'મઝધાર' જે હવે બહાર પડવાનો છે તે તીવ્ર પિપાસા જગાડી જાય છે.

(૨) 'આભ અને ધરતી'
(લેખક શ્રી ગુણવંત પંડ્યા 'પથિક'
પ્રકાશક: પોતે
પાનાં ૧૦૩ કિંમત રૂ. ત્રણ)

શ્રી પથિકનો આ બીજો કાવ્ય સંગ્રહ છે. પ્રથમ સંગ્રહ 'પગદંડી' પછી 'આભ અને ધરતી' ટૂંકા ગાળામાં પ્રાપ્ત થાય છે. જેમણે 'પથિક'ને સાંભળ્યા છે તેમણે કવિ–કંઠની હલક અનુભવી હશે જ. નિરભિમાન વ્યક્તિત્વ ધરાવતા અને લોક સમુહનો નિત્ય સંપર્ક જાળવતા આ યુવાન કવિ સ્વભાવે સંવેદનશીલ છે તે તેમનાં કાવ્યો અને ગઝલો શાખ પૂરે છે. કયારેક બાલ–ભોગ્ય, કયારેક લોકભોગ્ય તો કયારેક વક્રોક્તિ દ્વારા બોધ પ્રધાન થવા મથતી તેમની કવિતા સૌને એકસરખી આસ્વાદ્ય છે. પ્રસ્તુત કાવ્ય સંગ્રહમાં ગઝલોનો વિભાગ ઘણો સમૃદ્ધ છે, 'બંસરીને' તથા 'કોણગમે'ની રમતિયાળ કલ્પના સાથે 'શિવતાંડવ' અથવા 'સાગર'ની સચોટ અને તાદૃશ વાતાવરણ ખડું કરતી શબ્દ સમૃદ્ધિ સુંદર વિવિધતા પૂરી પાડે છે. 'વેલ અને ઢેલ', 'ગાવાં ગીત મધુરાં', 'ગીત નથી ગાવું,' 'વાદળ અને કાજળ,' 'ડહોળું પાણી' 'વીણાનો તાર' 'આજ રૂપાળી બાળી,' 'ઘાટઘરો' ઈત્યાદિ ઉત્તમ પંક્તિનાં ગીતોમાં કવિપ્રતિભાનો અણસારો મળી રહે છે. શ્રી 'પથિક' માર્મિક કટાક્ષ સચોટ રીતે કરી શકે છે ('કીર્તિ મંદિર– 'સરપંચ થાઈં') અને બાળકોને પણ રીઝવી શકે છે ('ચાર ઉંદર'). એ સમય દૂર નથી જ્યારે કવિઓની પ્રથમ હરોળમાં સ્થાન લેવા પથિકે કદમ ઉપાડવા પડશે.

(૩) 'વ્યક્તિ ઘડતર'
(લેખક ફાધર વાલેસ,
પ્રકાશક: ગૂર્જર અમદાવાદ.
પાનાં ૧૮૩ કિંમત રૂા ૨.૭૫

'કુમાર'માં આવતા ફાધર વાલેસના લેખો અહીં ગ્રંથસ્થ થયા છે. તેમના દરેક લેખમાં કાંઈક નવું તેમજ

આકર્ષક તત્ત્વ હોય છે. અહીં ૨૪ લેખો પ્રાપ્ય થયા છે તેની ઉપયોગિતા તો જ્યારથી આ લેખો માસિકમા છપાતા ગયા ત્યારથી જ પુસ્તક સ્વરૂપેની માગણીમાંથી મળી રહે છે. કહેવાનું તો સૌને હોય છે પણ બહુ થોડાને આકર્ષક રીતે કહેતાં આવડે છે. ફાધર વાલેસ પાસે કલ્પનાનો કિમિયો અને ભાષાનો કસબ બન્ને છે આજ પુસ્તકની સુવર્ણાભિરી ભેટ આવૃત્તિ ૧૨ રૂપિયામા મળી શકે છે તે નવદ પતીને આપવા જેવી છે.

## 'ધૂમકેતુના જીવન ઘડતરની વાતો' ભાગ-૧૧

(લેખિકા ઉષા જોશી
પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ.
પાનાં ૭૪)

અગાઉના દસ ભાગોની જેમ ૧૧મો ભાગ ઘણુ જ પ્રેરણાદાયી વાચન પૂરું પાડે છે મોટા માણસોની નાની વાતોમાં પણ કેટલો અખૂટ પ્રેરણા સ્રોત્ર હોય છે તે આ પુસ્તિકાના પ્રકરણો દર્શાવે છે વ્યક્તિ તરીકે શ્રી ધૂમકેતુ કેવા હતા તેનો આછેરો નિમ્નતમ પરિચય કરાવવા આપણે લેખિકાના આભારી છીએ હાથીભાઈની નપાસ થતી પુત્રીને મદદ કરતા ધૂમકેતુ, મુળદાસભાઈ વૈશ્યના હરિજન આશ્રમના અંતેવાસી-એનો પહેલ પ્રેમથી નિહાળતા ધૂમકેતુ કુટુંબ કલહના સમાધાન કરાવવા અધીર અને આતુર બનતા અને ભત્રીજાના લગ્નમા જ્ઞાતિજનોને શીખ દેતા ધૂમકેતુ, ગુજરાતને રેડિયો સ્ટેશન મળે તે માટે સરકારી અમલદારને સચોટ રદિયો આપતા ધૂમકેતુ અને ઉચ્ચે સ્વ શ્રી મહિયાને વિદ્યાર્થી જીવનમા અદૃશ્ય પ્રેરણા આપતા ધૂમકેતુ – એમ તેમના જીવનના વિધવિધ પાસા ઉષા બેને સરસ આલેખ્યા છે. પ્રકરણ ૩ અને ૧૧ તો પ્રસંગની કરુણતાને કારણે સવિશેષ અસરકારક લાગે છે

### (૫) 'અભિનવ ભારતી'

(તંત્રીઓ શ્રી મોહનલાલ મહેતા–સોપાન
તથા લાભુબેન મહેતા
૯૪, ભગતસિંઘ રોડ, ફોર્ટ માર્કેટ પાસે, મુંબઈ–૧)

ગુજરાતી સામયિકોના ઇતિહાસમાં અપૂર્વ કહી શકાય તેવો એક અખતરો 'અભિનવ ભારતી'ના જાન્યુ ૬૯ના પ્રથમ અંકથી થાય છે. ભારતની મુખ્ય ચૌદ ભાષાનું ઉત્તમ સાહિત્ય અત્યારે તો ગુજરાતીમાં અપાય છે પરંતુ આ માસિકની હિંદી, મરાઠી, અંગ્રેજી, બંગાળી તામિલ આવૃત્તિઓ (સ્વતંત્ર) ક્રમશ. બહાર પાડવાની યોજનાની આ માત્ર શરૂઆત છે. જાન્યુ અને ફેબ્રુ.ના બે અંકો જોતાં લાગે છે કે તંત્રીઓએ આપેલી આશા બર આવશે. પ્રથમ અંકના નિવેદનમા તેઓ જણાવે છે

"અમારી યોજના આ પ્રકારની છે. ગાંધી જન્મશતાબ્દીના આ વર્ષમા ગુજરાતી, મરાઠી અને હિંદી ભાષામાં 'અભિનવ ભારતી' માસિકનું પ્રકાશન કર્યું. ૧૯૭૦ના પ્રારંભમા બંગાળી અને તામિલમા પ્રવેશ કરવો. એ જ વર્ષમા આગળ જતાં ઉર્દૂ અને અંગ્રેજીમાં માસિક લઈ જવું. એ પછી ક્રમેક્રમે ભારતની બધી ગણનાપાત્ર ભાષાઓને એકપછી એક આવરી લેવી દરેક ભાષાનું માસિક, તે તે ભાષામા ને લિપિમાં જુદા જ પ્રકાશન તરીકે બહાર પડશે"

ભાવાત્મક એકય સાધવાનો આ પ્રચંડ પુરુષાર્થ સારાયે દેશનુ ધ્યાન ખેંચનો બની રહેશે. ભાષાવાદના વેરઝેર ચાલી રહ્યા છે ત્યારે આવો પ્રયાસ દરેક રાજ્યમાં કરવામાં આવે તો લોકોને ખ્યાલ પણ આવે કે ભારતને માટે એક ભાષા – એક લિપિ કેટલાં જરૂરી અને અનિવાર્ય છે – આ ઝઘડો કેટલો જટીલ છે અને સંકુચીત ભાષાવાદ કેટલો મિથ્યા છે ભારતના દરેક રાજ્ય અને ભાષાને નીકટ લાવવાનો ભગીરથ પુરુષાર્થ આદરનારને અભિનંદન ! પ્રથમ બન્ને અંકો વૈવિધ્ય સરસ જળવાયુ છે શરૂઆતમાં ગુજરાતી ભાષાની કૃતિઓ વિશેષ લાગે છે. પણ ધીમેધીમે તે સ્થાન અન્ય ભાષાઓને મળ઼ બનશે વાર્તાઓ, કાવ્યો, નાટકો અને લખાણોનું ધોરણ ઉત્કૃષ્ટ રહ્યું છે. અનુ સાહસ હાથ ધરવા બદલ શ્રી સોપાન તથા લાભુબેન મહેતાને ધન્યવાદ.

### (૬) 'ડમરુ'

(તંત્રી શ્રી જસવંતરાય રાવળ
સંપાદકો શ્રી કનૈયાલાલ વાઘાણી
તથા બળદેવભાઈ નગેવા બ્રહ્મનમ)

'અચલ ભારતીય નવદર્શન' તંત્રી મહા શિવરાત્રિના દિવસે આ આધ્યાત્મિક તત્ત્વ દર્શન અને ચિંતન સામગ્રીના માસિકનું પ્રકાશન ભવનગરથી શરૂ

છે તે આનંદની વાત છે પ્રથમ અંકમાં શ્રી મકરંદ દવે, શ્રી સરોદ, પ્રા. જાની શ્રી કનૈયાલાલ વાઘાણી, શ્રી હસિત બુચ, શ્રી અમૃત ઘયલ, પ્રજારામ રાવળ જેવા નામી લેખકો – કવિઓનો સહકાર સાંપડયો છે તંદુરસ્ત અને ધાર્મિક જનસમાજને પોષતા આ માસિકને હાર્દિક આવકાર હવેના અંકોમાં છપાઈ અને ટાઈપના સુધારની આશા રહે છે

(૭) 'સમ્પુટ' અને 'વૈશાખી'

વડોદરાથી 'સમ્પુટ' અને અમદાવાદથી કવિતા માસિક 'વૈશાખી'ના પ્રથમ અંકો જોવા–જાણવા મળ્યા છે બન્ને ઉચ્ચ પ્રકારના શિષ્ટ સાહિત્યને પોષે છે મુંબઈથી પ્રગટ થતા 'કવિતા'ને 'વૈશાખી' અનુસર છે અને આ દ્વૈમાસિક એવી રીતે પ્રાપ્ત થશે કે આ બન્ને માસિકો વારાફરતી દરમહિને મળતા રહશ શિષ્ટ સાહિત્યની વાચનભૂખ ઉઘડતી જાય છે ત્યાર હલકી કોટિના સહિત્યને નાબૂદ કરવા આવા સાહિત્યિક પ્રકાશનોને ખૂબખૂબ આવકાર

---

એંશી વર્ષની ડોશી વગર બીમારીએ મરણ પામી બીજી દુનિયામાં જઈ તે ભગવાનને કહેવા લાગી પ્રભુ, 'એક ઘડીની પણ ચેતવણી આપ્યા વિના મને બોલાવી લાધી ?

પ્રભુએ કહ્યુ એંશી વરસની લાંબી મુદત દરમ્યાન તને કેટલી ચેતવણીઓની જરૂર હતી? તારા દાંત ગયા, આંખે ઝાંખપ આવી કાન બહેરા થય, શરીરે કરચલીઓ પડી, હાથપગ ધ્રુજવા લાગ્યા, શરીર બેવડ વળી ગયુ તારા કરતા નાના એવા અનેકને સ્મશાને તે વળાવ્યા ગડાની અકકલ ખૂલે અને આંધળાની આંખ ખૂલે એવી અકેકેક ચેતવણીઓ મે મોકલાવી હજી તને કઇ ચેતવણીની જરૂર છે?

*

'એક પ્રધાનશ્રીને ભાષણ આપવુ હતુ એટલે એ માટે જરૂરી આંકડા મેળવવાનું કામ એમણે પોતાના મંત્રીને સોંપ્યુ મંત્રી કહે 'એ આંકડાઓ મેળવતા ઓછામા ઓછા બે વર્ષ લાગી જશે?' ભાષણ તો એક જ અઠવાડિયા પછી હતુ પ્રધાનમંત્રીએ એ ભાષણમા બધા આંકડાઓનો ઉલ્લેખ કર્યો ત્યારે મંત્રી છક થઇ ગયો એણે પ્રધાનજીને પૂછ્યુ 'આપે આટલા જલદી આ આંકડાઓ કેવી રીતે મેળવ્યા?' પ્રધાનશ્રીએ જવાબ આપ્યો 'આ તો અનુમાનથી મુકેલા આંકડાઓ છે એને ખોટા ઠરાવવા માટે પણ બે વર્ષ જેટલો સમય તો લાગશેને?'

*

પાવાગઢ ચઢવા નીકળેલા પ્રવાસીઓમાંથી કેટલાક વહેલા પરોઢમાં નીકળ્યા છે, કેટલાક સૂરજ ઊગ્યા પછી નીકળ્યા છે, કેટલાક ખાઇપીને નીકળ્યા છે, કેટલાક ભૂખ્યા નીકળ્યા છે, કેટલાક નાના બાળકો સાથે નીકળ્યા છે, કેટલાક જુવાનજોધ જેવા એકલા જાતે નીકળ્યા છે

આમાના કેટલાક બીજી ટૂક ઉપર છે કેટલાક પહેલી ટૂક ઉપર છે, કેટલાક દુખિયા તનાવડીએ પહોંચ્યા છે કેટલાક માતાના મંદિરમા દર્શન કરે છે, કેટલાક દર્શન કરીને પાછા નીચે ઊતરવા લાગ્યા છે

જો કોઇ કહે આ બધા એક સાથે ઉપર કેમ ન પહોંચી ગયા તો એ કેવો બેહૂદો સવાલ લાગે'

એ જ પ્રમાણે આ સંસારસાગરમાં પણ સૌ પોતપોતાની નાની મોટી હોડીઓ લઇને ઓછી વધારે શક્તિ સાથે જુદીજુદી જગ્યાએથી વહેલામોડા નીકળી પડ્યા છે બધા એક જ સાથે અને એક જ જગ્યાએથી કયાંથી ભેગા થઇ જાય?

દરેક જ્યાં હોય ત્યાંથી એક ડગલુ આગળ વધવાનો પુરુષાર્થ કરતુ હોય એટલથી જ સંતોષ માનવો રહ્યો અને આપણું ચાલે તો પોતે ડગલુ ભરતાભરતા બીજાને પણ ડગલુ ભરવાનુ પ્રોત્સાહન આપીને આપણે પણ સંતોષ માનવો રહ્યો

# વૈષ્ણવજન

વર્ષ : ૮ ] મે – ૧૯૬૯ [ અંક : ૨

## અનુક્રમણિકા





### સૂચના

[ ગ્રાહકોને ]

દર માસની બારમી તારીખે પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા બાદ લખીને જણાવવું અંક ફરીથી મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય.

આ માસિકમાં પ્રગટ થતા વિચારો તે લેખકોના છે. સંપાદક સંમત છે જ તેમ માનવું નહીં.

[ લેખકોને ]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

### લવાજમ

દેશમાં [ રસ્તનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક, મુદ્રક, માલિક યોગેન ગાંધી. સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ—પ્રકાશન સ્થાન સ્વરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ

# વૈભણાવજળા

વક્રતુંડ મહાકાય સૂર્યકોટિ-સમ-પ્રભ,
નિર્વિઘ્ન કરો, દેવ, શુભ કાર્યોમહીં મને.

ગણપતિ વિઘ્નહર્તા છે, પણ એક શરતે એ શરત કઈ તે ઉપરના સ્તુતિ વચનમાં બરાબર કહેવામાં આવ્યું છે. એ શરતનું પાલન ન કરીએ અને પછી હજાર વાર 'શ્રી ગણેશાય નમઃ' બોલીએ અથવા ચોપડામાં પૂજાના પાના પર લાલ અક્ષરોમાં લખીએ, બધું જ નકામું! વિઘ્નોથી રક્ષણ જોઈતું હોય, તો એ શરત પાળ્યે જ છૂટકો, અને એ શરત એટલી જ કે તમે શુભ કાર્યો જ ઉપાડો!

અશુભને ગણપતિ પાસેથી વિઘ્નહરણ માગવાનો અધિકાર જ નથી!— (બલ્કે અશુભની આડે વિઘ્નો ઊભાં કરવાનો ગણપતિનો ધર્મ છે!) વિઘ્નેશ વાંકા મોંવાળો છે, કોઈનીયે તમા રાખે એવો નથી, કોઈનીયે શેહમાં તણાય એવો નથી (શંભુ જેવા બાપની શેહમાં પણ એ ક્યાં તણાયો હતો!) વળી એની આંખોમાં ધૂળ નાખી શકાય એમ પણ નથી, કારણ કે એ સૂર્ય કોટિ સમ-પ્રભ છે

ગણપતિ એ ગણોનો, સમૂહોનો, સમુદાયોનો, જનવૃન્દોનો 'પતિ', મોવડી, અગ્રેસર છે 'ગણ'થી વિરુદ્ધનું હોય એવું કોઈ પણ કાર્ય કોઈ વ્યક્તિને હાથે થાય એ ગણપતિને મંજૂર ન જ હોય. અધિકારની ઓથે રહીને ગણવિરોધી કારસ્તાનો કરતા ગણદ્રોહીઓ એ 'વક્રતુંડ'ની વસમી સજામાંથી છટકી શકતા નથી. કોટિ સૂર્યોના પ્રકાશથી એ તેમને પકડી પાડે છે!

ગણપતિનું આ સ્વરૂપ પ્રત્યેક વ્યક્તિ ઉપરાંત, અત્યારના આપણા બધા જ ગણપતિઓએ, આર્થિક આગેવાનોએ, સામાજિક મોવડીઓએ, સરકારી અમલદારોએ અને રાજદ્વારી આગેવાનોએ—નેતાઓએ—ધ્યાનમાં રાખવા જેવું નથી?

અવિઘ્નતા ઇચ્છવાનો, માગવાનો અને મેળવવાનો અધિકાર કેવળ 'શુભ'ને જ છે, એ સનાતન સત્ય જો આપણા સૌની સમજમાં આવી જાય, તો જ ઋદ્ધિ સિદ્ધિઓના દાતા શ્રી ગણેશ આપણા ઉપર પ્રસન્ન રહે એમ નથી લાગતું?

— સંકલિત





મો સમ કૌન કુટિલ ખલ કામી ॥
જિન તનુ દિયો તાહિ બિસરાયો ઐસો નિમકહરામી ॥
ભરી ભરી ઉદર વિષયકો ધાવૌ, જૈસે સૂકર ગ્રામી ॥
હરિજન છાડ હરીવિમુખનકી નિસિદિન કરત ગુલામી ॥
પાપી કૌન બડો હૈ મોતે સબ પતિતનમે નામી ॥
સૂર પતિતકો ઠૌર કહા હૈ સુનિયે શ્રીપતિ સ્વામી ॥

મારા સરખો વાંકો-આડે માર્ગે ચાલનારો-(કુટિલ) દુષ્ટ (ખલ) તથા વિષયલંપટ (કામી) કોણ ? કોઈ નથી

હુ એવો ગુણચોર છુ કે જેણે મને માનવદેહ (તનુ) આપ્યો તે ભગવાનને જ વિસરી ગયો છુ

ગામડાના સૂવર (સૂકર)ની પેઠે હુ વિષય પાછળ પેટ ભરીને હડિયાહડી કરુ છુ,

ભગવાનના ભક્તોને છોડીને ભગવાન સામેથી જે પોતાનુ મુખ ફેરવી ગયા છે એવા લોકોની સેવા હુ રાત (નિશ) ને દિવસ કરુ છુ

મારાથી (મોતે) મોટો પાપી કોણ છે? હુ સર્વ પાપિયામા નામી પ્રખ્યાત-છુ

પાપમા પડેલા સૂરદાસને (તમારા વિના) ઠરવાનુ ઠેકાણુ કયા છે? મારા અનાથના નાથ લક્ષ્મી (શ્રી) પતિ (મારી અરજ) સાભળો —દે વા

'આશુતોષ'

## વૃક્ષારોપણ

વનમહોત્સવના ક્ષણિક પ્રચારને બાદ કરતાં, આપણે ત્યા વૃક્ષોનુ ફૂલઝાડનુ રોપણ–ઉછેર–જાળવણી બરોબર થતા નથી કૃષિ ક્રાંતિની પેઠે વૃક્ષોના વાવેતરમા પણ ક્રાંતિ જરૂરી બની છે વન્ય પશુઓની જેમ વન્ય સમૃદ્ધિ પણ નાશ પામી રહી છે–જગલો પાંખા બનતા જાય છે–વૃક્ષો કપાય છે તેટલા ઉગતા નથી. ઉત્તર પ્રદેશના તેરાઈ અને ભાભર જીલ્લાઓમા કોનિફરસ, વાંસ અને યુકેલિપ્ટસનું વાવેતર ધધાકીય હેતુસર કરવામાં આવે છે કેમકે કાગળની મિલો માટે 'પલ્પ' પૂરા પાડવા માટે આ વૃક્ષો ઉપયોગી છે યુકેલિપ્ટસનુ ઉત્પાદન ત્રીજી યોજના દરમ્યાન ૪૦૦૦ હેક્ટા એકરમાથી ચોથી યોજના દરમ્યાન દસ હજાર હેક્ટા એકર સુધી, અને ૧૯૮૦ ની સાલ સુધીમાં, ૨,૫૦,-૦૦૦ હેક્ટા એકર પહોંચાડવાની નેમ છે બીન ઉપયોગી વૃક્ષો કાપીને ઉપયોગી રોપવામા આવે તેથી રૂડું બીજુ કાંઈ નથી પરતુ દંડકારણ્યમા બન્યુ તેમ ખેતી માટે વનનો નાશ કરવા જતા બન્ને ગુમાવવા ન પડે તે જોવુ ખાસ જરૂરી છે દરેક રાજ્યમા નહિ, દરેક શહેર અને ગામમા લોકોને વૃક્ષો ઉછેરતા કરવા જોઈએ વૃક્ષને ઉછેરવાનું પુણ્ય બાળક જેટલુ જ છે તેથી કુટુબ નિયોજન ખાતાએ પણ આ સૂત્ર ઉપાડી લેવુ જોઈએ શહેરો અને ગામડઓમા, કલાદૃષ્ટિએ પણ રસ્તાઓની બાજુઓ, બહાર જતા ધોરી માર્ગોની બાજુએ ગુલમહોર, આસોપાલવ અને લીમડાને સ્થાન આપી શકાય, ઉદ્યાનોની સખ્યા વધારી શકાય, જાહેર કચેરીઓ અને ઇમારતો, નિશાળો, દવાખાનાઓ, પોસ્ટ ઓફિસ, રેલવે સ્ટેશનો–આ બધાને મેદી અને ફૂલઝાડથી શણગારી શકાય. આખને આ બધુ જોયા વિના ચેન ન પડે તેમ કેળવવી પડશે, આવતી કાલનો નાગરિક વૃક્ષપ્રેમી, ફૂલ પ્રેમી બને તેવી કેળવણી પણ આપવી પડશે, શહેરની સડક ઉપર જતા બન્ને બાજુ વૃક્ષોની ઉણપ કાંઈક ખૂટતું હોવાનુ તેને ભાન કરાવે તેવુ માનસ હોવું જરૂરી છે જેટલાં કાપીએ તેથી વધુ વૃક્ષો રોપીએ

## લપડાક

પ્યુબ્લોના બનાવ પછી બીજીવાર અમેરિકાનુ એક જાસૂસી વિમાન તોડી પાડીને ઉત્તર કોરિયાએ વાઘની બોડમાં ફરીથી હાથ ઘાલ્યો છે આ આખો વિસ્તાર તંગદીલીનો વિસ્તાર છે વિયેટનામમાં હજુ આગ ધૂધવાયા કરે છે. સીગાપોરમાથી નૌકાથાણુ બ્રિટન ઉઠાવી લ્યે ત્યાર પછી પણ મહાનસત્તાઓની ખેચતાણ ચાલ્યા કરવાની આપણે ગમે તેટલી શુદ્ધ નિષ્ઠાથી કહીએ કે કોઈએ તગદીલી વધારવા આ વિસ્તારમા પ્રવેશ કરવો નહિ તેથી પરિસ્થિતિમા ફેર પડતો નથી અમેરિકા જેવી મહાસત્તાને પણ કડવો ઘૂટડો ગળી જવો પડયો છે નિકસન સાહેબ બરોબર સમજી બેઠા છે કે બળતામાથી પગ કાઢવા જતા, આખેઆખા હોમાઈ ન જવાય તે જરૂરી છે ઉત્તર કોરિયાએ વર્ષો પહેલા લડાઈના રાહની નિરર્થકતા કહી બતાવી છે, આજે ઉત્તર વિયેટનામ બતાવે છે.

એવી જ લપડાક પશ્ચિમ બગાળે કેન્દ્રને લગાવી છે કોસીપોર ખાતેના ગોળીબારના વિરોધમા બગાળ બધ રખાવીને જ્યોતિ બસુએ પોતાની શક્તિનો પરચો બતાવવા ઉપરાત કેન્દ્રનું પાણી પણ માપી લીધુ. ૧૯મી સપ્ટેમ્બરની કેન્દ્ર સરકારના નોકરિયાતોની હડતાળમાં ન જોડાએલા કર્મચારીઓ પ્રત્યે આજે પણ કેન્દ્ર સખ્ત છે. પરતુ પશ્ચિમ બગાળમા રેલવે, વિમાની સેવા, તારટપાલ બધુ આપોઆપ બધ રહ્યુ તેની સામે વડાપ્રધાન લાચાર છે જ્યોતિ બસુ વિચક્ષણ રાજપુરુષ છે રવીન્દ્ર સ્ટેડિયમના બનાવ બાબતને તેમણે ગભીર ગણી નથી અને કેન્દ્રને પણ ગભીર ગણવા દીધી નથી કેન્દ્ર અને રાજ્યના સબધો માટે એક નવી વ્યાખ્યાની માગણી કરીને તેમણે લોકશાહી સરકારની નાવની સઢમાથી

કાઢી લીધો છે.

## કરુણાનિધિ

શ્રી. અન્નાદુરાઈના દેહત્યાગ પછી ડી એમ. કે પક્ષમાં નેતાગીરી માટે ખેંચાખેંચ થઈ હતી. નેડુ ચેઝીઅનની સામે કરુણાનિધિ ટકી રહેશે કે કેમ એવું ઘણાને લાગેલુ. પરંતુ નેતાગીરી આપવાની બાબતમાં આ પણ કાબેલ પુરવાર થયો છે. તામિલનાડુના અલગ રાષ્ટ્રની હીલચાલના ટેકેદારોને અંકુશમાં રાખીને કરુણાનિધિએ પોતાની મહત્તા જાળવી રાખી છે એટલું જ નહિ, બંગાળ અને કેરાળાની સામ્યવાદી સરકારોને, કેન્દ્ર સાથેના સંબંધોના પ્રશ્ને ટેકો આપીને કેન્દ્રને પોતાની ગરજ હંમેશ માટે રહે તેવી પરિસ્થિતિનું પણ સર્જન કરી દીધું. છેલ્લે છેલ્લે ઇન્દિરાજી તામિલનાડુના પ્રવાસે ગયા ત્યારે મોટા પ્રમાણમાં મદદ પણ મેળવી શક્યા કેમ કે ઇન્દિરાજીને તામિલનાડુ સરકારના ટેકાની અવાર નવાર જરૂર પડે છે. નાગરકોઈલની ચૂંટણીમાં કામરાજ મેદાન મારી ગયા તે વાતને બરોબર ખ્યાલમાં રાખી, પોંડિચેરીમાંથી કોંગ્રસને વિદાય આપી કરુણાનિધિએ પોતાની શકિતનો પરચો સૌને બતાવી દીધો, ત્યાં સુધી કે તામિલનાડુની બહાર પણ પોતાના પક્ષનું બળ તેમણે સિદ્ધ કર્યું. અલબત્ત આશ્વાસન લેવા માટે કોંગ્રેસ પક્ષને અમદાવાદ મ્યુનિ મા મળેલા વિજયનું બહાનું છે ખરૂં બનાસકાંઠાની બેઠક પણ કોંગ્રેસને ફાળે જાય તો પણ તેથી હરખાવા જેવું નથી સવાલ એ છે કે જ્યા કોંગ્રેસ–વિરોધી સરકારની રચના થઈ છે ત્યા કોઈ સ્થળે એ પક્ષ કોઈ શિખર સર કરી શકે તેમ છે? બનાસકાંઠાના પરાજય કરતા મિદનાપુરનો વિજય મતદારના વિશ્વાસનો વધુ દ્યોતક છે

## ટાલ અને વાળ

ટાલ વિષે ભાગ્યે જ કોઈ આશ્વાસન સફળ નીવડે! નિર્ધનતા દૂર કરવા ટાલ સાથ પૈસાને જોડી દેવામાં આવે છે છતા એ આકર્ષણ નાકામિયાબ જેવું જ છે. ઓસ્ટ્રેલિયાના એક ડોકટરે ટ્રાન્સપ્લેન્ટ સર્જરીથી વાળની હેરફેર કરી, ટાલિયા માથા ઉપર વાળ ઉગાડવાનો દાવો કર્યો છે તેનાથી થોડીક ક્ષણો માટે રમૂજ પેદા થાય એટલું જ. એથી આગળ વધીને પશ્ચિમના એક હેર ડ્રેસરે પોતાની વિશાળ ગ્રાહકસંખ્યાના હિતમાં, લગભગ સંશોધન કહી શકાય તેવા પ્રયત્નો અને અખતરાઓ કરીને જે ભૂલભરેલી જાહેરાત કરી છે કે માંસાહારી લોકોને જ ટાલ પડે છે–શાકાહારીઓનાં વાંકડિયા ઝૂલ્ફા અજરઅમર રહે છે તેનાથી ભારતના શાકાહારી ટાલિયાઓ છંછેડાઈ પડવાના! ગુજરાતના લોકો મોટે ભાગે શાકાહારી છે છતા ટાલનું પ્રમાણ ગુજરાતમાં પણ એટલું જ છે જેટલું મચ્છી ખાઉ બંગાળમાં અથવા મરઘીખાઉ પંજાબમાં શરીરના દરેક ભાગનું હવે તો ટ્રાન્સપ્લેન્ટ થઈ શકે છે–હૃદય, મુત્રાશય, આંખ, ઘૂંટણ ઈત્યાદિના ટ્રાન્સપ્લેન્ટ ઓપરેશનો સફળતાથી થયાં છે અને ઓસ્ટ્રેલિયાના ડાકટરબાબુ એ જ ધોરણે વાળનું ટ્રાન્સપ્લેન્ટ કરી, સસ્તી લોકપ્રિયતા મેળવવા બહાર પડયા હોય તે બનવાજોગ છે. તેમને જોઈતા હોય તો મનુષ્યના વાળ દક્ષિણ ભારતમાંથી ધૂમ નિકાસ થાય છે અને ભારતના સ્ટેટ ટ્રેડીંગનો સંપર્ક સાધી, આવા વાળની નિકાસ, 'વીગ' બનાવવા માટે અમેરિકા ખાતે થાય છે તે દુર્વ્યય બંધ કરાવી, ટાલિયાઓના લાભાર્થ તેઓ બુક કરાવી શકે છે. તેમનો દાવો સાચો હોય તો દરેક દેશમાં એક બ્રાન્ચ રાખવી પડશે.

## હવાઈ મથકો

વિમાનોમાં આધુનિકતાનો યુગ આવી ગયો અને ગઈ કાલના વિમાનો રાતોરાત પુરાણા બની ગયા. જમ્બો જેટ આવતા, બોઈંગ પણ જૂના બનશે. વધુ ઝડપી વિમાનો માટે વિમાનઘર પણ તેને અનુરૂપ હોવા જોઈએ. તેને દોડવા માટે હવાઈપટ્ટી વધુ લાંબી જોઈશે. કલકત્તા, દિલ્હી, સાંતાક્રુઝ, નાગપુર અને મદ્રાસ ખાતેના હવાઈ મથકોને, યુગની સાથે બંધબેસતા કરવાનું જરૂરી બન્યું છે. હવાઈ ઉડ્ડયન ખાતાના પ્રધાન કરણસિંગ આ બાબતમાં ભાર ખ્યાલ રાખે છે. તેમણે પાલમને નવાં રૂપરંગ આપ્યા છે. પૈસા વિના કાંઈ થતું નથી, અને તેમણે ૧૦૬ કરોડ રૂપિયા માગ્યા છે એટલે બીજા વિમાનગૃહો પણ પેસેન્જરોને સેવા આપવામાં પાછળ ન રહે–ભારે ધંધવાણ છે આ હવાઈ સફરનું, નવા વિમાન માટે વિમાનઘર પણ નવું જોઈએ!

## રપાલથી . . .

રાજાનો મહેલ જોઈને કોઈ ઝૂપડુ બાકી ન નખાય જર્મનીમા એક ભાઈએ પોસ્ટકાર્ડ લખીને નવી મોટરનો ઓર્ડર આપ્યો અને આઠમે દિવસે તેને ત્યા મોટર આવી ગઈ! ગામેથી! દસ પૈસાનું જ ખરચ ને (ભારતીય ચલણમા)? એનુ જોઈને કોઈ ભારતમા આવો અખતરો કરવા લલચાય તો પરિણામ વિપરીત જ આવે! પ્રથમ તો પોસ્ટ ઓફિસે પોસ્ટકાર્ડનો જથ્થો ખલાસ થઈ ગયો હોય એટલે પોસ્ટકાર્ડ ન મળે અને મળે તો આઠ દિવસે પણ લેનાર ધણીને મળે તેની કોઈ ખાત્રી આપી શકે નહિ! અને મળે તો એકને બદલે બીજી કંપનીને મળ્યુ હોય! અને કદાચ મળે તો પણ કંપની તરફથી સ્પષ્ટ જવાબ મળે કે આ તો ભારત છે કયુમા ઊભા રહો–પાચ વર્ષે વારો આવશે!

## બેદરકારી કે અકસ્માતો

મઢાડથી થોડે દૂર દરિયા કિનારે સહેલગાહે ગએલાં મુંબઈની કોન્વેન્ટ સ્કૂલના બાળકોમાથી પાચ વિદ્યાર્થીઓના મૃત્યુ દરિયાના વહેણમાં તણાઈ જવાને કારણે થયા તે ભારે દુઃખદ ઘટના ગણાવી જોઈએ જેમણે આ પર્યટન યોજ્યુ તેમણે ખ્યાલ રાખવો જોઈતો હતો કે ૨૫–૫૦ બાળકો એક સાથે દરિયામાં ઝપલાવે તેમ દરેક ઉપર ધ્યાન ન જ રાખી શકાય બાળકોને બચાવનાર બે વ્યક્તિઓના મૃત્યુ પણ એટલી જ કરુણ ઘટના છે જુહુ અને અન્યત્ર, દર વર્ષે દરિયામા ભોગ લેવાય છે જ અહીં રહેલા ખતરનાક ભયોથી સૌ મુંબઈગરા સુવિદિત છે તો કોન્વેન્ટ સ્કૂલના કાર્યકર્તાઓના ધ્યાન બહાર આ વાત કેમ રહી હશે?

આવો જ બીજો અકસ્માત અંકલેશ્વરથી ક્રુડ ઓઈલ લઈ જતી ટ્રેઈનને સફાળા પાસે આગ લાગવાથી તાજેતરમા બન્યો હતો આ શક્યતા તો પહેલે દિવસથી જ ધારી લેવાની જરૂર હતી અને આવી ફરજીયાત આવી પડે તેને પહોચી વળવાના પગલાં અને સાધનોથી સુસજ્જ થવાની જરૂર હતી હજુ પણ બધા જ તેલ ક્ષેત્રોમા વિનાશક અકસ્માત કોઈ પણ ઘડીએ ઊતરી પડવાની શક્યતા લક્ષી જ ગણવાની. એટલુ સારુ થયું કે કોઈ માનવજીવની હાની આમાં થઈ નથી

## ડુબચેક

છેવટે શ્રી એલેક્ઝાન્ડર ડુબચેકને ઝેકોસ્લોવેકિયાની સામ્યવાદી પક્ષના પ્રથમમ મંત્રીપદેથી હટી જવુ પડ્યુ છે અને તેમને સ્થાને રશિયા તરફી ગુસ્તાવ હુઝેક આવ્યા છે છેલ્લા એક વર્ષથી રશિયા તરફથી આ નાનકડા રાષ્ટ્ર ઉપર અઘટિત દબાણ થતું રહ્યુ છે અને તેની સામે શક્ય હતું ત્યા સુધી ડુબચેક ઝઝૂમ્યા સોવિયેટ રશિયા સાથેના પ્રથમ મુકાબલામા તેમણે આમર નામના મેળવી પણ છેવટે રશિયાના રાક્ષસી બળ પાસે નમી જવુ પડ્યુ એમા કાઈ આશ્ચર્ય નથી નવા આગંતુક હુઝેકને રશિયા તરફી ઉચ્ચારણો કરવા પડ્યા છે અને તેમના જ દેશમાં તેમના વિરોધી સૂર ઊઠવા લાગ્યા છે

## ચોથી યોજના અને સંરક્ષણ

ભારત આયોજન, આર્થિક ઉત્ક્રાન્તિ અને ઔદ્યોગીકરણ પાછળ પૈસા અને શક્તિ ખરચે એ ચીન કે પાકિસ્તાનમાથી કોઈને ગમતુ નથી- રશિયાની પણ એવી ઈચ્છા નથી કે ભારત બળવાન બને અને પાકિસ્તાન નબળુ રહે. તેણે બ્રિટન અને અમેરિકા પાસેથી ગુરુપાઠ મેળવ્યો છે ભારતના હિમાલયની સરહદના રાજ્યો સિક્કીમ, ભૂતાન અને નેપાળ મારફત ભારતમાં પગપેસારો કરવા ચીનને ઉત્તમ તક પૂરી પાડી શકે તેમ છે. નેપાળ ચીન સાથે રસ્તાઓથી જોડાએલું છે જ પોતાની સરહદમાં થઈને ચીન ભારત ઉપર આક્રમણ લઈ જાય તો પણ નેપાળને કાંઈ ગુમાવવાનું નથી બલ્કે ચીન તરફથી અમુક પ્રદેશ બક્ષીસરૂપે મળે ચોથી યોજનામાં સંરક્ષણ માટે જે જોગવાઈ કરવી પડી છે તે આયોજન માટે અંતરાયરૂપ છે પણ બીજો વિકલ્પ પણ નથી નૌકાદળ માટે તેમજ હવાઈદળ માટે એટલી જ ગી જરૂરિયાતો ઊભી છે કે દેશના સરક્ષણના ભોગે તેમા કચાશ રાખવી પોસાય તેમ નથી ચીન આપણને અલ્ટીમેટમ આપ્યા કરે કે "નાથુલા ખાલી કરો" તે

કયાં સુધી સાંખવું ? રશિયા પાકિસ્તાન તરફ કૂણી લાગણી દર્શાવી રહ્યુ છે એટલે યાહ્યાખાનને પોતાની બાજુ લેવા ચીન પણ કાંઈક ચાલ રમશે જ. રશિયન નૌકાદળના સેનાપતિએ તો જાહેર કર્યું જ છે કે હિંદી મહાસાગરની સ્વતંત્રતા માટે મજબૂત પાકીસ્તાની નૌકાદળ એક પૂર્વશરત છે આ ઉચ્ચારણનો લાભ ન લે એવા પાકિસ્તાનના લશ્કરી નેતાઓ ભોળા નથી એક બાજુથી યોજના માટેનાં સાધનો મર્યાદિત છે તો બીજી બાજુ સંરક્ષણ ઉપરનું દબાણ વધારે છે

## ઈરાક–ઈરાન

ઈરાક અને ઈરાનનાં મન શત–અલ આરબ નદીના પ્રદેશ માટે ઉદ્વિગ્ન બની ગયાં છે આરબ રાજ્યોની અથડામણમાં અત્યારસુધી ઈરાનનું નામ સંભળાતુ ન હતુ. ઈરાનને આરબ રાજ્યો સાથે બહુ મનમેળ નથી વ્યૂહાત્મક દૃષ્ટિએ પોતાનુ સ્થાન મજબૂત રાખવા ઈરાન બહુ જ સાવધ છે તેના મિત્રોમા તુર્કી અને પાકિસ્તાન રશિયા સાથે દુશ્મનાવટ ન કરવા તેની મદદ લે છે હિંદી મહાસગરનો શૂન્યવકાશ રશિયા ન પૂરે અને કોઈ મહાસત્તાની દખલ ન રહે તે જોવા ઈરાન ખૂબ આતુર છે ઈરાનના શહેનશાહ ઘણા જ વિચક્ષણ, દૂરદેશી, બુદ્ધિમાન રાજવી છે અને ઘરઆંગણે તેમણે બધુ જ સલામત રાખ્યુ છે–તેમના પડોશીઓમાં કોઈનું ઘર સલામત નથી

## બે અધિવેશનો

કોંગ્રેસનું ૭૨મુ અને જનસંઘનું ૧૫મુ અધિવેશન અનુક્રમે ફરી દાબાદ અને મુંબઈ ખાતે ભરાઈ ગયાં વધુ સારો દેખાવ કોણે કર્યો તેમ કહેવું હોય તો જનસંઘને વધુ ગુણ આપવા પડે વ્યવસ્થાશકિત માટે, તર્કબદ્ધ વિચારસરણી માટે અને રાજકીય સંયમ માટે કોંગ્રેસના અધિવેશને કોઈ વિશિષ્ટ છાપ પાડી નથી–બધું જ ભાવિ ઉપર છોડી દેવામાં આવ્યુ છે ઈન્દિરા બહેન વચલો રસ્તો ગ્રહણ કરવામાં માને છે અને વિશેષ પોતાની ગાદી સલામત રાખવામાં વધુ માને છે આ વખતે રાજકીય પક્ષો ૧૯૭૨ની તૈયારી અત્યારથી કરવા મંડ્યા છે કેરલ અને બંગાળમાં સામ્યવાદીઓએ પગદંડો જમાવ્યા પછી અને દક્ષિણમા દ્રમુક નું સ્થાન દૃઢ બનતાં દેશના રાજકીય પક્ષો વધુ ગંભીરપણે વિચારતાં થયા છે કોંગ્રેસન ઉખેડવા જતા પોતે પણ ઉખેડાઈ જશે એવુ ભાન કેટલાક પક્ષોને થયુ છે અને તેથી કોંગ્રેસને ટકો આપતા થયા છે

કોંગ્રેસપક્ષ ભલે માને કે તે એકલેહાથે પરિસ્થિતિને પહોંચી વળશે પણ દેશમા આજે ૪૮ 'સેનાઓ' કામ કરી રહી છે અલગતાવાદી બળો જોરમા છે ભાષાકીય ધોરણે દેશના ટૂકડા થયા છે તેને એક કરવામાં લશ્કરીરાજ સિવાય, લોકશાહી ચાવી તો નજર પડતી નથી

---

શિક્ષણમા સર્જન કરવાની શકિત હોવી જોઈએ પણ આજકાલના ભણેલા યુવક–યુવતીઓ પોતે સર્જન કરવાની શકિત વગર, સમાજ માટે મહેનત કરી ઉપયોગી વસ્તુઓ બનાવનારાઓની પ્રતિષ્ઠા તોડવાનું કાર્ય કરી રહ્યા છે તેમની પાસે ખેડૂત તેમજ મજૂરની કોઈ પ્રતિષ્ઠા નથી પહેલા જ્યારે જ્ઞાનમા વધારો થતો તો જરૂરિયાતોમા ઘટાડો થતો પણ હવે જ્ઞાન વધે છે તો જરૂરિયાતો પણ વધે જ છે શરીરને સ્વસ્થ અને ખડતલ રાખવા માટે જે કંઈ જરૂરી હોય, તે પૂરુ પાડવુ જોઈએ, પણ ઓછામા ઓછુ ખર્ચ કરી આપણે વધારેમા વધારે શક્તિ કેવી રીતે મેળવી શકીએ તે શીખવાનું છે સમાજ માટે વ્યક્તિ વધુમા વધુ ઉપયોગી કેવી રીતે થાય, એ શીખવાનું કામ શિક્ષણનુ છે

★

# વચન આલું છું.

રામનારાયણ ના. પાઠક

એકવાર બાપુજી ઓરિસામાં ફરતા હતા. ઓરિસાનાં હાડપિંજર જેવાં ગરીબ અને અજ્ઞાન લોકોને જોઈ બાપુજીનુ હૈયું ભારે વલોવાતું.

દીનબંધુ એન્ડ્રુઝ સાથે બાપુ સ્ટેશન પર બેઠા હતા એવામાં એક ડોસો આવ્યો. એણે એક લંગોટી પહેરી હતી. માથે એવો જ લીરો વીંટ્યો હતો શરીર ઉપર પાંસળીઓ ગણી શકાતી હતી. એ આવીને જરા દૂર ઊભો રહ્યો. માથામાંથી ઘાસનુ એક તરણુ લઈ એણે મોંમાં મૂકયુ અને પછી બાપુને પગે લાગ્યો. બાપુ આ જોઈ રહ્યા. તેમનુ અંતર કળીએ કળીએ કપાતુ હોય એવી વેદના ચહેરા ઉપર તરી આવી. ડોસો થોડી વારે ઊભો થયો હાથ જોડીને સામે ઊભો રહ્યો. પાસે બેઠેલા દૂભાષિયાને બાપુએ કહ્યું :

'એને પૂછો તરણું શા માટે રાખ્યુ છે ?' ડોસાએ પૂછતાં જવાબ વાળ્યો :

'આપ જેવા મોટા માણસની એટલી આમન્યા રાખવી જોઈએ ' આમ કહી કેડેથી એક પૈસો કાઢી બાપુના પગ આગળ મૂકયો એ જોઈ બાપુ બોલ્યા: 'મારે તારો પૈસો નથી જોઈતો મારે તારી પાસેથી બીજી ચીજ જોઈએ છીએ '

ડોસો તાજુબ બનીને સાંભળી રહ્યા. પોતાની પાસે પૈસા સિવાય એવું તે શુ છે જે મહાત્માજી જેવાને આપી શકાય. પણ મહાત્માજીને પોતે આપી શકે એ વસ્તુનો માલિક છે એ વિચારે તેની આંખ ચમકી. મહાત્માજી જેવા શું માગતા હશે એ વિચારે નવાઈ પામતો એ ઊભો રહ્યો. બાપુએ માગ્યુ :

'તારું આ ઘાસનુ તરણુ મને આપ. હવે પછી કોઇની સામે આ પ્રમાણે મોંમાં તરણું ન લેતો. બસ મારી એ જ માગણી છે. બોલ મને આટલુ આપી શકીશ ?' ડોસાએ તરત ઘાસનાં તણખલા માથામાંથી કાઢી બાપુના પગ આગળ મૂકયાં. 'બાપુજી, હવે કોઈ દિ' મોંમાં તરણાં ન મૂકું. જાઓ તમને વચન આલું છું.'

'અને બીજુ.' બાપુ બોલ્યા.

'શું ?' ડોસો આંખ ફાડી જોઈ રહ્યા.

'તારું મોં ગંધાય છે. કોઇ દિ' દારૂને હાથ ન લગાડીશ.'

'આજથી એ પણ હરામ.'

'બસ હવે તારો પેલો પૈસો લાવ. મારે મન એ લાખ રૂપિયા જેટલો છે.'



ડોસાએ પૈસો આપતાં કહ્યું :—

'કાલ આખો દિ' જંગલમાં ભટકીને ભારો લાવેલો. તે વેચીને પૈસા આવ્યા તેમાંથી બે મૂઠી ચણા લઈને ખાધા, છાંટો પાણી લીધાં અને એક પૈસો આપને પગે મૂકવા લાવ્યો.' આમ કહી પૈસો મૂકી ફરી પગે લાગ્યો અને પછી આનંદથી હસતો હસતો ચાલ્યો ગયો.

દીનબંધુ શાંતચિત્તે આ ભવ્ય દેખાવ જોઇ રહ્યા હતા. એમની નજર સમક્ષ બે હજાર વર્ષ પૂર્વે લોકોની માનવતા જાગ્રત કરતા ઈશુ તરવા લાગ્યા.

હિંદભરમાં ગામડે ગામડે ફરીને લોકોની એવડી ગુલામીનાં દાન બાપુએ શી રીતે લીધાં અને તેના બદલામાં પોતે કરોડો ગુલામોને અભયદાન શી રીતે દીધાં, એની પાવનકારી કથાઓ ઠેર ઠેર પડેલી છે. બાપુ જ્યાં જ્યાં ગયા, જેને જેને મળ્યાં ત્યાં ત્યાં, તેને તેને, બાપુએ મુક્તિદાન દીધાં. સામાના હૃદય સાથે એકતાર બનીને તેની ગુલામીનાં મૂળ પારખ્યાં, એના બંધનની ગાંઠો ઓળખી ,અને તે સત્યાગ્રહના શસ્ત્રે સમભાવથી છેદી નાંખી. મહાભારતકારે દાનની વ્યાખ્યા કરતાં કહ્યું છેઃ

'દાનં વૈ ભૂત લક્ષણમ્ ।'

પ્રાણીમાત્ર પ્રત્યે સમભાવ એ જ શ્રેષ્ઠ દાન. એવા એકાત્મભાવથી બાપુએ કરોડો હૈયામાં વાસ કરી તેને જાગ્રત કર્યાં : બાપુ કહેતા, 'આત્મવત્ સર્વ ભુતેષુ એ મારે મન શાસ્ત્રવચન નથી પણ જીવનમાં વણાયેલું સૂત્ર છે.'

એની પ્રતીતિ ઉપરના પ્રસંગો વિચારતાં આપણને થાય છે.

---

## તનુ જેવા બીજા હજારોનું શું ?

રસ્તાઓ ઉપર પડી રહેતા અને ભીખ માગતા ભિખારીઓમાંથી કેટલાક પૈસા કમાઇ ખાનારા ઢોંગી અને બનાવટી અપંગો હોય છે, પરંતુ કેટલાક ખરેખર અનાથ અને દુ:ખી હોય છે તેમાં લૂલાં, લંગડા અને આંધળાઓ ઉપરાંત પતિયાઓનો પણ સમાવેશ થાય છે મુંબઇ નગરીના ખાર સ્ટેશને આવો એક દુ:ખી પતરોગી છોકરો તનુ એક પારસી ગૃહસ્થના જોવામાં આવ્યો. તેને જોઇને તેમનું દિલ દ્રવ્યું અને તેને કંઇક મદદ કરવાના ઇરાદાથી તેની માને મળીને તેને પતિયાની ઇસ્પિતાલમાં દાખલ કરવા વાત કરી. પતિયા પુત્રથી પણ મા વિખૂટી પડવા તૈયાર નહોતી, પરંતુ છેવટે તેણે ભારે હૃદયે સંમતિ આપી અને તનુને દવાખાનામાં દાખલ કરાવ્યો. લાંબી સારવાર પછી તેને સારું થયું અને કામ કરી શકે તેવી તબિયત થયા પછી તેને નેતરકામ શિખવાડયું. તેમા તે પાવરધો થયો તે રંગતા પણ શીખ્યો અને જાત-જાતની નેતરની ખુરશીઓ બનાવીને સારી કમાણી કરતો થયો મ્યુનિસિપલ મારકેટ પાસે તેણે પોતાની દુકાન રાખી અને મ્યુનિસિપાલિટીના ઓર્ડરનું કામ પણ કરવા લાગ્યો. આ રીતે તે નિરાધાર ભિખારી મટીને સ્વતંત્ર કારીગર થયો.

આવા રોગવાળા તો દેશભરમાં લગભગ ૨૦ લાખ છે એવી ગણતરી થયેલી છે. તેમાથી ૫ લાખ તો ચેપી પતવાળા ગણાય છે. સરકારે ૨૦ હજાર જેટલા દરદીઓ માટે પતિયા આશ્રમો ઊભા કરવાનું વિચાર્યું છે. ગાંધી સ્મારક નિધિ પણ તે કામને સારી મદદ કરે છે. પણ હજી તનુ જેવા હજારો બીજા છે. તે બધાને તેવો લાભ ક્યારે મળશે ?

*




જે સમાજમા સ્ત્રીઓ સુધરે છે તે સમાજ જલદી પ્રગતિ સાધે છે. કેળવણીના અભાવ અને રૂઢીઓને કારણે સ્ત્રી પુરુષ કરતાં પાછળ રહી ગઈ છે. સ્ત્રીને પણ પુરુષો જેટલી સરખી તકો મળે તો તે પણ તેટલી જ આગળ વધી શકે ઈંગ્લેન્ડ, ફ્રાન્સ અને અમેરિકામાં સ્ત્રીઓ ઘણી આગળ વધી છે, દરિયો તરવામાં, વિમાનવિદ્યામાં આગળ ગઈ છે. બાવીસ માઇલની લાંબી ખાડી પણ સ્ત્રી ઓળંગી ગઇ છે. જોન ઓફ આર્ક, ઝાંસીની રાણી કુશળ સૈનિકો અને મુત્સદ્દી હતાં સ્ત્રીઓમાં કુદરતી ખામી રહી છે એ મ ન્યતા ખોટી છે.

પુરુષ વર્ગે સ્ત્રીને પોતાતુ આનંદભોગનુ સાધન બનાવી તેને ખુશ રાખવા તેણે જાત જાતનાં આકર્ષણો ધર્યાં. અલંકારો પહેરાવ્યા. સ્ત્રીઓએ અજ્ઞાનથી એ બધનને ભૂષણ મ ની લીધા હજારો વરસની રૂઢિ અને અજ્ઞાને સ્ત્રીને હું નિર્બળ છું એમ માનતી કરી દીધી.

પરતુ સ્ત્રીઓએ એ નિર્બળતા તજીને પુરુષની બરોબરી કરે તેવાં સમાજનાં કામો કરી બતાવ્યાના દાખલા આપણી પાસે જ છે. ગંગાબહેન હાલ બોચાસણમાં કામ કરે છે. તેમણે સત્યાગ્રહની લડત વખતે પુરષો ન કરી શકે એવાં કાન કર્યાં હતાં. નીપાણીનાં હીરાબહેન પોતે અશિક્ષિત છે, પણ સેવાનું સુંદર કામ કરે છે.

પરમાત્માએ સ્ત્રી અને પુરુષ બંનેને મન અને બુદ્ધિ આપેલાં છે. તેમાં પણ સ્ત્રીઓએ સારી પ્રગતિ સાધ્યાના દાખલા છે. મુક્તાબાઇ, જનાબાઇ, મીરાં વગેરેના નામ પ્રખ્યાત છે.

તેથી સ્ત્રીઓએ પોતાને હલકી ન સમજવી. તેમણે આત્મવિશ્વાસ રાખવો. પુરુષોની જેમ સ્ત્રીઓને પણ સમાન તક મળે તો તેઓ પણ એટલી જ પ્રગતિ સાધી શકે. તેમને સમાન તક, સમાન સાધન, સમાન કેળવણી મળવાની જરૂર છે.

એક વખત સિંહ અને પુરુષ વચ્ચે કોણ જોરાવર એવો વિવાદ થયો. તેમાં તેઓ એક ગામમાં આવી ચડયા. ત્યાં દરવાજા પર સિંહને નીચે પાડી ઉપર ચડી બેઠેલા પુરુષનું ચિત્ર હતું. પુરુષે કહ્યું: "જો, કોણ બળવાન છે?" સિંહે સામું પૂછયુ: "આ ચિત્ર કોણે દોર્યું છે?" જવાબ મળ્યો: "માણસે દોર્યું છે" સિંહે કહ્યું, "તેથી જ માણસને વિજેતા ચીતર્યો છે સિંહે ચિત્ર દોર્યું હોત તો ઊલટું જ હોત." આ રીતે ગ્રંથોમાં સ્ત્રીઓને હલકી ચીતરવામાં આવી છે, કેમકે ગ્રંથ લખનાર પુરુષો હતા.

એક ભકતે ગાયું છે :

નારી કો નિંદો નહી, નારી નરકી ખાન।
જિસ ખાનમે પૈદા હુએ, ભીષ્મ, રામ હનુમાન॥

શિવાજી, નેપોલિયન, સિકંદરને મહાન બનાવનાર તેમની માતાઓ હતી દેશને, સમાજને ઘડનાર માતા છે માતા એ ઉત્તમમા ઉત્તમ શિક્ષક છે, સસ્કાર દેનાર છે. સ્ત્રીઓ તરફ આદરભાવને બદલે આજે એમને ભોગવિલાસનુ સાધન માની તેમનું અપમાન થઇ રહ્યું છે સ્ત્રીઓના સ્વયવર રચાય, એક સ્ત્રી માટે ઘણા રાજાઓ આવે, લડાઈ કરે, હરણુ કરી જાય આ બધુ સ્ત્રીઓનું અપમાન છે અખબારો, માસિકો, ચોપાનિયા વગેરેમા સ્ત્રીઓના નઠારા ચિત્રો મૂકી વાચકોને આકર્ષવામા આવે છે આમા સ્ત્રીઓનુ અપમાન છે સ્ત્રીઓ પ્રત્યે આ દષ્ટિથી જોવાનુ છે ? સ્ત્રીઓ પ્રત્યે એવી દષ્ટિ રાખવાથી સમાજનુ અધઃપતન થાય છે

સ્ત્રીમા માતૃત્વને કારણે વાત્સલ્યપ્રેમ ભરેલો છે, અને તેથી સ્ત્રીઓ મહાન હિંમત અને ત્યાગ દાખવી શકે છે સહનશક્તિ, ત્યાગ વગેરે ગુણો એમાથી પેદા થાય છે ગરીબમા ગરીબ માતા હશે પણુ પોતે ઓછુ ખાઈ પોતાના બાળકને ખવડાવશે, ભીનામા સૂઇ બાળકને કપડુ વીટાળશે આ ત્યાગ અને સેવાને કારણે માતા મહાન છે માતાના આ પ્રેમને બાળકમા મર્યાદિત ન કરતા વ્યાપક કરવાનો છે એમા માનવતા સમાયેલી છે બીજાના બાળકને પોતાના બાળકો સમાન ગણી તેમને કેળવણી આપો તેમની સભાળ લો, તેમની પ્રગતિમા સહાય કરો

સ્ત્રીઓ પોતાના બાળક પ્રત્યે પ્રેમ ધરાવે છે તે કારણે તેણે કેવા કેવા મહાન નીડરતાના કાર્યો કર્યા છે! અગ્રેજી ભણતો ત્યારે એક પાઠયપુસ્તકમા વાત આવતી કે બાળકો ખેતરમા રમતા હતાં અને સ્ત્રીઓ કામ કરતી હતી તે વખતે ગરુડ આવીને એક બાળકને ઉપાડી પહાડ ઉપર ઊડી ગયું બધા પુરુષોએ પર્વત પર જઈ બાળક લઇ આવવા પ્રયત્ન કર્યો પણુ બધા જ નિષ્ફળ થઈને પાછા ફર્યા પણુ બાવરી બનેલી બાળકની માતા પર્વત પર ગઈ અને જીવના જોખમે બાળકને પર્વત પરથી પાછી લઇ આવી

બીજુ ઉદાહરણુ શિવાજીના વખતનુ છે શિવાજી કિલ્લાઓ એટલા મજબૂત અને પાકા બનાવતા કે કોઈ એના પર ચડી કે ઊતરી શકે નહી સાજ પડતા આરતી પછી કિલ્લા બધ થતા અને પછી ગમે તે આવે–ખુદ શિવાજી મહારાજ આવે તો પણુ એ ખૂલતા નહી એક દિવસ હીરા નામની એક રબારણુ દૂધ વેચીને મોડી આવી દરવાજા બધ થઇ ગયા હતા હીરાએ દરવાનને દરવાજો ઉઘાડવા વિનતી કરી બાઈ ઘણુ કરગરી, પણુ દરવાજો ઉઘડ્યો નહી હીરાનુ બળક ઘેર હતું તેને ચિતા હતી કે તેનુ ભૂખ્યુ બાળક ટળવળતું હશે ગમે તેમ કરીને તે કિલ્લો ચઢી અને ઊતરીને ઘેર જઇ ને બાળકને ધવડાવ્યે રહી આસપાસના લોકોને આ વાત સાભળી આશ્ચર્ય થયુ આ વાત શિવાજીને કાને ગઈ શિવાજી મહારાજ વગેરે બાઇ જ્યાથી ચઢી હતી તે જગ્ગા જોવા ગયા ત્યાથી તો વીર પુરુષો માટે ચઢવુ ઊતરવુ મુશ્કેલ હતુ આમ વાત્સલ્યભાવ અઘરામા અઘરા કામો પણુ કરી શકે છે

સમાજના ઉત્કર્ષની જવાબદારી સ્ત્રીઓની માથે છે ગૃહવ્યવસ્થા અને બાળઉછેરની જવાબદારી સ્ત્રીઓની છે બહેનો આ સમજી મહાન કામો કરવાની દષ્ટિ કેળવી દેશને અને જગતને પ્રેમ અને શાતિનો સદેશો આપો અને સુખ મેળવો

—કેદારનાથજી

# પરિગ્રહ સામે પડકાર

દેવેન્દ્રકુમાર પંડિત

જ્યાં જ્યાં સંકટ, જ્યાં જ્યાં આપત્તિ, જ્યાં જ્યાં અછત, જ્યાં જ્યાં દુકાળ ત્યાં ત્યાં ટૂંકી પોતડી, લાંબો ઝભ્ભો, ખદીની ટોપી ને પાણીદાર માધુર્ય નીતરતી આંખોવાળા 'ગાંધીના માણસ' રવિશંકર મહારાજ દોડયા જાય. તેનાથી વધુ ઉજળાં લૂગડાંવાળા, વધુ મોટરો ઘૂમાવનારા, અન્ય સૂવાળા ગાંધીના માણસ, આવા કપરા કાળે તનને, મનને કષ્ટ આપવા ન જાય જાણે એ ખાતે એક રવિશંકર મહારાજ ખાસ મુકરર કરી રાખ્યા છે એવા ખાડા ટેકરાવાળા માર્ગે બીજાની ગમ નહિ પડતી હોય. જેમ પ્રધાન થવાની રવિશંકર મહારાજની યોગ્યતા દેખાતી નથી તેમ આવા કામોમાં લોક ભાખ્યા અન્ય 'ગાંધીના માણસ'ને ગમ નહિ પડતી હોય. યોગ્યતા નહિ હોય.

રવિશંકર મારાજ એકને જ કોણ જાણે આવા ગંદા કષ્ટમય કામમાં દોટ મૂકવાની ટેવ પડી છે. ન જતા હોય તોયે કોણ ધોખો કરતું તું ? ને આજ ભારતની પ્રજા કોનો ધોખો કરવા બેઠી છે ? કોક આંસુડાં લૂછવા આવશે એવી હવે કયાં વાટ જોવા પણ ય હતું ?

આવા પરિવ્રાજક રવિશંકર મહારાજને કાને ઠાકરડાઓની ભામકામાં પ્રવર્તતી અછતની સ્થિતિની વાત થઈ ને એ એના પગની લાંબી ડાંફો ભરતા એ ગામડાઓમાં પહોંચ્યા

એક ગામમાં ગયા. પાદર વગડામાં, ઉકરડા ભંભોળતી કે કંઈ રઝળું ન ધણિયાતી ગાયો જોઈને મહારાજનું દીલ દ્રવી ઊઠયું બધી ગાયોને માથે હાથ પસવારી મહારાજ એમના નિયમ પ્રમાણે ગામને ચોરે ગયા

'મોહરાજ આવ્યા છ' કરતા ઠાકરડા બિરાદરો ચરોતરની તમાકુની ભૂંગળી હલવતા ઉપડયા ચોરે.

'હેંડો રવિશંકર મોહરાજ આવ્યા છ' ફરી એક લાગણીશીલ ઠાકરડાએ તો ગામમાં ઘેર ઘેર ફરી સાદ નાખી દીધો.

થોડી વારે તો ગાયોના દુઃખેથી આંખોમાંથી ગમગીની પણ મોઢેથી સ્મિત વરસાવતા રવિશંકર મહારાજ પાસે ઘણા ઠાકરડાઓ બેસી ગયા.

'ચ્યમ મોહરાજ નરવ્યા ખરા કે ?'

'હા, મને તો હજી સુધી કાંઈ ફીકર નથી પણ તમને કેમ છે ?'

'એવું છે મોહરાજ કે ઓણ મારાજ વરસ્યા નથી દુકાળ છે પેટે પાટા બાંધવા રહ્યા.'

'ઢોરનું કેમ છે ?'

'છોડી મૂક્યા છે મોહરાજ તેમાંય ગાયું તો કોઈને ખીલે નથી.'

'આવું ન ચાલે. પાદરમાં મેં ગાયોને ઉકરડા ભંભોળતી ને મારા ભણી જોઈ જોઈ ભાંભરતી નિહાળી છે. મારા કાળજામાં આ જોઈ શારડી ફરે છે. ગાયોને ભૂખી રાખીએ તો પાપ બેસે'

'ત્યારે ચ્યમ કરવું'

'ઘેર ઘેરથી સૌ બબ્બે પૂળા કડબ લઈ આવી ગોંદરે નાખો. હું જાતે ત્યાં ઊભો રહી પોતે ખવડાવું. મને ય કંઈક એ પછી જ શાંતિ વળશે'

બધાય ઊઠયા. મહારાજની આજ્ઞા એટલે બ્રહ્મ વાકય.

રવિશંકર મહારાજ પણ ગામ પાદર ભાગોળે આવી ઊભા ગાયોને ભેળી કરી ત્યાં ઘર દીઠ સૌ બબ્બે પૂળા લાવી છોડી છોડી પાદર વેરવા માંડયા. ગાયો પણ આ કડબના રાડાના ખખડાટે દોડતી આવી. જોત જોતામાં તો એ નાના ગામની બધી જ ગાયો ત્યાં આવી ઊભી.

એટલામાં તો એક ઠાકરડો એક મોટી કડબની ભારી બાંધી લાવ્યો ને મૂગા મૂગા બધા જ પૂળા

ગાયો માટે વેરી દીધા એજ પ્રમાણે બીજી બે ચાર મોટી મોટી ભારી લાવી રવિશંકર મહારાજ પાસે ગાયો માટે વેરી દીધી.

રવિશંકર મહારાજ સ્તબ્ધ બની આ અછત ટાણે આવડી મોટી કડબની ન્યોછાવરી નિહાળતા હતા ત્યા કોક પેલાને ત્રીજી કડબ નાખનાર સામે જોઇ બોલ્યું

'ત્યા બધી કડબ નાખી દીધી પછી તારા ઢોરાને શુ ખવડાવીશ?'

એનો જવાબ પેલાએ ન આપ્યો ને મૂગો બની એ કડબ ખાતી ગાયોને પ્રસન્નતાથી નીરખી રહ્યો

મહારાજ તે દિવસે દુકાળની પરિસ્થિતિનું માપ કાઢવા રાત રોકાયા ત્યા તો બીજે દિવસ સવારમા લોકો ધા નાખતા ચોરે આવ્યા

'મહારાજ! પેલો અમારી કડબની ચોરી કરી એના ઢોરને નીરે છે!'

રવિશંકર મહારાજ ટુકામા જ સમજી ગયા કે જેણે પોતાની બધી જ કડબની ન્યોચ્છાવરી કરી એ ભાઇ આજે આ લોકોની નીરણ ચોરી પોતાના ઢોરને નીરે છે

મહારાજે એને પોતાની પાસે બોલાવ્યો ને જોરથી કહ્યુ :

'કેમ આ બધાની કડબ ચોરી લાવો છો? કેમ કોઇ જોવા સાભળવાવાળુ નથી આમ જાણ્યું?'

પેલો તો કશો જવાબ ન વાળતા મોજથી તમાકુની હેકલી પી તેના ધૂમાડા કાઢે છે

મહારાજે ખૂબ ખૂબ કહ્યુ ત્યારે તેણે જવાબ વાળ્યો.

'મહારાજ! પેલા મારી વાત સાભળો જાણે કે આમ તેમ તોય હુ ક્ષત્રિય કહે ગાયોને મારાથી ભૂખી ન જોવાણી એટલે મારી બધી કડબ મે' ગાયને ભેળવડાવી દીધી આ બધાય તો ચાર હતી તોય બબ્બે પૂળા લવ્યા આજે મારા ઢોર ભુખ્યા ભાભરે છે એટલે આ લોકોની કડબ લાવી ખવડાવુ છુ? આમા મે ચોરી કયા કરી? આમા પાપ પણ શુ એ મને કહો!'

આ સખુન ઉચ્ચારતી વેળા તેના મનમા કોઇ પાપ ન હતુ કોઇ મેલ ન હતો ભોળપણ હતુ. રવિશંકર મહારાજ મૂક બની રહ્યા તેમને કોઇ જવાબ દેવો મળ્યો નહિ સપત્તિની સમાનતાની આ ચૌર્ય વૃત્તિવાળા ઠાકરડાની વાત ને વ્યાખ્યા વિચારવા યોગ્ય હતી ને તેણે મહારાજને વિચાર કરતા કરી મૂક્યા

*

એક મોટા શહેરમા રહેતો ધનવાન પણ કજૂસ આદમી બીમાર પડયા જ્યારે તેને બચવાની કોઇ આશા ન રહી ત્યારે એણે ધર્મગુરુને પ્રાર્થના માટે તેડાવ્યા

એણે ધર્મગુરુને કહ્યુ 'ગુરુદેવ! હવે મને બચવાની કોઇ આશા નથી તો કૃપા કરી મારે માટે આપ પ્રભુપ્રાર્થના કરો જો હુ સાજો થઇશ તો દોઢ લાખ રૂપિયા ખર્ચીને એક વિશાળ દેવળ બંધાવીશ'

ભલા ધર્મગુરુએ એની પથારી પાસે બેસી પ્રાર્થના કરવા માડી દિવસે દિવસે એ ધનવાનની તબિયતમા સુધારો થતો ચાલ્યો અને સપૂર્ણ સાજો પણ થઇ ગયો. પરતુ પાછળથી તે દેવળ બંધાવાનું તો નામ જ લેતો નહિ

એક દિવસ ધર્મગુરુએ કહ્યુ 'આપે સપૂર્ણ સાજા થઇ જવ તો દોઢ લાખ ખર્ચીને દેવળ બધાવવાનું સ્વીકાર્યું હતું' તો હવે એ કયારે શરૂ કરવુ છે?'

'મને લાગે છે કે ત્યારે હું ભારે માદગીમા હતો એ બીમારીમા મારુ મગજ ઠેકાણે નહી હોય એટલે કાંયક એવુ બોલ્યો હોઇશ બાકી, હુ કદી એવુ બોલુ જ નહિ!'

ધર્મગુરુ આ સાભળી અબોલ બની ગયો!

# વૈષ્ણવજન તો તેને કહીએ

વસંત પટેલ

## વણલોભી

સેમાઈટ યોદ્ધાઓને પોતાના બાહુબળ ઉપર અપાર વિશ્વાસ હતો જગતની કોઈ નત્તા તેમની આગળ ટકી ના શકે તેવુ તેઓ માનતા

તેમની આખમા રોમ ખૂચતુ હતુ. અનેક રાજાઓએ તેમની આણ સ્વીકારીને નજરાણા મોકલ્યાં હતા દયા યાચી હતી પણ રોમનો ...

એક એક ઘોડાનુ બળ ધરાવતા સેમાઈટ યોદ્ધાઓ રોમ ઉપર ચડી ગયા રોમને છિન્નભિન્ન કરી ઇતિહાસમાંથી તેનુ નામ ભૂસી નાખવાની તેમના મનમા તમન્ના હતી

પણ વિવાદ સાથે અથડાઈને મોજા પાછા પડે તેમ સેનાપતિ કરિપનના નેતૃત્વ નીચે લડતા રોમનો સાથે વિજય તેઓ બની શક્યા નહી

રોમનો એકતાના પૂજારી હતા.

વજની વિવાદ બની તેઓએ સેમાઈટ યોદ્ધાઓને પછી જતા રોકી રાખ્યા

પગલા માં રોમ હાથ આવી જશે તેવા ખ્યાલે આવેલા યોદ્ધાઓ હવે તો વિચારવા માંડ્યા, 'શુ કરીએ તો આ લોકને હરાવી શકાય ? આ લોકની આટલી તાકાતનું કારણ શુ ?'

ને છેવટે એકી અવાજે બધાએ કહ્યુ, 'રોમનોના સેનાપતિ કુરિપમ આપણા પક્ષે આવે તો આપણી જીત જરૂર થાય.'

ને પછી તો કરિપનને ફોડવા માટે કેટલાએ ખચ્ચરો ઉપર સોનામહોરો લાદી તેને લઈને ચાર પાંચ માનવો કરિપનના તબુમાં પહોચ્યા.

'અમે આપને મળવા આવ્યા છીએ'

'પધારો'

'અમારી આપને એક વિનતી છે સેમાઈટ યોદ્ધાઓ કેટલાએ દિવસથી આપની માગણી કરી રહ્યા છે અમને આપ જેવા સેનાપતિ મળી જાય તો અમે જગતને જીતી શકીએ તેમ છીએ આપ અમારા રાજા થવા લાયક છો. અમારુ નેતૃત્વ આપ સ્વીકારો. આ હજારો સોનામહોરો આપની ભેટમાં સેમાઈટ યોદ્ધાઓએ મોકલી છે'

શાતિથી વાત સાભળી બાજુમાં ટીંગાયેલો એક પતરાનો ડબ્બો કુરિપને લઈ ખોલ્યો. તેમાંથી રોટલો ને ડુંગળી કાઢી ને ખાતા ખાતા કહ્યુ,

'જુવો જે માનવને રોટલાથી ચાલે છે તેને આટલી બધી સોનામહોરાની શી જરૂર છે ? હું જીવીશ તોય મારા ભાડુઓના વચ્ચે જ ને મરીશ તોય તેમની સાથે જ વિશ્વાસમા દગો કરવાવાળો કદાપિએ દિલથી સુખી થઈ શકતો નથી જે માગીએ મને અત્યાર સુધી પોષ્યો તેની હાર માટે હુ કદાપિએ નિમિત્ત ન બની શકુ '

કુરિપનનો માભોમ માટેનો વિશ્વાસ જોતા— અર્થ માટેની પણ બેપરવાઈ જોતા તેઓ વિચારતા વિચારતા પોતાની છાવણીઓ ગયા. આવાં એક નહી પણ અનેક સેમાઈટ ભેગાં થાય તો પણ રોમને હરાવી નહી શકે બસ સ્વતાએ એમ્તા–એકતા કરતાંએ વિશ્વાસ માનવીને સદાય માટે અજય બનાવે છે

## કાચન ત્યાગ

શ્રી રામકૃષ્ણ પરમહંસ પોતાના શિષ્ય સમુદાયને હમેશા કહેતા 'આંધળા બનીને કોઈની પ્રતિભાથી ખેચાઈ કોઈનીએ શેહમાં તણાતા નહી આપ જેના અનુયાયી બનો તેની આધ્યાત્મ ચોથે મુલવણી કરજો. પ્રથમ તેની પરીક્ષા કરજો બજારમાંથી ઘી મુલીને લઈએ છીએ, રૂપિયો ખખડાવીને લઈએ છીએ તેમ ગુરુના આશ્રમ અનુભવોને તપાસજો સાદઅનાર શોધજો.'

આ વાતના પડઘા નરેન્દ્રદેવમાં વારંવાર અથડાતા. આથી જ એક દિવસ તેમણે શ્રી પરમહંસની પરીક્ષા લેવાનો વિચાર કર્યો. તેઓ જાણતા હતા કે પરમહંસજી લક્ષ્મીનો સ્પર્શ કરતા નથી. ભૂલે ચૂકે તે તેમના હાથમાં આવી પડે તો કીડીઓ ચટકે તેમ તેમને કાંચન ચટકી ઊઠે છે.

એક વાર નરેન્દ્રનાથ દક્ષિણેશ્વર પહોંચ્યા. જુએ છે તો રામકૃષ્ણની ગાદી ખાલી. પૂછપરછ કરતાં જણાયું કે તેઓ તો કલકત્તા ગયા છે. રૂમમાં કોઈ હતું નહીં. તુર્ત જ નરેન્દ્રનાથે પોતાના ખીસ્સામાંથી ચાંદીનો એક સિક્કો કાઢયો ને પરમહંસની ગાદીની નીચે મૂકી દીધો. પોતે બાજુના ઓરડામાં પડેલાં પુસ્તકો વાંચવામાં લીન બની ગયા.

થોડી વાર પછી રામકૃષ્ણ પધાર્યા. થોડા ભકતો તેમની સાથે ચર્ચા કરવા આવેલા હતા.

રામકૃષ્ણે જેવી પોતાની ગાદી ઉપર બેઠક લીધી કે તુર્ત જ ચીસ પાડીને ઊભા થઈ ગયા 'કંઈક કરડયું કંઈક કરડયું' કરતા શિષ્યો ચારે બાજુથી ભેગા થઈ ગયા.

નરેન્દ્રનાથે પણ આ ચિસ સાંભળી. તેઓ પણ પુસ્તક મૂકીને દોડયા. દોડીને આવી જુવે છે તો પરમહંસજીને કંઈક ચટકાવી ગયેલું ને લાલ જાણુ બાઝી ગયેલું.

પણ પરમહંસજીના મોં ઉપર તો હાસ્ય હતું. તેમણે પોતાની ગાદી ઊંચી કરીને ખંખેરી. પેલો ચાંદીનો સિક્કો ખડીંગ કરતો બહાર આવી પડયો.

લોકો સમજી ગયા. તેની સાથે નરેન્દ્રનાથ પણ સમજી ગયા, ને તુર્ત જ પરમહંસજી જેવા ફરી પોતાની ગાદીએ બેઠા કે તુર્ત જ તેમના પગમાં પડી ગયા.

'સ્વામીજી, આજ કાલ તો લોકને અનીતિના પૈસા પણ કડવા લાગતા નથી, તેમના દિલને રંજ કરતા નથી. ઉલ્ટાનુ લોકો આનંદથી તેને ઘરમાં મૂકે છે. ત્યારે આપ તો ગાદી નીચે મૂકેલી આ લક્ષ્મીથી દૂર હટી જાવ છો તે આપને ચટકી મારે છે. ધન્ય છે આપની આ કાંચન ત્યાગ વૃત્તિને!'

આ પરીક્ષા લેનાર નરેન્દ્રનાથ તે જ સ્વામી વિવેકાનંદ.

## પરધન નવ ઝાલે હાથ રે

રાતના અંધારમાં પૂના નજીક દેહુ ગામના પાદરની ધર્મશાળામાં બે ઘોડેસ્વારોએ આવી પડાવ નાંખ્યો. હાંફતા ઘોડાઓને પાછળ બાંધીને લીલી જારનાં પૂળીયાં નિર્યાં. પોતે એક ડાબલામાં બાંધીને લાવેલી સુખડી ને આચાર ખાવા બેઠા. તે બે માનવોમાં એક પડછંદને બીજો ઠીંગણો પણ સશકત હતો.

'આટલે આવ્યા છીએ તો દેહુ ગામમાં પણ ફેરો મારતા જઈએ, અહીંના લોકોના ભજનો પણ સાંભળતા જઈએ.' એકે બીજાને કહ્યું.

'જરૂર.' ફરી પાછા બન્ને ખાવામાં લાગી ગયા.

જમવાનું આગળ ચલાવે ત્યાં તેમના સરવા કાન ઊંચા થયાં. દૂર દૂરથી સુંદર ભજનની લહેરો તેમના કાને અથડાવા લાગી તેમાં એવી તો અજબ માધુરી ભરી હતી કે હાથનો કોળિયો હાથમાં જ રહી ગયો.

નાના ને ઠીંગણા માણસે ઊભા થઈ હાથ ધોઈ નાખ્યા.

'આ ઘોડાઓ સંભાળજે હું આવું છું. આવો અવાજ — આવું ભજન તો મેં જીવતરમાં કયાંય સાંભળ્યું નથી. ને ઝપાટાબંધ તે પાદર છોડીને અવાજના રસ્તે આગળ વધી રહ્યો.

પાંદરેક માનવોનું ટોળુ એક તૂટીફૂટી ઝુંપડી આગળ બેઠુ છે. બધાયના હાથમાં કોઈને કોઈ સાજ છે. વચ્ચે એક ભાઈ હાથમાં તંબૂરો લઈ ફરી રહ્યા છે. ગાઈ રહ્યા છે ને બધા તે શબ્દોને બેવડાવી રહ્યા છે.

આવનાર વ્યકિત શાંતિથી તે ટોળા ભેગી બેસી ગઈ. બાજુમાં પડેલાં ખલબલીયાં ઉપાડયાં ને ભકિતના રસમાં તરબોળ બની ગઈ.

સવારના પાંચ વાગ્યા ખેડૂ ખેતરમાં જવા હળ બળદ લઈને નીકળ્યા ત્યારે તો ખબર પડી કે ભજન ખૂબ ચાલ્યાં. છતાંય હજુ તો ભકતો કહેતા હતા

થવા દો-આવો લહાવો ક્યાં નીત નીત મળવાનો હતો' પણ ભગતે બધાયના ધધાપાણીનો ખ્યાલ કરી વિઠ બાની આરતી નાથ ભજન બધ કર્યા ને પ્રસાદી વહેચાણી

પ્રસાદી વહેચવાવાળો ફરતો ફરતો પેલા નવા આગતુક પાસે ગયો

'અરે – આ ભકતરાજ, માટીના આ વાસણમા પ્રસાદી વહેચે છે? ને પ્રસાદીમાયે શેસ' મનમા કંઇ તર્કવિતર્ક કરતા કરતા તે ભાઈ પ્રસાદી લઈ – પોતાના સાથી માટે થાડી હાથમાં દબાવી ઊભા થયા ને ઉતાર પહોચ્યા

સાથીદાર જાગતો જ બેસી રહ્યો હતો

'આવો મહારાજ આપે તો આજે ખૂબ કષ્ટ લીધુ' કદાવર માણસે જોડીદારને સબોધી પૂછ્યુ.

આ દીગણો માનવ બીજો કોઈ નહી પણ શિવાજી મહારાજ પોતે હતા તેમની સાથે દેવોજી હતા તે બન્ને રાત્રી ચર્ચા માટે નીકળ્યા હતા રૈયત મરાઠા સરકાર માટે – તેમની આફતોઓ માટે શુ બોલે છે તે તેઓ નાદા વેશે સાભળવા નીકળ્યા હતા

'દેવોજી, ચલો – ભકત ઘણાં જ ગરીબ છે ગામના સોનીને ત્યા જે સારાં વાસણ હોય તે આપણે ભકતના ત્યા મોકલી દઈએ કસારાના ત્યાથી ભકત માટે રાધવાનાં વાસણો પણ મોકલાવી દઈએ'

સૂર્યનારાયણ હજુ તો આકાશમાં ચડયા ન હોતા ને બન્ને માનવોએ કસારાને ત્યાંથી ને સોનીને ત્યાથી વાસણોનો કોથળો ભરાવી સંતના ત્યા મોકલી દીધા ને બન્ને માનવો સતની ઝુપડી આગળ આટા ફેરા કરવા લાગ્યા

સત નદીએથી નાહી ઘરે આવ્યા

'અરે રે – ' કહેતા જ તેઓ તો ઘરમાથી બહાર નીકળી ગયા ને દોડીને ગામને પાદરથી ગરીબ–ગુરબોને બોલાવી બોલાવી ને ક્ષિત જોતામાં વાસણોની વાણી થઈ ગઈ

આ દેવોજીથી સહન ના થયુ. એક તો ગરીબ જાણીને મહારાજે આને આટલા કીમતી વાસણો મોકલ્યાં ને તે વળી બીજાઓને દાન કરી રહ્યો છે?'

તે તો વિચારતા જ દોડતા ભકતરાજ પાસે ગયા.

'અરે – ભકતરાજ – આ બધુ આપ કેમ વહેંચી રહ્યા છો આપને ત્યા રાત્રે ઠીબડામાં પરસા વહે ચાણો તે જોઈને શિવાજી મહારાજે આપને ત્યા આ હજારો રૂપિયા આપીને વાસણો મોકલ્યા છે આપ કેમ તેને વહેચી રહ્યા છો?'

'ભાઈ આ વાસણમાં મારુ મન હુ પરાવુ – રાત્રે તે સાચવવા જાગુ તો મારા પ્રભુનુ નામ સ્મરણ ક્યાર કરુ. ને મારા કરતા દુનિયામા અનેક માનવો છે કે જેને અનેક ઘણી મારા કરતા વધારે જરૂરિયાત છે. હુ તો મારા જ માટીના વાસણમાં રાજી છુ.'

દૂર ઊભા ઊભા શિવાજી મહારાજે આ શબ્દો સાભળ્યા જીવનમાં આજે પ્રથમ જ તેમણે અપરિગ્રહી સત જોયા દોડીને તેઓ સતના પગે પડી ગયા

ગામના લોકોએ વાત જાણી કે ખૂદ શિવાજી મહારાજ જ રાત્રે સાદા વેશમાં ભજન સભળવા બેઠા હતા ત્યારે તો તેઓ આનદથી નાચી ઊઠ્યા

આ હતા નિસ્પૃહી ભકતરાજ તુકારામ

## શહાદત

હર્ષના દરબારમા રહી અનેક મહાપડિતોની મદદથી હુએનત્સાગે બૌદ્ધ ધર્મના અનેક ગ્રથોને પોતાની ભાષામા અનુવાદ કર્યો રાતદિવસ જોયા વગર એક જ ધૂનમાં રાચી રહ્યા હતા 'ક્યારે મારા દેશ બાધવોની પાસે જઈને આ જ્ઞાનની અમૂલી પરબ માડ દઉ! બૌદ્ધ ભગવાનનો આ જીવન સદેશ ક્યારે તેમને સભળાવુ ?'

મઠમાં અનેક પડિતો હોવા છતાં ય સપૂર્ણ ગ્રથોનુ ભાષાંતર હુએનત્સગને હવે અશક્ય લાગવા માંડ્યુ 'જેટલાનો અનુવાદ થયો હોય તેટલા પુસ્તકો લઈ જવાં ને બાકી ત્યાં લઈ જઈને અનુવાદ કરવો, નહી તો અહી જ જીવન કદાચ પૂર્ણ થઈ જાય તો વે પાર ન આવે' તેવો વિચાર તેમને વારવાર સતાવવા માંડ્યો ને પછી તો તેમણે પાચ પડિતો સાથે હર્ષના

દરબારમાંથી વિદાય લીધી

અનેક મુશ્કેલીઓ વેઠતા તેઓ ગ્રંથોને પોતાના જીવ કરતાંએ વધારે સાચવતા મુસાફરી કરી રહ્યા છે

ત્યાં રસ્તામાં એકવાર, મોટા હોડકામાં ગ્રંથો સાથે તેઓ નદીપાર કરવા બેઠા નદીનું વહેણ વધાર હતું થોડા પાણીમાં પણ માનવને ખેંચી જાય ત્યાં ઊંડા પાણીની શી વાત કરવી? હોડીમાં વજન વધાર હતું હોડી એકબાજુ નમવા માંડી પાણીની છાલકોથી તેમાં પાણી આવવા માંડ્યુ

'મહારાજ હોડીમાં વજન વધાર થઈ ગયુ છે સામેથી ધૂમરી આવી રહી છે વજન ઓછુ નહી કરવામાં આવે તો આપણે તેમાં ફસાઇ જઇશુ

આવતા ભયને બતાવી નાવડાવાળાએ હ્યુએન સગને વાત કરી

ઘડીક તો બધાયના મો ઉપર શોકની છાયા જીવન થઈ ગઈ શુ કરવુ તે બધાય વિચારી રહ્યા

'આ પોથાંની પોટલીઓ નદીમાં નાખી દા તો જ હોડક હલક થતાં જલદી આગળ નીકળી જવાશે' ને ઊભા થતાં જ એક હાથે હલ સાને પકડી રાખી બીજા હાથે નાવડીવાળાએ પોટલાને ઉપાડ્યુ

'અરરે – રહેવા દ ભાઈ કહેતાકને પાંચ બૌધ સાધુઓ ઊભા થઈ ગયા

'આ પુસ્તકો અમારા પ્રાણ કરતાએ મુલ્યવાન છે તે તો કરોડો માનવોને નવજીવન આપશે, તેને બચાવવા અમે અમારા પ્રાણ અર્પીશુ તો અમે અમારુ તેને અહોભાગ્ય માનીશુ બોલતાની સાથ જ હ્યુએન તેમને રોકે તે પહેલા તો પાચે જણાએ પાણીમાં ઝપલાવી દીધુ

પાંચ હિન્દી બૌદ્ધ સાધુઓની આ શહાદતે અમુલ્ય અનેક ગ્રંથોને બચાવી લીધા

-----

## માનવતા

'માનવતા' શબ્દની ઉત્પત્તિ 'મન' શબ્દથી થઇ છે એનો એક અર્થ છે મનન કરવુ બીજો અર્થ છે 'સહાનુભૂતિ રાખવી' મનન કરવુ એ બુદ્ધિનો અને સહાનુભૂતિ રાખવી એ હૃદયનો ધર્મ હોય એમ સમજાય છે આથી 'માનવ' શબ્દમાં બુદ્ધિ અને હૃદય બન્નેના ગુણોનો સમાવેશ થઈ જાય છે એવો એક 'મનસ્વિતા' શબ્દ છે, તે પણ શબ્દથી જ બને છે એનો અર્થ છે મનને ઉત્તમ પ્રકારે રાખવુ, ઉત્કૃષ્ટ મનવાળા થવુ આવી રીતે 'માનવતા'મા મુખ્ય ત્રણ ગુણોનો સમાવેશ કરાય છે 'મનન કરવુ,' સહાનુભૂતિ રાખવી' અને નિશ્ચય પર અડગ રહેવુ' આ ત્રણે ગુણો મળવાથી માનવતા પરિપૂર્ણ બને છે મનન કરવાથી ખરા અને ખોટાનો બોધ થાય છે સહાનુભૂતિ રાખવાથી બીજી વ્યકિતઓ સાથે મનનો મેળ-એકત્વ સધાય છે નિશ્ચય પર અડગ રહેવાથી પોતાના કાર્યોમા અને જીવનમા સફળતા પ્રાપ્ત થાય છે

ભગવાન સૃષ્ટિરૂપે સાકાર બન્યા 'માનવ'ના રૂપમા આપણને એના સૌથી વિકસિત રૂપનું– અને અવતારનું દર્શન થયું 'દેવ'ના રૂપમા આપણને એના વિશેષ ઉચ્ચ રૂપની કલ્પના થઇ તે આપણુ એક નજીકનું લક્ષ્ય આગળનું પગથિયું થઇ શકે છે આજે આપણે 'માનવતા'ની ભૂમિકાનો વિચાર કરી રહ્યાછીએ

શુ આપણે માનવતાના લક્ષ્ય સુધી પહોંચી ગયા છીએ? આપણને બધાને તે ગુણો પ્રાપ્ત થઈ ગયા છે? જો નથી પ્રાપ્ત થયા તો પહેલા આપણે માનવતાની સાધના કરવી જોઇશે માનવતા સિદ્ધ કર્યા સિવાય કોઈ જીવનવિકાસ કે પૂર્ણતાને પ્રાપ્ત કરી શકતો નથી

–હરિભાઉ ઉપાધ્યાય

# તું જ્યારે નાનો હતો ત્યારે....

હિંમતલાલ પ્ર બગથલાકર

લોભની માત્રા વધે છે ત્યારે માણસ ન કરવનું કૃત્ય કરી બેસે છે સાથી સમજબુદ્ધિ નાશ પામે છે.

એક ઐતિહાસિક પ્રસંગ આ કથનને સ્પષ્ટ કરે છે બિંબિસારનો પુત્ર અજાતશત્રુ સત્તાના લોભમા ભાન ભૂલે છે તેના દિલમા રાજગાદીનો લોભ ઘર કરી બેસે છે તે બિંબસારના મૃત્યુની રાહ જુએ છે પણ કહેવત છે ને 'માગે તો દૂર ભાગે છે,' તેવી જ રીતે બિંબિસારનુ મોત અજાતશત્રુના માગવાથી કેમ આવે? અજાતશત્રુ રાહ જોઈને થાકે છે. તેના લોભાની માત્રા વધે છે અને ક્રોધ ચોધ ઉપે તે પોતાના પિતાને જેલમા નાખે છે. પોતે રાજા થઇ બેઠો. રાણી વૈદેહી રાજકુમારના આ કૃત્યથી દુખી થઇ. બાપ દીકરાના કજીયામા જીવતુ મોત તો રાણી વૈદેહીને વેઠવાનુ આવ્યુ. પોતાના સ્વમીને જેલમા દુખી જોઈને કઇ આર્યનારીને દુખ ન થાય! કુમાર અજાતશત્રુના અવિચારી પગનુ રાણી વૈદેહીને અસહ્ય થઇ પડ્યું

વૈદેહીએ અજાતશત્રુને ખૂબ ખૂબ સમજાવ્યો. પિતા પ્રત્યેની ફરજ સમજાવી. પણ એમ સમજે તો એ અજાતશત્રુ શાનો? વળી સત્તાના મદમા ભાન ભૂલેલો સત્તાધારી, મર્કટને મદિરા જેવી હકીકત બની ગઈ વૈદેહીના એક પણ વાન એણે કાને ન લીધા વૈદેહીએ કડવો ઘૂંટડો ગળી લીધો.

બિંબિસારને કેદમા નાખી અજાતશત્રુએ સખત પહેરો ગોઠવી દીધો. પૂરતો ખોરાક આપવાનુ બધ કરી દીધુ કે જેથી ખોરાક વિના બિંબિસારનો જલદી અંત આવી જાય.

રાણી વૈદેહી અજાતશત્રુના હુકમનો ભગ કરી બિંબિસારને મળવા લાગી. પતિભક્તિ સ્ત્રી કુપુત્રના ત્રાસથી દુઃખી થવા લાગી પણ સત્તા આગળ શુ ચાલે! છતા વૈદેહી છૂપી રીતે બિંબિસારને મળવા લાગી ત્યારે દ્વારપાળો મુઝાયા કે અજાતશત્રુને ખબર પડશે તો આપણુ આવી બન્યું. કારણ રાણી કોઇ હિસાબે માનતા ન હતા. વૈદેહી અજાતશત્રુના હુકમને જાણતી હતી. તેનો હુકમ હતો કે 'બિંબિસારને ખોરાક ન આપવો તેથી આપોઆપ અંત આવે અને પોતે માર્યો પણ ન કહેવાય.' આવો હુકમ હોવાથી રાણી વૈદેહી જ્યારે બિંબિસારને મળવા જતી ત્યારે પોતાના ચાદીના પોલા કડલામા દૂધ ભરીને લઇ જઈ જતી અને તે રાજાને પાતી આવી રીતે ઘણા દિવસ વિત્યા અજાતશત્રુને ગંધ આવી જતા બિંબિસાર ઉપર કડક પહેરો મૂક્યો. રાણીને જવા આવવાની અડચણ પડવા લાગી

હવે બન્યું એવુ કે આ સમય દરમ્યાન જ અજાતશત્રુનો પુત્ર ઉદયભદ્ર હતો તેના હાથની આગળી પાકી આગળીની વેદનામા તે રાડો પાડતો હતો. અજાતશત્રુ પુત્રની સારવારમા રહેવા લાગ્યો. અને ઉદયભદ્ર પાસે જ બેસી રહે. રાણી વૈદેહીને ખબર પડતા તે કુમારની ખબર કાઢવા ગયા ત્યારે અજાતશત્રુ પુત્રની આગળીને પપાળી રહ્યો હતો. કુવર નિદ્રામા પડયો હતો. વૈદેહીએ કુવરના ખબર અતર પૂછ્યા અને પછી મૃદુ શાત સ્વરે કહેવા લાગી, 'બેટા તુ જ્યારે નાનો હતો ત્યારે તારી પણ એક વખત આગળી પાકી હતી ત્યારે તારા પિતા પણ આટલા જ હેતથી તારી પાસે બેસી રહેતા અને તારા દુઃખે દુખી થતા હતા. આજ એજ તારા પિતાને કેદમા નાખી તે દુ:ખી કરી નાખ્યા છે.'

અજાતશત્રુના હૃદયમા એક ઝબકારો થયો. તેને પિતાનું હેત સાભરી આવ્યું. પોતે નાનો હતો ત્યારે બિંબિસાર જે વહાલ કરતા ખોળામાં બેસાડી રમાડતા, વગેરે સ્મરણો અજાતશત્રુને તાજા થતા

સત્તાનો લોભ જૂવાયો. તે દોડયો કેદખાના તરફ જે બે વરામ. નિભિસારને કેદ કરવામાં આવ્યા હતા. તે ખોતાવીહાફળો ફાફગો પિતાને ભેટવા દોડયો પણ પણ ....હવે એની સમજણ કસમયની હતી. બિંબિસાર ભૂખના દુઃખથી મૃત્યુને ભેટી ગયા હતા. અજાતશત્રુ પિતાના પ્રાણવિહોણાં દેહપર પડી ધ્રુસકે ધ્રુસકે રડી પડયો અને પોતાના અવિચારી કૃત્યનો પસ્તાવો કરવા લાગ્યો. પણ હવે તો તે રાંડયા પછીના ડહાપણ જેવું હતું.

છતા તેને પોતના અવિચારી કૃત્યનું ભાન થતું અને પસ્તાવો કર્યો તે ઘણું કહેવાય. કારણ કે આ યુગમાં કેટલાકને તો જીવનભરમાં પણ પોતે કરેલી ભૂલોનો પસ્તાવો કરવાનો પણ વખત કયાં મળે છે. અજાતશત્રુએ પોતાની ભૂલને સમજીને છેવટે પણ પ્રાયશ્ચિત કર્યું તે તેના જીવનનો ચમકતો સિતારો કહી શકાય

*

એક દિવસ મારે બહેનોની એક કોલેજમાં જવાનુ થયુ. ૨૦–૨૨ વર્ષ સુધીની બહેનો ત્યાં ભણતી હતી. મને એમનુ છત્રાલય બતાવવા લઇ ગયા. ત્યા મેં જોયું તો રસોઇયો એમને રસોઇ કરી આપતો હતો. વાસણ માંજવા નોકર રાખેલા હતા. ભંગી ઝાડુ વાળતો હતો. કપડાં ધોબીને આપવામાં આવતાં હતા. નજીકની ઇસ્પિતાલમાં એમની દવા થતી હતી. બહેનોને કશું કામ જાતે કરવાનુ નહી. એમની સૂવાની પથારી પણ નોકર કરી આપતા. એમને માત્ર ભણવાનુ. અંગ્રેજી ચીપીચીપીને બોલી જાણે

આ બધું જોઈ હુ વિચારમા પડયો.

મને થયુ : આમાં કેળવણી કયા ? આમા બહેનોને શાની કેળવણી મળે ?

વિદ્યાર્થી અવસ્થામાં, જુવાનીમાં, બધાં કામો નોકરો પાસે કરાવવા ટેવાયેલી આ બહેનોને અભ્યાસ પૂરો કર્યા પછી લગન કરવાનુ થાય, ત્યારે ઘેર નોકરચાકર હોય એવું જ ઘર શોધવું પડે ને ? પછી જેની સાથે લગ્ન કરવાનુ છે એ માણસ ચારિત્ર્યશીલ છે કે નહી, એ ન જોવાય; એને ઘેર રસોઇયો છે કે નહી, મોટર છે કે નહી, નોકર છે કે નહીં, આ બધી ગણતરીથી જ વરની પસંદગી થાય. છોકરીઓને શિક્ષણકાળમા જ આવી પરાશ્રયની ટેવો પડે એ શુ તાલીમ કહેવાય ?

આ જ બાળાઓ ભવિષ્યમાં જ્યારે માતાઓ બનશે ત્યારે પોતાનાં બાળકોને કેવી તાલીમ આપશે ?

આજે નાની નાની દેખાતી છોકરીઓ ભવિષ્યની ગૃહિણીઓ છે ગૃહિણીઓ તરીકે એમણે જે કામ કરવાના છે, તે કામના સંસ્કાર પહેલેથી એમને મળવા જોઇએ; તો જ એ ગૃહિણીપદને શોભાવી શકશે. અક્ષરજ્ઞાન એમને જરૂર આપીએ, પણ અક્ષરજ્ઞાનની સાથે સાથે મહેનતનાં કામો કરવાની તત્પરતા અને ઉત્તમ ચારિત્ર્યનો સુમેળ નહીં સધાયો હોય, તો કેવળ અક્ષરજ્ઞાન એમને ભારરૂપ થઇ પડશે.

અક્ષરજ્ઞાન, શારીરિક શ્રમ અને ચારિત્ર્યઘડતર એ ત્રિવિધ પાયા ઉપર આપણી કેળવણીનુ મંડાણ થવું જોઇએ.

– રવિશંકર મહારાજ

# કેટલી નિસ્પૃહતા....

મુકુન્દરાય વિ. પારાશર્ય

અત્યંત સામાન્ય આર્થિક સ્થિતિમાં જન્મી સ્વપ્રયત્નથી ભાવનગર સંસ્થાના એડમિનિસ્ટ્રેટરની જગા સુધી પહોંચનાર, ઇન્ડિયા કાઉન્સિલ તથા લીગ ઓફ નેશન્સમાં સભ્યપદ મેળવનાર અને હિંદના રાજકારણમાં ગાંધીજીના મિત્ર રહેનાર, સર્વહિતસાધક સ્વ. સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણીના વિદ્યાપ્રેમની અને બ્રાહ્મણોચિત્ અપરિગ્રહવૃત્તિની ગુજરાતના ઇતિહાસવિદ્ શાસ્ત્રી દુર્ગાશંકર કેવળરામે ભારપૂર્વક નોંધ લીધી છે. એ સ્વ. પ્રભાશંકરના જીવનનો ૧૯૦૫ની આજુબાજુનો એક પ્રસંગ છે.

પ્રભાશંકરભાઇ પાસે વડીલોપાર્જિત કંઇ ધન ન હતું. તેમનાં લગ્ન સુપ્રસિદ્ધ વૈદરાજ ઝંડુ ભટ્ટજીના નાના ભાઈ વૈદરાજ વિશ્વનાથના પુત્રી રમાબેન વેરે થયેલાં. એ રમાબેનને લગ્નપ્રસંગે થોડાં ઘરેણાં મળેલાં. લગ્નના તથા પિયેરના સબંધને કારણે તેના પ્રત્યે રમાબેનને સહજ મમતા હતી.

હજૂર-સેક્રેટરીના હોદ્દા પરથી પ્રભાશંકરભાઇ દીવાનપદે આવ્યા પછી, થોડા વખતમાં એક વાર ડિસ્ટ્રીક્ટમાં ગયેલા ત્યારે પાછળથી તેમના બંગલામાં ચોરી થઇ. અને રમાબેનની પેલી ઘરેણાંની પેટી પણ ચોરાઇ ગઇ. રમાબેન ઘણા ઉદ્વિગ્ન થઇ ગયા. પોલીસ તપાસ શરૂ થઇ ને પ્રભાશંકરભાઇના બંગલામાં કામ કરનાર એક નોકર પર શંકા જવાથી પોલીસ તેને લઇ ગયા. તે નોકરની સ્ત્રી પણ રમાબેન પાસે કામ કરતી.

વળતે દિ' સવારે પ્રભાશંકરભાઇ ડિસ્ટ્રીક્ટમાંથી પાછા આવ્યા ને ઘોડાગાડીમાંથી ઊતરે તે પહેલાં જ પેલી બાઇએ આવી પગ પકડી રડવું શરૂ કર્યું. પ્રભાશંકરભાઇએ કારણ પૂછતાં બંગલામાં ચોરી થવાથી, શંકા પરથી પોલીસ તેના ધણીને પકડી ગયા છે ને માર મારે છે તેને છોડાવવા અરજ કરી.

ત્યાં તો રમાબેન પણ આવી ગયા. તેમણે જણાવ્યું કે પોલીસને જો કામ કરવા ન દઇએ તો કદાચ ઘરેણાં પાછાં ન આવે. પ્રભાશંકરભાઇએ કહ્યું : 'જેમ તમને મારી તેમ આ બાઇને તેના ધણીની ચિંતા રહે જ ને? આપણાં કારણે એને દુઃખ કે કષ્ટ ન પડે તે આપણે જોવું જોઇએ.'

આમ કહી પ્રભાશંકરભાઇએ એ જ વખતે, પકડેલ માણસને છૂટો કરી તુરત અનંતવાડી પોતાને બંગલે પહોંચતો કરવા પોલીસ-ઉપરી પર ચિઠ્ઠી લખી. પોતે આવેલા તે ગાડીના ગાડીવાનને એ ચિઠ્ઠી આપી રવાના કર્યો ને પોતે તે માણસની રાહ જોતા પોર્ચમાં બેઠા.

પોલીસ-ઉપરી પેલા માણસને તેડીને તરત આવી ગયા. એટલે પ્રભાશંકરભાઇએ કહ્યું : બંગલામાં ચોરી થઇ છે ને પોતાના બાપના ઘરનાં ઘરેણાં હતાં તેથી શ્રીમતી પટ્ટણીને દુઃખ થાય છે. તમે ચોરી ગોતી કાઢવા મહેનત કરો છો, પણ મારે જણાવવું છે કે અમને કોઇના પર વહેમ નથી. બીજું, મારા ઘરમાં રહેનાર માણસ કોઇ ચોર હોય જ નહિ. આ ઘરમાં કામ કરનાર માણસ કોઇ નોકર નથી, પણ મારા હાથપગ છે. હાથપગ કોઈ દિ' ચોર ન હોય. એટલે તમે એને અત્યારે છૂટો કરી દ્યો. ઘરેણાં ન જડે તો કંઇ નહિ, મને મારો માણસ મળી જવો જોઇએ '

'હાજી.' કહી પોલીસ અધિકારીએ આજ્ઞા માથે ચડાવી.

પ્રભાશંકરભાઈએ પેલા માણસને કહ્યું : 'તમે ઘરમાં હતા છતાં ચોરી થઇ તેથી પોલીસને વહેમ આવ્યો, પણ મને વહેમ નથી. તમે બન્ને જણાં મારા ઘરનાં જ માણસો છો, તો જેમ કામ કરતાં'તાં તેમ જ કરજો. મારે તો ઊલટું તમને વધારે જવાબદારી સોંપવી છે.' આમ કહી પ્રભાશંકરભાઇએ

પોતાનાં કપડાં ઉતારી પાકિટ સહિત એ જ વખતે તેને આપવા આપ્યાં

અંતઃકરણની આ ઉદારતાની અસર આઠ જ દિવસમાં થઇ પેલો માણસ એક દિ' સવારમાં પ્રભાશંકરભાઈ તથા રમાબેન બેઠા'તા ત્યાં આવી તેમના પગમાં ઘરેણાંની પેટી મૂકી રોઇ પડયો ને કહ્યુ, 'તમે તો દયાળુ છો, પણ મારાથી આ ખમાતું નથી. મને પાછો પોલીસને સોંપી દો ને સજા કરો.'

પ્રભાશંકરભાઇએ કહ્યુ ' 'ભગવાન દયાળુ છે, એ જાતે કોઇને સજા નથી કરતા, પણ દરેકને સારા થવાની તક આપ્યા કરે છે.'

પ્રભાશંકરભાઈએ તે માણસને તે વખતે રૂા ૧૦) ને તેની સ્ત્રીને ત્રણ કપડાં ઇનામમાં આપ્યાં. એ પછી વર્ષો સુધી બન્ને જણા અનતવાડીમાં કામ કરતાં'તાં

પ્રભાશંકરભાઇને એવી ટેવ હતી કે કઇક પ્રસંગ બને તે પર જે વિચાર કે લાગણી થઇ આવે તે જો પોતે એકલા હોય ને પાસે કાગળપેન્સિલ હોય તો તે લાગણી અગર વિચારને પદમાં ગોઠવી લખી નાખે આવી પદરચનાઓ તેમના હૃદયમંથનનો આપણને પરિચય આપે છે આ પ્રસંગે, ચિઠ્ઠી લખી ગાડીવાનને રવાના કર્યા પછી ચાવ એકલા હતા ને પેલા માણસની રાહમાં બેઠા'તા ત્યારે પ્રભાશંકરભાઈએ પેન્સિલ લઇ કાગળની કાપલી પર ચાર લીટી લખી નાખી

'જે ચીજ કે વસ્તુ, વિભવથી ટોકને મોહ થાય,
ને જે મોહે હૃદય જનના પાપ માટે તણાય;
તે પૈસો કે વિભવ અમને સ્વપ્નામાયે હજો મા,
એવા હોય સુકૃત કદી તો સુઝ્યો પે થજો મા

---

## ત્યાં ત્યાં ગાંધીજીનાં દર્શન થયાં

બાઈબલમાં એક વાક્ય છે કે નાના માણસોને ઇશ્વર નાની વસ્તુઓમાં દેખાય છે ભૂખ્યાને રોટલામાં ઇશ્વરના દર્શન થાય છે નાગાને કપડામાં ઇશ્વર દેખાય છે અને ઘરબાર વગરનાને ઝૂપડીમાં ઈશ્વરના દર્શન થાય છે. ગાંધીજીના દર્શન પણ મને આ રીતે નાની વસ્તુઓમાં જ થયા છે ૧૯૨૮માં હું પહેલવહેલો ગાંધીજીને મળવા સાબરમતી આશ્રમમાં ગયો ત્યારે પહેલે દિવસે તેમને મળવું અશક્ય હતું તેમણે મને બીજા દિવસે બપોરનો સમય આપ્યો અને હું રાત પડવા મારે માટે રાખેલી ઓરડીમાં સૂવા ગયો રાત્રે દશ વાગે મહાદેવભાઇએ મારી ઓરડીનાં બારણાં ખખડાવ્યાં અને પૂછ્યું, 'બાપુ પુછાવે છે કે તમને મચ્છરદાની મળી છે કે નહિ ?' તે વખતે મને ગાંધીજી એ મચ્છરદાનીમાં દેખાયા

બીજે દિવસે ગાંધીજીની નિયમિતતાની ખૂબ વાતો સાંભળી હોવાને કારણે હું બરાબર ચારના ટકોરે ગાંધીજીની કુટિર પર હાજર થઇ ગયો બે મિનિટ બાદ હું ગાંધીજીને મળ્યો ત્યારે તેમણે કહ્યું, 'તમારે બે મિનિટ ખોટી થવું પડયું માટે હું દિલગીર છું મેં ચારમાં બે મિનિટે તમારી તપાસ કરાવી હતી, પણ તમે આવ્યા નહોતા એટલે થયું કે બે મિનિટમાં બીજું કામ પતાવી દઉં પણ એમાં બે મિનિટ ધાર્યા કરતા વધુ થઇ.' મને એ મિનિટમાં ફરીથી ગાંધીજી દેખાયા.

આશ્રમમાં અઠવાડિયું ગાળ્યા બાદ હું પાછો ફરવા તૈયાર થયો ત્યારે ગાંધીજીએ પૂછ્યું, 'આશ્રમની વ્યવસ્થામાં તમને કંઇ ખામી જણાતી હોય તો વિના સંકોચે તે તમે જણાવી શકો છો.' મેં જરા આનાકાની કરી ત્યારે તેમણે પોતે જ કહ્યું, 'આશ્રમમાં ઠેર ઠેર પાણીના ખાબોચિયા ભરાઇ રહે છે તે તમને ખામી નથી લાગતી? હું તે દૂર કરવા પ્રયાસ કરું છું, પણ હજુ સુધી કંઇ કરી શક્યો નથી તેનું દુઃખ છે' ફરીથી મને ગાંધીજીના દર્શન એ ખાબોચિયામાં થયાં !

—એલેકઝાન્ડર હોરેસ

# ગઈ પેઢીના બે રાજાઓ ...

સુરેશ પંડિત

## પુન્ય કમાવુ છે

રાજકોટની ધરતી પર સૂરજ મારાજ ઊગીને સરખા થાય કે સર લાખાજીરાજ માથે સાફો મૂકી સામે ઊભેલા પાસવાન પાસેથી ગામમાં કેટલા ઘર પ્લેગ વાળા છે એ યાદી હાથમા લઈ વાચતા જ હોય

રાજકોટમાં પ્લેગનો ભયકર ઉપદ્રવ છે ઊંદર ની જેમ માણસો ટપોટપ મરે છે કૈંક માતા પુત્ર વિનાની કઇક બ્હેની ભાઈ વિનાની ને કઇક પત્ની પતિ વિનાની બને છે કૈંક બાળકો મા વિનાના બની રૂવે છે. કૈંક વૃદ્ધો જુવાનજોધ પુત્રના મૃત્યે શોકે રોતા હોય છે દાકતરી સારવાર થાય છે પણ રાગ કાબૂમા આવતો જ નથી

એજન્સીની કોઠી ગામમા છાતી ઉપર જ ઊભી છે છતા આખા ભારતમા સૌ પ્રથમ પોતાની પ્રજાને શાસનમા ભાગ લેતી કરવા 'પ્રજા પ્રતિનિધિ સભા' સ્થાપી ગોરા હાકેમોનો રોષ જેણે વહોરી લીધો હતો એ માનવતાવાદી નરેન્દ્રે યાદી વાચી નૂરત ડ્રાઈવરને ભગી વાસ ભણી મોટર હકારવા સૂચના આપી

'બાપુ! મારી એક વાત માનશો ?'

'શી?' ડ્રાઇવરની બાજુમાં આગલી સીટ પર બેઠેલા લાખાજીરાજ બોલ્યા

'સતત ત્રણ ચાર મહિના થયા દરરોજ આપ આમ વહેલી સવાર પ્લેગના દર્દીઓની દખભાળ માટે નીકળો છો. પણ એ રોગ કેટલો ચેપી ને પાછો ભયકર છે એની આપને તો જાણ છે જ'

'જો ભાઇ! આ મનુષ્ય દેહનો સાચો ધર્મ દીન દુખીઓની સેવા કરવી જ છે આ ભવે હુ રાજકોટ રાજ્યનો રાજા છુ તેથી વધુ સેવા કરી વધુ પુન્ય કમાવુ છે આવતે જન્મ આવુ રાજ, રિયાસત ને ધન મળશે કે ન મળશે પણ ઈશ્વર સાચી સેવાને માર્ગે જનારાને ઊની આંચ આવવા દેતા નથી જો આવવા દીધી હોત તો ત્રણ ચાર મહિના હીમખીમ નીકળત ખરા?'

'ના બાપુ, એ વાત સાચી છે'

'મારા દેહમા, લોહીમાં, માનસમા પ્લેગવાળા માનવોની સેવાની એટલી તો તીવ્રતા છે કે બીજુ મને કાઈ સૂઝતું નથી આવી તીવ્ર ઉત્કટત યુક્ત મારા દેહમા મારા લોહીમા એટલી તો મોટી પ્રતિકાર શક્તિ આવી ગઈ છે કે પ્લેગના જતુ અસર કરી શકતા નથી આ એક સીધી સાદી ને વૈજ્ઞાનીક થિયરી છે'

ત્યાં ખચ કરતી મોટર હરિજનવાસ પાસે આવી ઊભી રહી ઝપાટાબધ લાખાજીરાજ નીચે ઊતર્યા ને ભગી વાસમા જવા યાદીમાં તે વૃદ્ધ ભગી ડોશીનુ નામ હતુ ત્યા એકલા ગયા

'પેલા વૃદ્ધ માજી ક્યાં છે? જેનો દીકરો કાલે ગુજરી ગયો?' લાખાજીરાજે ભગીવાસના ત્યાં ઊભેલા ઓને પૂછ્યુ

'ઓ રહ્યા બાપુ સામે એકલિયુ ભાગેલ કમાડ રહ્યુ ત્યા ડાશી એકલા સૂતા છે'

'તમે કોઈ તેની ભાળ લેવા નથી જતા? એને પાણી પીવુ હોય કઇ જોતુ હોય?'

'બાપુ ચેપી રાગ'

'ઠીક ઠીક સાચી વાત છે, સૌને પોતાનો જીવ વહાલો હોય કાઈ વાધો નહિ'

કહી સાફાનુ લાબુ છોગુ લ્હેરાવતો એ પ્રજા વત્સલ નરેન્દ્ર પોતાના હાથે જ એ ભગી ડોશીનુ કમાડ ઉઘાડી તેની પાસે ગયા અધારા ઉંડા જેવા ઓરડામાં ખાટલામા ટૂંટિયુ વળી સૂતેલ રોગી ડોશીને મીઠા અવાજે એણે કહ્યુ,

'કેમ માજી, સારુ છે ને?'

પોતાની આંખ સામે રાજકોટના રાજવીને તબિયતની પૃચ્છા કરતો ઊભેલો જોઈ ડોશીએ પ્રથમ

તો આ સ્વપ્નું' માન્યું પછી એ ભ્રમ ભાંગી જતાં તે બોલ્યા

'ઠીક છે બાપુ, પણ એક પીડા હોત તો વેઠત આ બબ્બે પીડા આ ઘરડા દેહે વેઠાતી નથી '

'કઈ કઈ માજી!'

'એક તો કાલ પ્લેગમાં મારો જુવાનજોધ દીકરો પાછો થયો ને પાછી હુ પ્લેગનો ભોગ બની '

'માજી! મને તમારો દીકરો ગણજો, હુ તમારા દીકરો જ છુ. જે કામ હોય તે મને સુખેથી કહેજો ને દાક્તર હમણા આવી તમને દવા આપી જશે બચી જશો ચિંતા કરશો મા.'

રાજવીના ભંગીવાસ ગમનના સમાચારે ડોકટરો પરીચારકો તે વેગા ત્યાં આવી પહોચ્યા હતા સર લાખાજીરાજે ડોકટર પાસે વૃદ્ધ માજીની સારવાર પોતે સ્થિર ઊભા રહી કરાવી પછી પોતાના નોકરોને હુકમ આપી ડોશીમા માટે અન્ય વસ્તુઓ મંગાવી ત્યા મૂકાવી પછી એ જ અદાથી રાજકોટમા ઉછળતા મૃત્યુના ભયંકર પૂર સામે અન્યને બચાવવા બીજે ઘેર જવા ચાલી નીકળ્યા.

પ્લેગ જેવા તૂરત ચેપી અને જીવલેણ રોગ સામે તે કાળે એક બે દિવસ નહિ પણ સતત ચાર ચાર મહિના દરરોજ આ રીતે રાજમહેલ છોડી દીન હીન ને હરિજનવાસમા પણ જઈ પોતાની જાત દેખરેખ તળે સારવાર કરનાર સામે દેખાતા મૃત્યુ સામેય અભય રહેનાર તે માનવ સેવાની ઝંખના કરનાર રાજવી સામાન્ય માનવ નહિ પણ ગીતાકારે ગાયા સાચા નિષ્કામ કર્મયોગી જ હશે

માનવ-સેવા આમ જાતે થાય ફંડ ફાળાની ઝોળીઓ ધરવાથી ને લાંબા લચક ભાષણોથી સેવા ન થાય સેવાની ભાવના તો લોહીમાં ભળી જવી જોઈએ

## કલાપારખુ રાજા

વડોદરા નરેશ મહારાજા સયાજીરાવ ગાયકવાડ જબ્બર કલાપ્રેમી, બધી કલાઓ પ્રત્યે પ્રેમ, એટલુ જ નહિ તેમને બધી કલાનો વિકાસ કરવાની પણ તમન્ના બધી જ કલાઓને રાજ્યાશ્રય મળેલો સંગીત, નૃત્ય, શિલ્પ, ચિત્ર, સ્થાપત્ય બધી જ કલાઓના ચાહક, પરિખક ને પોષક

સંગીત પ્રત્યે અનન્ય રૂચિ જેના પૂરાવા રૂપ વડોદરાનું કલાભવન આજે મોજુદ છે અને સિતાર, વીણા, દીલરૂબા મૃદંગ, જલતરંગ, સારંગી, વાયોલીન, મોરતાઊસ, વિચિત્રા વીણા, બંસરી, સરોદ આદી વાદ્યો ત્યા શીખવાય છે ને કંઠ સંગીત પણ શીખવાય છે ત્યાથી ખ્યાતનામ કલાકારોની ગુજરાતને ભેટ મળેલ છે

મહારાજા પોતાના મહાલયે આવા નામી સંગીત કલાકારોને નોતરી સંગીત સાંભળે આવુ સંગીત સંભળાવનાર બધા કલાકારના માસિક પગાર બાંધી આપેલા કે જેઓને બીજે કમાવા જવાની જરૂર ન પડે

સંધ્યાકાળે મહારાજા મૃદંગ સાથે કોઈક દિવસ વીણા સાંભળે કદી નારંગી પર શાસ્ત્રીય રાગો સાભળે, કદી શાસ્ત્રીય કંઠ સંગીત ગવડાવે કરે

એક દિવસ મહારાજાના મહાલયે સંધ્યા પહેલાં વિખ્યાત પખ્વાજ વાદક નાસિરખાંનો પખ્વાજ સાંભળવાનો મહારાજાનો કાર્યક્રમ હતો નાસીરખાને મહારાજા તરફથી પગાર મળે નાસીરખાં એટલે અદ્ભૂત પખ્વાજ વાદક ભારતમા બહુ થોડા પખ્વાજી તેમના વાદનની બરોબરી કરે તેવા તેઓ હતા નાસીરખા પખ્વાજ વાદક ઉપરાત સારા સંગીતકાર પણ હતા

આવા નાસીરખાની કલા માટે મહારાજાને હૃદયથી અપૂર્વ માન ને તેમનો આજે પ્રોગ્રામ હતો મહાલયના ચોકસ સંગીતખંડમાં મહારાજા બેઠા સામે રેશમી કલાત્મક ગાલીચાઓ પર કલાકાર વૃંદ બેઠુ શાંત ને સૌમ્ય વાતાવરણમાં, બાગમાંથી આવતી ફૂલોની મધુર મ્હેક વચ્ચે નાસીરખાંએ પખ્વાજ બજાવવુ શરૂ કર્યું

અને વાજીંત્રના તાન જોડે એમણે વિલંબિત ને દ્રુત લયમાં તીગનમાં દાદરો-તીનતાલ, ઝપતાલ, એક તાલ, તેવરો આ બધા તાલો સ્પષ્ટ માત્રા-મેળ લય સાથે એવા તો સરસ બજાવ્યા કે સાંભળનાર મહારાજાનું મન પ્રફુલ્લ બન્યું.

સમય પૂરો થયો એટલે પ્રસન્ન વદને ઊઠયા. નાસીરખા પણ ઊઠયા તેમની જોડે તેમનો એક શિષ્ય સાથે આવેલ

વડોદરા જેવા મહારાજાના ખાનકલાકાર હોવા છતાં દીલમાં લેશ અભિમાન ન હતુ નાસીરખાં સાદા ઈને ગર્વરહિતતાનો નમુના હતા આમર સાચા કલાકારો શાંત, નમ્ર અને સાદાઈથી રહેનારા હોય છે

નાસીરખા એવા જ કલાકાર અને કલાના દાની હતા એમને જે દરમાયા મળતો તે પોતાની પાસે સંગીત અને પખ્વાજ શીખવા આવનારા શિષ્યો પાછળ ખર્ચી નાખતા બીજા ગાયકોની જેમ અંગ પર અત્તર, માથામાં ખૂશબોદાર તેલ, ઝૂલ્ફા, રેશમી વસ્રો, પગમા ઊંચી મોજડી કે એવા ભભકા ન રાખતા કલા એ દૈવી વસ્તુ છે ઈશ્વરદત્ત વસ્તુ છે એના લાલન પાલન ભકતની અદાથી થાય, નિષ્કામ પણે થાય

આવા કલાકાર નાસીરખાએ પ્રથમ તો જરા વાર વાહનની રાહ જોઈ અડી અવળી વાતો શિષ્ય સાથે કરી–પખ્વાજ વાદન અને મૃદંગ વાદનનો તફાવત ભેદ અને હાથ આંગળાના ગમની ચર્ચાઓ ચલાવી મહારાજાએ ખાસ આજે પખ્વાજ જ સાંભળ્યુ એ બદલ પ્રસન્નતા અનુભવી આનંદ છતા, વાહન તેમને મૂકવા ગમે તે કારણે ન જ આવ્યુ

આખર જરા વાર નાસીરખાએ એમના શિષ્યને કહ્યુ

'ચાલો ભાઈ, પખ્વાજ ખભે લઈ લો ચાલી નાખીએ'

ગુરુ શિષ્ય પખ્વાજ લઈ મહાલયના પગથિયાં ઊતર્યા થોડે દૂર ગયા ને મહાલયના બાગમાં મહારાજા ગાયકવાડ ટહેલે અંગરક્ષકો દૂર ઊભેલા આ મહારાજાએ નાસીરખાંને પગપાળા જતા જોયા ને બોલ્યા

'અરે ઉસ્તાદ! આ શુ? ઘેર પહોંચાડવા કોઈએ વાહનની સગવડતા નથી કરી?'

ને વળતી જ પળે મહારાજાએ અંગરક્ષકને આજ્ઞા આપી કે ઉસ્તાદ નાસીરખાંને વાહન ઘરે પહોંચાડી આવે

એમની આજ્ઞાનો અમલ થયો નાસીરખાં બગીમાં ઘેર ગયા પણ કલાપ્રેમી મહારાજાને કલાકારની આ ગરીબાઈ ડંખી

મહિનો પૂરો થયો નાસીરખા માસિક પગાર લેવા ગયા ત્યાર તેમના હાથમાં દર મહિને આવતી એથી વિશેષ રકમ આવી હતી એમના આશ્ચર્યનો પાર ન રહ્યો

નાસીરખા ઘેર ઘોડાગાડી રાખી શકે એ માટે મહારાજા સયાજીરાવ ગાયકવાડે તેમના વેતનમાં સારો એવો વધારો કરી આપ્યો હતો

કલાના સર્વાંગી વિકાસ માટે આવી દષ્ટિયુકત કલાપારખુઓની અને કલાપોષકોની આજે સાચી જરૂર છે

---

એક વખત મને એક સજ્જન મળ્યા ઘણા જૂના કાર્યકર્તા હતા તેઓ મને ઉપદેશ આપવા લાગ્યા કે મારે આ કરવુ જોઈએ, તે કરવુ જોઈએ ખાસ ઉદ્દેશ વિના ન બોલવુ ને સામા માણસની વાત યોગ્ય હોય કે ન હોય પણ બિનઉપયોગી હોય તો વચ્ચે ન બોલવુ એ મારો સ્વભાવ જ છે. એથી હુ એમનો ઉપદેશ સાંભળતો જ રહ્યો અને મારા દેશકાર્ય કે જીવન વિશે એમને જરા પણ ઝાંખી ન થવા દીધી મને ઉપદેશ આપવાથી એમને જે સંતોષ પ્રાપ્ત થતો હતો એનાથી એમને વંચિત શા માટે રાખવા? એમ વિચારી એમનો ઉપદેશ હુ સાંભળતો રહ્યો આ જ રીતે એક વાર પ્રૌઢવયના બીજા સજ્જન મળી ગયા મોટે ભાગે તેઓ નિવૃત્ત થયેલા હતા. આવીને મને કહેવા લાગ્યા, 'શુ તમે 'દાસબોધ' વાંચ્યું છે?' 'દાસબોધ'નું પારાયણ હુ આપનકાળ પહેલા વર્ષોથી નિયમિત રીતે કરતો આ પોથી પણ આ પ્રસંગ ગીને હુ એમને છંછેડીને પાડવા નહોતો માગતો મે એટલુ જ કહ્યુ, 'હા, વાંચ્યું છે' પછી એ સજ્જન 'દાસબોધ'ના ગુણગાન ગાવા લાગ્યા અને કહેવા લાગ્યા, 'અહાહા! શુ ઉત્તમ ગ્રંથ છે! એમા કેટલી ઉચ્ચ અને વૈરાગ્યની વાતો છે!' એમનું વર્ણન હું સાંભળતો જ રહ્યો પાછળથી મને જાણવા મળ્યું કે એ સજ્જન અનાથાશ્રમની કોઈ પ્રૌઢા સાથે વિવાહ કરી ઘર માંડવા ઇચ્છતા હતા એમની પ્રથમ પત્નીનું મૃત્યુ થઈ ગયું હતુ.

સંસ્કૃત ભાષામાં સૂંઠને શુંઠી, વિશ્વા, નાગર, વિશ્વભેષજ, મહૌષધ વગેરે નામોથી ઓળખે છે. હિંદીમા તેને સોઠ કહે છે. અંગ્રેજીમાં તેને જિંજર નામથી ઓળખે છે.

નામરહસ્ય : સંસ્કૃતમાં તેને શુંઠી કહે છે. शुण्ठति प्रतिहन्ति कफामवातादिन् इति शुण्ठी-शुठि प्रतिघाते 'अन्' गौरादि : । જે કફ, આમવાત તથા વાયુના રોગોનો નાશ કરે તે શુંઠી કે સૂંઠ. તેનુ બીજુ નામ વિશ્વા છે. જે ગુણો દ્વારા રોગોને દૂર કરવા હૃદય વગેરે સ્થાનોમા પ્રવેશે છે, તે વિશ્વા અથવા વિશ્વ તેને નાગર પણ કહે છે. જે કફનો અવશ્ય નાશ કરે છે તે નાગર. તેને विश्वभेषज પણ કહી છે. જે લગભગ બધા રોગોના ઔષધરૂપ છે, તે વિશ્વભેષજ. છેલ્લે તેને મહૌષધ કહ્યુ છે. જે આ જગતમાં એક મોટું ઔષધ ગણાય છે, તે મહૌષધ. આમ સૂંઠના કાર્યો ઉપરથી જ તેનાં નામો રખાયા છે, તે બહુ મનનીય છે

ગુણદર્શન : સૂંઠ રુચિ ઉપજાવે છે, આમવાત નામના વાયુરોગને મટાડે છે, ખોરાક પચાવે છે, મળબંધને તોડી નાખે છે, વીર્ય વધારે છે, સ્વર સારો કરે છે અને ઊલટી, શ્વાસ, શૂળ, ઉધરસ, હૃદયના રોગ, હાથીપગું, સોજા, હરસ, પેટમા વાયુનુ શૂળ વગેરે દરદોને મટાડે છે.

કોને અહિતકર : કોઢ, પાંડુ, મૂત્રકૃચ્છ્ર, રક્તપિત્ત, વ્રણ, પિત્તજ્વર, દાહ વગેરેના દરદીઓને તથા બહુ ગરમ પ્રકૃતિવાળાને સૂંઠ અહિતકર છે.

ક્યારે ખાવી અહિતકર : ગ્રીષ્મ ઋતુ અર્થાત્ જેઠ અને અષાઢ માસમાં અને શરદ ઋતુ અર્થાત આસો અને કારતક માસમા સૂંઠનું સેવન કરવુ બહુ સારું નથી.

સૂંઠનું મારણ : ક્યારેક ભૂલથી સૂંઠનો અતિ ઉપયોગ થઈ જવાથી શરીરે ગરમી ફૂટી નીકળે છે. તેવા સમયે કપૂર અને મધ ચાટવાથી આરામ થય છે.

કોના માટે ઉત્તમ : જેમને કાયમ શરદી રહેતી હોય, બેચેની રહેતી હોય અને કફના વ્યાધિઓ બહુ થતા હોય તેમને માટે આ શ્રેષ્ઠ દવા છે.

## વિશિષ્ટ પ્રયોગો

(૧) ભૂખ ન લાગવા ઉપર : જે લોકોને ભૂખ બરાબર લાગતી ન હોય, ખાવાની રુચિ જ થતી ન હોય તેમને નીચેનો પ્રયોગ કરવાથી ફાયદો થાય છે.

સૂંઠ, મરી, લીંડીપીપર, અજમો અને જીરું આટલી વસ્તુ સરખા વજને લઇ ખાંડીને બાટલી ભરી લેવી. જમતા પહેલા આ ચૂર્ણ ૦ાા થી ૧ તોલો પાણી સાથે લઇ લેવાથી ભૂખ બરાબર ઉઘડે છે અને ખોરાકનુ પાચન પણ બરાબર થાય છે. અને ઉધરસમા પણ ફાયદો થાય છે.

(૨) હરસ ઉપર : હરસના દરદીઓ દરરોજ સૂંઠનું ચૂર્ણ છાસમા નાખી લેવુ અને સાથે સાથે દરરોજ સૂરણનુ શાક ખાવાનું રાખવુ.

(૩) શરદી ઉપર : સૂંઠ, મરી, પીપર, તુલસીના પાન, ફુદીનો, તજ અને ખડીસાકર એટલી વસ્તુનો ઉકાળો કરીને શરદીવાળા દરદીને આપવાથી ઘણો ફાયદો થાય છે.

(૪) માથું ભારે રહેવુ–આધાશીશી ઉપર : સૂંઠનો બારીક પાવડર ૧ થી ૨ રતીની માત્રામાં નાકનાં બંને છિદ્રોમાં કાગળની ભૂંગળી કરી ફૂંકી દેવાથી બહુ ફાયદો થાય છે. અથવા સૂંઠને પાણી સાથે ઘસી તેના ૩ થી ૪ ટીપા નાકમા નાખવાથી આધાશીશી પણ ઊતરી જાય છે

(૫) દંતશૂળ ઉપર : સૂંઠ ૧ ભાગ અને ફટકડી ૨ ભાગ, ટંકણખાર ૧ ભાગ એટલી વસ્તુ એકત્ર કરી દૂખતા દાંત ઉપર મૂકવાથી દુઃખ ઓછુ થાય છે.



[ બાપુનું જીવનદર્શન અતીવ સ્પષ્ટ હતું. બાહ્ય સંબંધ કરતાં આંતરસંબંધ જ સત્ય છે એ વિશે બાપુજીના મનમાં જરાયે શંકા ન હતી. તેથી જ એમના વિચારોમાં સ્વસ્થતા અને ઊંડી દૃષ્ટિ નજરે પડે છે. લડત દરમ્યાન કેટલાયે ભાઈબહેનોને પોતાનાં સ્વજનોનો વિયોગ સહવો પડતો હતો. એવે સમયે બાપુજી કર્તવ્ય પર વધુ ભાર મૂકી આ વિયોગ એ સાચો વિયોગ નથી, પણ એમાં જ આત્માની સાચી કસોટી છે એ સમજાવતા. જ્યાં આત્માનો સંબંધ છે ત્યાં તો 'તદ્ દૂરે, તદ્ અંતિકે' એવી વિરોધાભાસી એકરૂપતા જ છે. દૂર હોય કે પાસે એ બધું જ એને મન સરખું હોય છે. આ ગહન ફિલસૂફી બાપુજી પોતાનાં ઊંડા અનુભવ અને મનનને આધારે કેટલી સફળતાથી સમજાવતા એનો ખ્યાલ નીચેના પત્ર પરથી આવશે. ]

ચિ૦........

......આ વખતે તમારો ત્યાગ ને તમારી દૃઢતા મને બહુ ગમ્યાં છે. મુદ્દલ ચિંતા ન કરવી. પ્રભુ જે કરે છે તે સારું જ છે. વિયોગ તે વિયોગ નથી. ખરો વિયોગ તો જ્યારે અંતર નોખાં પડે ત્યારે જ થાય છે. જેનાં અંતર નોખાં છે તે એક સાથે રહેતાં હોય તોયે શું? જેનાં અંતર નોખાં નથી તે પ્રિયમાં પ્રિયજન હોય ને કર્તવ્યવશાત્ નોખાં થાય તેથી શું? આટલું આપણે ગીતાને પાને પાને શીખીએ છીએ શરીર સંગ તે ક્ષણિક છે, દુઃખકર છે. આત્મસંગ નિત્ય છે ને સુખકર છે શરીર સંગ થોડાની જ સાથે હોય આત્મસંગ આખા જગતની સાથે હોય. —બાપુના આશીર્વાદ

"જીવન સંયમપરાયણ બનાવવાની યોજના ઘડતી વખતે એક ક્ષણ પણ એ વસ્તુનું વિસ્મરણ ન થવું જોઈએ કે આપણે બધા જ પરમાત્માના અંશ છીએ અને તેથી એનો સ્વભાવ આપણામાં રહેલો છે. અને પરમાત્માને વિષે સ્વચ્છંદ જેવી વસ્તુ હોઈ જ ન શકે. એટલે સાબિત થાય છે કે સ્વચ્છંદ માનવસ્વભાવને પણ પ્રતિકૂળ છે. આ મૂળ વસ્તુ હૃદય સોંસરવી ઊતરી જાય તો સંયમ સાધવામાં કશી મુશ્કેલી ન પડે. આપણે રોજ ગીતાપાઠ કરીએ છીએ તેમાં બરાબર આ જ ધ્વનિ છે. એ શ્લોક તમને યાદ હશે, જેમાં કહ્યું છે કે વિષયમાંથી રસ ત્યારે જ જાય છે જ્યારે પરમાત્માનું દર્શન થાય છે.

'આશ્રમમાંથી તમે મુક્તિ માગ્યાનું સાંભળ્યું. જો વિશેષ શુદ્ધ થવા સારુ માગી હોય તો યોગ્ય છે. દોષ થયો હવે દોષ થયા જ કરશે એમ માની હારીને મુક્તિ લીધી હોય તો અયોગ્ય છે દોષ વિનાનું આ જગતમાં કોઈ નથી. આશ્રમમાં આપણે બધા ભેળા થઈએ છીએ તે દોષ-રહિત છીએ તેથી નહી પણ દોષ દર્શન કરવાને, દોષ કાઢવા સારુ. દોષ થઈ જાય તેનું દુઃખ નથી એ દોષ કરવામાં આપણે કેટલા સંમત હતા, મોળા હતા તેમાં દુઃખ હોય, એ દોષ કાઢવાનો પુરુષાર્થ મોળો કરવામાં કે છોડવામાં હોય. તમે કદી હારતા નહીં'. —બાપુના આશીર્વાદ

# સદાચારને વળગી રહો

ભગવાન બુદ્ધનો એક શિષ્ય હતો તેનું નામ કશ્યપ બૌદ્ધ ભિખ્ખુ મંત્રતંત્રની સિદ્ધિઓનો જાણકાર હતો એક વખત એક માણસે એક ઊંચા થાંભલા પર ચંદનના લાકડાનો મોટો રત્નજડિત વાટકો ટીંગાડયો હતો. એટલે ઊંચે ટીંગાડેલો હતો કે માણસનો હાથ ત્યાં સુધી કોઈ હિસાબે પહોંચે એમ નહોતું થાંભલા પર પેલા માણસે નીચે મુજબ લખાણ મૂકયું હતું 'જે કોઈ સાધુ, સિદ્ધ કે યોગી આ વાટકાને નિસરણી કે એના જેવા બીજા કોઈ સાધન વિના માત્ર ચમત્કારથી કે યૌગિક શકિતથી નીચે ઉતારશે તેની તમામ ઈચ્છા હું પૂર્ણ કરીશ '

દેખરેખ માટે ત્યાં સખ્ત પહેરો રાખ્યો હતો, જેથી કોઈ એમાં કશી ગરબડ ન કરી શકે

બૌધ્ધ ભિક્ષુ કશ્યપ અહીંથી પસાર થયો તેણે પોતાની યૌગિક શક્તિથી નીચે રહ્યે રહ્યે જ હાથ લાંબાવ્યો અને પેલા વાટકાને નીચે ઉતારી દીધો જોનાર સૌ ચકિત થઈ ગયા વાટકાને લઈને કશ્યપ બૌધ્ધ વિહારમાં જતો રહ્યો

કુતૂહલવશ બનેલા લોકોનું ટોળું કશ્યપની પાછળ પાછળ છેક બૌધ્ધ વિહારમાં આવી લાગ્યું કશ્યપની યૌગિક શકિતના સૌ વખાણ કરવા લાગ્યા

કશ્યપની આવી સિદ્ધિની વાતો વિહારમાં બેઠેલા ભગવાન બુદ્ધના કાને આવી લોકોએ ભગવાન બુદ્ધને કહ્યું 'ભગવન્, આપ ખરેખર મહાન છો ભિખ્ખુ કશ્યપ જેવા મહાન સિદ્ધિકાર આપના શિષ્યોમાંના એક છે જોતજોતામાં તેમણે ખૂબ ઊંચે ટીંગાડેલા વાટકાને લઈ લીધો—તેમની સિદ્ધિના બળથી.'

ભગવાન બુદ્ધનો તો બધો ઝોક નીતિમત્તા અને સદાચાર પર હતો તેમને આવી સિદ્ધિઓમાં જરાયે રસ નહોતો, ઊલટું આવી સિદ્ધિઓ માનવીના વિકાસની આડે આવનાર વિઘ્નો છે એમ તેઓ માનતા હતા. તેઓ તરત જ કશ્યપ પાસે પહોંચ્યા પેલો રત્નજડિત વાટકો તેમણે હાથમાં લઈને પટ દઈને જમીન પર પટકયો અને એ રીતે તોડી નાખ્યો પછી પોતાના શિષ્યોને સંબોધીને કહેવા માંડ્યું

'હે શિષ્યો, હું તમને આવી બધી બાબતોથી સાવધાન રહેવા ભાર દઈને કહું છું. આવા ચમત્કારો માટે મેં તેમને વારંવાર મનાઈ કરેલી છે જો તમે આ મોહન, વશીકરણ, આકર્ષણ કે માંત્રિક ચમત્કારોથી જનતાને આકર્ષવા માગતા હો તો હું તમને સ્પષ્ટ શબ્દોમાં કહેવા માગું છું કે તમે ધર્મનો અંશ પણ જાણતા નથી જો તમે તમારું પોતાનું અને સમાજનું કલ્યાણ ચાહતા હો તો આવા ચમત્કારોથી હમેશાં દૂર રહો અને માત્ર સદાચારને જ વળગી રહો '



# આવા હતા બાપુ

અવનીન્દ્રકુમાર વિદ્યાલંકાર

એક દિવસ ગાંધીજીની પાસે બ્રિટિશ નૌકા સેનાના ભૂતપૂર્વ અધિકારી આવ્યા. ગાંધીજીએ એમને પૂછયુ : આપને કેટલા સંતાન છે? "નૌકા સેનાના અધિકારીએ જણાવ્યુ: "ચાર પુત્રી અને ચાર પુત્રો છે."

ગાંધીજીએ એમને ઝટ જવાબ આપ્યોઃ "તો અર્ધે રસ્તે સુધી તમારી સાથે હુ દોડી શકું છુ." આખા હોલમાં હાસ્ય ફેલાઈ ગયુ ગાંધીજીને પણ ચાર પુત્રો હતા.

ગાંધીજીના સ્વભાવમાં જ એમનુ હાસ્ય અંતર્ગત હતું. એમનાં આ સ્વાભાવિક હાસ્યનો ઉલ્લેખ કરી કવિવર રવીન્દ્રનાથ ટાગોરે જણાવ્યુ હતું કે–

"એમનો આત્મા મુક્ત છે. જો કોઈ વાર કોઈ માણસ મારું ગળું દબાવી દે તો હું તેના પર ખિજાઇશ અને ગુસ્સે થઈશ પરંતુ ગાંધીજીનુ ગળુ દબાવી દેશે તો મને વિશ્વાસ છે–શ્રદ્ધા છે કે ગાંધીજી કદી પણ ગુસ્સે થશે નહી. સંભવ છે કે તેઓ પોતાનુ ગળું દબાવનાર તરફ જોઇને હસશે અને મરણ સમયે તેમને સહેજ પણ ભાન હોય તો તે વખતે પણ એમનુ હાસ્ય છોડશે નહી.'

એક વાર મુરિયલ લિસ્ટરે ગાંધીજીને ઈંગ્લેંડ આવવા જણાવ્યુ: ગાંધીજીએ હસતા હસતા જવાબ આપ્યો :

"આપના આમંત્રણ માટે ધન્યવાદ. પરંતુ હુ ત્યાં આવી શકીશ નહી. કારણ કે મને નથી લાગતું કે તમારા લોકોને હું કંઇક શીખવી શકીશ "

લિસ્ટરે જવાબ આપ્યો : "એ તો ઠીક! મારા નિમંત્રણની મતલબ એ નથી કે અમે

આયુષ્ય વધવા છતાં પણ ગાંધીજી ઘરડા થયા ન હતા ૭૦ વર્ષની ઉંમર વટાવ્યા બાદ પણ તેઓ મુક્ત રીતે હસી શકતા હતા. બાળકોની સાથે બાળક જેવા બનીને રહેતા. શ્રીમતી સરોજિની નાયડુએ ગાંધીજીનુ આવું અનોખુ રૂપ જોઈને એક વાર કહ્યુ હતું કે એમની ગંભીરતાની અંદર પ્રસન્નતાનાં દર્શન એમના હાસ્યમા થતાં હતાં. એ હાસ્ય વિશ્વભરના બાળકો સાથેની નિર્દોષ રમતોમાથી પણ પ્રગટતું.

ગાંધીજી અત્યંત કુશાગ્ર બુદ્ધિવાળા હતા. તેઓ સફળ બેરિસ્ટર હતા. આથી એમનામાં આ ગુણ હોય એ સ્વાભાવિક હતું એટલુ જ નહી, પરંતુ તેઓ જે જવાબ દેતા તે કેવળ જવાબ આપવા ખાતર આપતા ન હતા અથવા બીજાને નિરુત્તર કરતા ન હતા. એ જવાબમા બુદ્ધિનો ચમકાર હોવા છતા કોઇને ઉતારી પાડવા કે નીચા પાડવા માટે ન હતો. તેઓ ચારે બાજુ હાસ્ય ફેલાવતા અને આસપાસના લોકોમા કૌતુર જગાડતા અને તેમનામા રહેલા ગર્ભિત રહસ્ય વિષેની ઉત્સુકતા પ્રગટ કરી દેતા.

૧૯૩૦મા ગાંધીજી લંડન ગયા હતા. ૧૯૩૦–૩૧નાં વર્ષોમા લંડન કિંગ્સ હોલમા રહ્યા હતા અહીં ગાંધીજીના હસ્તાક્ષર લેવા માટે સેંકડો લોકો રોજ આવતા હતા ગાંધીજી અહી ફી લઇને હસ્તાક્ષર આપતા એ શુદ્ધ વાણિયા ધર્મ તો છેવટ સુધી એમણે છોડયો ન હતો. શું એ વિધાતાની ખૂબી ન હતી કે એમના સંકેત માત્રથી કરોડપતિઓની તિજોરી ખૂલી જતી. પરંતુ તેઓ હસ્તાક્ષર આપીને ગરીબોને માટે ધન સંગ્રહ કરતા હતા.

લોકો તમારી પાસેથી કશું શીખવા માગીએ છીએ. તમારે માટે વિશેષ યોગ્ય એ છે કે તમે લંડન આવીને અમારી પાસેથી કંઇક શીખો."

ગાંધીજી આ જવાબ સાંભળી ખડ ખડાટ-હસી પડયા એમના આ હાસ્યથી હાજર રહેલા અન્ય લોકો પણ હસી પડયા. પરંતુ ગાંધીજી તેમના આ નિમંત્રણ પર ઇંગ્લેંડ ગયા જ નહીં. બ્રિટિશ સલ્તનતને તેઓ શું શીખવી દેત?

માણસ જ્યારે પોતાના ઉપર મજાક કરે છે ત્યારે તેને નિર્દોષ ગણી શકાય કારણ કે એમાં બૂરા ભાવ હોતા નથી.

એક વાર શાંતિનિકેતનમાં કવિવર રવિન્દ્રનાથ ટાગોર અને રાજનીતિજ્ઞ સંત પુરુષ ગાંધીજી વચ્ચે મજાની ચર્ચા થઇ ભારતના આ બે મહાન પુરુષોએ પરસ્પર મજાક કરી. ગાંધીજીને કવિવરના ઓરડામાં લઇ જવામાં આવ્યા. ઓરડો અત્યંત શણગારેલો હતો. ગાંધીજીએ ઓરડા તરફ જોઇને કહ્યું કે, "આ નવવધૂના ઓરડામાં મને ક્યાં લઈ જાઓ છો? નવવધૂ કયાં છે?"

"તમારી નવવધૂ તો આજે અમારું શાંતિનિકેતન છે. એ આપનું હાર્દિક સ્વાગત કરે છે." કવિવરે જવાબ આપ્યો.

"પરંતુ મને વિશ્વાસ છે કે મારા જેવા દાંત વગરના ઘરડા ગરીબ પુરુષ તરફ એ નજર સરખી નહીં કરે." ગાંધીજીએ અર્થપૂર્ણ જવાબ આપ્યો.

"નહીં, નહીં, અમારી રાણીએ સત્યની સાથે પ્રેમ કર્યો છે અને એકનિષ્ઠાથી આટલાં વર્ષોથી એની એકધારી પૂજા કરી છે." કવિવરે કવિત્વપૂર્ણ આ જવાબ એક રાજપુરુષને આપ્યો.

"તો તો દાંત વગરના ઘરડા પુરુષ માટે હવે કંઇક આશા છે ખરી." રાજનીતિજ્ઞે કવિની વાતને સ્વીકારી લીધી.

બાપુ અને ટાગોર બન્નેના વાર્તાલાપમાં ભારતની સત્યપ્રેરક વિદ્વત્તાનુ કેવું સચોટ દર્શન થતુ હતુ!

---

કલાનો સ્પર્શ હૃદયને થાય છે. બીજાના હૃદયને પણ એ જ સ્પર્શી શકે, જેને હૃદય છે, જે સહૃદય છે, જે સહૃદય છે; જેનામાં અપાર સહાનુભૂતિ છે– એ જ મહાન કલાકાર થઈ શકે. કલાકાર ઝાડપાનથી પશુપંખીઓથી, આકાશના રંગોથી, નિસર્ગથી એકરૂપ થઇ શકે છે, તો પછી માનવબંધુ સાથે શું એ એકરૂપ ન થઇ શકે? બીજાનાં સુખઃદુખ સાથે બીજાનાં જીવન સાથે એકરૂપ થનાર જ અમર ચિત્ર આલેખી શકશે, અમર ગાન સર્જી શકશે, અમર સાહિત્ય નિર્માણ કરી શકશે.

જેને કલાવિકાસ સાધવો છે તેને પહેલા પોતાનો જીવનવિકાસ સાધવો પડશે. તમે મન, વિચાર, હૃદય અને કલ્પનાથી જેટલે અંશે મહાન બનશો એટલા પ્રમાણમાં તમારી કલાકૃતિ પણ મહાન થશે.

કલા એટલે સુંદરતા. કલા એટલે પ્રમાણબદ્ધતા. સમગ્ર જીવન પ્રમાણબદ્ધ કર્યું કે સમગ્ર જીવન સુંદર થઇ જશે. એક તરફ લક્ષાધીશ, બીજી તરફ ભિક્ષાધીશ, આવું અપ્રમાણ છે તેથી જ તો સમાજ અસુંદર, વિકૃત, દુઃખી છે સમાજમાં પ્રમાણબદ્ધતા લાવો તો સમાજ સુખી થશે. કલાનો આ જ સંદેશો છે. કલા માનવીને કહે છેઃ 'પ્રમાણ સચવાય છે એટલે જ સૌંદર્યનું નિર્માણ થાય છે. તમે જીવનમાં પણ એમ જ કરો.'

—સાને ગુરુજી

# મારા દીકરાને જેલમાં મોકલ્યો છે

રતુભાઈ અદાણી

રાણપુરથી એક અઠવાડિક પ્રગટ થતું હતુ એનું નામ હતુ સૌરાષ્ટ્ર' શ્રી અમૃતલાલ શેઠ એના તંત્રી હતા

અત્યારનુ સૌરાષ્ટ્ર એ વખતે કાઠિયાવાડ તરીકે ઓળખાતુ હતુ કાઠિયાવાડમા ત્યારે બસો કરતા ય વધુ રજવાડા હતા બધાને ય માથે અંગ્રેજ સરકારની તો આણ ખરી જ

સૌરાષ્ટ્ર' પત્રે કાઠિયાવાડનુ જાહેરજીવન ઘડવામા બહુ મોટો ફાળો આપ્યો છે બેવડી ગુલામી ભોગવતા લોકોમા હિંમત અને ખુમારી પ્રગટાવવામા પણ આ પત્રે આપેલો ફાળો નાનોસૂનો નથી દેશી રજવાડાઓની આપખુદ સત્તાઓ પણ એનાથી ધ્રૂજ્યા કરે એવો એનો તાપ હતો જુવાનોને તો એનુ બંધાણ થઈ ગયુ ગામડના લોકો પણ ટપાલમા એના અંકની રાહ જોયા કરે જનતાનુ એ માનીતુ પત્ર થઈ પડ્યુ એ કેવળ છાપુ નહોતુ ક્રાંતિને વરેલી એ એક જીવતી જાગતી સંસ્થા હતી

૧૯૩૦મા ગાંધીજીએ સ્વરાજ માટે આશ્રમમાંથી દાંડીકૂચ શરૂ કરી શ્રી અમૃતલાલ શેઠ કેવળ પત્રકાર ન હતા એ લડવૈયા પણ હતા ધોલેરાને આંગણે સત્યાગ્રહનો મોરચો માંડવાની એમણે જાહેરાત કરી લોકોમા અજબ ઉત્સાહ પ્રગટી ઊઠ્યો જુવાનો લડાઈને મોરચે જમા થવા લાગ્યા

આવે સમયે ક્રાન્તિને વરેલુ 'સૌરાષ્ટ્ર' શાન્ત કેમ રહી શકે? નગારે દાંડી પડી અને એણે લડાઈના વાઘા સજી લીધા

એક તો 'સૌરાષ્ટ્ર' પત્રમા ભરાભાર ક્રાન્તિની દૃષ્ટિ, એમા આ ધા આઝાદીના જંગ અને એમા મેઘાણીભાઈની કલમ, પછી પૂછવુ જ શુ? જૂના વખતમા લડાઈઓ થતી ત્યારે રણશીંગુ ફૂંકાતુ 'સૌરાષ્ટ્ર' આઝાદીની લડાઈનું રણશીંગુ બની ગયુ

જૂના વખતમા કવિઓ મોરચા ઉપર જઈને પોતાના કવિતાથી લડતરાઓને શૂર ચડાવતા મેઘાણીભાઈના લેખો અને કાવ્યોએ આઝાદીના સૈનિકોમાં મોતને મંડવે પોંખાવાની મસ્તી પેદા કરવા માંડી ટાઢાબોળ આદમીઓ પણ ધગી ઊઠ્યા નહોતુ લડવુ તેઓ પણ લડાઈમા ઝંપલાવવા લાગ્યા કંકુ ઘોળવાના અને કેસર રોળવાના ગીતો ઠેરઠેર ગુંજવા લાગ્યા

છઠ્ઠી એપ્રિલે ધોલેરામા સત્યાગ્રહ શરૂ થયો ધીરે ધીરે લડાઈનો રંગ જામવા લાગ્યો જોતજોતામા લડાઈ આખા તાલુકામા ફેલાઈ ગઈ બરવાળા, ધંધુકા, અને રાણપુરમા પણ સૈનિકોના થાણા પડી ગયા

મોઢામા માનુ દૂધ ફોરતુ હોય એવા દૂધમલિયા જુવાનો સામી છાતીએ લાઠીઓ ઝીલવા લાગ્યા. સૈનિકોએ જેલો ભરી દીધી. એવે ટાણે મેઘાણીભાઈ જેવા માટે બહાર રહેવુ મુશ્કેલ હતુ લડાઈને મોરચે જઈ, ચપટી મીઠુ ઉપાડી, વરસની સજા પામી, જેલમા જવુ એમને માટે સાવ સહેલુ હતુ

પણ મેઘાણીભાઈ કાયદાનો ભંગ કરી જેલમા જાય એના કરતા તેઓ બહાર રહે એ લડાઈ માટે વધુ ઉપયોગી હતુ એટલે લડાઈના સેનાની બની કાયદાનો ભંગ કરી જેલમા જવાની લાલચ મેઘાણીભાઈએ ફગાવી દીધી સાચા ખમીરવંતા પત્રકાર તરીકે એમણે ભાલના બળબળતા તાપમાં રાત કે દિવસ જોયા વિના ઘૂમવાનુ પસંદ કર્યુ

કાયદાભંગના કાર્યક્રમથી મેઘાણીભાઈ સમજણપૂર્વક અને યોજનાપૂર્વક દૂર રહ્યા પણ પ્રસંગ મળ્યે છાવણીમા સૈનિકોને પોતાના રણગીતો સંભળાવવા બેસી જાય ધાટીલા દેહ, વાંકડિયા ઝુલ્ફા કેરીની ફાડ જેવી આંખો અને પહાડી કંઠ ધરાવતા મેઘાણીભાઈ એક વાર ગાવાનુ શરૂ કરે એટલે એમાં તરબોળ બની જાય સાંભળનારા પણ સ્તબ્ધ બની જાય કલાકો સુધી કોઈ ન હલે કે ચલે! મેઘાણીભાઈ મોજમા હોય

તો ગાતાં ધરાય જ નહી એક વખત એમની જીભે કાવ્ય સાભળ્યુ એટલે દિવસો સુધી એની મસ્તી અને નશો ઊતરે નહી

લડાઈને મોરચે લડી રહેલા શૂરા સેનાનીઓ અને બહાદૂર સૈનિકોનો સરકારને ઓછો તાપ નહોતો પણ મેઘાણીભાઈના ચમચમતા અહેવાલો, ધગધગતા લેખો અને શૂર ચડાવતા કાવ્યોનો સરકારને વધુ તાપ લાગવા માડયો

આવા મેઘાણીભાઈને બહાર રહેવા દેવાનુ સરકારને કેમ પોષાય? અમલદારોએ ધાર્યું કે મેઘાણીભાઈને જેલના સળિયા પાછળ ધકેલી દવામાં આવે તો જુવાનોની મસ્તી ઓસરી જશે લડાઈનો રગ ઊતરી જશે

પણ મેઘાણીભાઈ કાનદાનો ભગ તો કરતા નથી એમને પકડવા કેમ? સરકાર માટે એ એક કોયડો થઈ પડયો

સત્યાગ્રહી સૈનિકો કાયદાનો ભગ કરે એટલે સરકાર એમને પકડે પકડીને કોર્ટમાં રજૂ કર કોર્ટમાં કેસ ચલાવવામાં આવે એ વખતે બચાવ કરવો હોય તો કરી શકાય પણ સત્યાગ્રહીઓ તો કાયદાનો ભગ કરીને જેલ ભરી દેવા માગતા હતા એ બચાવ શુ કામ કરે? તેઓ તો સામેથી જાહેર કર, 'પરદેશી સરકારના અન્યાયી કાયદાનો ભગ કરવો એ અમારા ધર્મ છે અમે સમજણપૂર્વક કાયદાનો ભગ કર્યા છે અમને આકરામાં આકરી સજા કરો'

સત્યાગ્રહીઓએ કોર્ટમા બચાવ ન કરવો, એ લડાઈની એક નીતિ હતી

મેઘાણીભાઈ પણ સત્યાગ્રહી તરીકે કોર્ટમાં બચાવ નહી કરે એની સરકારને ખાત્રી હતી, એટલે તેઓ કાયદાનો ભગ ન કરે તો ખોટો આરોપ મૂકીને પણ એમને પકડી લેવાનુ સરકારે નક્કી કર્યું

અને સરકારે મેઘાણીભાઈની ધરપકડ કરી આરોપ મૂકયો કે તમે બરવાળાની જાહેરસભામાં ભાષણ કરીને લોકોને સરકારની સામે લડવા માટે ઉશ્કેર્યા છે હકીકતમા મેઘાણીભાઈએ બરવાળામાં એ દિવસે પગ જ મૂકયો નહોતો જે દિવસે અને સમયે બર વાળામા ભાષણ કરવાનો આરોપ મુકાયો હતો એ દિવસે મેઘાણીભાઈ તો આખા દિવસની ભાવની રઝળપાટ પછી 'સૌરાષ્ટ્ર'ના કાર્યાલયમાં પોતાનું લખ વાનું કામ પૂરૂ કરીને ઘેર જઈ નિરાતે નિદર કરતા હતા

નદીમા નાહીને તો સૌ પુણ્ય કમાય વગર નાહ્યે પુણ્ય મળે એ વિશેકાઈ લેખાય કાયદાનો ભગ કરીને તો સૌ જેલમા જાય વગર ગુનદા ભગે જેલમા જવાનુ મળે એ તો સદ્ભાગ્ય ગણાય મેઘાણીભાઈએ હસતે મોઢે ધરપકડને આવકારી.

રોજ અનેક સત્યાગ્રહીઓ પકડાય રોજ એમને કોર્ટમા રજૂ કરવામા આવે રોજ કેસ ચાલે અને રોજ સજા થાય લોકોને મન એ રોજીદી અને સામાન્ય બીના બની ગઈ પણ એકવાર મેઘાણીભાઈ અને એમાંય વગર કાયદાભગે એમને પકડવામા આવેલા લોકોના રોષ અને કુતૂહલ જાગ્યા ધધુકાની કોર્ટમા મેઘાણીભાઈનો કેસ ચાલ્યો ત્યારે લોકોનાં ટોળેટોળા ઊમટી પડયાં.

સત્યાગ્રહી તરીકે કાયદાનો ભગ કરીએ અને પકડે તો બચાવ ન કરવો એ બરાબર પણ વગર કાયદાભગે ખોટા આરોપ મૂકીને પકડયા હોય તો બચાવ કરીને સરકારને ઉઘાડી પાડવી જોઈએ એવો કેટલાક આગેવાનોનો મત થયા

ન્યાયાધીશને પણ ખબર પડી ગઈ કે મેઘાણી ભાઈ ઉપર જ્યારે બરવાળામા ભાષણ કર્યાનો આરોપ મુકવામાં આવ્યો હતો, ત્યાર તેઓ તો રાણપુરમાં એમને ઘેર થાક્યા પાક્યા ઊંઘી ગયા હતા. મેઘાણીભાઈ બચાવ કરે તો સરકારની ઠકડી થવામા મણા નહી રહે

પણ મિત્રો, સાથીઓ અને આગેવાનોના આગ્રહ પછી પણ એમણે બચાવ કરવાનો ઈનકાર કરી દીધો પત્રકાર તરીકેની એમની કામગીરી સરકાર જીરવી શકી નહી. એમાં પત્રકાર તરીકે એમણે પોતાની સિદ્ધિ અને કદર જોઈ વગર કાયદાભગે જેલયાત્રાનો લાભ મળે આ જ એમણે જીદગીનો

મેઘાણી વહારે ગયો

કોર્ટમાં કેસ શરૂ થયો. બરવાળાથી બોલાવી રાખેલા પોલીસોએ સાક્ષી તરીકે જુબાની આપી કે મેઘાણીભાઈએ બરવાળામાં આવીને ભાષણ કર્યું છે. પટાવી રાખેલા થોડા ભાષણના ટુકરા પણ તેઓ પઢી ગયા.

બચાવમાં કંઈ કહેવું હોય તો કહેવા માટે ન્યાયાધીશ તરફથી સૂચવવામાં આવ્યું. મેઘાણીભાઈએ બચાવ કરવા ઇન્કાર કર્યો.

"બચાવમાં બીજું કંઈ કહેવું ન હોય તો કંઈ નહીં, એકાદું કાવ્ય તો સંભળાવો", કોઈએ સૂચન કર્યું.

ન્યાયાધીશે પણ મેઘાણીભાઈનાં કંઠ અને કાવ્યોની પ્રશંસા સાંભળેલી, પણ કદી વિન એમને સાંભળવાની તક મળી નહોતી.

મેઘાણીભાઈએ સૂચનને વધાવી લીધું ખોંખારા ખાઈને ગળું નરવું કર્યું અને 'છેલ્લી પ્રાર્થના'નું એમનું પ્રિય કાવ્ય ઉપાડ્યું.

હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ,
કલેજા ચીરતી કંપાવતી અમ ભયકથાઓ,
મરેલાંના રુધિરને જીવતાંના આંસુડાંઓ,
સમર્પણ એ સહુ તારે કદમ પ્યારા પ્રભુ ઓ!

બધા સ્તબ્ધ બનીને સાંભળી રહ્યા. મેઘાણીભાઈની જીભ આખા દેશની વેદના અને ભાવના ઠલવાવા લાગી.

નથી જાણ્યું અમારે પંથ શી આફત પડી છે,
ખબર છે આટલી કે માતની હાકલ પડી છે,
જીવે મા માવડી એ કાજ મરવાની ઘડી છે,
ફિકર શી જ્યાં લગી તારી અમો પર આંખડી છે!

પત્રકાર અને કવિ મેઘાણીભાઈના ચહેરા ઉપર મરવાની ધૂન આવકારતા સત્યાગ્રહી યોદ્ધાનું ઓજસ અને ખુમારી ઉપસી આવ્યાં.

ભલે હો રાત કાળી આપ દીવો લૈ ઊભા જો,
ભલે રણમાં પથારી આપ છેલ્લાં નીર પાજો,
લડન્તાને મહા-રણખંજરીના ઘોષ ગાજો,
મરન્તાને મધુરી બંસરીના સૂર વાજો!

સાંભળનારાં સૌ જાણે તેઓ રણમોરચા ઉપર રણખંજરીના ઘોષ સાંભળતાં સાંભળતાં લડતાં હોય અગર ઘાયલ થઈને મધુરી બંસરીના સૂર સાંભળતાં પડ્યાં હોય એવો ભાવ અનુભવી રહ્યાં.

અને મેઘાણીભાઈએ વધુ બુલંદ અવાજે ઉલટથી કડી શરૂ કરી.

તૂટે છે આભઊંચા આપણા આશાકિનારા,
હજારો ભયતણી ભૂતાવળો કરતી હુંકારા,
સમર્પણની છતાં વહેશે સદા અણખૂટ ધારા,
મળે નવ માવડીને જ્યાં લગી મુક્તિકિનારા!

સમર્પણનો સંકલ્પ લઈ-દઈને મેઘાણીભાઈએ ગીત પૂરું કર્યું. સૌના દિલની ભાવના આંસુ બનીને વહેવા લાગી. ઘડીભર શાંતિ છવાઈ ગઈ.

ન્યાયાધીશ પણ અંતે ભારતના જ એક વતની હતા. એમની આંખોમાંથી ડબક ડબક થોડાં આંસુડાંઓ ખરી પડ્યાં.

કાયદાનો ભંગ કે ગુનો કર્યો નથી એવા મેઘાણીભાઈને સજા ફરમાવતી વખતે ઇન્સાફનું ત્રાજવું લઈને બેઠેલા ન્યાયાધીશને કટકી વ્યથા અનુભવવી પડી હશે એ તો એમની આંખો જ કહી આપતી હતી, પણ એમને માટે બીજો કોઈ ઉપાય ન હતો. મેઘાણીભાઈને બે વર્ષની સજા ફટકારવામાં આવી.

નમ્રતાની મૂર્તિ સમા મેઘાણીભાઈએ વીરને છાજે એ રીતે હસતાં હસતાં અને સૌના પ્રણામ ઝીલતા ઝીલતા જેલ જેવા માટે વિદાય લીધી.

સરકારે ધાર્યું કે મેઘાણીભાઈ જેલમાં જશે એટલે લડત મોળી પડી જશે. પણ સરકારની એ ગણતરી ઊંધી પડી. લોકોમાં સરકાર માટે નફરતની લાગણી પેદા થઈ. જુવાનોમાં જોમ અને જુસ્સો વધ્યો. સત્યાગ્રહીઓ ઝનૂનપૂર્વક કાયદાભંગનો કાર્યક્રમ ગોઠવવા લાગ્યા. મેઘાણીભાઈની જેલયાત્રાએ લોકોને આઝાદી માટે વધુ ભોગ આપવાની પ્રેરણા આપી.

મેઘાણીભાઈનાં પત્ની શ્રીમતી દમયંતીબહેને આ પરપકડ અને જેલયાત્રાને હસતે મોઢે વધાવી લીધી. એમનાં ધર્મપરાયણ વૃદ્ધ માતાએ દીકરો જેલમાં ગયો એનું ગૌરવ અનુભવ્યું. શ્રીમતી દમયંતીબહેન અને માજી પ્રસંગોપાત સભા, સરઘસ અને બીજા કાર્યક્રમોમાં ઉત્સાહપૂર્વક ભાગ લેવા લાગ્યાં. એમની સામાન્ય હાજરી પણ લોકોને બળ અને પ્રેરણા આપવા લાગી. એમના બોલનો ભારે આદર થવા લાગ્યો.

થોડા વખત પછી ધંધુકા મુકામે બહેનોની એક પરિષદ મળી. આ પરિષદ માટે તાલુકા ભરમાં ઉત્સાહનો કોઈ પાર નહીં. ગામડે ગામડેથી બહેનો ઊમટી પડી. પરિષદનો મંડપ ખીચોખીચ ભરાઈ ગયો. હૈયે હૈયું દળાવા લાગ્યું.

મેઘાણીભાઈનાં ઘરડાં માતુશ્રીને લઈને દમયંતી બહેન પણ પરિષદમાં આવી પહોંચ્યાં. સૌએ એમને ઉમળકાથી વધાવી લીધાં.

મંગળ ગીતથી પરિષદની શરૂઆત થઈ. તીખાં તમતમતાં ભાષણો થયાં. સત્યાગ્રહીઓને બિરદાવવામાં આવ્યા. સરકારના દમનકારી પગલાંની ઝાટકણી કાઢવામાં આવી. આઝાદીની લડાઈમાં પૂરો સહકાર આપવા બહેનોને હાકલ કરવામાં આવી.

ભાષણો થઈ રહ્યાં એટલે આઝાદીની લડાઈમાં તનમનધનથી ભોગ આપવાની બહેનોને હાકલ કરતો એક ઠરાવ રજૂ કરવામાં આવ્યો.

શ્રી દમયંતીબહેને ટૂંકું પણ જુસ્સાદાર ભાષણ કરીને આ ઠરાવને ટેકો આપ્યો.

પ્રમુખસ્થાને બેઠેલાં સવિતાબહેને આ ઠરાવ ઉપર બે બોલ કહેવા મેઘાણીભાઈનાં માતુશ્રીને વિનંતિ કરી.

'મને ભાષણ ન આવડે. મેં મારા દીકરાને જેલમાં મોકલ્યો છે એ ઉપરાંત બીજું કંઈ કામ હોય તો કહેજો.' સરળતાની મૂર્તિ સમાં માજીએ જવાબ આપ્યો.

ઠરાવ ઉપર ભાષણો થઈ ગયા એટલે પ્રમુખશ્રીએ મત માટે ઠરાવ મૂક્યો. ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

*

એક વખત મહામહેનતે નિરાલાજીને લખાણના પુરસ્કારના લગભગ સોએક રૂપિયા મળ્યા. એ ઘોડાગાડીમાં બેઠા ત્યારે ગજવામાં આ રૂપિયા હતા. પરંતુ મનમાં તો અનેક લેણદારોની બાકી રહેતી રકમનો વિચાર ઘૂઘવાતો હતો. એક ભૂખી ભિખારણે ટહેલ નાખી : 'દીકરા, બુઢીને પાઈપૈસો આપ.'

એ તો કવિ-વૃત્તિ! ઊતરી પડ્યા ગાડીમાંથી ને બેસી ગયા વૃદ્ધાની સામે. શબ્દ નીકળી ગયો 'મા!' સામેથી ઉત્તર મળ્યો 'હા બેટા!'

'અરે, મહાકવિ નિરાલાની મા બનીને તું ભીખ માગે છે? ગળું દબાવીને તને મારી નાખીશ!' પછી આવેશ શમતાં પૂછ્યું 'ઠીક, તારી પાસે એક રૂપિયો હોય તો કેટલા દિવસ ભીખ નહીં માગે?'

'કાલ સુધી!'

'ને પાંચ રૂપિયા હોય તો?'

'સાત દિવસ સુધી.'

'અને પચ્ચીસ રૂપિયા હોય તો?' ગજવામાંથી નીકળતી જતી નોટો પર વૃદ્ધા લાલસાભરી દૃષ્ટિ ફેંકી રહી હતી અને નિરાલાજી રૂપિયા વધારતા ગયા. છેવટે સોએ સો રૂપિયા હાથમાં જોનારે વૃદ્ધા આત્માનંદથી બોલી ઊઠી 'આટલી રકમ હોય તો હું કદી યે ભીખ ન માગું!'

નિરાલાજીએ બધાય રૂપિયા આપી દીધા—ઘોડાગાડીનું ભાડું પણ મહાદેવી વર્માને ઘેર ગાડી લઈ ગયા પછી ચૂકવ્યું!

# ફળદ્રુપ ભેજું

'પ્રવાસી'

જૂનાગઢથી ગિરનારની તળેટી સુધી ડામરની સડક હોવા છતાં, એકધારા ચઢાણના કારણે, સાઇકલ ઉપર બેસીને જવામા સાઇકલ સવારનો દમ ઘૂટાઈ જાય પરન્તુ તળેટી તરફથી, જૂનાગઢ આવવામા ઢાળને કારણે વગર પેડલ માર્યે સાયકલ જાય દોડા દોડ

સંધ્યાના ખીલેના રંગ ધીરેધીરે ઢંકાતા જાય છે આછું આછું અંધારૂં આકાશમાંથી ધીરે ધીરે ઊતરી રહ્યુ છે. લીલી કફની પહેરીને ડુંગરાઓ ચોમેર ધ્યાનમા બેસી ગયા છે સડકની ધારે ધારે ઊભેલા ભાતભાતના વૃક્ષો મધુરૂ સંગીત લહેરાવતા ડોલી રહ્યા છે વીજળીના દિવા રસ્તા ઉપર ઝાંખો ઝાંખો પ્રકાશ વેરી રહ્યા છે ઝરમર ઝરમર વરસતા વરસાદના છાંટણા છુટાઈ રહ્યા છે હરિયાળી ધરતીમાંથી મીઠી સુગંધ મહેકી રહી છે. બરાબર આવે સમયે કુદરતની મોજે લૂંટતા એક રંગીલા જુવાનને લઈને, સોનેરી રંગે ઝગમગતી સડક ઉપર છમછમિયા બોલાવતી એક સાઇકલ સડસડાટ દોડી આવે

આવે સમયે રાઈ દિવસ નહી અને એજ દિવસે દામોદર કુંડ પાસે એક પોલીસ, જૂનાગઢ જવા માટે કોઈ વાહનની રાહ જોતો ઊભો છે. સારમાર દોડી આવતી સાઇકલ ઉપર એની નજર પડી એણે જોયું કે સાઇકલને બત્તી નથી વાહન વ્યવહારના નિયમન માટે અવાર નવાર સોંપાતી ફરજને કારણે પડી ગયેલી આદતના જોરે એણે તુરત જ સડકની વચ્ચે ઊભી, સીસોટી વગાડી, સાઈકલની રોકવા માટે હાથ ઊંચો કર્યો

સાઇકલ-સવાર સમજી ગયો કે એના સાઈકલને બત્તી નથી. અને એટલા માટે પોલીસ એને રોકવા માટે સડકની વચ્ચોવચ્ચ હાથ ઉંચો કરીને ઊભો છે

કુદરતની લૂંટેલી મોજને પરિણામે ચડેલી ગરમી ક્ષણભરમા ઓસરી ગઈ

"નામ લખશે, નંબર પૂછશે ભલો હશે તો પોલીસ સ્ટેશને લઈ જશે, ગુન્હો નોંધાશે, કોર્ટમા હાજર થવુ પડશે, બે પાંચ રૂપિયાનો દંડ પણ થશે " જુવાનના મગજમાંથી ઝપાટા બંધ આ વિચારો પસાર થઈ ગયા.

આ લાંબી ઝંઝટ અને કડાકૂટમાંથી બચવા માટે જોતજોતામા એના ફળદ્રુપ ભેજાએ એક યુક્તિ સૂઝાડી દીધી.

"જમાદાર સાહેબ ! સાઇકલને બત્તી તો નથી પણ બ્રેક પણ નથી. આઘા ખસી જાઓ નહિતર આપણે બેય નંદવાઈ જશું." જુવાને દૂરથી રાડ પાડી.

સાઈકલની હડફેટમા આવી જવાની બીકે પોલીસ એકદમ બાજુએ ખસી ગયો જરૂર નહોતી છતા જુવાને જોરથી સાઇકલને પેડલ માર્યુ. છમછમિયા બોલાવતી સાઇકલ પોલીસની બાજુમાથી સડસડાટ પસાર થઈ ગઈ.

જુવાનની ચાલાકી પોલીસ તુરત સમજી ગયો પણ ત્યાતો વળાંક વટાવીને સાઇકલ અદ્રશ્ય થઈ ગઈ હતી

*

એક દુહામા કહ્યુ છે
દળ ફરે વાદળ ફરે, ફરે નદીના પૂર,
ઉત્તમ બોલ્યા ના ફરે, પશ્ચિમ ઊગે સૂર.

સ્વચ્છ અને સુંદર ઘણુ બધુ છે– અને આ કક્ષાની વધુ કૃતિઓ આપી સાહિત્યને સમૃદ્ધ કરવાની તેમની પ્રતિભા અને ત્રેવડ પણ છે.

(૨) 'અભીપ્સા'

લેખક : ડૉ. રમણલાલ જોશી;
પ્રકાશક કમલેશ પુસ્તક ભંડાર, અમદાવાદ
પાના ૨૨૨ કિંમત રૂ ૬ ૦૦

લલિતેર સાહિત્ય તરફ વિદ્વાન સર્જકોની વૃત્તિ વળી છે તે એક શુભ ચિન્હ છે આવા બે સુંદર પુસ્તકોમા 'અભીપ્સા' અને શ્રી રમેશ જાનીના 'જીજ્ઞાસા'નો ઉલ્લેખ કરવો જોઈએ ડૉ રમણલાલ જોશીના ત્રીસ ઉપરાત લેખો સાહિત્ય અને વ્યક્તિ-ઓને આલેખ છે સાહિત્યિક વિવેચન લેખો બાદ કરતા 'ષટ્દર્શન' 'સાધન ચતુષ્ટય' 'ભક્તિ' 'સાધના' 'મનની કેળવણી' જેવા ગભીર લેખોમા લેખકનો પરિશ્રમ તો દેખાય છે પણ અભ્યાસનો જે નિચોડ રજૂ કર્યો છે તે બહુમૂલ્ય છે 'સૌન્દર્યદ્રષ્ટા કવિવર'મા શાતિનિકેતનની ટાગોરની આખરી વિદાયને પ્રકરણને છેડે મૂકી કરુણ ચિત્ર ઉપસાવ્યું છે 'અરવિંદનો દેહત્યાગ'મા શ્રી માતાજીની દૃષ્ટિએ મૃત્યુને મૂલવ્યું છે રાજચન્દ્ર વિષેના બન્ને પ્રકરણોમા એક સાધુચરિત આર્ષદ્રષ્ટા અને 'આત્મ વિદ્યાના ઉદ્ગાતા'નું આપણને દર્શન થાય છે શ્રી જોશી સ્વભાવે ફિલસૂફ છે તેથી 'નન્દનિકા' અને 'વસુધા'મા તેમની ઝીણવટભરી દ્રષ્ટિનું ઉદ્દા હરણોમાં રૂપાંતર થાય છે સ્વામી વિવેકાનંદ અને શ્રી અરવિંદ વિષેના લેખો માહિતીપ્રદ હોવા ઉપરાત રસસભર બન્યા છે, 'ભારતીય તત્ત્વજ્ઞાનની રૂપરેખા', 'ગોવરધનરામના કેટલાક આચાર સૂત્રો'મા વિષયની નવીનતા આકર્ષક બની છે સત્ત્વપૂર્ણ અને ચિંતન સામગ્રી આપતા લેખકો આપણે ત્યા જૂજ છે તેમાં ડૉ. રમણલાલ જોશી એક

(૩) 'નવચેતન' નવલિકા અંક એપ્રિલ ૧૯૬૯

તંત્રી ચાપશી ઉદ્દેશી,
નારાયણનગર, અમદાવાદ–૭

દર વર્ષની માફક આ વર્ષનો નવલિકા અંક આ માસિકની ગુણવત્તા જાળવી રાખે છે નવલિકા વિષે શ્રી ધૂમકેતુનો લેખ સરસ રીતે પ્રાસંગિક બન્યો છે સ્વ જયત ખત્રીના બે પત્રોમા ભારોભાર સાહિત્યિક ચિંતન ભર્યું છે તદુપરાત વિધવિધ લેખકોની પદર ઉપરાત નવલિકાઓ સમાવી શકાઇ છે શ્રી નાનુભાઇ સુરતીની નાટિકા 'અભયારણ્ય' ધ્યાન ખેચે છે તેવી જ રીતે શ્રી દીનકર જોશી, મૂળરાજ રૂપારેલ અને લાલભાઇ પટેલની કૃતિઓ સત્ત્વશાળી બની છે દર વર્ષે શ્રી ધૂમકેતુની સ્મૃતિમા પારિતોષિક આપતું આ માસિક કોઇ જાતના દંભ અને ડોળ વિના સાહિત્યની મૂક સેવા કરતુ અડ તાળીસમા વર્ષમા પ્રવેશ કરે છે એ ગૌરવની વાત છે અને શ્રી ચાપશીભાઈના શબ્દોમા આનુ રહસ્ય એક જ શબ્દમા આવી જાય છે–'નિષ્ઠા'

---

એક વૈદરાજ આરોગ્ય સાચવવાનું સીધુ–સદુ સૂત્ર આ પ્રમાણે કહેતા

પાવકો ગરમ, પેટકો નરમ ઔર શિરકો રખો ઠંડા,
ઔર ફિર આવે ડાક્ટર તો ઉસકો મારો ડંડા.

'જો જીવનને સુખમય બનાવવુ હશે તો આપણે 'શિરકો ઠંડા' મગજને એકદમ ઠં'–શાત રાખવુ પડશે 'પેટકો નરમ'–ઓછુ અને માપસર ખાઇને પેટને નરમ રાખવુ પડશે 'પાંવકો ગરમ'–સેવા અગર યાત્રા માટે પગને ગરમ–સદાય તત્પર રાખવા જોઈશે બસ આટલુ કરો અને જુઓ કે તમારામા કેવા પ્રકારની ચેતના આવે છે

# અમારાં પ્રકાશનો

આવા હતા બાપુ–૧–૨–૩–૪—૨–૦૦
ગાંધી ગુરુ — — ૧–૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧–૨૫
અલ્લાહના બંદાઓ — ૦–૩૫
મસ્તીની પળોમાં — ૦–૬૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦–૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦–૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા — — ૦–૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦–૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦–૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા— ૦–૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦–૧૫
રામતીર્થની રત્નમાલા — ૦–૩૫

# વૈષ્ણવજન

વર્ષ : ૮ ] જૂન – ૧૯૬૯ [ અંક : ૩

## અનુક્રમણિકા





સુધારો :–

પૃષ્ઠ ૧૦૨ પછી ૧૦૩ અને ૧૦૪ જોઇએ તેને બદલે ૧૦૪ અને ૧૦૩ છપાયા છે તો તે ફેરવીને વાંચવા વિનંતિ.

### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઇ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારમાં સંમત છે જ તેમ માનવું નહિ.

* *

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામ આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [ સ્વનું ] ૮ રૂપિયા

પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"

૨–રામકૃષ્ણનગર

રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨

મુદ્રણ–પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ



# હં, મોટાં થવામાંય મજા છે.....

...શાણા અને સ્નેહાળ માબાપની સારસંભાળ સાથે બાળકોને પૂરતી જોગવાઈ મળે તો જિંદગીમાં એમને વધુ ઉજ્જ્વળ તકો સાંપડી શકે. પરંતુ બાળકોના ઉછેર માટે ખર્ચ પણ કરવો પડે છે–ખાધખોરાકી, કપડાંલત્તાં, ભણતર, ઔષધોપચાર અને પાછળથી એમની જિંદગીની શુભ શરૂઆત માટે.

આપનાં બાળકો પોતાના પગ પર ઊભાં રહે તે માટે તેમને સહાયરૂપ બનો. આપના બાળક માટે દેના બૅંકમાં સગીર બચત ખાતું ખોલો. એ ખાતું એ પોતે ચલાવી શકશે અને એના પર ૩½% વ્યાજ પણ મેળવી શકશે.



**દેના બૅંક લિમિટેડ**
રજિસ્ટર્ડ ઑફિસ દેવકરણ નાનજી બિલ્ડિંગ,
૧૭, હોર્નિમેન સર્કલ, ફોર્ટ, મુંબઈ-૧
પ્રવીણચંદ્ર વ. ગાંધી, ચૅરમૅન

RATAN BATRA

# વૈષ્ણવજન

વર્ષ ૮ ] જૂન – ૧૯૬૯ [ અંક ૩

## અનુક્રમણિકા





ગુધારો :–

પૃષ્ઠ ૧૦૨ પછી ૧૦૩ અને ૧૦૪ જોઇએ તેને બદલે ૧૦૪ અને ૧૦૩ છપાયા છે તો તે ફેરવીને વાંચવા વિનંતિ

## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલકમાં હશે તો મોકલાશે

મે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારમાં સંમત છે જ તેમ માનવું નહિ

### [લેખકોને]

વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

### લવાજમ

વર્ષના [ ભારતમાં ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા રેઈસકોર્સ રોડ, રાજકોટ

# હં, મોટાં થવામાંય મજા છે.....

...શાણા અને સ્નેહાળ માબાપની સારસંભાળ સાથે બાળકોને પૂરતી જોગવાઈ મળે તો જિંદગીમાં એમને વધુ ઉજ્જ્વળ તકો સાંપડી શકે. પરંતુ બાળકોના ઉછેર માટે ખર્ચ પણ કરવો પડે છે–ખાધખોરાકી, કપડાંલત્તાં, ભણતર, ઔષધોપચાર અને પાછળથી એમની જિંદગીની શુભ શરૂઆત માટે.

આપનાં બાળકો પોતાના પગ પર ઊભાં રહે તે માટે તેમને સહાયરૂપ બનો. આપના બાળક માટે દેના બૅંકમાં સગીર બચત ખાતું ખોલો. એ ખાતું એ પોતે ચલાવી શકશે અને એના પર ૩½% વ્યાજ પણ મેળવી શકશે.



**દેના બેંક લિમિટેડ**

રજિસ્ટર્ડ ઑફિસ દેવકરણ નાનજી બિલ્ડિંગ્સ,
૧૭, હોર્નિમેન સર્કલ, ફોર્ટ, મુંબઈ-૧

પ્રવીણચંદ્ર વ ગાંધી, ચૅરમૅન

RATAN BATRA DS G/140

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફીસ : અમદાવાદ )

| | |
|---|---|
| ૪૯૮, આશ્રમ રોડ,<br>નવરંગપુરા.<br>અમદાવાદ-૯. | સહકાર, ભવન<br>ઢેબરભાઈ રોડ,<br>રાજકોટ. |

ગુજરાતના ખેડૂતોની તેમની જરૂરીયાત
૧૮૧ શાખાઓ દ્વારા પુરી પાડનારી
રાજ્યની કેન્દ્રિય સંસ્થા

આ બેન્કની સભ્ય સંખ્યા, ૬,૩૯,૭૧૫
આનુષંગિક હેતુઓ માટે અત્યાર સુધી કરેલ ધીરાણ

| | સંખ્યા | ધીરાણ<br>કરોડ-લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧,૨૨,૩૭૧ | ૨૩ ૯૨ |
| [૨] જૂના કુવા | ૨૫,૨૯૨ | ૨ ૧૯ |
| [૩] ઓઇલએન્જીન ઈલે મોટર્સ | ૧,૦૯,૨૩૯ | ૩૩ ૬૭ |
| [૪] ટ્રેકટર્સ | ૨,૬૦૩ | ૪ ૭૦ |

તેમજ અન્ય હેતુઓ માટે મળી
કુલ રૂા. ૮૧ કરોડ અને ૩૨ લાખનુ ધીરાણ કરેલ છે.

| | | |
|---|---|---|
| મગનભાઈ ર. પટેલ<br>ઉપપ્રમુખ. | હરિપ્રસાદ હ ત્રિવેદી<br>આઈ. એ. એસ. રીટાયર્ડ<br>મેનેજિંગ ડીરેકટર | ઉદયભાણુસિંહજી<br>યુવરાજસાહેબ ઑફ પોરબંદર,<br>પ્રમુખ |

# અનંત તરફ

બપોરનો સમય હતો.

એક નવયુવાન પોતાના વૃદ્ધ પિતાના મૃતદેહની રાખની એક પોટલી, ફૂલોથી શણગારીને, પોતાના શોકને સંયમમાં રાખીને, અત્યંત શાંતિથી, સમુદ્ર કિનારાથી થોડે દૂર ધીમે પગલે જતો હતો.

પછી તે અચાનક અટકી ગયો અને રાખની પોટલીને શ્રદ્ધાપૂર્વક પ્રણામ કરીને, એણે પોટલી જલદેવતાને સમર્પણ કરી દીધી.

જ્યારે એ કિનારા તરફથી પાછો ફર્યો ત્યારે એનું મુખ અનંતના આલોકથી ઉજ્જવળ હતું. એની આંખોમાં ગગનની ગંભીરતા અને ગહનતા હતી. એમાંથી અલૌકિક આનંદની ધારા વહી રહી હતી. એના મૌનમાં એક અજબ મિઠાશ હતી.

અને એ બધું કેમ ન હોય?

આખર, એ અનંતની યાત્રા કરી આવ્યો હતો.

પરંતુ શું એવી યાત્રા કેવળ મૃતદેહની રાખની પોટલી સાથે લઈ જઈને જ—જેમકે એ એક વ્યક્તિનું સર્વસ્વ હોઈ–થઈ શકે છે?

શું અનંતની ઝાંખી માત્ર મૃત્યુના દ્વારમાંથી જ થઈ શકે છે?

પરંતુ એ મૃત્યુ શરીરનું જ છે શું?

નહીં, એ ખુદી-અહમ્‌ની ભસ્મ પણ છે.

તો શું, જેણે પોતાની ખુદી ખોઈ, તે જ માત્ર ખુદાને જો જોઈ શકે છે?

ખુદા કોણ, શું છે?

આનંદ! અસીમ!

તો શું 'સ્વ'ની સીમામાંથી નીકળીને અસીમની એક ઝાંખી નજરે પડે છે?

કોણ જાણે? મૌન રહેવામાં જ ભલાઈ છે.

અને મૌન–શરીર, મન અને હૃદયનું મૌનમાં જ અનંતને સમજી શકાય છે અને એનો સ્વાદ પણ લઈ શકાય છે.

તો અનંતનો જય હો!

– ગુરુદયાલ મલ્લિક



'આશુતોષ'

## મહાનુભાવ

કેટલીક વ્યક્તિઓ એવી વિરલ હોય છે જે ગમે તેટલા ઉચ્ચતમપદને પોતાની પ્રતિભાનું કાંઈક આગવું પ્રદાન કરી શકે છે. ડૉ. ઝાકીર હુસેન માનવી કેવો હોવો જોઈએ તેનું જીવતું પ્રતિક બની રહ્યા. રાષ્ટ્રપતિપદને પણ તેમણે ઓપ ચડાવ્યો ત્યાં સુધી કે તેમની પ્રતિભાનું મૂલ્યાકન કરવા માટે રાષ્ટ્રપતિપદનો માનદંડ અપૂર્ણ બન્યો. જામિયા મિલિયાના માસિક પંચોતેર રુપિયાના એક શિક્ષકે, મુસ્લીમ હોવા છતા હિન્દુ રાષ્ટ્રના ગુરુપદને શોભાવ્યુ–દીપાવ્યું અને સર્પની કાંચળીની જેમ ઉતારી પણ નાખ્યું. કરોડો હૈયાને વસવસો દેનાર તેમના મૃત્યુએ જાણે રાષ્ટ્રજીવનમા શૂન્યાવકાશ સર્જી દીધો–તેમના મૃત્યુના સમાચારને લહેરાવવાની આકાશવાણીની જીગર પણ ચાલી નહિ અને નિદાન માટે આવેલા ડૉકટરો હાથને મસળતા જ ઊભા રહી ગયા. વાસ્તવમા તો સાચા અર્થમા જેને ખરેખર માનવી કહી શકાય તેવા એક શ્રેષ્ઠીની વિદાય વખતે જ જનતાજનાર્દનને ખ્યાલ આવ્યો કે વિરાટ ગયો– વામણાઓ જ રહ્યા. રાષ્ટ્રપતિ બન્યા પછી, જૈન મુનિજી તથા શંકરાચાર્યના આશિષ લેવા જનાર ઝાકીર હુસેનનો સર્વધર્મપ્રેમ જોઈને વિરોધીઓ પણ મોમાં આગળા ઘાલી ગયા હતા. ઉચ્ચારણુમાં અને વર્તનમા– વ્યવહાર વિનિમયમાં ડૉ. ઝાકીર હુસેને ક્ષમા, શીલ, ઔદાર્ય અને માનવપ્રેમના જે અતિ ઉચ્ચ શિખરો સ્થાપ્યા તે ઊંચાઈ દેશવાસીઓને નજર સમક્ષ રાખવી રહી. ઉદ્યાન, ફૂલ, પશુ, પંખીના શોખીન તેમના આત્માને આ જગત માનવઉદ્યાન સમુ હતું જેમાં તેઓ બાગમાનની અદ થી વિહર્યા; માવજત કરી; સુવાસ લીધી અને આપી. છેલ્લી આસામની સફર વખતે એક બોલતી વાચાળ મેનાને તેઓ લાવ્યા હતા. પણ એ કમનશીબ મેના આજે ખામોશ બની હશે જગતને આપવા જેવો સંદેશો રાષ્ટ્રપતિજીએ કદાચ તેને ભણાવ્યો હોત અને તો રાષ્ટ્રપતિભવનની એ મેના ઇતિહાસમાં પણ અમર બની જાત. પરંતુ ઇતિહાસ પોતે જ વિચિત્ર ઘટનાઓનું મૂળ છે અને તેના પ્રવાહોને કોઈ નાથી શક્યું નથી.

## ગફ્ફારખાન

ભારતના ઇતિહાસમાં એક એવો સમય આવી ગયો કે 'સરહદના ગાંધી' તરીકે ઓળખાતા ખુદાઈ ખિદમતગારોના સેનાની ખાન અબ્દુલ ગફ્ફારખાન અને મહાત્મા ગાંધીજી બન્નેને સમગ્ર દેશના લોકોએ હૃદયમાં એક જ સ્થાને બેસાડેલા. આઝાદી પછી, અને પાકિસ્તાનની રચના પછી, પખ્તુનીસ્તાનની માગણીના આ બુલંદ પુરસ્કર્તાને લશ્કરીરાજે હેરાન કરવામાં બાકી નથી રાખી. એક સરહદી પઠાણમા ગાંધીજીએ જે પરિવર્તન શક્ય બનાવ્યું તે આટલા વર્ષે પણ બોલે છે: ૧૯૬૭ના વર્ષનો નહેરુ 'શાંતિ' એવોર્ડ ખાન સાહેબને આપીને ભારત સરકારે એક ઋણ અદા કર્યું છે. તોફાન અને ધીંગાણા જેમની રગેરગમાં વ્યાપ્ત છે એવા સરહદી પઠાણોમાં ગાંધીજીની અહિંસાની ભાવના જગાવનાર વ્યક્તિમાં કેટલી આંતરિક પ્રચંડ શક્તિ હશે તેનો દાખલો ખાનસાહેબે પૂરો પાડયો છે. આ અગાઉ આ એવોર્ડ યુનોના મહાસચિવ ઉથાં અને સ્વ. માર્ટીન લ્યુથર કિંગને અર્પણ થયો છે તે હારમાળામાં સરહદના ગાંધીની વરણી સર્વથા યોગ્ય છે. ગાંધી શતાબ્દી વર્ષમાં, આ દેશમા તેમની હાજરી રોમાંચક બની રહેશે તેમાં શંકા નથી. આપણા પડોશીને આ બાબતે નારાજી થાય તેથી ફફડી ઊઠવાનું કોઇ કારણ નથી. કેમ કે પાકિસ્તાન તો છડેચોક નાગા વિદ્રોહીને શસ્ત્રો પૂરાં પાડે છે. ત્યારે આ તો એક વ્યક્તિનું મૂલ્યાકન કરવાનું છે અને તે વ્યક્તિ જેનો હિસ્સો આઝાદીની લડતમા કોઇનાથી ઊતરતી કક્ષાનો નથી.

[ અનુ૦ પૃ૪ ૧૧૭

# બેનનાં સંભારણાં

( એક સત્ય ઘટના ઉપરથી )

મંજુલા ગાંધી

શહેરના મધ્યભાગમાં નગરશેઠની હવેલી તરીકે ઓળખાતું બે માળનું ડેલીબંધ મકાન છે મકાનને પહેલે માળે વિશાળ દિવાનખાનું છે દિવાનખાનાની સજાવટમાં જૂની અને નવી કળાના દર્શન થાય છે.

ચૈત્ર મહિનાના તડકા તપી રહ્યા છે. બપોરનો સમય છે ગરમીમાંથી બચવા માટે બારીએ બારીએ ખસની ટટ્ટીઓ બાંધી છે ટટ્ટી ઉપર છંટકારેલ પાણીનાં મોતી ટપકી રહ્યાં છે અને અમાંથી ગળાઈને આવતો ઠંડો પવન આખાયે ખંડમાં ખુશબો પાથરી રહ્યો છે વાતાવરણ શાન્ત અને શીતળ છે

બપોરનું ભોજન લઈને નગરશેઠ નગીનભાઈ કિચૂડ કિચૂડ ગુંજી રહેલી હિંડોળાખાટ ઉપર બેઠા બેઠા નિરાંતથી પાન બનાવી રહ્યા છે

"કોઈ એક બેન મળવા આવ્યાં છે ?" પડદો ખેંચીને દબાતે પગલે દિવાનખાનામાં દાખલ થઈ, નોકરે શેઠને ખબર આપી

"અત્યારે ? આવા તડકામાં ? એકલા ?" નગીનભાઈએ એક સામટા પ્રશ્નો પૂછી નાખ્યા

'સાથે નેક વર્ષની એક દીકરી છે' નોકરે જણાવ્યું

"ભલે આવ્યા પડદો ઉઘાડી નાખ અને એમને અંદર લઈ આવ" નગીનભાઈએ તૈયાર થઈ ગયેલું પાન મોમાં મૂક્યું

ઉમર ત્રીસ બત્રીસ વરસની પણ વૃદ્ધત્વની છાયા ફરી વળેલી દેહ ધારીરો પણ અકાળે કરમાઈ ગયેલો, ચહેરો નમણો પણ વેદનાથી વિંધાઈ ગયેલો, આંખોમાંથી નરી નિર્દોષતા અને પવિત્રતા નીતરે પણ નિરમા પ્રગટેલા દારાનગી ચાડી ખાતા કરે કપડા સ્વચ્છ અને સુઘડ પણ ગરીબાઈ ડોકિયા કરે, એવા એક બહેન આગળિયે વળગાડેલી પોતાની દસેક વર્ષની દીકરી સાથે દિવાનખાનામાં દાખલ થયા

'નમસ્કાર, ભાઈ!' બહેન પ્રવેશ દ્વાર પાસે જ ઊભા રહી ગયાં

દિવસ અને રાત શેઠના સંબોધનથી ટેવાયેલા નગીનભાઈના કાનને 'ભાઈ'નું સંબોધન બહુ મીઠું લાગ્યું.

'આવો બહેન!' વિવેક અને વિનયની મૂર્તિસમા નગીનભાઈએ હિંડોળા ખાટ થંભાવી, સહેજ ઊભા થઈને આવકાર આપ્યો

પ્રવેશ દ્વાર પાસે જ ગાલીચાના છેડા ઉપર મા દીકરી બેસી ગયાં

"નીચે નહી, બેન! પાટ ઉપર બેસો" નગીનભાઈએ વિવેક કર્યો.

"તમ જેવા મોટા માણસની હાજરીમાં મારાથી ગાદી તકિયા ઉપર બેસાય નહી, અહીં જ ઠીક છુ" શરમ અને સંકોચથી બહેન નીચી નજરે ભોંય ખોતરી રહ્યાં

"બોલો બેન! અત્યારે આવા તડકામાં કેમ ધક્કો ખાવો પડ્યો?" અજાણ્યા બેન સાથે એકાન્તમાં વાતચીત કરવામાં ક્ષોભ અનુભવતા નગીનભાઈએ પ્રશ્ન કર્યો

"આવી છુ તો વખાની મારી, પણ નો'તો ઉપડતો પગ જૂની ઓળખાણને આધારે આવી છુ મારી ઓળખાણ પડી ?" નીચી નજર નોદીને, દીકરીના માથા ઉપર હાથ ફેરવતા ફેરવતા બેન બોલ્યા

'તમારો પ્રશ્ન સાંભળ્યા પછી એમ થાય છે કે તમને ક્યાંક જોયા છે પણ એથી વિશેષ કંઈ યાદ આવતું નથી" નગીનભાઈએ પોતાની સ્મૃતિને ઢંઢોળી જોઈ

"આપણે નાનપણમાં હારે રમ્યા છીએ હું ગોદાવરી"

"અરે ! તુ જ ગોદાવરી ?" નગીનભાઈ આભા બની ગયા અને એમની સામે ભૂતકાળના સસ્મરણોની હારમાળા તાજી થઈ

*

જૂના રાજાશાહીના વખતમાં નગરશેઠનો માન મરતબો અસાધારણ લેખાતો ભગવાનદાસ શેઠનું રાજમા સારૂ એવુ ચલણ એમના અસાધારણ વ્યક્તિત્વે નગરશેઠના સ્થાનને વધારે ગૌરવવન્તુ બનાવેલુ નગીન ભગવાનદાસ શેઠનો એકનો એક પુત્ર લાડ કોડનો કોઈ પાર નહી

શેઠની પેઢીમાં તુળજાશકર નામના એક મુનીમ. ભગવાનદાસ શેઠનો એમણે ખૂબ જ વિશ્વાસ અને પ્રેમ સપાદન કરેલ મુનીમને એક દીકરી નામ એનું ગોદાવરી મુનીમની સાથે ઘણીવાર એ નગરશેઠને ત્યાં આવે નગીન અને ગોદાવરી સરખી ઉંમરના શેઠ અને મુનીમ એમની વાતોમાં પરોવાઈ જાય નગીન અને ગોદાવરી એમની રમતમાં ગુથાઈ જાય બન્ને વચ્ચે ભાઈ બેનનો નેહ બધાયો નગીનના બાને પણ ગોદાવરી દીકરી જેવી વહાલી લાગે કયારેક કયારેક તેઓ ગોદાવરીને એક બે દિવસ પોતાને ત્યાં રોકી રાખે વારતહેવારે તો ગોદાવરી નગરશેઠની હવેલીમાં જ હોય

જોત જોતામાં નગીન બાર વર્ષનો થયો પિતાએ વધુ અભ્યાસ માટે એને મુબઈ મોકલવાનું નક્કી કર્યું માતાપિતાના લાડકોડ છોડીને અજાણ્યા વાતાવરણમાં જવાનુ નગીનને આકરૂ લાગ્યુ. પણ બેન તરીકે જેની સાથે જીવ મળી ગયેલો એ ગોદાવરીને છોડીને જતાં એને વધાર આકરૂ લાગ્યુ. મુબઈ જઈને નગીન એના અભ્યાસમાં રત બની ગયો કુશાગ્ર બુદ્ધિ, સંગીત, સાહિત્ય અને લલિત કળામાં ઊંડો રસ અને મળતાવડા સ્વભાવને કારણે થોડા સમયમાં જ એ સૌનો પ્રીતીપાત્ર બની રહ્યો

મુબઈ ગયા પછી થોડા વખતે નગીનને જાણવા મળ્યુ કે તુળજાશંકર મુનીમ નરમ તબિયતને કારણે પેઢીમાંથી મુક્ત થઈ પોતાને વતન ગયા છે ગોદાવરી સાથેના મીઠા સબધ ઉપર એ રીતે પડદો પડી ગયો

૧૯૪૨મા આઝાદીની લડતના મુબઈથી મંડાણ થયા નગીન પોતાને અળગો રાખી શકયો નહી. કોલેજ છોડીને એણે લડતમાં ઝપલાવ્યુ. એકના એક ખોટના અને લાડકા દીકરાને ખોઈ બેસવાની પિતાને દહેશત લાગી. સસારની ધુસરીમા પરોવી દેવા એમણે શેતરજી બિછાવવી શરૂ કરી પણ નગીનને જુદો જ રંગ લાગી ગયેલો લોકોની સેવા અને સગીત-સાહિત્યની ઉપાસનામાં એને જીવનની કૃતાર્થતા દેખાતી હતી. પિતાના બધા પ્રયાસો નિષ્ફળ ગયા

અચાનક નગીને માતાનું શીળુ છત્ર ગુમાવ્યુ પાચેક વર્ષ પછી પિતા માંદગીને બિછાને પટકાયા ધીખતી પેઢી અને નગરશેઠની જવાબદારી નગીન સિવાય બીજુ કોઈ સભાળી શકે એમ ન હતું મન મારીને નગીન ઘેર આવ્યો અને પેઢીનો કારભાર સભાળી લીધો એનો મોટા ભાગનો સમય પિતાની સેવા સુશ્રૂષામા જવા લાગ્યો.

વરસેકની લાબી માંદગી ભોગવીને ભગવાનદાસ શેઠે આ દુનિયાનો ત્યાગ કર્યો નગરશેઠની જવાબદારી નગીનભાઈ ઉપર આવી પડી

દેશ સ્વાધીન થઈ ચૂકયો હતો રાજાશાહી ખતમ થઈ ચૂકી હતી, લોકશાહીના મડાણ થઈ ચૂકયા હતા રાજ્ય વહીવટમાં નગરશેઠની જૂની સસ્થાનું મહત્ત્વ ધીરે ધીરે ઘસાતું ચાલ્યુ પરન્તુ સયમી, સેવામય સસ્કારી જીવન, દિલની ઉદારતા, વાણીની મીઠાશ અને બુદ્ધિ પ્રતિભાને કારણે યુવાન નગરશેઠ નગીનભાઈનું સ્થાન લોકોના હૃદયમાં અકિત થઈ ચૂકયુ હતુ

પેઢીનો કારભાર અને અન્ય સામાજિક જવાબદારીઓ વચ્ચે પણ કમળની જેમ અલિપ્ત રહીને નગીનભાઈએ પોતાની જીવન સાધના ચાલુ રાખી કલાકારો, સાહિત્યકારો, ચિત્રકારો, સગીત વિશારદો, સાધુ સતો અને સામાજીક કાર્યકરો સાથે નગીનભાઈનો પરિચય વધતો ચાલ્યો એમની સુવાસ ચોમેર પ્રસરવા લાગી

આ બધા વચ્ચે ગોદાવરી સાથેના બાળપણના સસ્મરણો અને એની સાથે ભાઈ બેન તરીકે બધા-

ફેલો સ્નેહભર્યા મીઠા સબંધ ઉપર ઢાંકણ ઢકાઈ ગયુ હતું.

પણ ઘણા વરસો પછી એ ગોદાવરી આજે એની સામે જ બેઠી હતી

નગીનભાઈ થોડો વખત જૂના મીઠા સંસ્મરણોમાં ખોવાઈ ગયા.

"ગોદાવરી! ઘણા વરસો પછી આપણે મળ્યા હુ તો તને ઓળખી જ ન શક્યો." ભૂતકાળમા ખોવાઈ ગયેલા નગીનભાઈએ ફરી વાતનો દોર સાધ્યો

ગોદાવરીએ મૌન સેવ્યુ. એ મનમા કઈક ગોઠવી રહી હતી

"તું નીચે બેસ એ મને ગમે નહી આ જ દિવાનખાનામા આપણે તોફાન મસ્તી કરતા એ યાદ આવે છે? આ તો તારૂ ઘર ગણાય ઊઠ! ઉપર બેસ." નગીનભાઈએ આત્મીયતાપૂર્વક કહ્યુ.

ગોદાવરી ઊઠીને સંકોચાતા સકોચાતા પાટ ઉપર પાથરેલી ગાદીના છેડા ઉપર બેઠી

તે 'ભાઈ' કહીને મને નમસ્કાર કર્યા જાણે મારી કોઈ બહેન મને અતરના વહાલથી બોલાવી રહી હોય એવા ભાવ અનુભવ્યો પણ જૂના સંસ્મરણો ઉપર વિતી ગયેલા સમયના થર પથરાઈ ગયેલા હવે ઓળખાણ પડી હુ તારા ભાઈ સાચો, તુ મારી બેન સાચી પણ તારૂ મોઢુ કેમ કરમાઈ ગયુ છે? તું આટલી ઉદાસ કેમ છે? તારા તરવરાટ અને ખિલખિલાટ ક્યા ગયા? તને થઈ શુ ગયુ છે' તુ ક્યાં છો? ક્યાર અહી આવી છો? ક્યા ઊતરી છો? નિરાતે વાત કર ' નગીનભાઈના દિલમાંથી લાગણીનો પ્રવાહ વહેતો થયો

"તમ મુબઈ ગયા પછી એક બે વાર આવ્યા ત્યારે કેટલા હેતપ્રિતથી આપણે ભેટલા? પણ ત્યાર પછી મારા બાપુજીની તબિયત લથડી અમ અમારે ગામ ગયા સારા મૂરતિયો જોઈને વરાવી કંઈક કોડ સેવતી હુ મારા પતિ સાથ મારે ઘેર ગઈ. પણ વિધિએ કઈક જુદુ જ નિર્માણ કયુ હશે સુખે દુખે દસ વરસ કાઢી નાખ્યા. બ્રાહ્મણનું ખોળિયુ છે. તીરથના ધામમા પૂજા પાઠ કરીનેય રાટલો રળી લેવાશે એમ ધારી બે વરસથી અહી આવ્યાં છીએ. બે દીકરાને મદવાડે ભરખી લીધા અત્યારે તો અમે બે અને આ દીકરી એમ ત્રણ જ જણ છીએ" ગોદાવરીને કોગે ઠલવવાનું ઠેકાણુ મળી ગયુ

"બે વરસથી અહી આવી છો અને કોઈ દી મોઢુ ય બતાડયુ નહી! લીલીના બાપ શુ કરે છે?"

"તમને મળવાનુ મન તો આવી તે દીનું થયા કરતુ હતું પણ હવે તો તમે નગરશેઠ, હુ ગરીબ બ્રાહ્મણ, વખતે ઓળખો, ન ઓળખો એટલે પા નહોતો ઉપડતો લીલીના બાપ તો રાત ને દી ફૂટી કોડીનીયે કમાણી વિનાના એમના ધધામાં ડૂબેલા રહે છે" અદરથી કોરી ખાતી વેદનાને ચહેરા ઉપર પ્રગટ થવા ન દેવાનો પ્રયત્ન કરતી ગોદાવરી ફરી નીચુ જોઈ ગઈ

"તમે ત્રણેય આવતી કાલે સાંજે જમવા આવો નીરાતે બેસશુ તમારા ધધામા ખોટ જતી હશે તો એનો કઈક રસ્તો વિચારશુ" નગીનભાઈએ ભાવપૂર્વક નિમંત્રણ આપ્યુ

"આવીશ ભાઈ! કાલે તો નહી પણ કોઈક વાર જરૂર આવીશ મારા ભાઈનુ ઘર છે પણ અત્યારે તો હુ વખાની મારી આવી છુ. જીભ તો ઉપડતી નથી. પણ કીધા વિના છૂટકો નથી દીકરીના બાપે ખુવાર થવાનો ધંધા માડયો છે પૈસાનીય કમાણી નથી માથે કરજ થઈ ગયુ છે. લેણાવાળા જપવા દેતા નથી. સો રૂપિયા ઉછીના લેવા આવી છુ ભગવાનની મરજી હશે તો પાછા દઈ જઈશ. ન દઈ શકુ તો બેનને કાપડામા આપ્યા લેખજો સો રૂપિયા આપો તો જ તમારી બેનની લાજ રહે એમ છે" છેલ્લુ વાકય બોલતી વખતે ગોદાવરીના શરીર માથી એક આછી ધ્રુજારી પસાર થઈ ગઈ અને એની આંખમાંથી બોર બોર જેવડા આસુ ડબક ડબક ખરવા માંડયા

વધુ કઈ પૂછવાની કે વાત કરવાની નગીનભાઈની હિમત ચાલી નહી. એમણે અદરના

"અરે ! તું જ ગોદાવરી ?" નગીનભાઈ આભા બની ગયા અને એમની સામે ભૂતકાળના સંસ્મરણોની હારમાળા તાજી થઈ

*

જૂના રાજાશાહીના વખતમાં નગરશેઠનો માન મરતબો અસાધારણ લેખાતો ભગવાનદાસ શેઠનું રાજમાં સારૂ એવું ચલણ એમના અસાધારણ વ્યક્તિત્વે નગરશેઠના સ્થાનને વધારે ગૌરવવન્તુ બનાવેલું નગીન ભગવાનદાસ શેઠનો એકનો એક પુત્ર લાડ કોડનો કોઈ પાર નહી.

શેઠની પેઢીમાં તુળજાશંકર નામના એક મુનીમ. ભગવાનદાસ શેઠનો એમણે ખૂબ જ વિશ્વાસ અને પ્રેમ સંપાદન કરેલ મુનીમને એક દીકરી નામ એનું ગોદાવરી મુનીમની સાથે ઘણીવાર એ નગરશેઠને ત્યા આવે નગીન અને ગોદાવરી સરખી ઉંમરના શેઠ અને મુનીમ એમની વાતોમાં પરોવાઈ જાય નગીન અને ગોદાવરી એમની રમતમાં ગુંથાઈ જાય બન્ને વચ્ચે ભાઈ બેનનો નેહ બંધાયો નગીનના બાને પણ ગોદાવરી દીકરી જેવી વહાલી લાગે ક્યારેક ક્યારેક તેઓ ગોદાવરીને એક બે દિવસ પોતાને ત્યાં રોકી રાખે વારતહેવારે તો ગોદાવરી નગરશેઠની હવેલીમાં જ હોય

જોત જોતામા નગીન બાર વર્ષનો થયો પિતાએ વધુ અભ્યાસ માટે એને મુબઈ મોકલવાનું નક્કી કર્યું માતાપિતાના લાડકોડ છોડીને અજાણ્યા વાતાવરણમાં જવાનું નગીનને આકરૂ લાગ્યુ પણ બેન તરીકે જેની સાથે જીવ મળી ગયેલો એ ગોદાવરીને છોડીને જતા એને વધાર આકરૂ લાગ્યુ. મુબઈ જઈને નગીન એના અભ્યાસમાં રત બની ગયો કુશાગ્ર બુદ્ધિ, સંગીત, સાહિત્ય અને લલિત કળામાં ઊંડો રસ અને મળતા વડા સ્વભાવને કારણે થોડા સમયમાં જ એ સૌનો પ્રીતીપાત્ર બની રહ્યો

મુબઈ ગયા પછી થોડા વખતે નગીનને જાણવા મળ્યુ કે તુળજાશંકર મુનીમ નરમ તબિયતને કારણે પેઢીમાંથી મુકત થઈ પોતાને વતન ગયા છે ગોદાવરી સાથેના મીઠા સબંધ ઉપર એ રીતે પડદો પડી ગયો.

૧૯૪૨માં આઝાદીની લડતના મુંબઈથી મંડાણ થયા નગીન પોતાને અળગો રાખી શકયો નહી. કોલેજ છોડીને એણે લડતમાં ઝંપલાવ્યુ. એકના એક યોગ્ય અને લાડકા દીકરાને ખોઈ બેસવાની પિતાને દહેશત લાગી. સંસારની ધુંસરીમાં પરોવી દેવા એમણે ચેનરજી બિછાવવી શરૂ કરી પણ નગીનને જુદો જ રંગ લાગી ગયેલો લોકોની સેવા અને સંગીત-સાહિત્યની ઉપાસનામાં એને જીવનની કૃતાર્થતા દેખાતી હતી. પિતાના બધા પ્રયાસો નિષ્ફળ ગયા

અચાનક નગીને માતાનું શીળુ છત્ર ગુમાવ્યુ પાંચેક વર્ષ પછી પિતા માંદગીને બિછાને પટકાયા ધીખતી પેઢી અને નગરશેઠની જવાબદારી નગીન સિવાય બીજુ કોઈ સંભાળી શકે એમ ન હતું મન મારીને નગીન ઘેર આવ્યો અને પેઢીનો કારભાર સંભાળી લીધો એનો મોટા ભાગનો સમય પિતાની સેવા સુશ્રુષામાં જવા લાગ્યો.

વરસેકની લાંબી માંદગી ભોગવીને ભગવાનદાસ શેઠે આ દુનિયાનો ત્યાગ કર્યો નગરશેઠની જવાબદારી નગીનભાઈ ઉપર આવી પડી

દેશ સ્વાધીન થઈ ચૂકયો હતો રાજાશાહી ખતમ થઈ ચૂકી હતી, લોકશાહીના મંડાણ થઈ ચૂકયા હતા રાજ્ય વહીવટમાં નગરશેઠની જૂની સંસ્થાનું મહત્ત્વ ધીરે ધીરે ઘસાતું ચાલ્યુ પરન્તુ સંયમી, સેવામય સંસ્કારી જીવન, દિલની ઉદારતા, વાણીની મીઠાશ અને બુદ્ધિ પ્રતિભાને કારણે યુવાન નગરશેઠ નગીનભાઈનું સ્થાન લોકોના હૃદયમાં અંકિત થઈ ચૂકયુ હતુ

પેઢીનો કારભાર અને અન્ય સામાજિક જવાબદારીઓ વચ્ચે પણ કમળની જેમ અલિપ્ત રહીને નગીનભાઈએ પોતાની જીવન સાધના ચાલુ રાખી કલાકારો, સાહિત્યકારો, ચિત્રકારો સંગીત વિશારદો, સાધુ સંતો અને સામાજીક કાર્યકરો સાથે નગીનભાઈનો પરિચય વધતો ચાલ્યો એમની સુવાસ ચોમેર પ્રસરવા લાગી

આ બધા વચ્ચે ગોદાવરી સાથેના બાળપણના સંસ્મરણો અને એની સાથે ભાઈ બેન તરીકે બંધા-

મેલો સ્નેહભર્યા મીઠ સબધ ઉપર ઢાંકણ ઢકાઈ ગયુ હતું.

પણ ઘણા વરસો પછી એ ગોદાવરી આજે એની સામે જ બેઠી હતી

નગીનભાઇ થોડો વખત જૂના મીઠ સસ્મ ણોમાં ખોવાઈ ગયા

"ગોદાવરી! ઘણા વરસો પછી આપણે મળ્યા હુ તો તને ઓળખી જ ન શક્યો." ભૂતકાળમા ખોવાઈ ગયેલા નગીનભાઈએ ફરી વાતનો દોર સાધ્યો

ગોદાવરીએ મૌન સેવ્યુ. એ મનમા કઈક ગોઠવી રહી હતી

"તુ નીચે બેસ એ મને ગમે નહી આ જ દિવાનખાનામા આપણે તોફાન મસ્તી કરતાં એ યાદ આવે છે? આ તો તારૂ ઘર ગણાય ઊઠ! ઉપર બેસ.' નગીનભાઈએ આત્મીયતાપૂર્વક કહ્યુ.

ગોદાવરી ઊઠીને સંકોચાતા સંકોચાતા પાટ ઉપર પાથરેલી ગાદીના છેડા ઉપર બેઠી

તે 'ભાઈ' કહીને મને નમસ્કાર કર્યા જાણે મારી કોઈ બહેન મને અતરના વહાલથી બોલાવી રહી હોય એવા ભાવ અનુભવ્યો પણ જૂના સસ્મરણો ઉપર વિતી ગયેલા સમયના થર પથરાઈ ગયેલા હવે ઓળખાણ પડી હુ તારા ભાઈ સાચો તુ મારી બેન સાચી પણ તારૂ મોઢુ કેમ કરમાઇ ગયુ છે? તુ આટલી ઉદાસ કેમ છે? તારા તરવરાટ અને ખિલ ખિલાટ કયા ગયા? તને થઈ શુ ગયુ છે' તુ ક્યાં છો? ક્યાર અહી આવી છો? કયા ઊતરી છો? નિરાતે વાત કર ' નગીનભાઇના દિલમાંથી લાગણીનો પ્રવાહ વહેતા થયો

"તમ મુબઈ ગયા પછી એક બે વાર આવ્યા ત્યારે કેટલા હેતપ્રિતથી આપણે મળેલા? પણ ત્યાર પછી મારા બાપુજીની તબિયત લથડી અમે અમારે ગામ ગયા સારા મૂરતિયો જોઇને વરાવી કઈક કોડ સેવતી હુ મારા પતિ સાથે માર ઘેર ગઈ. પણ વિધિએ કઈક જુદુ જ નિર્માણ કર્યુ હશે સુખે દુખે દસ વરસ કાઢી નાખ્યા. બ્રાહ્મણનું ખોળિયુ છે. તીરથના ધામમાં પૂજા પાઠ કરીનેય ગાડલો રળી લેવાશે એમ ધારી બે વરસથી અહી આવ્યાં છીએ. બે દીકરાને મદવાડે ભરખી લીધા અત્યારે તો અમે બે અને આ દીકરી એમ ત્રણ જ જણ છીએ" ગોદાવરીને ફોડ ઠલવવાનુ ઠેકાણુ મળી ગયુ

"બે વરસથી અહી આવી છો અને કોઇ દી મોઢુ ય બતાડયુ નહી! લીલીના બાપ શુ કરે છે?'

"તમને મળવાનુ મન તો ઘણી તે દીનુ થયા કરતુ હતું પણ હવે તો તમે નગરશેઠ, હુ ગરીબ બ્રાહ્મણ, ઓળખો, ન ઓળખો એટલે પગ નહોતો ઉપડતો લીલીના બાપ તો રાત ને દી કૂટી કોડીનીયે કમાણી વિનાના એમના ધધામાં ડુબેલા રહે છે" અદરથી કોરી ખાતી વેદનાને ચહેરા ઉપર પ્રગટ થવા ન દેવાનો પ્રયત્ન કરતી ગોદાવરી ફરી નીચું જોઇ ગઇ

"તમે ત્રણેય આવતી કાલે સાજે જમવા આવો નીરાંતે બેસશુ તમારા ધધામાં ખોટ જતી હશે તો એનો કઈક રસ્તો વિચારશુ" નગીનભાઈએ ભાવપૂર્વક નિમત્રણ આપ્યુ

"આવીશ ભાઈ! કાલે તો નહી પણ કાઇક વાર જરૂર આવીશ મારા ભાઈનુ ઘર છે પણ અત્યારે તો હુ વખાની મારી આવી છુ. જીભ તો ઉપડતી નથી પણ કીધા વિના છૂટકો નથી દીકરીના બાપે ખુવાર થવાનો ધધો માડયો છે પૈસાનીય કમાણી નથી માથે કરજ થઈ ગયુ છે. લેણાવાળા જપવા દેતા નથી. સો રૂપિયા ઉછીના લેવા આવી છુ ભગવાનની મરજી હશે તો પાછા દઈ જઈશ. ન દઈ શકુ તો બેનને કાપડામા આપ્યા લેખજો સો રૂપિયા આપો તો જ તમારી બેનની લાજ રહે એમ છે' છેલ્લુ વાકય બોલતી વખતે ગોદાવરીના શરીર માથી એક આછી ધ્રુજારી પસાર થઇ ગઇ અને એની આંખમાંથી બોર બોર જેવડા આસુ ડબક ડબક ખરવા માંડયા

વધુ કઈ પૂછવાની કે વાત કરવાની નગીન-ભાઈની હિમત ચાલી નહી. એમણે અદરના

ખંડમાંથી લાવીને સો રૂપિયાની નોટ ગોદાવરીના હાથમાં મૂકી. ગોદાવરીએ અત્યાર સુધી કાંડા સુધીના બન્ને હાથ સાડીના છેડામાં કાળજીથી ઢાંકી રાખ્યા હતા નોટ લેવા એણે હાથ લાંબો કર્યો.

"અરે ગોદાવરી ! તારા હાથને શું થયું છે? ગોદાવરીનો કોણી સુધીનો હાથ સૂઝી ગયેલો અને માથે લીલાં ચાંભા જોઈને નગીનભાઈ ચમકી ઊઠયા.

"એ તો મેડા ઉપરથી પડી ગઈ અને તપેલીની કોર વાગી ગઈ, બીજું કંઈ નથી." નોટ લઈને ઝડપથી સાડલાના છેડામાં હાથ સંતાડી દેતી ગોદાવરીએ જવાબ દીધો."

"આ રૂપિયા પાછા આપવાનો મન ઉપર ભાર રાખીશ નહીં. આટલા વરસની ભેગી થયેલી વીરપસલી ગણજે." નગીનભાઈએ ગોદાવરીનો ભાર હળવો કરવા પ્રયત્ન કર્યો.

"ભગવાન તમારૂં ભલું કરશે મારા વીર ! એક બેનને ઉગારી લીધાનું તમને પુણ્ય મળશે." ગોદાવરી સાડલાના છેડાથી મોં લૂછીને કંઈક સ્વસ્થ બની.

"હવે તમે કાલે ત્રણેય જણા જરૂર આવજો. આ સો રૂપિયાથી તારી કાયમની મૂંઝવણ દૂર નહીં થાય. તેં વહેલી વાત કરી હોત તો કંઈક રસ્તો કાઢત. પણ જે થયુ તે. કાલે તારા ધણી સાથે ધંધા અંગે પણ હું વાત કરીશ." નગીનભાઈએ આગ્રહ કર્યો.

"આ સો રૂપિયાથી મારી મૂંઝવણ તો કાયમ માટે ટળી જશે. દીકરીના બાપને વાત કરી જોઈશ. એ આવે એવો ભરોસો તો નથી. ભગવાનની મરજી હશે એમ થશે." ગોદાવરીના અંતરમાં ભારે ઘમસાણ ચાલી રહ્યુ હતું.

નોકર લીંબુ-સરબતના ત્રણ પ્યાલા મૂકી ગયો. નગીનભાઈએ જાતે ઊઠીને એક પ્યાલો લીલીના હાથમાં મૂકયો અને બીજો પ્યાલો ગોદાવરીને લંબાવ્યો.

ગોદાવરી પ્યાલો મોઢે માંડીને એક ધારો ગટગટાવી ગઈ. એને ખબર ન હોતી કે એણે શું પીધું. એ કયાંક ખોવાઈ ગઈ હતી.

વધુ વખત બેસવાની એની હિંમત ન ચાલી.

"ઘણા વરસે આપણે મળ્યાં. પણ હું ય કેવી અભાગણી ! ભાઈબેન તરીકે હેતપ્રિતની વાતું કરવાને બદલે તમને ઉપાધિ કરાવી. તમે આટલી મદદ ન કરી હોત તો ઘેર પાછા ફરાય એમ ન હતું. તમે તમારી બેનને આફતમાંથી ઊગારી લીધી. ભારે ટાકક અનુભવીને જાઉં છું. ભગવાન તમને એનો બદલો આપશે." ગોદાવરી ઊભી થઇ અને મોઢા ઉપર પ્રયત્નપૂર્વક આનંદનો ભાવ લાવીને નગીનભાઈની રજા લીધી

ઉંમરના પ્રમાણમાં લીલી બહુ ડાહી અને સમજણી હતી. માના દ્વિઅર્થી વાકયોનો ભેદ પામવા જેટલી શકિત નહોતી. પણ માને બાપે ધોકે ધોકે ઢીબી નાખી હતી અને પોતે રહેવા દો રહવા દોની ચીસ પાડીને રડતી રડતી વચ્ચે પડેલી છતાં માએ કહ્યુ કે મેડેથી પડી ગઈ એને કારણે હાથ સૂઝી ગયો છે અને ચાંભા પડયા છે. માને આ રીતે ખોટું બોલતાં એણે પહેલી વાર સાંભળી. પૂછવાનું મન પણ થઈ ગયું. પણ એને મન અજાણ્યા નગીનભાઈની હાજરીમાં એ મૌન રહી.

દીકરીને આંગળિયે વળગાડીને ગોદાવરી "જાઉં છુ હો ભાઈ!" એટલું માંડ માંડ બોલી ધીરે ધીરે દાદરો ઊતરી ગઈ.

*

ઘણા વખત પછી ગોદાવરીને મળવાનું થયું એથી નગીનભાઈને ખૂબ આનંદ થયો. પણ એની વિતક કથા સાંભળીને એમનું મન ભારે વિષાદ અનુભવી રહ્યું.

ગોદાવરીને કુટુમ્બ સાથે આવવા માટે નગીનભાઈએ આમંત્રણ તો આપ્યું. પણ એ આવશે એવી એમને ખાત્રી ન થઇ.

ગોદાવરીએ કીધી એના કરતાં એની મૂંઝવણ વધારે હોવાનો એને વહેમ ગયો. પણ સાચી વાત જાણ્યા વિના માર્ગ પણ કેમ કાઢવો ? બીજે દિવસે સવારે જાતે જ ગોદાવરીને ઘેર જઈને એને એના ધણીને મળી ખરી પરિસ્થિતી જાણી લેવાનો એણે સંકલ્પ કર્યો, અને હિંડોળાપાટને ઝુલતી કરી એમણે

[ અનુ૦ પૃ૪ ૧૧૪

# વૈષ્ણવજન તો તેને કહીએ

વસંત પટેલ

(૧)

શાહલ શાહે ઓલ્માનું મહાન બીરૂદ-પામેલ સંત અબ્દુલ્લા ફરતા ફરતા મક્કામાં આવી ચડ્યા. સવારની નમાજ પઢીને તેમને વિચાર આવ્યો 'અહા હા, જ્યારે હજ પઢવા માટે હજારો હાજીઓ અહીં આવીને એક સરખા ઊભા રહેતા હશે ત્યારે અહીંનો દેખાવ કેવો સુંદર બની જતો હશે? વાતાવરણ કેટલું પવિત્ર થઈ જતું હશે? ને આ વિચારમાં જ તેઓ ભાવ સમાધિને પામી ગયા ત્યાં તેમને સ્વપ્ન આવ્યું. તેમાં ખુદાના ચાના બે ફિરસ્તાઓ અંદર અંદર વાતો કરી રહ્યા હતા

એક 'આ વખતે કેટલા માનવો હજ પઢવા આવ્યા હતા?'

બીજો 'છ લાખ'

એક 'તો તો દર સાલ કરતા આ વખતે ઘણા વધારે માનવો આવ્યા હશે મને લાગે છે કે નાપાકી ધરતી ઉપરથી દૂર થતી જાય છે પાક માનવોની સંખ્યા વધતી જાય છે આટલા બધા માનવો આવ્યા તો આ વખતે વધારે હાજીઓની હજ પણ મંજૂર થઈ હશે'

શબ્દો સાંભળીને બીજો ફિરસ્તો હસ્યો ને બોલી ઊઠ્યો પણ આમાંથી એક પણ હાજીની હજ મંજૂર થઈ નથી

'તો પછી કોની હજ મંજૂર કરવામાં આવી? હાજીઓના પાક કામોથી તો વરસાદ વરસે છે સૂર્ય તપે છે માનવા માટે ધરતી અન્ન મોકલી આપે છે'

'દમસ્કના મોચી અલીઆબ માફકની હજ આ વખતે ખુદાતાલાએ સ્વીકારી છે'

છેલ્લા શબ્દો મને પડ્યા ને સંતની આંખ ખૂલી ગઈ તેમના મનમાં વિચારોએ આંધી જગાવી 'તે એવો તે કેવો માનવ કે જે અહીં ના આવ્યા છતાંય તેની હજ મંજૂર રખાઈ મારે તેનાં દર્શન કરવા જ રહ્યાં'

સંત તો પહોંચી ગયા દમસ્ક. પૂછતાં પૂછતાં મોચીનું ઘર શોધી કાઢ્યું

'આપનું નામ અલી.' દુકાનના ઓટલે ચડતા જ સંતે પૂછ્યું

'હાજી' જોડા સીવવામાં એકાગ્રધ્યાન કરી બેઠેલા અલીએ ઊંચું જોઈ હા પાડી. સંત માટે પાથરણું તુર્ત જ પાથરી દીધું. થાકેલા એ પગ ઉપર પાણી ઝારવા ઘરમાંથી દોડીને ઝારી લઈ આવ્યો.

'આપે હજ કરી?' પોતાની કુતૂહલતાને વધારે વાર ના દબાવી રાખતાં સંતે પૂછ્યું.

'હાજી આ વખતે ઘણીએ ઈચ્છા હતી અમારા નગરમાંથી જે હાજીઓ જવાના હતા તેમનાં ભેગું નામ પણ લખાવી દીધું હતું કપડાં ઉપર થીગડાં મારી, બે ટંકનું એક ટંક જમી પૈસા પૈસો ભેગા કર્યા હતા'

'તો કેમ ના જઈ શક્યા.'

'વાત કહેતાં મારી જાતની મને તેમાં બડાઈ લાગે છે. પણ આપ સંત છો તો કહું છું થોડા દિવસ પહેલા હું પાદરમાંથી ઘરે પાછો આવતો હતો ત્યાં મારા નાકને સખત દુર્ગંધ આવી મને થયું આટલામાં કોઈ પ્રાણી મરી ગયું લાગે છે કહોવાતું હોય તો તેના ઉપર માટી નાખું. આથી જે દિશામાંથી વાસ આવતી હતી તે દિશામાં હું ગયો. પણ તે વાસ એક ઝૂંપડીમાંથી આવી રહી હતી

'અરે ભાઈ આવી ખરાબ વાસ અહીંથી કેમ આવી રહી છે' મેં ત્યાં જઈને પૂછ્યું. અંદર રાંધી રહેલા એક વૃદ્ધે મને કહ્યું

'ભાઈ, ચાર દિવસથી મને ને મારા છોકરાને જમવાનું મળ્યું નથી. મરેલા કુતરાનું માંસ મળતા તેને અમે રાંધી રહ્યા છીએ'

વાત સાંભળતા જ મારી આંખો આંસુઓથી

છલકાઈ ઊઠી. દોડીને પા ભાગના નાણાં લઈ આવી મેં તેમને આપી દીધાં. ને વિચાર્યું કે હું હવે ચાલતો હજ કરવા જઈશ. વાહન ખર્ચ ભલે આને આપી દીધું.'

'તો પછી તમારે ચાલીને જવું જોઈએ ને?'

'હજુ તો વાત બાકી છે. તેના થોડા દિવસ પછી બે ઊંટ મેં તેના માલિકે ઘરડાં થઈ જવાથી છૂટાં મૂકી દીધેલાં જોયાં. તેમની હાલત મારાથી સહન ના થઈ. તેમની પીઠ ઉપરનાં ચાંદાંમાંથી લોહી પડતું હતું. સમડીઓ ત્યાં ચાંચો મારતી હતી. ઊંટો ચીચકારતાં હતાં.

'મેં પાંજરાપોળમાં તેમના દાણાના નાણાં ભરી પૂરી દીધાં. તેમાં બીજો પા ભાગ પૂર્ણ થયો. એક રાત્રે ઓચિંતા જ મારા પાડોસના મકાનમાં લૂંટ થઈ. તેમની દીકરીના દહેજના નાણાં ને દાગીના ચોર ઊઠાવી ગયા. માબાપ પોકે પોકે રડવા માંડ્યાં. નાણાં વગર લગ્ન અશક્ય હતું. તે દીકરીનું પછી બીજે ક્યાંય થાય તેવું નહોતું. તેમનું રૂદન સાંભળી મને દયા આવી 'મારી દીકરી હોત તો હું તેને ના પરણાવત ?' મનમાં વિચાર આવ્યોને તુર્તજ મેં રાતે મારા તમામ નાણાંની પોટલી તેમના મકાનમાં નાખી દીધી. સંતજી, હજ કરવાનો તો હજુ ઘણોય સમય બાકી છે. ઘણાંય વર્ષ બાકી છે. પણ આવા સેવાનાં પ્રસંગો પ્રભુ કોઈક વાર જ આપે છે.'

અલ્લાહની પ્રાપ્તિનો સાચો રાહ મેળવી સંત અબ્દુલ્લા ઊભા થયા.

પ્રાણી માત્રમાં પ્રભુને નિરખવાને બદલે આજ પણ આપણે શું પથ્થરોમાં પ્રભુને નિરખવા પહાડોમાં નથી ફરતા ? દરિદ્રનારાયણોની સેવા કરવાને બદલે આત્મઉદ્ધારના નામે નથી તીર્થાટન કરતા ? હજારો નહીં લાખો રૂપિયા તેમાં દરવર્ષે આપણે ખરચીએ છીએ. તેટલા જ રૂપિયાથી પીડિતોની સેવા કરવામાં આપણે લાગી જઈએ તો ?

શું સમાજને અત્યારે ઘર આંગણે રહી ઘર-ઘરના દુઃખો દૂર કરનાર માનવોની જરૂર નથી ? સાચા અલ્લીની જરૂર નથી ?

આપણે જ વિચારીએ આવા મોચી, સાચા વૈષ્ણવજન કે આપણે ?

(૨)

'અરે જુવો જુવો મારો કાન !' ઊંઘમાં જ ભકત દેવદાસ બબડતા હતા. 'આજ તો મને હસી હસીને તે બોલાવી રહ્યા છે. સામે જુવો, જમુનાનાં પાણીને તેના કાંઠે કેટકેટલી ગોપીઓ ટોળે વળીને કાનની રાહ જોતી ઊભી છે. ને આ કાન મને કહે છે કે હું તને લીધા વગર જવાનો નથી.'

બાજુમાં સૂતેલા તેમના કાકાએ ભકતને કપડું ખેંચીને હલાવ્યા.

'અરે દેવી, તુ તો ઊંઘતોએ નથી ને મને પણ સુવા દેતો નથી. આ શા હમણાંથી નીત નવા નવા ચાળા કરવા માંડયો છે? કૃષ્ણ તો કદી તારા બાપ જન્મારામાંએ કોઈએ દીઠા છે ? હવે ફરી બબડીશ તો ઢોરાની ગમાણમાં જ તગડી મૂકીશ.'

થોડીવાર માટે તો ભકત દેવદાસ શાંત બની જાય છે. તેમના કાકા એટલે ક્રોધમાં દુર્વાસાનો અવતાર. તેમની સામે ચુંચાએ બોલી ના શકાય.

ત્યાં ફરી અવાજ થયો, 'આવુ છુ. કાન–હવે તો આ બધી માયા મને પણ જુગી લાગે છે. પણ તારી સાથે આવતા મારી એક શરત છે કે અહીથી તું જેવો લઈ જાય છે તેવો જ મને છેક સુધી નભાવજે.' 'સુવ્વર' ભકતના શબ્દોથી છંછેડાઈને કાકાએ ઘાંટો પાડયો.

'નીકળ અહીથી મફતનું ખાવુ ને મસ્જીદમાં સુંવું. ના ખેતરે ચકલાં ઉડાડવા જવું કે ના ઢોરને ખેતરમાં લઈ ચારવા જવાં તોય રાતે નીંરે ઊંઘતો નથી ને બીજાને સુવા પણ દેતો નથી. તારા ભાગના બે વિઘા લઈ લે.'

કાકાએ ઊભા થઈ ભકતનો હાર પકડયો. જોરથી તેને ધકેલીને બહાર કાઢયો.

ઠંડીમાં ઠુંઠવાતા ભકત બહાર નીકળ્યા ! આજે તેમના મનમાંથી માયાના દેવે પોતાનું આવરણ હટાવી દીધું. ભકતે પણ મનમાંજ નિશ્ચય કરી નાખ્યો. 'હવે રહેવું તો મારે દ્વારકાધિશના ઘરમાં જ'

ને માત્ર પહેરેલા લૂગડે તેઓ હાડકાં ગાળી નાખે તેવી ઠંડીમાં ઘરને છોડીને નીકળી પડયા, દ્વારકાધિશના રસ્તે

ભકતના મનમાં એક જ વસ્તુ રમી રહી છે ભલે કાકાએ મારો હાથ તરછોડયો, પ્રભુનો છે જ ને' ભકત તો દીવસે રસ્તો નથી કાપતા તેટલો રાતે કાપતા જાય છે જેણે બધો જ ડર છોડી દીધો છે તેણે કયું જ ગયી પ્રાણી પણ ડરાવી શકે? જેને દેહનું ભાન નથી તેણે ફાટેલાં લૂગડાથી શી શરમ આપવાની હતી? જે માનવ ચોવીસે કલાકે ભકિતના પવિત્ર પાણીથી નહાય છે તેને બાહ્ય શરીરને ધોવાની શા માટે ચિંતા કરવી?

પ્રભાતના કિરણો દ્વારકાધિશના શિખરે અડકે તે પહેલા સતત ચાર દિવસ ચાલીને દેવદાસ મંદિરે પહોચ્યા

આજે તો પ્રેમથી પ્રભુ સાથે બેસીને વાત કરુ ને કહી દઉ કે તમે કાકાને તેઓ હવે હુ નહી જાઉ? મનમા વિરાગના વિચારતા એકી શ્વાસે તેઓ તો પગથિયાં ચડી ગયા

'અરે પ્રભુ તો મંદિરમાં છે નહી?' ભકતે બારણાની આગળ જઈ નજર કરી તો સિંહાસન ખાલી હતુ માત્ર હજારો માનવોની ભીડ સિવાય ત્યાં ભકતને જેના દર્શન કરવાનાં હતા તે તો પ્રભુ હતા જ નહી'

'અરે પ્રભુ કયાં?' ભકતનો બૂમ પાડી ઉઠયા બાજુમા ઊભેલા એક મારવાડી ભકતને જોઈને હસ્યા ને ના રહેવાતા બોલી ઊઠયા 'જોતા નથી? સામેતો અવનવા વાઘાઓમા મુરલીધર પ્રભુ બીરાજી રહ્યા છે'

પણ ભકતની નજર વારવાર ત્યાં જતી ને ખાલી જગ્યાએથી વિષાદ લઈને પાછી વળતી

'શુ મારામા કામ પ્રવેશ્યો છે,? હુ હજુએ તેને પુરતો લાયક નથી?' ને દેવદાસ પોતાની ઉણપ શોધવા માટે ત્યાં જ સમાધિમા ગરકાવ થઈ ગયા ને સ્વપ્નમાં પ્રભુ પધાર્યા 'ભકત-હુ તો અહી નથી પૈઠણમા એકનાથજીને ત્યા રહેવા ગયો છુ'

અનેક દિવસો પછી તેઓ પૈઠણમાં આવી પહોચ્યા ગામમા પેસતાં જ તેમણે એક કાવડ લઈ પાણી ભરવા જતો ભાઈ મળ્યો

'ભાઈ, ગામમાં એકનાથજીનુ ઘર કયું?' ભકતે સામે મળેલા ભાઈને પૂછયુ

'જુવો વારા ફરતી દરેકના આગણામા ઊભા રહેજો. ને જેના ઘરના આગણામાં પગ મૂકતા જ તમારા દિલમાં વિઠોબાનો અવિરત જપ શરૂ થાય તે જ એકનાથ'

'અરે ભાઈ માનવ માનવના દેહમાં પ્રભુ નામનું રટણ નથી સમર્પિ શકતો તો માનવ અચેતન પૃથ્વીમાં કયાંથી રામનામ ધબકાવી શકે?'

'ભાઈ, આ તમારી મશ્કરી નથી ભકત તો જડ ને ચેતન બન્ને વસ્તુમા પ્રાણ પૂરી શકે છે જે માનવ પોતાના દેહના કલ્યાણ માટે જ માત્ર ભકિત કરે છે તેને આ બધુ નવાઈ જેવુ લાગે પણ સમાધિ માટે જે જીવે છે તે કોનામા શુ ના ફેરફાર કરાવી શકે તેજ પ્રશ્ન છે" ને પેલો ભાઈતો હસતો હસતો નદી તરફ ખભે કાવડને હલાવતો નીકળી ગયો

'જોવા તો દે' ભકત દેવદાસ પણ એકનાથજીની પરીક્ષા કરવા માગતા હોય તેમ આગળે આગળે ફરવા માડયા

ગામ આખામા ફરી વળ્યા તોય કયાય એ વિઠોબાનો જપ તેમના દિલમાં રમવા ના માડયો ને પોતાની પેલાએ મશ્કરી કરી છે તેમ તેઓ મનો મન વિચારતા બાજુની ઝુપડીમા જઈ ચકલા માટે પાણી રેડતા એક ભાઈને પૂછવાનુ વિચાર્યુ

તેઓ જેમ ઝુપડીની નજીક જતા ગયા તેમ તેમના મનમાથી રહેલો થોડો ઘણો અહ ઓગળતો ગયો ધીરે ધીરે વિઠોબાનો જપ શરૂ થયો ને લોહીમાં નવી જ ઉષ્મા આવી હોય તેમ તેમનું હૃદય પ્રભુભકિતથી ડોલી રહ્યુ

આ જ ઘર એકનાથજીનું' મનમા વિચારતા જ તેઓ તો દોડીને ઝુપડીએ પહોંચી ગયા

'એકનાથજી'

'બોલો' ભકત જોવા ઊભા રહ્યા તેવા જ એકનાથજીએ ભકતને ઢોચીઓ પાથરી દઈ પગની આગળ

બેસી થાકેલા એ પગોને દબાવતા કહ્યું.' હું એકનાથ આપની થી સેવા કરું '

હું દ્વારકાથી આવું છું. પ્રભુએ મને ત્યાં કહ્યું હતું કે હું એકનાથજીના ત્યાં હમણાંથી વીકું નામ ધારણ્ં કરીને રહું છું. તો દર્શન કરવા હોયતો ત્યાં આવ.'

'અરે મારા ભકત, અહીં તો વળી ભગવાન કેવા? મે તો સ્વપ્નામાંએ તેમને જોયા નથી પણ વીકુ નામનો નોકર હમણાંથી અમારી સેવા કરે છે એ વાત ખરી ને એકનાથજીએ વીકુને હાક મારી.

'એ તો નદીએ પાણી લેવા ગયો છે.' અંદરથી ગીરજાબાઈએ આવી કહ્યું.

'એ તો મને સામે જ મળ્યો ખભે કાવડ હતાં ને મને જ તેણે આપણા ઘરની નિશાની બતાવી કે જેના આંગણામાંથી વિઠોબાનો જાપ દિલમાં જાગે તે જ ઘર આપનું.

'તો તે જ વીકુ.'

પછી તો વીકુની શોધખોળ થઈ રહી. પણ વીકુ કયાંય ના દેખાયો.

'અરે દ્વારકાધિશ, દર્શન મને એવી રીતે તો દેવાં હતાં કે તમને બરાબર આંખોમાં ભરી લઉ.' દેવદાસ વારંવાર બબડવા માંડયા.

ને તે રાતે જ તેમણે મનમાં નિર્ણય કરી નાંખ્યો. એકનાથ જ સાચા વૈષ્ણવજન છે કે તેમની સેવામાં જ ખુદ પ્રભુ આવીને રહ્યા. તેમણે જડને ચેતન ઉપર વિજય મેળવ્યો છે. હું હવે આના કરતાં કઈ બીજી સારી જગ્યા શોધવા જાઉં? પ્રભુએ જેની સેવા કરી તેની સેવામાં હું પણ મારુ આયખું શા માટે ના વિતાવી દઉં?

આજે આપણા ભારતમાં ૪૦ લાખથીએ અધિક ભકતો વસે છે. સાધુઓ વસે છે, આપણે એ વિચારવું વધારે પડતું ગણાય કે તે દરેક ભકત એકનાથ જેવી શકિત કેળવે? જડને ચૈતન્ય ઉપર પોતાની ભકિતનો અધિકાર જમાવે. પણ એટલું તો જરૂર એ સાધુઓની પાસે માગી શકીએ કે તેઓ પોતાની એવી પ્રતિભા ઉત્પન્ન કરે-પોતાનામાં એવા સુંદર ગુણોનું સંકલન કરે-સાધુ-એટલે સુજન-બીજાના પરહિતમાં સદા રચ્યા પચ્યા રહેનાર વૈષ્ણવજન-કે જેમનાથી માનવ ખેંચાઈ પોતાની બૂરાઈઓ છોડે--ભલાઈઓને અંતરમાં ઓગાળે, તેમની સમીપ જતાં દરેક માનવના અંતરમાં અલૌકિક ભાવોની ભાવધારા વહે. શું રામરાજ્યનુ સ્વપ્ન સિદ્ધ કરવા દરેક સાધુ પોતાની જાતને વૈષ્ણવજન નહીં બનાવે?

---

ખૂબ લાંબી માંદગી ભોગવ્યા પછી મને જાણવા મળ્યું કે હું તદ્દન સાજી તો થઈશ જ નહિ. મારા કુટુંબને ભારરૂપ બનીશ. અને ત્યારથી મારા જીવનનો રસ જાણે ઉડી ગયો હજુ હું ઇસ્પતાલમાં જ હતી પણ હવે જીવન બધું યાંત્રિક થઈ ગયું હતુ. મન મરી ગયું હતું.

મારા દશ વર્ષના પુત્રે મારું આ પરિવર્તન જોયું. એક દિવસ એ શાંતિથી મારી બાજુમાં બેઠો. મારા હાથને પંપાળતો કહેવા લાગ્યો.: 'મા, તને યાદ છે એક દિવસ તેં સાકર વિનાના ગુલાબ જાંબુ બનાવેલાં તે ?'

'હા', મે કહ્યુ, 'એ દેખાવમાં તો સરસ થયાં હતાં પણ એની મુખ્ય જરૂરી ચીજ ત્યાં ન હતી તેથી તેનો સ્વાદ ન હતો.'

એ થોડીવાર ચૂપ બેસી રહ્યો, પછી દૂર દૂર જોતો બોલ્યો: 'અત્યારે ઘર એવું જ લાગે છે, જ્યારથી તું ઇસ્પતાલમા આવી છે ત્યારથી બધે સૂનકાર દેખાય છે!'

મેં એને ઉંચકી લીધો, એનું માથું છાતી સરસું ચાંપી મને વાસ્તવિકતાનુ ભાન કરાવવા માટે એનો આભાર માન્યો. શારીરિક રીતે ભલે હું અશક્ત હતી, પણ મારા સ્નેહનો ફાળો તો હંમેશ માટે મારા કુટુંબને આપી જ શકીશ એ ખ્યાલે જીવન જીવવા જેવુ બની ગયું.

—થેલ્મા હેમિલ્ટન



[ રામનામનો મહિમા વર્ણવતા બાપુ કદી થાકતા જ નહીં. આ પવિત્ર નામને ફક્ત જીભ ઉપર ન રાખતા અંતરમાં વસાવીએ તો જ આપણું પોતાનું અને જગતનું કલ્યાણ થયા વિના રહે જ નહીં આમ બાપુ અચૂક માનતા. શ્રી. કુસુમબેન અદાણી ઉપરના આ પત્રમાં પણ એ જ શ્રદ્ધાથી રામનામનો અભ્યાસ વધારવાનું બાપુ સૂચવે છે. અભ્યાસ કેમ થાય? એના જવાબમાં બાપુ કહેતા: "ગરીબોને પોતાના ગણી તેઓની સેવા કરો. શ્રદ્ધા રાખશો તો ધીરે ધીરે તમે અનુભવશો કે ઈશ્વર મંદિરો અથવા યાત્રાના ધામોમાં નહીં પણ ગરીબોના ઝૂંપડામાં વસે છે. આ ન કરી શકો તો તમે પોતે શુદ્ધ રહી સારા વિચારો કરો તો તે પણ સેવા છે." બાપુની આ જીવંત શ્રદ્ધા આપણામાં પણ વસે તો કેવું સારું! ]

ચિ૰ કુસુમ

તારો કાગળ મળ્યો. રામનામ તે રામબાણ છે એવી શ્રદ્ધા બેસી જાય તો તું કદી દુઃખી ન જ થાય. એટલે રામનામનો અભ્યાસ ખૂબ રાખજે. એ હૃદયમાં ઊતર્યા પછી તો તેનું સ્મરણ જાય જ નહીં. આરોગ્યવાનને આરોગ્યનું સ્મરણ નથી કરવું પડતું તે તેના સ્વભાવમાં હોય છે તેમ રામનામ જેના હૃદયમાં વસ્યું તેના સ્વભાવમાં તે ઊતર્યું —બાપુના આશીર્વાદ.

ઈશ્વરના દર્શન આંખથી નથી થતાં. ઈશ્વરને શરીર નથી એટલે તેના દર્શન શ્રદ્ધાથી જ થાય છે. આપણને જ્યારે હૃદયમાં કોઈ પણ જાતના વિકારી વિચાર ન થાય, કોઈ પણ પ્રકારનો ભય ન રહે અને નિત્ય પ્રસન્નતા રહે તો એ સૂચવે છે કે હૃદયમાં ભગવાન વાસ કરે છે. એ ત્યાં હંમેશાં છે જ પણ આપણે તેને જોતા નથી કેમ કે આપણામાં શ્રદ્ધા નથી અને તેથી અનેક જાતના સંકટો ભોગવીએ છીએ. ખરી શ્રદ્ધા આવ્યા પછી બહારથી લાગતાં સંકટો પણ એવી જેને શ્રદ્ધા છે તેને નથી લાગતા .. ...

ઈશ્વર નિરાકાર છે. માણસ તેના ભાતભાતના આકારો કલ્પે છે, એટલે રામ રાજાને સ્વરૂપે તમારે ઈશ્વરનું દર્શન કરવું હોય તો સહુથી પ્રથમ તમારા અંતરમાં ઊંડા ઊતરી આત્મનિરીક્ષણ કરવું જોઈએ. તમારે તમારા પોતાના દોષ હજારગણા મોટા કરીને જોતાં અને તમારા પડોશીઓના દોષ જોવાનું માંડી વાળતાં શીખવું જોઈએ. સાચી પ્રગતિનો એ જ એક રસ્તો છે. બીજો નથી.. ..

"જે ચિત્ત ઈશ્વરમાં લીન થયું નથી તે અહીંથી તહીં ભટકતું રહે છે અને ભગવાનની ભક્તિ કરવાને લાયક મંદિર બની શકતું નથી."

# સફળતાની કસોટી

પુરાતન બુચ

અનન્યભાવથી ચિંતન કરીને જેઓ મારામાં સદાય વિશ્વાસ રાખે છે તેઓનું હું સદાય ધ્યાન રાખુ છું. – ગીતા

આપણા સહુના જીવનમા વિશ્વાસ એક બહુ મોટી ચીજ છે બચપણમા માતાના ખોળામા જે રીતે ચિંતા વગર પૂરેપૂરા વિશ્વાસથી બાળક પોઢી જાય છે તેવી રીતે, આપણુ જીવન ભગવાનને ચરણે સમાર્પિત થયેલુ હોય તો, એ વિશ્વાસના બળ ઉપર આપણે નિર્ભય રીતે જીવી શકીએ છીએ બાળપણમાથી બહાર નીકળતા જ માતાની પાસે જે નિર્ભયતા રહેતી તે દૂર થાય છે, કારણ કે, આપણે ગર્વને ગુમાનથી ચાલવા માગીએ છીએ ઉન્નત મસ્તક રાખીને ચાલનાર તો જ સમર્થ બની શકે, જો તેનામા નમ્રતા, ઋજુતા ને સહુ પ્રત્યે અનુકંપા હોય જો આપણે પરસ્પર પ્રત્યે સદ્ભાવ રાખીએ તો જ આપણી આસપાસ વિશ્વાસનુ વાતાવરણ ઊભુ થઇ શકે

સંસારના વ્યવહારમા પડ્યા પછી જાતજાતના માણસોની વચ્ચે આપણે રહેવુ પડે છે ઘણી જાતના માણસો સાથે કામ પાડવુ પડે છે તદ્દન વિરુદ્ધ કે વિચિત્ર સ્વભાવના માણસો સાથે કાયમ રહેવાનો પ્રસંગ પણ આવે છે આવા બધા પ્રસંગો વખતે આપણે સૌથી પ્રથમ તો આપણા મનને સ્થિર, શાંત ને મજબૂત બનાવવુ જોઇએ ને એવો દૃઢ વિશ્વાસ કેળવી લેવો જોઇએ કે કોઇપણ મૂંઝવણ ભરેલી પરિસ્થિતિ વચ્ચે પણ મનની સમતુલા કે પરિપક્વતા છોડીશુ નહિ

આપણે પરસ્પરનો વિશ્વાસ કેળવવો હોય ત્યારે આપણા મનમા સહુના પ્રત્યે સારી ભાવના હોવી જોઇએ ગંગાનું જળ જેવી રીતે પુણ્યવાન કે પાપી બન્નેને સ્નાન કરવા દઈને બન્નેને પાવન થવા દે છે તેવી રીતે, આપણુ મન પણ બધાયને સમાનભાવે સત્કારવા તૈયાર રહેવુ જોઇએ પૃથ્વી માતા જેમ સત્ ને અસત્ બન્નેને સમાન રીતે સહન કરે છે તેમ આપણુ મન પણ ધરતી જેવુ ઉદાર બનવુ જોઇએ આકાશ વિશાળ છે, તેની નીચે સદાય રહેનારા આપણે સહુ મટીપાં છીએ એવો નમ્રભાવ રાખીનેયે આભ જેવા વિશાળ હૃદયના બનવાનો આપણો પુરુષાર્થ હોવો જોઇએ

સંસારના લગભગ બધા જ વ્યવહારોમા અત્યારે એક પ્રકારની અરાજકતા ફેલાતી જોવામા આવે છે તેનું કારણ બહારની દુનિયાના રાજકારણ કે અર્થકારણમા ન શોધવુ જોઇએ કારણ કે દુનિયાનું રાજકારણ ને આર્થિક જીવન એ આખરે તો આપણા અંતર મનના પડઘા જેવુ છે જો આપણે બહારની અરાજકતા ટાળવી હોય તો આપણે પ્રથમ અંતરમા પરસ્પર પ્રત્યે સંપૂર્ણ સદ્ભાવથી ઉદારતા કેળવીને વિશ્વાસ રાખતા શીખવુ જ જોઇએ.

જેઓ આપણો વિશ્વાસ રાખે તેમની ઉપર આપણે પણ વિશ્વાસ રાખીએ એ તો સામાન્ય વિવેકની વાત ગણાય, પરંતુ જેઓ આપણી ઉપર અવિશ્વાસ ને તિરસ્કાર વૃત્તિ રાખે તેઓ પ્રત્યે પણ આપણે વિશ્વાસ ને સદ્ભાવ રાખીએ એમા જ આપણી સફળતાની ને સદ્ગુણની કસોટી છે જ્યા સુધી આપણી સજ્જનતાને કસોટીમા મુકાવુ પડે એવી સ્થિતિમાથીયે પરમ શાંતિથી, ચિત્તમા ક્લેશ થવા દીધા વિના પસાર ન કરીએ ત્યા સુધી આપણી સજ્જનતાનો બહુ અર્થ નથી કુંભારને ત્યાથી માટલું લેતા પહેલા જેમ તેની ઉપર ખૂબ ટકોરા મારીને તેની પરિપક્વતાની પૂરી ખાત્રી આપણે કરીએ છીએ તેવી રીતે, આપણા મનને મૂંઝવી મૂકે એવી સ્થિતિ વચ્ચેયે ટકોરા ખાતા છતે ઉપરે તેને શાંત રાખી જોવુ જોઇએ દુનિયામા

ગયો ત્યારે તેમણે ત્રીજા વર્ગના ડબ્બામાં મને સાથે બેસાડીને એક બંધ પરબિડિયું આપ્યું ને કહ્યું : 'અહીંથી હમણાં મુંબઈ તરફ પણ એક ગાડી ઊપડે છે ને?' મેં હા પાડી તેઓએ તરત કહ્યું : 'તો પછી આ પરબિડિયું તારા કોઈ વિશ્વાસના માણસને આપી આવ, કારણ કે એ ખૂબ જરૂરી છે.' મેં બાપુજી પાસેથી પત્ર લઈ લીધો અને મોટી ગાડીના પ્લેટફોર્મ તરફ હું દોડયો આખી ગાડી ફરી વળ્યો. પણ કોઈ પરિચિત મિત્ર ત્યાં ન મળ્યા ગાડી ઉપડવાને થોડી જ વાર હતી તેથી હું વિચારમાં પડી ગયો હું ગંભીર વિચારમાં હતો ત્યાં એક ભાઈએ ઓચિંતા જ ગાડીના ડબ્બામાંથી મારી પાસે આવીને કહ્યું : 'પુરાતનભાઈ, હું આ ગાડીમાં મુંબઈ જાઉં છું મારા લાયક કાંઈ કામ હોય તો કહો ' મેં તરત એ પરબિડિયું તેમને આપ્યું ને વિગત સમજાવી દીધી પછી તરત બાપુજી પાસે દોડી ગયો. તેઓએ બારીમાંથી મને પૂછ્યું : 'કેમ, કામ થઈ ગયું કે?' મેં ઉતાવળે જવાબ દીધો : 'હાજી, એક ઉચ્ચ સરકારી અધિકારીને જ આપનો કાગળ સોંપ્યો છે. તેઓ રાતે જ મુંબઈમાં યોગ્ય ઠેકાણે પહોંચતો કરશે.' બાપુજી મારો જવાબ સાંભળીને ધીમું હસ્યા ને કહ્યું : 'બરોબર છે. પરસ્પર વિશ્વાસ કેળવવાની આ પણ એક રીત જ છે' આટલી વાત થઈ ત્યાં તેઓની ગાડી ઊપડી ને મેં તેઓની પાસે માથું નમાવ્યું ત્યારે તેઓએ તેમની લાક્ષણિક રીતે મને હાથ લાંબો કરીને વાંસામાં ધબ્બો મારી આશિષ દીધા.

આવા વડીલોના આશીર્વાદ સાથે વિશ્વાસપૂર્વક આપણે ધર્મ–કર્તવ્ય બજાવીશું તો સહુના કલ્યાણનો માર્ગ મળી રહેશે એવી દૃઢ શ્રદ્ધા આપણે રાખવી જોઈએ.

*

## સર્જનહારની સુખપ્રધાન સૃષ્ટિ

દુનિયા દુ:ખ પ્રધાન છે. દુનિયામાં દુ:ખો ઘણાં છે અને તેના પ્રમાણમાં સુખ અલ્પ થોડું છે પરંતુ એમાં દૃષ્ટિફેર લાગે છે. સર્જનહારે–પરમ પિતા પરમેશ્વરે તો આ સૃષ્ટિ પ્રાણીમાત્રના આનંદ માટે, સુખ માટે જ સર્જી હોય એમ જણાય છે

આ વિષયમાં બેલ્જિયમના મહાન સાહિત્યકાર ને નોબેલ પારિતોષક વિજેતા મોરિસ મેટરલિંકનું એક મંતવ્ય ટાંકવું ઠીક થઈ પડશે મોરિસ મેટરલિંકે એક સ્થળે લખ્યું છે.

'પ્રત્યેક ઘરમાં દરરોજ દિવસ ઊગ્યે સુખ ભિન્નભિન્ન સ્વરૂપે આવે છે. પ્રભાતમાં, આંખો ખૂલતાની સાથે જ, અરુણોદયનું સૌંદર્ય નિહાળવાનું સુખ અને પક્ષીઓનું મધુર કૂજન સાંભળવાનું સુખ પછી સાંજે સૂર્યાસ્તની શોભા નિહાળવાનું સુખ. જોવા જઈએ તો આ સુખો મોટા મોટા રાજાઓના વૈભવ–વિલાસો કરતાં કંઈ કમ નથી હોતાં! એ પછી આવે છે રાતે ટમટમતા તારલાઓ નિહાળવાનું સુખ (કાકા સાહેબ કાલેલકરના શબ્દોમાં કહીએ તો 'રાત્રિની એ અદ્‌ભુત સમૃદ્ધિ' માણવાનું સુખ ) અને વળી કોઈવાર જો ઋતુ સારી ન હોય, દિવસ ચોખ્ખો ન હોય તો ઝરમર ઝરમર પડતા વરસાદનાં ફોરાંને નિહાળવાનું સુખ પછી શિયાળામાં સવારીએ તાપતા તાપતા બહારનું સ્વચ્છ આકાશ નિહાળવાનું સુખ કંઈ કમ હોય છે!.....અને વળી આ બધાથી પણ કયાંય ચડી જાય એવા એક સુખને કેમ ભૂલી જઈએ? એ તો મહાન અને શુદ્ધાતિશુદ્ધ આનંદોનો સહોદર છે! આપણાં બધામાં સૌથી વધુ સ્વચ્છ તે છે. એનું નામ છે–હૃદય પ્રદેશમાં વાસ કરનાર આપણી ભોળી, નિર્દોષ, પવિત્ર ભાવનાઓનું સુખ!'

જે સ્થિતિ ફેલાઈ રહેલી છે તેમા જાણ્યેઅજાણ્યે પણ આપણે અનીતિ, અન્યાય અને અસત્ય તરફ ધસડાઇ રહેલા છીએ; કારણ કે આપણુ મન આસપાસના પ્રવાહના વેગ વચ્ચે સ્થિર નથી રહી શકતું. આપણે જીવનની સ્થિરતા ગુમાવી છે. કારણ કે જીવનની સામે આજ સુધી જે ઊંચા ધાર્મિક ને આધ્યાત્મિક મૂલ્યો આપણી પાસે હતા તેની ઉપરથી આપણો વિશ્વાસ ડગી-ઊઠી ગયો હોય તેવુ જણાય છે.

વિશ્વાસમાથી જ વિશ્વાસ પ્રગટે છે એવો અનુભવીઓનો અનુભવ છે. આ અંગેના એક-બે પ્રસંગો યાદ આવે છે

સને ૧૯૩૬મા પૂજ્ય કસ્તૂરબા અમદાવાદ આવવાના હતા. ત્યારે પહેલા ગાંધીજીનો મારી ઉપર પત્ર આવ્યો કે, 'બા ત્યા આવે છે, તેમની સગવડ તુ સાચવજે'



પૂજ્ય કસ્તૂરબા આવી પહોચ્યાં કે તરત તેઓની પાસે જઇને મેં પ્રણામ કર્યા. પૂ. બાએ પોતાનો નાનો બટવો-પાકીટ મારા હાથમાં મૂક્યું ને કહ્યુ : 'બાપુજીએ મને સૂચના કરી છે કે, બધા પૈસા પુરાતનને સોપી દેજે. એની પાસેથી જરૂર પડયે માગજે. એ તારો હિસાબ રાખશે' પૂ. બાની તથા બાપુની આજ્ઞા સાભળીને હું રાજી થયો. ને મે બાને કહ્યુ કે, 'રોજ સવારે ને સાજે હું મળીશ.' સાબરમતી આશ્રમનું મારુ કામ જરાયે રોકાય નહિ એની કાળજી રાખવા બાએ મને સ્પષ્ટ સૂચના આપી. કારણ કે એ પણ બાપુએ તેઓને કહ્યુ હતુ પરંતુ જે થોડા દિવસ પૂ કસ્તૂરબા રહ્યા તે દરમિયાન સગી માતા જેવા તેઓના વત્સલ્ય અને સદ્ભાવનો મને પરિચય થયો. એનો આધાર લઇને પછી ઘણા વિકટ પ્રસંગો વચ્ચે વિશ્વાસ મૂકી જોવાના મે પ્રયોગો કર્યા.

એક પ્રસંગે એવુ બન્યુ કે અમારા સાબરમતી આશ્રમને દરવાજે, એક મોટી આમલીના ઝાડ નીચે, સને ૧૯૩૬ના વરસમા પોલીસના અધિકારીએ મને બાપુજી તથા આશ્રમની પ્રવૃત્તિ વિષે કેટલાક પ્રશ્નો પૂછ્યા હું જવાબ દેવામા જરા મૂઝાયો. એટલે, પછી પત્રથી ગાંધીજી સાથે આવા સવાલોના જવાબો કેમ આપવા એ વિષે મે ચર્ચા કરી. ત્યારે તેઓએ કહ્યુ · 'આપણી સ્વરાજ માટેની લડત અહિંસક છે તેથી તેમાં આપણે ગુપ્ત કાંઇ જ નથી કરતા. જે સરકારી અધિકારીઓ આજે અંગ્રેજ વતી કામ કરે છે તેઓ સ્વરાજ પછી પ્રજાની વતી કામ કરવાના છે જ. માટે તેઓનો વિશ્વાસ સંપાદન થાય એ માટે પણ સેવકોએ તેઓની સાથેનો સારો સબધ સ્થાપવો જોઇએ.'

બાપુજી સાથે આ વાતચીત થયા પછી એક-વાર તેઓ અમદાવાદથી નાની-મીટરગેજ ટ્રેનમા દિલ્હી જતા હતા પ્લૅટફોર્મ ઉપર ઘણી મોટી માનવ મેદની વચ્ચે ઘેરાયેલા બાપુએ મને જોતા જ પાસે બોલાવવા ઇશારો કર્યો તેઓની પાસે હુ

# 'ભય વિના પ્રેમ નહીં'

'અનિલ'

ભઈ બિનુ હોઇ ન પ્રીતિ તુલસીદાસે આ પ શીરામના મોઢામા મૂકયુ છે અને તેથી ખૂબ વિચારણિય છે

કઈ પરિસ્થિતિમા રામે આ વાણી ઉચ્ચારી તે પ્રથમ જોવુ જોઈએ રામે સાગરને ત્રણ ત્રણ દિવસ સુધી વિનય કર્યો પણ કશી અસર પડી નહી ત્યારે એમણે અગ્નિબાણ ચઢા યુ તે સાથે જ જળમાના જીવો વ્યાકુળ થઈ ગયા ભાવિ વિનાશના ભયથી ઉપરતળે થઈ ગયા અને સાગરને બ્રાહ્મણનુ રૂપ ધારણ કરી, ર નો લઈને રામ પાસે વિનિત ભાવે આવવુ પડયુ

તુલસી દાસ કહે છે

શઠ સન વિનય કુટિલ સન પ્રીતિ,<br>
સહજ કૃપન સન સુદર નીતિ.

મમતા રત સન ગ્યાન કહાની,<br>
અતિ લોભી સન બિરતી બખાની.

ક્રોધિહિ સમ કામિહિ હરિ કથા,<br>
ઉસર બીજ બએ ફલ જથા

( દુષ્ટ સાથે વિનય કરવો, ધૂર્ત અને કપટી સાથે પ્રેમ કરવો, સ્વભાવે કજૂસ છે એવાને નિતિની સુદર વાત કહેવી માયામા લપેટાયેલા સાથે જ્ઞાન-ચર્ચા કરવી અતિ લોભી સામે વૈરાગ્યનુ વર્ણન કરવુ, ક્રોધીને શાત રહવાનો ઉપદેશ દેવો, કામી પુરુષને હરિ કથા કહેવી-આ બધાનાં ફળ તો મરુભુમિમા, ખારાપાટમા બીજ વાવીએ તેના જેવા જ આવે. )

આપણા ધારાઓ જાણે આ જ પાયા પર રચા યેલા ન હોય એવુ લાગે છે છતાં આજ સુધી એ પદ્ધતિથી ગુનાહિત કાર્યો પર દાબ આવ્યો હશે પણ અટકયાં છે ખરા ?

રામાયણ આપણો એક મહા ગ્રથ છે અને તેણે કરોડો માણસનું જીવન ઘડયુ છે, કરોડોને જીવન-દૃષ્ટિ દીધી છે. ઘણા એમાંના શબ્દોને યથાતથ સ્વીકારે છે એટલે તુલસીદાસના કેટલાક વિધાનો જે આ યુગની જીવનદૃષ્ટિ સાથે મેળ ન ખાતા હોય, તેની ચર્ચા સત્ય શોધનની દૃષ્ટિએ થાય એ જરૂરી છે

અગ્રેજોનુ શાસન, હિન્દીઓ માટે દુષ્ટ જ હતું, અગ્રેજ શાસકો ધૂર્ત અને કપટી પણ હતા છતા તેમની સાથે ગાધીજીએ વિનય કર્યો, પ્રેમ રાખ્યો મજૂરો સાથે અનુદાર વર્તતા કજૂસ મૂડીપતિઓને નીતિની વાત કરી (ટ્રસ્ટીપણાનો સિદ્ધાત સમજાવ્યો), અનેક સતોએ માયામા લપટાયેલા લોકોને જ્ઞાનોપદેશ દીધો જ છે અને બુદ્ધ ભગવાને ક્રોધમા વકરેલા હાથીને પણ શાત કર્યો જ હતો. ક્રોધે ભરાયેલા વિશ્વામિત્રને વશિષ્ઠ શાંત રહીને જ કહેવાનુ હતું તે શાતિથી કહ્યુ હતુ, અને ભર્તુહરી જેવા પ્રિયામા આસકત રાજા પણ વૈરાગ્યને પથે વળ્યા જ હતા – આ બધા દૃષ્ટાંતો, મરુભૂમિમા જ ઊગ્યા ગણાય

આનુ રહસ્ય એ છે કે માણસ જડ નથી, એને



આત્મા છે, અને તે ચેતન છે, એ સૂતો હોય તો કોઈ ને કોઈ વાર તો તેને જગાડી શકાય છે અને જાગ્યા ત્યાથી સવાર એમ ગણીએ તો ખોટુ નથી.

'ભય વિના પ્રેમ નહી' એ નિયમ સપાટી પરનો છે, વાસ્તવમા તો પ્રેમ વિના પ્રેમ નહી એ જ નિયમ છે

તુલસીદાસે સ્ત્રીને પણ તાડનની અધિકારી કહી છે! પણ આજે એ વાત આપણે સ્વિકારતા નથી તે પ્રમાણે 'ભય વિના પ્રીત નહી' એ નિયમ પણ સ્વીકારવાની કે માની લેવાની જરૂર નથી.

તુલસીદાસનો યુગ અને આજનો યુગ એક બીજાથી દૂર દૂર પડેલા છે એક યુગનુ સત્ય બીજા યુગમા અનુરૂપ ન પણ જણાય

માણસજાતમા અગાઉના જન્મે એવા ઘણા કાર્યો, વ્યવહારમાં પ્રવેશેલી અનીતિ અને વિરાટ પાયા પરના અમાનુષિ વિશ્વ યુદ્ધો જોઈએ છતાં ય માણસજાતના સારા ભાવી માટે મથીએ છીએ, એ મરુભૂમિમા બીજ ઓરવા જેવુ નથી, કેમકે, માણસનું હૃદય મરુભૂમિ હોય તોયે, પ્રયત્ન કરીએ તો નંદનવન બની શકે એવી ભૂમિ છે

તુલસીદાસે પોતાના કથનની પુષ્ટીમા બીજા દાખલા પણ આપ્યા છે.

કાટેહિં પઈ કદરી ફરઈ, કોટિ જતન કોઉ સીચ
વિનય ન માન ખગેશ સુનુ, ડાટેહિં પઇ નવ નીચ.

(વેલને કોઈ પાણી સીંચી સીંચીને ઉછેર, એ તો કાપવાથી જ વધે છે, એ જ પ્રમાણે નીચ પ્રકૃતિનો માણસ વિનય કરવાથી સમજતો નથી, ભય બતાવવાથી જ સીધે રસ્તે આવે છે)

વેલની બાબતમાં આ સાચુ છે પણ દુષ્ટ માણસ વેલ હોય તો પણ માત્ર તે વેલ નથી, વૃક્ષ પણ છે-જુઓ વાલ્મીકિનો દાખલો—એટલે એને કાપીએ તો તો વૃક્ષ જ ગુમાવી દઈએ!

આ સત્ય ભગવાન બુદ્ધે જોયુ અને પ્રબોધ્યુ. વેરનુ પ્રેમથી જ શમન થાય, દુષ્ટતાને ભલાઈથી જ દૂર કરી શકાય

અને ગાધીજીવનમા એ જ આચરણ પગે પગે દેખાય છે ગાધીજીની હૃદયપલટાની વાત ઘણાને સમજાતી નહી, કેમકે, એમણે તો 'ભય વિના પ્રીત નહી' એ જ સાભળ્યુ અને ઘૂટ્યુ હતું. પણ એ તાત્કાલિન સત્ય હતુ, છેવટનું સત્ય ન હતું તે તો ગાધીજીએ પ્રત્યક્ષ કરી બતાવ્યુ.

સત્ય પણ હમેશા શુદ્ધિ માગે છે, તે તો પગે પગે વિશુદ્ધ થતુ રહેવુ જોઈએ અને યુગે યુગે, બદલાયેલી પરિસ્થિતિમા ફેર તપાસ થતી રહેવી જોઈએ ગીતા પર આટઆટલા ભાષ્યો થયા અને થતા જ રહે છે એનો અર્થ પણ એ જ છે

જ્ઞાન તો રત્નાકર છે, એમાંથી એક જ રત્ન મેળવીને સતોષ માની બેસી રહીએ તો અનેક રત્નો ગુમાવી બેસીએ એક રત્ન હાથ લાગ્યા પછી પણ વધારે કીમતી રત્ન પ્રાપ્ત કરવા તેમા ફરી ફરી ડૂબકી મારવી જોઈએ

એમ કરવાથી આપણે જ્ઞાનનો અનાદર નથી કરતા પણ તેની અનંત સમૃદ્ધિનો અને એક ડૂબકીએ તે બધુ ન પામી શકવાની આપણી અશક્તિનો જ સ્વીકાર કરીએ છીએ

તુલસીદાસનું રામાયણ માનવજાતને યુગો સુધી પ્રેરણા આપવાની શક્તિ ધરાવે છે, છતાં તેમાં કાંઈક કાળગ્રસ્ત વિચારો હોય તો તેને તે જ રૂપે જોવા જોઈએ

*

સૂણવા ના શાંતિથી સરગમ મળે,
જિંદગીને રાહમાં નિત યમ મળે;
એ જ છે વિજ્ઞાન યુગની સંસ્કૃતિ?
ફૂલ હું માગુ, અને એટમ મળે!

'અંજુમ' વાલોડી

તમિલનાડમા એક મહાન પંડિત થઈ ગયા શ્રી વિલ્લીપુથુરત્વાર એમનુ નામ તમિલ અને સંસ્કૃત બને ભાષાના એ મહાન પંડિત હતા. એ વખતના તમિલનાડના રાજદરબારમા પંડિતજીનુ સારુ માન હતુ.



હવે એક વખત એવુ બન્યુ કે પંડિતજીને પોતાના ભાઈથી જુદા થવાનો વખત આવ્યો એ વખત બાપીકી મિલકતની વહેચણીમા બન્ને ભાઈઓ વચ્ચે કઈક ઝઘડો પડયો

ભાઈ-ભાઈ વચ્ચેનો ઝઘડો તો સસારવ્યાપી છે એક નજીવી વસ્તુની વહેચણી માટે ભાઈઓ જક પર આવી જાય છે; અને ઝગડો ઉગ્ર સ્વરૂપ પકડે છે એક પૈસાની વસ્તુ માટે રાજદરબારે ચડવામા આવે છે તે લાખ્ખેનુ પાણી થાય છે પંડિતજી અને તેમના ભાઈ વચ્ચે આવો જબરો ઝગડો જામ્યો હતો.

કટાળીને આ આખોયે ઝઘડો પંડિતજી રાજ દરબારે ખેચી ગયા. રાજાજીને તેમણે નમ્રતાપૂર્વક કહ્યુ: 'મહારાજ, હુ તો આ ઝગડાથી પૂરેપૂરો કટાળ્યો છુ. અમારી બાપીકી મિલકતને તમે જ વહેચી આપો.'

રાજા બહુ શાણા અને વિચક્ષણ હતા. પંડિતજીનો આખો 'કેસ' તેઓ તપાસી ગયા. તેમાથી તેમણે નીચે મુજબ સાર તારવી કાઢયો.

'આ ઝગડો ભાઈ-ભાઈ વચ્ચેની ખોટી હોસાતૂસીનો છે. જો એક ભાઈ નમતુ જોખે તો બીજો ભાઈ તરત જ નમતું જોખે એમ છે. એક ભાઈ જો વેત નમે, તો બીજો ભાઈ હાથ નમે એવો છે આ તો બને અક્કડ રહ્યા છે એનું દુખ છે'

હવે પંડિતજી તો મહાન વિદ્વાન હતા. રાજાને તેમના માટે ભારે આદર હતો આવા મહા પંડિતને આવી ક્ષુલ્લક બાબત મોઢામોઢ કહેવી રાજાને ઉચિત ન લાગી એટલે રાજાએ વિચાર્યું. 'આવા ભાઈ-ભાઈ વચ્ચેના નાના ઝગડાઓ આગળ જતા કેવુ મોટુ સ્વરૂપ પકડે છે, અને એના પરિણામે એથી બને પક્ષે કેવુ મોટુ નુકસાન પહોચે છે- આ બધી વસ્તુ પંડિતજીને મારે નજરોનજર બતાવવી' આ વિચાર આવતાની સાથે જ રાજાને એક સરસ યુક્તિ સૂઝી.

તેમણે તરત જ પંડિતજીને પોતાની પાસે બોલાવ્યા પંડિતજીના મનમા હતુ કે રાજાએ પોતાની મિલકત વહેચણીનો કંઈક તોડ કાઢયો હશે તે બાબત અંગે પોતાને બોલાવ્યા હશે પરતુ રાજા જેનું નામ. એ બાબત રાજા એક અક્ષર પણ ન બોલ્યા. તેમણે પંડિતજી સમક્ષ શાસ્ત્રોની આડીઅવળી વાતો કાઢી છેવટે ગભીરતાથી કહ્યું 'પંડિતજી, હમણા હમણા મારા મગજમા એક વિચાર ઘોળાયા કરે છે. તે એ કે આપણી તમિલ ભાષામા 'મહાભારત'નું ભાષાતર કોઈએ કર્યું નથી. એ થવાની ખાસ જરૂર છે. તમને વાંધો ન હોય

તો એ કામ કાલથી જ તમે શરૂ કરો. એમા જરા પણ કચાશ ન રાખશો. રાજ્યની પૂરી મદદ તમને તેમા મળી રહેશે '

રાજાની આજ્ઞા! એને તો માથે ચડાવવી જ ઘટે. વળી, પંડિતજી હમણા ગૃહકંકાસથી વાજ આવી ગયા હતા તેઓ પણ આવા કોઈ મોટા કામમા મન પરોવવાનું શોધતા હતા ત્યા અનાયાસે એવુ કામ તેમને મળી ગયું

એટલે, બીજા જ દિવસથી પલાંઠી વાળીને તેઓ 'મહાભારત' નું ભાષાંતર કરવા બેસી ગયા ઝગડો ઝગડાને ઠેકાણે રહ્યો થોડા જ સમયમા પંડિતજીએ 'મહાભારત' નું તમિલ ભાષામાં એવુ સરસ ભાષાંતર કરી નાખ્યું કે એને વાચનારા ને સાભળનારા ખુશ થઈ ગયા આજે પણ પંડિત વિલ્લીપુથુરલ્વારના આ તમિલ મહાભારતમા તમિલ ભાષાનુ સાચુ સૌંદર્ય ડગલે ને પગલે જોવા મળે છે મધ્યકાલીન તમિલ સાહિત્યમા પંડિતજીનુ આ ભાષાંતર સાહિત્યનો ઉત્કૃષ્ટ નમૂનો ગણાય છે

આ ભાષાંતર પૂરુ કર્યા પછી પંડિતજીને સહજ વિચાર આવ્યો 'અમારા ઝગડાની વાત ન છેડતા રાજાજીએ સાહિત્યનું આ મોટુ કામ મને એકાએક કેમ સોંપ્યુ ? અને તે પણ 'મહાભારત' ના જ ભાષાંતરનું! રાજાજી બહુ વિચક્ષણ છે નક્કી, આમા કઈ ભેદ હોવો જોઈએ!'

ઊંડો વિચાર કરતાં પંડિતજીને જણાયુ કે મહાભારત દ્વારા રાજાજી મને એક મોટો પાઠ ભણાવવા માગે છે તે પાઠ તે આ 'પાડવો ને કૌરવો ભાઈ-ભાઈના ક્ષુદ્ર ઝગડામાથી કેવુ મહાભારત સર્જાયુ! એના કરતા બેમાથી એકે નમતુ જોખ્યુ હોત તો? તો આવો સર્વનાશ ન થાત '

એટલે 'મહાભારત' ના ભાષાંતરને રાજાને સુપ્રત કરતાં પહેલા પંડિતજીએ એક કામ કર્યુ તે એ કે તેઓ પોતાના મેળે જ પોતાના ભાઈ પાસે પહોચી ગયા ને નમ્રતાથી કહ્યુ 'ભાઈ, તને ખપે એ મને ન ખપે! આપણા વડવાઓની મિલકતમાથી તારે જે જોઈએ તે ખુશીથી લઈ લે અને પ્રસન્ન થઈને તુ મારા માટે જે બાકી મૂકે તે જ મારુ!'

કહે છે કે પંડિતજીના આવા ઉમદા વર્તનની તેમના ભાઈ પર મોટી અસર થઈ તેમના ભાઈનું હૃદય પણ એકદમ ઉદાર બની ગયુ તેમણે કહ્યુ

'ભાઈ તને ખપે તે મને પણ ન ખપે'

અને આમ બનેનો ઝગડો ઘર મેળે જ, પ્રેમપૂર્વક પતી ગયો

*

## વૃત્તિ જીતે તે ઋષિ

હીરવિજયસૂરિજી એક જૈનાચાર્ય હતા અકબરના યુગમા એ થઈ ગયા હિંદુ અને જૈન ધર્મશાસ્ત્રોનું એમનું જ્ઞાન પ્રશસનીય અને પ્રખર હતુ

એકવાર અકબરે વાતવાતમા પૂછ્યું

'મહારાજશ્રી, સાચો ઋષિ કોણ ?'

ત્યારે આચાર્ય બોલ્યા 'સસારની સર્વ વાતોથી મુક્ત બની સદાચરણ, સત્ય અને સીધા રસ્તે જવુ એનું નામ સાધુતા છે સસાર છોડી ભગવા પહેર્યે સાધુ નથી થઈ જવાતુ તેમ જંગલમા જઈ, એકાતસેવન કરી દેહ દમન કરવાથી ને તપ કર્મ કરવાથી ઋષિ નથી થવાતુ માણસ સસારમા રહે કે સસાર બહાર પણ જો તેની સઘળી વૃત્તિઓ પર અંકુશ રાખતા શીખે, તેમને વશ રાખે તે જ સાચી રીતે સાધુ બની શકે છે માટે જ વૃત્તિજિત હોય તે જ સાચો ઋષિ કહેવાય'

—ચંદ્રકાન્ત ગજ્જર

# મારા એવાં ભાગ્ય ક્યાંથી ?

રતુભાઈ અદાણી

૧૯૩૦ની સત્યાગ્રહની લડાઈનો રંગ દિવસે દિવસે જામતો ગયો શ્રી અમૃતલાલ શેઠની ગિરફતારી પછી લડાઈનું સુકાન શ્રી બળવંતભાઈ મહેતાએ સંભાળ્યું. એમની ધરપકડ થઈ એટલે શ્રી મણિશંકર ત્રિવેદી લડાઈના સેનાની બન્યા સરકાર એક પછી એક સેનાનીની ધરપકડ કરતી ગઈ અને નવા નવા સેનાની લડાઈનું સુકાન સંભાળતા ગયા શ્રી મુરલીભાઈ, શ્રી જગજીવનકાકા, એમ હારમાળા ચાલી. પછી તો સરકાર ધાંધી બની. સેનાનીઓ ઉપરાંત સૈનિકોની પણ મોટા પાયા ઉપર ધરપકડ શરૂ કરી. સરકારે ધારેલું કે થોડા આગેવાનો અને સૈનિકોને ગિરફતાર કરવાથી લડાઈ હરી જશે. પણ સરકારની આ ધારણા ખોટી ઠરી. ધરપકડ થતી ગઈ તેમ તેમ નવા નવા સૈનિકો લડાઈનો દોર સંભાળતા ગયા. એક સૈનિક પકડાય તો એને સ્થાને અગિયાર નવા સૈનિકો ભરતી થવા લાગ્યા. ધરપકડનું હથિયાર બુઠ્ઠું બની ગયુ.

કોઈપણ હિસાબે અંગ્રેજ સરકાર સત્યાગ્રહની લડતને દાબી દેવા માગતી હતી એટલે એણે એક પછી એક વધુ સખતાઈના પગલાં લેવા માંડ્યા.

એક દિવસે પોલીસ અમલદારે સિપાહીઓના મોટા ધાડિયા સાથે છાવણી ઉપર ઓચિંતો છાપો માર્યો છાવણીની તમામ ચીજવસ્તુઓ જપ્ત કરી. સત્યાગ્રહીઓને પહેર્યે કપડે છાવણી છોડી જવા કહેવામાં આવ્યું સત્યાગ્રહીઓએ એનો વિરોધ કર્યો બળજબરીથી એમને ઉપાડી ઉપાડીને બહાર કાઢવામાં પોલીસોને ખાસા ચાર કલાક થયા. ખાલી મકાન ઉપર સરકારે સીલ માર્યા. એના ઉપર ભરી બંદૂકનો પહેરો ગોઠવી દીધો.

સરકારે ધારેલું કે છાવણી જપ્ત કર્યા પછી સત્યાગ્રહીઓને રહેવા ઠ્રાવવાની સગવડ નહીં મળે એટલે થાકીને બધા ઘરભેગા થઈ જશે; પણ એમ થાકીને ભાગે તો સત્યાગ્રહીઓ શેના કહેવાય ? બીજું કોઈ મકાન મેળવે તો એ પણ જપ્ત થાય અને વધારામાં મકાન માલીકને કનડગત થાય. સત્યાગ્રહીઓએ ખૂબ વિચાર કર્યો અને છેવટે એમનું મન ઠર્યું સ્મશાન-ભૂમિ ઉપર. ડાઘુઓને બેસવા માટે ત્યાં એક છાપરી હતી. ઓથ માટે એ છાપરી પૂરતી લાગી. મેતને ભેટવાની તૈયારી સાથે નીકળેલા સત્યાગ્રહીઓને છાવણી તરીકે સ્મશાનભૂમિ માફક આવી ગઈ. સરકાર ધારે તો પણ આ છાવણીને જપ્ત કરી શકે એમ નહોતું. સત્યાગ્રહીઓએ છાપરી ઉપર 'સત્યાગ્રહ છાવણી'નું પાટિયું લગાવી દીધું અને એની સામે એક લાંબા વાંસનો થંભ રોપી એના ઉપર ત્રિરંગો ધ્વજ ફરકાવી સ્મશાનભૂમિમાં છાવણીની શરૂઆત કરી દીધી. સરસામાન તો કંઈ હતો નહીં. પથારીમાં જમીન, ઓઢવામાં આકાશ અને જમવા માટે ગામમાંથી ભિક્ષા માગી લાવવાનો સંકલ્પ કર્યો. 'સરકારી અમલદારો અને સિપાહીઓ સત્યાગ્રહીઓની ખુમારી જોઈને મોઢામાં આંગળાં નાખી ગયા. સત્યાગ્રહીઓ કુંભારને ત્યાંથી થોડાં માટીનાં વાસણ માગી લાવ્યા અને સરઘસ આકારે ભિક્ષા માટે નીકળ્યા.

'હમ લડેંગે મરતે મરતે, નહીં લડાઈ મરને વાલી, એક સત્યાગ્રહીએ બુલંદ અવાજે યુદ્ધગીત શરૂ કર્યું અને ગીત ઝીલતું ઝીલતું સરઘસ ગામમાં દાખલ થયું.

આ ભિક્ષા કોઈ બાવાસાધુની ભિક્ષા ન હતી. આઝાદી માટે લડવા નીકળેલા સૈનિકોની એ ભિક્ષા હતી એટલે એ ભિક્ષાને 'આઝાદ રોટી' એવું નામ આપવામાં આવ્યું.

સત્યાગ્રહીઓ યુદ્ધ ગીતો લલકારતા લલકારતા આગળ વધે અને ઉઘાડાં બારણાવાળું ઘર જુએ એટલે ઊભા રહી આ...ઝા..દ રો. ટીની ટહેલ નાખે.

સત્યાગ્રહીઓને પાણીનું ટીપું પણ આપનાર સરકારના ગુનેગાર ગણાશે એવી અમલદારોની

ધમકીઓની દરકાર કર્યા વિના લોકોએ આ આઝાદ રોટીના નવા કાર્યક્રમને હોશ ને ઉત્સાહથી વધાવી લીધો અ ઝાદ રોટી માટે આગળ આવી સત્યાગ્રહી એનું એમણે ભાવપૂર્વક સ્વાગત કર્યું અને ઘર માટે રાંધેલી રસોઇથી એમના વાસણ છલકાવી દીધા

સત્યાગ્રહીઓને તો આઝાદ રોટી ઉધરાવીને સરકારના કાયદાનો ભંગ કરવા માટે એક નવો કાર્યક્રમ મળી ગયો

સત્યાગ્રહછાવણી જપ્ત કરવાથી સત્યાગ્રહીઓ ગામ છોડી જશે, અને લડાઇનો વાવટો સંકેલાઈ જશે એવી સરદારની ધારણા હતી પણ એને બદલે સત્યાગ્રહીઓએ તો કાયદભંગના કાર્યક્રમને બમણો વેગ આપ્યો છાવણી ચાલુ રહી અને આઝાદ રોટી આપીને લોકો પણ સરકારના હુકમની અવગણના કરવામાં જોડાયા અમલદારોથી આ સહન થઈ શક્યું નહી

એક દિવસ આઝાદરોટી લાવીને સત્યાગ્રહીઓ સ્મશાન–છાવણીમાં ભોજનની તૈયારી કરતા હતા એ જ વખતે પોલીસોએ છાવણી ઉપર છાપો માર્યો જપ્તીમા લેવાય એવુ તો કઇ હતુ નહી ઉઘાડી છાપરીને સીલ મરાય એમ ન હતાં પેટ ખાતર નોકરી કરતા સિપાહીઓએ આઝાદ રોટીના વાસણ ફોડી નાખીને રસોઈ ધૂળમા રગદોળી નાખી, રક્ષા કાજે એને ઘેરીને ઊભેલા સત્યાગ્રહીઓ સાથે ઠીક ઠીક ઝપાઝપી કરીને ધ્વજનો સ્થભ તોડી નાખ્યો અને સત્યાગ્રહ–છાવણીનું પાટિયું ઉપાડી ગય

છાવણીના સૈનિકોને વિચાર આવ્યો કે પાટિયું હતુ તો ઉપાડી ગયા, જો ડામરથી છાવણીનું નામ લખીએ તો કેમ કરીને ઉપાડી જશે ? અને એકાદ ઠેકાણે નામ લખ્યું હોય તો વખતે ભૂસી પણ નાખે પણ ઠેર ઠેર સત્યાગ્રહ છાવણીનાં નામ ચીતરી માર્યા હોય તો કેટલે ઠેકાણેથી ભૂસશે ? અને કદાચ બધાય નામ ભૂસી નાખે તો ફરી લખવામા કેટલી વાર ? વિચારણાને અંતે ગામમા બને એટલાં ઘર ઉપર ડામરથી–'સત્યાગ્રહ છાવણી'ના નામ લખવાનો કાર્યક્રમ ઘડી કાઢવામ આવ્યો

સૌ પ્રથમ સ્મશાન છાપરી ઉપર આંચોડા માંચોડા જેવડા અક્ષરથી સત્યાગ્રહ છાવણીનું નામ લખવામા આવ્યું અને રાત પડી એટલે ડામરના ડબલા અને પીંછીઓ લઈને સત્યાગ્રહીઓ નીકળી પડયા ગામના ચોકી કરતા સિપાહીઓની નજર માથી છટકતા રહી, એમણે રાત આખી નામ લખ્યા ઝૂંપડુ, કૂમો, કાંઇ બાકી રહેવા દીધુ નહી અને એક સત્યાગ્રહીએ તો ભરી બંદૂકે પહેરો ભરતા સિપાહીની ગફલતનો લાભ લઇને જપ્ત થયેલ છાવણીની ભીંત ઉપર પણ મોટા મોટા અક્ષરે સત્યાગ્રહ છાવણીનું નામ લખી નાખ્યું

મોસૂઝણુ થવા આવ્યું, એટલે સત્યાગ્રહીઓ કામ પૂરું કરી સ્મશાન છાવણીમા આવી સૂઇ ગયા. સવારે ગામને લોકો જુએ છે તો ઘેર ઘેર સત્યાગ્રહ છાવણીના નામ ! સૌને આશ્ચર્ય થયું કેટલાક ખુશી થયા, તો કેટલાકને સરકારની બીક પણ લાગી અમલદારો તો આ જોઇને સળગી ઊઠયા એમની રીસ ઊતરી સિપાહીઓ ઉપર બેદરકારી અને ગફલત માટે એમને ઊધડા લઇ લીધા પણ નામ ભૂસવા જાય તો પાર આવે એમ નહોતો એટલે સમસમીને એમને બેસી રહેવુ પડયું

તડકાવા દિ ચડયો એટલે સત્યાગ્રહીઓ ઊઠયા સવારનો નાસ્તો કરે છે, ત્યાં છાવણીમા એક બહેન આવી પહોચ્યા

બહેનનું નામ ગગાબહેન આધેડ વય બેઠી દડીનું એવડિયું શરીર, બગલાની પાંખ જેવા સફેદ કપડા, કપાળમા ભસ્મનો ચાંદલો અને ગળામાં તુલસીની માળા પાંચેક વરસથી એમના પતિનું અવસાન થયેલુ કુટુબમા બીજુ કોઇ નહી ખરચ જોગી ભાડાની આવક હતી, એટલે એમને પોતાની ઉપાધિ નહોતી

ગગાબહેન ધર્મપરાયણ તો હતા જ, પણ વિધવા થયા પછી તો એમણે ભક્તિમા જીવ પરોવી દીધો હતો ગામ આખામા એક ભગવતી બાઇ તરીકેની એમની છાપ મગદૂર નહી કે કોઇની કે એમની સામે આંખ ઊંચી કરી શકે ગગાબહેનનું જીવન ગગાજળ જેવુ પવિત્ર અને ઉપકારી હતુ

ગામમા સત્યાગ્રહછાવણી શરૂ થઈ ત્યારથી

ગંગાબહેન સાતમાં બને એટલો રસ લેવા લાગ્યાં. જાહેરસભા હોય તો એમાં ગંગાબહેનની હાજરી હોય જ સરઘસ નીકળે અને એમાં ક્રમ લોકો જોડાયા હોય તો ગંગાબહેન સૌની મોખરે હોય સત્યાગ્રહીઓની ખાવાપીવાની પણ તેઓ ફિકર ચિંતા કર્યા કરતાં.

આઝાદરોટીનો કાર્યક્રમ શરૂ થયો એટલે એમણે સત્યાગ્રહીઓને આઝાદરોટી માટેનું કાયમનું નોતરું આપી રાખેલું. દરરોજ ખૂબ ભાવપૂર્વક રસોઈ કરે અને સત્યાગ્રહીઓ આવે એટલે ઘરમાં પધરાવેલ ઠાકોરજીને જેવા ભાવથી ભોગ ધરાવે એવા જ ભાવથી એમના આઝાદરોટીના વાસણો ભરી આપે.

જેમના તરફથી સદાય પ્રેમ અને હૂંફ મળ્યાં કરતાં હતા એવા ગંગાબહેનને છાવણીમાં આવેલાં જોઈ ને સત્યાગ્રહીઓને નવાઈ ન લાગી, પણ આનંદ થયો માન્યું કે ખબરઅંતર પૂછવા આવ્યાં હશે. પણ ગંગાબહેને તો આવતાંવેંત સત્યાગ્રહીઓને ઠપકો આપવો શરૂ કર્યો, 'મારું ઘર ટાળવાનું કંઈ કારણ ખરું ?'

સત્યાગ્રહીઓ આ ઠપકાનો અર્થ સમજી શક્યા નહીં. છાવણીના નાયકે ગંગાબહેનને નમસ્કાર કરીને વિનયથી જવાબ આપ્યો, "આઝાદરોટી માટે સૌને ઘેર વારા પ્રમાણે જઈએ છીએ. તમારે ઘેર તો વારા કરતાં પણ વધુ વખત આવીએ જ છીએ. તમારું ઘર ટાળવાનું કહો છો એ સમજાતું નથી."

"એક તો બહેનનું ઘર ભૂલી ગયા અને પાછું એ વાત પણ જાણતું નથી ? આખા ગામમાં ઘરે ઘરે તમે સત્યાગ્રહ છાવણીનાં નામ લખ્યાં અને એક મારું જ ઘર બાકી રાખ્યું ? મારું કંઈ ઓછું આવ્યું લાગે છે !", ગંગાબહેન ઠપકાનો ભાવ છોડી મોઢા ઉપર આછું હસવું લાવીને બોલ્યાં.

"નામ લખવામાં તો અમે નાનો એવો ભેદભાવ નથી રાખ્યો, અને તમારું ઘર રહી જાય એ બનવાજોગ નથી." નાયકે બચાવ કર્યો.

"મેં અત્યારે અહીં સુધી આટો ખાધો હશે ? એ કાંઈ પોલીસના ભાઈનો ભાગી ગયેલ હતો ખૂબનો પાશેરા-

એને સત્યાગ્રહ છાવણીનું નામ લખવા દીધું એટલા માટે તતડાવતા હતા, પણ મને કંઈ કીધા વિના ચાલ્યા ગયા. મને નવાઈ તો લાગી. પણ બહાર નીકળીને જોઉં તો મારા ઘર ઉપર છાવણીનું નામ જ ન મળે. સાચું પૂછો તો મારી મૂંઝવણનો પાર ન રહ્યો. મારું ઘર ટાળવાનું કંઈ કારણ હોય તો તમને પૂછવા દોડી આવી છું." ગંગાબહેને વિસ્તારથી વાત કરી.

"બહેન ! તમે તો સમજો છો કે કોઈ એકના જ ઘર ઉપર નામ લખ્યું હોય તો અમારી સૌથી પહેલી નજર તમારા ઘર ઉપર જ પડે. પણ એકમે નામ લખીએ તો અમલદારો એમને હેરાન કરે, એટલે અમે બધાં જ ઘર ઉપર નામ લખવાનું રાખ્યું. તમારું ઘર ટાળવાનું કંઈ કારણ હોય જ શકે નહીં કેમ રહી ગયું એની મનેય નવાઈ લાગે છે. ભૂલથી કે ઉતાવળમાં રહી ગયું હશે," નાયકે ખુલાસો કર્યો.

"તો હવે બહુ સુધારી લો બીજાને ઘેર રાતે છાનામાનાં નામ લખ્યાં. મારે ઘેર હમણાં જ કેમ ને ગોઠવ્યો એટલે દિવસે નામ લખી જાય, અને ડામરથી નામ લખવાને બદલે છાવણીના નામનું તૈયાર પાટિયું હોય તો આપો એટલે હું જ લેતી જાઉં અને મારે હાથે જ ઘરની ભીંતે લટકાવી દઉં," ગંગાબહેને કહ્યું.

"પાટિયું તો તૈયાર નથી અને અત્યારે નામ લખતા અમને તો પોલીસ લખવા દે નહીં તમારા ઘર ઉપર તો સત્યાગ્રહ છાવણીનું નામ કે પાટિયું ન હોય તો પણ અમારે મન તો એ છાવણી ગણો તો છાવણી અને ઘર ગણો તો ઘર છે. અને સરકાર પણ તમારા ઘરને સત્યાગ્રહ-છાવણી જ ગણે છે", છાવણીના નાયકે કહ્યું.

"એ ભલે. પણ બીજાનાં ઘર ઉપર છાવણીનાં નામ હોય અને મારે એકને ઘેર જ ન હોય એ તો મારે માટે ઓછપ કહેવાય, એટલે તમારી સગવડે નામ તો લખી જ જજો અને બીજું વ કહી દઉં. મને વાત જાણવા મળી છે કે ગઈ કાલે તમે

જમવા બેઠના હતા અને પોલીસના માણસોએ આવીને બધાં વાસણ ફેંકીને ખાવાનું ઢોળી નાખ્યું. તમે બધાય ભૂખ્યા રહ્યા. હવે ફરીવાર એવું બને એટલે બેધડક મારે ઘેર હાલ્યા આવજો હું રસોઈ કરીને મારે ઘેર જ બધાને જમાડીશ. હું બેઠી હોઉં ત્યાં સુધી છાવણીમાં કોઈ ભૂખ્યું રહે તો મારી પૂજા લાજે." ગંગાબહેનના બોલવામાં લડાઈનો રણકાર અને માતાનું વહાલ બન્ને નીતરતાં હતાં.

"તો તો પછી તમારું ઘર પણ સત્યાગ્રહ-છાવણીની માફક જપ્ત થયા વિના રહેશે નહીં", છાવણીના નાયકે હસતાં હસતાં કહ્યું.

"મારું એવું ભાગ્ય ક્યાંથી! કોઈને જમાડવા જમાડવા એ પાપ આ રાજમાં ગુનો ગણાતો હોય તો મારા ઘર ઉપર ભલે મોહર લાગે. તમે એની ચિંતા કરશો નહીં". ગંગાબહેને છાવણીમાંથી વિદાય લીધી.

અત્યાર સુધી સત્યાગ્રહીઓને ગંગાબહેનમાં પરિપરાણ, પવિત્ર અને પ્રેમાળ બહેનનાં દર્શન થયાં હતાં. આજે સત્યાગ્રહીઓને એમનામાં એક વહાલસોઈ માતાના અને સાથે સાથે એક રણચંડિકાનાં દર્શન થયાં.

---

મારા એક ડૉકટર મિત્રના જીવનની આ ઘટના છે. એકવાર તેઓ અંબાજીની જાત્રાએ ગયા હતા. લગભગ એકાદ માસ તેઓ ત્યાં રહ્યા હતા. એ વખતે એક પાનવાળાના ગલ્લે તેઓ નિયમિત જતા. પોતે પાનના શોખીન હતા એ ગલ્લેથી નિયમિત પાન લેતા એ સંબંધે તેમને ગલ્લાવાળા સાથે મિત્રતા થઈ ગયેલી દરરોજ એ પાનના ગલ્લે તેઓ અમુક સમય ગાળતા.

એક વખત પાનવાળાને દાકતરે ઉદાસ જોયા તેમણે ઉદાસીનતાનું કારણ પૂછ્યું પાનવાળો કહે. 'સાહેબ, હમણા થોડી જ વારમાં એક સાહેબ આવ્યા'તા. મારી દુકાનેથી તેમણે ઠીક ઠીક ખરીદી કરી. પાન ખરીદ્યા, સિગારેટની ડબ્બીઓ લીધી. અગરબત્તીનું પેકેટ વગેરે લીધું અને લગભગ ચારેક રૂપિયા જેટલું બીલ કર્યું. ઘણા સજ્જન માણસ લાગતા'તા, તેમણે મને કહ્યુ કે તેમની પાસે પાંચ રૂપિયાની નોટ હતી એટલે મેં તેમને પાછો આપવાનો રૂપિયો પહેલા આપ્યો, પરંતુ તેઓ મને પાંચ રૂપિયાનું નોટ આપવાનું ભૂલી ગયા. હું કોણ જાણે તેમનામાં અંજાઈ ગયો હું માગવું ભૂલી ગયો. અત્યારે મને યાદ આવ્યું. હવે બસ તો ઊપડી ગઈ અને તેઓ ચાલ્યા ગયા મને લાગે છે કે ડાકટર '૪૨૦' હશે

મારા આ મિત્ર ડૉકટરના વ્યવસાયને એક પવિત્ર અને પરોપકારી વ્યવસાય લેખતા અને ડૉકટરોનું કોઈ. ઘસાતું બોલે તે તેમનાથી સહન થઈ શકતું નહોતું વળી પાનવાળો એક સામાન્ય ગરીબ માનવી હતો એ આટલા દિવસના સહવાસથી તેઓ જાણી શક્યા હતા એટલે તેમને પોતાની પાસેથી પાંચ રૂપિયા પાનવાળાને આપ્યા ને કહ્યુ 'ભાઈ, ડૉકટરો એવા હોય જ નહિ ભૂલી ગયા હશે. લે, એમના બદલે હું તને આપું છું. ડૉકટરો વિશેનો લોકોનો અભિપ્રાય હું ખરાબ કરવા માગતો નથી' ડૉકટરના અત્યંત આગ્રહને વશ થઈ પાનવાળાએ પાંચનું નોટ રાખી લીધું

પરંતુ આ વાતને ત્રીજે દિવસે જ નવાઈ જેવી વાત બની. પાનવાળાએ ડૉકટર સાહેબને પાંચનું નોટ પાછું આપી કહ્યું;' ડૉકટર સાહેબ, પેલા ડૉકટર સાહેબે હમણાં જ તેમનો એક માણસ મોકલ્યો'તો તે મને પાંચનું નોટ આપી ગયો, અને ઉપરથી મારી માફી માગી. મને મારા પૈસા મળી ગયા, એટલે આ તમારા પાછા આપું છું. તમારી વાત સાચી નીકળી ડૉકટરો સારા માણસો હોય છે.

ડૉકટરે પોતાનું આપેલું નોટ પાછુ લેવાની આનાકાની કરતા કહ્યુ : 'અરે ભાઈ, આપેલું તો પાછું લેવાનું હશે? તું તારે એ પણ તારી પાસે રાખ.'

પાનવાળો કહે ' 'ના, ના, ડૉકટર સાહેબ, લોકોમાં પાનવાળાઓ માટે ખરાબ અભિપ્રાય બોલાય. એમ હું પણ ઈચ્છતો નથી.'

એમ કહીને પાનવાળો એ નોટ ડૉકટરને પાછું આપીને જ જંપ્યો.



ઐસી મૂઢતા યા મનકી ।
પરિહરિ રામભક્તિ સુરસરિતા આસ કરત ઓસકનકી ॥

ધૂમ-સમૂહ નિરખિ ચાતક જ્યોં તૃષિત જાનિ મતિ ઘનકી ।
નહિં તહઁ સીતલતા, ન બારિ, પુનિ હાનિ હોતિ લોચનકી ॥

જ્યો ગચ કાંચ વિલોકિ સેન જડ છાંહ આપને તનકી ।
ટૂટત અતિ આતુર અહારબસ, છતિ બિસારી આનનકી ॥

કહ લૌ કહૌ કુચાલ કૃપાનિધિ, જાનત હૌ ગતિ જનકી ।
તુલસીદાસ પ્રભુ હરહુ દુસહ દુઃખ કરહુ લાજ નિજપનકી ॥

આ મારુ મન એવુ અણસમજુ છે, કે લોકસેવારૂપ દેવસેવા [ રામભકિત ] ની દિવ્યગંગા [ સુરસરિતા ] ને મૂકી દઈને પાપપ્રવૃત્તિરૂપ ઝાકળ [ ઓસ ]નાં ટીપાંની એ આશા કરે છે એની મૂઢતા તરસ્યા ચાતકના જેવી છે, જે ધુવાડાને વાદળુ [ ઘન ] જાણે છે, ધુવાડામાં ઠડક નથી, પાણી [ બારિ ] નથી, ને ઉલટી આંખ [ લોચન ] બળે છે. અથવા એ મૂર્ખાઈ બાજ [સેન]ના જેવી છે, જે કાચમા પોતાના શરીરનુ પ્રતિબિંબ [ છાંહ ] જોઈને [વિલોકિ] ખાવા સારુ [ આહારબસ ] અધીરો થઈને તૂટી પડે છે ને પોતાના મોઢા [ આનન ] ને ઈજા [ છતિ ] થાય એમ છે એ વિસરી જાય છે હે દયાસિંધુ ભગવાન્, મારુ દુરાચરણ [ કુચાલ ] હુ કેટલુંક વર્ણવુ ? તમે તમારા માણસની [મારી] ગતિ જાણો જ છો તુલસીદાસ કહે છે, કે હે પ્રભુ, મારુ ખમાય નહિ એવુ [દુસહ] દુખ હરો અને તમારી પ્રતિજ્ઞા છે કે તમારો ભકત નાશ પામતો નથી, એ પ્રતિજ્ઞાની પત રાખો, મારી આગળ પુણ્યના કામ કરાવો ને પાપથી મારી રક્ષા કરો

બાવત્તરિકલકુસલા પંડિઅપુરુસા અપંડિઆ ચેવ ।
સવ્વકલાણં પવર જે ધમ્મકલં ન જાણન્તિ ॥

સૂક્તિમુક્તાવલિ ॥

'માણસ બોતેર કળામા ભલે કુશળ હોય ને પંડિતમાં ખપે, પણ જો તે કળામાત્રમાં ઉત્તમ એવી પરોપકારરૂપ ધર્મકળા ન જાણે તો તે વિદ્વાન્ નથી પણ મૂર્ખ જ છે'

— દે. વા.

પૃષ્ઠ ૯૬ થી ચાલુ ]
નવું પાન બનાવવાનું શરૂ કર્યું.

મોડી રાત સુધી નગીનભાઈના મગજમા ગોદાવરીના જ વિચારો ઘોળાયા કર્યા વહેલી સવારથી પણ એ જ વિચારે એમનો પીછો પકડયો. ગોદાવરીના કેટલાક વાકયોનો ભેદ ધીરે ધીરે ઉકલવા લાગ્યો. એમના મનમા ગોદાવરી માટે ચિંતા વધવા લાગી.

પ્રાતકર્મ પતાવી, હળવો નાસ્તો કરી નગીનભાઈ દિવાનખાનામા ઝુલતી હિંડોળાખાટ ઉપર બેઠા બેઠા પાન બનાવી રહ્યા છે એવામા લીલીને લઈને નોકર દિવાનખાનામા દાખલ થયો. એના હાથમા જૂના સાડલાના કટકામા વિંટેલી એક પેટી હતી.

"કેમ બેટા ! શુ લાવી ?" નગીનભાઈએ લીલીને વહાલથી બોલાવીને પ્રશ્ન કર્યો

"મારી બાએ આ પેટી મોકલી છે. કીધુ છે કે એમા એક કાગળ છે એ નિરાતે વાચજો." લીલીએ નગીનભાઈના હાથમાં પેટી મૂકી નિરાતે વાંચવા જેટલી નગીનભાઈની ધીરજ રહી નહી. એમનુ દિલ ધડકવા લાગ્યુ

એમણે સાડલાના કટકાની ગાંઠો છોડી એમાથી સુંદર કોતરકામવાળી એક પાનપેટી નીકળી. નગીનભાઈના આશ્ચર્યનો પાર ન રહ્યો એમને ઉતાવળ હતી અંદરનો કાગળ વાચવાની.

એમણે ઝડપથી પેટી ખોલી, કાગળ લઈ લીધો કાગળની ઘડી ઉખેળતા એમના હાથ ધ્રુજી રહ્યા. દિલનો ધડકાટ વધી ગયો. અક્ષર મોતીના દાણા જેવા. એમણે અધિરાઈથી પત્ર વાચવો શરૂ કર્યો.

**મનથી માનેલા મારા વહાલા ભાઇ,**

તમને મળવા માટ આવવા પગ ઉપડતો નહોતો. પણ મારે માટે બીજો કોઈ માર્ગ રહ્યો નહોતો. કઠણ મન કરીને હુ તમારી પાસે આવી ભાઈબેન તરીકેનો આપણો જૂનો સ્નેહ યાદ કરીને તમે જે લાગણી દેખાડી એથી મારા આનદનો કોઈ અવધિ નથી.

લેણદારનું લેણુ ચૂકવવા માટે મે તમારી પાસે સો રૂપિયા માગ્યા એક પણ સવાલ કર્યા વિના વીરપસલીના કહીને તમે મને સો રૂપિયા આપ્યા આ માટે હું અંતઃકરણપૂર્વક તમારો અને ભગવાનનો પાડ માનુ છુ.

તમારી પાસે સાચી વાત કહેતાં મારી જીભ ઉપડી નથી, ઘરની એબ બીજા પાસે ગાવામાં મારી શોભા પણ નહી. એટલે તમારી પાસે હુ ખોટુ બોલી છું, પણ ભગવાન મારો એ ગુનો માફ કરશે. ખરી વાત જાણ્યા પછી તમે પણ મને માફ કરશો એવી ખાત્રી છે.

સાચી વાત લખતાંય સંકોચ થાય છે પણ ખોટુ બોલવા બદલ તમે મને માફ કરી શકો એટલા માટે આ પત્ર દ્વારા તમને સાચી વાત લખી જણાવવી એ મારો ધર્મ છે.

બે વરસથી અમે અહી આવ્યા લીલીના બાપુજીને ક્યાંય નોકરી ધંધો મળ્યા નથી જીભને અને અન્નને વેર બંધાણુ. આછી પાતળી રાબ પીને અમે પડયાં રહેતા. ધીરે ધીરે લીલીના બાપુજી જુગારની લતે ચડી ગયા. કોક વાર પાંચ પૈસા જીતીને આવે પણ મોટે ભાગે ખોઈને આવતા સોનાની બે બંગડી હતી એય એમણે વેચી ખાધી, ઘરનું ઠામ ઠોસરૂ પણ તણાઈ ગયુ. કરમમાં લખ્યુ ભોગવ્યા વિના છૂટકો નથી એમ માની મન મનાવતી રહી

વાત એટલેથી અટકી નહી. ધીરે ધીરે લીલીના બાપુજી દારૂના ફાસલામા ફસાયા. શરૂઆતમાં તો બહાર જઈને દારૂ પીતાં અને ભાનમાં આવ્યે ઘેર આવતા કાળજું કોરાઈ જતુ પણ બીજી કોઈ વાતનો સંતાપ ન હતો

ધીરે ધીરે ઘરમાં એમના ભાઈબંધોની ટોળી જામવા માડી, એમનું છાગટાપણું જોયું જતું નહી પણ કરમની કઠણાઈ કોને જઈને કહેવી ! મા દીકરી પડખેની ઓરડીમાં બારણા ઠાસીને પડયા રહેતાં

આટલુ જ હોત તો જેમ તેમ કરીને જીવતરના દિ પૂરા કરત પણ ભાગ્યમાં વિશેષ કઠણાઈ લખી હશે બે દિવસ પહેલાં સૌ દારૂ પીને ગાંડા

બન્યા. ભાન ભૂલીને એમણે અમ મા દીકરી ઉપર મેલી નજર કરી ઠમિતા બારણા તોડવા બહુ મથ્યા. અમારા ફફડાટનો પાર ન હતો પણ ભગવાને લાજ રાખી

પીધેલી હાલતમાં કોઈ ભાન ગુમાવે એ તો સમજાય પણ લીલીના બાપુએ માઝા મૂકી દારૂ અને ખર્ચી આપતા એમના ભાઈબંધોને એ કોઈ પણ હિસાબે રીઝવવા માગે છે એમના ભાઈબંધોએ મા। દેહની માગણી કરી છે લીલીના બાપુને કળ ચડવો તો બાજુએ રહ્યો એ મને વગર આનાકાનીએ એમના ભાઈબંધોને તાબે થવા મને ધમકી આપી રહ્યા છે

બ્રાહ્મણની દીકરી છુ ખાનદાન કુટુમ્બમાં જન્મી છુ શિયળ વેચીને પેટ ભરવાનો ધંધો કેમ કરીને સ્વીકારૂ

લીલીના બાપુની વાતનો મે વિરોધ કર્યો એમણે ધાકે' ધાકે મને ઠુરી નાખી ભાઈ ! નથી હુ મેડેથી પડી કે નથી મને તપેલીની કોર વાગી. મૂગે મોઢે ચૂકારો કર્યા વિના ઢોર માર સહી લીધો. કેવળ હાથ જ નહી પણ વાંસો, પગ, બધુય સોજીને લીલા ચાઠાથી ચિતરાઈ ગયુ છે તમારી પાસે આ વાત કહેતા જીભ ઉપડી નહી એટલે ખોટુ બોલવુ પડયુ

પાણી સાથે વેર બાંધીને માછલી કયા સુધી જીવી શકે ? મારા ધણી જ મારા દેહને વેચવા તૈયાર થયો હોય ત્યાર હુ કયા જાઉ ? ઢોરમાર દરરોજ ખમી શકાય નહી મારે માટે બે જ માર્ગ છે ગમે તેમ કરીને જીવવુ જ હોય તો પારકા પુરુષાને દેહ ધરવો પડ એમ છે શિયળ સાચવવુ હોય તો ભગ વાનને ચરણે દેહ ધરી દીધા સિવાય છૂટકો નથી

બધી વાતનો વિચાર કર્યા પછી બીજો માર્ગ મે પસદ કર્યો છે પણ જીવનનો અત આણવા માટે મારી પાસે તો ફૂટી બદામ પણ નથી કયાંય નજર ન પહોચી ત્યારે તમે યાદ આવ્યા બેન મટીને ભિખારી બની તમાર ત્યાં આવવા મન માનતુ નહોતુ, પગ ઉપડતા નહોતા પણ મનને મનાવીને, પરાણે પગ ઉપાડી તમારે ત્યાં આવી.

અફીણ માટે તો રૂપિયો બે રૂપિયા બસ થઈ પડે પણ એટલી રકમ માગે લાથ લાંબો કરૂ તો કદાચ તમને વહેમ પડે એટલે લેણદારનુ નામ લઈ તમારી પસે સો રૂપિયા માગ્યા કોઈ લેણદાર મારી પાસે માગતો નથી મા દીકરી ભૂખ્યા પડયા રહ્યા છીએ, પણ કોઈનું દેણ કર્યું નથી

તમે તો વીરપસલી કહીને તરત સો રૂપિયા આપ્યા મારે તો અફીણ લેવા માટે બે પાચ રૂપિયાનો જ ખપ હતો, પણ મે જોયુ કે તમને કળાકારીગરીમાં ખૂબ રસ છે. પાનનો તમને બહુ શોખ છે એટલે બજારમા જઈ એંસી રૂપિયા ખર્ચીને સુદર કલામય પાનની પેટી ખરીદી આવી છુ, લીલીની સાથે એ પેટી તમને મોકલુ છુ એને બેનનુ એક સભારણું જાણજો

જતા જતાંય દીકરીને રાજી કરીને જવાનું મા તરીકે મન થયુ અટલે લીલીને પસદ પડી એ ચીજો એને ખરીદી દીધી

બાકી વધેલી રકમમાથી હુ ઝેર લઈ આવી છુ

ગઈ કાલે રાત્રે પણ દારૂ ઢીચીને ભાન ભૂલેલા લીલીના બાપુજી અને એના ભાઈબંધોએ મને ઝપટમા લેવા માટે ઓછા ધમપછાડા નથી કર્યા પણ ભગવાને લાજ રાખી છે આ પત્ર લખી રહી છુ ત્યાર એ બધાય મોડી રાત સુધી દારૂ ઢીચ્યો હોઈને હજી બેભાન પડયા છે એ ઊઠશે ત્યાર પહેલા તો મે આ દુનિયામાંથી વિદાય લઈ લીધી હશે

મે તમને કહેલુ કે સો રૂપિયા આપો તો તમારી બેનની લાજ રહે એમ છે તમે રૂપિયા આપીને ખરખર મારી લાજની રક્ષા કરવા માટે ઘણી મોટી મદદ કરી છે દેહ છોડીને જાઉ છુ એનો અફસોસ કરશો નહી શિયળ સાચવીને જાઉ છુ એનો આનદ અને સતોષ માણજો

હુ ખૂબ આનદ અને સતોષ સાથે જાઉ છુ પણ મરતા મરતા એક વાતનો ભાર લઈ છુ મારી એકની એક લાડકી દીકરીને

જનમ ધરીને એણે સુખ જેયુ નથી એનો દારૂડિયો બાપ એને સાચવી શકશે નહી એને વછોડીને જતાં જીવ ચાલતો નથી પણ બીજો ઉપાય નથી આ મારી વહાલી દીકરીને પણ બેનનાં સંભારણાં તરીકે અપનાવી શકાય તો અપનાવજો

પત્ર ઘણો લાંબો થયો પણ હવે મારે ક્યાં બીજો પત્ર લખવો છે ! અંતઃકરણથી તમારી ક્ષમા માગી ભગવાન તમારૂ કલ્યાણ કરો એવી પ્રાર્થના કરી, તમારી રજા લઉ છુ

લિ તમારી અભાગણી બેન

**ગોદાવરીના પ્રણામ.**

લીલી તો માની આજ્ઞા માથે ચડાવીને હોંશે હોંશે મામાને પેટી આપવા આવી છે એને બાપડીને ખબર નથી કે પાછળથી એને અને દુનિયાને છોડીને એની મા ચાલી નીકળવાની છે

ઉતાવળે ઉતાવળે નગીનભાઈએ પત્ર પૂરા કર્યો એમના ઉપર જાણે વીજળી પડી તેઓ સફાળા ઊઠયા અને પહેર્યે લુગડે લીલીને લઈને દોડયા સમયસર પહોંચી જવાય તો કદાચ ગોદાવરીને બચાવી લેવાય એવી આશાએ મારતી મોટર તેઓ ગામને છેવાડે ગંદા લતામાં આવેલા ગોદાવરીના મકાને જઈ પહોંચ્યા એક ખુલ્લી ઓશરીએ બે ઓરડીવાળુ એ મકાન હતુ

નગીનભાઈ લાંબે કુદકે ઓશરીમાં જઈ પહોંચ્યા એક ઓરડીનુ બારણુ ખોલ્યુ ગોદાવરીનો ધણી અને એના બે ભાઈબંધો દારૂના નશામાં જેમ તેમ પડયા હતા તેઓ બીજી ઓરડી તરફ ધસ્યા

આખનું મટકુ ય માર્યા વિના આખી રાત ભય, ગભરાટ અને પ્રાર્થનામાં વિતાવ્યા બાદ, વહેલી સવારે ભય અને જોખમ દૂર થતાં ગોદાવરી ઊઠી સ્નાન કરી પૂજાપાઠ કર્યા શાન્ત અને સ્વસ્થ ચિત્તે નગીનભાઈને પત્ર લખ્યો લીલીને ઉઠાડી એના ઉપર ખૂબ ખૂબ વહાલ કરી એને પેટી અને પત્ર લઈ નગીનભાઈને ઘેર મોકલી અને ત્યાર બાદ આગલા દિવસે આણી રાખેલુ કાતીલ ઝેર ભગવાનનું નામ લઈને ગટગટાવી ગઈ

ઓરડીના અમસ્થા અટકાવેલા બારણાને નગીનભાઈએ ધક્કો માર્યો પણ ઓ મોડા પડયા હતા ઓરડીની વચ્ચોવચ્ચ ગોદાવરીનું શબ પડયુ હતુ એના ચહેરા ઉપર વેદનાની છાયા વચ્ચે પણ શિયળની રક્ષા કાજે દેહનુ બલિદાન આપી છૂટવાનો પરમ આનંદ અને સંતોષ તરી આવતા હતા

'બેન ગોદાવરી ! તને આ શુ સુઝ્યુ ? મને વાત તો કરવી હતી ! ઝેર ઘોળવા માટે જ મારી પાસેથી રૂપિયા લઈ ગઈ ? દિલથી ભાંગી પડેલા નગીનભાઈના મોમાંથી શબ્દો નીકળી ગયા

નગીનભાઈની પાછળ ઓરડીમાં દાખલ થયલી લીલી ઘડીભર જોઈ રહી અત્યારે બા શુ કામ સુતી હશે અનું એને આશ્ચર્ય થયુ પણ જેવી એને ખબર પડી કે એની મા તો એને કાયમ માટે છોડીને ચાલી ગઈ છે કે તુરત જ એ ચીસ પાડીને બા ! બા ! કરતી ગોદાવરીના શબને વળગી પડી

એને શબથી અળગી કરવાની નગીનભાઈની ક્યાંય સુધી હિંમત ચાલી નહી

ગોદાવરીએ મોકલેલી સુંદર કલાત્મક પાન પેટીને બેનનાં સંભારણા તરીકે નગીનભાઈએ દિવાનખાનામાં જ સાચવી રાખી છે ગોદાવરીની લાડકી લીલીને બેનનાં સંભારણાં તરીકે નગીનભાઈ ભરા લાડકોડથી મોટી કરી રહ્યા છે

---

અંગ્રેજી સાહિત્યમા સૌથી શ્રેષ્ઠ કવિ શેક્સપિયર ગણાય છે, અને બીજે નંબરે કવિ મિલ્ટન ગણાય છે મિલ્ટન ધાર્મિક કવિ હતો, અને પોતાની કવિતા દ્વારા પ્રભુની સેવા કરવાની એનામા તમન્ના હતી, પણ ઘડપણમા એની આખ ગઈ પોતાના અંધાપા પર તેણે જે કવિતા લખી છે એ ખૂબ પ્રખ્યાત થઈ છે તેમા તે લખે છે "જેઓ પ્રભુએ આપેલી વિપત્તિ પ્રેમથી સહન કરે છે તેઓ પ્રભુની સાચી સેવા કરે છે"

પૃષ્ઠ ૯૨ થી ચાલુ ]

## દ'ગૉલ

બીજા વિશ્વયુદ્ધમાં ફ્રાન્સે ઘણો કંગાળ દેખાવ કર્યો હતો. પ્રથમ પંક્તિના રાષ્ટ્ર તરીકે તેનું સ્થાન ભૂંસાઇ ગયું હતું. હીટલરના સૈન્યોએ ફ્રાન્સનાં શહેરો અને ગામડાં ધમરોળી નાખ્યાં હતાં. સાથી રાષ્ટ્રોએ જર્મની સામે બીજો મોરચો ખોલ્યો ત્યારે ફ્રાન્સની ભૂમિનો ઉપયોગ થયો હતો. યુદ્ધ પૂરૂં થયા પછી ફ્રાન્સને બેઠું કરવામાં સાથી રાષ્ટ્રોનો સ્વાર્થ હતો. પરંતુ ફ્રાન્સના એક સપૂત અને સેનાપતિને પોતાના દેશનું ગર્વખંડન કોઠે પડયું નહિ અને સત્તાની ધૂરા હાથ કરી. ફ્રાન્સના પ્રમુખ તરીકે દ'ગૉલનું દરેક કાર્ય પોતાના દેશની પ્રતિષ્ઠા સ્થાપિત કરવાનું અને યુરોપમાં ફ્રાન્સ એક મહાસત્તાના મોભાને યોગ્ય છે તે સાબીત કરવાનું હતું. દ'ગૉલે અમેરિકા તેમજ બ્રિટનની નાગચૂડમાંથી ફ્રાન્સને છોડાવ્યુ; ECM માં બ્રિટનને સ્થાન મળવા ન દીધુ; નાટોની જંજાળમાંથી ફ્રાન્સને મુક્ત કર્યું; ફ્રાન્સના ચલણ ફ્રાંકનું અવમૂલ્યન અટકાવ્યુ; ગયા વર્ષની કામદારોએ સર્જેલી આધિમાંથી દેશને બચાવ્યો દ'ગૉલ જેઈએ તેના કરતા વધુ સ્વદેશ ભક્તિથી પીડાતા હતા ત્યાં સુધી કે તેમનું વર્તન ઘમંડી લાગે. છેલ્લી ચૂંટણીમા લોકો પોતાને ચૂંટે તે માટે ધાકધમકીનો રાહ લીધો તે યુગબળ સાથે અસંગત હતું. તેમના જેવા વિચક્ષણ પુરુષે શા માટે આવો રાહ અખત્યાર કર્યો હશે તે કોયડારૂપ છે. દ'ગૉલે સમજવુ જોઇતું હતું કે જેમ પોતે ફ્રાન્સ માટે મગરૂર હતા તેમ ફ્રાન્સનો દરેક આઝાદ નાગરિક પોતાના મત માટે અવશ્ય મગરૂર હતો. જગતમાં મતનું બંધન કોઈએ સ્વીકાર્યું નથી. વિદાય વખતે આ પુરુષે પોતાની વિરાટ પ્રતિભાનું પોતાને હાથે જ ખંડન કર્યું.

## ઘાનામાં સળવળાટ

ઘાનામાં એનકુમાને પદભ્રષ્ટ કર્યા પછી જનરલ આક્રાએ સત્તા હાથમાં લીધી હતી પણ તેઓ પોતે ભ્રષ્ટાચારનો ભોગ બનતા બ્રિગે. અફ્રિકાએ સૂત્રો સંભાળ્યાં છે. ત્યાં રાજકીય પક્ષોમાં ચેતના અને પ્રવૃત્તિ જેવા મળે છે અને લોકશાહીને સ્થાપવા માટે વહીવટતંત્ર છૂટછાટે આપવા માગે છે. સ્થિર અને સ્વચ્છ વહીવટીતંત્ર મળવું આફ્રિકન રાજ્યોમાં મુશ્કેલ બની રહ્યું છે.

નાઇજીરિયાના આંતરવિગ્રહ ઉપરથી આ વાતને વધુ સમર્થન મળે છે. ત્યાં જાતિઓનું ધ્રુવીકરણ એટલું તીવ્ર છે કે સમાધાન અથવા સહિષ્ણુતાને જાણે અવકાશ નથી. ઈથિયોપિયાના શહેનશાહ હેલસેલાસીએ આ આંતર વિગ્રહનો માનભર્યો ફેંસલો કરવા આકાશપાતળ એક કર્યા. પણ તેઓ નિષ્ફળ ગયા. વળી ચીની સામ્યવાદ આફ્રિકાના દરેક રાષ્ટ્રને ઉંબરે રાહ જેતો બેઠો છે. ઘાનાના પ્રમુખ પેકિંગ ગએલા ત્યારે જ તેમને પદભ્રષ્ટ જાહેર કરવામાં આવેલા એ વાત ચીન ભૂલી શકે નહિ. ઘાનામાં લોકશાહી બળોએ ખૂબ જ તકેદારી રાખવી પડશે.

## મલેશિયા

મલેશિયાની તાજેતરની ચૂંટણીઓએ ટુંકુ અબ્દુલ રહેમાનનું સ્થાન નબળુ પાડી દીધું છે. અત્યાર સુધી વડાપ્રધાન ટુંકુ મલેશિયાના મુખ્ય પ્રવક્તા હતા. એક દસકાથી વધુ સમય તેમણે એકચક્રી શાસન ચલાવ્યું, ભારતને માટે તેમનો પક્ષપાત જાણીતો હતો. ચીને ભારતપર આક્રમણ કર્યું ત્યારે ભારતને ટેકો આપનાર તેઓ એકલા જ હતા. ત્યાં અનેક પ્રજાઓનું મિશ્રણ છે જેમાં ચીની તેમજ ભારતીય પ્રજાઓ પણ છે. તામીલ પ્રજાએ ત્યાં અન્નાદુરાઈના મૃત્યુ અંગે જે શોક પાળેલો... તેનો ટુંકુએ સખત ટીકા કરી હતી. મલેશિયામાં વિભિન્ન જાતિઓ વચ્ચે ફાટી નીકળેલાં રમખાણો પૂર્વયોજીત પણ હોય. ત્યાં ચીનાઓનુ પ્રમાણ ભયજનક છે. ટુંકુની સામે અબ્દુલ રઝાક તેમજ બીજા વિરોધી પક્ષો મેદાનમાં છે પરંતુ પરિસ્થિતિને હલ કરવામાં નવી દૃષ્ટિ રાખવી પડશે. મલેશિયાની અસ્થિરતા એક અપશુકનિયાળ ચિહ્ન છે કેમ કે સિંગાપોરમાંથી બ્રિટન ૧૯૭૦મા વિદાય લે ત્યારે સ્થિર મલેશિયા એક જરૂરી આવશ્યકતા છે.

## આન્ધ્ર-આંધિ ?

બે પ્રકારની આંધિમાં આન્ધ્ર ફસાયું છે.

તેલંગણ રાજ્યની માગણી, માટે તોફાનો અને હિંસાનું પ્રમાણ વધી રહ્યું છે તો બીજી તરફ વાવાઝોડા અને વર્ષાના અભૂતપૂર્વ તોફાને ગંતુર અને કૃષ્ણા જીલ્લાઓમાં કાળો કેર વર્તાવ્યો છે. વાહન–વ્યવહાર તૂટી પડયો છે–રેલવે લાઈન ધોવાઈ ગઈ છે. ઢોરઢાંખર અને મકાનો તણાઈ ગયા છે અને સેંકડોના હિસાબે માનવ જાનહાનિ થઈ છે. વર્ષાની સાથે વાવાઝોડું ભળે પછી પ્રલયને છેટું રહેતું નથી. વર્ષા ઋતુની શરૂઆતમાં જ આ અમંગળ આપત્તિએ આંધ્રને ઘેરી લીધું છે. રાજ્ય સરકાર તેમજ કેન્દ્ર બનતી રાહત આપશે તે વિશે બે મત નથી પણ કુદરતી આફતને પહોંચી વળવાનું માનવી માટે શક્ય નથી. આ વર્ષે ગરમીનું પ્રમાણ જોતાં, તેમજ સારી વર્ષાના સાનુકૂળ સંજોગો દ્રષ્ટિગોચર થતાં એમ માનવાને કારણ છે કે જો મેહુલો સારાયે દેશમાં મન મૂકીને વરસવાનું નક્કી કરશે તો આવી વધુ આપત્તિઓ ઠેર ઠેર સર્જાશે. છેલ્લા બેત્રણ ચોમાસા નબળા ગયા છે એટલે આગામી ચોમાસું જોરદાર હોય તે વાત નકારી કાઢવા જેવી નથી.

## બેકારોની ફોજ

વિન્સ્ટન ચર્ચીલ બહુ આખા બોલા હતા. ભારત દેશ અને તેના લોકો તરફ તેમને પ્રેમ હતો જ નહિ ગાંધીજી તેમને અર્ધનાગા ફકીર દેખાતા. તેમણે કહેલું કે આ દેશ ગમે તેટલી મહાન યોજનાઓ કરે અથવા દુનિયા આખીમાં ભીખ માગે પણ વસતિ વધારાને કઈ રીતે કાબૂમા રાખશે ? અને એક દિવસ એવો ઊગશે કે કિડિયારાની જેમ ઊભરાતી પ્રજા, સર્પિણીની જેમ, પોતાનાંને જ ભક્ષી જશે દિલ્હીમા ભણેલા બેકારોએ સંસદગૃહ સમક્ષ જે જબરજસ્ત મોરચો લઈ ગયા અને લોખંડના દરવાજાની પણ પાર નીકળી ગયા તે ચર્ચીલની આગાહીને સાચી પાડતો લાક્ષણિક નોંધનીય બનાવ છે. આવું હેરહેર બનવાનું–કલકત્તામા, મુંબઈ, મદ્રાસ અને અમદાવાદમાં. આને માટે એક જ ઉપાય આ ગરીબ દેશ માટે નજરે ચડે છે અને તે આ ફોજને શહેરોમાથી ગામડા તરફ વાળવાનો. ગામડાં તૂટી રહ્યાં છે–ત્યાં રોજગારી નથી, તક નથી, રસ્તા નથી, ઘર નથી, ઉદ્યોગ નથી. બધા જ શહેર તરફ દોટ મૂકી રહ્યા છે. સાત લાખ ગામડાનો આ સવાલ છે; ૭ લાખ ગામડાને વીજળી પહોંચાડવી છે, કૂવા ખોદવા છે, રસ્તાથી જોડવા છે, ઇમારતો, નિશાળો, હોસ્પિટલો, ઉદ્યાનો, કારખાનાંઓ ઊભાં કરવા છે. ઘડીભર માની લો કે એક એક ગામડાને નાનકડું શહેર બનાવવું છે. એટલે હવે કેળવણીમાં જ આ વાતનો સંચાર થવો જોઈએ. કોલેજોમાં નકામી ફેકલ્ટીઓને રદ કરી ગામડાની ફેકલ્ટીને સ્થાન આપવું વધુ હિતકર છે. ડોકટરને ગામડા તરફ દોડતો કરવો જરૂરી છે, ગામડું મૃત પાય, નિસ્તેજ, આકર્ષણ વિહોણું લાગે છે તેને માટે ગામગામની ફોજ રચવી જરૂરી છે, આને માટે કદાચ પંચવર્ષીય યોજના આખી ગામડા માટે પ્રયોજવી ઘટે વીજળી, પાણી અને રસ્તા હશે તો દરેક ગામડું ટકી શકશે નવનિર્માણ માટે જે માનવશક્તિ જરૂરી છે તે શોધવા જવી પડે તેમ નથી પણ તે કામે લગાડવા ધક્કાની જરૂર છે. મોટી યોજનાઓનો સારો નરસો અનુભવ લીધા પછી હવે નાની નાની અનેક યોજનાઓની જરૂરિયાત અનિવાર્ય બની છે. એક ભાખરા ડેમમાં દસ હજાર નાના ચેક ડેમ બાંધી શકાય અથવા એક લાખ કૂવા ગાળી શકાય પસંદગી કરવાનો સમય આવી ચૂક્યો છે. કેમકે કરોડોની સંખ્યામાં માનવટોળાં લાંબા થઈને રોટી અને રોજી માગી રહ્યાં છે ત્યારે રોજગાર વિનિમય કચેરીઓ કંઈ જ કરી શકવાની નથી અને 'કાર્ડ' ને 'રિન્યુઅલ' કરવાની મૂર્ખાઈભરી પ્રવૃત્તિ આ ક્ષણે જ બંધ કરવી ઘટે છે. ભયંકર ગતિથી બેકારોની ફોજ ધસી રહી છે તેમને માટે નવી જ દિશા ઉઘાડે, નિસ્તેજ ખંડેરો જેવાં ગામડાંઓમાં નવા પ્રાણ પૂરવા સમસ્ત રાષ્ટ્રનો ભગીરથ પુરુષાર્થ પાપગથી મંડે અને એક એક ગામડાને એક એક રોજગાર વિનિમય કચેરીમાં ફેરવી નાખવામાં આવે તો જ આ ફોજને સમાવી શકાય બાકી......

## ચંદ્રલોક

આજથી બે માસની અંદર એપોલો ૧૦ તથા ૧૧ની સિદ્ધિઓ ચંદ્રલોક વિષેની મધુર કલ્પના

અને કવિતાનું જડમૂળથી ઉચ્છેદન કરી નાખશે. એપોલો ૧૦ના ત્રણ અવકાશયાત્રીઓએ જે અભૂતપૂર્વ પરાક્રમ સફળતાપૂર્વક કરી બતાવ્યું તેનાથી માનવીનું આકર્ષણ ચન્દ્ર કરતાં યાનની કારીગરી અને આજ્ઞાંકિતતા તરફ વધુ દોરાશે. પાંચ લાખ માઇલ દૂરથી, પૃથ્વી ઉપરના નિયામક કેન્દ્રની આજ્ઞાને વશવર્તી, ચન્દ્રયાને જે ચોકસાઈથી કામગીરી પાર પાડી, પછી ચન્દ્રનું મહત્ત્વ રહેતું નથી. એપોલો ૧૧ના યાત્રીઓ ચન્દ્ર ઉપરથી ધૂળ, કાંકરા, પથ્થરો, ખડકના ટૂકડા લઇ આવશે, ત્યાંના જ્વાળામુખી, ઊંચા પર્વતો અને ઊંડી ખીણોના ભયાનક વર્ણનો આપશે, ભૂત રડે ભેંકાર જેવા જલ–વાયુ વિહોણા ચન્દ્રના વાતાવરણના વર્ણનથી ચન્દ્ર વિષેની કલ્પનાને આંચકો આપશે. ચન્દ્રલોકની કોઇ પરી અથવા રાજકુમાર હવે પૃથ્વીના બાળકના સ્વપ્નમાં ઝબુકશે નહિ; કવિઓ, પ્રેમીઓ અને સ્વર્ગલોકની ઇચ્છા રાખનારાઓ ચન્દ્ર તરફ ભવાં ચડાવશે. કેપ્ટન આર્મસ્ટ્રોંગ ચન્દ્ર ઉપર કદમ મૂકશે ત્યારે માનવજાતનું એક સુંદર સ્વપ્ન બળીને ભસ્મ થઇ જશે.

## દેવી નર્મદે

ભારતનો પ્રત્યેક નાગરિક સ્નાન વખતે પુણ્યશ્લોક લોકમાતા ગંગા, જમના, કાવેરી, કૃષ્ણા, ગોદાવરી, સિંધુની સાથે નર્મદાનો પણ સંકલ્પ કરે છે અને પાણીની લોટી શરીર ઉપર ઢોળે છે. પ્રત્યેક ક્ષણે નર્મદાનાં અગાધ જળરાશિ લાખો લીટરના હિસાબે સમુદ્રમાં ઠલવાય છે ત્યારે મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્રના વામણા માનવીઓ કુદરત દીધી સંપત્તિને જાણે કોઈ બાપદાદાથી ચાલી આવતી અંગત માલિકીની વસ્તુ માની બેઠા છે. ભારત સરકારે નર્મદાના પાણીના ઉપયોગ માટે મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ અને ગુજરાત વચ્ચેના મતભેદો નહીં ઉકેલાતા, ટ્રીબ્યુનલની નિમણૂંકની જાહેરાત કરી છે તેનો પણ તે બન્ને રાજ્યોએ વિરોધ કર્યો છે અને કહે છે વાટાઘાટનો માર્ગ સ્વીકારવો જોઇએ. કેરળ અને ડી. એમ. કે. ની સરકારે તાજેતરમાં જ તેમની વચ્ચે ચાલી રહેલા આવા જ એક સરહદી પ્રશ્નનો ઉકેલ વાટાઘાટ દ્વારા સુખદ રીતે આણ્યો છે ત્યારે અહીં તો ત્રણે રાજ્યોમાં કોંગ્રેસની બોલબાલા છે છતાં સમજુતી ઉપર આવવાનું કોઇને સુઝતું નથી. વાસ્તવમાં કેન્દ્રે કાંઈક દઢ વલણ અપનાવી બન્ને રાજ્યોને સહાયક વલણ અપનાવવા તૈયાર કરવા જોઇએ.

## ઇઝરાઇલ અને અણુબોમ્બ

પશ્ચિમ જર્મનીના એક અખબારે વહેતા મૂકેલા સમાચાર પ્રમાણે ઇઝરાઇલે ફ્રાન્સની આડકતરી મદદથી અણુબોમ્બ બનાવવા જેટલી સિદ્ધિ હાંસલ કરી લીધી છે. આ સમાચારમાં તથ્ય હોવાની પૂરી સંભાવના છે. કેમકે ચારે તરફ દુશ્મનોથી ઘેરાયેલા આ નાનકડા દેશને માથે ચોવીશે કલાક એક જ પ્રશ્ન તોળાઈ રહ્યો છે.

'અસ્તિત્વ ટકાવી રાખવા શું કરવું?' હવે મહત્ત્વનો સવાલ એ છે કે ઇઝરાઇલની સામે આરબ રાષ્ટ્રોને બચાવવા રશિયાએ હામ ભીડી છે. એટલે આ પ્રદેશમાં પણ અણુ સંઘર્ષની શક્યતા ડોકાઇ રહી છે. જો કે ગોલ્ડા મેયરે આવી કોઈ વાતને નકારી કાઢી છે. પરંતુ રાજદ્વારી વ્યક્તિઓનાં ઉચ્ચારણો બ્રહ્મવાક્ય બની શકતાં નથી. મધ્યપૂર્વમાં હજુ કાંઇક વધુ ગંભીર બનવાના ચિન્હો દૃષ્ટિગોચર થાય છે.

## જોષીઓ નવાગ્રહ શોધે

અમેરિકાએ ચન્દ્રને તો જાણે હથેળીમાં પકડ્યો જાણવો. રશિયાના બે યાનો શુક્ર સુધી પહોંચીને બાતમી મોકલી રહ્યા છે જે ખાનગી રાખવામાં આવે છે. એ સમય દૂર નથી જ્યારે મંગળ અને બીજા ગ્રહો તરફ રશિયા અને અમેરિકા પ્રયાણ કરશે અને આ બધા જ ગ્રહોની પોલ બહાર પડશે. તેઓ માનવીને અડચણરૂપ બની શકે, કે વક્રી બને અથવા નીચદૃષ્ટિ રાખે તેવા જ્યોતિષીઓના બણગાનું વિતાનીઓ એક દાયકામાં ખંડન કરી નાખશે અને એક ધીકતા ધંધાનું અસ્તિત્વ ભયમાં મૂકાઇ જશે. જોષીઓએ અત્યારથી જ કમર કસવી રહી. સોમ, ભોમ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનિને સ્થાને હવે બીજા ગ્રહોને ગોઠવવા રહ્યા. બ્રહ્માંડમાં કોટાનકોટી ગ્રહો છે માટે અત્યારથી જ બીજા એકાદ ડઝનનાં કલ્પનાને ગમે તેવા નામો આપીને જ્યોતિષશાસ્ત્રને નવું કલેવર આપવાનો સમય ભરાઈ ચૂક્યો છે.

# જૂની પેઢીના સાક્ષર કેશવ હ. ધ્રુવ*

ધૂમકેતુ

સમ્રાટ અશોકના કેટલાક સ્તંભોને તે વખતના કારીગરોએ એટલી હદ સુધી સફાઈપૂર્વક હાથ મારેલો, કે તે સ્તંભો પથ્થરના છે એમ માનવાને બદલે કેટલાક મુસાફરોએ તે ધાતુના છે એમ માનેલું. જ્હોન માર્શલે લખ્યું છે કે શૈલી અને કારીગર બન્ને દૃષ્ટિથી જોતાં પ્રાચીન દુનિયામાં આના કરતાં વધારે સુંદર નમૂનાઓ મળવા મુશ્કેલ છે. અભ્યાસી સર્જક વિદ્વાનોની જે પેઢી ગુજરાતમાં એક કાળે અસ્તિત્વ ધરાવતી હતી, તેમાંથી ધીમે ધીમે એક પછી એક વિદ્વાનો ચાલ્યા ગયા છે.

શ્રી. કેશવ હર્ષદ ધ્રુવ એવા એક આજન્મ વિદ્યાર્થી કહી શકાય એવા સર્જક વિદ્વાન હતા. કદાચ હવે એવો અભ્યાસી યુગ ફરી આવશે પણ નહિ. જે શબ્દો જ્હોન માર્શલે પ્રાચીન દુનિયાની શિલ્પ શૈલીને લગાડ્યા છે, લગભગ તે જ શબ્દો કેશવ હર્ષદ ધ્રુવની અનેક કૃતિઓને લાગુ પાડી શકાય.

જૂની પેઢીના સાક્ષર શ્રી. કેશવ હ. ધ્રુવ સ્વભાવે, વાતાવરણે, જન્મે અને અભ્યાસે શબ્દ શિલ્પી હતા. એમની કોઈ પણ કૃતિની પહેલી આવૃત્તિ નિહાળો, બીજી નિહાળો, અને છેલ્લી નિહાળો શબ્દને વધારે સુંદર, અર્થને વધારે સ્પષ્ટ, સ્વરને વધારે મધુર, કાવ્યને વધારે યોગ્ય બનાવવાનો એમનો પ્રયત્ન અચ્છા કારીગરની ચીવટથી ચાલુ જ રહેતો. નીચેનો એક શ્લોક જ એમની શિલ્પસ્વચ્છતા કહી આપે છે:

"ગોરજે ઘન ઘોર, ઘોર રજની, ઘેરે તમાલો ઘણો,
બીહે બાલમુકુંદ, સંગ લઈ જા, રાધા! ગૃહે એહને.
એવાં વેણથી નન્દનાં વિચરતાં આનન્દ વૃન્દાવને,
કુંજેકુંજ મચેલી કેલી હરિ ને રાધાની જો ધન્ય તે."

કવિ ન્હાનાલાલે યોગ્ય રીતે એમને 'રસાચાર્ય' કહ્યા છે.

ઘણા વખત સુધી મંદિરના મંગલ ઘંટનાદની પેઠે કાનમાં ઘૂમ્યા કરે એવી આ પદાવલિનો આજે લગભગ લોપ થયેલો જોઈએ છીએ ત્યારે એક બીજો પ્રશ્ન થાય છે. આપણો યુગ હવે અભ્યાસને, ચિંતનને, ઉપાસનાને, પ્રણામ કરીને કેવળ હવામાં આવતી વાતોને પકડી રાખશે, કે અભ્યાસ, ચિંતન, ઉપાસના, એ ત્રિવિધ કલ્યાણમાર્ગનો આશ્રય લેશે? સર્જન એ કેવળ ઊર્મિનું કે બુદ્ધિભરી ચાતુરીનું જ પરિણામ લેખાશે?

આપણી પેઢી જે વિવેકથી આનો જવાબ વાળશે–ઉચ્છૃંખલ તિરસ્કાર વિના, કે ચીકણી પ્રૌઢપ્રિય યાંત્રિક નિયમિતતા વિના–તે રીતે આપણું સાહિત્ય ઘડાશે. સાહિત્યમાં આજે જે વંચાતું હોય છે તે કાલે વંચાતું બંધ થાય છે. એક વખત જે 'વાદ'ની ફેશન હોય છે તે જ 'વાદ' બીજી વખત કેવળ નિષ્પ્રાણ પ્રાચીન વસ્તુ રૂપે રહી જાય છે. સાહિત્ય–અભિરુચિનાં આ અસ્થાયી સ્વરૂપોનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે તો લાગે છે કે કોઈ માણસ પોતાના મૃત્યુ પહેલાં પોતાને વિવેચક કે સાહિત્યકાર માને તો એના એ જીવન જેવી બીજી ભયંકર કરુણ ઉપહાસકથા મળવી મુશ્કેલ થઈ પડે.

એટલા માટે આપણી આજની પેઢીએ અભ્યાસી પેઢીનો વધારે સહાનુભૂતિથી અને વધારે સમજપૂર્વક સંપર્ક કરવો ઘટે છે. અત્યંત મહાન સર્જક શક્તિ વિના બીજી બધી જ સાધારણ શક્તિઓએ તો અભ્યાસથી પોતાની યોગ્યતા વધારવી ઘટે છે જ્યારે જ્યારે સદ્‌ગત કેશવ હર્ષદ

* તાજેતરમાં પ્રગટ થયેલ સાહિત્યિક લખાણોનો નવો સંગ્રહ ધૂમકેતુની સાહિત્ય વિચારણામાંથી.

ધ્રુવના વિદ્યાવ્યાસંગનો અને કેવળ વિદ્યા માટે જ જીવન વીતાવવાના નિશ્ચય વિશેનો વિચાર કરીએ છીએ ત્યારે પ્રાચીન સમયના કોઈ એકાંતિક અનામી શિલ્પીની યાદ આવે છે જેણે આખુ મંદિર સુવ્યવસ્થિત શણગારી, છેવટે પોતાનું નામ તેમાં કોતરવાની ધૃષ્ટતા ન કરી જાણે કે વિશ્વની મહત્તાના ચિંતનમાં કોઈ સહિત્યસાધુ પોતાની અલ્પતા અનુભવી રહ્યો હોય ! આપણે ત્યાં વિવેચક નવલરામનું સ્થાન ખાલી છે કમળાશંકરનું સ્થાન ખાલી છે નરસિંહરાવનું સ્થાન ખાલી છે કેશવ હર્ષદનું સ્થાન ખાલી છે

આ પેઢીએ સર્વદેશીય વિકાસ કરવો હોય તો નાની વ્યક્તિગત વિચિત્રતાઓ ગાળીને વધારે સમજપૂર્વક વિષયની મહત્તા પિછાનવી પડશે

શ્રી કેશવ હર્ષદ ધ્રુવ શિક્ષક તરીકે પણ મહાન હતા એમનો પ્રભાવ એમની મૃદુતામાં હતો એ મૃદુતા ભીરુતામાંથી જન્મેલી નિર્બળતા નહિ, પણ રસિકતામાંથી જન્મેલી સજ્જનતા હતી રસની પરાકાષ્ઠા જેમ છેવટે ઔચિત્યમાં પરિણમે છે, તેમ એમની રસિકતા મૃદુતામાં પરિણમી હતી પ્રાકૃત જનો એને નબળાઈ ગણવા માંડે, પણ એમના હાથ નીચે જેમણે જેમણે અભ્યાસ કર્યો છે એ સૌ જાણે છે કે કડક શિક્ષક કરતાં મૃદુ શિક્ષકની આજ્ઞા ઉલ્લંઘવી વધારે અઘરી થઈ પડે છે

મહામહોપાધ્યાય વ્યાકરણવારિધિ શાસ્ત્રીજી રામકૃષ્ણે એક પ્રસંગ કહેલો તે એક મિત્રે વર્ણવ્યો ઘણુ કરીને ધ્રુવસાહેબ તે વખતે કોઈ સસ્કૃત નાટકનું ભાષાંતર કરતા હતા શાસ્ત્રીજીને બતાવવા માટે પોતે ગયા શાસ્ત્રીજીએ જોયુ તો ખરુ, પણ નવી ફૅશન પ્રમાણે છંદની છૂટછાટ ચંદ્રાકાર, અર્ધચંદ્રાકાર ચિહ્નો વિગેરે જોતા અને પુસ્તક એક બાજૂ મૂકયું

'કાંઈ સૂચના લેવા માટે જ આવ્યો છું' ધ્રુવસાહેબે કહ્યુ

'વાત સાચી છે, પણ અમારાથી તો આ જોયુ જાતુ નથી અમે તો આટલું સમજીએ કે હ્રસ્વ ઇ તે હ્રસ્વ ઇ ને દીર્ઘ ઈ તે દીર્ઘ ઈ આ ચંદ્ર તો અમારી જાણ બહારના'

ધ્રુવસાહેબ તે દિવસે પુસ્તક લઇને પાછા ફર્યા ત્રણ મહિના પછી સુંદરમાં સુંદર ભાષાંતર કરીને શાસ્ત્રીજી પાસે આવ્યા

અભ્યાસીની દૃષ્ટિ તો કેશવ હ ધ્રુવને જન્મથી જ મળેલી એક વખત એક હાઈસ્કૂલના હેડમાસ્તરે ક્રિકેટ વિશે રિપોર્ટ લખેલો તેમાં તેમના પ્રત્યેના નૈસર્ગિક પ્રેમને લઇ ને ભાષા એટલી સરસ ઔચિત્યથી વાપરેલી કે ધ્રુવસાહેબ એ રિપોર્ટની શૈલી પર ખુશ થઈને તેના વિશેની માહિતી મેળવવા પગે ચાલી ચલવીને ગયેલા જ્યાં જ્યાં ઔચિત્ય જુએ ત્યાં ત્યાં તેમનો આત્મા આનંદ પામે પોત હાઈસ્કૂલમાં ભાષાંતરનો વર્ગ લેતા, તેમાં પણ શબ્દ ઔચિત્ય પ્રત્યે એ જ અનુરાગ વિક્ટોરિયન જમાનાના લગભગ બધા જ હેડમાસ્તરો ભાષાંતર-વર્ગ લેતા અને એમાં યોગ્ય શબ્દ માટે એટલો જ આગ્રહ રાખતા, જેટલો આજે સ્વચ્છંદ માટે રખાય છે

જ્યારે જ્યારે ગુજરાતી સાહિત્યમાંથી આવા વયોવૃદ્ધ વિદ્વાન સાક્ષરો જાય છે ત્યારે ત્યારે લાગે છે કે હવે એ નહિ આવે એ એટલે એ વિદ્વત્તા અને એ નમ્રતા કેશવ હર્ષદ ધ્રુવના જીવનનો છેલ્લો પરિચય મે અનુભવેલો તે વખતે તેમણે અંતરત પ્રેમથી અભ્યાસીની નિર્મળતાથી, પોતાના કામ પ્રત્યેની નિષ્કામ ભક્તિથી, લગ્નોત્સવ જેવા પ્રસંગે મારી સાથે બે કલાક સુધી રૌપ્યર્શિકા આખ્યાનની ખામી-ખૂબી અને પાઠભદોની ઝીણવટભરેલી વિવેચના કરેલી કર્તવ્યધર્મનુ આવું ઉગ્ર પાલન જોઇને તે વખતે જ મને વિચાર આવેલો 'સાહિત્ય એ પણ છેવટે યોદ્ધાનો ધર્મ જ માગે છે ના ?

અને છતા સાહિત્યકાર ટોળામાં નથી ભળતો, માટે સંકુચિત રાષ્ટ્રદૃષ્ટિએ એને નિર્માલ્ય ગણવાનો આનંદ કેટલાકને આવે છે, એ શા માટે ? એમ તો નહિ હોય કે બિથોવનને સમજવાનું કોઇપણ મરઘાભાઈ માટે શકય જ નહિ હોય ?

## (૧) ''સાહિત્ય વિચારણા'

(લેખક . શ્રી ધૂમકેતુ સંપાદકો · શ્રી અનંતરાય રાવળ અને દક્ષિણકુમાર જોશી.
પ્રકાશક—ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
પૃષ્ઠ ૪૮૦ રૂા ૯

સ્વ શ્રી ધૂમકેતુના લલિતેતર સાહિત્યનું આ મૂલ્યવાન સંપાદન એકજ ગ્રંથમા તેમની સાહિત્યિક ચિંતન સામગ્રી સુલભ બનાવે છે અને શ્રી રાવળ સાહેબે પાચ ખંડમા સામગ્રીનું પૃથક્કરણ કરી, મનભર માણી શકાય તે રીતે પીરસી છે વિદ્વાન સંપાદક આમુખમા શ્રી ધૂમકેતુની સર્જક તરીકેની ખૂબીઓ દર્શાવી છે તે તેમના જ શબ્દોમાં માણવાની મઝા આવશે.

" વાર્તા ઉપરાત સંવાદ, નાટક—નાટિકા, નવલકથા, જીવનચરિત્ર, આત્મકથા, પ્રવાસકથા, લઘુ કથા, કાવ્યકલ્પ વિચાર મૌક્તિકો, સ્વૈરનિબંધ વગેરે જેવા સાહિત્ય સ્વરૂપોમા વિહરી, વિલસી ધૂમકેતુની સર્જકતાએ આપણા સાહિત્ય ગગનપટનો એક ખંડ ભરી દેતો સાધેલો વિસ્તાર ગુજરાતને જોવા મળ્યો છે પાછલા દોઢ બે દાયકામા ઐતિહાસિક નવલકથાઓના લેખન પર તેઓ વધુ એકાગ્ર બનેલા ત્યારે પણ રવીન્દ્રનાથ, ખલિલ જીબ્રાન, અને કોન્ફ્યુશ્યસનું સેવન કરી, તેમની વાણીને અને દર્શનને ગુજરાતીમાં ઉતારવાના તથા સ્વરાજ્યની હવામા પ્રૌઢશિક્ષણ અને કિશોર પેઢી તથા આમ પ્રજાના સંસ્કાર ઘડતરમા પોતાને ફાવતા કલમના સાધનથી ફાળો આપવાના તેમના ઉદ્યમમા વ્યક્ત થતી હતી"

"ધૂમકેતુને ગુજરાત સમક્ષ નિબંધકારના રૂપમાં ખડા કરતા તેમના આ ચિંતક સ્વરૂપે જીવન અને સાહિત્યની વિચારણા કરતા લખાણોના પંચામૃતી સંગ્રહો 'જીવનચક્ર', 'સર્જન અને ચિંતન', 'વાતાયન', સંસ્કારરેખા'—માથી સાહિત્ય વિષયક લેખોને અલગ તારવી, તેમના બે ગ્રંથસ્થ વ્યાખ્યાનો, કેટલાક અંજલિ લેખો, અવલોકનો, પ્રવેશકો તથા 'કૌમુદી'માં એક વર્ષ પ્રગટ થયેલી 'રખડુની રોજનીશી' તથા 'સંદેશ' દૈનિકના 'સાહિત્ય અને રસાસ્વાદ' ઇત્યાદિમાથી સ્થાયી મૂલ્યવત્તાવાળી ચૂંટેલી સામગ્રી ઉમેરી, ધૂમકેતુની લગભગ સમગ્ર સાહિત્ય વિચારણા અભ્યાસીઓને એક જ સ્થળે સુલભ કરી આપવાના આશયથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે"

"પ્રસ્તુત પુસ્તકમાની સામગ્રી વાચકો પર જે પહેલી સુખદ છાપ પાડશે તે ધૂમકેતુની અભ્યાસશીલતાની છે પુસ્તકમા ઠેરઠેર અત્રત્ય તેમ પશ્ચાત્ય સાહિત્યકૃતિઓ અને સાહિત્યકારોના ઉલ્લેખો આવે છે એ સિવાય એમર્સન, જુંગ, મેકડુગલ, શ્રી અરવિંદ, બર્ટ્રાન્ડ રસેલ, રાધાકૃષ્ણ આદિને તેમ સાહિત્યચર્ચામાં ક્ષેમેન્દ્ર, આનંદવર્ધન, અભિનવગુપ્ત, રાજશેખર, મમ્મટ, વિશ્વનાથ આદિ ભારતીય આલંકારિકોને તેટલાજ કોચે, સેન્ટ્સબરી, કિવલરકુચ, એડમન્ડ ગોસ, બ્રેડલે, આઈ એ રિચાર્ડ્ઝ, ઓગસ્ટાઈન બિરેલ, મિડલ્ટન મરે, આન્દ્ર મોર્વા, ટી એસ ઇલિયટ આદિને ધૂમકેતુ આસાનીથી ઉલ્લેખી, પોતાના મંતવ્યોનો આધાર કે પુષ્ટિ ખડી કરે છે ઉપાસ્ય રસ-વિષય અંગે ખપ પૂરતી સમજદારી ભરી અદ્યતન સજ્જતા કેળવી લેવા તમણે ખેડેલા વાચનના સ્નેહશ્રમનો આપણને એમાં બોલતો પૂરાવો મળી રહે છે 'ગુજરાતી નવલિકાનો વિકાસ' તથા નર્મદ સંબધી બે લેખો પણ લખવાના વિષય પરત્વે જોઇતી જાણકારી માટે એમણે લીધેલો શ્રમ દેખાડી આપે છે"

"ધૂમકેતુની અત્ર રજૂ થતી આવા લક્ષણોથી યુક્ત સાહિત્યવિચારણામા પ્રથમ ધ્યાન ખેચશે તેમણે એકથી વધુ લેખોમા સબળ ભાષામાં કરેલુ સાહિત્યનું ગૌરવ આવા સાહિત્યની સર્જન-પ્રક્રિયાની મીમાસા કરતા તેમના 'સર્જનશક્તિ,'

'પ્રતિભા', 'કલાકારની મનોદશા', 'કવિતા', 'સર્જન અને વિવેચન' જેવા સુંદર અભ્યાસ લેખો આ સંગ્રહની વિશિષ્ટ સંપત્તિ છે"

'સૌંદર્યને, કલાને, દર્શનને, કલ્પનાને, ભાવનાને અને રસાનંદને જીવનને અર્થવત્તા આપનાર સંપત્તિ માનતા અને 'કલાદૃષ્ટિ જ નિત્યજીવનમા અને નિત્યના કાર્યક્રમની પ્રેરક હોવી જોઈએ' એમ સૂચવતા ધૂમકેતુને વારવાર બોલવા લખવા માટે સૂઝતો વિષય 'સાહિત્ય અને જીવન'નો હોય એની આપણને નવાઈ લાગવી નહિ જોઈએ આ પુસ્તકના બીજા ખંડમા સંગ્રહેલા લેખો અને વ્યાખ્યાનોમા તેમણે જીવન દૃષ્ટિએ સાહિત્યનો અને સાહિત્યની દૃષ્ટિએ જીવનનો વિચાર કર્યો છે સાહિત્યને શુદ્ધ, તેજસ્વી, પ્રાણવાન અને જીવન સંસ્કારક બળ બનાવવા પણ ચોટદાર ભાષામા તે એકથી વધુ લેખોમા ઉદ્બોધન કરે છે

" પુસ્તક પૂરૂ વાચવાનો સ્નેહશ્રમ સેનારને નહી બીજીય ઘણી રોચક સામગ્રી જોવા મળવાની પુસ્તકના છેલ્લા બે અંગત નિવેદન પ્રકારના લેખોમા પહેલો ધૂમકેતુની વાર્તા લેખનની રીત વિષે જિજ્ઞાસુઓનું કુતૂહલ સંતોષે છે તો બીજામા સમગ્ર પુસ્તકમા વ્યક્ત થયેલું તેમનું સાહિત્ય દર્શન જ 'હુ કોના માટે લખુ છુ ?' ના ઉત્તર રૂપે ટૂંકામા રજૂ થાય છે"

'ધૂમકેતુના ગદ્યમાં આપણને ગાધીજી અને મુનશીની ગદ્ય શૈલીઓ તથા સૌરાષ્ટ્રીય લોકબોલીનો ત્રિવેણી સંગમ થયો લાગે એમનું ગદ્ય પંડિતયુગના ગદ્ય જેવુ આડબરી, સસ્કૃત પ્રચુર અને ભારેખમ નથી એમા ગાધી યુગના ગદ્યની સરળતા સાદાઈ અને સીધાપણુ છે સૌરાષ્ટ્રીય લોકભાષાના શબ્દોને રૂઢિ પ્રયોગો તેના તળપદા સૌદર્ય, સુગંધ, અને બળ સાથે તેમના ગદ્યમા એક નવો રંગ પૂરતા હોય છે વળી યુવાનીના છદમા કવિતા લખવાનો પ્રારભ કરનાર ધૂમકેતુમા વસતો કવિ પદ્યને છોડી ગદ્યને પોતાનુ સર્જન-માધ્યમ બનાવી બેસે તે પછી ગદ્યમા અનેક વખતે અનેક સ્થળે તે જાતને પ્રકટ કરતો જ રહ્યો છે એથી એમના ગદ્યમાં કાવ્યગુણ પણ ઘણીવાર મહેકે છે ગદ્યકાર તરીકે ધૂમકેતુની લાક્ષણિકતા અને સામર્થ્યના દર્શન માટે એમની વાર્તાઓ, નવલકથાઓ, સંવાદો, 'પગદંડી' જેવી પ્રવાસ કથા, એમની જીવન કથા, તથા 'રજકણ' વગેરે જેવા પુસ્તકો જોવા જોઈએ"

'ધૂમકેતુને સ્વાધ્યાયશીલ, અભ્યાસી, સાહિત્ય ચિંતક નિબંધકાર અને કૃતીલા ગદ્યકારના રૂપમા ઊજળા રંગમા રજૂ કરતા આ પુસ્તકનું સ્થાન ધૂમકેતુ-સાહિત્યમાં ઊંચુ અને મહત્ત્વનું ગણાવા પાત્ર છે"

શ્રી અનંતરાય રાવળ અને શ્રી દક્ષિણકુમાર જોશીએ આ પુસ્તકના સંપાદન પાછળ જે પરિશ્રમ, લીધો છે તે સ્વર્ગસ્થ શ્રી ધૂમકેતુને ન્યાય આપવા સાહિત્ય ન્યાયાસને બેસવાની તેમની પાત્રતાને શકાથી પર બનાવે છે આની પછી આવનાર બીજા પુસ્તક 'જીવન વિચારણા'ની પણ રાહ જોવી રહી

## (૨) 'બાપુ'

(લેખક શ્રી નવલભાઇ શાહ
નવજીવન પ્રકાશન મદિર અમદાવાદ
પાના ૪૪ કિંમત ૭૫ પૈસા)

પૂ ગાધીજીના ચૂટી કાઢેલા જીવન પ્રસંગો રજૂ કરતી આ પુસ્તિકાની પાચમી આવૃત્તિ છે ગમે તે દૃષ્ટિથી જોવામા આવે તો પણ ગાધીજીના જીવનમાથી અમર પ્રેરણા મળી શકે એવુ તે સમૃદ્ધ અને આંતરગી છે તેની પ્રતીતિ આ નનકડી પુસ્તિકા પણ પૂરી પાડે છે ગાધી શતાબ્દી વર્ષમા પાચમી આવૃત્તિ બહાર પડે છે તે ઉચિત છે

## (૩) 'ગાધીજીના પાવન પ્રસંગો'

(લેખક શ્રી લલ્લુભાઈ મકનજી
પ્રકાશક નવજીવન પ્રકાશન મદિર, અમદાવાદ
પાના ૧૩૨ કિંમત બે રૂપિયા)

નામ તેવા આ પુસ્તકના ગુણ છે આ પુસ્તિકાના ત્રણ ભાગો પ્રથમ બહાર પડેલા તેને હવે એકજ આવૃત્તિમા મઢી લીધા છે મોટા ટાઇપમા અને

ચિત્રો સાથે હોવાથી, પુસ્તક આબાલવૃદ્ધ માણી શકે તેવું આકર્ષક બન્યું છે. બધા જ પ્રસંગો પ્રેરણાદાયી છે અને વાચકના મન પર સ્થાયી અસર મૂકી જાય છે સાદી અને સરલ શૈલીમાં લખાએલા આ પ્રકરણો હ ય પર ચોટ જેવી અસર કરે છે તેનુ કારણ પ્રસગનું હ દ છે અને તેનીસ પ્રસગો માથી એક પણ એવો નથી જે પાવન કર્યા વિના ન રહે લેખકની હથોટી કરુણાભરપૂર બની છે અને એક વિશ્વવ દ્ય વિભૂતિના જીવનને ન્યાય આપવામાં અસરકારક બની છે આજની ઊછરી રહેલી પેઢી માટે ગાધીજીને સમજવા અને તેમના જીવનનો મર્મ પામવા આ બન્ને પુસ્તિકાઓ અનિવાર્ય છે

(૪) ધર્મરાજ

( ત ત્રી નિર્મળ પુ. મહેતા
સ પાદક શ્રી કૈનૈયાલાલ વાઘાણી
કાર્યાલય નાગરપોળ ભાવનગર
લવાજમ રા. ૧)

ભાવનગરથી મે માસથી શરૂ થતુ આ ધાર્મિક માસિક પ્રથમ અંકથીજ આદરાસ્પદ અને સાત્વિક સામગ્રી પૂરી પાડવી શરૂ કરી છે 'ડમરુ' દ્વૈમાસિક શરૂ થયા પછી, ટૂકા ગાળામાં, ભાવનગરથી બે ધાર્મિક માસિકો શરૂ થયા છે શ્રી. કરસનદાસ માણેક, આ માસિકના ઉદ્ઘાટન પ્રસગે હાજરી આપી આશિષ પાઠવી છે તે ઉજ્જવળ ભાવિનું સૂચક બની રહે છે

(૫) નિજાનંદ

( તત્રી શ્રી ચ પકલાલ ત્રિવેદી, ભાવનગર
વાર્ષિક લવ જમ રૂ ૮ )

મે માસનો પ્રથમ દળદાર અ કમા ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યક રો ઉપરાત ડોંગરેજી મહારાજ, યોગીજી મહારાજ, દુલા કાગ, મહતશ્રી શાતિપ્રસાદજી, કૃષ્ણાશ કર શાસ્ત્રી જેવી આ ધ્યાત્મિક વિભૂતિઓના લેખો અને આશિર્વચનો ચમકાવે છે લોકકથાઓ-ધર્મકથાઓ દ્વારા પ્રાણવાન સાહિત્ય પીરસવાની આ મ સિકની નેમ છે અને તેમા તે સફળ થશે એ વિષે શકા નથી

---

અમૃતસરના લાલા દૌલતરામજીનુ નામ ગ ગારામ ગ ગારામ ભારે ધૂની અને જિદ્દી મેટ્રિક પાસ કરીને નોકરીની શોધ માટે તેઓ લાહોર ગયા લાહોરની ઈજનેરી ઓફિસમા એમના પરિચિત નોકરી કરતા હતા તેઓ ઓફિસમા ગયા ત્યારે મિત્ર ત્યા નહોતા અને ઓફિસ પણ ખાલી હતી તેથી તેઓ એક ખુરશી પર બેઠા એ ખુ રશી ઈજનેરની હતી થોડીવારમા ઈજનેર સાહેબ આવ્યા ગ ગારામને પોતાની ખુરશી પર બેઠેલો જોઈ, તેઓ ગુસ્સે થયા, ને એમને ઉઠાડી મૂકયા એ લામાં મિત્ર આવી પહોચ્યા મિત્રે, 'કામ કરવુ છે?' એમ પૂછયુ ત્યારે એમણે જવાબ આપ્યો પહેલા તો કાંઈ બીજુ કરવુ હતુ પણ હવે મારો વિચાર બદલાઈ ગયો છે હુ ઈજનેર બનીને જ રહીશ અને ઈજનેર સાહેબે મને જે ખુરશી પરથી ઉઠાડયો છે તેના પર જ બેસીશ '

મિત્ર એની વાત પર હસ્યો, પર તુ ગ ગારામ તો ત્યાંથી પાછા ફરીને તુરત જ રુરકીની 'ટોમ્સન કોલેજ'માં દાખલ થઇ ગયા ને ઇજનેર બનીને પેલી ઓફિસની ખુરશી પર જ તેઓ બેઠા

*

# અમારાં પ્રકાશનો

# વૈષ્ણવજન

વર્ષ : ૮ ]  ૧૨, જુલાઇ – ૧૯૬૮  [ અંક ૪

## અનુક્રમણિકા





## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારમાં સંમત છે જ એમ માનવું નહિ

*

### [લેખકોને]

વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

### લવાજમ

દેશમાં [ સંઘ ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨ રામકૃષ્ણનગર રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન સરૂપ મુદ્રિકા રેઈસકોર્સ રોડ, રાજકોટ

એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી
જ્યોત ઘર આખામાં અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક
રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી
બચતમાથી મોટી રકમ બનીને રાષ્ટ્રના
ઉપયોગી કાર્યોંમા મદદરૂપ થાય છે



# નાની બચત

નાનેરા પ્રયાસોનુ મોટેરૂ પરિણામ

*ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત*





# એક પુણ્ય સ્મૃતિ

સાંજનો સમય હતો. આશ્રમવાસીઓ પશ્ચિમ દિશા ભણી મુખ કરી ધ્યાનસ્થ બેઠાં હતાં. ધ્યાન પૂરું થતાં તેઓ પોતપોતાના કામમાં તલ્લીન થઈ ગયાં. થોડા વખત પછી એકાએક વીજળીની બત્તીઓ હોલવાઈ ગઈ આશ્રમમાં બધે અંધકાર પ્રસરી ગયો. કેવળ આકાશમાં તારાઓ ચમકી રહ્યા હતા.

પરંતુ પૂજ્ય ગુરુદેવ હજી સુધી ધ્યાનમાં મગ્ન હતા. તેઓ વરંડામાં એક ખુરશી પર બેઠા હતા અને તેમની આંખો બંધ હતી. તેમના મુખ પર એક પ્રકારની અજબ શાન્તિની ઝલક હતી એમ લાગતું હતું કે જાણે આખા આશ્રમમાં ફક્ત એક જ દીવો સળગી રહ્યો હતો અને તે હતો ગુરુદેવનો આત્મ-દીપ.

હું ખુરશીની પાસે ચુપચુપ બેસી ગયો અને ગુરુદેવના ચરણકમળને હૃદયમાં રાખીને મેં પણ ધ્યાન કરવાનું શરૂ કર્યું લગભગ એકાદ કલાક પછી ગુરુદેવે આંખો ઉઘાડી. મેં તરત જ ઊઠીને એમને પ્રણામ કર્યા તેઓ કંઈ બોલ્યા નહીં. એમ લાગતું હતું કે હજી તેઓ શાન્તિના સાગરમાં ડૂબેલા હતા એટલે ફરીથી હું ખુરશીની પાસે બેસી ગયો.

થોડીવાર રહીને ગુરુદેવે આકાશ ભણી નજર કરી ત્યાં દીવાઓ હજી પ્રકાશી રહ્યા હતા, જો કે આશ્રમમાં ચારે બાજુ અંધકાર જ હતો.

તારાઓને જોઈને એકાએક ગુરુદેવ બોલી ઊઠ્યા. "જગતમાં ફક્ત સત્યમ્, શિવમ્ અને સુન્દરમ્ કામના છે, બીજી બધી વસ્તુઓ અને કૃતિઓ માણસ માટે નકામી છે, નાશવંત છે"

આ પ્રમાણે કહીને તેઓ પાછા શાન્ત થઈ ગયા અને એમની દૃષ્ટિ તારાઓ તરફ હતી.

હું વિદાય-પ્રણામ કરીને મારી ઝૂંપડીએ પાછો ફર્યો આશ્રમની બત્તીઓ ફરી પાછી સળગી ઊઠી, અને મને એમ થયું કે તે પણ આકાશના તારાઓ તરફ જોઈને કહી રહી છે, 'અમે પણ કવિનો સંદેશો સાંભળ્યો છે અને એ સત્યને અનુસરવા અમેય 'કોશિશ કરીશું.'"

—ગુરુદયાળ મલ્લિક



# "વૃક્ષનસે મત લે"

વૃક્ષનસે મત લે, મન તૂ વૃક્ષનસે મત લે ।
કાટે વાકો ક્રોધ ન કરહીં, સિંચત ન કરહીં સનેહ ॥ વૃક્ષન૦ ॥

ધૂપ સહત અપને સિર ઊપર; ઔર કો છાઁહ કરેત ।
જો વાહીકો પથર લગાવત તાહીકો ફલ દેત ॥ વૃક્ષન૦ ॥

ધન્ય ધન્ય યે પરઉપકારી, વૃથા મનુજકી દેહ ।
સૂરદાસ પ્રભુ કહુ લગિ બરનૌં, હરિજનકી મત લે ॥ વૃક્ષન૦ ॥

હે મન, તું ઝાડ આગળથી સન્મતિ લે.

એને કોઈ કાપે છે તો તેના ઉપર એ ખિજાતાં નથી; તથા કોઈ બીજું પાણી પાય તો તેના ઉપર એ સ્નેહ કરતાં નથી.

પોતાને માથે એ તડકો ખમે છે અને બીજાને છાયા કરી આપે છે; અને કોઈ એને પત્થર મારે છે તો તેને એ ફળ આપે છે અને એવી રીતે એ અપકારનું સારું ઉપકારથી વાળે છે.

આમ પરોપકારી ઝાડનું જીવન સફળ છે; માણસ પણ એવી રીતે પરોપકાર ન કરે તો એનો જન્મારો અફળ ગયો એમ જાણવું.

સૂરદાસ કહે છે કે હે મન, તું ભગવાનના ભકત આગળથી સન્મતિ લે.

સુજનો ન યાતિ વૈરં પરહિતનિરતો વિનાશકાલેઽપિ ।
છેદેઽપિ ચન્દનતરુઃ સુરભયતિ મુખં કુઠારસ્ય ॥

'પરોપકારનો રસિયો સજ્જન મરવા ટાણે પણ વેરવૃત્તિ રાખતો નથી; ચન્દન [સૂખડ] ના ઝાડને કોઈ કાપે છે તો તે કુહાડાના પાનાને સુવાસિત કરે છે.' દે.વા.

'આશુતોષ'

### કેન્દ્ર અને રાજ્યો

અલગતાવાદનું જોર વધી રહ્યું છે અને રાજ્યોમાં સ્વતંત્ર સુબા બનવાનું માનસ વ્યક્ત થતું રહ્યું છે ત્યારે વધુ રાજ્યોની રચનાનો પ્રશ્ન બીજી રીતે કેમ ન વિચારવો? અમેરિકામાં નાનામોટાં ૫૧ રાજ્યો છે. આ બાબતમાં કદાચ જયપ્રકાશજીનું કહેવું યથાર્થ છે કે ભાષાવાર પ્રાન્તો રચવાનો નિર્ણય લીધા પછી, ભારતમાં ૧૭ રાજ્યો હોય કે ૨૭ તેનાથી ફેર પડતો નથી. તેલંગણનું અલગ રાજ્ય લોકોને જોઈતું હોય તો વાંધો શું છે? વિદર્ભ અને સૌરાષ્ટ્રવાળા આવી માગણી કરે તો સૌ કોઈને સ્પષ્ટ શબ્દોમાં કહી દેવું, 'તમારા ખાવાના બળે રાજ્ય ચલાવવાની ત્રેવડ હોય તો કરો – કેન્દ્ર કોઈ જાતની મદદ કરશે નહિ.' ખરી જરૂર તો એ છે કે કેન્દ્ર સરકારે વધુ મજબૂત અને શક્તિશાળી બનવાની જરૂર છે. આજે સૌને લાગે છે કે પોપાબાઈનું રાજ હાલે છે માટે મૂકો માગણી! દેકારો મચાવશું, હડતાલો પડાવશું, 'બંધ'નો આદેશ આપશું, આગ ચાંપશું એટલે જોઈતું મહત્ત્વ મળી જશે અને ધાર્યું થઈ શકશે આજના અલગતાવાદી બળોને નમતું આપવાનો પ્રશ્ન નથી પણ લોકોને જવાબદારી માથે ઉપાડીને પાર કેમ પાડવી તે શિખવવાનો છે રાજ્ય ચલાવવું સહેલ નથી અને તેમાંયે ભારત જેવો દેશ જ્યાં સહિષ્ણુતા ઓછી – પંથ અને વાદ ઘણા–ત્યાં બંગાળ અને કેરલની સરકારોને પણ સત્તા ભારે પડી જાય છે. સાચું ભાન જવાબદારીથી આવે છે. બીજા વિશ્વયુદ્ધ પછી જ્યારે ફ્રાન્સમાં અનેક રાજકીય પક્ષો ફાટી નીકળ્યા અને રાજ્યનું સુકાન અસ્થિર બની ગયું ત્યારે ચાર્લ્સ દ ગોલે રાજીનામું આપીને પોતાનું ફોડી લેવા લોકો ઉપર છોડી દીધું. અલ્જીરિયાની કટોકટી વખતે આંતરવિગ્રહને આરે જ્યારે ફ્રાન્સ ઊભું ત્યારે લોકોને સાચો ખ્યાલ આવ્યો અને ફરીથી દ ગોલને સત્તા સોંપી અને છેલ્લી ચૂંટણીમાં એ જ દ ગોલને હરાવી, તેમના અનુયાયીમાં વિશ્વાસ મૂકયો. આપણે ત્યાં ફ્રાન્સના જેવી પરિસ્થિતિનું નિર્માણ થઈ ચૂકયું છે; લોકો કોંગ્રેસના વિકલ્પની શોધમાં ફાંફાં મારે છે. આવી સ્થિતિમાં આંતરિક વાદવિવાદ ટાળવાથી જ કેન્દ્ર પોતાની સ્થિતિ મજબૂત કરી શકે.

### પાઠ્યપુસ્તકો

આ વખતે પાઠ્યપુસ્તકોના બખડજંતરે ભારે ઢીંડવાણું ઊભું કર્યું છે. પ્રકાશકો, લેખકો અને ચૂંટણીસમિતિઓના ગજગ્રાહ વચ્ચે સરકારની સ્થિતિ પણ છેલ્લી ઘડીએ વિષમ થઈ પડી, અને જુદાજુદા જીલ્લાઓ વચ્ચે પાઠ્યપુસ્તકોની ફાળવણી કરવી પડી. કેળવણી એ એક અખતરો છે અને તેમાં પહેલું અને છેલ્લું નક્કી કરાતું નથી. બહુરત્ના વસુંધરા – ક્યારે કોણ, અને ક્યા કોઈ વિરલ સર્જક પાકશે જેનું સર્જન આજની પેઢી સમક્ષ મૂકવું જરૂરી બને તે કહી શકાય નહિ. ઘી – કેળાં ખાવાની જેમને આદત પડી ગઈ છે, તેમને રોટલી અને ખાલી સંભારથી ચલાવી લેવા સરકારે સમય આપ્યો તે સારું કર્યું. રાષ્ટ્રીયકરણની વાતો કરીએ છીએ ત્યારે એ ભૂલવું ન જોઈએ કે તદ્‌વિષયક અન્યત્ર જે અનુભવ થયો છે તેના જોરે કેટલું આગળ વધાય તેમ છે? પ્રધાનોની સ્થિતિ પણ લોકશાહીમાં નિર્ણયાત્મક ભાગ ભજવવા જેટલી સ્વતંત્ર હોતી નથી – નીચેના અધિકારીઓએ ફાઈલોમાં જે ચિતરામણ કર્યું હોય છે તે જ માર્ગદર્શક પંથ બની રહે છે. ક્રાંતિકારી ફેરફાર માટે જૂની ઢબનું વહિવટી માળખું ન ચાલે. શંકાથી અને લાગવગથી પર એવી કોઈ ભૂમિકા ઉપર જ આ વિષે આગળ વધી શકાય.

### ઇન્દ્રાસન

ઇન્દ્રાસન દેવોને પણ દુર્લભ તેની પ્રાપ્તિ માટે ભારે કઠિન તપ કરવાં પડે, અને તે પણ

વર્ષો સુધી. કોઇ ઋષિમુનિ આવી તપશ્ચર્યા આદરે એટલે ઈન્દ્રાસન ડોલવા લાગે — ઇન્દ્રને ખબર પડી જાય કે કોઇ ઉમેદવાર જાગ્યો છે. નહૂષે આવી જ રીતે ઇન્દ્રપદ મેળવેલું પણ મળ્યા પછી ઇન્દ્રાણીને રાજી કરવા ઋષિમુનિઓ પાસે પાલખી ઉપડાવી અને પરિણામે શ્રાપને લીધે સર્પ થઇને પૃથ્વી ઉપર પટકાવું પડયું. રાષ્ટ્રપતિપદ આજે ઈન્દ્રાસન જેવું થઇ પડયું છે — સૌને એ પદ જોઈએ છે, અને કેટલાક સામેથી પોતાની લાયકાતની જાહેરાત કરી રહ્યા છે. ફેર એટલો છે કે આ પદ માટે તપશ્ચર્યાનું સ્થાન જાહેરાતે લીધું છે. થોડાક ટેકેદારો મળી જાય અને છાપાઓમાં નામ આવવા માંડે એટલે અડધુ કામ પત્યું. ઉમેદવારી નોંધાવવામાં બીજો ફાયદો એ કે યાદીમાંથી નામ પાછું ખેંચાવવા પણ સોદો થઈ શકે. રાષ્ટ્રપતિપદ માટે જે વ્યાપારી માનસ આજે દેખાય છે તેનાથી મોટું આશ્ચર્ય પણ થયા વિના રહેતુ નથી કે ભારતમાં જે પદ માટે લોકો અહોભાવ ધરાવતા હતા તે આજે જાણે Bull – fightનું મેદાન ન હોય ! એવી રીતે લોકો નિહાળતા થયા છે. એટલે અંશે એ પદની અધોગતિ પણ સમજવી રહી. આપણે દુનિયા સમક્ષ ભારતની એક છબી રજૂ કરવાની છે એવો ખયાલ કોઈને આવતો સરખો નથી. લંકામાં સોનું લૂંટવા જેવી જાણે આ વાત હોય તેમ સૌ કોઇ દોટ મૂકી રહ્યા છે. અને જાણે કોઈ સહેલગાહ કે હવાખાવાનું સ્થળ રાષ્ટ્રપતિ ભવન હોય તેમ બધા જ પક્ષો માની રહ્યા છે. એના કરતા તમારા ઉમેદવારને ભારતના ૫૦ કરોડ લોકો સમક્ષ ઊભો રાખો, તેની તરફેણમાં કેટલા લોકો હાથ ઊંચો કરે છે, તે જોવાનું કહો ને ! લોકપ્રિયતાનો પણ ખયાલ આવશે !

## સામ્યવાદી પરિષદ

બહુ ગાજ્યા પછી મોસ્કોને આંગણે ૭૫ સામ્યવાદી દેશોની પરિષદ યોજાણી તે સૂચક છે. અત્યાર સુધી મુખ્યત્વે ચીનના વિરોધને કારણે આવી પરિષદની અફળતા વિષે ખુદ મોસ્કોને ડર હતો. આલ્બેનિયા, રૂમાનિયા જેવા ચીનના મળતિયાં રાષ્ટ્રોનો પણ સવાલ હતો. ચીન એકલું પડી જવાની સ્થિતિમાં રશિયાએ તેને લાવી મૂકયું, ચીનના પડખામાંથી પાકિસ્તાનને મુક્ત કરવા રશિયાએ લશ્કરી મદદ પણ આપી. ખુદ પાકિસ્તાનમાં લોકશાહી તંત્ર માટેની માગ નકારી શકાય તેમ નથી એટલે યાહ્યા રાવળપીંડીની મુલાકાતે આવે તો પણ સ્થિરતાને અભાવે બહુ પગપેસારો કરી શકે તેમ નથી. સામ્યવાદી દુનિયાનું નેતૃત્વ રશિયા બરોબર પકડી રાખવા માગે છે. માઓનું ચીન જે ગર્વ અને અભિમાનથી આખી દુનિયાને પડકાર ફેંકે છે તેમાં રશિયાનો પણ સમાવેશ થઇ જાય છે અને તાજેતરની રશિયા સાથે ફરી સરહદો ઉપરની અથડામણો જે ફોજી ખુવારી બન્ને પક્ષે સહન કરવી પડી તેનાથી આ ગજગ્રાહની ઉત્કટતાનો ખ્યાલ આવી જાય છે. પરિષદની સમાપ્તિ પછી જે લાંબીલચ યાદી બહાર પાડવામાં આવી છે તેમાં ઇશારો તો મૂડીવાદી રાષ્ટ્રો સામે છે પણ રશિયા જાણે છે કે વિજ્ઞાનના આ યુગમાં માઓત્સેતુંગની જેમ અણઘડ રીતે સરમુખત્યારની જેમ વર્તવું સમયોચિત નથી. ઝેક બનાવ પછી રશિયા ડાહ્યું થયુ છે.

## ચીની પંજો

ભારતની ઉત્તરે, કાશ્મિરની ઉપર, ગીલગટ-સિકિંયાગ માર્ગ પૂરેપૂરો તૈયાર થતા અને પાકિસ્તાનને ચીન તરફથી લશ્કરી સામગ્રી મેળવવાનું એક દ્વાર સાંપડે છે. આ માર્ગ માત્ર વ્યાપાર–વિનિમય માટે જ છે અને તેનુ લશ્કરી મહત્ત્વ નથી એવી પાકિસ્તાનની દલીલ ભાગ્યે જ ગળે ઊતરે, કેમ કે આ વિસ્તારમાં ચીનનાં ઔદ્યોગિક એકમો છે જ નહિ—બધા જ પૂર્વમાં છે.

હજી વધુ માર્ગો ચીન અત્રે બાંધી રહ્યું છે જેમાં લ્હાસાને અક્સાઇ ચીન, ચુબી ખીણમાં થઇ ને જોડતો માર્ગ લગભગ તૈયાર છે. તિબેટને સિકિંયાગ સાથે જોડતો કારાકોરમ માર્ગ પણ બની રહ્યો છે. ચીનનો હેતુ ઉત્તરીય સરહદે આપણને ત્રણ ચાર ઠેકાણે રોકી રાખવાનો છે. નેપાળમાં તો ચીન

[ અનુ૦ પૃષ્ઠ ૧૬૦



"સત્ય વિના આ જગતમાં બીજું કંઇ જ નથી."

"સત્ય મારો ધર્મ છે અને અહિંસા તેની સિદ્ધિનું સાધન છે"

[બાપુનું જીવન એટલે સત્યનું અથાક શોધન. આપણાં ઉપનિષદો કહે છે : 'સત્યસ્ય રૂપમ્ નિહિતમ્ ગુહાયામ્' સત્ય તો અંતરના અંતરતમ ખૂણે છુપાયેલું છે. એ અતલ મહાસાગરમાંથી મરજીવા જ એને હાથ કરી શકે બાપુજી પણ એવા જ મરજીવા હતા અને તેથી જ એમના મુખમાંથી સત્ય વિશેનાં વાક્યો ચિરકાલીન કાવ્યની પેઠે અત્યુચ્ચ સંવેદના આપણા હૃદયમાં જગાડે છે અને સત્યની ગહન ફિલસૂફીનું આપણને દર્શન કરાવે છે.

સત્ય વિષેનું આ અપ્રસિદ્ધ લખાણ 'દેશોદય' નામના હસ્તલિખિત માસિક માટે પૂ. બાપુએ ખાસ લખી આપેલું. તેના તંત્રી શ્રી. શાંતિલાલ ભાઈ દવે લાંબો સમય સાબરમતી આશ્રમ રહેલા. આ લખાણ તેમના આભાર સાથે પ્રગટ કરીએ છીએ.]

સત્યને પહોંચવું એટલે પરમેશ્વરને પહોંચવું એટલે પરમ સુખ મેળવવું એટલે મોક્ષ મેળવવો.

સત્ય વિના આ જગતમાં બીજું કંઇ જ નથી. તેથી જ શંકરાચાર્યે જગતને માયા રૂપે વર્ણવ્યું છે.

આ સત્યને કેમ પમાય? તેની શોધ પાછળ સર્વસ્વનો ત્યાગ કરવો જોઇએ. તેથી ધનનો, માનનો, માતાનો, પિતાનો, સ્ત્રીનો, પુત્રનો, મિત્રનો અવસર આવ્યે ત્યાગ કરવાની તૈયારી હોવી જોઈએ.

જે પ્રયત્ન અને જે જોખમ આપણે ધન, માન મેળવવા બેઠીએ છીએ તેના હજાર ગણા પ્રયત્ન અને જોખમ સત્ય મેળવવા, ખેડવા ઘટે છે. એમ છતાં સત્ય એ આત્માનો સ્વભાવ હોવાથી એટલું જ્ઞાન મળ્યા પછી સહજ પ્રયત્ને સાધ્ય વસ્તુ છે.

—મોહનદાસ ગાંધી

એક વિદ્યાર્થીએ બાપુને કાગળ લખ્યો :

"સત્યને રસ્તે ચાલવામાં મનને શાંતિ થાય છે? હરિશ્ચંદ્ર. ધર્મરાજ યુધિષ્ઠિર, રામ, સીતા ઇત્યાદિ અનેક સ્ત્રીપુરુષોએ સત્યનો આશરો લઇ મૃત્યુ પર્યંત દુઃખમાં જ જીવન વ્યતીત કર્યું છે. આમાંથી આપ

હરિશ્ચંદ્રને કદાચ બાતલ રાખશો; પણ બીજાનું કેમ? યુધિષ્ઠિર છેક મૃત્યુ સુધી દુઃખી જ રહ્યા છે. રામે પણ દુઃખમાં જીવન પૂરું કર્યું. પતિતપાવની સીતાદેવીને પણ દુઃખમાં જ મરવું પડ્યું. આ બધું સત્યને પ્રતાપે જ! ખુદ આપનો જ દાખલો લઉં. સરકાર સાથે આપ સત્યથી વર્તો છો; તો તે અસત્યનો ઉપયોગ કરી આપની નિર્મળતાનો લાભ અનેક વખત લઈ રહી છે, અને આપ તે વિરુદ્ધ કાંઈ કરી શક્યા નથી. આજ બતાવે છે કે સત્તા આગળ સત્ય પાણી ભરે છે..."

બાપુએ તેને લખ્યું: "સત્યના પાલનમાં જ શાંતિ રહેલી છે. સત્યનો બદલો સત્ય જ છે. કીમતીમાં કીમતી વસ્તુ વેચનારને તેનાથી વધારે કીમતી વસ્તુ જેમ ન મળી શકે, તેમ સત્યના કરતાં બીજું વધારે સત્યવાદી શું ઇચ્છે? હરિશ્ચંદ્રને હું બાતલ રાખવા ઇચ્છતો નથી, પણ તે અને ધર્મરાજ ઇત્યાદિ દુઃખી રહ્યા એમ કહેવામાં જ ભૂલ છે. તેમણે દુઃખમાં સુખ માન્યું હતું, એટલે આપણે જેને દુઃખ માનીએ છીએ તે તેમણે વધાવી લીધું. આવા કારણોથી જ ભક્તકવિએ ગાયું.

"હરિનો મારગ છે શૂરાનો,
નહીં કાયરનું કામ જોને."

સત્ય જેમ સૂર્યની માફક તપાવે છે તેમ પ્રાણનું પણ સિંચન કરે છે. સૂર્ય એક ઘડીને સારુ પણ તપતો રહી જાય તો આ સૃષ્ટિ જડવત્ બની જાય. તેમ સત્યરૂપી સૂર્ય પણ એક ક્ષણભર પણ તપતો રહી જાય તો આ જગતનો નાશ થાય. આપણે જગતમાં અસત્ય જોયા કરીએ છીએ એ ખરું પણ એ તો અંદરનો મેલ જેમ બહાર નીકળ્યા જ કરે છે તેમ છે. કરોડો સ્વભાવે જ સત્યનો ઉપયોગ કરે છે એ વાત કદી ભુલાવી ન જોઈએ. મારો પોતાનો અનુભવ તો અપવાદ વિનાનો છે, અને તે એમ સૂચવે છે કે મારામાં કંઈ નિર્મળતા રહી હોય તેનો દુરુપયોગ છેવટ લગી કોઈ પણ નથી કરી શક્યું. એથી ઊલટું જેઓ મારી સત્યનિષ્ઠાનો દુરુપયોગ કરવા ઊભા થયા છે તેમણે પોતાની પ્રતિષ્ઠા ખોઈ છે અને બીજું પણ ઘણું ખોયું છે. સત્ય વચનને સારુ, અને સત્ય વિચારને સારુ, અને સત્ય આચારને સારુ મુસીબતો આવી છે, પણ કોઈ દહાડો મેં દુઃખ અનુભવ્યું નથી તેમાંથી મેં પરમ સુખ અને શાંતિનું જ સિંચન કર્યું છે. મારા અસત્યનો એક દાખલો મે જગતની પાસે મૂક્યો છે. એ જ્યાં સુધી મારામાં ભર્યું હતું ત્યાં લગી મને એ કોતરી ખાતું હતું. એનો નિકાલ કરી શુદ્ધ થયો ત્યારે જ હું શાંતિ પામ્યો. આવાં પણ કેટલાંક દૃષ્ટાંત મારા પોતાના જીવનમાં મને યાદ છે.... જગતનો અને મારો અનુભવ તો એમ શીખવે છે કે સત્તા આગળ સત્ય પાણી ભરતું નથી, પણ સત્તાને હમેશા સત્યની દાસી થઈને રહેવું પડે છે."

---

મંડળીમાં બધાં જમીને બેઠાં હતાં યજમાને બહારથી પાન મંગાવી દીધાં. અમારા બધામાં એક નૌતમવાલે પાન ખાવાની ચોખ્ખી ના પાડી. પૂછતાં જવાબમાં કહ્યું:

'મારી 'ના' ની પાછળ થોડોક ઈતિહાસ છે. મને અગાઉ બજારનાં પાન ખૂબ જ ખાવાની ટેવ હતી. પણ ચારેક વર્ષ પર એક વેળા હું પાનવાળાની દુકાન તરફ જતો હતો. મેં દૂરથી બરાબર જોયું. નાક સાફ કરીને એવા ને એવા જ હાથે ઘરાકો માટેનાં પાન તૈયાર કરવામાં એને લાગી જતો મેં જોયો; ત્યારથી બજારુ પાન મારે માટે સદાય ત્યાજ્ય બની ગયાં છે. તમે બારીકાઈથી નિરીક્ષણ કરજો, એના હાથમાં, રૂમાલમાં બહાર ઉઘાડા પડેલા પાનમાં, લોટામાં, ઉઘાડા રહેલા કાથા-ચૂનામાં ને ઘણી જગાએ ક્યાંય ચોખ્ખાઈ જેવું છે ખરું ?'

*

# શ્રદ્ધાનાં દ્રાવણ

ફાધર હેમિલ્ટન

મેનહટન બેન્કનું બિલ્ડીંગ બનાવવાનું હતું ઊંચાઈ બાવન માળ! બેંયરાના માળ ભેળા ગણતાં કુલ ઊંચાઈ સાઠ માળ જેટલી થાય. આ માટે મહત્ત્વના ગણાય એવા શિકાગો શહેરના કેન્દ્રસ્થ વિસ્તારમાં મોંઘા ભાવની જમીન ખરીદવામાં આવી હતી. ગંજાવર ખર્ચે બેંકનું આ મહાભવન તૈયાર થવાનું હતું. એકલા પ્લાનની પાછળ જ લાખો રૂપિયાનો ખર્ચ કરવામાં આવ્યો હતો.

પ્લાન પ્રમાણે કામ શરૂ થયું અને પાયા ખોદવામાં આવ્યા. શરૂઆતમા તો મજબૂત ખડક આવ્યો, પણ પાછળથી રેતીનું પડ આવતા મજૂરોને ગભરામણ થઇ. પાણીના પૂરની જેમ રેતી ધોધમાર ઝડપે આવવા માંડી એટલે બધા મજૂરો ગભરાઈને બહાર નીકળી ગયા.

ઇજનેરોએ ઊંડી તપાસ કરતાં ખ્યાલ આવ્યો કે પાયાની અંદરના ભાગમાં ચારે બાજુ રેતી જ રેતી હતી. એમણે બેન્કના ડીરેકટરોને કહ્યુ.

"આ જગ્યા છોડી દેવી પડશે. આવી સરી જતી રેતીના પાયા ઉપર સાઠ માળનું મકાન નહીં બાંધી શકાય."

"શું વાત કરો છો ? લાખો ડોલરના ખર્ચે ખરીદેલી જમીન છોડી દેવાની વાત કરો છો ?" અકળાયેલા ડીરેકટરોએ મૂઝવણ ઠાલવી.

મુખ્ય ઇજનેરે ભુસ્તરશાસ્ત્રીઓને વાત કરી એમણે જવાબ આપ્યો : "નિયમ પ્રમાણે આ રેતીને ખડક થતાં અનેક લાખ વર્ષ લાગે."

પણ મકાન બધાવવા એટલાં બધા વર્ષ રાહ જોવા માટે બેન્કવાળા તૈયાર નહોતા. છેવટે મુખ્ય ઇજનેરે એક જાણીતા રસાયણશાસ્ત્રીની મદદ લીધી. એણે કહ્યું:

"એક જ રાતમાં અમે આપને એ રેતીમાંથી સજ્જડ ખડક બનાવી આપીએ."

સાવ નજીવી કિંમતે એમને કોન્ટ્રેકટ આપવામાં આવ્યો ને જાણે કાંઇક જાદુ થયું હોય એમ બીજા જ દિવસે સવારે ત્યાં રેતીને બદલે ખડક હતા !

"હવે સાઠને બદલે એકસો સાઠ, માળનું મકાન ચણી શકો છો સાહેબો," રસાયણશાસ્ત્રીએ ઉત્સાહથી કહ્યું.

રેતીને સ્થાને રાતોરાત આવી ગયેલા ખડકની મજબૂતાઇ જોઇને ખુદ મુખ્ય ઇજનેર પણ ચકિત થઇ ગયો. એનું રહસ્ય પૂછતાં એ બોલ્યો :

"આ જાદુ તમે કર્યું શી રીતે ?"

"આમાં જાદુ કાંઇ જ નથી. સાવ જ સાદી વાત છે. રેતીમાં સોડિયમ સીલીકેટ અને કેલ્સ્યમ કલોરાઇટ ભેળવી દીધાં એટલે વજ્જર જેવો ખડક તૈયાર થઈ ગયો," રસાયણશાસ્ત્રીએ હસીને જવાબ આપ્યો.

આ વાતની સચ્ચાઈની ખાતરી આપતું એ બેન્કનું બિલ્ડીંગ આજે પણ ઊભું છે.

પછી તો ગગનચુંબી ઇમારતો ચણનારાઓ માટે આ એક નિયમ જ થઈ પડયો કે પાયામા રેતી હોય કે ન હોય, પણ સોડિયમ સીલીકેટ અને કેલ્સ્યમ કલોરાઇટ નાખવાં જ.

આપણા જીવનનું મહાલય રચતી વખતે પણ આપણે આ ભયસ્થાન નજર સામે રાખવાનું છે જ કે સરી જતી રેતીના પોકળ પાયા ઉપર આપણે એક ઇંટ પણ નહી ગોઠવી શકીએ. એ રેતીને સઘન ખડક બનાવી દેવા માટે આપણે પાયામાં શ્રદ્ધાનાં દ્રાવણ રેડવાં જ રહ્યાં.

આપણે જીવન અને જગતની ગમે એ ભૂમિકાએ હોઇએ-ને આપણે ગમે એટલો વિકાસ કર્યો હોય તો પણ આપણા જીવનમહાલયના પાયામાં આ શ્રદ્ધાદ્રાવણની અનિવાર્ય આવશ્યકતાને સ્વીકારવી જ રહી.

આપણે કાંગરા, કમાન અને શિખરોની સંરચના અને સુશોભનોમાં એટલા ઊંડા ઊતરી ગયા છીએ કે પાયાના પથ્થર મજબુત છે કે સરી જતી રેતી ઉપર જ બધું માળખું લપસી રહ્યું છે એ જોવાનું આપણને ભાન જ નથી રહેતું.

આજ જીવન મહાલયના પાયાને તપાસી લઈએ. શ્રદ્ધાનું દ્રાવણ એમાં બરાબર રેડીએ એક એવી વજ્જર—ભૂમિકા સઘન રીતે બાંધીએ કે ગમે એવા ધરતીકંપે ય આપણને ન ધ્રુજાવી શકે.

કમનસીબે આજકાલ તો આપણે એવી સ્થિતિ ઊભી કરી છે કે સામાન્યમાં સામાન્ય વાયરાલહર પણ આપણને ધ્રુજાવી દઈ શકે છે. તો પછી આભ ધરતીને ઘેરી વળતી ઝંઝાઓ સામે તો આપણું અસ્થિર જીવન મહાલય ટકી જ શી રીતે શકે ?

જગતના પારાવાર સંઘર્ષો વચ્ચે માણસો ભાંગી જતા હોય એવાં અસંખ્ય દશ્યો આપણને ચારે બાજુ જોવા મળે છે કારણ કે બહુજ ઓછા માણસો શ્રદ્ધા દ્વારા જીવનને સઘન ને સબળ બનાવવાની કળામાં રસ દાખવતા જોવા મળે છે.

શ્રદ્ધાનું દ્રાવણ સાવ હાથવગું છે. એ ક્યાંય લેવા જવાની જરૂર નથી. એનો પૂરતો પ્રવાહ આપણી અંદર જ છે. જરૂર છે માત્ર એનો ઉપયોગ કરવાની. એટલું આવડે તો જિંદગી વજ્જર જેવી બની જાય. પછી એના ઉપર લાખ તોફાન ત્રાટકે તોય એ અણનમ જ રહે.

---

પાર્લાના સ્ટેશન પર થોડાક મહિનાઓ પહેલાં ઊભો હતો, ત્યારે એક સજ્જન જેવા જણાતા ભાઇ મળ્યા. અંગ્રેજીમાં કહે :

'ભાઈ, હું ત્રણ દિવસનો ભૂખ્યો છું; મારે વતન મદ્રાસ જવું છે; પૈસા બિલકુલ નથી. કૃપા કરીને થોડી મદદ કરો, તો હું અત્યારે જ દાદરથી બેસી જવા માગું છું. મારી પત્ની ત્યાં સખત બીમાર છે અને કોઇ પણ સંજોગોમાં વહેલા ગયા વિના છૂટકો જ નથી.

એ પછી તો ઘણી વાતો થઇ. ટૂંકમાં એની સચ્ચાઇ વિશે મારા પર એણે આબાદ અસર પાડી. મેં ખીસ્સામાં જોયું; ખાસ વધારે કંઇ હતું નહીં. ગજવામાંથી બે રૂપિયાની નોટ કાઢીને આપતાં મેં કહ્યું :

'વળી બીજા કોઇ ને શોધી લેજો, અત્યારે તો મારી પાસે આટલું જ છે; ને હવે વધારે કંઇ બની શકે તેમ નથી.'

નસીબ સંજોગે બન્યું એવું કે મારે બોરીવલી જવું હતું ને એ તરફ જવાની ગાડી ઠીક ઠીક મોડી થઈ. આથી પ્લેટફોર્મ પર મેં ચક્કર લગાવવા માંડ્યાં. ત્યાં ઓચિંતી જ મારી નજર જે ભાઇને મેં મદદ કરી હતી તેના તરફ ગઇ એ તો સ્ટેશન પરના રેસ્ટોરામાંથી સિગારેટના ચારપાંચ પાકીટ ખરીદતા હતા. હું આભો બની ગયો. એને ઘણો ઠપકો આપ્યો; પણ એણે સાંભળ્યા જ કર્યો. મારા મનમાં ત્યારે થયું : 'પણ એમાં ભૂલ મારી છે. શા માટે મેં પૂરેપૂરી ખાતરી કર્યા વિના પૈસા આપ્યા ? કુપાત્રને દાન આપી દીધા પછી પસ્તાવો કરેલો શા કામનો ?' એ પ્રસંગ પછી અજાણ્યાને કશું ય આપતાં કે કોઇને એમ કરતાં જોતાં આપોઆપ પેલા 'સજ્જન' યાદ આવી જાય છે.

*

# જે પીડ પરાઈ જાણે રે

વસંત પટેલ

## બાપુની કરુણા

હાડ ગાળી નાખે તેવી સખત ઠંડી છે બારી બારણા બંધ કરી માનવો બેવડ તેવડ રજાઈઓની સોડમા ભરાઈ બેઠા છે તેમાય પ્રભાતનો અતિ ઠંડો પવન વાઇ રહ્યો છે

બાપુની સવારે વહેના ઊઠવાની ટેવ વાતા વરણુ તેમને જરાએ તેમના નિયમમાથી રોકી શકતુ નહોતુ ઊઠીને ગૌશાળામા ઢોરકવાર ગાયોને ચાદરા ઓઢાડયા છે કે નહી ? તે જોઈ આવે ચારો નીર્યો છે કે નહી ? તે તપાસ કરી આવે પછી જ બીજા કાર્યોમા બાપુ લાગી જાય

બે દિવસ બહાર ગામ જઈ આવ્યા પછી બાપુ ત્રીજા દિવસે ગૌશાળાએ ગયા બધુ વ્યવસ્થિત હતુ નિરીક્ષણ કરીને પાછા વળતાહતા ત્યા તેમની નજર એક ખાલી ગમાણમા પડી. એક બાળક ટૂટીયુ વાળીને સૂતો હતો

'આટલી ઠંડીમા આ બાળ આમ ઉઘાડો !' બાપુ તો દોડી ગયા બાજુમા પગરવ થતા બાળક ઊઠી ગયો

'કોણ છે ભાઇ અહી કેમ સૂનો છે ?' બાપુએ પ્રશ્ન પૂછયો

'મા બાપ નથી, રખડતો હતો ને બે દિવસથી અહી છાણ ઉપાડુ છુ '

આટલી ઠંડીમા ઉઘાડો કેમ સૂનો છે ? ઠંડી નથી લાગતી ?'

'ના બાપુ અહી તો આ દિવાલ છે તેથી ટાઢ ચડતીએ નથી પણ ચાન પહેના ખુલ્લામા સૂઈ જતો હતો ત્યા વાતી હતી'

બાળકના શબ્દો સાભળતા જ બાપુ કમકમી ગયા. મનસા વિચારી રહ્યા, 'ઠંડી તો વતી જ હશે પણ માબાપ વગરનો બાળક કોને કહે ? માત્ર તેને પોતાની વૃત્તિઓને સતોષી બનાવી દીધી છે'

ને બાપુ તો તુર્તજ દોડીને આશ્રમની ઓરડીમા પહોચી ગયા બે કોથળા લીધા તેમા ગાભા ભર્યા ને મજાની ગાએ ટાકા મારી ગોદડી બનાવી નાખી

'લે ભાઈ, આ ગોદડી હવે નિરાતે સૂજે' તુર્તજ ગોદડી બાપુ જાતે જ લઇ તેને આપવા ગયા ને પોતાને સૂવા માટેની સારી જગા બનાવતાં કહ્યુ

બીજા દિવસે પ્રાર્થના પછી પેલો બાળક દોડીને બાપુના પગમા પડી હસી કહી રહ્યો, 'બાપુ, આજે નિંદ લીધી તેવી તો મે સ્વપ્નમા પણ લીધી નથી '

ત્યારે બાપુના મો ઉપરની ગમગીનમા સ્પષ્ટ વચાતું હતુ 'આવા એક નહી અનેક ભારતના ગરીબોના મો ઉપર કયારે આવુ હાસ્ય જોવા મળશે ! ગરીબીને દેશવટો દેવા પ્રત્યેક માનવમાં બીજાને મદદરૂપ થવાની ભાવના કયારે પ્રગટશે ?'

બાપુએ અપવેની આઝાદીનું ઋણ અદા કરવા આ અધૂરા તેમના કાર્યને આપણે પૂર્ણ કરવા આજે જ પ્રતિજ્ઞા કરીએ દરિદ્રનારાયણના દુખોમા આપણા સુખોને સમાવી દઇએ

## એકાત્મ ભાવ

માના શરીરમા સખત તાવ હેય અને બાળક તેને છોડીને દૂર જાય ? આવી પડનારી અનેક આધિઓની સામે તે તો માની સોડમા ભરાવાનું શાને ભૂલે ? નાનો નામદેર માની બાજુમાથી ઘડીકવારે દૂર જતો નથી માના મોમાથી પા માન એક જ શબ્દ નીકળે છે ને તે પાણી હાજર કરી દે છે ર્ શબ્દ સભળાતા જ થૂકદાની મૂકી

રૂ છે. એટલે માંદી માને નીરખી રહે છે ને વિઠોબાની છબી સામે નજર કરી મનમાં પ્રાર્થના કરે છે 'પ્રભુ માને શા માટે માંદી કરી છે ? હુ તો આ દુખ સહન કરી શકુ તેમ છુ મને જ માંદો પાડને ?'

આ મંદવાડમાં ખબર કાઢવા અનેક માનવો આવતા ચિત્રવિચિત્ર ઘરવૈદા પણ તેઓ બતાવતા અનેક આવી દવાઓ કર્યા પછીએ કઇ આરામ નહોતો જણાતો ત્યાં દૂરના એક સ્વજને કહ્યુ 'આટલા તાવમાં તો લીમડાના લીલાં લાકડા ને બકરીની લીંડીઓની ધૂણી કરીને ખાટલા ઉપર લીમડના પાન નાખી દરદીને સુવાડી, ગરમ કપડુ ઓઢાડો આપો આપ તાવ પસીના વાટે નીકળી જશે આ વાતને ઘણાએ અનુમોદન આપ્યુ ને માએ પછી તો નાના નામદેવને નાની કુહાડી આપી લીમડો લેવા મોકલ્યો માત્ર માના જ વિચારોથી ખદબદતો નામદેવ ગામની ભાગોળે પહોચ્યો લીલુછમ એક લીમડાનું ઝાડ જોયુ ને તેના ઉપર ચડી થોડો ફાલ પાડયો ને નીચે અવી તેની છાલ કાપવા માંડી

પણ નામદેવનું હૃદય કરુણાથી છલકાતુ હતુ. દયાનો ઝરો તેમા સતત વહેતો હતો નાની કીડી પણ તેમના પગ નીચે ના મરી જાય તેની તેઓ સતત દેખભાળ રાખતા એક બે ને ત્રણ કુહાડીથી ઝાડ ઉપર ઘા કર્યા તેની સાથે છાલ તો ઉખડી પણ પાતળુ પ્રવાહી પણ તેમાથી વહેવા માંડયુ નામદેવે આ જોયુ ને વિચારમા પડી ગયા 'એટલે' આપણને થોડુ વાગતા કેવુ દર્દ ઉપડે છે ! ત્યારે મે તો આના છોલા જ પાડી નાખ્યા છે ?'જેમ તેમ કરીને લાકડા ભેગા કરી તેઓ ઘરે પહોચ્યા

તુર્ત જ માને ધૂણી કરીને ખાટલામાં લીમડો બીછાવી સુવાડી દીધી અપતગે કામયાબ નીકળ્યો માની માંદગી દૂર થઇ ગઇ પણ હજીએ નામદેવના મનમાથી ઝાડના દુખનો વિચાર હટતો નથી

થોડા દિવસ થયા ને નામદેવની નાની ધોતલી ધોતાંધેતા માએ તેના ઉપર લોહીના ડાઘ જોયા. તુર્ત જ નામદેવને બૂમ પાડી "નામુ આ ધોતલી કયા લોહીવાળી કરી આવ્યો છે બેટા"

નામદેવ દોડતા આવ્યા ખરા પણ વાત કહેવાની પ્રથમ તો હિમત ના કરી શકયા પણ માની આજ્ઞા હતી એટલે કહેવુ તો પડે જ 'બા, તુ માંદી હતી ત્યારે ઝાડની છાલ હુ લાવ્યો હતો ત્યારે તેમાથી પાણી નીકળ્યું હતુ તો તેને કાપવાથી દર્દ તો તેને થયુ જ હશે ? તે દર્દથી કેવી પીડા ઝાડને થઇ હશે તે જોવા માટે મે મારી જાગ ઉપર કુહાડીનો ઘા કર્યો હતો' બેટાના શબ્દો સાંભળતા જ મા દોડીને તેને ભેટી પડી બીજાનાં દુખોને પોતાના અતરમા રગદોળી તેને માપવાની નાના નામદેવમા પ્રગટેલી ભાવનાને તે વદી રહી

આજ આપણી જાતને આપણે ભગત કહે વડાવવામા ગૌરવ અનુભવિએ છીએ સમાજના અન્ય માનવો કરતા અધિક આવડતને ગુણોનો ભડાર આપણામા છે તેમ માની લઇએ છીએ

છતાય પડોશીઓની પીડાને પારકી પીડાજ માનીએ છીએ રૂપિયો દાનમા આપી દયાળુ માનવનો ખિતાબ લઇ લોકોને હજારોમા છેતરીએ છીએ જે સમાજના ભોગે આપણે આરામથી જીવીયે છીએ તેને જરાએ મદદરૂપ થવા પ્રયત્ન કરતા નથી ઉલટથી આપણામાં પ્રવેશેલી વિષમતાને ઢાંકવા સમાજરૂપી ઝાડને વારવાર છેદ્યા જ કરીએ છીએ

ભકતરાજ નામદેવે પોતાની કરૂણા મૂગા વૃક્ષો સુધી વિસ્તારી હતી તો આપણે માત્ર આ કરુણાના ધોધને સ્વજન ને પાચ પડોશીઓ સુધી એ વિસ્તારીએ કોઇની લાગણી દુભાવ તેવુ વર્તન ના કરીએ તેમના દુખોમા ભાગીદાર બની બને તે તનમનથી સેવા કરીએ

## બંધુઓ માટે બલિદાન

જુલીયસ સીઝરના હૃદયમા વેરનો અગ્નિ પ્રજ્વળી રહ્યો હતો અનેકવાર હરખાઇને ભાગેલા

અનેક નજરાણાં આપનાર ફ્રેન્ચોએ થોડા વખત પહેલા વર્જીરોટ્રીક્સની સરદારી નીચે ભેગા થઈને રોમનોને હરાવ્યા હતા અત્યાર સુધી અજેય મનાતા જગતમાં પોતાની તાકાતને અજોડ માનતા એવા રોમનોની હાર ! તે કલ્પી શકે તેમજ નહોતું. છતાંય વર્જીરોટ્રીક્સે વેરવિખેર ફ્રેન્ચ અમલદારોને ભેગા કરીને તેમનામાં એકતાનો નવો પ્રાણ પૂરી, શબ્દોની નવી તાકાત આપીને ભેગા કર્યા. ને તેની ધારી અસર થઈ. ખૂનખાર લડાઈમાં રોમનો હારી ગયા તેમના નામ ઉપર બદનામીનો બટ્ટો લાગી ગયો

આ વેદના જુલીયસ સીઝરથી સહન ના થઈ શકી તેના દિલમાં એક જ મનોકામના ઉછળી રહી 'ગમે તે થાય મારે આનો બદલો લેવો જ જોઈએ. વર્જીરોટ્રીક્સ ને દાંતે તરણું લઈને રોમનોના શરણે લાવવો જ રહ્યો. જગત પણ જાણે કે રોમનો સાથે બાથ ભીડવામાં શ્રેય નથી હું મારા ભાલાની અણી ઉપર તેનું મસ્તક ચઢાવીને તેમની રૈયતમાં ફેરવું તો જ રોમનોના બાહુબળની તેમને ખબર પડે'

ને આથી જ ઓચિંતિ તૈયારી કરીને તેણે એનાયસી કિલ્લામાં વર્જીરોટ્રીક્સને ઘેરી લીધો ત્રણે બાજુના ખુલ્લા રસ્તાઓ રોમનોએ બંધ કરી દીધા. ચોથો રસ્તો વિકટ ઝાડીઓનો હતો. કિલ્લાની અંદર એંશી હજાર પ્રજાજનો હતા. ઓચિંતા આવેલા આ હલ્લાથી પૂરતો ખાદ્ય પદાર્થ પણ જમા કરવામાં આવ્યો નહોતો પણ નગરજનો બહાદુર હતા દુશ્મનોનો સામનો કરવા માટેની તમામ તૈયારીઓ તેઓએ કરી મરવું પડે તો ભલે પણ તાબે ના થવાનો તેઓએ નિર્ધાર કર્યો.

દિવસો ઉપર દિવસો પસાર થવા માંડ્યા. રોમનો હલ્લો લઈને આવતા નથી માત્ર બહારથી આવતી સામગ્રી જ તેઓ અટકાવે છે. કિલ્લાનાનું અનાજ ઘટી ગયું ઘરડા માનવોએ હવે સ્વેચ્છાથી જ આમરણાંત ઉપવાસ શરૂ કર્યા જવાનોએ માત્ર ઘાસ વગર મરતા ઘોડાઓનું જ માંસ ભક્ષણ કરવા માંડયું. છતાંય તે વીરોએ શરણે જવાની જરાએ ઈચ્છા ના બતાવી

પણ પોતાના નગરજનોની આ દશા જોઈને વર્જીરોટ્રીક્સને નિંદ આવતી નથી જુલીયસ સીઝરને મારા ઉપર જ વેર છે. હું એકલો શરણે જાઉં તો તે પોતાનો ઘેરો ઉઠાવી લેવા તૈયાર છે તો, પછી ગમે ત્યારે નાશ થવાવાળા આ શરીરનો મોહ મારે શા માટે રાખવો ? આ અનેક માનવો ભૂખના દુઃખે પીડાઈ રહ્યા છે તેમના જીવનોને નષ્ટ કરવાનો મને શો અધિકાર છે ? ને મારા એકના જવાથી અનેક આ માનવો બચી જતા હોય તો એથી સારા કયા કામમાં આ દેહ આવવાનો છે ? હું જન્મ્યો છું ફ્રેન્ચો માટે તો મરીશ પણ તેમના કલ્યાણ માટે જ'

અનેક દિવસની ગડમથલ ને સતત મનોમંથન પછી તેણે પોતાના આત્મ બલિદાનનો નિર્ણય કરી નાખ્યો

એક રાત્રે વેશપલટો કરી રોમનોની છાવણીમાં પહોંચ્યો.

'મારે જુલીયસ સીઝરને મળવું છે.' ચોકી કરતા રોમનને તેણે કહ્યું. પ્રજાપતો શંકાની નજરે આ ઉંચા વીર તાકાતથી ભરપૂર એવા માનવને જોતા ચોકીદારને આવી પણ તેણે જોયું કે હથિયાર વગરનો માનવ વધારે જોર કરી નથી શકતો તેથી તેણે બે માનવને નજર રાખવાનું કહીને સીઝરની છાવણીમાં સમાચાર આપ્યા.

બે માનવોએ તેની જડતી લીધી ને તંબુમાં લઈ જવાયો.

તંબુમાં પેસતા જ સીઝરની નજર આ વીર યોદ્ધા ઉપર પડી

'વર્જીરોટ્રીક્સ' મોઢેથી બોલીને તે ઊભો થઈ ગયો.

'હા, હું જ આજ આપની સામે હાજર થયો છું. મારાથી હવે નગરજનોની ભૂખ જોઈ જતી નથી. ને મારી પાસે કિલ્લામાં એટલા સૈનિકો એ નથી કે તમને લડત આપી શકું આપની નજર મારા ઉપર છે અને આપ આપના લશ્કરી કાયદા પ્રમાણે સજા કરી શકો છો પણ તેના બદલામાં ૮૦ હજાર માનવોને ફરતો લગાવેલો ઘેરો

આપ ઉઠાવી લો.' વર્જરેઠીકસની સતત વહેતી વાણીને રીજર સાંભળી રહ્યો.

આલ્પ્સ પર્વતના ઉન્નત ગિરિશૃંગો જેવી જેના હૃદયમાં દઢતા ભરી પડી છે એવો માનવ આજે નત મસ્તકે પોતાની સામે પ્રજાની પીડા સહન ન થવાથી ઊભો હતો. દુશ્મનોના તાકાતને હરણાની તાકાત માનનાર નરસિંહ આજે ખુદ હરણાના ટોળામાં આવી દયા યાચતો હતો.

રીજરના હૃદયમાં તેને ભેટવાની એક ભાવોર્મિ ઉછળી રહી. પણ તે તેણે દબાવી રાખી.

બીજા દિવસે સરદારોની યુદ્ધ અદાલત મળી.

તે વખતે યુદ્ધ અદાલતમાં દયા કે કરુણા બતાવાતી નહોતી તેનો શિરચ્છેદ કરી મસ્તકને ભાલા ઉપર ભરાવી દેવાયું.

એલાયસીની સડકો ઉપર તેને ફેરવવામાં આવ્યું.

નગરજનોએ આ વાત જાણી ત્યારે શ્રાવણ ભાદરવો વહાવી રહ્યા. ને બોલી રહ્યા. 'ધન્ય છે, બીજાઓની પીડાને પોતાની પીડા માની આત્મ-સમર્પણ કરનાર તે વીરને.'

## સેવાની શરૂઆત

એક આઠ વર્ષનો નાનો બાળક માથે સાફો બંધાવી પગમાં ચમકતી મોજડી પહેરી, રંગબેરંગી અંગરખામાં નિશાળે જઈ રહ્યો છે. તેની પાછળ નોકર ધીમા પગલે થેલી પકડીને ચાલી રહ્યો છે.

ઓચિંતા બાળકની નજર બજારના નાકે આવેલ કરિયાણાની દુકાન આગળ ઊભેલા ગધેડા ઉપર પડી.

તેની પીઠમાં નાના નાના ફોડાથી ઉભરાતું ચાઠું હતું. બાજુમાં અનેક કાગડાઓ કા...કા કરી જાણે મિજબાની મળી ગઈ હોય તેમ બીજાઓને બોલાવી રહ્યા હતા. ઘણા ઉતાવળીયા તો તે ચાઠા ઉપર ચાંચો મારી ગધેડાને હેરાન કરી રહ્યા હતા. કાગડાઓથી કંટાળી ઘડિકમાં દિવાલની ઓથમાં તો ઘડિકમાં ધૂળમાં તે આળોટતું. પણ કાગડા તેને શાનું મૂકે ?

નાના બાળકના દિલમાં કરુણાની કંપારી જન્મી. ગધેડાની પીડાથી તેના રોમ રોમ ઊભાં થઈ ગયાં 'અરે રે – મને નાનું ગુમડું થયેલું ને તેના ઉપર મારો હાથ અડી જતો તોય કેટલું દુઃખ થતું ! તો આ ગધેડાની શી દશા થતી હશે ?

આગળ જતા પગ બાળકે રોકી દીધા. ઝટ કરીને માથા ઉપરથી કિંમતી ફેંટો ઉતારી દીધો નાનો પોતાનો રૂમાલ બાજુની પરબડીએ જઈ ભીનો કર્યો. ગધેડાની પાસે જઈ ચાઠામાંથી નીકળતા પરૂને સાફ કર્યું. વાપરવાના પૈસામાંથી રૂ અને ચોપડવાનું દેશી ઔષધ મંગાવ્યું. જાતેજ બાળકે તેને પીસીને ભૂકો કર્યો. કપડાથી ગાળીને તે ચાઠા ઉપર ભભરાવ્યો. તેના ઉપર રૂ મૂકીને પોતાના ફેંટાનો પાટો બાંધ્યો.

આજુબાજુ જતા આવતા અનેક માનવોનું ટોળું આ જોવા ઊભું રહ્યું. ઘણાએ તેની આ દયા વખાણી ત્યારે ઘણાએ 'ના જોયો હોય તો મોટો પુણ્યશાળી !' કહીને તીરસ્કાર બતાવ્યો.

કામ પત્યું એટલે બાળક તો નિશાળે પહોંચી ગયો.

શિક્ષકે આ વાત જાણી ત્યારે આશ્ચર્ય થયું. નિર્દયતા–પાશવી વિચારોનું આમરણ તે વખતે માનવીની રગે રગમાં ઉછળતું હતું ત્યારે માનવ નહી ને પ્રાણી માટેની કરૂણતા આ નાના બાળકમાં ક્યાંથી સંભવે ? જરૂર કોઈ પુણ્યાત્મા જ સમાજને દયા અને પ્રેમના પાઠ ભણાવવા જન્મ્યા લાગે છે.

આજ બાળક તે મુસ્લીમ સંતોના શિરોમણી, ખુરાસાનના રહેવાસી અબુ ઉસ્માન હયરી.

માનવ સેવાને પ્રાણીઓ ઉપર પ્રેમ એ તેમના જીવનના મુખ્ય સિદ્ધાંત હતા. બીજાની પીડાને પોતાની પીડા માની લઈને તે તેના સાંત્વન માટે દોડી જતા. માનવ સેવા અંતે તો પ્રભુસેવા જ છે તેમ તેઓ માનતા આથીજ આવેલી સેવાની એક પણ તક તે જવા દેતા નહીં.

# મારે ય માથા સાટેનો ખેલ છે

રતુભાઈ અદાણી

ધંધુકા તાલુકામા આવેલું ૨૪ ગામોનું ઝૂમખું બરવાળા ચોવીશી તરીકે ઓળખાય. આ ચોવીશીમા લીબડીરાજ થોડા મહેસુની હક્ક ભોગવે, પણ હકુમત અંગ્રેજ સરકારની ધોલેરાનું બરવાળા આ ચોવીશીનું મુખ્ય મથક

ધોલેરામા શરૂ થયેલ સત્યાગ્રહની લડાઇ ધીરે ધીરે ચારે બાજુ ફેલાવા લાગી સત્યાગ્રહી સૈનિકોની ટૂકડીઓ ગાધીજીનો સંદેશો લઇને ગામડાઓ ઘૂમવા લાગી ઠેકઠેકાણે સત્યાગ્રહ છાવણીના પડાવ મંડાયા આખો તાલુકો લડાઇના વાતાવરણથી ધમધમી ઊઠ્યો

બરવાળાના લોકોનો ઉત્સાહ જોવા જેવો ગામમા ધામધૂમથી સત્યાગ્રહછાવણીનો ઝંડો રોપાયો મહાજનના મોવડીઓ જૂનવાણી વિચાર છોડીને છાવણીની વ્યવસ્થામા કામે લાગી ગયા નાના નાના બાળકોની વાનરસેના આઝાદીના ગીતો ગાતી ગાતી શેરીઓમા ઘૂમવા લાગી નાની નાની બાળાઓની 'માજાર સેના'એ શેરીઓ ગજવી મૂકી બહેનોએ આઝાદીની લડાઇના ગરબા જોડયા સત્યાગ્રહી-સૈનિકોથી બરવાળાની શેરીઓ ઉભરાવી લાગી આખુ ગામ સત્યાગ્રહ-છાવણી જેવુ થઇ ગયું

ધોલેરાના આંગણામા જ દરિયાની ખાડી ભરતીના મોજા આવે એટલે કાંઠાની સપાટ ધરતીના ખાડા-ખાબોચિયા ભરાઇ જાય સૂરજના તાપથી કુદરતી રીતે જ આ ખાડા ખાબોચિયામાં મીઠુ પાકે દરિયાકાંઠેથી મીઠાની ચપટી ઉપાડો એટલે સરકારના કાયદાનો ભંગ થયો ગણાય ધોલેરાના સત્યાગ્રહીઓ માટે સરકારના કાયદાનો ભંગ કરવો એટલે રમત વાત

બરવાળાને આગળો ન દરિયો કે નહિ મીઠાના અગર મીઠાના કાયદાનો કઇ રીતે ભંગ કરવો એ બરવાળાની છાવણી માટે સવાલ થઇ પડયો જોતાંમાં રસ્તો સૂઝી ગયો

બરવાળાથી થોડે દૂર દેશી રજવાડાઓની સરહદ લાગેલી આ દેશી રજવાડાઓમા મીઠા ઉપર જકાત નહોતી જકાત ભર્યા વિના દેશી રજવાડાઓમાથી મીઠુ લાવવાની બધી કાયદાનો ભંગ કરવા માટે દેશી રજવાડાઓમાથી ગાડા ભરીને મીઠુ લાવી બરવાળાના ચોકમા બીનજકાતી મીઠુ વેચવાનો કાર્યક્રમ શરૂ થયો

મોટા પાયા ઉપર છડેચોક કાયદાનો ભંગ થાય એ સરકારથી કઇ રીતે સાંખ્યું જાય? આડખેપડખેના દેશી રજવાડાઓમાથી બરવાળામાં મીઠાની કાકરી પણ આવી શકે નહી એટલા માટે ચોમેર પોલીસના પહેરા લાગી ગયા બીનજકાતી મીઠુ લઇને આવતુ ગાડુ પકડાય તો ગાડુ અને બળદ જપ્ત કરવાના હુકમ છૂટયા

સત્યાગ્રહી સૈનિકોએ પોતાનો વ્યૂહ બદલ્યો ગાડા ભરીને મીઠુ લાવવાને બદલે સૈનિકો મણ મણ મીઠાના બાચકા માથે ઉપાડીને બરવાળાની છાવણીમા ઠાલવવા લાગ્યા દિવસે મીઠાના બાચકા જપ્ત થવા લાગ્યા એટલે પહેરો ભરતા પોલીસોની આખમા ધૂળ નાખી અંધારી રાતે ખેતર ખૂંદીને મીઠુ લાવવાનું શરૂ થયું

સવાર પડે એટલે સત્યાગ્રહીઓ મીઠાના બાચકા લઇને બરવાળાના ચોકમા બેસી જાય 'સબરસ લ્યો સબરસ,' 'બીનજકાતી સબરસ' ના લલકારભર્યા નાદથી ચોક ગાજી ઊઠે પોલીસને ખબર પડે એટલે મીઠુ જપ્ત કરવા છાપો મારે સત્યાગ્રહી સૈનિકો અને સરકારના પોલીસો વચ્ચે ખેચાખેચી અને ઝૂંટાઝૂંટી શરૂ થાય પોલીસો થાકે એટલે લાઠીનો ઉપયોગ કરે સત્યાગ્રહીઓ ઘાયલ થાય ઝૂંટાઝૂંટીમા હાથ આવે એટલુ મીઠુ આચકીને છેવટે

પોલીસ ધમપછાડા કરતી ચાલી જાય.

સત્યાગ્રહીઓને મન ભાવતો કાર્યક્રમ મળી ગયો. લોકો પણ ખૂબ જ ઉત્સાહથી આ કાયદાભંગના કાર્યક્રમમાં સહકાર આપી મોજ માણવા લાગ્યા.

ચોમેર પાકો પહેરો ગોઠવ્યો હોય, પહેરગીરો વગડામાં રાતદિ ઉજાગરો કરતા હોય અને છતાંય એમનો ચોકીપહેરો ભેદીને સત્યાગ્રહીઓ રોજ બીનજકાતી મીઠું લાવી, બરવાળાના ચોકમાં જાહેર રીતે એનું વેચાણ કરી કાયદાનો ભંગ કરે, એ જોઇને પોલીસની મૂંઝવણ અને ધમપછાડા વધવા લાગ્યાં. ઉપરી અધિકારીઓએ પણ એમને ઠપકો આપી વધુ સખ્તાઈ કરવાની તાકીદ આપી. આ બધાથી અકળાઇને પોલીસે બરવાળામાં મીઠાની ગાંગડી પણ આવવા ન પામે એ માટે સાણસો ગોઠવ્યો.

બરવાળાને ફરતે પાકો ગઢ. ચારે ય દિશામાં તોતીંગ દરવાજા. સાંજ પડી એટલે પોલીસે દરવાજા બંધ કર્યા. ગઢની રાંગે રાંગે ચોકીઆતો ગોઠવાઇ ગયા. આખી રાત આંખનું મટકુંય માર્યા વિના પોલીસો ચોકી કરતા રહ્યા. મોંસૂઝણું થયું એટલે બીનજકાતી મીઠું લાવવાની સત્યાગ્રહીઓની કારી ફાવવા દીધી નથી એવો સંતોષ લઇને જાણે જંગ જીતી ગયા હોય એ રીતે પોલીસો થાણામાં પાછા ફર્યા.

પણ સત્યાગ્રહીઓ ગાંજ્યા જાય એમ નહોતા. આખા ગઢ ઉપર અને ગામને ફરતા ઊભા રહીને આખી રાત ખડે પગે ચોકી કરતા પોલીસના મોટા કટકનેય થૂ પાઇને સત્યાગ્રહીઓ મીઠાનાં બાચકાં લઇને મોંસૂઝણા વખતે જ ગઢમાં દાખલ થઈ ગયા અને સવાર પડ્યું એટલે બે સત્યાગ્રહીઓ બીનજગાતી મીઠાનાં બાચકાં લઇને ચોકમાં પહોંચી ગયા. ધીરધારની દુકાન માંડી હોય એ રીતે કોથળો પાથરી એના ઉપર ધોળા રસ્તા જેવા મીઠાનો ઢગલો કર્યો, બાજુમાં કાંટો, છાબડાં અને તોલાં ગોઠવી દીધાં અને

"સબરસ લ્યો, સબરસ, બીનજકાતી સબરસ,
પાણીના મૂલે સબરસ, માથા સાટે સબરસ."

એવા સાંભા મીઠા લહેકાથી એક સત્યાગ્રહીએ મીઠાના વેચાણની જાહેરાત શરૂ કરી.

લોકો જાણતા હતા કે ગામમાં બીનજકાતી મીઠું આવે નહીં એટલા માટે પોલીસે ગઢ અને ગામ ફરતો ઘેરો ઘાલીને પાકો પહેરો ગોઠવ્યો છે. આ ઘેરાને ભેદીને બીનજકાતી મીઠું લાવી કાયદાભંગનો કાર્યક્રમ યોજી નહીં શકાય એમ સૌ માનતા હતા, એવામાં એમને કાને શબ્દો અથડાયા :

"સબરસ લ્યો સબરસ; બીનજકાતી સબરસ,
પાણીના મૂલે સબરસ; માથા સાટે સબરસ."

આ જાહેરાત સાંભળીને લોકોને ભારે નવાઈ ઊપજી. જોતજોતામાં તો ચોક આખો ઉત્સાહી લોકોથી ઊભરાવા લાગ્યો. વાનરસેનાને તો તેડું કરવાનું હોય નહીં. હુકાહુક કરીને એમણે ચોકને ગજવી મૂકયો.

થોડી થોડી વારે આસપાસ ઉભેલા લોકોમાંથી કોઇ કોઇ આવીને બીનજકાતી મીઠું વેચાતું લઇ જવા લાગ્યા. કોઈ પાંચ શેર લે તો કોઇ દસ શેર. કોઇ જાણે બીનજકાતી મીઠુ ખરીદવામાં કશું જ જોખમ ન હોય એવી નિરાંતે મીઠું જોખાવી જતા તો કોઈ વળી હમણાં પોલીસ આવશે અને ઝપાઝપી થશે એવા ખ્યાલે ઝટપટ ઝટપટ મીઠું જોખાવીને સરકી જતા.

અવસ્થાને કારણે ખખડી ગયેલું શરીર, કરચલીઓથી નીતરાયેલો ચહેરો, બોખું મોઢું, ડીલ ઢાકવા માટે ચંદરવા જેવો સાડલો, એવાં એક ડોશીમા બગલમાં મકેડી લઇને લાકડી ઠબકારતાં ઠબકારતાં, ધીરે ધીરે ચોક વીંધીને મીઠાના ઢગલા પાસે પહોંચ્યાં અને મીઠું કેવું છે એ જોવા માટે વાંકા વળીને મૂઠી ભરી.

ગાંધીજીની હાકલ સાંભળીને નિશાળ છોડી આઝાદીની લડાઇમાં જોડાયેલ એક કિશોર સત્યાગ્રહીના કંઠમાંથી સંગીતમય જાહેરાત વહ્યા કરતી હતી :

"સબરસ લ્યો સબરસ, બીનજકાતી સબરસ;
આઝાદીનું સબરસ, સબરસ લ્યો સબરસ."

"મીઠું તો ઠીક છે. કેમ આપ્યું બેટા!" ડોશીમાએ ભાવ પૂછ્યો.

"આઠ આને મણ સબરસ, પાણીનો મૂલે સબરસ;
માથા સાટે સબરસ, સબરસ લ્યો સબરસ,"

કિશોર સત્યાગ્રહીએ એની જાહેરાતની ધૂનમાં ભાવ વણી લીધો.

"દહ શેર જોખી દે," ડોશીમાએ લાકડી નીચે મૂકી માંડ માંડ ઊભડક બેસીને પછેડી પાથરી.

સત્યાગ્રહી સૈનિક મીઠાનું છાબડું ભરીને જોખવા જાય છે ત્યાં દૂરથી પૂરની જેમ ધસી આવતા પોલીસના ધાડિયાને જોઈને ચેતવણી આપવા માટે વાનરસેનાએ ઈન્કીલાબ ઝીન્દાબાદનો નાદ શરૂ કરી દીધો.

બીનજકાતી મીઠું લાવીને કાયદાનો ભંગ કરવાની સત્યાગ્રહીઓની યોજનાને આખી રાતના સતત ઉજાગરા અને ચોકી પહેરાથી ધૂળમાં મેળવી છે-એમ માનીને પોલીસો થાણામાં નિરાત અનુભવતા હતા એવામાં શાકપાંદડું લેવા નીકળેલા એક સિપાહીએ ચોકમાં બીનજકાતી મીઠું વેચાતું જોયું. આભો બનીને દોડયો પોલીસ થાણે. તેણે જમાદારને જાણ કરી.

સમાચાર સાંભળીને જમાદારના મનમાં ઝાળ ઊઠી. ઉતાવળે ઉતાવળે ખાખી કપડા પહેરી, સિપાહીઓને સાબદા કરી, હાથમાં ધોકા લઈને મોટા ધાડિયાં સાથે ધૂવાંપૂંવા થતા જમાદાર દોડયા ચોક ભણી. પોતાને મળેલી નાલેશીની દાઝ સત્યાગ્રહીઓ ઉપર ઠાલવવા માટે એના હાથ અને ધોકા સળવળી રહ્યા હતા.

પોલીસના આગમનની વાનરસેનાએ આપેલી ચેતવણી સાંભળીને સત્યાગ્રહીએ મીઠું જોખવામાં ઉતાવળ કરી પાંચ શેરની ધારણ જોખીને જેવો એ ડોશીમાની પછેડીમાં છાબડું ઠલવવા જાય છે ત્યાં ડોશીમાએ એનો હાથ પકડીને રોક્યો.

"દીકરા! હું ઘી જોખવવા બેઠી નથી, મીઠું લેવા બેઠી છું, આમ કાંટોકાંટ ન જોખાય. ધાક વહી જતી નથી. નિરાંતે સરખું જોખ, બેટા," ડોશીમાએ મીઠાશથી ટકોર કરી.

"માડી! અમે મીઠાનો વેપાર નથી માંડયો. આ તો માથા સાટેનો ખેલ છે અને ધાક ભલે વહી જતી ન હોય પણ હાલી તો આવે છે," સત્યાગ્રહી કિશોરે હાથમાં છાબડું પકડી રાખી હસતાં હસતાં જવાબ આપ્યો.

"હું જાણું છું, દીકરા! તમે માથા સાટેનો ખેલ ખેલો છો, પણ હું સસ્તું ભાળીને મીઠું લેવા નથી આવી. વખતે જેલમાંય જવું પડે એમ સમજીને આવી છું. મારેય આ માથા સાટેનો ખેલ છે. પછી ઓછું શીદને લઉં?", ડોશીમાના કરચલીવાળા અને કરમાઈ ગયેલા ચહેરા ઉપર ખુમારીનું તેજ ઝળકી ઊઠયું.

"માજી! સામે જુઓ! પોલીસનું ધાડિયું ધસ્યું આવે છે. હમણાં ઝપાઝપી થશે તમે મીઠા વિનાનાં રહેશો એ તો ઠીક, પણ ક્યાંક લાગમાં આવી જશો," સત્યાગ્રહી સૈનિકે ડોશીમાને રાજી કરવા છાબડામાં ખોબો ભરીને મીઠું ઉમેરતાં કહ્યું.

"મારા રોયા ભલેને આવતા. ઈ જમડાથી હું કાંઈ ફાટી નથી પડતી. મારી માથે હાથ તો ઉપાડી જોવે! જેલમાં લઈ જાય તો મને એની ફકર નથી," ડોશીમાએ દાઢે કોડે જવાબ આપ્યો.

દેશની આઝાદી માટે લડાઈ શરૂ થાય ત્યારે જુવાનો તો ઝાલ્યા રહી ન શકે. નાનાં નાના બાળકોને તો લડાઈના કાર્યક્રમમાં ભાગ લેવો એટલે રમત લાગે, પરંતુ ગાંધીજીએ શરૂ કરેલ સત્યાગ્રહની લડાઈએ આ અભણ ગામની એક ગરીબ ડોશીમાં પણ કેવો અજબ જુસ્સો અને શક્તિ પેદા કર્યા છે એ જોઈને સત્યાગ્રહી સૈનિકો તો આભા જ બની ગયા. પોલીસનું ધાડિયું નજીક આવી રહ્યું હતું એટલે જોખવા કરવાની કડાકૂટ છોડીને એમણે મીઠાનો આખોય ઢગલો ડોશીમાની પછેડીમાં ઠાલવી દીધો.

સત્યાગ્રહીઓની મદદથી ડોશીમાએ પછેડીની

ફાંટ બાંધી. મીઠાના ઢગલાનો અંદાજ કરીને એમણે સત્યાગ્રહીઓના હાથમાં બે આનાને બદલે પાવલી મૂકી અને હળવેકથી ઊભાં થઈને સત્યાગ્રહી સૈનિકની મદદથી મીઠાનું પોટલું માથે ચડાવ્યું.

ગાળોનો વરસાદ વરસાવતા જમાદાર અને લાઠીઓ પછાડતા સિપાહીઓ ચોકની લગોલગ પહોંચી ગયા, પણ એમની દરકાર કર્યા વિના, કોઈ જાતના થડકાટ વિના, ડગમગતી ડોક ઉપર અર્ધા મણનું મીઠાનું પોટલું લઈને ડોશીમા લાકડી ઠપકારતા ઠપકારતાં રવાના થયાં અને લોકોના ટોળામા ભળી જઈને, ડગમગતી ડોકે તથા મલકતે મોઢે પોલીસના ધમપછાડા જોવા ઊભાં રહી ગયાં. જમાદાર અને સિપાહીઓ ગાળોનો વરસાદ વરસાવતા અને લાઠીઓ પછાડતા ચોકમાં આવી પહોંચ્યા, ત્યારે સત્યાગ્રહીઓ મીઠાના ખાલી કોથળા ખંખેરીને એની ઘડી વાળતાં વાળતાં ગેલપૂર્વક લલકારી રહ્યા હતા :

"સબરસ લ્યો સબરસ, બીનજકાતી સબરસ;
માથા સાટે સબરસ, લૂંટો બાપલિયા સબરસ."

અડખે પડખે વિખરાઈને ઉભેલી વાનરસેનાઓએ તાળીઓના તાલ સાથે ધૂન શરૂ કરી :

"બને કાનો માતર બોખલું, બો...ખ...લું...રે!"

માથે મીઠાનું પોટલું લઈને ટોળામાં ઉભેલાં ડોશીમાનું બોખું મો આ ટેકડી સાંભળીને તથા તાલ જોઈને મલક મલક મલકી રહ્યું.

---

પોતાના એક ભક્તજને એક સાધુપુરૂષને કહ્યુ. 'મહારાજ, આપણે ત્યાં સત્સંગમાં નિયમિત આવતા અમુક વેપારીનો પરદેશ મોકલેલ માલ રસ્તામા લૂટાઈ ગયો છે. તે ઉપરાંત હમણાં હમણાં વિપત્તિનાં વાદળોએ ચોમેરથી તેમને ઘેરી લીધા છે. તેમને ત્યાં જઈને આશ્વાસનના બે શબ્દો કહો તો તેના કાળજાને જરા શાન્તિ વળે.'

એથી કેટલાક સાથીદારો સાથે, સાધુપુરુષ વેપારીને ત્યાં ગયા. વેપારીએ પ્રેમપૂર્વક બધાનો યથાયોગ્ય સત્કાર કર્યો. પછી, આગંતુક સમુદાય કઈ બોલે તે પહેલાં વેપારીએ કહ્યુ. 'મારુ આંગણુ પાવન કરવા બદલ આપ સૌનો આભારી છુ. આપ સૌ નિરાંતે બિરાજો. હુ ભોજનાદિની વ્યવસ્થા કરીને આવું છું.'

સાધુએ કહ્યુ : 'ભાઈ, ભોજન કે ભિક્ષા નિમિત્તે આજે અહીં આવ્યો નથી. તમારા પર જે અણધારી આફતના ઓળા ઊતરી આવ્યા છે તે અગે દિલાસો દેવા આવ્યો છુ.'

વેપારીએ ધીરગભીર સ્વરે કહ્યુ આપની કૃપા માટે ઋણી છું, બાપજી! ધન લૂંટાયાની વાત સાચી છે, પરંતુ મને એ વાતનું જરાય દુઃખ નથી; કેમકે, હજી મારી પાસે બીજું અઢળક ધન-ધર્મરૂપી ધન-મોજૂદ છે. સોનામહોરો વગેરે તો ફરીથી પણ પ્રાપ્ત કરી શકાશે, પરંતુ ધર્મરૂપી ધન લૂંટાય તો એ જરૂર દુઃખમાં આવી પડયો કહેવાય. એકડો સાબૂત હોય પછી મીંડાની શી ચિંતા? આપની દયાથી જીવનમાં હુ ત્રણ સૂત્રો શીખ્યો છુ

(૧) જે ક્ષણે જે બનવાનું છે તે કદાપિ મિથ્યા થવાનું નથી.
(૨) જે કંઈ બને છે તે બધું ઈશ્વરની ઈચ્છાથી જ બને છે.
(૩) ઈશ્વર જે કંઈ કરે છે તે આપણા હિત માટે જ કરે છે.

આપ જ કહો, હવે મારે દુખી થવાની જરૂર છે ખરી? સત્સંગી વેપારીની આવી અનાસક્તિ જોઈને હાજર રહેલા બધાના મનમાંથી ધન્યવાદના ઉદ્ગાર સરી પડયા.

— 'પુનિત'

# મહા-આચાર્ય આનંદશંકર ધ્રુવ*

ધૂમકેતુ

કૉલેજજીવનમાં અમદાવાદનું નામ એક દૂરના અદ્ભુત સ્થાન સમું લાગતું. તે વખત જે બે ચાર વ્યક્તિઓનું કાલ્પનિક આકર્ષણ રહ્યા કરતું તેમાં એક નામ મહા-આચાર્ય આનંદશંકર ધ્રુવનું પણ હતું. કૉલેજજીવનના સહજ આકર્ષક વાતાવરણ સિવાય પણ એક વિશેષ કારણ એમાં રહેલું હતું. જીવનઘડતરનાં કેટલાંક પુસ્તકોમાં મહા–આચાર્યનું એક પુસ્તક તો ન હતું, કારણ કે એમનું એકે પુસ્તક એવી રીતે હજી પ્રકટ નહિ થયેલું. પરંતુ કેવળ હાયલા થોરનાં (હવે તો આ હાયલો થોર નાશ પામ્યો છે) લાલઘૂમ ડોડવા જોતાં જોતાં, જોજન જોજન વિસ્તારના, પોલંડના પેલાં બીડ વિશે બહુ વર્ણન આવે છે, એવાં બેવ ને ઝિંઝોટી ને રાંપડાનાં ને ધોળિયાનાં બીડમાં થઈને દર અઠવાડિયે એક બે વખત પાસેના કસબામાં જવા માટે નીકળવું પડતું, ત્યારે એવા દૂરના એકાંત ગામડામાં એક માસિક આવતું તે પ્રિય મિત્રની જેમ સાથે રહેતું. ખાખરાનો કયાંય છાંયો આવે કે કોઇક જગ્યાએ ખજૂરી ઉભી હોય ત્યાં બેસીને એમાંથી નમતી સંધ્યાએ દરેકે દરેક લીટીનો ને દરેકે દરેક અક્ષરનો રાંકના ગોળની પેઠે વારંવાર આસ્વાદ લેવાતો. કાંઇક સમજાતું હશે, ઘણું નહિ સમજાતું હોય, કેટલુંક ખોટું સમજાતું હશે; પરંતુ જ્યાં આવળનાં ફૂલ એ શ્રેષ્ઠ ઉદ્યાનપુષ્પ હતાં, પીંજારા, વાઘરી, કોળી, ખાંટ ને ભરવાડનો પડોશ એ જ્યાં સંસ્કારક્ષેત્ર માટે હતાં, જ્યાં એક પોસ્ટકાર્ડનો એક ગરબડિયો અક્ષર ઉકેલતાં મહા 'વિદ્વાન'ની ઉપાધિ ગામના એક છેડાથી બીજા છેડા સુધી પંદર જ મિનિટમાં ફેલાઇ જતી, જ્યાં સાત ગુજરાતીના જ્ઞાન ઉપર ત્રણ ત્રણ નાના શિક્ષકોની નાની મંડળી નદીના વેકરામાં બેસીને ગોવર્ધનરામથી માંડીને કલાપી સુધીના સર્વે સાક્ષરોની સમાલોચના કરતી, ત્યાં આ માસિક એક જીવંત પ્રકાશ જેવું બની રહેતું. એ માસિક તે 'વસંત.' 'વસંત'માં લેખ છપાય–જીવનની એ મહત્ત્વાકાંક્ષા આવા એક નાનકડા ગામડાની ભાગોળે કોઇક દિવસ ઉદ્‌ભવેલી. એમાંથી આચાર્ય આનંદશંકરનું નામ પણ સ્મરણમાં રહેલું. કૉલેજજીવનમાં આવતાં એ આકર્ષણ વધ્યું હતું. પરંતુ જૂનાગઢને ગિરનારની છાયા, એઓની મોહિનીએ કોઇ દિવસ અમદાવાદ આવી શકાયું નહિ. ને પૈસાના પણ વાંધા.

આચાર્ય આનંદશંકર ધ્રુવનો એ રીતે કૉલેજજીવનમાં લેશ પણ પરિચય મળી શકયો નહિ. પરંતુ કૉલેજજીવન દરમ્યાન જ 'વસંત'માં 'કેટલાક પત્રો' મોકલવા શરૂ કર્યા. પહેલો પત્ર મોકલ્યો: ધડકતે હૃદયે, અવિશ્વાસથી, અપ્રગટ જ રહેશે એવા ભયથી. અને એક દિવસ, બે ત્રણ માસ પછી, જગ્યા કાંઇક ફાજલ પડી હશે એટલે, વ્યવસ્થાપક ઇચ્છાશંકર હરજીવન ત્રિપાઠીનો એકદમ ઉકેલી ન શકાય તેવો પત્ર મળ્યો. એ લેખ છાપવાનો હતો એમ એમાં આવ્યું. એ પત્ર કૉલેજના મિત્રોને વંચાવતાં બીજે જ દિવસે સૌને લાગ્યું કે આ માણસને લખતાં આવડે છે! પછીથી એ પત્રો માટે નિયમિત માગણી આવતી. 'વસંત'નું વર્ષો સુધી એકાંતમાં કરેલું પરિશીલન છેવટે ફળ્યું.

આચાર્ય આનંદશંકરની સાથે સીધા સંસર્ગમાં આવેલા ત્રણેક પ્રસંગો અત્યારે યાદ આવે છે. એ વખતે ઘણું કરીને પોતે હજી આસારોડ ઝૂલતી પોળના મકાને રહેતા. 'તણખા'નું પુસ્તક આપવા ગયેલો. 'સમાલોચના અવશ્ય આવશે, પણ ન આવે તો એને મારી ઉપેક્ષાવૃત્તિ ન ગણતા!' આ એમના શબ્દો હતા. 'વસંત' માટે વારંવાર નવલિકાની માગણી તો એમની રહેતી જ. પાછળના સમયમાં પણ પોતે 'કેટલાક પત્રો' જેવા નાના

* તાજેતરમાં પ્રગટ થયેલી સાહિત્યિક લખાણોનો નવો સંગ્રહ ધૂમકેતુની સાહિત્ય વિચારણામાંથી.

નિયમો માટે હમેશાં આતુરતા બતાવી હતી: એ -એક નવાઇની વાત હતી કે 'કેટલાક પત્રો' એમની સ્મૃતિમાં સારા લખાણ તરીકે હમેશને માટે રહી ગયા હતા ને જ્યારે જ્યારે હું એમને મળતો ત્યારે ત્યારે એવી જાતના પત્રો વિશે વાત કરતા.

એક વખત આચાર્ય આનંદશંકર ધ્રુવ સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ પાસેથી નીકળેલા. એ વખતે એ પ્રેસ પાનકોરનાકે સિવિલ હૉસ્પિટલ પાસે હતું. એમની મોટર ત્યાં ઊભી રહી. અંદર શંકરદત્ત શાસ્ત્રી વ્યવસ્થાપક હતા તેને બોલાવ્યા. 'વસંત' માટેના એક લેખના પ્રૂફમાં 'સરસ્વતીચંદ્ર' નો શબ્દ બરાબર નહિ છપાયેલો એ વિશે કહ્યુ: પછી બોલ્યા: 'સરસ્વતીચંદ્રની જોડણી પણ બરાબર ન સમજી શકે એવા કોમ્પોઝિટર કેમ રાખો છો' હું ત્યાં બેઠો હતો. આ વસ્તુએ તે જ વખતે મને આચાર્યની મહત્તા અને મર્યાદા બન્નેનો ખ્યાલ આપ્યો હતો. સાહિત્યભક્તિ—ખાસ કરીને તો જ્ઞાન પ્રાપ્તિ—એમા એમણે એટલી તલ્લીનતા સેવી હતી કે ન્યુટને જેમ મોટી બિલાડી માટે મોટું ને નાની બિલાડીને માટે નાનું કાણું રાખ્યું હતું, ને સમર્થ ગણિતશાસ્ત્રી મોટું કાણું નાના કાણાનો હેતુ સાચવશે એ વ્યવહારુ સત્ય ભૂલી ગયો હતો, તેના જેવુ જ કાંઇક આ સમર્થ વિદ્વાન વિશે થયું. 'કમ્પોઝિટર' કોઈ દિવસ પોતે શું 'કમ્પોઝ' કરે છે એમાં ભાગ્યે જ રસ ધરાવતા હોય છે. એમને તો 'મેટર' સાથે કામ હોય છે. એમની દૃષ્ટિ નહિ, આંગળી કામ કરતી હોય છે. વર્ષો સુધી 'વસંત' માસિક ચલાવવા છતાં, આચાર્ય આનંદશંકર એને પોતાની પ્રિય વસ્તુ ગણતા છતા, એનાથી એ અલિપ્ત પણ રહી શકયા હતા, એનું આ એક ઉદાહરણ છે. અને એ એમના જીવનનું દ્યોતક પણ છે.

એક બીજો પ્રસંગ એમની ચારુ જીવનશૈલી દર્શાવે તેવો છે. અત્યંત વિનમ્ર છતાં એ પોતાનો વિરોધ જ્યારે દર્શાવતા ત્યારે એમાં ન સમજી શકાય એવો ગહન કટાક્ષ (કટાક્ષ તો એને ન કહેવાય પણ મર્મ કહી શકાય) રહેતો. આ મર્મનો આ જાતનો પ્રકાર એ કદાચ સ્વર્ગસ્થની અનોખી શૈલી હતી અને છતાં એમાં લેશ પણ કટુતા, ગ્રામ્યતા, ઉપાલંભ કે કૂર વિનોદ ન રહેતાં, એમાં તત્ત્વજ્ઞાનીનું ઉર્મિવિહોણું નર્મમર્મ હતું. એક વખત મેં ટિબેટ વિશે કાંઇ વાંચેલું. તેમાંથી વર્ષો સુધી એકાંત જીવન ગાળતા કોઈ સાધુની વાત એમની પાસે રજૂ કરી. એની અનેક અદ્ભુત શક્તિઓમાંથી એક—ગમે તેવા અંધારામાં પણ દેખી શકવાની અજબ શક્તિ–વિશે વાત થયેલી. યોગને પોતે સંપૂર્ણ સત્ય જોનાર તરીકે ગણતા નહિ કોઈ સિદ્ધિ કે કોઇ ઉપાસના વિશે એમનામાં શ્રદ્ધા કરતાં શંકા વધારે રહેતાં. એટલે વાત પૂરી થયા પછી સામાન્ય વાત કરતા હોય તેમ એમણે પોતાનો હિમાલયનો અનુભવ કહેવા માંડયો. એમાં એમણે કહેલું એક વાકય આખી વસ્તુસ્થિતિનું સમગ્ર દર્શન કરાવતું હતુ: 'જીવ એવો પદાર્થ છે કે જે ઘણી વખત ઘણું ન સમજાય એવું કરી શકે છે. જ્ઞાન જુદી જ વસ્તુ છે.'

સાહિત્યકાર તરીકે આચાર્ય આનંદશંકર પાસે એક એવી શૈલી ગોવર્ધનરામ તેમ જ મણિલાલ બન્નેના સમન્વયમાંથી જન્મી હતી, અને છતાં પોતાનો જ અનોખો પ્રકાર પ્રકટ કરતી. જ્યારે પોતાના પ્રિય વિષયમાં એ રમમાણ થતા, ત્યારે એનો રણકો કદી પણ ન ભૂલી શકાય એવા મધુર પ્રવચનકારનો હતો. આપણે ત્યા આવી પ્રવચનશૈલી મણિલાલ, ગોવર્ધનરામ, કિશોરલાલ મશરૂવાળા અને કાકા કાલેલકરમાં મળી આવે છે. એક જ વિષય ઉપર કે લગભગ સમાન કહેવાય એવા કોઇ વિષય ઉપર આ ચારેનાં લખાણો સરખાવવાનો કોઇ યોગ આવે તો એક રસિક અભ્યાસનો એ વિષય બની રહે, એટલી વિવિધતા એમાંથી મળે. મણિલાલ વિશે કહેવાય કે એ પોતાના પૂર્વપક્ષીને ત્યાં હાજર રાખે છે, એને ડરાવે છે, હંફાવે છે, પોતાના વિજયમાં પોતે રાચે છે, પોતાનો સિદ્ધાંત સ્થાપે છે, ને એ સત્ય હોવાની એ ઘોષણા કરે છે. ગોવર્ધનરામ સામા પક્ષની દલીલો લે છે, પોતાનો રદિયો આપે છે, પોતાના પક્ષો હાજર રાખે છે ને

પોતે કોઈ દિવસ હાજર રહેતા નથી. એ સત્યને શોધવા મથે છે, સિદ્ધાંત સ્થાપતા નથી ને નથી સ્થાપ્યો એમ કહેતા પણ નથી. એ જીવનનો નિચોડ આપે છે, છતાં ઘોળણા કરતા નથી. આ બન્નેની સરખામણીમાં આચાર્ય આનંદશંકર પાસે જે છે, તે અત્યંત મધુર પ્રસન્ન શૈલીમાં કહેવાયેલું છે. તલપર્શી છતાં એ પૂર્વપક્ષ સ્થાપીને આગળ વધતા નથી. હિમાદ્રિ જેટલી ઊંચાઈએ જવા છતાં એ પૃથ્વીનો સંસર્ગ ગુમાવતા નથી અને પ્રતીતિકાર બનવા છતાં એ કોઈ વસ્તુનું સમર્થન કરતા નથી. સત્યનું એમનું અન્વેષણ જલમાં ડૂબકી મારીને મોતીની છીપો લાવનાર જેવું છે. એમાં મોતી છે જ—એ વિશે તો શંકા નથી; થોડાં કે વધુ એ જ સવાલ રહે છે.

આચાર્ય આનંદશંકરનો એક લેખ એક વિદ્યાર્થીને સમજાવવાનો પ્રસંગ આવ્યો હતો. ઘણું કરીને ત્યાર પછી તરત જ બીજો એક નિબંધ પણ હતો. બન્ને પ્રકારો નિબંધના જ હતા. અને છતાં એક નિબંધ વાંચ્યા પછી બીજો વાંચતાં એટલો બધો તફાવત લાગ્યો કે આચાર્યની પ્રવચન-શૈલીની મધુરતા એ એમના અત્યંત વિશાળ વાચ-નમાંથી પ્રાપ્ત થતી સહજ શક્તિ છે ને પ્રયત્નથી મેળવેલી શક્તિ નથી, એની પ્રતીતિ થઈ. કેટલાકનું વાચન વિશાળ હોય છે પણ એમનું નિરૂપણ કઢંગું હોય છે. કેટલાકની પાસે જ્ઞાનની અશક્તિ ઢાંકવા માટે ઘણું પિષ્ટ–પેષણ હોય છે. કેટલાકની પાસે અજ્ઞાનને જ્ઞાન તરીકે ખપાવવાની કુનેહ હોય છે, તો કેટલાકની પાસે જે ખરેખર હોય છે, તેને એટલી બધી વખત 'આ જુઓ, છે હો, મારી પાસે છે; તમે કહેતા'તા તે નથી ?' એવી 'જાહેરખબરી પદ્ધ-તિથી પ્રાર્થનાભરેલી રીતે રજૂ કરવાની ઢંગી શૈલી હોય છે કે એમનું અરધું આકર્ષણ એમાં જ માર્યું જાય છે ! આચાર્ય ધ્રુવ પાસે સાચ્ચો નગદ સોનાનો સિક્કો હતો, એટલે એમનો રણકો હંમેશાં મધુરતા ભર્યો હતો. ગુજરાત પાસે ખરા અર્થમાં 'આચાર્ય' એવા માણસો બહુ થોડા જ છે. એમાં આનંદશંકર એક અદ્‌ભુત પુરુષ હતા. એમની પાસે જ્ઞાન હતું, અને એ જ્ઞાન મૂકવાની બહુ જ વિરલ એવી માધુર્ય ભરેલી પ્રસન્નગંભીર શૈલી હતી. આ એમની શૈલી અભ્યાસનો એક ખાસ વિષય થઈ શકે તેટલી મહત્તાભરેલી છે. બહુ જ થોડા શબ્દોમાં કેટલી સુંદરતાથી એમણે પોતાના વિચારો પ્રકટ કરવાની શક્તિ કેળવી છે, એ ત્રણચાર ઉદાહરણોથી પણ દેખાઈ આવશે:

'આત્માને આપણે વ્યવહારનું ખાલી ખોખું માની શકતા નથી, તેથી રાજકીય, આર્થિક કે સામાજિક સુધારણાનો બહિષ્કાર કરી શકીશું નહિ. માત્ર એ સર્વને કેન્દ્રસ્થાને—અગ્રસ્થાને નહિ પણ કેન્દ્રસ્થાને—અધ્યાત્મવિચારને મૂકીશું.'

'આપણા ઘઉં અને રૂના ભાવ અહીંની પેદાશથી નક્કી થતા નથી; અન્ય દેશોના પાક ઉપર એનો આધાર રહે છે; તે જ રીતે અત્યારે આપણે ધર્મ સંબંધી વિચારોમાં પણ અહીંના જ શાસ્ત્રોનાં વચનો ટાંકીને બેસી રહ્યે ચાલે તેમ નથી.'

'શંકરાચાર્યના સિદ્ધાન્તને પાશ્ચાત્ય કેળવણી પામેલો વિદ્વાન ગહનતાની પરિસીમા સમજે છે અને રસ્તે જતો ભિખારી પણ એના એકતારામાં એને ગાય છે, એ એની ખૂબી છે.'

એથી વધારે સુંદર એક ઉદાહરણ.

ગાંધીજીનો પશ્ચિમ તરફનો વિરોધ અને કવિવર ટાગોરનો એમાં જે ગ્રહણ કરવા યોગ્ય હોય તે ગ્રહણ કરવાનો આગ્રહ—એ બન્ને વચ્ચે શ્રી. આનંદશંકર ધ્રુવે મૂકેલા આ શબ્દો એમના જીવનનો ખરો ખ્યાલ આપી દે તેવા છે :

'પૂર્વે કંઈક પશ્ચિમને આપવાનું હોય, પશ્ચિમે પૂર્વને આપવાનું હોય. આ કહેવું દેખીતું ઠીક છે. પણ વસ્તુતઃ સત્યના કકડા કરીને પરમેશ્વરે જગત ઉપર ફેંક્યા નથી. અર્ધું સત્ય જાણે પૂર્વમાં પ્રગટ કર્યું હોય; અને અર્ધું પશ્ચિમમાં, અને પછી મનુષ્યજાતિને એ બે અરધિયાં એકઠાં કરવાનું સોંપ્યું હોય એમ નથી. દરેકમાં સત્યનું પૂર્ણ પ્રાકટ્ય જ હોય છે; હોવું જ જોઈએ. કારણ કે

જ્યાં મનુષ્યત્વ ત્યાં સત્ય, અને મનુષ્યત્વ સર્વત્ર, એમ સત્ય પણ સર્વત્ર. પણ ઐતિહાસિક સંજોગોને લીધે સત્યના જુદા જુદા અંશો પૃથ્વીના જુદા જુદા ભાગમાં પ્રાધાન્ય કે ગૌણતા પામે છે— એટલે એક બીજા દેશને એક બીજાની અપેક્ષા રહે છે, તે એટલી જ કે ગૌણ અંશને યથોચિત પ્રાધાન્ય અપાવવું. આપણા પ્રાચીન સમયમાં વ્યવહારની ગૌણતા નહોતી, પણ ઐતિહાસિક કારણે આપણું વ્યાવહારિક જીવન ગૌણસ્થાને મુકાઈ ગયું છે, તો એને યોગ્ય પદ આપણે પુનઃ પ્રાપ્ત કરાવવું. અને પશ્ચિમના દેશો વ્યવહારમાં ડૂબી પરમાર્થ ભૂલી ગયા છે, તો તેઓએ એમના પૂર્વજોનું જાણીતું પરમાર્થ-જીવન ફરી સેવવું.'...'વિવેકી સજ્જનો આહારમાત્રમાં વિષાંશ ને અમૃતાંશ રહેલા છે એમ સમજી, એમાંથી વિષાંશ દૂર કરશે, સમગ્ર આહારને ફેંકી દેશે નહિ. પણ અવિવેકી આહારીને વિષાંશનું સ્મરણ આપવાની જરૂર છે.'

હરેક વાદ સમજ્યા વિના અહીં લાવવા મથતા બિનઅનુભવી કેવળ ઉત્સાહી કાર્યકરોને આમાંથી કેટલું બધું મળી શકે તેમ છે !

એક વસ્તુનો સમગ્ર રીતે ને સઘળા દૃષ્ટિકોણથી વિચાર કર્યા વિના ને વિચાર કર્યા પછી પણ એનો આપણા સમાજજીવન સાથે સમન્વય સાધ્યા વિના સ્વીકાર ન કરવો, એ આચાર્યશ્રીની મોટામાં મોટી સંસ્કૃતિરક્ષક વૃત્તિનો સિદ્ધાંત હતો. આજે અથવા કોઈપણ સમયે એનો તત્ત્વાર્થ તો થોડેઘણે અંશે પણ ગ્રહણ કર્યા વિના છૂટકો જ નથી. કદાચ એમના જીવનનો એ મોટામાં મોટો વિજય હતો કે એમણે વૈજ્ઞાનિક વેગથી ધસી આવતી વસ્તુઓનો તિરસ્કાર કર્યો નથી કે અાલોચિત ઉત્સાહથી એને ભેટવા દોડવાની ખોટી ઉતાવળ બતાવી નથી. એમાંથી કાલક્રમે પ્રજાજીવનને અનુરૂપ એવું નવું સ્વરૂપ પ્રકટશે એ એમની આંતરિક અખંડ શ્રદ્ધા હતી; અને હરેક વ્યક્તિની એ જ શ્રદ્ધા રહેવી જોઈએ.

*

ઈશ્વર સત્ત્વસ્વરૂપ છે શ્રદ્ધાળુને તે કેવળ સત્‌સ્વરૂપ છે. માણસ જેમ તેને પ્રસન્ન થાય તેમ તે તેને ફળ આપે છે. તે આપણા અંતરમાં છે છતાં આપણાથી પર છે. ઈશ્વરને નામે હળાહળ અનાચાર અથવા પશુ જેવાં કામ થાય તેથી ઈશ્વરને કંઈ બાધ આવતો નથી. તે અત્યંત ક્ષમાવાન છે. તે સહનશીલ છે. પણ તે ભયંકર પણ છે. આ લોકમાં તથા પરલોકમાં પાઈએ પાઈનો હિસાબ લેનાર એના જેવો કોઈ નથી. પણ સાથે સાથે તે સદાય ક્ષમાવાન છે, કારણ તે સદાય આપણને પશ્ચાતાપ કરવાની તક આપે છે. સ્વતંત્રતાનો પક્ષપાતી એના જેવો એકે નથી. કારણ સત્‌ તથા અસત્‌ના વિવેક વિષે તે આપણને પૂરેપૂરી સ્વતંત્રતા આપે છે... આપણે સત્યસ્વરૂપ બનવું હોય તો અહર્નિશ આપણે તેનું ભજનકીર્તન કરીએ અને એની આજ્ઞાનું પાલન કરીએ. એની વાંસળીના સૂર પ્રમાણે નૃત્ય કરીએ એટલે બધાં સારા વાના થાય.

*

એક ગરાસિયો હતો. એની પાસે ઘોડી હતી. ઘોડી હતી બહુ મજાની પણ ભડકે બહુ—માણસના અવાજથી ભડકે ને જાનવરના અવાજથી ય ભડકે. એકવાર ગરાસિયો ઘોડીને પાણી પાવા વાડીએ લઈ ગયો. વાડીમાં કોસ ચાલતો હતો ને કિચુડ કિચુડ અવાજ થયા કરતો હતો. ગરાસિયો ઘોડીને પાણી પાય, પણ પેલી પીએ નહિ ને કોસના અવાજથી ભડકીને આઘી ભાગે. છેવટે ગરાસિયો થાક્યો, એણે કોસવાળાને કહ્યું, 'ભાઈ તું જરા કોસ બંધ રાખ, મારી ઘોડી ભડકે છે.' કોસવાળાએ કહ્યું, 'કોસ તો હું બંધ રાખીશ, પણ પછી તારી ઘોડી પાણી કેવી રીતે પીશે?' આમ કહેવાનો ભાવાર્થ એ થાય છે કે જગતમાંથી નાસી જશો તો તમને પ્રેરણા કયાથી મળશે ? માણસે જે કરવું હોય તે માનવની વચ્ચે રહીને જ કરવું જોઈએ.

# દાન કરો.. પણ એના સામું ન જુઓ

જગન્નાથ કરોડિયા

આરામ હરામ થઈ ગયો હતો, સ્વપ્નમાં પણ સુખ નહોતુ મનમા એવી ગભરાજે થવા લાગી હતી કે રાતે ઊંઘ આવતી નહોતી ને દિવસે ચેન પડતુ નહોતુ રાગ પણ એવો લાગુ પડયા હતો, કે ડાક્ટરા પણ એનુ નિદાન કરી શકતા નહોતા ફૂલેતી ઈચ્છા સેવના હોશીલા મનને જીવનના કાગળા પથ પર એવી રીતે ફરજિયાત ચાલવુ પડતુ હતુ કે ન પૂછો વાત!

જાતિએ વણિક છુ બાપદાદાની દુકાન ચાલતી હતી વારસામાં મળેલા એ વેપારને રાતદિવસ મહેનત કરીને ખીલવ્યો અને ઠીક ઠીક મિલકત વસાવી લખપતિ તો ન થઈ શક્યા, કેમકે, નાનકડા કસ્બાના એ મારા વતનમા કમાઈના એવાં મોટાં સાધનો પણ નહોતા આમ છતાં, ખોટુ શુ કામ કહુ ૬૦–૭૦ હજાર જેટતુ રોકડ નાણુ મારી પાસે હતુ મારી કમાણીના એ વીસ વર્ષોમા હુ એવા ડૂબી ગયો હતો કે, શુ ભોગ કે શુ ત્યાગ મારે માટે બને સમાન હતા માત્ર એક જ લાલસા–એક જ લગની હતી એ દિવસોમાં કે બસ કમાવુ! સુખભોગના મારા બધાયે ઝરણ સૂકાઈ ગયા હતા એ અરસામા જાતિ, સમાજ અને દશ વિશ મે ભાગ્ય જ કશો ખ્યાલ કર્યા હશે વળી કોઈ સતાન થયુ નહિ, એટલે જીવનના આ અધ પ્રવાહમાં કઈ પણ પ્રકારનો ભગ પડયો નહિ સ્નેહનો સારાયે અર્ધ્ય એક જ દવતા–વનદેવતાને અર્પણ થતો રહ્યો પુરુષાથના હજાર હાથ દશ દિશામાથી ધન કેમ એકઠુ કરવુ એમાં જ લાગ્યા રહ્યા એ દિવસોની મારી વૃત્તિ, મારી નિષ્ઠા જોઈને મને પોતાને પણ આજે તો ઘણી નવાઈ લાગ છે માણસ આટલો બધો લક્ષ્મીપૂજક બની શકે ખરો? એનુ જો જીવતુ જાગતુ પ્રમાણ હ પોતે જ ન હોત તો મને પોતાને પણ આ વાતમા શ્રદ્ધા ન બેસત

જ્યારે દેહને થાક જણાવા લાગ્યો ત્યાર મારી ઉંમર પાચાવન વર્ષની હતી પરતુ એ થાકની સાથે જ એક વિચિત્ર સ્ફૂર્તિ પણ મારા હ્રદયમાં જાગૃત થઈ રહીરહીને મને કોઈ અદરથી કહેવા લાગ્યુ હતુ

"આ બધી સપત્તિને તુ શુ કરીશ? પાછળ વારસ તો છે નહિ! તો એને જનકલ્યાણમા વાપર તો શુ ખોટુ?"

આ બાબતમાં મે મારી પત્નીની સલાહ લીધી તેણે કહ્યુ 'હુ તો તમને પહેલેથી જ કહેતી રહી છુ કે આ બલાને ભેગી કરવા આટલી જહેમત શા સારુ ઉઠાવી છે? અને હવે ભેગી જ થઈ છે તો ચાલો, હવે જાત્રા કરવા જઈ આવીએ એ પછી આપણે જેટલુ જરૂરનુ હોય એટતુ રાખીને બાકીનુ ક્યાક દાનધર્મમા વાપરી નાખીશુ"

એટલે, એ પછી એક જ વરસમાં મે એક નાનુ–શુ દવાખાનુ, એક શાળા અને એક ગૌશાળા બધાવી લોકોમાં મારા આ દાનની વાહવાહ ઘણી બોલાઈ. એ વિસ્તારમા મારી કીર્તિ એક છેડેથી બીજા છેડા સુધી પ્રસરી મારા દાન પર નભનારી એ સસ્થાઓ સાથ, જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ તરીકે પણ મારી વરણી થઈ લગભગ પાચ વરસ સુધી એ વિસ્તારની લગભગ ડઝનેક સસ્થાઓનુ સચાલનસૂત્ર મારા હાથમા રહ્યુ પરતુ એ પછી જાણે યુગે પલટા લીધા એ પછી એકેએક સસ્થા સાથેનો મારો સબધ છૂટતો ગયો અને મારા સ્થાને નવી નવી વ્યક્તિઓ આવવા લાગી મારી નિસ્વાર્થ સેવાઓ, દાન અને મદદોની લોકોને કઈ ગણતરી નહોતી અર, એટલે સુધી કે મે પોતે ઊભી કરેલી સસ્થાઓ, શાળા, દવાખાનુ અને ગૌશાળાની કમિટિઓએ પણ બહાર કાઢી મૂક્યો! મારુ ક્યાંય સ્થાન ન રહ્યુ, એટતુ જ નહિ, પણ મારા પર કેટલાય ખોટા ખોટા આરોપો–આક્ષેપો મૂકવામાં આવ્યા સામા પક્ષે, મારા સ્વભાવ મુજબ, હુ પણ ન જપ્યા મે યે કેટલાય બદનક્ષી ઓના દાવા કર્યા પછી તો કોર્ટનુ કામકાજ ચાલુ પ્રકાર–પ્રશ્નોનુ લઘુ સદધનસ્તો! જીવન નજગની ભઠ્ઠી જેવુ બની ગયુ!

તનના અને મનના માગ નતાપ જ્યારે ખૂબ જ પ્રમાણમાં વધી ગયા ત્યારે

દુ:ખ જેવું ગયું નહિ આ નારકીય જંજાળમાં હું આમ હડધૂત થતો હતો, છતાં તેમાં પડવા જવાની હું જે જિદ કરતો હતો તેના સામે મારી પત્નીને સૌથી વધુ ચીડ હતી એ વખતે મને દુનિયામાં બધા લોકો દુશ્મન જેવા અને પાખંડી જ નજરે પડતા હતા. પત્નીએ પણ આ સારુ મારા સામે સત્યાગ્રહ માંડયો એ સત્યાગ્રહને હું ટાળી શકયો, અમે તીર્થયાત્રાએ નીકળી પડયા રામેશ્વરથી અમે મુંબઈ આવ્યા—દ્વારકા જવા માટે.

પહેલેથી ખબર આપી હતી એટલે નારાયણભાઈ અમને મળવા આવ્યા, તેમની ભાવભીની મહેમાનગીરીમા બે દિવસ વિતાવ્યા. મારી દુ:ખકથની તેમણે અત્યંત સહાનુભૂતિથી અને આત્મીયભાવે સાંભળી. છેવટે તેમણે મને આશ્વાસન આપ્યુ 'આવતી કાલે હુ તમને દુનિયાના સૌથી શ્રેષ્ઠ ડોકટર પાસે લઈ જવાનો છુ, એ ડોકટર તમારા રોગની ચિકિત્સા કરશે '

અને બીજે જ દિવસે નારાયણભાઈએ અમને વર્ધામા ગાંધીજીનાં ચરણોંમા લાવીને મુકી દીધા.

ગાંધીજીના દર્શનથી જ જાણે મારા ત્રિવિધ તાપ મટી ગયા હુ તો ખાસ કંઈ કહી શકયો જ નહિ. મારી પત્ની અને નારાયણભાઈએ જ મારી રામકહાણી તેમને કહી સંભળાવી એ સાંભળીને ગાંધીજીની આંખો સતેજ બની અને મને ભાર દઈને કહેવા લાગ્યા 'સંતાપોને રોજ ને રોજ સિંચતા જાઓ છો અને પછી કહો છો કે તમારા સંતાપ ટળે, એ કેવી રીતે બને ? તમારુ ધન તમારા ઘરમાં જ પડયુ પડયુ સડી જાત એ સારુ હતુ ! એ સ્થિતિમાં એ નાગ બનીને તમારા ગળામાં તો વિંટળાત નહિ ને ! દાન કરવામા તમે મુર્ખાઈ કરી છે ! અરે, આપ્યું છે તો તેને આપી જાણો ! દાન આપ્યા પછી એના પર પાછો કબજો જમાવવા કેમ જાઓ છો ? સાચુ પૂછો તો એ દાન જ નથી, એ તો અનાચારનું ષડયંત્ર માત્ર છે સત્તા અને કીર્તિ જમાવવા માટે એની કિંમત ચૂકવી છે, એ દાન આપ્યુ ન જ કહેવાય. અને દાન નથી આપ્યુ, તો એનું ફળ શાંતિ તમને કયાંથી મળે ? એટલે તમે જે કર્યું છે તેનું ફળ જ તમને ભોગવવા મળશે ! અને ભલેને તમે ગમે તેટલાં તીર્થોમાં ફરો, પરંતુ તમારુ આ ફળ સાપની જેમ તમારી પાછળજ આવવાનું, અને તેના ઝેરીલા ડંખની વેદના તમારે ભોગવવી જ પડવાની એક રૂપિયો આપીને સો રૂપિયા લેવાનું જ લોકો છળ કરે છે, તેની કોઈ કાળે સુગતિ થાય ખરી ?'

એક બાજુ બાપુ બોલી રહ્યા હતા અને બીજી બાજુ મારી આંખોમાંથી સતત અશ્રુધારા ચાલી રહી હતી આત્મીયતાના આવા ઉદ્દગાર મારા જીવનમાં કદાપિ સાંભળવા મળ્યા નહોતા. હા કોઈ કોઈ વાર મારા પિતાજીના મુખેથી બાલ્યકાળમાં આવાં હિતવચનો સાંભળવા મળ્યાં હતા ખરાં ! કેટલી કઠોરતાથી બાપુ મારી ગાંઠો છોડી રહ્યા હતા ! તેમનું આ શસ્ત્ર છેદન પણ મને કેટલુ પ્રિય લાગતું હતું ! આપણાં પોતાનાં માણસોએ જ આપણને આપેલી પીડા—આડ કેવી પ્રિય લાગે છે !

બાપુ થોડીવાર અટકયા, પછી જાણે પોતાનો આખોય હૃદય-ખજાનો ઠાલવતા હોય તેમ બોલ્યા 'દાનનું અભિમાન અત્યંત ઘાતક નીવડે છે આ બાબતમાં તમને મહાભારતના કર્ણનો દાખલો ખબર હશે જ દાનના અભિમાને દાનેશ્વરી કર્ણને પણ છોડયા નહોતા દાન કરવાનું અભિમાન તમે છોડો તો જ તમારૂ આપેલું દાન એ સાચુ દાન કહેવાય નહિતર પછી એ તમારા માટે ડગલે ને પગલે વિઘ્નના કુંડો ખડા કરશે એક વાર જે આપી દીધુ—એનો મોહ ફરી જરા પણ ન રાખો

'આપણે શ્રીમંતાઈનો શા માટે ત્યાગ કરીએ છીએ ? એટલા માટે કે પછી આપણને ચોરોનો કંઈ ભય ન રહે. પરંતુ તમે બીજા વધુ ચોરોને તમારી પાસે નિમંત્ર્યા છે અને હવે તમે સુખની વાછના રાખો છો, જીવનના અંતિમ દિવસો શાંતિમાં ગાળવા માગો છો જો એમ કરવુ હશે તો તમારા અધૂરા દાનને પૂરુ કરવુ પડશે, દાન કરો તો કરી જાણો ફરી એના સામુ ન જુઓ'

મારા દાનનાં કામો પર મોહની જે પકડ મે જમાવી હતી, તેની હુ શરમ અનુભવવા લાગ્યો

બાપુની આ પુનિત વાણી સાંભળી હુ ઘેર પાછો ફર્યો કરોડો તીર્થોના જળસમાન બાપુની વાણીએ મારા સારાયે ભવરોગોને સમાવી દીધા હતા એ વાણીની શકિતએ જ મને બાપુ-ચિંધ્યા માર્ગે આગળ વધવાનું બળ આપ્યુ. હવે તો મારી ઉંમર લગભગ એંશીની થવા આવી છે વધુ જીવવાની ઈચ્છા પણ નથી આમ છતાં મને સંતોષ એ વાતનો છે કે બાપુના રૂપમાં મને સાક્ષાત 'કરુણાનિધાન કેશવ'ના દર્શન થયા છે અને એ 'કરુણાનિધાન કેશવ'ની કૃપાથી નિર્દંભ નિરાભિમાની સેવાના પંથે હુ વળેલો છુ.

# રંગ લાયેગી

રાજેન્દ્ર નિગમ

ઉત્તર-મુગલકાલિત આગ્રાની એક ગલી. ઉર્દૂ સાહિત્યના પ્રેમી એવા એક સજ્જનના દરવાજે, ચબૂતરા પર, મહેફિલ જામી છે. મુલાયમ ગાદી પર મૂકેલા તકિયાઓને અઢેલીને શહેરના મશહૂર શાયરો બેઠા છે. હુક્કા સળગી રહ્યા છે. લખનવની તમાકુની ખમીરવંતી ખુશબો, પ્રત્યેક ઘૂંટ સાથે વાતાવરણને સુગંધમય કરી રહી છે. સોના-ચાંદીના વરખમાં લપેટાયેલાં પાનનાં બીડાંવાળી ચાંદીની તસ્તરીઓ ચારે કોર ફરી રહી છે.

'સુભાન અલ્લાહ! ક્યાં નાજુક-બયાની હૈ!' કોઈ શેરને દાદ અપાઈ રહી છે.

'મહરબા...મહરબા!...મુકર્રર...ઈરશાદ!' કોઈ એવો શેર બોલાયો, જેને વારંવાર સાંભળવાની ઇચ્છા થયા કરે.

કોનો હતો એ શેર? મહેફિલમાં બેઠેલા બધાંની જ નજર આજુબાજુ ફરી વળી ને એમની નજર ગલીમાંથી પસાર થતા એક આઠ-નવ વર્ષના છોકરા પર પડી. એને ખબર નથી કે અહીં કેટલી ઉચ્ચ કોટિની શાયરી ચાલી રહી છે. તે તો બેપરવાહ મિજાજમાં, અનાયાસે જ દિલમાં ઊગી નીકળેલી ગઝલને લલકારતો ચાલ્યો જાય છે. ને હવે તો તે મહેફિલની પાસે જ આવી લાગ્યો છે–આ પંક્તિઓ ગાતો ગાતો —

'મેરા દિલ હાથસે મેરે મિસાલે તીર જાતા હૈ,
મેરા દિલ હાથસે મેરે......

'તો ભાઈ, એને બાંધી કેમ લેતો નથી.' એક વયોવૃદ્ધ સજ્જને વિનોદ કર્યો.

આ નટખટ છોકરાએ તરત જ એનો જવાબ આપ્યો:

'જનાબ, એમ કરવાથી કામ ચાલતું હોય તો તો શું જોઈએ?'

'કાં ભાઈ?'

'નહીં બાંધેસે બંધતા હૈ મયે જંજીર જાતા હૈ!'

છોકરાએ શેર પૂરો કર્યો.

'સુભાનઅલ્લાહ! વાહ સાહેબજાદે! બહુત ખૂબ! જરા આ બાજુ તો આવ ભાઈ.' વૃદ્ધજન આનંદથી વિભોર બની ગયા. 'પણ આ શેર છે કોનો એ તો કહે, ભાઈ?'

'શેર તો મારો જ છે, પણ માફ કરજો જનાબ આરાથી ખોટી થવાય એમ નથી. ઘરે પહોંચતા મોડું થઈ જાય.' આટલું કહીને એ તો શેરની બન્ને પંક્તિઓ ગણગણતો ચાલવા લાગ્યો.

પેલા વૃદ્ધજને ભવિષ્યવાણી ભાખી: 'આ છોકરાને યોગ્ય એવી સોબત મળી જાય તો ચોક્કસ એ અવ્વલ નંબરનો શાયર બની બેસે.'

અને આ વૃદ્ધજનની ભવિષ્યવાણી સાચી પડી. એ આઠ-નવ વર્ષનો અલ્લડ છોકરો યોગ્ય સોબત પ્રાપ્ત થતાં વધતો વધતો 'ગાલિબ' બની બેઠો.

ઉર્દૂના સર્વશ્રેષ્ઠ કવિ મિરઝા ગાલિબ તે આ જ, જેના એક એક શેરમાં મહાકાવ્ય છુપાએલું પડયું છે. 'લશ્કરી જબાન' ઉર્દૂને કાવ્યાનુકૂલ બનાવવામાં એમનો હિસ્સો ઘણો મોટો છે–એના પૂર્વવર્તી કોઈ અન્ય શાયર કરતાં અનેકગણો મોટો છે. ભાવિ કાવ્યજનની જે શૈલીનો વિકાસ એમણે કર્યો તે ભાવિ શાયરો માટે અનુકરણીય આદર્શ બની રહ્યો. પ્રેષણક્ષમતા ભાવ વિવિધતા, સાંગોપાંગ કલ્પના તથા સુક્ષ્મ અર્થમયતાની દૃષ્ટિથી જોતાં ગાલિબ સંસારના શ્રેષ્ઠતમ કવિઓની હરોળમાં બેસવાને અધિકારી છે.

એમનું વ્યક્તિગત જીવન પણ એના કાવ્યની જેમ ઓછું રંગીન નહોતું. 'ધરૂંક તમાશા દેખ' જેવી કવિઓના સ્વભાવની વિચિત્રતા ગાલિબમાં પણ

હતી. એટલું જ નહિ, એની તો એ પ્રતિમૂર્તિ જેવો હતો. આથી ભૂતકાળની કોઈ કટુ સ્મૃતિ ન તો તેને સતાવતી કે ન તો ભાવિ માટેની કોઈ ફિકર એનો પીછો પકડતી. પીડા અને દુઃખની સીમા એની દૃષ્ટિએ મુક્ત જ બની ગઈ હતી.

'દર્દકા હદસે ગુજરના હૈ દવા હો જાના'

કવિની કાવ્યરચના એની વ્યક્તિત્વની વ્યાખ્યા છે. સત્યનો આપણે જો સ્વીકાર કરતા હોઈએ તો ગાલિબની આ પંક્તિને એ સત્યનું ઉદાહરણ કહેવું જોઈએ.

આ દર્દે જ કદાચ શાયરને શરાબનો દીવાનો બનાવી દીધો હશે.

ગાલિબના જીવનના અનેક સંસ્મરણોમાંથી એક આ નીચે આપી આ લેખ પૂરો કરીશું.

જજ ખદીકાની અદાલતમાં ભારે ભીડ જામી હતી. મિરઝા ગાલિબ પર કરજ નહિ ચૂકવવાનો મુકદ્દમો ચાલવાનો હતો. લોકો ઉત્સુકતાથી પરિણામની રાહ જોતા ઊભા હતા.

થોડીવારમાં દુબળી, હારેલી, થાકથી નખાઈ ગયેલી એક વ્યક્તિને સિપાઈઓ લઈ આવ્યા, અને આરોપીના પીંજરામાં ખડી કરી દીધી.

આરોપ વાંચી સંભળાવાયો. ગાલિબ પર રૂપિયા સાડાત્રણ હજારનું કરજ હતું.

તમારા પરનું તહોમતનામું તમે સાંભળ્યું, તમારે તેનો કંઈ બચાવ કરવો છે?" દાઢી પર હાથ ફેરવતા જજસાહેબે કહ્યું.

'હું શું કહું! દેવું કબૂલ કરું છું અને એ ચૂકવવાની મારી શક્તિ ન હોઈ જે કાંઈ સજા ફરમાવશો તે ભોગવવા તૈયાર છું. ઘણા સમયથી હું જાણતો હતો કે એક દિવસ આવો આવશે જ.'

'શું જાણતા હતા તમે?'

'કર્જકી પીતે થે મય ઔર યહ સમઝતે થે કિ હાં,
રંગ લાયેગી હમારી ફાકામસ્તી એક દિન.'

'બસ આટલું જ કહેવું છે તમારે?'

'જી હા. આ શેરને જ મારા બચાવ તરીકે ગણી શકો છો.'

તો જનાબ, ગાલિબસાહેબ, તમારી ફાકામસ્તી રંગ લાવીને જ રહી, કા?" જજે ગાલિબને મૌન જોઈ કટાક્ષમાં કહ્યું.

"એ તો જગજાહેર વાત છે" ગાલિબે માથું નીચે રાખીને જ જવાબ આપ્યો.

'તો એનો એક રંગ એ છે કે તમને માનભેર છોડી મૂકવામાં આવે છે.' કાવ્યપ્રેમી જજે ગાલિબને મુક્ત કરી દીધા—સાડા ત્રણ હજારનું કરજ પોતાના પદરનું ચૂકવીને અને પછી શરાબની એક બાટલી મંગાવીને પોતા તરફથી નાચીઝ ભેટ તરીકે અર્પણ કરી દીધી.

અંતમાં શાયરની ફાકામસ્તીની એક વધુ રંગીન તસવીર જોઈએ.

'ચંદ તસ્વીરે બૂતાં ચંદ હસીનાને ખુતૂન—
બાદ મરને કે મેરે ઘરસે યે સામાં નિકલા'

અર્થાત—ગાલિબના મૃત્યુ પછી એના ઘરમાંથી સુંદરીઓનાં થોડાક ચિત્રો તથા રૂપસિઓના થોડાંએક પત્રો જ નીકળ્યાં.

---

મહાન તપસ્વિની રાબિયાને કોઈએ પૂછ્યું : 'અમ્મા, તમને ખુદાતાલા ઉપર પ્રેમ છે ખરો?'
મહાન સાધ્વી રાબિયાએ ઉત્તર આપ્યો : 'હા.'
પેલી વ્યક્તિએ પૂછ્યું : 'તમે સેતાનને ધિક્કારો છો ખરાં.'
રાબિયામૈયા શાંત સ્વરે બોલ્યાં : 'ખુદા પ્રત્યેના મારા પ્રેમમાંથી સેતાનને ધિક્કારવા જેટલી ફુરસદ જ મને કદી મળતી નથી.'
('સંતોની જીવનપ્રસાદી' માંથી)

# વિદાય અભિશાપ

[ કવિવર રવીન્દ્રનાથ ટાગોરના પદ્ય નાટકનું ગુજરાતી ગદ્ય-રૂપાંતર ] ઈન્દુલાલ ગાંધી

કચ દેવયાની, દેવયાની,–અરે, આમ કેમ? જરા મારી સામે તો જુઓ હું તમારી રજા લેવા આવ્યો છું

દેવયાની માત્ર રજા લેવા–

કચ હા દેવયાની, મારો વિદ્યાભ્યાસ પૂરો થયો છે પિતાની આજ્ઞા પ્રમાણે મારે દેવલોકમાં પાછું જવું જોઈએ મને આશીર્વાદ આપો ભદ્રે, સુમેરૂના શિખર પર જેમ સૂર્ય પ્રકાશે છે તેમ મારી વિદ્યા પ્રકાશ્યા કરે અવિચલ, અક્ષય–અક્ષય

દેવયાની સંજીવની વિદ્યાની સમૃદ્ધિ તમારી પાસે છે, પછી ગુરુકન્યાનો આશીર્વાદ મળ્યો તોયે શું ને ન મળ્યો તોયે શું? હ, પણ કચ, શું તમે તમારી સાથે એકલી વિદ્યા જ લઈ જાઓ છો? માત્ર વિદ્યા જ? અંતરમાં ઊંડા ઊતરીને જરાક તપાસ તો કરો–ભૂલથી કાંઈક બીજું તો સાથે લઈ જતા નથી?

કચ ના, ના, બીજું તો મારી પાસે શું હોય? પણ હા તમારા આશીર્વાદને જો ચોરી ગણાતી હોય તો એવી ચોરી માટેની મારી તૈયારી અત્યારે પણ છે તમારી પાસેથી બીજું મારે લેવા જેવું છે પણ શું?

દેવયાની કાંઈક તો હશે–જરાક વિચાર કરી જુઓ કચ તમારું ઠગારું હૃદય મારા હૃદયને તો સાથે નથી લઈ જતું ને?

કચ તમે આ કેવી વાત કરો છો કલ્યાણી? વિદ્યાથી પરિપૂર્ણ થયેલા હૃદયમાં બીજા કોઈનું હૃદય મૂકવાની જગ્યા જ રહી નથી એવી કોઈ વાંછના પણ નથી દેવયાની!

દેવયાની હૃદયમાં જો વાંછના જ ન હોય તો તમારા જેટલો સુખી ત્રિભુવનમાં મળવો દુર્લભ છે તમે મારી રજા લેવા આવ્યા છો એટલે તમને રજા આપવાનો મારો ધર્મ થઈ પડે છે–ને હું તમને રોકી શકું પણ શી રીતે? કયું પ્રલોભન આપીને હું તમારા ઇન્દ્રલોકનો માર્ગ બંધ કરી શકું!

કચ પ્રલોભન? દેવયાની, તમે–તમે–

દેવયાની હા, હા જેને ઘર યાદ આવે તેની સામે તમામ પ્રલોભનો નકામાં નીવડે છે ઇન્દ્ર-ભવન જેવી અપ્સરાઓ અને કિન્નરીઓ અહીં ક્યાંથી હોય? એવા ભવ્ય દેવપ્રસાદોપણ અમારી પાસે નથી અહીં તો છે ઘાસની પર્ણકુટિઓ, યજ્ઞવેદીના ધુમાડા અને બાબરાં નાખતી ગાયો સુરલોકના અભિનવ શૃંગાર અહીં ક્યાંથી હોય? પારિજાતના ફૂલ જેવી સુરાંગનાઓ ક્યાંથી હોય? નયનહારક નૃત્યાંગનાઓ ક્યાંથી હોય?

કચ વિદાય આપતી વખતે આવું શું બોલો છો ભદ્રે? તમારા આતિથ્યમાં અહીં કશી ઊણપ નહોતી–તમારી નિત્ય પ્રસન્ન આંખોમાં મને હમેશા

દેવયાની (વચ્ચે) મારી નિત્યપ્રસન્ન આંખોમાં તમને હમેશાં યાચના દેખાતી હતી એમ તમારે કહેવું છે ને?

કચ તમે કેવી વિચિત્ર વાત કરો છો? તમારા માટે હું આવું વિચારી પણ કેમ શકું? હું તો તમારી પ્રસન્નતાની પ્રશંસા કરું છું

દેવયાની મારા રૂપ કે સ્વભાવની પ્રશંસા કશાની હવે તમારે શી જરૂર છે?

કચ કશી જ જરૂર નથી દેવયાની?

દેવયાની ના કચદેવ ના, મારા અંતરની વેદનાને તમારી સ્વાર્થી આંખો પ્રસન્નતા ગણતી હોય તો એ આંખો દેખતી છે એ માનવા હું જરા

પણ ગોર નથી. સાથે ગાળેલા ગુલાબી દિવસોની સ્મૃતિઓ મારા હૈયામાં બેસીને નિસાસા ઉપર નિસાસા નાખે છે–એ તમને સંભળાય છે?–ક્યાંથી સંભળાય? જવાની ઉતાવળ છે એટલે કશું જ યાદ નહિ આવતું હોય ખરું ને કચ? સહવાસની સુખદ ક્ષણોને ક્ષણવારમાં ભૂલી જવાની પુરુષો પાસે કેવી સુંદર આવડત હોય છે!

કચ: તમે ચિત્તને વ્યગ્ર શા માટે કરો છો? હું કશું જ ભૂલી શકું તેમ નથી, દેવયાની! આ હરિયાળી વનભૂમિ તો મારી માતૃભૂમિ છે. મારો જન્મ થયો હતો દેવલોકમાં પણ આયુષ્યનું અમૃત તો મને અહીં જ મળ્યું હતુ. આ વૃક્ષોની હેતાળ છાયા, હોમધેનુઓનાં કંઠની ઘંટડીઓ–ઋષિ બાળકોનો મધુર કિલકિલાટ–શું આ બધાં ભૂલી જવા જેવા દશ્યો છે?

દેવીયાની: શું અમારી વેણુમતી સરિતા તમને યાદ આવે છે?

કચ: વેણુમતી નદી તો મારા અશાંત મનનું સાન્તવન હતી. નવયૌવના જેવી એની ઉતાવળી ગતિ મારી વિદ્યાનું પ્રેરણાસ્થાન હતી. એના વિશાળ જલપાલવમાં મેં સંતાડીને હું મારું બાળપણુ સંભારતો; એનાં પગલાં સાથે પગલાં મૂકીને હું એના સહચારનો આનંદ અનુભવતો.

સ્મિત એ મારો મોક્ષ હતો. હાસ્યની આછી લહરીઓ સાથે પુષ્પવનમાં આપણે સાથે સાથે વિચરતાં હતાં એ બધું તમને યાદ આવે છે?

કચ: યાદ કેમ ન આવે દેવયાની? એક સ્ત્રીની પાસે પુરુષ આવે તેમ હું તમારી પાસે આવ્યો હતો; સ્નાન કરીને, છુટ્ટા કેશે તમે પૂજા માટે ઉદ્યાનમાં ફૂલો વીણતાં હતાં. ત્યારે મેં તમને વિનંતિ કરી હતી કે આટલો પરિશ્રમ તમારે શા માટે કરવો પડે છે? લાવો, પૂજા માટેનાં પુષ્પો હું વીણી આપું.

દેવયાની: હા, હા, બરાબર: પછી મેં તમારું નામઠામ પૂછ્યું હતું, અને તમે મને તેનો ઉત્તર પણ આપ્યો હતો. 'હું બૃહસ્પતિનો પુત્ર કચ છું. તમારા પિતાની પાસે સંજીવની વિદ્યા શીખવા આવ્યો છું. તમારા પિતાનો શિષ્ય થવા આવ્યો છું.' કેમ ખરું ને?

કચ: મને શંકા હતી દેવયાની, કે દાનવોના ગુરુ શુક્રાચાર્ય ઇન્દ્રલોકના અતિથિને પાછા કાઢશે તો–તો–

દેવયાની: પિતાજીને મેં જ સમજાવ્યા હતા કે બારણે આવેલો બૃહસ્પતિનો પુત્ર વિદ્યાની ભિક્ષા લીધા વિના પાછો જશે તો દેવલોકમાં આપણી હાંસી થશે. અને પછી તો તમને મારી સાથે મારી

**દેવયાની :** બસ ? મારા ઉપકારના સ્મરણ સિવાય તમારી પાસે બીજું કશું જ નથી. ? ઇન્દ્રધનુ જેવું મારું શરીર, રતિની આંખ જેવું યૌવન, પૂર્ણિમા જેવું સૌન્દર્ય—અખૂટ પ્રેમ—શું આ બધું ભૂલવા જેવું છે ?

**કચ :** કેટલીક વાતો એવી હોય છે દેવયાની, કે જે માત્ર આંખેથી કહી શકાય—હોઠથી કહી શકાય નહિ.

**દેવયાની :** તમારી આંખોની વાતો મારી આંખોએ અનેકવાર સાંભળી છે. અને એટલે, તો એ આંખો આજે તમારો માર્ગ રોકીને ઊભી છે. આંખોની વિદગ્ધ વાણી તમે સાંભળી શકો છો ? એ વાણી કહે છે કે ઇન્દ્રલોકનો યશ અને ઉલ્લાસ પડતાં મૂકીને અહીં રોકાઈ જાઓ: આ વેણુમતી સરિતા, વૃક્ષોની મધુર છાયા, શાંત પર્ણકુટિ અને આપણે બે. કચદેવ, તમે જાણો છો ? બે હૈયાંની વિશ્રંભ કથા તો તમારા સ્વર્ગલોકને પૃથ્વી પર ઉતારશે. એ સ્વર્ગ નીચે નહિ ઉતરે તો આપણે નવું સ્વર્ગ રચી લઈશું.

**કચ :** ના, ના, દેવયાની, ઇન્દ્રલોકનાં દેવતાઓ મારી રાહ જોઈ રહ્યા હશે—મારે જવું જ જોઈએ.

**દેવયાની :** શા માટે જવુ જોઈએ ? અહીં કઈ વાતની ખામી છે કે તમને દેવલોક યાદ આવે છે ? શું સંજીવની વિદ્યા મળી ગઈ એટલે બધુ મળી ગયું ? શું ધન—યશ અને વિદ્યા મેળવવા માટે કઠોર તપશ્ચર્યા કરવાની જરૂર છે, અને સહચરી મેળવવા માટે કશી જ સાધનાની જરૂર નથી એમ તમે માનો છો ? વિદ્યા મેળવવી દુર્લભ અને સહચરી મેળવવી સુલભ એવું ગણિત તમને શીખવાડયું કોણે ? મારો પ્રેમ તમને આજ્ઞા કરે છે કચ, તમે અહીંથી નહિ જઈ શકો.

**કચ :** મારે જવુ જ પડશે ભદ્રે, મેં દેવો સમક્ષ પ્રતિજ્ઞા કરી છે કે સંજીવની વિદ્યા પ્રાપ્ત કર્યા પછી એક ક્ષણ પણ પૃથ્વી ઉપર રોકાઈશ નહિ. મેં વિદ્યા મેળવી લીધી છે—મારું જીવનકાર્ય પૂરું થયું છે. મને રજા આપો દેવયાની !

**દેવયાની :** જીવનકાર્ય પૂરું થયું છે એટલે ? શું મારી સાથે આશ્રમમાં રહી ને તમે વિદ્યા સિવાય બીજા કશામાં જ રસ લીધો નહોતો ? મને રોજ ફૂલો કોણ ચૂંટી આપતું હતું. હું તમારી સામે આવીને ઊભી રહેતી ત્યારે તમારી આંખો, વાંચવાનું પડતું મૂકીને મારી આંખો સાથે શી વાતો કરતી હતી ? તમને ત્રણ વખત જીવતદાન 'આપ્યું' ત્યારે તમે મને વચન નહોતું આપ્યું કે 'હું જીવનભર તમારી સાથે જ' રહીશ ? સાચું કહેજો કચ, શું આ શબ્દો તમારા નથી ? શું તમે મારી સાથે છળકપટ રમી રહ્યા હતાં ?

**કચ :** તમારી સાથે નહિ, મારા મન સાથે હું છળકપટ રમી રહ્યો હતો. યશ, ધન અને વિદ્યાને વરેલો રહેલો હું નથી એને છોડી શકતો કે નથી તમને પામી શકતો. દેવતાઓ સમક્ષ લીધેલી ગૌરવપૂર્વકની પ્રતિજ્ઞા પૃથ્વીના માનવી સામે પામર નીવડશે એની તો મને કલ્પના પણ નહોતી. એ પ્રતિજ્ઞાથી વિદ્યા મળી. વાંછના ગુમાવી.

**દેવયાની :** એક આશા ભરેલી નારીના કોમળ હૃદયને તમે ચૂર્ણવિચૂર્ણ કરી નાખ્યું છે—એની ઇચ્છાઓને છિન્નભિન્ન કરી નાખી છે, એટલે મારો તમને શાપ છે કે જે વિદ્યા તમે મેળવી છે—તેનો ઉપયોગ તમે કરી શકશો નહિ. એ વિદ્યા બીજાને ઘણુ આપશે, તમને કશું જ આપી શકશે નહિ. પથ્થરની શિલાની જેમ વિદ્યાનો ભાર માથે ઉપાડીને તમારે ભટકવું પડશે—પાતાળમાં—પૃથ્વીમાં અને સ્વર્ગલોકમાં.

**કચ:** હું તમને પ્રતિશાપ નથી આપતો વરદાન આપું છુ ભદ્રે, તમારા પરિતાપનું શમન થાઓ, પ્રતિભાનું પૂજન થાઓ, ગૌરવનો જયજયકાર થાઓ.

*

અનુ. પ્રકાશ ગજ્જર

* જીવનદીપ

જિંદગી મારા માટે મીણબત્તી નથી.
હું તો એને એક અનન્ય દીવડો માનું છું.
એને મારે પલેપલ જાગૃત રહીને
મારા હાથમાં રાખવાનો છે.

એનાં તેજ શક્ય એટલાં ઝળહળે,
અને બને એટલાં દૂર પથરાય,
એ મારે ખાસ ધ્યાન રાખવાનું છે.

ભાવિ પેઢીના હાથમાં
એના ઉજાસ સોંપાય એ પહેલાં
એના અણુઅણુને સ્વયં
મારે ઉજ્જવળ કરી લેવાનો છે.

—બર્નાર્ડ શૉ

* જીવન સાફલ્ય

જિંદગી લાંબી હતી કે ટૂંકી,
એ મહાલયમાં વીતી કે ઝુંપડીમાં,
ભૂખી વીતી કે ધરાયેલી,
એ કાંઈ જ મહત્ત્વનું નથી.
મહત્ત્વની વાત એક આ છે:
કયા ઉદાત્ત ધ્યેયને હાંસલ કરવામાં
એ જિંદગી ખતમ થઈ ગયેલી ?

—ડેવીડ જોર્ડન.

* શિલ્પી ભગવાન

તું કોણ છો એની મને ખબર નથી.
પણ આટલું હું જાણું છું
કે તારલાઓને કંડારીને
એક હારમાં તેં જ ગોઠવ્યા છે.

કયાય પંથ વગરના પવનોને
તેં રસ્તે રમતા કર્યા છે.

રાત ને દિવસનાં વિશ્વો વચ્ચે
તેં રંગીન સ્તંભ ઊભા કર્યા છે.

પુષ્પોને તેં પમરાવ્યાં,
તારલાને તેં ટમકાવ્યા,
ધરતીના ઊંડા ખડકો વચ્ચે
રત્નો ને હીરલા તેં છૂપાવ્યા છે.

તારાં આ બધાં સોહામણાં શિલ્પકામ
ને અનોખાં આયોજનોમાં
ઉત્તમોત્તમ શિલ્પકૃતિ તો આ છે:
માનવીના હૈયામાં તેં
નિરંતર આરોહણની તમન્ના મૂકી દીધી !

—હેરી કેમ્પ

* સિદ્ધિ

હજી ઊંચે, હજી ઊંચે,
બસ ઊંચે ને ઊંચે ગતિ કર.
તારલા તારા હૈયામાં ટમકે જ છે.
સ્વપ્નને હજી સઘન બનાવ.
સિદ્ધિ પહેલાં સ્વપ્ન હોય જ.

—પમીલા સ્ટાર.

* પાંદડે પાંદડે પરમેશ્વર

અહીં જ છે રે ઈશ્વર !
વૃક્ષોની ડાળીઓ ડોલે છે,
ને મને એનો સાદ સંભળાય છે.

નાગરવેલના પાનની કુમાશ જેવી હોઉં
ત્યારે એના વાયાનો સ્પર્શ થાય છે મને.

હરિયાળા ઘાસ વચ્ચે બેઠી હોઉં ત્યારે
એની સાથે ગેલ કરતી વાયુલહરોમાં
મને એની પ્રાણશક્તિનો અનુભવ થાય છે.

ઈશ્વર અહીં જ છે, અહીં જ છે.
પાંદડે પાંદડે મારો પરમેશ્વર વિરાજ્યો છે,
એની પ્રત્યેક નવી કુંપણી
જાણે કે આંગળી ચીંધીને
મને એના નૂતન આગમનની
એંધાણી આપે છે.

—મેડલીન એરોન

# ક્રોધ ઉપજે ત્યારે

માર્કસ ઓરેલિયસ

જ્યારે મનમા ક્રોધ ઉપજે ત્યારે નીચેની વાતોનો ખ્યાલ કરો.

પહેલી વાત બીજાઓની સાથે તમારો સબધ કેવા પ્રકારનો છે? તેઓ કોણ છે? દુનિયામા એકબીજાને મદદ કરવા માટેજ આપણે પેદા થયા છીએ. જેમ ગાયોના ધણને દોરતો સાઢ એમની આગળ આગળ ચાલે છે, તેમ બીજાઓને રસ્તો બતાવતાં આગળ ચાલવાને બદલે તમે એમના ઉપર ક્રોધ શા માટે કરો છો? આ સસારની રચના કેવી રીતે થઇ? ભગવાન એક છે કે નહીં? નાના મોટાને અને મોટા નાનાને મદદ કરે, એટલા માટેજ બધા પેદા થયા છે

બીજી વાત—જેમના ઉપર તમે નારાજ થયા છો તેમના સ્વભાવને તમે શુ નથી જાણતા? એમનાં ખાન-પાન, આચાર વિચાર, એમની અલ્પબુદ્ધિ—એ બધુ તો તમે જાણો છો

ત્રીજી વાત ખરી રીતે એમણે જે કઇ કર્યુ એ ઉચિત હતુ કે અનુચિત? જો ઉચિત હતુ તો પછી ક્રોધ કરવાનો પ્રશ્ન જ ઊઠતો નથી અને જો અનુચિત હતુ તો પણ એટલુ તો નક્કી જ કે એ લોકોએ જાણી જોઇને ભૂલ કરી હશે તો પણ અનિચ્છાપૂર્વક જ કરી હશે, આથી તમે એમના પર દ્વેષ રાખી શકો નહી ખરી રીતે તો જે કારણોથી તેઓ ભૂલ કરવા માટે પ્રેરાયા એ કારણો જ દોષપાત્ર હોવા જોઇએ

ચોથી વાત—શુ તમે કયારેય કોઇ પણ જાતની ભૂલ કરી જ નથી? સભવ છે કે તમે કઇ ખરાબ કામ ન કર્યુ હોય, પણ તમે એવો દાવો નહી કરી શકો કે તમારા મનમા ક્યારેય ખરાબ વિચારો પણ ન આવ્યા હોય બીજા લોકો નિંદા કરશે એ ડરથી, કાયરતાથી કે બીજા કોઈ કારણે તમે તમારા એ ખરાબ વિચાર અમલમા ન મૂકી શક્યા હો તો એમાં એવી કઇ મોટી વાત છે?

પાચમી વાત—તમને શી ખબર કે એણે ભૂલ કરી છે? દરેક કામનાં અનેક કારણ હોય છે. પૂરી રીતે વિચાર કર્યા વિના આપણે કોઇ કામને ખોટું કે ખરાબ કેવી રીતે માની લઇ શકીએ?

છઠ્ઠી વાત—જ્યારે ક્રોધના આવેશમા આવીને તમે સહનશીલતા ગુમાવવા માડો ત્યારે વિચારો કરો કે માણસનું આયુષ્ય ટૂકું છે અમુક દિવસો પછી આ દુનિયામા કોઇ રહેનાર નથી—તમે ય નહી રહો અને જેના ઉપર તમને ગુસ્સો આવ્યો છે એ ય નહી રહે.

ક્રોધ કરવો એ પૌરુષ કે વીરતાનું ચિહ્ન નથી. મીઠાશથી બોલવામા અને સહનશક્તિમા જ બહાદુરી છે મનને જેટલુ સ્થિર રાખશો એટલુ તમારામા બળ આવશે ક્રોધને જે કાબૂમા રાખતા નથી એ કાયર અને નિર્બળ હોય છે જરૂર દુ:ખી થાય છે બીજા ઉપર ક્રોધ કરવો એ જેટલુ ખરાબ છે, એટલુ જ ક્રોધની ખોટી ખોટી પ્રશસા કરવી એ પણ ખરાબ છે

સાતમી વાત—ખરી રીતે બીજાઓના વર્તનથી તમારે દુ:ખી થવાની જરૂર નથી એમને વિશે જે કઇ વિચાર્યુ છે, એ વિચારો જ તમને હેરાન કર્યા કરે છે આથી આવા વિચારોને મનમાંથી કાઢી નાખવાનો પ્રયત્ન કરો એથી તમને ક્રોધ કરવાની ય જરૂર નહી રહે અને બીજાઓનાં કાર્યોના પરિણામથી દુ:ખ નહી થાય

આઠમી વાત—જે વસ્તુને દુ:ખજનક માનો છો એથી કેટલુય વધુ નુકસાન તમને તમારા પોતાના ક્રોધથી થાય છે

નવમી વાત—પ્રેમ એ જ સફળતા છે. પ્રેમ અજેય છે, જો એ સાચો હોય તો જો તમારે પ્રેમ માત્ર દેખાવ પૂરતો જ હોય તો એમા કોઇ જાતની તાકાત હોઇ શકે નહી.

તમારા હૃદયમા ક્યારેય પ્રેમની ગેરહાજરી ન રહે, જ્યારે જ્યારે તમને તક મળે ત્યારે મીઠી વાણીથી બીજાને સમજાવો, ભલે એ માણસ ગમે તેટલુ અપ્રિય કાર્ય કરતો હોય, સમજાવટમા પરિહાસ કે કડવાશ ન આવી જાય એવો ભાસ ન થઇ જાય કે તમે ભાષણ કરો છો

ઉપર જણાવેલી આ નવ વાતો કોઇ દેવતાએ દીધેલાં વરદાન જેવી માનજો.

# દ્વેષથી દૂર રહો....

ડોલરરાય માંકડ

સમાજરચનાના જે વિવિધ પ્રયોગો થયા છે તેમાંથી ઘણાખરાની અંતિમ ભૂમિકા મનુષ્યસ્વભાવની સુધારણા ઉપર જ મંડાયેલી છે. સામ્યવાદ કે સામ્યયોગ બન્નેના પ્રયોગોની અંતિમ આશા તો મનુષ્યસ્વભાવના ઊર્ધ્વીકરણ ઉપર જ મંડાયેલી છે.

મનુષ્યસ્વભાવને ઊંચે ચડવામાં જે અવરોધબળો છે તેમાં રાગ અને દ્વેષ મુખ્ય છે. પરમ શાન્તિ અને પરમ પ્રસન્નતા પામવા માટે મનુષ્યસ્વભાવ રાગદ્વેષથી મુક્ત થાય તે પહેલું પગથિયું છે. એટલે ગીતામાં

રાગદ્વેષ વિયુક્તૈસ્તુ વિષયાનિન્દ્રિયૈશ્ચરન્ ।
આત્મવશ્યૈર્વિધેયાત્મા પ્રસાદમધિગચ્છતિ ॥

માણસને ઇન્દ્રિય છે એટલે ઇન્દ્રિય અને તેના વિષયનો સંયોગ ન ટાળી શકાય તેવો છે જ્યાં સુધી કાન છે ત્યાં સુધી શબ્દનું શ્રવણ તો છે જ. આંખ છે ત્યાં સુધી જોયા વગર નહિ જ ચાલે. એટલે, ઇન્દ્રિયવિષયસંયોગ, આ દષ્ટિએ, અનિવાર્ય છે પણ ગીતાકાર કહે છે કે, પ્રસન્નતા પામવી હોય તો ઇન્દ્રિયોને આત્મવશ અને રાગદ્વેષથી મુક્ત રાખવી જોઈએ. આપણે આજે તો દ્વેષ વિશે જ વધુ વિચારવું છે. દ્વેષ સામાજિક સમતુલાને વિક્ષિપ્ત કરી નાખે છે.

દ્વેષનું મૂળ હરીફાઈમાં છે. આપણી આજની સમાજરચના હરીફાઈ ઉપર જ મંડાયેલી છે, એટલે રાગદ્વેષની પોષક છે. આપણા સમાજના બધા ક્ષેત્રોમાં હરીફાઈ દેખાય છે. 'એના કરતાં હું ચડિયાતો થાઉં' એવા વિચારમાંથી 'મારા કરતા એ ચડિયાતો કેમ ન થાય' તેની જ પ્રવૃત્તિમાં હું પડી જાઉં છું.

આ પ્રવૃત્તિને લીધે તેજોદ્વેષ આપણામાં ઘર કરી બેસે છે. આનાં ઘણાં અનિષ્ટ પરિણામો આવે છે.

નોકરીમાં, વેપારરોજગારમાં, ખેતીમાં—બધામાં આપણે સ્પર્ધાને જ ઉત્તેજન આપીએ છીએ. વેપારમાં તો આગળ વધવાને માટે બીજાને પાડવાની અનેક ખોટીસાચી તરકીબો લોકો કરે છે અને એને લીધે કેટલો બધો દ્વેષ, કેટલાં બધાં વેરઝેર સમાજમાં ફેલાય છે.

આમ જે હરીફાઈ દ્વેષ ઉપર રચાય તે સમાજમાં સમતુલા જળવાય જ નહિ. એમાંથી ઊંચનીચના ભેદ જન્મે. એમાં વર્ગભેદ અને વર્ણભેદ પણ જન્મે. એમાં કોઇ જાતની સમાનતાનું ધોરણ સંભવે જ નહિ. આ અનિષ્ટ ટાળવાને માટે જ આપણા ઉપનિષદ્કારોએ કહ્યું છેઃ મા વિદ્વિષાવહૈઃ— દ્વેષથી આપણે બચીએ. પણ દ્વેષથી બચવું હોય તો કેવો સમાજ જોઈએ ? એના જવાબમાં એમ કહી શકાય કે, સમાજરચનાની ભૂમિકા સ્પર્ધાની મટી સહકારની થાય તો જ આ દ્વેષથી બચાય.

ભણતરમાં વિદ્યાર્થીનું માપ કાઢવાને માટે 'માર્ક' તો આપીએ છીએ અને આપવા પડે પણ ખરા; પણ એ માર્કથી 'હું આનાથી ચડિયાતો થાઉં' કે 'એ મારાથી ચડિયાતો ન થવો જોઈએ' એવી વૃત્તિ પોષવાને બદલે, 'હું મારાથી નીચે છે તેને મારા જેવો કેમ ન કરું' એવી વૃત્તિ થવી જોઈએ. કક્ષા ભેદ તો રહે જ, પણ માણસ પોતાની ઉપરની કક્ષાએ જ જોયા કરે અને કેમ નીચે લાવવી તેના જ પ્રયત્નો કર્યા કરે અને આમ જીવનમાં અસંતોષ અને દ્વેષ ઊભા કરે તેને બદલે 'પોતાથી નીચે પડેલાને કેમ ઉપર લાવવા' એનો વિચાર અને પ્રયત્ન કરે તો સમાજમાંથી સ્પર્ધા નીકળી જાય અને એને બદલે સહકારની વૃત્તિ જન્મે

'મારાથી જે નીચા છે તેને હું કેમ મદદરૂપ થાઉં' એવી વૃત્તિ રાખનાર પોતે નીચે પડતો જ નથી, એ તો ઉપર જ ચડે છે અને પોતાથી નીચેનાને ઉપર લે છે. પોતે કશું ખોતો નથી અને બીજાને સમૃદ્ધ કરે છે. આવી વૃત્તિ સમાજમાં ફેલાય તો દ્વેષનો નાશ થાય અને પ્રેમનો જન્મ થાય.

મારાથી નીચેનાને મારે ઉપર લાવવો એમ જે ઘડીએ આપણે માન્યું તે ઘડીએ જ આપણામાં પ્રેમ, સહાનુભૂતિ વગેરે લાગણીઓ જન્મે છે. દ્વેષનો વિરોધી પ્રેમ છે એટલે જ્યાં પ્રેમ જન્મે છે. ત્યા દ્વેષ રહેતો નથી. આવી રીતે વિચારનાર અને આચરનાર ઉચ્ચનીચના ભેદ મટાડે છે અને વર્ગભેદને ટાળે છે.

એટલા જ માટે મનુષ્યજીવનનું અને સમાજ-

# જે પીડ પરાઈ જાણે રે

હરિ પંચાલ

કથામાં રોજ આવનારા એક ભાઈએ યાત્રા કરવા જવાનું વિચાર્યું. જતાં પહેલાં મહાત્માની ચરણવંદના કરવા આવ્યા.

વંદન કરતી વખતે સંતને ચરણે શ્રીફળ મૂક્યું, પચીસ રૂપિયા મૂક્યા, અને આશિષ વાચી.

સંતે ખૂબ જ સ્નેહપૂર્વક આશિષ આપી. સાથે સાથે, પગમાં મૂકેલા પેલા પચીસ રૂપિયા પાછા આપવા માંડ્યા. પેલા ભાઈનું મન કચવાવા લાગ્યું.

એટલે મહાત્માએ કહ્યું, 'ભાઈ, અમારી પાસે ધન પડ્યું રહે એ સારું નહિ. એ એકઠું થાય તો ચિત્તને વિક્ષેપમાં નાખે, ધ્યાન ધારણા ભુલાવે અને જીવન ધ્યેયમાંથી ચળાવે. માટે કૃપા કરીને એ પાછું લેતા જાવ."

પરંતુ, પેલા ભાઈનું મન તો સંતને ચરણે મૂકેલી પેલી રકમ પાછી લેવાનું કેમે કર્યું માને નહિ.

છેવટે સંતે એમની ભાવના સચવાય એવો રસ્તો શોધી કાઢ્યો. એમણે કહ્યું "વારુ ભાઈ તમારો ખૂબ આગ્રહ છે તો આપની દક્ષિણા હું સ્વીકારી લઉં છું. આપે મને આપી અને મેં સ્વીકારી એટલે એ મારી થઈ, ખરું ને? હવે તો મારી ઇચ્છામાં આવે તેમ તેનો ઉપયોગ કરી શકું ને?"

પેલા ભાઈએ આનંદભેર કહ્યું "હા સ્તો બાપજી, એમાં શંકા હોય જ શાની?"

તે પછી બીજી વાતો ચાલી અને યાત્રાની સાર્થકતાનો ઉદ્દેશ મેળવીને એ ભાઈએ વિદાય માગી. તે વખતે સંતે કહ્યું 'ભાઈ, બહાર જાવ છો તો મારું એક કામ કરશો?'

પેલા ભાઈ ઉમંગમાં હતા. "એક નહિ બે કહોને બાપજી!"

"તો, આટલી રકમ મારા વતી જેનું કોઈ ના હોય તેવા દીન દુખિયાને રાહત મળે એવી રીતે વાપરજો!" કહી પેલા પચીસ રૂપિયા પેલા ભાઈના હાથમાં મૂક્યા. ભાઈથી હવે ના પાડી શકાય તેમ ન હતું. સંત એમની દક્ષિણા પાછી નહોતા આપતા. નવું કામ સોંપતા હતા. એ કર્યા વિના કેમ ચાલે? લાંબો હાથ કરીને એમણે એ રકમ લઈ લીધી.

સંતે મારી ભેટ સ્વીકારી નહિ એવો રહ્યો સહ્યો વિચાર પણ પેલા ભાઈના હૃદયમાંથી કાઢી નાખવા માટે સંતે કહ્યું:

'ભાઈ, મારું વર્તન તમને જરાક વિચિત્ર લાગશે પરંતુ સાચી વાત એ છે કે અમારા જેવાને તો તમારા જેવા પોષનારા અનેક મળી રહે છે. સાચી જરૂર તો જેને ઈશ્વર વિના કોઈનોય આધાર નથી એવા નિરાધાર ભાઈઓને મદદ કરવાની છે. આજ ઘણા ખૂણામાં ભૂખના દુઃખે અટવાતા દુઃખી માનવ બંધુઓને સહાય કરવામાં ખરચાઈ જવું એ સાધુ બ્રાહ્મણોને લાખેણું દાન દેવા કરતાં અને મોટા મોટા યજ્ઞ-સમારંભો કરવા કરતાં પણ ઘણું મોટું કામ છે. સમાજથી તરછોડાયેલાઓને મદદ કરવાનું કામ આ દક્ષિણા વડે મારા વતી કરશો તે મારા અંતરની આશિષ તો આપની સાથે છે જ પરંતુ તેની સાથે સાથે સોનામાં સુગંધની જેમ અજાણ્યા ખૂણે પડેલા પેલા અસહાયની આશિષ પણ આપને મળશે."

સંતની ફિલસૂફી પેલા ભાઈને સમજાઈ ગઈ. અહોભાવનાં આંસુ વડે સંતના ચરણ ભીંજવીને એ ચાલતા થયા.

---

રચનાનું અંતિમ ધ્યેય આપણે અભેદનું માન્યું છે. 'વસુધૈવ કુટુમ્બકમ્'ની ભાવના જીવનમાં ઉતારનાર રાગદ્વેષથી પર બને એનામાં પ્રેમ સહકારની ભાવના બંધાય.

સ્પર્ધા, સહકાર અને અભેદ સમાજરચનાનાં આ ત્રણ પગથિયાંમાંથી હજી આજે તો આપણો સમાજ પહેલા પગથિયા ઉપર જ છે. બીજા પગથિયા ઉપર પગ માંડવાની કોશિશ કરે છે અને ત્રીજાને તો દૂરથી જ જુએ છે. એટલે જીવનમાં શાંતિ પામવા રાગદ્વેષથી પર થઈ જવું જ જોઈએ.

પૃષ્ઠ ૧૩૨ થી ચાલુ ]

ઘરાર આવી શકે છે નાગુવા પાસે તેણે આપણી તૈયારીઓ ચકાસી જોઇ છે જનરલ માણેકશાની જવાબદારીઓ વધી રહી છે

## ઇન્દોરના તોફાનો

ઇંદોરમા ફાટી નીકળેલા કોમી તોફાનોએ બતાવી આપ્યુ છે કે આ દેશમાં જ્યાં અને ત્યા ભારેલો અગ્નિ પડેલો છે વેરાવળમા થએલા તોફાનો એ જ વાતનો અગાઉ નિર્દેશ કરી ગયા કેરળમાં મુસ્લીમો માટે અલગ જિલ્લો રચવો પડયો અને ત્યાની સરકારને મોપલાઓને નમવુ પડયુ તે વાસ્ત વમાં તો નિર્બળતાનો એકરાર છે યુ પી માં પણ મુસ્લીમોની સખ્યા ઘણી છે શેખ અબ્દુલ્લા રાત અને દિવસ કોમવાદી પ્રવૃત્તિઓ ચલાવી રહ્યા છે મુસ્લીમ-સેનાના ભીતપત્રો લખનૌની શેરીઓમા દેખા દેવા લાગ્યા છે ઇન્દોરના તોફાનો થવાનું કારણ પણ ગભીર ન હતુ અહી બન્ને કોમના કુસ્તી અખાડા છે એક કોમનો કુસ્તીબાજ જીતી ગયો અને તેનું સરઘસ કાઢયુ એટલે થયા તોફાનો! પોલિસની નિષ્ક્રિયતાની ટીકા પણ થઇ છે અને છેલા સમાચાર મુજબ ફરજ બજાવવામા ક્ષતિ માટે અમુક કર્મચારીઓને સસ્પેન્ડ પણ કરવામા આવ્યા છે પણ આ સવાલ આખા ભારતનો છે કેરળમા મલાપુરમ્ થયા પછી અને જ્યા જ્યા સયુક્ત સરકારો સત્તા પર છે ત્યા સોદાબાજીનો સવાલ સપાટી પર આવવાનો જ નકવાદનું રાજકારણ જ્યારે જોર પકડી રહ્યુ છે ત્યારે કોમવાદ પર સોગ્ગદબાજી ખેલનારાં પરિબળો ડાહ્યાડમરા થઇને શાંત બેસી રહે તેમ માનવુ વધુ પડતું છે શકરાચાર્યના અસ્પૃશ્યતા વિષેના પ્રવચનોમાં સખ્તાઇ બતાવનાર કેન્દ્રીયગૃહ ખાતુ આવા કિસ્સાઓમા કુભકર્ણની નિદ્રા કેમ સેવતુ હશે?

## ગ્રંથાલયનાં સો વર્ષ

જૂનાગઢના રાજ્ય વખતના ગ્રથાલયે સો વર્ષ (હકીકતે ૧૦૨) પૂરાં કર્યાં તે નિમિત્તે ૨૧/૨૨ જૂને એક ગ્રથ પ્રદર્શન યોજવામા આવ્યુ જેમાં કેટલાક અપ્રાપ્ય ગ્રન્થો અને હસ્તલિખિત પુસ્તકોએ સારૂ આકર્ષણ જમા વ્યુ જૂનાગઢ પુસ્તકાલય જૂનાં પુસ્તકો બાબતમા સમૃદ્ધ છે, પણ તેનું મૂલ્યાકન કોઈ સશોધક કે વિદ્વાન કરી શકે સ્થાનિક પ્રજા અથવા સ્થાનિક પક્ષોને ઘરઆંગણેની સપત્તિનું મૂલ્ય હોતુ નથી ગ્રથાલયની માવજતમા ગ્રથપાળનો કિસ્સો જ અસરકારક હોય છે સ્વ શ્રી ધૂમકેતુએ તા ૧૦-૫-૫૯ ના રોજ જૂનાગઢ લાઇબ્રેરીની વિઝિટબૂકમા નીચે પ્રમાણે નોંધ્યુ છે

"આજે વર્ષો પહેલા જોયેલી લાયબ્રેરીની મુલાકાત લેતા ઘણો આનદ થયો ખાસ કરીને તો આ પુસ્તકાલયમા કેટલીક જૂની આવૃત્તિઓ છે તે જોવાનો લાભ મળ્યો પુસ્તકાલયના અધિષ્ઠાતા ભાઇશ્રી (ઈન્દ્રકુમાર) જોશી ઘણા ઉત્સાહી અને સાહિત્યપ્રેમી માણસ છે એમણે રાસમાળા બાલા શકરની ઇતિહાસમાળા વગેરે જૂનાં ગ્રંથો l આ બધા પુસ્તકોને એક જુદા જ વિભાગમા 'રેફરન્સ બુકસ' તરીકે મૂકવાની એમની ઇચ્છા પ્રશસપાત્ર છે આ પુસ્તકોની જાળવણી માટે પણ તેમણે શ્રમ લીધેલો જણાય છે આનદ થયો બીજી રીતે તો આ પુસ્તકાલય કિંમતી છે જ પણ જૂના પુસ્તકોની દૃષ્ટિએ એની મહત્તા છે એ વસ્તુ ભૂલવા જેવી નથી ભાઇશ્રી જોશી પોતે સશોધનમા પણ રસ ધરાવે છે"

જૂનાગઢને આગણે આગામી સાહિત્ય પરિષદ ભરાવાની છે ત્યારે સાહિત્યકારો, વિદ્વાનો ઇતિહાસ રસિકો અને સશોધકોના ધ્યાનમા આવે તવી રીતે ગ્રથાલયને પ્રકાશમા લાવવુ જરૂરી છે

*

માનવીને અનુકરણ કરવા ઉત્તેજવામા ગૌરવ નથી પણ
માનવીની સુપ્ત શક્તિને મુક્તિ આપવામા જ સૌથી મોટુ ગૌરવ છે

— રવીન્દ્રનાથ ઠાકુર

'આત્મકથા' (હિંદીમાં)
લેખક. ખાન અબ્દુલ ગફ્ફારખાં
પ્રકાશક. હિન્દ પૉકેટ બુક્સ પ્રા. લિ.
જી. ટી. રોડ શાહદરા દિલ્હી–૩૨.

સરહદ ગાંધી ગફ્ફારખાની હિંદીમાં પ્રાપ્ત થતી આત્મકથા મોડે મોડે પણ ઉપલબ્ધ બની છે તે મોટી વાત છે. પ્રકાશકે સાચું જ કહ્યું છે: "હમેં ગર્વ હૈ કિ કિસી ભાષામેં પહલીવાર બાદશાહ ખાન કી આત્મકથા કે પ્રકાશન કા સૌભાગ્ય હિન્દ પૉકેટ બુક્સ કો પ્રાપ્ત હુઆ હૈ યહ એક બલિદાની મહાપુરુષ કે ક્રાંતિકારી જીવન કી કહાની હૈ જો કિ ઐતિહાસિક દૃષ્ટિસે અત્યન્ત મહત્ત્વપૂર્ણ હૈ." ભારતની બધી જ ભાષાઓમાં હવે આ આત્મકથા પ્રાપ્ત બને એવી અભિલાષા રાખવી રહી; બાદશાહખાનના જીવન પ્રસંગો, ગાંધીજીની માફક, અપ્તરંગી અને પ્રેરણાદાયી છે. આત્મકથાની ભાષા અત્યંત સીધી, સાદી અને પ્રવાહી છે. આપણે એક પ્રકરણનો રસાસ્વાદ કરીએ:

"પેશાવરથી મને ડેરા ઇસ્માઈલખાં લઈ ગયા પરંતુ ત્યાંથી લઈ જતી વખતે પગમાં જે બેડીઓ પહેરાવી હતી તે તો રાખી જ. એક કોટડીમાં મને પૂરી દેવામાં આવ્યો બીજે દિવસે ૨૦ શેર ઘઉં દળવા માટે મને આપવામાં આવ્યા. એટલું સારું હતું કે ઘઉંના નામે ખાલી ફોફા જ હતા — અંદરથી ધનેડાએ બધું ફેલી ખાધું હતું — એટલે દળવામાં મુસીબત ન પડી. અહીંનો જેલર એક ઘરડો મુસલમાન હતો. સિપાઈમાંથી આ પદ તેને મળ્યું હતું, અંગ્રેજી બીલકુલ જાણતો ન હતો અને થોડા વખતમાં પેન્શન પર ઉતરવાનો હતો. જેલનો સુપ્રિન્ટેન્ડેન્ટ એક અંગ્રેજ હતો અને અંગ્રેજી સિવાય કોઈ ભાષા તેને ન આવડતી એટલે ગંગારામ નામીને ડેપ્યુટી જેલર જેલનું બધું કામકાજ કરતો. જેલર બહુ સાફ દિલ આદમી હતો પણ ગંગારામ લાલચિયો અને દુષ્ટ હતો, અને લાંચ લેવા માટે કેદીઓમાં અંદરો અંદર ઝગડો કરાવતો.

એક દિવસ હું ચક્કી પીસતો હતો ત્યાં દારોગા આવીને મને કહેવા લાગ્યો: 'તમારે ઘંટીએ દળવું નહિ.'

મેં પૂછ્યું: 'શા માટે?'

દરોગાએ જવાબ આપ્યો: 'ખુદા જ્યારે મને પૂછશે કે આ જેલમાં ચૌદસો કેદીઓ આવેલા તેમાં એક ખુદાઈ ખિદમતગાર પણ હતો અને તેની પાસે મેં ઘંટી પીસાવેલી ત્યારે શો જવાબ દઈશ?'

તેનું મન રાખવા મેં ચક્કી ફેરવવી બંધ કરી અને તેના ગયા બાદ ફરીથી શરૂ કરી. તે બહારથી દરવાજાના કાણામાંથી મારી હીલચાલ જોતો હશે. ફરીથી મારી પાસે આવીને કહ્યું: 'શા માટે તમે દળવાનું છોડતા નથી?'

મારી સામેની હારમાં ચક્કી પીસી રહેલા એક કેદી તરફ દર્શાવીને મેં દારોગાને કહ્યું: 'કોઈ ખૂન કે ડાકુગીરીના અપરાધ માટે તેને ચક્કી પીસવી પડે છે. આવા ખરાબ કૃત્ય માટે આ સજા ભોગવે છે. મારો અપરાધ ઘણો ઉમદા છે. મારા ઉચ્ચ હેતુઓ માટે જ હું ઘંટી ફેરવું છું!'

બીજે દિવસે દારોગાએ ચક્કીના જમાદારને મારા માટે ભલામણ કરી કે મને ઘઉંને બદલે લોટ આપવો. બીજે દિવસે જમાદાર મારી પાસે ઘઉં અને લોટ બન્ને લઈને આવ્યો અને કહ્યું: 'સાહેબ તપાસવા આવે તો જ આ ઘઉં તમારે દળવા માટે આપ્યા છે!'

મેં તેને કહ્યું: 'સાહેબ જો મને પૂછશે કે મને ઘઉં અપાય છે કે લોટ તો મારાથી અસત્ય નહીં કહેવાય — મારે કહેવું પડશે કે મને લોટ આપ-

વામાં આવે છે.'

જમાદાર ગભરાઈ ગયો : 'તો તો મારી નોકરી જાય !'

મેં તેને કહ્યું : 'એવી તો મારી યે ઇચ્છા નથી. એટલા માટે કહું છુ કે મને ઘઉં જ આપવાનું ચાલુ રાખજો.'

આ જેલનો ખોરાક બહુ જ ખરાબ રોટીમાં માટીનું પ્રમાણ એટલું બધુ હતું કે તેને ચાવવાનું મુશ્કેલ બની જતું, શાક પણ એટલું ખરાબ કે જાનવર પણ મો અડાડે નહિ. દારોગાએ મને અનેકવાર કહ્યુ કે મારે માટે થાળી તે પોતાને ઘેરથી મોકલશે પણ મેં તે વાત સ્વીકારી નહિ. દૂધની વહેંચણી કરનાર મને વધુ દૂધ આપવા ઇચ્છતો હતો પણ તે લેવાની પણ મેં ના પાડી દીધી કેમકે મારા કૂપનમાં દૂધની પરવાનગી ન હતી. બીજા કોઇના ભાગમાંથી મને દૂધ આપવાની તેને સૂચના હતી જેની મે ના પાડી દીધી.

ગંગારામ 'એજન્ટ' મારફત મને કહેડાવતો હતો કે થોડાક પૈસા એના ખિસ્સામાં પડે તો આ ચકડીની પળોજણમાંથી મારો છૂટકારો થાય. વળી પેશાવરના આદમી માટે કોટડીમાં રહીને ઘઉં દળવાની વાત શરમજનક હતી. મારી વતી બીજાઓએ પૈસા ચૂકવવાની તૈયારી બતાવી હતી. પણ એની વાત સાંભળીને જ હું હેરાનહેરાન થઈ ગયો. મેં કહ્યું: 'લાંચ દેવી સારી વાત નથી. માટે તમે પણ નહીં આપો – હું તો કદી આપવાનો જ નથી. મેં એટલા માટે જેલવાસ સ્વીકાર્યો છે કે જામીન આપવાની મેં ના પાડી દીધી છે. જો લાંચ આપવી હોત તો જામીન ન આપું ?'

એક દિવસ ચક્કી ફેરવતો હતો અને ડોલમાં શાક પડ્યું હતું ત્યાં જેલના સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ આવી પહોંચ્યા. તેમને શાક બતાવીને મે કહ્યુ : 'એક બિલાડીને મેં આપી જોયું તેણે સૂંઘ્યું પણ નહિ– પશુઓને પણ ખાવાને માટે અયોગ્ય ! તમે તો મનુષ્યોને પીરસો છો !'

શાકાજોઈને તેમણે કહ્યું: 'શાક તો બહુ મઝાનું છે !'

હવે મારે તેમને શું કહેવું ? તરત જ મેં બીજી વાત ઉપાડી. મેં કહ્યુ : 'જુઓ સાહેબ, સામેની કોટડીનો કેદી – તેના હાથપગમાં બેડી છે – મારા હાથપગમાં પણ છે. તે પણ વીસ શેર ઘઉં દળે છે – હું પણ દળુ છું. તે પણ કોટડીમાં પૂરાયો છે અને હું પણ. તેણે શુ અપરાધ કર્યો છે અને મારો અપરાધ શું છે ? આપના પોતાના દેશમાં મારા જેવો કેદી હોય તેના તરફ કેવો વર્તાવ થાય છે ?'

સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે કાંઇ જવાબ આપ્યો નહિ, અને ચાલ્યા ગયા. બીજે દિવસે મારું મજૂરી-કામ બદલી આપ્યું. લીફાફા કવર બનાવવાના કારખાનામાં મને મોકલ્યો. એક દિવસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ ત્યાં આવ્યા અને મને કહ્યું કે થોડા દિવસોમાં મને કોટડીમાંથી મુક્તિ મળશે. આ કારખાનામાં સીમા પ્રાંતના જ બધા કેદીઓ હતા; તેઓ આસપાસમાં ઝઘડો કરી બેસતા; તે બધા જ મારી પાસે આવતા અને હું તેમની વચ્ચે સુલેહ કરાવી આપતો.

જેલમાં એવા કેદીઓ પણ હતા જેઓ શ્રમથી બહુ ડરતા. અને શ્રમથી બચવા ગંગારામને લાંચ આપતા હતા. મેં આ લોકોને લાંચ આપતા અટકાવ્યા પરિણામે ગંગારામનો ધંધો ઠંડો પડી ગયો મને અહીંથી બીજી કોઈ જેલમાં મોકલવાની પેરવી તેણે શરૂ કરી. હું જેલમાં રહીને પ્રચાર કાર્ય કરુ છુ એવો મારી વિરૂદ્ધનો રિપોર્ટ તેણે સુપ્રિન્ટેન્ડેન્ટ ઉપર મોકલ્યો. જેલમાં મારા રહેવાથી શિસ્તનો ગંભીર મુદ્દો ઊભો થશે એવો મજબૂત કેઇસ તેણે ઊભો કરી દીધો. સુપ્રિન્ટેન્ડેન્ટ મારી પાસે આવી વધુ પૂછપરછ કરી. તેમને ખાત્રી થઈ ગઇ કે ગંગારામે ખોટું લખીને રિપોર્ટ કર્યો હતો. પરંતુ વચ્ચે શિસ્તનો પ્રશ્ન એવી રીતે મૂકી દીધો હતો કે અંગ્રેજો પાસે એ એકજ શબ્દના જોરે ધાર્યું કામ કઢાવી શકે છે, મને ડેરાગાઝીખાંની જેલમાં મોકલવાનું નક્કી થયું. પેશાવરની જેલમાં મેં બે માસ ગાળ્યા, અહીં પણ લગભગ એટલોજ સમય ગાળ્યો; દરમ્યાન મારું વજન ૫૫ પૌંડ ઘટી

ગયું-અને ખરાબ ખોરાકને લીધે મારા દાંત નબળા પડી, મને પાયોરિયા લાગુ પડી ગયો.

એક દિવસ, જેલમાં પોલિસની મોટરગાડી આવીને ઊભી રહી, જેની ચારેતરફ પડદા લગાવ્યા હતા. મારા પગમાં બેડી હતી-હાથમાં હાથકડી અને ગળામાં નંબરનું પાટિયું – મારો આ દિદાર કેવો લાગતો હશે ? લોકોની નજરમાં હું કેવો લાગતો હોઇશ ? બેર. એ પર્દાનશીન ગાડીમાં બેસાડીને મને દર્યાખાન પહોંચાડી દીધો. પરંતુ ત્યાંથી રેલ-ગાડી ઉપડી ચૂકી હતી અને આખી રાત સ્ટેશન ઉપર ગાળવી પડી. ત્યાં કોઇને મારી પાસે આવવાની છૂટ ન હતી કે ન હું કોઇની પાસે જઇ શકતો. મારી હાથકડી પણ ખોલવાની છૂટ ન આપી. મારી સાથેના પોલિસવાળા બધા જ પખતુન હતા અને મઝાની વાત એ હતી કે મુખ્ય જમાદાર મારા જ વતની તાલુકાનો હતો. તેનું નામ હતું નાદિરખાં.

બીજે દિવસે રેલગાડીમાં નોકરોના ડબ્બામાં મને ચડાવ્યો રસ્તામાં જે જે સ્ટેશને ગાડી ઊભી રહેતી ત્યાં કડક જાપ્તો મારી ઉપર બેસી જતો જેથી કોઇ મારી પાસે આવી ન શકે. છેવટે અમે ગાઝીઘાટ પહોંચ્યા. ત્યાં મને લેવા જે પોલિસ આવી હતી તેનો મુખી હિંદુ હતો. તેણે મારી પાસે આવી પઠાણ જમાદાર પાસેથી મારો ચાર્જ લીધો અને મારી હાથકડી ખોલી નાખી અને મને કહ્યું:

"આવો – જરા સ્ટેશન પર હરોફરો–" તેની સાથે ફરી રહ્યો હતો ત્યા પેલો પઠાણ જમાદાર દોડતો આવીને હિંદુ પોલિસ અધિકારીને કહેવા લાગ્યો:

"આ તમે શું કરો છો ? મારા ઉપર નામોશી લગાડશો તમો!"

હિંદુ પોલિસ અધિકારીએ જવાબ આપ્યો: "હવે તેઓ મારા ચાર્જમાં છે અને તેમની બધી જ જવાબદારી મારે શિર છે જાઓ, ભાઈ તમે શીદ ચિંતા કરો છો ?"

થોડીવાર પછી પોલિસ મને ડેરા ગાઝીખાં, લઈ જવા રવાના થઈ. નદીને કિનારે પહોંચ્યા અને નાવમાં બેસી સિંધુ નદી ઓળંગી,- સામે કાંઠે ગયા તો ટાંગો તૈયાર હતો. ટાંગામાં બેસી ડેરા ગાઝીખાની જેલમાં પહોંચી ગયા. જેલના દરવાજા પાસે કર્નલ અબ્દુલમજીદખાંના પુત્ર અબ્દુલરશીદ, લાલા દુનીચંદ અબ્બાલવી સાથે વાતચીત કરતા હતા. જેવો હું જેલની અંદર ગયો તો લાલા દુનિચંદે કહ્યું: "તમને પહેલવહેલા જોયા ત્યારે લાગ્યું કે કોઇ ભયંકર કાતિલ ડાકુને અહીં લાવવામાં આવ્યો છે!"

જેલની અંદર ગયા બાદ, મારી બેડીઓ કાઢી નાખવામાં આવી. આ એક નાનકડું જેલખાનું હતું અને પંજાબના રાજદ્વારી કેદીઓ અહીં રાખ વામાં આવતા હતા. એક બેરેકમાં 'સી' વર્ગના અને બીજામાં સ્પેશિયલ વર્ગના. મને 'સી' વર્ગમાં મૂક-વામા આવ્યો. જેલનો સુપ્રિન્ટેન્ડેન્ટ સારો માણસ હતો. રાજદ્વારી કેદીઓને ઘઉં અપાતા. તેઓ હાથે જ સાફ કરીને લોટ દળતા અને રોટલી હાથે બનાવતા – શાકભાજી પણ હાથે બનાવવાની છૂટ હતી. 'બેડી' પહેરી રાખવાની મોટી મુસીબતમાંથી મને મુક્તિ મળી ગઈ હતી. 'સી' વર્ગના કેદીઓ શીખ અને હિન્દુ હતા. તે બધા જ પ્રેમાળ પ્રકૃતિના હતા. સ્પેશિયલ વર્ગના કેદીઓને મારા વિષે ખબર પડી કે તેમણે સુપ્રિન્ટેન્ડેન્ટને આગ્રહપૂર્વક વિનંતિ કરી કે તેમના બેરેકમાં મને રાખવામાં આવે. સુપ્રિન્ટેન્ડે-ન્ટ એક સજ્જન મુસલમાન હતો અને તેમની વિનંતિ માન્ય કરી મને સ્પેશિયલ વર્ગમાં રાખ્યો અને ચરખો કાંતવાનું કામ સોંપવામાં આવ્યું. ઇશ્વરની મારા ઉપર એક મોટી કૃપા કે ડેરા ઇસ્મા-ઇલખાંથી બદલીને ડેરા ગાઝીખાં મને મોકલ્યો. ત્યાં જો મને રાખ્યો હોત તો જીવતો પણ ન રહેત! જે વિદ્વાન અને ભદ્ર લોકની સોબતનો લાભ અહીં મળ્યો તેની ત્યાં આશા જ ન હતી. સૌથી મોટો લાભ એ થયો કે પંજાબના લોકો સાથે મારે ગાઢ સંપર્ક–ઓળખાણ થયાં; તે ઉપરાંત એક બીજાના વિચારો, સિદ્ધાંતોની આપલે થઇ. વળી તેમણે મારી તરફેણમાં, સરકારની વિરુદ્ધ, અખબારોમાં એવું આંદોલન ચલાવ્યું કે થોડા જ સમયમાં પંજાબ સર-

કારને મને 'સ્પેશિયલ' વર્ગમાં મૂકવાની ફરજ પડી.

ડેરા ઈસ્માઇલખાંના ગંદા ખોરાકથી મારા દાંત બગડી ગયા હતા; અહીંના સુપ્રિન્ટેન્ડન્ટે મારા દાંતની ચિકિત્સા માટે મને લાહોર સેન્ટ્રલ જેલમાં મોકલ્યો. ત્યાંનો જેલર ખૈરૂદીન હતો અને રાષ્ટ્રવાદીઓ તથા દેશ ભક્તો તરફ તેને નફરત હતી. અંગ્રેજોને ખુશ રાખવા તે બહુ કઠોર બનતો. તેના બદલામાં કેદીઓની સાથે ગમે તેવો વર્તાવ કરવાની અંગ્રેજોએ તેને છૂટ આપી હતી. જેલની અંદર ખિલાફત અને કોંગ્રેસ બન્ને પક્ષના કેદીઓ હતા. હું ખિલાફત ચળવળનો કેદી હતો. મને તેમનાથી જુદો પાડી, એક અલગ કોટડીમાં રાખવામાં આવ્યો. અહીં ઘણા શીખ કેદીઓ હતા. તેમને એટલા માટે કેદમાં પૂર્યા હતા કે તેઓ "સત્ શ્રી અકાલ"નું સૂત્ર પોકારતા હતા! શીખોમાં એક પ્રબળ ભાવના પેદા થઈ હતી. જેલ સત્તાવાળાઓ તરફથી અત્યાચાર વધતો ગયો તેમ તેમની ભાવના વધુ પ્રબળ બનતી ગઈ.

ખિલાફતવાળાને મને અલગ રાખ્યાની ખબર પડી કે તેમણે બૂમરાણ મચાવ્યું. બીજે દિવસે કોટડીમાંથી મને મુક્ત કરી, રાજદ્વારી કેદીઓની સાથે મૂકવામાં આવ્યો. અહીં આગા સફદર, મલિક લાલખાં લાલા લજપતરાય જેવા સન્માન્ય કોંગ્રેસી કેદીઓ પણ હતા. આ મહાનુભાવો સાથે વિચાર-વિમર્ષ કરવાનો અવસર મને મળ્યો.

થોડા દિવસો પછી દાંતના ડૉક્ટર આવ્યા તેમની પાસે મને લઈ જવામાં આવ્યો. તેમનું નામ હતું પ્રેમનાથ – ખરેખર તે એક પ્રેમની મૂર્તિરૂપ હતા. તેમણે મારા દાંત તપાસ્યા – એક બે કાઢી નાખ્યા – બાકીના સાફ કર્યા. તેમના કહેવા મુજબ ખરાબ ખોરાક લેવાથી પાયોરિયા થયો હતો. તેમણે મને કેટલીક ઉપચાર-વિધિઓ પણ કહી. મેં તેમને કહ્યું કે હું એક અમીર આદમી છું – મારી પાસે પૈસા છે તો કૃપા કરી આપની ફી લઇ લો પણ તેમણે ના જ પાડી મેં જ્યારે તેમને બહુ આગ્રહ કર્યો ત્યારે તેમણે કહ્યું: "આપે શું અપરાધ કર્યો છે? દેશ અને દેશવાસીઓની સેવા કરતાં અહીં આવવું પડયું છે. આપની પાસેથી હું ફી લઉં તો આ વાતની મને શરમ નહીં થાય! આપના જેટલું બલિદાન કદાચ હું ન આપી શકું પણ આટલી સેવા તો અવશ્ય કરી શકું!"

આ પ્રકરણનો ઉલ્લેખ એટલા માટે કર્યો છે કે સરહદના એક પઠાણે માટે જેલ જીવનનો યાતનાભર્યો અનુભવ તેના સ્વભાવથી તદ્દન વિરૂદ્ધ છે છતાં જે ગાંધીશાહી આચરણ અને આત્મબલિદાનની ભવ્ય ભાવનાને તેઓ મૂર્ત બનાવે છે તેનું દર્શન થાય છે. શા માટે આપણે તેમને 'સરહદના ગાંધી' કહીએ છીએ તેનો પણ ખયાલ મળે છે. આત્મકથાનું એક-એક પ્રકરણ રોમાંચ ખડા કરે છે અને ગફ્ફારખાંની પ્રતિભાનું એક પછી એક પાસું રજૂ કરે છે. ગાંધી શતાબ્દી વર્ષમાં, નહેરુ શાંતિ-પારિતોષિક અર્પણ થયું તે વર્ષમાં — અને ભારતમાં તેઓ આવવાના તે વર્ષમાં આ આત્મકથાનું પ્રકાશન સમયોચિત બની રહે છે.

---

તખ્તેશ્વર પ્લૉટમાં આવેલ સંસ્થા "ઘરશાળા પ્રકાશન મંદિર" તરફથી તાજેતરમાં નીચેની પુસ્તિકાઓ પ્રગટ થઈ છે. આ તમામ પુસ્તિકાઓનાં લેખક શ્રી હરભાઇ ત્રિવેદી છે. **બાલ મહિમા :** (કિં એક રૂપિયો) શિક્ષણ પદ્ધતિઓની ઘરેડ અને વડિલોના રૂઢ વિચારો વચ્ચે ખોવાયેલા બાળકને સાચી રીતે કેવી રીતે સમજી શકાય તે અંગે આ પુસ્તકમાં રસપ્રદ સમજણ આપવામાં આવી છે. **જાતક કથા :** (કિં. દોઢ રૂપિયો) સવાસો પાનાની આ પુસ્તિકામાં બાળકો અને કુમારોને રસ પડે તેવી અગિયાર રસભરી કથાઓ આપવામાં આવી છે. આ પુસ્તકના બીજા ભાગમાં ચાર વાર્તાઓ આપવામાં આવી છે. **જીવનની કેળવણી :** (કિં. એક રૂપિયો) આ પુસ્તિકામાં પાયાની કેળવણીની ભૂમિકા સમજાવવામાં આવી છે. મનોવિજ્ઞાનના અભ્યાસની જરૂર ઉપર લેખકે ખાસ ભાર મુકયો છે. **બાળકોની કથની :** (કિં. એક રૂપિયો) આ નાનકડી પુસ્તિકામાં પાંચ કિશોરનાં સાચા આત્મવૃત્તાંતો આપવામાં આવ્યા છે. **સ્વાતંત્ર્યનો પ્રયોગ :** (કિં. દોઢ રૂપિયો) અઢી દાયકા બાદ આ પુસ્તક ફરી પ્રગટ કરાયું છે. શિક્ષકો અને વિદ્યાર્થીઓને આ પુસ્તક ઉપયોગી નીવડશે. **ભયનો ભેદ :** (કિં. આઠ આના) બાળકો ભજવી શકે તેવી આ એક રસપ્રદ એકાંકી નાટક છે.



# અમારાં પ્રકાશનો

આવા હતા બાપુ-૧-૨-૩-૪—૨-૦૦
ગાધી ગુરુ — — ૧-૨૫
ગીતાજલિ એક અધ્યયન — ૧-૨૫
અલ્લાહના બદાઓ — ૦-૩૫
મસ્તીની પળોમા — ૦-૭૫
ગાધીજી સાથે જીવનયાત્રા — ૦-૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦-૨૦
શ્રી રામકૃષ્ણ પરમહસ
સાથે જીવનયાત્રા — — ૦-૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦-૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦-૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા— ૦-૧૫
મા આનદમયી સાથે જીવનયાત્રા ૦-૧૫
રામતીર્થની રત્નમાલા — ૧-૩૫

કારને મને 'સ્પેશિયલ' વર્ગમાં મૂકવાની ફરજ પડી.

ડેરા ઈસ્માઇલખાંના ગંદા ખોરાકથી મારા દાંત બગડી ગયા હતા; અહીંના સુપ્રિન્ટેન્ડન્ટે મારા દાંતની ચિકિત્સા માટે મને લાહોર સેન્ટ્રલ જેલમાં મોકલ્યો. ત્યાંનો જેલર ફોરદીન હતો અને રાષ્ટ્રવાદીઓ તથા દેશ ભક્તો તરફ તેને નફરત હતી. અંગ્રેજોને ખુશ રાખવા તે બહુ કઠોર બનતો. તેના બદલામાં કેદીઓની સાથે ગમે તેવો વર્તાવ કરવાની અંગ્રેજોએ તેને છૂટ આપી હતી. જેલની અંદર ખિલાફત અને કોંગ્રેસ બન્ને પક્ષના કેદીઓ હતા. હું ખિલાફત ચળવળનો કેદી હતો. મને તેમનાથી જુદો પાડી, એક અલગ કોટડીમાં રાખવામાં આવ્યો. અહીં ઘણા શીખ કેદીઓ હતા. તેમને એટલા માટે કેદમાં પૂર્યા હતા કે તેઓ "સત્ શ્રી અકાલ"નું સૂત્ર પોકારતા હતા! શીખોમાં એક પ્રબળ ભાવના પેદા થઇ હતી. જેલ સત્તાવાળાઓ તરફથી અત્યાચાર વધતો ગયો તેમ તેમની ભાવના વધુ પ્રબળ બનતી ગઇ.

ખિલાફતવાળાને મને અલગ રાખ્યાની ખબર પડી કે તેમણે બૂમરાણ મચાવ્યું. બીજે દિવસે કોટડીમાંથી મને મુક્ત કરી, રાજદ્વારી કેદીઓની સાથે મૂકવામાં આવ્યો. અહીં આગા સફદર, મલિક લાલખાં લાલા લજપતરાય જેવા સન્માન્ય કોંગ્રેસી કેદીઓ પણ હતા. આ મહાનુભાવો સાથે વિચાર-વિમર્શ કરવાનો અવસર મને મળ્યો.

થોડા દિવસો પછી દાંતના ડૉક્ટર આવ્યા તેમની પાસે મને લઇ જવામાં આવ્યો. તેમનું નામ હતું પ્રેમનાથ – ખરેખર તે એક પ્રેમની મૂર્તિરૂપ હતા. તેમણે મારા દાંત તપાસ્યા – એક બે કાઢી નાખ્યા – બાકીના સાફ કર્યા. તેમના કહેવા મુજબ ખરાબ ખોરાક લેવાથી પાયોરિયા થયો હતો. તેમણે મને કેટલીક ઉપચાર-વિધિઓ પણ કહી. મેં તેમને કહ્યું કે હું એક અમીર આદમી છું – મારી પાસે પૈસા છે તો કૃપા કરી આપની ફી લઇ લો પણ તેમણે ના જ પાડી મેં જ્યારે તેમને બહુ આગ્રહ કર્યો ત્યારે તેમણે કહ્યું: "આપે શું અપરાધ કર્યો છે? દેશ અને દેશવાસીઓની સેવા કરતાં અહીં આવવું પડયું છે. આપની પાસેથી હું ફી લઉં તો આ વાતની મને શરમ નહીં થાય? આપના જેટલું બલિદાન કદાચ હું ન આપી શકું પણ આટલી સેવા તો અવશ્ય કરી શકું!"

આ પ્રકરણનો ઉલ્લેખ એટલા માટે કર્યો છે કે સરહદના એક પઠાણે માટે જેલ જીવનનો યાતનાભર્યો અનુભવ તેના સ્વભાવથી તદ્દન વિરૂદ્ધ છે છતાં જે ગાંધીશાહી આચરણ અને આત્મબલિદાનની ભવ્ય ભાવનાને તેઓ મૂર્ત બનાવે છે તેનું દર્શન થાય છે. શા માટે આપણે તેમને 'સરહદના ગાંધી' કહીએ છીએ તેનો પણ ખ્યાલ મળે છે. આત્મકથાનું એક-એક પ્રકરણ રોમાંચ ખડા કરે છે અને ગફારખાંની પ્રતિભાનું એક પછી એક પાસું રજૂ કરે છે; ગાંધી શતાબ્દી વર્ષમાં, નહેરુ શાંતિ-પારિતોષિક અર્પણ થયું તે વર્ષમાં — અને ભારતમાં તેઓ આવવાના તે વર્ષમાં આ આત્મકથાનું પ્રકાશન સમયોચિત બની રહે છે.

---



# અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| આવા હતા બાપુ-૧-૨-૩-૪ | —૨-૦૦ |
| ગાધી ગુરુ — | — ૧-૨૫ |
| ગીતાજલિ એક અધ્યયન | — ૧ ૨૫ |
| અલ્લાહના બદાઓ | — ૦-૩૫ |
| મસ્તીની પળોમા | — ૦-૭૫ |
| ગાધીજી સાથે જીવનયાત્રા | — ૦-૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | — ૦-૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહસ સાથે જીવનયાત્રા | — — ૦-૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | — — ૦-૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | — ૦-૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | — ૦-૧૫ |
| મા આનદમયી સાથે જીવનયાત્રા | ૦-૧૫ |
| રામતીર્થની રત્નમાલા | — ૦-૩૫ |

# વૈષ્ણવજન

વર્ષ : ૮ ] ઓગસ્ટ – ૧૯૬૮ [ અંક ૫

## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

[લેખકોને]

વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

#### લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૭–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી : સંપાદક . નવીન ગાંધી ' ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઈનકોર્મ રોડ, રાજકોટ

# દેના બેંકના ગ્રાહકો માટે બે વધુ વિનામૂલ્ય સેવાઓ

## ટ્રેવલર્સ ચેક

પ્રવાસમાં રોકડ નાણુ સાથે રાખવાની ચિંતામાંથી મુક્ત રાખે છે.




## ગિફ્ટ ચેક

આપના ભેટના પ્રશ્નનો ઉકેલ આપે છે.





**દેના બેંક લિમિટેડ**

રજિસ્ટર્ડ ઑફિસ દેવકરણ નાનજી બિલ્ડિંગ્સ,
૧૭, હોર્નિમેન સર્કલ કોટ મુંબઈ-૧

પ્રવીણચંદ વ ગાંધી, ચૅરમૅન

RATAN BATRA

DB/G/121

## દેવ–દર્શન

દેવોનો રથ આજ નગરની પરિક્રમા કરવાનો હતો, એટલે રાણી રાજાને કહે, 'ચાલો રથ યાત્રા જોઇ આવિએ.'

રાજારાણીની પાછળ બીજા સૌ પણ દેવદર્શન કરવા નીકળી પડયા, પણ એક શૂદ્રક સાવરણો બાંધવા સળી વીણતો હતો તે ન ગયો.

કોઈએ એને પૂછયુ, 'તું દર્શન કરવા આવીશ કે ?' એ બોલ્યો, 'ના ભાઈ, ના.'

શૂદ્રકની ઝૂંપડી આગળ થઈને સૌ રથયાત્રા જોવા જાય છે. મંત્રીનો હાથી ત્યાં આવ્યો, એટલે મંત્રી કહે, ચાલ, શૂદ્રક દર્શન કરવા.'

શૂદ્રક કહે, સ્વામિન, રાજાઓની પેઠે દેવદર્શન હું નથી કરતો.'

'ફરી પાછો તું કેદી દર્શન કરવા પામીશ ?'

'ભગવાન્ મારી ઝૂંપડીને બારણે આવશે ત્યારે '

મંત્રી ખડખડ હસ્યો ને બોલ્યો, 'મૂર્ખા, રાજાજી પોતે દર્શન કરવા જાત્રામાં જાય છે, ને ભગવાન્ તારે દ્વારે દર્શન દેવા આવશે ?'

'ભગવાન્ વિના દરિદ્રને ઘેર બીજું કોણ આવે, સ્વામિન્ ?' — દે. વા.

(રવિન્દ્રનાથની કવિતા ઉપરથી)





যদি তোমার দেখা না পাই প্রভু এবার এ জীবনে
তবে তোমায় আমি পাইনি যেন সে কথা রয় মনে ।
যেন ভুলে না যাই বেদনা পাই শয়নে স્વপને ॥

હે પ્રભુ, જો આ ભવે તમારાં દર્શન હું ન કરવા પામુ, તો પણ હું તમને હજી પામ્યો નથી એ વાત મારા મનમા રહો(રય), હું ભૂલી ન જાઉ પણ સૂતા સૂતા સ્વપ્નમા પણ મને એનો ખટકો રહો.

এ সংসারের হাটে আমার যতই দিবস কাটে,
আমার যতই দুহাত ভরে ওঠে ধনে
তবু কিছুই আমি পাইনি যেন সে কথা রয় মনে ।
যেন ভুলে না যাই বেদনা পাই શયને સ્વપને ॥

આ સંસારના ચૌટામા મારા ગમે તેટલા દિવસ વીતે, મારા બે હાથ ધનથી ગમે તેટલા ભરાઇ જાય, તો પણ હું કાંઇ કહેતા કાંઈ પામ્યો જ નથી એ વાત મારા મનમા રહો હું ભૂલી ન જાઉ પણ સૂતા સૂતાં સ્વપ્નમા પણ મને એનો ખટકો રહો

যদি আলসভরে আমি বসি পথের পরে
যদি ধূলায় শয়ন পাতি সযতনে
যেন সকল পথই বাকী আছে সে কথা রয় মনে ।
যেন ভুলে না যাই বেদনা পাই শয়নে স্বপনে ॥

આળસ કરીને હું મારગમાં જ બેસી જાઉ, ધૂળ ઉપર જ જતનથી મારી પથારી પાથરું, તો પણ આખો મારગ મારે વટાવવાનો બાકી છે એ વાત મારા મનમા રહો, હું ભૂલી૦

যতই উঠে হাসি ঘরে যতই বাজে বাঁশী
ওগো যতই গৃহ সাজাই আয়োজনে
যেন তোমায় ঘরে হয়নি আনা সে কথা রয় মনে ।
*যেন ভুলে না যাই বেদনা পাই শয়নে স্বপনে ॥

મારે ઘેર અમે હસિએ, વાંસળી ને એવાં બીજા વાજા વગડાવિએ, ઘરને શણગાર સજાવિએ, તો પણ તમારી પધરામણી આ ઘરે થઈ નથી એ વાત મારા મનમા રહો. હું ભૂલી ન જાઉ પણ સૂતાં સૂતાં સ્વપ્નમાં પણ મને એનો ખટકો રહો —દે વા.

---

*ઇંડિયન પ્રેસ, પ્રકાશની ગીતાંજલિ, ૭૯ (પાનું ૧૧૬). આ ભજનનો પ્રથમપરિચય મારા બાલમિત્ર સ્વામી આનન્દે મને સાબરમતી જેલમા સને ૧૯૨૨મા કરાવ્યો હતો



ચિ. શારદા,

પુરુષ અને સ્ત્રીમાં કુદરતી ભેદ છે એટલે બેયના ધર્મો પણ કંઈક નોખા છે. તેથી પુરુષ સ્ત્રીનો ધર્મ બજાવવા જાય અથવા સ્ત્રી પુરુષનો ત્યારે મુશ્કેલી આવે જ. પણ બેય આત્મા રૂપે એક હોવાથી ઘણી મુશ્કેલીઓને ઓળંગી શકે. એવી સ્થિતિ જ્યારે નિર્વિકારતા પેદા થાય ત્યારે જ આવે. આ સમજવામાં તને કદાચ મુશ્કેલી પડશે. બે ત્રણ વાર વાંચી વિચારજે. છતાં ન સમજાય તો ચિમનલાલને કે નારણદાસને કે પ્રેમાબહેનને પૂછજે ને પછી શું સમજી તે લખજે.

મોઢે કહેતાં શરમ આવે ને લખતાં ઓછી આવે તેનુ કારણ જોવા સાંભળવાનું છે. દૂર બેઠા કલમ ચલાવાય પણ ચાર આંખ મળે ત્યારે શરમ આવી જાય. જેમ જેમ આપણે નિર્મળ થતા જઈએ તેમ તેમ એ શરમ ઓછી થાય છે. ય. મં. ૩-૧૦-૩૨ બાપુ

*

મારો આદર્શ એવો છે કે પુરુષ એ પુરુષ રહીને સ્ત્રી બને અને સ્ત્રી એ સ્ત્રી રહીને પુરુષ બને. પુરુષે સ્ત્રી થવું એટલે સ્ત્રીની નમ્રતા અને વિવેક શીખવો. અને સ્ત્રીએ પુરુષ બનવું એટલે પોતાની ભીરુતા છોડી દઈ હિંમતવાળી અને બહાદુર બનવું.

*

પુરુષ અને સ્ત્રી બન્ને નિર્ભય બની શકે છે. પુરુષ નિર્ભય રહી શકે છે એમ પોતે માને છે પણ એ હમેશાં સાચું નથી હોતું તેમ સ્ત્રીઓ પણ પોતાને નિર્બળ માનીને અબળા કહેવડાવે છે એ બરાબર નથી. એણે ભયભીત રહેવાની જરાય જરૂર નથી. મીરાંબાઇની એક વાત મેં પરમ દિવસે સાંભળી તે કહું. મીરાંબાઇ વૃંદાવનમાં ગયાં અને એક સાધુનો દરવાજો ઠોક્યો સાધુએ કહ્યું કે હું કોઇ પણ સ્ત્રીનું મોં જોતો જ નથી. એટલે મીરાંબાઇએ જવાબ આપ્યો કે તમે કોણ છો ? હું તો માત્ર એક જ પુરુષને જાણું છું અને તે ઈશ્વર છે. આ સાંભળી પેલા સાધુએ દરવાજો ઉઘાડી નાખ્યો અને મીરાંબાઇને સાષ્ટાંગ નમસ્કાર કરીને કહ્યું કે, આજે મારી આંખો ઉઘડી છે. હું અંધકૂપમાંથી ઊગર્યો છું.

# પરિભ્રમણ

'આશુતોષ'

## ચન્દ્ર વિજય

જે બડભાગી આત્માઓના હૃદયો વીસમી સદીની આ ક્ષણે ધબકતાં રહ્યા અને જેમણે માનવીને ચંદ્રલોકની ધરતી પર પગ માંડીને પાછો ફરતા જોયો તેઓ ધન્ય છે જેમને એ જોવાનું સ્વપ્ન હતું (સ્વર્ગસ્થ કેનેડી) પણ જેઓ ચાલ્યા ગયા છે તેમણે સ્વર્ગમાંથી પણ આ દૃશ્ય નિહાળ્યું હશે બ્રહ્માંડમાં ઘૂમી રહેલા ગ્રહોને નાથવાના કાળા માનવીના આ પુરૂષાર્થને નવાજવા કોઇ વિશેષણ પુરતું નથી ચન્દ્ર પૃથ્વીમાંથી જ છૂટો પડયો તેનું પુનઃસંધાન ધરતીના બાળકે કર્યું તે અભૂતપૂર્વ બનાવ છે આમાં જે લખલૂટ ખર્ચ થાય છે તે માનવીના કલ્યાણાર્થે ખર્ચવામાં આવે તો પૃથ્વીના પટ ઉપર અનેક સંકટો નિવારી શકાય બંગાળના ભૌતિકશાસ્ત્રી સત્યેન બોઝ કહે છે કે માનવીની આ સિદ્ધિ વિરલ તો ખરી જ પણ ઇશુખ્રિસ્ત કે બુદ્ધ ગાંધીના જાતભાઈઓ માનવના બલિદાન સાથે સરખાવી શકાય નહિ આમાં આ વિરાટ અભૂતપૂર્વ સિદ્ધિનું મહત્ત્વ ઓછું આંકવાનો સવાલ નથી સવાલ વિરોધાભાસનો છે જે માનવજાતના બાળકો અવકાશમાં જઈને મોતને મુઠીમાં રાખી, ચન્દ્ર ઉપર તકતી મૂકી આવે કે અમે પૃથ્વી ઉપરથી માનવજાતની શાંતિ અર્થે આવ્યા હતા તેમનું વર્તન પૃથ્વીના પટ ઉપર કેવું રહે છે? અવકાશમાં તેમજ કુદરતના પરિબળો ઉપર માનવી વિજય હાસલ કરશે અને હજુ આગળ વધી મંગળ અને શુક્ર સુધી પણ પહોંચી જશે આ સદીના ત્રણ દાયકા પૂરા થતા પહેલા માનવીએ સિદ્ધિના નવા સોપાનો સર કર્યા હશે પણ સનાતનો સવાલ આ છે માનવી પોતાની જાત પર ક્યારેય વિજય મેળવી શકશે ખરો? ત્યાં સુધીના બધા જ વિજયો અપૂર્ણ અને અધૂરા છે

## વનરાજ

ભારતના રાષ્ટ્રીય પંખી તરીકેનું સ્થાન રઢિયાળા મોરને મળ્યા પછી, પ્રાણીઓની શ્રેણીમાં વનકેસરી સિંહ અને હાથી વચ્ચે સ્પર્ધા ઊભી થઈ હતી અને તેમાં સિંહનો વિજય થયો છે ગીરના જંગલને બાદ કરતા, એશિયામાં સિંહની વસ્તી નથી અધૂરામાં પુરું, જે કાંઇ સિંહોની સંખ્યા અહીં છે તે પાંખી બની રહી છે. 'નેશનલ જ્યોગ્રોફિક' (એપ્રિલ ૬૯ અંક)માં જ્યોર્જ બી સ્કેનરે આ વિષયની જે માવજત કરી છે તેને નજર સમક્ષ રાખી ભારત સરકાર (ગુજરાત સરકાર?) જો આગળ વધે તો ગીરના સિંહ વિષે વધુ સંશોધન શક્ય બને સિંહની ખાસિયતો વિષે સ્કેલરે, ત્રણ વર્ષના ઊંડા અભ્યાસ અને નિરીક્ષણ પછી જે લખ્યું છે તે કેટલે અંશે ભારતીય સિંહને લાગુ પડે છે તે ભારે રસિક અને આકર્ષક મુદ્દો બની શકે તેના કહેવા પ્રમાણે સિંહો નાના ટોળાઓમાં રહે છે અને પોતાને રહેવાનો વિસ્તાર મુકરર કરે છે એકબીજા વિસ્તારના પ્રાણીઓ વચ્ચે ક્યારેક સંઘર્ષ–અથડામણ થાય છે દિવસ કરતા રાત્રિ સિંહને વધુ પસંદ છે બચ્ચાની માવજત અને ઉછેર માટે માતા-પિતા તરીકે સિંહ–સિંહણ બહુ આદર્શ નથી ભક્ષ્ય ન મળે તો બચ્ચાને ખાઈ જાય છે ટાન્ઝાનિયાનો સેરન્ગેટી નેશનલ પાર્ક સિંહના વસવાટ માટેનો અનામત વિસ્તાર છે જીરાફ, હરણ, હાયેના, જંગલી ભેંસ ઇત્યાદિ જાનવરો પણ તેમાં જ રહે છે, અને કુદરતી રીતે જ ભક્ષક અને ભક્ષ્ય વચ્ચે સમતુલા જળવાઇ રહે છે સિંહની વસ્તી ઓછી થવાનાં બે મુખ્ય કારણો છે એક શિકારનો અભાવ અને બીજું બચ્ચાઓનું વિશેષ મરણ પ્રમાણ જુનાગઢના સક્કરબાગમાં માતાથી વિખૂટા પડાયેલા બે બચ્ચાં મૃત્યુ પામ્યા હતા સાસણ ભાગ બના ગીર

જંગલમાં સિંહની વસતિ નામશેષ થતી અટકાવવા વૈજ્ઞાનિક દૃષ્ટિએ અભ્યાસ અને તાકીદનાં પગલા હવે અનિવાર્ય ગણવાં જોઇએ જરૂર પડે તો માલધારીઓને ખસેડવાનો પ્રશ્ન પણ હલ કરવાનો રહેશે કેમકે માનધારીઓ અને સિંહ વચ્ચે પસંદગી કરવાનો સમય પણ આવે શિકારની ખોજમા ફરતા સિંહ અને માલધારીઓ એકબીજાનાં દુશ્મન છે અને ગીરવસાહતમા તેમનુ સહઅસ્તિત્વ શકય છે કે કેમ, તે નિર્ણય પણ તાકી નો છે

## કમનશીબ ગીતા

દિલ્હીના પ્રાણી સંગ્રહાલયમાથી વાઘણ બહાર નીકળી ગઇ અને પીંજરમા પૂરવાના સઘળા પ્રયત્નો નિષ્ફળ જતા તેને ગોળીએ મારવી પડી આવુ જ થોડા મહિનાઓ પહેલા જૂનાગઢના સક્કર બાગમાથી સિંહણ શોભા નાસી છૂટતા બન્યુ હતુ અને કલે કટરે તેનો શિકાર કરીને ફોટા પડાવ્યા હતા જે અખબારોના પહેલે પાને ચમકયા હતા સિંહ, વાઘ કે દીપડાને અલ્પ સમય માટે ઘેનની દવા ગન' વડે આપી શકાન છે અને તેની અસર નીચે જાન વર થોડીક ક્ષણોમા ફસકાઇ પડે છે ઘેનની અસર પાચ દસ મિનિટ ચાલે છે ત્ના સુધીમા જાનવરને કેદ કરી શકાય પશ્ચિમી જગતમા અને આફ્રિકાના જગલોમા આ પ્રયોગો દરરોજ થતા આવ્યા છે આ કામગીરી સેટર્ન રોકેટ જેટલી ખર્ચાળ કે મુશ્કેલ નથી સાવ સાદી છે છતા આપણે દુનિયાથી કેમ આટલા પાછળ છીએ ? એકવાર જૂનાગઢમાં બન્યુ, બીજીવાર દીલ્હીમા બન્યુ હજુ કેટલા અનુભવે આપણુ જડતત્ર કાઇ પણ શીખવા તૈયાર થશે ? દિલ્હીના સુપ્રિન્ટેન્ડેન્ટે ગીતાની કમનસીબી ઉપર આસુ સાર્યા તેના બદલે અધુનિક જગતના વિજ્ઞાનમાથી કોઇ તરકીબ અજમાવી હોત તો તેમનો હેદ્દો પણ દીપી ઊઠત

## માનવીની શાતિ કાજે

રહાઇન નદીના પાણીમા પશ્ચિમ જર્મનીના કારખાનામાથી ઝેરી દ્રાવણ ભળતાં તેના પટ ઉપર વસતા, તેના પાણીનો ઉપયોગ કરતા, અને અસખ્ય માછલાઓ અને તેના પર નભતા માછીમારો કફોડી સ્થિતિમા મૂકાઈ ગયા હતા જે જે દેશમાથી આ મહાનદી વહે છે તે બધાં રાજયોએ નદીના પાણી કલુષિત કરવા માટે જર્મનીના તત્રની ખબર લઇ નાખી હતી એમ કહેવાય છે કે મે કે ત્રણ કીલો જેટલુ જ રાસાયણિક દ્રાવણ આખી કટોકટી જન્માવી શકયુ અમેરિકાએ માનવીના જ્ઞાનતતુને અસર કરે એવા ઝેરી વાયુ બનાવ્યા છે અમે તેના સગ્રહનો કેમ નાશ કરવો તે બાબતે ત્યા ગભીર કટોકટી સર્જી છે જાપાનમા ઓકીનાવા ખાતેથી આવો ઝેરી વાયુનો જથ્થો દૂર કરવા અમેરિકા સહમત થયુ છે આ જથ્થો નાનો સૂનો નથી ટ્રેઇનમાં અમેરિકાના એક કાંઠાથી બીજે લઇજવા સામે પણ જબ્બર ઊહાપોહ મચી ગયો ઝેરી વાયુનો નાશ કરવા સમુદ્રમા જથ્થાને ડૂબાડી દેવાનુ વિચારાય છે ન કરે નારાયણ, અને આ ઝેરી વાયુ પાણી સાથે ભળી જાય તો રહાઈન નદીની પેઠે સમુદ્રનુ પાણી કલુષિત બને અને માનવજાત માટે ગભીર જોખમ ઊભુ થાય જે અમેરિકાના સપૂતો માનવ જાતની શાતિ અર્થે ચદ્ર ઉપર તકતી મૂકે છે તેમનુ વર્તન પૃથ્વી ઉપર આવુ વિચિત્ર અને કહેવાતા આદર્શથી બિલકુલ ઊલટુ કેમ હશે ? હાથીના દાત જેવી આ વાત નથી લાગતી ? મહાસત્તાઓ આજે આધળી દોટમાં જે પ્રલયકારી સહારક શસ્ત્રો ખડકી રહ્યા છે તે માનવજાતની શાતિ માટે ?

## સી શંકા

ભારતીય અખબારો વાચનાર કોઇ પરદેશી છેલ્લા એકવર્ષના વાચન પછી એવો જ મત બાધે કે અહી બધુ કા તો છાપાશાહી પ્રચાર ઉપર અથવા બાલિશપણે ચાલી રહ્યુ છે સિન્ડિકેટ, કીચન કેબિનેટ, ઇન્ડિકેટ ઇત્યાદિ શબ્દો યોજીને અને જાણે હુતુતુની રમત માંડી તેમ આ પક્ષે કોણ અને સામા પક્ષે કોણ તેના અનુમાનો દોરીને અને હેતુઓ આરોપીને દૈનિકોએ અને જુદાજુદા પક્ષોના વાજીત્રોએ એક એવી હવા ઊભી કરી દીધી કે કેન્દ્ર સરકારમા ખટપટ જ ચાલી રહી છે બેગલોરમા કોંગ્રેસ મહાસમિતિની બેઠક ટાણે

પ્રથમથી જ ઇરાદાપૂર્વક છાપાઓએ સનસનાટી ફેલાવવાનું શરૂ કર્યું હતું આર્થિક નીતિના ઠરાવે બળતામા ઘી હોમ્યુ અધૂરૂ હોય તેમ પ્રમુખપદના ઉમેદવારનો પ્રશ્ન પણ ચોરણે ચડયો આ બધામાં ઇન્દિરાજીએ સ્ત્રીશકિતનો સારો પરિચય આપ્યો, અને હિમત પણ ઘણી દાખવી કૃષ્ણમેનનને કેબિનેટમાથી મુકત કરતી વખતે નહેરુની જેવી સ્થિતિ થઇ, તેવી જ સ્થિતિ મોરારજીભાઇ પાસેથી નાણાંનું દફતર ખેચી લેવામા ઇન્દિરાજીની થઇ બેકોના રાષ્ટ્રીયકરણ તેમજ મોરારજીભાઈના રાજી નામાના પ્રશ્ને વડાપ્રધાને ભારે મક્કમતા દર્શાવી સાથે સાથે તેમણે એ પણ બતાવી આપ્યુ કે ભારત જેવડા દેશના વડાપ્રધાન તરીકે નિર્ણય લેવાનો તેમનો અધિકાર અબાધિત રહેવો જોઇએ

'બોની'

આકાશના રહસ્યોની ખોજમા જે માનવ અવકાશ યાત્રીઓએ જાતનું બલિદાન આપ્યુ તેમા સર્વ પ્રથમ માનવેતર 'લાયકા' હતી અને છેલ્લે નબરમા આવ એવો કપિરાજ બોની હતો, માનવી પણ મૂઝાઇ જાય એટલી લાબી ત્રીશ દિવસની અવકાશયાત્રા બોની માટે શા માટે યોજવામા આવી હશે તે ગળે ઊતરતું નથી બોની છેવટે તો એક વાનર હતો તેની ધીરજનો અત આવી જાય, જુદા જુદા રગના પ્રકાશ સકેતોથી તે કટાળી જાય, કૂદવાનું-ઠેકવાનું કયાય મળે નહિ – આવી સ્થિતિમા ભૂમિ ઉપર કન્ટ્રોલની આશા કયા સુધી માને? સભવ છે કે યાનમા એકલવાયાપણાથી તે હેબતાઈ ગયો હશે તેના મૃત્યુનું સાચુ કારણ જાણવા મળે ત્યારે ખરુ પણ જો તે જીવતા રહ્યો હોત, અને હેમખેમ પાછો ફર્યો હોત તો ભવિષ્યમા ચન્દ્ર ઉપર તે જઇ શકયો હોત અને ની આર્મસ્ટ્રોગની કીર્તિમા અવશ્ય ભાગ પડાવત બોનીના મૃત્યુ માટે ભારતવાસીઓ અદકેરો શોક એટલા માટે અનુભવે છે કે વાયુપત્ર હનુમાનનો તે સહોદર હતો !

માકડ, ચાચડ, મચ્છર

નાસ્તામા તળેલા માકડ લેવાની હિમાયત કરનાર અમેરિકન પ્રાધ્યાપકને અમારૂ મસ્તક નમે છે બાફેલા શેકેલા તીડ તો તેઓ વિદ્યાર્થીઓને પીરસે છે આ દરેક જતુમા લાક્ષણિક તત્ત્વ હોય છે કોઇમા પ્રોટીન તો કોઇમા પ્રજીવક અ વ, क ઇશ્વરે જગતમાં કોઇ વસ્તુ નકામી નથી સર્જી સઘર્યો સાપ પણ કામ આવે છે તે મહાનુભાવની અમેરિકા ખાતેથી ભારતમા નિકાસ કરવામા આવે તો અમદાવાદના એલિસબ્રીજ વિસ્તારના રહેવાસીઓને મચ્છરનો ઉપયોગ ખોરાકમા કેમ કરવો તે અચૂક શીખવે, એટલુ જ નહિ પણ નરસિહ મહેતાને વેવાઇએ જે ઊતારો આપેલો ત્યા 'ઝઝા માકડને ઝાઝા જૂઆ" સહેતુક રાખવામા આવેલા તેવુ સશોધન અચૂક કરી આપ અનાજ ઉત્પાદનમા ભારત પાછળ છે ત્યારે ખોરાકમા આવી કચુબર નવીનતા સાથે પોષક આપશે

*

અમેરિકાના ધનપતિ જોન ડી રોકફેલરે પૈસો એકઠો કરવામા જીવન વિતાવી નાખ્યું પૈસો એકઠો કરવાની ચિતામા ને ચિતામા તેને બ્લડપ્રેસર લાગુ પડયું તબિયત ચિતાજનક થઇ પડી ડોકટરોએ હાથ ધોઇ નાખ્યા એક ડોકટરે કહ્યુ 'કદાચ' ભગવાન કરે ને તમે સાજા થાવ તો જીવવુ હોય તો આ હાયવરાળો છોડી દે આનદથી જીવો પૈસો આપ્યો છે તો તેનાથી દીન દુખીઓના દુખ દૂર કરો'

રોકફેલરને આ શબ્દો બાણ જેમ વાગ્યા માંદગીમાંથી બેઠો થયો કે તરતજ સાપ કાંચળી ઉતારે એમ મગજ પરથી ધધાનો ભાર ઉતારી નાખ્યો પોતાની અઢળક દોલતમાંથી દીન દુખિયાને મદદ કરવા લાગ્યો અને એમા આનદ આવતા તબિયત સુધરતી ગઈ આમ ૮૩ વર્ષ સુધીની જિદગી એણે સુખમાં વિતાવી

# અકસ્માત કે ચમત્કાર

શ્રીધરાણી

૧૯૩૦નો સમય હતો દાંડી કૂચના પ્રસંગે ગાંધીજી કરાડીમા એકાદ મહિનો રહ્યા હતા કરાડીની ઝૂપડીમાથી મીઠાની લડતનું સંચાલન કરતા હતા

એક સવારે ગાંધીજીની ઝૂંપડી આગળ કેટલાક ગામડાના બહેનો તથા ભાઈઓ આવ્યા સરઘસના સ્વરૂપમા તેઓ ત્યા આવ્યા એમા બહેનો ભજના ગાતા ગાતા આ યા ભાઇઓ બાપુ માટે ફૂલ ફળ અને નાણા લાવેલા બાપુ આગળ એ બધી પ્રસાદી ભાઈઓએ મૂકી જાણે બુદ્ધ ભગવાન આગળ એમના ભક્તો પ્રસાદી આપવા કેમ આવ્યા ન હોય ! બાપુજી આ બધુ જોઈ રહ્યા હતા એમના રેંટિયા પર એઓ સૂતર કાતતા હતા ભાઇઓમા જે વડીલ જેવા લાગતા હતા તેમને બાપુએ પાસે બોલાવ્યા અને પૂછયુ .

"આ બધી શી ધાધલ છે ?'

પેલા ભાઈ કઈક ખચકાયા અને પછી બોલ્યા, "અમારા ગામ પાસે એક કૂવો છે વર્ષો થયા એમા બિલકુલ પાણી રહ્યુ નથી બહેનો નજીકના ગામમા જઈ ખપ પૂરતું પાણી લઈ આવતા પરતુ બાપુ ! આપના પવિત્ર પગલા આ ગામની ભૂમિ ઉપર પડયા કે તરત જ એ કૂવામા પાણી આવવા લાગ્યા હવે એ કૂવો પાણીથી ભરેલો છે આપના પુનિત પગલાના ચમત્કારથી આપના પ્રતિ અમારુ અતર ભક્તિ ભાવથી નમી પડે છે અમારી આ પ્રસાદી એટલા માટે આપને અર્પણ કરવા આવ્યા છીએ અમે તો એમ જ માનીએ છીએ કે આપ રામના અવતાર છો ”

આ બધી વિગતો સાભળી બાપુ ગભીર થઈ ગયા પિતા પુત્રના અયોગ્ય વર્તનથી દુખી થઈ એ માટે એને મીઠો ઠપકો આપવા માટે એ રીતે બાપુ ગભીરતાથી બોલ્યા

"આ બધી તમારી મૂર્ખતા છે સમજુ માણસને આ શોભતુ નથી ભગવાન પાસે તમારી જેટલી લાગવગ છે તેટલી જ મારી લાગવગ છે એથી વિશેષ મારામા કશુ જ નથી '

આટલો મીઠો ઠપકો આપી બાપુ કઇક હસ્યા અને કૂવાના પેલા દેખીતા ચમત્કારને સમજાવતા ધીમેથી બોલ્યા

" નિર્જળ કૂવામા મારા આવ્યા પછી પાણી આવ્યા પણ હોય પરતુ એ તો અકસ્માત છે પેલા કાગડાની વાત યાદ છે ને ! તાડનુ ઝાડ પડુ પડુ થઈ રહ્યુ હતુ એટલામા એક કાગડો તે ઝાડ પર બેઠો તરત જ તાડ પડી ગયુ આ પ્રસગે પણ આવુ જ બન્યુ છે એમ માનવુ

"મારા પ્રતિની તમારા બધાની ભકિત હુ સમજી શકુ છુ પરતુ આવી ગાડાઇ ન કરો આપણી માતૃભૂમિની સેવા કરવામા એ ભકિતનો પૂરો સદુપયોગ કરો તો કેવુ સારુ !"

*

ગાંધીજી કહેતા 'ઈશ્વર હિમાલયમાં જ મળશે એવી મને શ્રદ્ધા હોત તો હુ ત્યા ચાલ્યો જાત પણ હુ જાણુ છુ કે આ વિશાળ માનવ જગતને છોડીને કયાંયથી બીજે એ મળવી શકાવાનો નથી '

વસંત પટેલ

## ૧. પરોપકાર

સમ્રાટ હેજાજના કાને સંત હુસેન બસરાઈની ખ્યાતિ પહોંચી. તેમની અમૃતવાણી સાંભળવા માટે તેનું મન ઉત્સુક થઈ ગયું.

શાહી દમામ સાથે તે સભાસ્થાને પહોંચ્યો. ચારે બાજુ દૂર દૂર સુધી માનવો જ માનવો હતા. તેમાં રાજ્યના મોટા મોટા અમલદારો હતા, શ્રેષ્ઠિઓ હતા મહાજનના માનવો હતા, મજૂરી કરતા ને ખેતરોમા કામ કરતા ખેડુતો હતા.

'સંતજી, આપની ખ્યાતિ સાંભળીને સમ્રાટ હેજાજ આપને સાંભળવા આવી રહ્યા છે. આપ કહો તો તેમને બેસવાની આપની નજીક વ્યવસ્થા કરું.' બાજુમા બેઠેલા એક શિષ્યે બસરાઈને પૂછ્યું.

'મારે મન દરેક માનવ સમ્રાટ છે. વહેલો આવે તે આગળ બેસે મોડો આવે તે પાછળ. અલ્લાહના દરબારમા ઊંચ નીચના ભેદ નથી અલ્લાહની વાત કરવાવાળી સભામા પણ આ ભેદ ના હોવા જોઈએ.'

સાંભળનારા ચૂપ થઈ ગયા. રાજાને જરાએ માન આપવામા ના આવ્યુ. આ પ્રસંગ પછી તો બસરાઈની કીર્તિ વાયુવેગે ચોતરફ પ્રસરી ગઈ. અનેક માનવો દર્શને આવવા લાગ્યા અનેક ભેટો ધરાવા લાગી ને બસરાઈનું મન માન તરફ વળ્યુ. માન એ અભિમાનનું પ્રથમ પગથિયું છે. એકવાર માન લેવાની વૃત્તિ મનમા ઉદ્‌ભવી કે તુર્ત જ અભિમાનનો દૈત્ય માનવ દેહમા ભરાઈ જવાનો ને ગર્વ દેહમા આવ્યો એટલે માનવ પોતાની જાતને સર્વ કરતા શ્રેષ્ઠ માનવાનો પ્રભુએ જ પોતાને સર્વગુણ સંપન્ન બનાવ્યો છે. આ જગતના તમામ માનવો કરતા પોતે વિદ્વાન છે તેવા ભાવો વારંવાર તેના મનમા ઊઠવાના

સંત બસરાઈનું દિલ અભિમાનથી હવે છલકાવા લાગ્યું, આંખોમાં ગર્વની ખુમારી ઊભરાવા માંડી. તુચ્છ જગતના આ પ્રાણીઓમાં તેમનું મન શ્રેષ્ઠત્વના વિચારોથી ભર્યું રહેવા માંડ્યું.

એકવાર સંધ્યાના સોનેરી રંગો નીરખતા તેઓ નદી કાંઠે વિહાર કરી રહ્યા હતા. ડૂબતા સૂર્યના વાદળોમાથી પસાર થતાં ને તેજ રેખાઓ આંકતા રશ્મિઓને અવલોકી રહ્યા હતા ત્યાં તેમની નજર એક પુરુષ ઉપર પડી.

'અરેરે અલ્લાહે આપેલા આ દેહનો આ ઉપયોગ' થોડે દૂર એક શિલા ઉપર સ્ત્રી સાથે બેઠેલા પુરુષને જોતાં તેઓ મનમાં ગણગણી ઊઠ્યા. 'ને આની પાસે તો બૂરાઈ આલમનો રાજા દારૂ પણ છે. એક અનિષ્ટમાથી હજારો ઉત્પાતો ઉદ્‌ભવે–નર્કની ઘેરી ખાઈમા નાખી દે તેવો આ દારૂ.'

પણ બસરાઈ આગળ વિચારે તે પહેલા નદીના વમળમા ફસાયેલી હોડીના હોડીવાળાએ બૂમ પાડી.

'દોડો–દોડો આ માનવોને બચાવો'

વિચારોની હારમાળા તૂટી. બસરાઈએ નદી તરફ નજર કરી. ઉછળતા પાણીના વમળમા એક હોડી ફસાઈ ગઈ હતી તેમા ત્રણ માનવો હતા. હોડીવાળો તો કૂદી પડ્યો પણ કાળા ભમ્મર જેવા ધસમસતા એ પાણીમાં પેલા માનવોની કૂદવાની હિંમત ન ચાલી

થોડીવાર માટે તો તેમને બચાવવાનો એક વિચાર બસરાઈના હૃદયમા ઝબકી ગયો. પણ વેગે વહેતાં પાણીને જોતાં જ તે અદૃશ્ય બની ગયો.

પણ શિલા ઉપર બેઠેલા પેલા માનવે બૂમ સાંભળતા જ કઠોરો મર્યો. પળનો પણ વિલંબ કર્યા વગર પાણીમા કૂદી પડ્યો. વારા ફરતી ત્રણે માનવોને જીવસટોસટના ખેલ ખેલીને બચાવી લાવ્યો

બસરાઈને આ માનવની સદ્‌વૃત્તિઓ ઉપર નવાઈ લાગી

'દારૂ અને દારાના મોહમાં હોવા છતાં ય આ માનવી આટલું શેના આધારે સાહસ કરી શકયો ?' વિચારતા જ તેઓ તો પેલા ભાઈની પાસે પહોંચ્યા.

'હે માનવ, તારામાં આ ઉમદા પરોપકારની ભાવના કયાંથી આવી ?' ધ્યાનદાન આગંતુકને પોતાની પાસે આવેલ જોઈ માનવે પ્રણામ કર્યા. 'મહાત્મા હું નાનો હતો ત્યારે મારા ગુરુ કહેતા ભલે હજારો ધર્મશાસ્ત્રો ના ભણ્યા હો, વાદવિવાદમાં પારંગત ના બન્યા હોય, પણ માનવ માનવ વચ્ચે પ્રેમની કડી રૂપ પરોપકાર–સદ્‌ભાવ ના ભૂલતા. સાચો પરોપકારી માનવ અભિમાનથી પ્રાપ્ત જ્ઞાન કરતાં શ્રેષ્ઠ છે. હરરોજ હજારો મુદ્રાઓનું દાન કરવાવાળા કરતાં અણીને સમયે અભય આપનાર ખરો દાની છે.'

વાત સાંભળતાં જ બસરાઈ નીચું જોઈ ગયા. પણ હજુએ તેમના મનમાં દારૂ અને દારા માટે તર્ક-વિતર્ક ચાલુ હતો.

'આપ આચરણને શ્રેષ્ઠ માનો છો તો આ દારૂની બાટલી અને આ સ્ત્રી !' શબ્દો સાંભળતાં જ પેલો માનવ હસ્યો.

'હું સમજી ગયો આપની વાત. આ દારૂ નથી પણ પાણીની બાટલી છે. અમારા ઘર આગળથી જંગલની કેડી પસાર થાય છે તેથી હું તેને ઝુંપડી બહાર જતા આવતા વટેમાર્ગુઓ માટે મૂકી જ રાખું છું ને આ સ્ત્રી તે મારી માતા છે. હકીમે કહ્યું છે કે 'તેમને હમેશાં થોડું ફેરવજો' 'તેથી હું દરરોજ લઈને નદી કાંઠે આવું છું'.

મનમાં જરાયે અભિમાન વગરની આ પરોપકારની વૃત્તિ ઉપર બસરાઈ શરમાઈ ગયા. આજ તેમને મન પુસ્તકોના પણ જ્ઞાન કરતાં આચરણનું સો ગણું વધારે લાગ્યું. દેહમાંથી ગર્વ ઓગળી ગયો. અભિમાનના અંધારે વિદાય લીધી. ચેતનાના અજવાળે માટે ગરીબોના ઝુંપડાંઓ તરફ પગ ઊપડયા.

○ ○ ○

## ૨. પરોપકારને પંથે

એક સંન્યાસી જેવા દેખાતા મહાશય સ્ટીમરની ટીકીટ લેવા માટે લાઈનમાં ઊભા છે. પોતાના મિત્ર પાલબાબુના અતિશય આગ્રહને વશ થઈ તેઓ ભોજેશ્વર ગયેલા. મિત્રની સાથે થોડા દિવસો આનંદમાં ગાળ્યા. આધ્યાત્મિક ચર્ચાઓ કરી સમાધિના અભૂતપૂર્વ આનંદની આપલે થઈને વિદાય લેવાનો દિવસ આવી પડે ચ્યો.

પાલબાબુએ પોતાના મિત્ર નાગમહાશયને વિદાય આપી. નાગમહાશય રામકૃષ્ણ પરમહંસના મહાન તેજસ્વી શિષ્ય હતા. જીવનની શુદ્ધતાને નજરમાં રાખીને તેમણે વૈરાગ્યમાં આસ્થા કેળવી હતી. રાત દિવસ તેમનું ધ્યાન ઇશ્વર મગ્ન રહેતું. આથી જ તેઓ ડોકટર થયા હોવા છતાંય તે વ્યવસાયમાં તેમનું મન લાગતું નહોતું કમાણીના અભાવે તેઓ સદાય દરિદ્ર દશામાં જ રહેતા, છતાંય તેમને મન તો ઇશ્વર ભક્તિ માટે આજ શ્રેષ્ઠ પરિસ્થિતિ હતી.



પાલબાબુ નાગમહાશયને સારી રીતે જાણતા હતા. આથી જ તેમણે મિત્રને સ્ટીમરભાડાના આઠ રૂપિયા ને એક સુંદર કામળી આપી.

કલકત્તાની ટીકીટ લેવા માટે નાગમહાશય લાઇનમાં ઊભા રહ્યા.

'શેઠજી આ બાળક ભૂખ્યાં છે' દીનસ્વરે બાજુનાં ઊભેલા એક શ્રીમંતભાઇની પાસે આવી એક ગરીબ બાઇએ બૂમ પાડી નાગમહાશયની ચકોર આંખો તે બાઇને નીહાળી રહી. નાનું કેડમાં તેડેલું બાળક થરથર કંપી રહ્યું હતું. ડોકટરી જીવે જોઇ લીધું કે તેને વધારે ઠંડી લાગે તો જરૂર તે શરદીમાં પટકાઇ પડે. એક નાનું છોકરું આંગળીએ પણ હતું. તેના પગ રાંટા થઇ ગયા હતા. મળે ત્યારે હદ ઉપરાંતનું ખાઇને અને ના મળે ત્યારે ભૂખ્યા રહીને છોકરાનું પેટ મોટું ને હાથ પગ દોરડી જેવા બની ગયા હતા.

નાગમહાશયના મનમાં આ સ્ત્રીને જોઇને કરૂણાભર્યા અનેક તર્કવિતર્ક ઊઠયા. ગરીબીમાંથી પેદા થતી હિનતા ને સ્વાસ્થ્યની અસમાનતા તે વિચારી રહ્યા. સ્ટીમરના ભાડા માટે તેમને મળેલા આઠ રૂપિયા ને કામળી ઝટ તેમણે પેલી બેનને બોલાવી આપી દીધાં.

ને તેમણે તો ચાલતા જ કલકત્તા જવાનો રસ્તો પકડી લીધો. ગામેગામ રસ્તો પૂછતા જાય અને પગમાં વાગેલાં કાંટા કાઢતા જાય. રાત પડતાં મંદિર શોધી કાઢે. એકધ્યાન થઈ પ્રભુભક્તિ કરે. ગામના માનવો તરફથી કે મંદિરમાંથી પ્રસાદી મળે તો થોડી આરોગે; ના મળે ત્યારે પ્રભુનો ભૂખ્યા રાખવામાં દૈવી સંકેત હશે તેમ માની પાણી પીને સંતોષ માને.

રસ્તામાં ઘણીએ મોટી નદીઓ આવે તેવે વખતે માત્ર ખિસ્સામાં પડેલા સાડાસાત-આનામાથી પૈ પૈસો ભાડાનો આપે. નાના ઝરાને છીંછરી નદીઓ તો તરીને જ પાર કરી જાય. ઘણીએ વાર પગ કાંપમાં ભરાઇ જાય. ચાલતાં ચાલતાં ગબડી જવાય, પગ ફૂલી જાય, છતાંય તેઓ તો પોતાની આધ્યાત્મ મસ્તીમાં જ મનને વાળેલું રાખે.

અનેકવાર યાત્રાળુઓ તેમની સાથે થઈ જતા. આવા વખતે યાત્રાળુઓનો માલસામાન તેઓ ઉપાડી લેતા. બાળબચ્ચાંને તેડી લેતા. રાત્રે તેઓની ચોકી કરતા. કોઇ માંદું હોય તો દવા લખી દેતા ને સેવા કરવાની નાની પણ તક જતી કરતા નહોતા. દરેક માનવને પ્રભુમાંની તેની પ્રીતિ સંપાદન કરવા હંમેશાં કોશિષ કરતા.

આવી વિટંબણાઓમાં ઓગણત્રીસ દિવસની મુસાફરીના અંતે તેઓ કલકત્તા પહોંચ્યા. ત્યારે મોં ઉપર અજબ સંતોષની આભા હતી.

## ૩. સત્ય–રાહ

ઇમામ આઝમ અબુ હનિફને મિત્રના મરણ-ના સમાચાર મળ્યા. સર્વકામો છોડીને તેઓ તો ભર ઉનાળાના બપોરે તપતા તાપમાં તેના ઘરે પહોંચ્યા. ગામના તમામ માનવો શોક મગ્ન બેઠા હતા.

નાના નાના ઘરોના એ ગામમાં કયાંય છાંયો નહોતો. માત્ર શેરીના નાકે એક શાહુકારનું મકાન હતું. તેને છજુ હોવાથી તેના નીચે છાંયો હતો. અબુ હનિફને આવતા જોઇ છાંયા નીચેથી થોડા માનવો ઊભા થયા અને તેમના માટે જગ્યા કરી દીધી.

છાંયા તરફ નજર ના નાંખતાં હનિફ તો તડકે શાંતિથી પલાઠી વાળીને બેઠા.

આ જોઇ તેમના શિષ્યે છાંયે બેસવા વિનંતિ કરી.

'હું આ મકાનના છાંયે ના બેસી શકું.' હનિફે કહ્યુ.

'ગુરુ દેવ, પગે ફોલ્લા પડે તેટલી જમીન ગરમ છે. પક્ષીઓ પણ ઊડતા દેખાતાં નથી. કોઇને તડકે ગયા વગર આપના માટે જગ્યા ત્યાં થઇ રહે તેમ છે તો આપ છાંયે જ બેસો.' શિષ્યે આગ્રહ કર્યો.

'જો ભાઇ આ મકાન એહમદનું છે. તેનો હાથ ત્રણ દિવસ ઉપર ભીડમાં આવ્યો હતો તેથી મારી પાસેથી બસો રૂપિયા ઉછીના લઈ ગયો છે અને હવે હું તેના મકાનની છાંયામાં બેસું તો પૈસાનું વ્યાજ લીધું મેં ગણાય. અને વ્યાજ એ તો પાપ છે.'

શિષ્ય આગળ શું બોલે?

# મારો લખમણ તો વનમાં ગયો છે!

રતુભાઈ અદાણી

અડખેપડખેનાં દેશી રજવાડાઓમાંથી બીન-જકાતી મીઠું લાવીને બારવાળાના ચોકમાં એનું જાહેર રીતે વેચાણ કરી, મીઠાના કાયદાનો સવિનય ભંગ કરવો એ બરવાળાની સત્યાગ્રહછાવણીનો રોજીંદો કાર્યક્રમ બની ગયો હતો. મીઠાના વેચાણ ઉપર છાપો મારી, મીઠું ઝૂંટવી લેવા માટે સત્યાગ્રહીઓ સાથે ઝપાઝપીમાં ઊતરવું એ બરવાળાની પોલીસ માટે રોજની ઉપાધિ થઈ પડી હતી.

પરન્તુ આટલા કાર્યક્રમથી સત્યાગ્રહછાવણીના સૈનિકોને સંતોષ નહોતો. રોજીંદા બની ગયેલા આ કાર્યક્રમથી લડાઈની ગરમી ઓસરતી જતી હોય એમ સૌને લાગવા માંડયું. કંઈક જલદ કાર્યક્રમની જરૂરિયાત વરતાવા લાગી. ધોલેરા અને રાણપુરમાં મોટા પાયા ઉપર મીઠાના કાયદાનો ભંગ કરવા માટે સામુદાયિક સત્યાગ્રહના કાર્યક્રમ યોજાયા હતા. એવો કંઈક કાર્યક્રમ ગોઠવવામાં આવે તો લડાઈના વાતાવરણમાં ગરમી આવે, એમ વિચારીને બરવાળામાં પણ એ જ ધોરણે સામુદાયિક સત્યાગ્રહ યોજવાનું નક્કી કરવામાં આવ્યું અને જોતજોતામાં એનો વિગતવાર કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો.

છાવણીના સૈનિકો બરવાળા ચોવીશીનાં ગામડાંઓ ઘૂમી વળ્યા અને સત્યાગ્રહમાં જોડાવા માટે ગામેગામ નોતરું આપી આવ્યા. આ નોતરું લગનના માંડવે મહાલવા માટેનું નહીં પણ લડાઈને મોરચે ફના થવા માટેનું હતું, છતાંય ગામડાંઓએ ઉમંગભેર આ નોતરું વધાવી લીધું.

તાલુકામાં પથરાયેલી આસપાસની છાવણીના સૈનિકો સત્યાગ્રહમાં ભાગ લેવા બરવાળા આવવા લાગ્યા. ગામડાંઓમાંથી લોકોનો પ્રવાહ બરવાળા તરફ વહેતો થયો, બરવાળાના જુવાનો સત્યાગ્રહમાં ભાગ લેવા માટે થનગનવા લાગ્યા, આગેવાનોએ તૈયારી કરવા માંડી અને બહેનોએ પણ સત્યાગ્રહમાં જોડાવા માટે નામ નોંધાવ્યાં. બરવાળાનો રંગ બદલાવા લાગ્યો.

નાના પાયા ઉપર મીઠાના કાયદાનો ભંગ થાય એની સામે તો સરકાર આંખમિંચામણાં પણ કરે, પણ મોટા પાયા ઉપર મીઠાના કાયદાનો ભંગ કરવા માટે સામુદાયિક સત્યાગ્રહનો કાર્યક્રમ જાહેર થાય એ તો સરકાર માટે સીધો પડકાર લેખાય. સરકાર એ કેમ સાંખી શકે? આ કાર્યક્રમને રોકવા અને કોઈ પણ હિસાબે એને સફળ ન થવા દેવા માટે પોલીસનાં ધાડિયાંઓ સાથે તાલુકાભરના પોલીસ અને જકાતખાતાના અમલદારો બરવાળામાં ઊતરી પડયા.

બન્ને બાજુના છાવણીઓ પોતપોતાની રીતે કામે લાગી ગઈ. બરવાળા આખું ધમધમી ઊઠયું. પોલીસની ટુકડીઓ અને અમલદારો ચમચમતા બૂટ, કડકડતા કપડાં અને હાથમાં હથિયાર લઈને લોકોમાં ભય અને ગભરાટનું વાતાવરણ ફેલાવવા બરવાળાઓની શેરીઓમાં ફરવા લાગ્યા. સત્યાગ્રહમાં ભાગ લેવા આવી પહોંચેલા સૈનિકો અને જુવાનો યુદ્ધગીતો લલકારતા લલકારતા બરવાળાના બજારમાં ઘૂમવા લાગ્યા. આખું બરવાળા યુદ્ધભૂમિમાં પલટાઈ ગયું. એ દિવસે બરવાળાનો રંગ જોવા જેવો હતો.

સત્યાગ્રહના દિવસની આગલી રાતે બરવાળાના મેઘબ્રીચોકમાં જાહેરસભા મળી. પોલીસે ધારેલું કે મોટી સંખ્યામાં એમની હાજરી અને હરફરને કારણે સભામાં ચકલુંય ફરકશે નહીં. પણ જેવો સભાનો સમય થયો અને સૈનિકોએ યુદ્ધગીતો શરૂ કર્યાં કે તુરત જ ચારે બાજુથી મેઘબ્રીચોક તરફ લોકોનો પ્રવાહ શરૂ થયો. 'હુક રે હુક' કરતી વાનરસેના અને 'મ્યાંઉ મ્યાંઉ' કરતી માર્જારસેના વ્યાસપીઠની આસપાસ ગોઠવાઈ ગઈ. ચોક આખો ઉકડે ઠઠ (ચિકાર) ભરાઈ ગયો. બહેનો પણ સારી સંખ્યામાં ઊમટી પડી. ઉત્સાહના ઓઘ ઊછળ્યા.

ભય અને ગભરાટનું તો નામનિશાન નહીં !

'ઇન્કીલાબ ઝીન્દાબાદ' અને મહાત્મા ગાંધીની જય' ના ગગનભેદી નાદોથી સભાની શરૂઆત થઈ. છાવણીના આગેવાનોએ મીઠાના જુલમી કાયદાનો ભંગ કરીને સરકારને ખોખરી કરવાની હાકલ કરી, બગવાળના ભડવીર મોવડીઓએ આઝાદીના યજ્ઞમાં ફાળો આપવા અપીલ કરી. તાન ચડાવે એવા ભાષણો થયા અને શૂર ચડાવે એવાં યુદ્ધગીતો ગવાયાં. પછી ફરી ગગનભેદી જયનાદોથી સભાનું વાતાવરણ ગાજી ઊઠ્યું. આવતી કાલના સત્યાગ્રહ માટે કેસરિયા કરવાનો સંકલ્પ કરીને સૌ ઊભા થયા.

જેવી સભા પૂરી થઈ કે તરત જ એક પોલીસ અમલદારે વિખરાતા લોકોના ટોળામાંથી સાઉંડ સીરન કરીને વ્યાસપીઠ પાસે આવી છાવણીના તેમજ ગામના કેટલાક આગેવાનોની ધરપકડ જાહેર કરી. એમની ધારણા કંઈક એવી ખરી કે ધરપકડના પગલાથી લોકો ડઘાઈ જશે અને આવતી કાલના સત્યાગ્રહમાં ભળવાનું નામ નહીં લે. પણ લોકોમાં ઉમટેલા ઉત્સાહના પૂરે એમની ગણતરી ઊંધી વાળી ભય અને ગભરાટને બદલે આ ધરપકડની જાહેરાતે લોકોમાં યુદ્ધનો નશો પેદા કર્યો. ગગનભેદી જયનાદોથી એમણે સરકારના આ પગલાનો જવાબ આપ્યો. મોડી રાતે પણ ભારે ધામધૂમ સાથે પકડાયેલા આગેવાનોને સૌ દરબારગઢ સુધી વળાવી આવ્યા.

બીજે દીવસે સવારે સૂરજ નારાયણે કોર કાઢી અને મેઘાણીચોકમાં ઝુંબિયા ઉપર ડાંડી પડી. ઢોલ ધડૂકવા લાગ્યો. શરણાઈના સૂર રેલાવા લાગ્યા. મીઠાના ગોઝારા કાયદાનો ભંગ કરવા માટે સત્યાગ્રહીઓની જમાવટ થવા લાગી. છાવણીમાંથી યુદ્ધગીતો ગાતા સૈનિકો આવી પહોંચ્યા ગામમાંથી જયનાદો બોલાવતા જુવાનો આવી આવીને ગોઠવવા લાગ્યા રસોડા છોડીને બહેનો પણ હાજર થઇ ગઈ.

મેઘાણીભાઇના 'સિંધુડા'માંથી એક સૈનિકે પડકાર કરી સૂર રેલાવવા શરૂ કર્યા :

"કંકુ ઘોળજો જી કે કેસર રોળજો .."

હૈયાદુબળા માણસોનેય રંગ ચડવા લાગ્યો. જોવા આવેલા લોકોય એક પછી એક કૂચમાં જોડાવા લાગ્યા.

યુદ્ધગીતો અને જયનાદોથી ફરી મેઘાણી-ચોકનું વાતાવરણ ગાજી ઊઠ્યું અને અમરેલીના નાયબ સરદાર ભગવાનજીભાઈની સરદારી નીચે સત્યાગ્રહ માટે કૂચ આગળ વધી.

ધોલેરામાં તો દરિયાની ખાડી એટલે સત્યાગ્રહીઓ માટે મીઠાના કાયદાનો ભંગ કરવો એ રમત વાત બરવાળામાં નહીં દરિયાની ખાડી કે નહીં મીઠાના અગર. બહારથી બીનજકાતી મીઠાની ચપટી પણ આવે નહીં એ માટે પોલીસનો બેવડો પહેરો ગોઠવાઈ ગયો છે સત્યાગ્રહીઓ કયાંથી અને કઇ રીતે બીનજકાતી મીઠું લાવીને કાયદાનો ભંગ કરશે એવો સૌના મનમાં સવાલ ઊઠતો હતો.

પણ પોલીસની ચાલ કળી ગયેલા છાવણીના સૂત્રધારોએ અગમચેતી વાપરીને કાયદાભંગ માટે વહેલી તૈયારી કરી રાખેલી. બરવાળાથી એકાદ માઇલ છેટે એક ખેતરને શેઢે કૂવા જેવો ખાડો ખોદવામાં આવ્યો દેશી રજવાડામાંથી બીનજકાતી મીઠાનાં ગાડાં ભરી લાવી, તેની નાની નાની કોથળીઓ ભરી આ કૂવામાં ખડકી દીધી. માથે ધૂળ વાળી જાળાઝાંખરાં ગોઠવી દીધાં. કોઈને અણસાર પણ ન આવે કે આ સ્થળે મીઠું દાટ્યું હશે. બહારથી બીનજકાતી મીઠું ન આવે એની તકેદારી રાખવા માટે રાત અને દિવસ પોલીસો ગામ ફરતા પહેરો ભરતા રહ્યા, પણ મીઠાના આ કૂવાની એમને ગંધ સરખી આવી નહીં.

મેઘાણીચોકમાંથી વહેતી થયેલી કૂચ ગામ છોડી, નદી ઓળંગી, વગડો વીંધી આગળ વધી. મીઠાના કૂવા પાસે જેવી કૂચ પહોંચી કે તુરત જ પાંચ દસ સૈનિકોએ ઝપાટાબંધ જાળાંઝાંખરાં ખસેડી, ધૂળ દૂર કરી, મીઠાની કોથળીઓ બહાર કાઢી અને સત્યાગ્રહીઓને મીઠાની લહાણી કરવા માંડી કોઈ બહેનોએ પોતાના પાલવમાં તો કોઈ

ભાઇઓએ કાળીયાની કાટમા મીઠુ લીધુ. સૈનિકોએ આખીને આખી કોયળી ઉપાડી અને ખીનજકાતી મીઠુ લઇને કૂચ પાછી ફરી

"અમે નથી બીતા સરકારથી રે ,"

બહેનોએ ગીત ઉપાડ્યું

'લેગે સ્વરાજ લેગે ,"

જુવ નોએ યુદ્ધગીત લલકાર્યું

"તારી તોપે મા ઊગશે ઝડવા રે,"

કોઈએ વિનોદગીત શરૂ કર્યું

'નહી નમશે નહી નમશે, નિશાન ભૂમિ ભારતનું,"

સૈનિકોએ વિજયધ્વજ ફરકા યા

પહાડી કાયા, પડછંદ દેહ, પહોળી છાતી અને કસાયલુ શરીર એવા સત્યાગ્રહસગ્રામના સરદાર ભગવાનજીભાઇ એક હાથમા રાષ્ટ્રધ્વજ અને બીજા હાથમા ખીનજકતી મીઠાની થેલી લઈ કૂચની મોખરે ચાલી રહ્યા છે નવુ ત્રણુ કટકે વળ ક લઇને ફફડાટા બોલાવતો રાષ્ટ્રધ્વજ વિજયની મસ્તી માણી રહ્યો છે કૂચમા જોડાયેલા એક હજાર જેટલા સત્યાગ્રહીઓ પરદેશી હકુમતની તમા કર્યા વિના આનદને હિલોળે ચડયા છે

સરકારી અમલદારોએ ધારેલુ કે બદૂક અને લાઠી લઇને ઘૂમતા પોલીસના ધાડિયા જોઈને લોકો હેબતાઈ જાય, પણ એમની એ ધારણા ખોટી પડી એમણે માનેલુ કે આગેવાનોની ધરપકડથી લોકો ગભરાઇ જશે, પણ એમની એ માન્યતા ઊધી વળી એમને નિરાત હતી કે કાયદાનો ભગ કરવા મ ટે બીનજકાતી મીઠાની એક ચપટી પણ ક્યાયથી લાવી શકાશે નહી પણ એમાય એ ઊધતા વેચાયા

અત્યાર સુધી ટાઢે કોઠે નિરાત અનુભવીને બેઠેલા અમલદારોએ જોયું કે એક હજાર સત્યાગ્રહીઓ બીનજકાતી મીઠાની થેલીઓ લઈને વિજયની મસ્તી સાથે ગામ ભણી આવી રહ્યા છે આ જોઈને એમણે શાન્તિ અને ધીરજ બેય ગુમાવ્યાં તાબડતોબ નદી કાંઠે પહોંચીને એમણે હથિયારધારી પોલીસની દિવાલ ખડી કરી દીધી અને બંદૂક-લાઠીથી સત્યાગ્રહીઓનું સામૈયું કરવા માટે રાહ જોતા ઊભા રહ્યા.

સત્યાગ્રહના સેનાની ભગવાનજીભાઇએ જેવો નદીના પટમાં પગ મૂકયો કે સત્યાગ્રહીઓ ઉપર અમલદારો તૂટી પડયા લડાઇનો રગ જામવા માડયો એક બાજુ આઝાદી માટે યુદ્ધે ચડેલા અહિસક સત્યાગ્રહીઓ અને બીજી બાજુ હચમચી ગયેલી પર દેશી સરક રને રાખવા મથતા હથિયારધારી પોલીસો બરવાળાના પાદરમા વહેતી ઉતારળી નદીનો શાન્ત પટ રણુનું મેદાન બની ગયો

નદીની બાજુમા જ ??ની રગે હારબધ ઊભેલા પાળિયા ઉપરથી કહી શકાય કે બરવાળાના પાદરમાં વહેતી નદીએ હથિયારના ખણુખણાટ ઘણી વાર સાભળયા હશે અને ધીગાણા પણ ઘણી વાર જોયાં હશે, પણ આજના જેવુ વીરલ યુદ્ધ આ નદીના પટ ઉપર પહેલી જ વાર ખેલાઈ રહ્યુ હતુ

ભગવાનજીભાઈના હાથમાથી ધ્વજ અને મીઠુ ઝૂટવી લેવા પોલીસ એમને ઘેરી વળી પણ ભાર છે કોઇનો કે એમને બેભાન કર્યા સિવાય એમના હાથ માથી કોઈ ધ્વજ કે મીઠુ ઝૂટવી શકે! પોલીસે થોડી વાર હવાતિયા મારી જોયા પણ ફાવી ફાવો નહી છેવટે એમને ગિરફતાર કરવા પડયા એમને પકડીને બાજુએ લઇ ગયા બાદ પોલીસે સત્યાગ્રહીઓ ઉપર આધડો લાઠી માર શરૂ કર્યો કોઈના હાથ ભાગ્યા, કોઈના માથા વધેરાયા લોહીના છાટણા છટાયા, પણ કૂચને ખાળી શક તી નથી સત્યાગ્રહીઓ આગળ ને આગળ વધતા જાય છે છેવટે પોલીસને ધરપ કડનો આશરો લેવો પડયો લાઠી અને બદૂકની બેવના કર્યા વિના પોલીસનો મુકાબલો કરી હિંમત પૂર્વક આગળ વધી રહેલા સત્યાગ્રહીઓને પેલીસે એક પછી એક ગિરફતાર કરવા માડયા

સત્યાગ્રહીઓએ 'ઇન્કીલાબ ઝીન્દાબાદ' નો જયનાદ પોકાર્યો પોલીસોએ ખીજમાં ને ખીજમા દાંતિયા કર્યા બરવાળાની નદીના પટમા શરૂ થયેલો જગ પૂરો થયો

ગાધીજીની હાકલ સાભળીને ઘરબાર,

માલમિલકત, કુટુમ્બકબિલા, બધુ છોડીને મરવાની ગણતરીએ છાવણીમા જોડાયેલા સૈનિકો તો હરપળે નમે તેવાં જોખમ ખેડવા તૈયાર જ હોય. કુટુમ્બ-કબિલો લઈને બેઠેલા અને સાડમાડ પોતાનો વ્યવહાર ચલાવતા ગામના જુવાનો માટે સત્યાગ્રહમા ભાગ લઈ ફનાગીરી નોતરવી એ એટલુ સહેલુ ન હતુ, પણ બરવાળા ચોવીશીના જુવાનોએ રંગ રાખ્યો છાવણીના સૈનિકોની સાથે સાથે એમણે પણ કેસરિયા કર્યા; લાઠીઓ ઝીલી, માર્યા વધેરાવ્યાં અને ધરપકડ પણ વહોરી લીધી.

બરવાળાના આવા જુવાનોમા લક્ષ્મણ નામનો એક જુવાન ધધે લુહાર નાની ઉમરે ઘરભંગ થયેલો પણ બીજી વખત પરણવાનો વિચાર સરખોય કરેલો નહિ. ઘરવાળી પોતાના સભારણા તરીકે પાછળ મૂકી ગયેલ બે બાળકોને ઉછેરીને મોટા કરવામા અને ઘરડી માતાની સેવા કરવામા એણે મન પરોવી દીધુ દિવસ આખો ધમણ ચલાવે અને લોઢા ટીપે. કારીગર પણ કીધા જેવો એની ધમણને ઘડીનોય પોરો ન મળે, દાતરડા, દાતરડી, કોદાળી, ખરપિયા, રાપ અને બીજી ભાતભાતની ચીજો માટે લક્ષ્મણની કારીગરી વખણાય દિવસ આખો મહેનત કરીને નીતિથી રોટલો રળે, ઘરડી માને ઘરકામમા મને એટલી મદદ કરે, બાળકોને રામાયણ–મહાભારતમ થી નાની નાની વાતો સંભળાવે અને બાકીનો વખત ભગવાનના ભજનમા ગાળે, જતિ જેવુ એનુ જીવન !

બરવાળામા સત્યાગ્રહછાવણી શરૂ અને સભાસરઘસથી ગામ ગાજવા લાગ્યું, ત્યારથી લક્ષ્મણ પણ એમા ભાગ લેવા લાગ્યો. ગાધીજીની વાત એને હૈયે વસી ગઈ દેશની આઝાદી માટે અને ગરીબોના ભલા માટે ગાધીજીએ શરૂ કરેલ સત્યાગ્રહમા એને વધુને વધુ રસ પડવા લાગ્યો. ઘરડી માતા અને નાના બાળકોને મૂકીને છાવણીમાં જોડાવાનું તો એને પરવડે એમ ન હતું, પણ નવરાશ મળે એટલે ભજનમા બેસવાને બદલે એ છાવણીમા જવા લાગ્યો મન તો ઘણુ ય તલસવા લાગ્યુ, સત્યાગ્રહના જગમા ઝપલાવવા માટે, પણ ઘરડી માતા અને મા વિનાનાં નાનાં બાળકોના વિચારે એ પાછો પડી જતો.

બરવાળામા સામુદાયિક સત્યાગ્રહનો કાર્યક્રમ જાહેર થયો અને એના મનમા ગડમથલ જામી કાળજુ કઠણ કરીને એણે સત્યાગ્રહમા જોડાવાનો મનમા ને મનમા સકલ્પ કરી લીધો.

સત્યાગ્રહના દિવસે વહેલા ઊઠી, નાઈ ધોઈ, ભગવાનના નામની માળા ફેરવી, ઘસઘસાટ ઊંઘતા બન્ને બાળકોને માથે હેતથી હાથ ફેરવી, ઘરડી માતાને પગે લાગી, કઈ બોલ્યા ચાલ્યા વિના લક્ષ્મણ સત્યાગ્રહમાં ભાગ લેવા માટે ચાલી નીકળ્યો.

સત્યાગ્રહની લડાઈ એ અહિંસક લડાઈ. લડાઈમા શુ થશે એ કેમ કહી શકાય? ભાગ્યમા લખ્યું હોય તો ગોળીએ વિંધાવુ પડે, અને મોતને ય ભેટવુ પડે. કદાચ જેલમા ય જવુ પડે. એવુ કઈક બને તો ઘરડી માતા અને નાના બાળકોનું શુ થશે, એ વિચારે કૂચમા જોડાવા જઈ રહેલા લક્ષ્મણના પગ ઘડી ભર થભી ગયા મન ચગડોળે ચડ્યું. આખો બધ કરીને એ ઘડીભર થીજી ગયો નજર સામે પોતાની ઘરડી મા અને નાના બાળકો દેખાવા લાગ્યા પણ એની સાથે સાથે તુરત જ એની નજર સામે ગરીબીમા સબડતી અને ભૂખે મરતી દેશની અનેક માતાઓ અને નાનાં નાના ભૂલકાઓની છબી ઊપસી આવી. આ કરોડો માતાઓ અને બાળકોનુ શુ થતું હોય તો એક માતા અને બે બાળકોનો વિચાર કરવા બેસાય નહી, એવો અદરથી એને સાદ સભળાયો માના અને બાળકોની ફિકર કરનારો ભગવાન જેવો ભગવાન છે, એવી એનામાં આસ્થા જાગી ને ફરી આખો ઉઘાડી એને પગ ઉપાડ્યા ચોકમા જઈને એ કૂચમા ઊભો રહી ગયો.

કૂચમા લક્ષ્મણ મોખરે હતો બીનજકાતી મીઠુ લઈને ગામ તરફ આવી રહેલી કૂચ ઉપર મીઠુ ઝુટવવા પોલીસે જેવો હુમલો કર્યો કે તુરત જોગ કરવા માટે બેઠેલા કોઈ અમલદારે લાઠીની અદાથી લક્ષ્મણ નદીના પટમાં પછાડી વાળી બેસી ગયો.

ઝૂટાઝૂટી અને લાઠીઓની રમઝટ પછી પણ એની પાસેથી મીઠાની કોથળી પડાવી લેવામાં પોલીસને સફળતા ન મળી. છેવટે થાકીને એની ધરપકડ કરવામાં આવી.

પોલીસના પહેરા વચ્ચે ઊભેલા લક્ષ્મણને ફરી ઘરડી મા અને નાનાં બાળકો યાદ આવ્યાં. એમની ભાળ લેવા એણે મનમાં ને મનમા ભગવાનને પ્રાર્થના કરી. મનને નબળું પાડે એવા વિચારોને ખખેરી નાખવા એણે શરીરને ઝાટકો આપ્યો અને જેલમાં જવા માટે હસતે મોઢે ચાલી નીકળ્યો.

ઘવાયેલા જુવાનોને સારવાર માટે દવાખાને પહોંચાડીને તથા પકડાયેલા સત્યાગ્રહીઓને ધામધૂમથી પોલીસ થાણા સુધી વિદાય આપીને છાવણીના સૈનિકો ગામમા ગિરફતાર થયેલાઓના કુટુમ્બોને હિંમત આપવા માટે ઘેર ઘેર ફરવા નીકળ્યા.

ગામને છેવાડે એક ઓશરીએ બે ઓરડાવાળું ખોરડું, પડખે એક ઢાળિયામાં કોઢ, નાનકડું પણ અરિસા જેવું ફળિયું, ફળિયાની વચ્ચોવચ્ચ લીપેલોગુ પેલો તુલસીનો ક્યારો, આ લક્ષ્મણનું ઘર.

સૈનિકો ફળિયામાં દાખલ થયા ત્યારે લક્ષ્મણના ઘરડા મા ઓશરીને એક છેડે બેઠાંબેઠા ખાણિયામા ધાન ખાંડી રહ્યાં હતાં બન્ને બાળકો લોઢાના કટકા ગોઠવીને ઓશરીમા રમત રમી રહ્યાં હતાં. આગણામા ઉગેલો તુલસીનો છોડ ઢળતી સાંજના મીઠા પવનની થપાટું ખાતો ખાતો ડોલી રહ્યો હતો. પગથિયા પાસે નાનકડું કુરકુરિયું બેઠું હતું. ન મળે કોઇ જાતનો ઉત્પાત. મનને ટાઢક વળે એવી શાંતિ હતી.

સૈનિકોને થયું કે માજી અને બાળકોને લક્ષ્મણના ધરપકડના વાવડ મળ્યા લાગતા નથી, નહીં તો આટલી નિરાંત કે શાન્તિ ન હોય. લક્ષ્મણની ધરપકડના સમાચાર સાંભળીને માજી અને બાળોને ધ્રાસ્કો પડશે એ ખ્યાલે કેમ વાત કરવી એની એમને મૂંઝવણ થઇ પડી.

આવી ઘરડી મા, નાનાં નાનાં બે બાળક, ઘરમાં નહી બીજું કોઈ કામ કરનાર કે નહીં બીજું કોઇ રળનાર. છતાં એમને મૂકીને સત્યાગ્રહમાં ભાગ લઇ, હસતે મોઢે જેલમાં જનાર લક્ષ્મણનો ત્યાગ જોઇ આદરભાવથી એમનાં માથાં નમી પડયાં.

પગરવ સાંભળીને માજીએ સાંબેલું હેઠું મૂક્યું. આંખે ઓછું દેખાય એટલે હાથનું નેજવું કરી એમણે ફળીમાં નજર માંડી. બન્ને બાળકો પણ પોતાની રમત છોડી સૈનિકો સામે એકીટશે તાકી રહ્યાં.

"કાં માજી ! કેમ છો ?" સૈનિકોના નાયકે ઓશરીની કોર પાસે ઊભા ઊભા ખબર પૂછયા.

"કોણ માડી ! મને ભળાય છે ઓછું એટલે પૂછવુ પડે છે," માજીએ લુગડાં ખંખેરીને ઊભા થતાં થતા પૂછયું.

"એ તો અમે ! છાવણીમાંથી તમારા ખબર અંતર પૂછવા આવ્યા છીએ," લક્ષ્મણની ધરપકડના સમાચાર કઇ રીતે આપવા એની મૂંઝવણ અનુભવતા નાયકે જવાબ આપ્યો.

"ભલે આવ્યા માડી ! બેઠો બધાય હગે હુ પાથરણું મગાવુ. ગગા, ઘરમાથી કોથળો લઇ આવ તો બેટા !", કેડમાંથી સહેજ વાંકા વળી ગયેલા માજી ધીરે ધીરે ઓશરીની કોરે આવી થાંભલીનો ટેકો લઇને બેઠા.

"પાથરણાની જરૂર નથી. ઓશરી પાથરણા જેવી જ છે અમે તમારી પાસે બેઠા છીએ," ઓશરીની કોર ઉપર બેસતા બેસતા નાયકે કહ્યું.

ઘડીભર શાન્તિ છવાઇ ગઇ. નાયકની જીભ ઉપડતી નથી.

"કેમ આવ્યા છો, માડી !, માજીએ જ વાતની શરૂઆત કરી.

"તમને તો ખબર નહી હોય ! પણ આજ સવારે લક્ષ્મણભાઈએ સત્યાગ્રહમાં બહુ બહાદુરી બતાવી, સરકાર એમને પકડીને જેલમા લઈ ગઈ," નાયકે અચકાતા અચકાતા જવાબ આપ્યો.

"મને ખબર જ હતી ભાઇ ! આજ સવારે મારો લખમણ નાઇ ધોઇ, પૂજાપાઠ કરી, મને પગે

કરવા ગાંધી બાપુની હારે જેલમાં ગ્યો છે, રામની હારે તમમચુ વનમા ગ્યા તઇ એની માએ રાજીખુશીથી રજા આપી તી મારો લખમણુ મને ખાવા વિના પગે લાગીને હાલી નીકળ્યો મને કીધુ હોત તે ... એને રાજીખુશીથી રજા આપત એના રાજપામાં સરકાર ભલે એને પકડી ગઇ પણ મારો લખમણુ તો એના અધુરા જોગ પૂરા કરવા રામના અવતાર જેવા ગાંધી બાપુની હારે વનમા ગ્યો છે એમ સમજીને આ પહુડા જેવા બેય બાળને પાખમા લઈને ... નિરાંતે બેઠી છુ માજીના બોલેબોલમા એના દીકરા માટેની આસ્થા અને પ્રેમ નિતરતા હતા એમના વેણુવેણુમા કાઠે સઘરેલ સમજણ અને જ્ઞાનના દીવા પ્રગટતા હતા

'દીકરા હજો તો લખમણુ જેવા હજો એ તમારી વાત સાચી પણ જનેતા હજો તો તમ જેવી હજો માડી ' પાસે આવીને બેસવામા તો અમનેય કંઇક નવુ નવુ મળે એવુ છે હવે અમે ઊઠીએ જીભ તો ઉપડતી નથી પણ એક વાત કહેતા જઇએ છીએ અમે જાણીએ છીએ કે ઘરનો આધાર લખમણુભાઇ ઉપર હતો એ જેલમા ગયા એટલે ઘરનો વહેવાર કેમ ચલાવવો એની ઉપાધિ રહે, પણ મુઝાશો નહી અમેય તમારા દીકરા છીએ એમ સમજીને જોતુ કરાવતું હોય તો અમને કહેતા રહેજો ' નાયકે ઊઠવાની તૈયારી કરીને માજીને ઘરની ચિન્તામાથી હળવા કરવા માટે વાત કરી

"તમે ઈ વાતની યે ફકર કરશો નઇ એક પાહેથી આપનો દાણો આવવાનો છે અને ઘરમા રોકડ નાણું તો ન મળે, પણ લોઢાના કટકાનો પાર નથી વરહ બે વરહ આ લોઢાના કટકા વેચીને ય સખેદખે દિ કાઢી નાખશુ કોઇની પાહે હાથ લાંબો કરુ તો મારા લખમણુનું તપ અભડાય અમથા આંટો ફેરો આવતા રેજો' માજીએ ખુમારીપૂર્વક જવાબ આપ્યો

માજીના કરચલીયોથી ચિતરાયેલા ચહેરા ઉપર અને એમની ઊંડી ઊતરી ગયેલી આંખોમા સૈનિકોને નવા તેજનાં દર્શન થયાં

આજ સુધી સૈનિકોએ તીખાતમતમતા, સળગીને બેઠા થઇ જવાય એવા, જુસ્સાદાર ભાષણો તો ઘણાંય સાંભળ્યા હતા આ ભાષણોની એમના ઉપર અસર પણ હતી પરન્તુ સાદી સરળ ભાષામા, તપ અને બલિદાનનો મર્મ સમજાવતી અને મહિમા ગાતી માજીની મીઠપ અને વહાલ ભરી વાણીએ સૈનિકોના દિલના તારને ઝણઝણાવી નાખ્યા ઉઠવાની તૈયારી કરતા હતા એને બદલે સધાય સ્તબ્ધ બનીને બેસી ગયા

"સત્યાગ્રહની લડાઇ એ બીજાનું લોહી લેવાની નહી પણ પોતાનું લોહી રેડવાની લડાઇ છે ત્યાગ અને બલિદ નથી દુસ્મનનું દિલ પલટાવીને જીત મેળવવાની લડાઇ છે આ લડાઇમાં અપાતું એકએક બલિદાન શુદ્ધ હોવુ જોઇએ "

ગાંધીજી અને બીજા આગેવાનો પાસેથી સાંભળેલા બોલ જાણે ફરી કોઇ સંભળાવતુ હોય એમ એમના કાનમા ગુંજવા લાગ્યા

"આ અહિંસક લડાઈ માટે સાચો ત્યાગ અને શુદ્ધ બલિદાન જોઇતા હોય તો આ માદીકરાના ત્યાગ કરતા વધુ ત્યાગ બીજો કયો હોઈ શકે ? અને એમના બલિદાન કરતાં વધુ ચડિયાતુ બલિદાન બીજુ કયું હોઇ શકે ?" સૈનિકોના મનમા ભાવ ઉભરાવા લાગ્યે

થોડી વાર સુધી કોઇ કશુ બોલ્યા નહી શાન્તિ છવાઈ ગઇ થોડી વાર પછી સમાધિમાથી જાગતા હોય એમ સૈનિકોએ આંખો ઉઘાડી

ઊઠીને એમણે ખૂબ જ ભાવપૂર્વક માજીને પ્રણામ કર્યાં, એમની પાખમા બેઠેલા બન્ને બાળકોને માથે હાથ ફેરવી વહાલ કર્યું અને વિદાય લીધી

છાપરીમા પડેલા પછી પણ ક્યાંય સુધી એમના કાનમા માજીના બોલ ગુંજતા રહ્યા "મારો લખમણુ તો અધુરા જોગ પૂરા કરવા, રામના અવતાર જેવા ગાંધી બાપુની હારે વનમાં ગ્યો છે '

*

# સાચી કદરદાની

કનૈયાલાલ નજલાલ વાઘાણી

કનોજના મહામહિમ શાસક મહારાજ હર્ષની કૃપાથી મા ૃગુપ્તનો કાશ્મિરની રાજ્યગાદી ઉપર રાજ્યાભિષેક કરવામાં આવ્યો

માતૃગુપ્તની ઉદારતાથી અનેક કવિઓ આકર્ષાઈને માતૃગુપ્તના દરબારમાં આવવા લાગ્યા મા ૃગુપ્તની કાવ્યપ્રિયતા અને કદરદાની ખૂબ વિખ્યાત બની હતી

માતૃગુપ્તના દરબારમાંથી કોઈ કવિ ખાલી હાથે કદિ પાછો ફરતો ન હતો

કાશ્મિરની રાજસભા કદી કવિ વિના ખાલી રહેતી નહિ

મહાકવિ મેણ્ઠ માતૃગુપ્તના દરબારમા આવ્યા. મહારાજ મા ૃગુપ્તે કવિનું ભાવભર્યું સન્માન કર્યું.

મહારાજ માતૃગુપ્તે કવિ મેણ્ઠને તેમનું 'હયગ્રીવ વધ' કાવ્ય સભળાવવા વિનતિ કરી

કવિએ રાજાને કહ્યુ "ધન્ય છે આપને આપના ઉપર તો શ્રી અને સરસ્વતીની સપૂર્ણ કૃપા છે."

કવિએ હયગ્રીવ વધ કાવ્ય સભળાવવાનુ શરૂ કર્યું

કવિના આ કાવ્યથી રાજદરબારીઓ છકક થઈ ગયા સાભળનારાના દિલ ડોલી ઊઠયા એક એક શબ્દ અમૃતમય હતો કાશ્મિરના દરબારમા હજુ સુધી કોઈ કવિએ આવુ મનોહર કાવ્ય રજૂ કર્યું ન હતુ

દરબારીઓ તો ડોલી ઊઠયા પરતુ મહારાજ મા ૃગુપ્તના મુખમાથી એક પણ પ્રશ સાનો શબ્દ ન નીકળ્યો

કવિના હૃદયને આઘાત લાગ્યો કવિનું મો ઉતરી ગયુ

"મારુ કાવ્ય કેવુ મનોહર છે! રાજદરબારીઓ ડોલી ઊઠયા વાહ વાહ પુકારે છે પરન્તુ મહારાજ મા ૃગુપ્તના મુખમાંથી પ્રશ સાનો એક શબ્દ પણ નીકળતા નથી મા ૃગુપ્ત નનથીવતાના અને કદરદાતીના બાબગા ફુ કાવતો હોય એવુ લાગે છે મને પોતાની જાત કરતાં હલકો માનતો હોય એવુ મને લાગે છે હુ અહિં કયા આવી ભરાયો?"

આવા અનેક તર્ક વિતર્કો કવિના મનમાં થવા લાગ્યા. કવિ કાવ્ય વાચન કરી રહ્યા હતા પણ દિલમા શાતિ ન હતી.

"આવા કૃપણ રાજવી પાસે કદરદાનીની આશા કયાથી રાખવી મે અહિ ફોગટ ફેરો ખાધો છે."

કવિ જેમ બને તેમ જલ્દીથી કાવ્ય વાચન પૂરુ કરવા ઈચ્છતા હતા

કવિએ કાવ્ય વાચન પુરુ કર્યું. પુસ્તકના પાના કપડામા બાધવા લાગ્યા ત્યારે મહારાજ મા ૃગુપ્ત સિ હાસન ઉપરથી નીચે ઉતર્યા અને સુવર્ણ-થાળ લઈને એ મહાકાવ્યના પાના નીચે ધર્યો

"હ હ રાજન! આપ શું કરો છો! આવા નિર્માલ્ય પાના નીચે સુવર્ણ થાળની શી જરૂરત! આ તો એક સામાન્ય કૃતિના પાના છે" કવિએ ટોણો મારતા કહ્યુ

"કવિરાજ! આપ આવી વાત કેમ કરો છો? આપના આ મહાકાવ્યમા તો અમૃતનો કુભ ભર્યો છે. આવા કાવ્યની એક પણ રજ જમીન ઉપર પડવા ન દેવાય એટલા માટે મે જાતે આ સુવર્ણથાળ એ અમૃતમય મહાકાવ્યના પાના નીચે ધર્યો છે અમૃતના બિન્દુ તો સુવર્ણથાળમા જ પડવા જોઈએ"

મહારાજ મા ૃગુપ્તના વચનો સાભળીને કવિ શરમી ગયા આવા ઉ ચિત ક ગદાન રાજવી માટે પોતે કેવો ખોટા ખ્યાલ બા ા ત માટે કવિ મનમા પસ્તાવા લાગ્યા,

"મહારાજ! આપની નિરભિમાનીપણાથી મને અત્યાનદ થયો છે જેના ઉપર શ્રી અને સરસ્વતીની કૃપા હોય એવો માનવી જગત ઉપર વીરલ જ હોય છે રાજન! ધન્ય છે આપને! ધન્ય છે આપની સાચી કદ દાનીને!

મા ૃગુપ્ત કવિને ભેટી પડયા બન્નેની આંખો માથી ગ ગા અને યમુનાના પાવક નીર જેવા પુલ્યમય હર્ષાશ્રુ વહી રહ્યા હતા

"રાજન! માટે સાચી કદરદાની તો આપે જ કરી છે"

આ સમયે એવુ દશ્ય લાગતું હતું જાણે કે સૂર્ય ચન્દ્રમા પાસે અમૃત ન માટે કૃતજ્ઞતા પ્રગટ

# નખનું તત્ત્વજ્ઞાન

આચાર્ય હજારીપ્રસાદ

બાળકો ક્યારેક ચક્કરમાં નાખી દે એવા સવાલ પૂછી બેસે છે એવું જાણનાર પિતાની સ્થિતિ ત્યારે દયાજનક બની જાય છે, મારી નાની બાળકીએ તે દિવસે મને પૂછ્યું કે નખ શા માટે વધે છે ? તો હું કંઈ વિચારી જ ન શક્યો. દર ત્રીજે દિવસે નખ વધી જાય છે. બાળકો જો તેને વધારે વધવા દે, તો મા બાપ તેમને વઢે છે છતાં કોઈ જાણતું નથી કે આ અભાગિયા નખ વધ્યા કરે છે શા માટે ? કાપી નાખો, તેઓ ચૂપચાપ સજા સ્વીકારી લેવાના, પણ નિર્લજ્જ અપરાધીની જેમ વળી પાછા હાજર ! તે આટલા બધા બેશરમ કેમ છે ?

લાખો વર્ષોની વાત છે, જ્યારે માણસ જંગલી, વનપશુ જેવો હતો, ત્યારે જીવન-રક્ષા માટે નખ તેને ઘણા જરૂરી હતા. ખરેખર તો એ જ તેના અસ્ત્ર હતા દાંત હતા, પણ નખની પછી જ તેનું સ્થાન આવે એ દિવસોમાં તેને ઝૂમવું પડતું, વિરોધીઓને પછાડવા પડતા, નખ એ તેના જરૂરી અંગ હતા. ધીરે ધીરે તે પોતાના અંગથી બહારની વસ્તુઓની મદદ લેવા લાગ્યો ઝાડની ડાળીઓ અને પથ્થરના ટુકડા કામમાં આવવા લાગ્યા (રામની વાનરસેના પાસે એવા જ હથિયાર હતા) તેણે હાડકાંના પણ હથિયાર બનાવ્યા એમાં સૌથી મજબૂત અને પુરાણું હતું દેવરાજ ઈન્દ્રનું વજ્ર, જે દધીચિ મુનિના હાડકામાંથી બનાવાયેલું. જેની પાસે લોખંડના અસ્ત્ર-શસ્ત્ર હતા તે વિજયી થયા દેવોના રાજા સુદ્ધાંને મનુષ્યના રાજાની એટલા માટે જ મદદ લેવી પડતી હતી કે તેની પાસે લોખંડના હથિયાર હતા, અસુરો પાસે અનેક વિદ્યાઓ હતી, પણ લોખંડના હથિયાર ન હતા કદાચ ઘોડા પણ ન હતા, આર્યોની પાસે આ બંને ચીજો હતી આર્યો વિજયી થયા ઇતિહાસની ગતિ વધતી રહી નાગ, સુપર્ણ, યક્ષ, ગંધર્વ, અસુર અને રાક્ષસ પણ હાર્યાં લોખંડના અસ્ત્રોએ મેદાન મારી લીધું. ઇતિહાસ આગળ વધ્યો. બંદૂકો, કારતૂસો, તોપો, બોમ વર્ષાવતા હવાઈ જહાજો વગેરેએ ઇતિહાસને કેવો કીચડભર્યા ઘાટ સુધી ઘસડી દીધો છે એ સૌ કોઈ જાણે છે છતાં તેના નખ તો હજુએ વધી રહ્યા છે. આજ પણ કુદરતે મનુષ્યને તેના ભીતરી અસ્ત્રથી વંચિત નથી કર્યો. આજ પણ તે યાદ કરાવી આપે છે કે તારા નખને ભૂલવાનું શક્ય નથી તું એ જ લાખો વર્ષ પહેલાનું નખ-દંતાવલંબી જીવ છો—પશુની સાથે એક જ સપાટીએ વિચરનાર અને ચરનાર.

આશ્ચર્યની વાત એ છે કે આજ મનુષ્ય તેના બાળકોને નખ ન કાપવા માટે ધમકાવે છે કોઈ વખતે લાખો વર્ષ પહેલાં—ને તેમને નખનો નાશ કરવા માટે ધમકારતો હોવો જોઈએ અને કુદરત હજુયે એ નખને જીવાડી રહી છે, ને મનુષ્ય હજુ યે નખને કાપતો રહ્યો છે. તે કમબખ્ત રોજ વધ્યા કરે છે. તે આંધળા છે, એને ભાન નથી કે મનુષ્યને એથી કરોડગણા શક્તિશાળી હથિયારો મળી ચૂક્યા છે મને લાગે છે કે મનુષ્ય હવે નખને નહિ ઇચ્છતો હોય. તેની અંદર બર્બર-યુગનો કોઈ અવશેષ રહી જાય એ તેને માટે અસહ્ય છે પણ નખ કાપવાથી શું ? મનુષ્યની બર્બરતા ક્યાં ઘટી છે ? તે તો વધતી જ રહી છે માનવ-ઇતિહાસમાં હિરોશિમાના હત્યાકાંડ વારંવાર થોડા જ થવાના છે ? એ તો એનું નરીતમ રૂપ છે હું મનુષ્યના નખની તરફ જોઉં છું તો નિરાશ થઈ જાઉં છું. એ તેની ભયંકર પાશવી વૃત્તિના જીવંત પ્રતીક છે મનુષ્યની પશુતાને ગમે તેટલી વાર કાપી નાખો, તે મરવાનું જાણે છે જ ક્યાં ?

હજારો વર્ષ પહેલાં મનુષ્યે નખોને સુકુમાર વિનોદક્રિડાઓ માટે ઉપયોગમાં લાવવાનું શરૂ કર્યું. વાત્સ્યાયનના કામસૂત્રમાંથી જાણવા મળે છે કે

આજથી બે હજાર વર્ષ પહેલાના ભારતવાસી નખેને સુંદર રીતે સજાવતા તેને કાપવાની કળા ખૂબ જ મનો જક હતી. ત્રિકોણ, વર્તુલાકાર, ચન્દ્રાકાર, દન્તુલ વગેરે વિવિધ આકારવાળા નખ એ વખતે વિલાસી નાગરિકોને ન જાણે કયા કયા કામમા આવતા હશે? તેને 'મોમ' અને 'અલક્તક'-થી ખૂબ ઘસીને લાલ અને ચીકણા બનાવવામા આવતા. ગૌડ દેશના માણસો એ વખતે મોટા મોટા નખ પસંદ કરતા, જ્યારે દક્ષિણવાસી નાના નખોને પોતપોતાની રુચિની વાત છે, દેશની તેમજ કાળની પણ પરંતુ બધી હલકી ગણાતી વૃત્તિઓ અને નીચે ખેંચી જનારી વસ્તુઓને પણ ભારત વાગાએ મનુષ્યોચિત બનાવી દીધેલ છે, એ વાત ધારું તો ભૂલી શકું એમ નથી.

શરીર-વિજ્ઞાનવેત્તાઓ ચોક્કસપણે માને છે કે માનવ-મનની જેમ માનવ-શરીરમા પણ કેટલીક અભ્યાસ-જન્ય 'સહજ વૃત્તિઓ' રહી જવા પામી છે. ઘણા કાળ સુધી એની જરૂર પણ રહી છે એથી શરીરે પોતાનામાં જ એક એવો ગુણ પેદા કરી લીધો છે કે તે વૃત્તિઓ સહજ રીતે જ અને શરીરની અજાણમા જ પોતાની મેળે કામ કરે છે નખનું વધવું એ એમાંની એક છે વાળનું વધવું બીજી છે, દાંતનું બીજીવાર નીકળવું ત્રીજી છે, પાંપણનું ખરી પડવું એ ચોથી છે, અને ખરેખર તો અજાણી સ્મૃતિ એને જ 'સહજાતવૃત્તિ' કહેવામા આવે છે આપણી ભાષામા પણ તેના દાખલા મળી આવે છે જો માણસ પોતાના શરીર, મન અને વાણીની સહજ ધરતી વૃત્તિઓના વિષયમા વિચારે તો તેને પોતાની વાસ્તવિક પ્રવૃત્તિઓને ઓળખવામા ઘણી સરળતા રહે, પણ એવું વિચારે છે જ કોણ? વિચારે તો શું એને એટલી પણ ખબર ન પડે કે એનામા નખ વધારવાની જે સહજાત વૃત્તિ છે, એ તેની પશુતાની પરિચાયક છે, (નખ) કાપવાની જે પ્રવૃત્તિ છે એ તેની મનુષ્યતાની નિશાની છે, અને જો કે પશુતાના ચિહ્ન તેનામા રહી ગયા છે છતાં તે પશુતાને છોડી ચૂક્યો છે પશુ બનીને તે આગળ ન વધી શકે તેણે અન્ય કોઈ માર્ગ શોધવો પડશે અસ્ત્રો વધારવાની પ્રવૃત્તિ મનુષ્યતાની વિરોધિની છે

મનુષ્ય પશુતાની તરફ વધી રહ્યો છે કે માનવતાની તરફ? મારી નિર્દોષ બાળકીએ જાણે માનવ-જાતિને જ પ્રશ્ન કર્યો છે — જાણો છો, નખ કેમ વધે છે? એ આપણી પશુતાના અવશેષ છે. ભારતીય ભાષામાં ઘણું કરીને અંગ્રેજીના 'ઇન્ડિપેન્ડન્સ' (independents) નો સમાનાર્થી શબ્દ નથી વપરાતો અહીં 'ઇન્ડિપેન્ડન્સ' માટે 'સ્વાધીનતા' શબ્દ વપરાય છે 'ઇન્ડિપેન્ડન્સ'નો અર્થ છે 'અનધીનતા' કે 'અધીનતાનો અભાવ' પણ 'સ્વાધીનતા' શબ્દનો અર્થ છે, 'પોતાને જ અધીન રહેવું' અંગ્રેજીમાં કહેવું હોય તો 'સેલ્ફ-ડિપેન્ડન્સ' કહી શકાય વર્ષો પછી પણ ભારત 'ઇન્ડિપેન્ડન્સ'નું 'અનધીનતા' કેમ નથી કરી શકતું? આઝાદીના બધાં નામોમા 'સ્વ'નું બંધન રહ્યું છે—સ્વતંત્રતા, સ્વરાજ્ય, સ્વાધીનતા એ સંયોગની વાત છે કે આપણી પરંપરા જ અજાણમા ભાષા દ્વારા પ્રગટ થતી રહી છે? મને ફરી પ્રાણી-વિજ્ઞાનની વાત યાદ આવે છે—સહજાતવૃત્તિ અજાણ સ્મૃતિઓનું જ નામ છે સ્વરાજ્ય પછી નેતાઓ અને વિચારશીલ નાગરિકો એ વિચારી રહ્યા છે કે દેશને ખરેખર સુખી કેવી રીતે બનાવી શકાય? આ કંઈ નવી વાત નથી. આપણો ઇતિહાસ ઘણો પુરાણો છે શાસ્ત્રોમા આ સમસ્યાને વિવિધ રીતે વિચારવામા આવી છે. આપણે કોઈ નવા-નિશાળિયા નથી, જેને રાતોરાત અજાણ્યા જંગલમા પહોંચાડીને અરક્ષિત છોડી દેવામા આવ્યા હોય આપણી પરંપરા મહિમામયી, ઉત્તરાધિકાર વિપુલ અને સંસ્કારઉજ્જ્વલ છે આપણી અજાણમા જ એ બાબતો આપણને અમુક ચોક્કસ દિશામા વિચારવાની પ્રેરણા આપે છે એટલું ખરું કે પરિસ્થિતિ બદલાઈ છે, ઉપકરણો નવીન છે અને મુશ્કેલીઓની માત્રામા પણ ગણનાપાત્ર વધારો થયો છે પણ મૂળભૂત સમસ્યા ખાસ બદલાઈ નથી, ભારતીય મન, જે આજે પણ 'અનધીનતા'ના રૂપમા ન વિચારતા, 'સ્વાધીનતા'ના રૂપમા વિચારે છે, તે આપણા દીર્ઘકાલીન સંસ્કારોનું ફળ છે, તે 'સ્વ'ના બંધનને સહેલાઈથી

છોડી શકે તેમ નથી પોતાના ઉપર પોતાની મેળે જ લગાવેલ્ બંધન એ આપણી સંસ્કૃતિની મહાનતા છે , એમ નથી માનતો કે જે કાંઇ જૂનું છે, આગવું વિશેષ છે, તેને આપણે વળગી રહીએ જૂનાનો મોહ હરવખત વાચ્છનીય નથી હોતો મરેલા બચ્ચાને ગોદમા દબાવીને ફરતી 'વાંદરી' માનવનો આદર્શ ન જ બની શકે એ સાથે હું એવુ પણ નથી વિચારી શકતો કે નવીનતાના નશામા ચૂર થઇને આપણું બધુ જ ગુમાવી દઈએ કાલીદાસે કહેલુ કે બધુ જૂનું સારુ નથી હોતુ, બધુ નવુ ખરાબ નથી હોતુ ડાહ્યા માણસો બન્નેની તપાસ કરે છે હિતકર જણાય તે ગ્રહણ કરે છે, જ્યારે મૂર્ખાઓ બીજાને ઈશારે ફર્યા કરે છે, માટે આપણે હિતકર વાત વિચારી લેવી પડશે અને જો આપણા પૂર્વ-સંચિત ભંડારમા તે હિતકર વસ્તુ નીકળી આવે તો ત્થી વિશેષ બીજુ શુ હોઈ શકે ?

આ દેશમા અનેક જાતિઓ આવી છે લડતી પણ રહી છે અને પ્રેમપૂર્વક રહેવા પણ લાગી છે સભ્યતાના વિવિધ સ્તરો પર ઊભેલી અને ભિન્ન ભિન્ન દિશાએ ચાલવાવાળી આ જાતિઓ માટે એક સામાન્ય ધર્મ શોધી કાઢવો કોઇ સહેલી વાત ન હતી આપણા ઋષિઓએ આ પ્રશ્ન ઉકેલવાને અનેકવિધ પ્રયત્નો કરેલા, તેમણે એક વાત તરફ લક્ષ્ય ખેચેલુ, તે છે 'પોતાના જ બંધનમા પોતાને બાધવો ' મનુષ્ય પશુથી કઈ વાતમા ભિન્ન છે ? આહાર, નિદ્રા, મૈથુન વગેરે પશુ સુલભ સ્વભાવ તેનામાં પણ બરાબર અન્ય પ્રાણીઓ જેવો જ છે, છતા તે પશુથી ભિન્ન છે તેનામાં સંયમ છે, સમવેદના છે, તપ છે, ત્યાગ છે, આ મનુષ્યના સ્વ-નિર્મિત બંધન છે તેથીજ માનવી ઝઘડા ટંટાને પોતાનો આદર્શ નથી ગણતો, ગુસ્સામા અવિવેક કરનારને ખરાબ માને છે અને મન, વચન અને શરીરથી કરેલા અસત્યાચરણને દુરાચરણ માને છે તે કોઇ ખાસ જાતિ, વર્ણ કે સમુદાયનો ધર્મ નથી તે છે મનુષ્યમાત્રનો ધર્મ ભારતમા તેથી જ નિર્વૈર ભાવ, સત્ય અને અક્રોધને બધા વર્ણોનો સામાન્ય ધર્મ કહ્યો છે

एतद्धि त्रितयं श्रेष्ठं सर्वभूतेषु भारत ।
निर्वैरता महाराज सत्यमक्रोध एव च ॥

ગૌતમે પણ કહેલુ કે મનુષ્યની મનુષ્યતા એમા જ છે કે તે બધાના સુખ-દુ:ખ તરફ સહાનુભૂતિ રાખે આ સ્વ-નિર્મિત બંધન મનુષ્યને મનુષ્ય બનાવે છે આશ્ચર્યની વાત છે કે અજાણ્યમા પણ આપણી ભાષામા આ ભાવ કેવી રીતે રહી ગયા છે, પણ મને નખના વધવા પર અચરજ થયેલુ અજ્ઞાન સદા માણસને પછાડે છે, અને માણસ છે તે સદા તેની સાથે બાથ ભીડવાને તૈયાર જ છે

મનુષ્ય સુખી કેવી રીતે થઇ શકે ? નેતાઓ કહે છે 'વસ્તુઓની કમી છે, વધારે મશીનોથી ઉત્પાદન વધારો અને ધનની વૃદ્ધિ કરો અને બાહ્ય સાધન-શક્તિ વધારો ગાધીજી કહેતા 'બહાર નહિ અંદર જુઓ હિંસાને મનથી દૂર કરો, મિથ્યાને હટાવો, ક્રોધ અને દ્વેષને છોડો, અન્યને માટે સહન કરો એશઆરામનો વિચાર છોડી દો, પ્રેમની વાત વિચારો આત્મ-પોષણની વાત વિચારો કામ કરવાની વાત વિચારો ' તેમણે કહ્યુ 'પ્રેમ જ મહાન વસ્તુ છે, કારણ કે તે આપણામા છે, ઉચ્છ ખલતા પશુની પ્રવૃત્તિ છે' 'સ્વ' નું બંધન-મનુષ્યનો સ્વભાવ છે. ખબર નથી, ગાધીજીની વાત સારી લાગી કે નહિ તેને ગોળી મારી દેવામા આવી માણસની નખ વધારવાની પ્રવૃત્તિનો વિજય થયો ગાધીજીએ કેટલા ઊંડાણમા પેસીને મનુષ્યની વાસ્તવિક ચરિતાર્થતાની શોધ કરેલી !

એવો દિવસ પણ આવશે કે જ્યારે મનુષ્યના નખોનું વધવુ બંધ થઈ જશે પ્રાણી-શાસ્ત્રીઓનું અનુમાન છે કે મનુષ્યના નકામા અંગ, તેની પૂછડીની જેમ જરૂર દૂર થઇ જવાના તે દિવસે મનુષ્યની પશુતાનો પણ લોપ થયો હશે કદાચ ત્યારે તે મરણાસ્ત્રોના પ્રયોગ પણ બંધ કરી દેશે ત્યાં સુધી નાના બાળકોને એ વાતથી વાકેફ કરી દેવા જરૂરી છે કે નખનું વધવુ એ પશુતાની નિશાની છે, તેને વધતા અટકાવવા એ મનુષ્યની ઇચ્છાની વાત છે,

[ અનુ૦ પૃષ્ઠ ૧૯૨

# ચાલો ફરીએ

ડી. ધ. મહેતા

મહાત્મા ગાંધી તેમજ શતાયુ મહર્ષિ કર્વેની નિત્યચર્યા આપણને નીરોગી જીવન તથા દીર્ઘ આયુષ્યની સાધનામાં ફરવાના વ્યાયામનું મહત્ત્વ સમજાવે છે. બાપુજી હત્યારાની ગોળીનો ભોગ બન્યા ત્યાં સુધી, એટલી મોટી ઉંમરે પણ, સંપૂર્ણ તંદુરસ્તી અને સ્ફૂર્તિ ધરાવતા હતા અને નોઆખલી જેવા વિકટ પ્રદેશનો પગપાળા પ્રવાસ તેમણે ખેડયો હતો. ભારતમાં મહિલા કેળવણીના જ્યોતિર્ધર મહર્ષિ કર્વે પણ એકસોને એક વર્ષની ઉંમરે તંદુરસ્ત જીવન ધરાવતા. મહાપુરુષોના તંદુરસ્ત જીવન તેમજ તેમના દીર્ઘ આયુષ્ય સંબંધમાં ફરવાના વ્યાયમનો બહોળો ફાળો રહેલો છે. ગાંધીજીએ પોતાની જીવન કથામાં પણ ફરવાના વ્યાયમનો ઉલ્લેખ કરેલો છે તથા તેનાથી તેમની તંદુરસ્તી પર પડેલી સુખદ અસરનો ઉલેખ કરેલો છે. જીવનકથાના પ્રારંભ ભાગમાં જ તેમણે લખેલું છે કે, 'પુસ્તકોમાં ખુલ્લી હવા ખાવા ફરવા જવાની ભલામણ વાંચેલી. તે મને ગમેલી, તેથી હાયસ્કુલના ઉપલા ધોરણથી જ ફરવા જવાની ટેવ મને પડી હતી તે છેવટ લગી રહી તેથી મારું શરીર પ્રમાણમાં કસાયેલું બન્યુ.'

ફરવાના વ્યાયમથી આયુષ્ય તેમજ આરોગ્ય પર થતી લાભપ્રદ અસરનાં ઘણાં દષ્ટાન્તો મળી શકે તેમ છે-અને એ બધાંમાંથી બોધ લઇ આપણે આ વ્યાયમનો જીવનમાં અપનાવવો રહે છે. ફરવા જવાનો વ્યાયામ સહુ કોઇને પરવડી શકે તેવો તેમજ સુલભ વ્યાયામ છે. તેમાં નથી રહેતી કોઇ કલખ, વ્યાયમશાળા કે વર્ગમાં જોડાવાની જરૂર કે નથી થતુ કાંઇ ખર્ચ. કોઇ ખાસ સમયની પણ જરૂર નથી રહેતી. સવારે અથવા સાંજે જ્યારે અનુકૂળ હોય ત્યારે તે થઇ શકે છે. સવાર-સાંજ ફાજલ સમય નહિ મેળવી શકનાર કારખાનેદાર કારીગર કે નોકરિયાત પણ પોતાના ધંધાના સ્થળ સુધી બસમાં નહિ જતાં રોજે દોઢ-બે માઇલ પગે ચાલી નાખી ભાડું બચાવવા ઉપરાંત આ આરોગ્ય અને આયુષ્યદાયી વ્યાયામનો લાભ મેળવી શકે છે.

ફરવાનો વ્યાયામ એક એવા પ્રકારનો વ્યાયામ છે કે જેને નાજુક યા ખડતલ ગમે તેવા પ્રકારની તબિયત પ્રકૃતિ ધરાવતી વ્યક્તિ અપનાવી શકે. નાજુક પ્રકૃતિવાળા માટે શ્રમદાયી વ્યાયામ હિતકર ન બને, પરંતુ યથાશક્તિ ફરવાનો વ્યાયામ એટલો સાદો અને નિર્દોષ છે કે તેને સહુ કોઇ, કોઈ પણ જાતના માર્ગદર્શન વિના કે ડોકટરની તપાસ વિના, હાથ ધરી શકે છે. હા, એક બાબત ધ્યાનમાં રાખવી જોઇએ અને તે એ કે ફરવા માટેના અંતરનુ પ્રમાણ ગજા ઉપરવટનુ ન હોય તથા જે કાંઇ પ્રમાણ નક્કી કરવામાં આવે તે ક્રમશઃ સિદ્ધ કરવામા આવે

ફરવાના વ્યાયામથી શરીરનાં લગભગ સર્વ અંગ-ઉપાંગને સીધો યા આડકતરો લાભ મળવા પામે છે. દા ત. પગના સ્નાયુઓ મજબૂત બને છે, લોહીનુ પરિભ્રમણ વધે છે અને તે રીતે શરીરની રકતવાહિનીઓમાં રકતપ્રવાહનો વેગ વધવાથી રકતમાર્ગની સફાઇ સધાય છે. એટલું જ નહિ, જો કોઇ વિક્ષેપની સંભાવના હોય તો તે પણ દૂર થવા પામે છે. આ વ્યાયામની પંચેન્દ્રિય ઉપર પણ લાભપ્રદ અસર થાય છે અને તેથી ભૂખ વધુ લાગે છે. ઉદર-મેદ પણ ઘટે છે તથા નવા મેદને વધવા ન દેતાં શરીરની સમતુલા જાળવે છે.

ખુલ્લી હવાથી, અલબત્ત, ફેફસાંને સ્વચ્છ હવા મળતાં, શરીરને એ દેખીતો લાભ થાય જ. એ ઉપરાંત માનસિક પ્રકૃતિ પર પણ આ વ્યાયામની લાભપ્રદ અસર થાય છે. લોહીનું પરિભ્રમણ વધતાં મગજના સ્નાયુઓ સવિશેષ સતેજ બને છે એટલુ જ નહિ, પરંતુ સવારે કે સાંજે ફરવા જઈએ ત્યારનું ખુશનુમા વાતાવરણ પણ મગજને તાજગી બક્ષે છે. આ ઉપરાત આપણે આ વખતે સદ્‌વિચારોના ચિન્તન, આહ્‌લાદક કલ્પના કે કોઈ અટપટી સમસ્યાના ઉકેલને માટે આપણી વિચારશકિતને યોજી શકીએ એકાગ્રતા-ભંગ વિના આ રીતે થયેલુ ચિન્તન ઘણાં જ મૂલ્યવાન પરિણામો લાવે છે એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે.

વધુમા, ઊગતા કે અસ્ત થતા સૂર્યનું દર્શન, સવારે ઊઠીને ચણની ખોજમાં જતાં કે સાંજે માળા ભણી પાછાં ફરતા કલરવ કરતાં પંખીઓની ઝાંખી, વગેરે નિસર્ગ-દર્શન આપણને ઈશ્વરી સાન્નિધ્ય તરફ દોરી જાય છે અને એ રીતે આધ્યાત્મિક ઉન્નતિની દૃષ્ટિએ પણ આ વ્યાયામ જરાય ઓછા મહત્ત્વનો નથી.

ફરવાના વ્યાયમની આ રીતે તન, મન અને આયુષ્ય પર થતી લાભપ્રદ અસરોનુ આપણે ઉપર એક ઊડતુ દર્શન કર્યું. પરંતુ આટલુ દર્શન પણ આપણને આ વ્યાયામ આપણા જીવનમા અપનાવવા માટે પૂરતું થવું જોઇએ લાબુ અને નીરોગી જીવન જીવવું કોને નહિ ગમે ? આ સિદ્ધ કરવા માટે નિત્ય ફરવા જવાનો ૦ થી ૦ાા કલાક વ્યાયામ કરવો વધુ પડતો નથી જ આપણા પોતાના હિતમાં આટલુ ન કરીએ?

---

પૃષ્ઠ ૧૯૦ થી ચાલુ ]
એ જ મનુષ્યનો આદર્શ છે. માનવીમા જે ઘૃણા છે, જે સહજ રીતે જ-શીખ્યા વિના-આવી જાય છે, તે પશુતાની પરિચાયક છે, જ્યારે સંયત રહેવુ, બીજાના મનોભાવને સમજવા એ મનુષ્યનો સ્વધર્મ છે. બાળકો આ જાણી લે તો સારુ કે અભ્યાસ અને સાધનાથી મેળવેલી વસ્તુઓ મનુષ્યની મહત્તાની સૂચક છે

સફલતા અને ચરિતાર્થતામા ફેર છે. મનુષ્ય ઝરણુ ઓોના સંગ્રહથી, બાહ્ય સાધનોથી સફળ થઇ શકે છે, પરંતુ મનુષ્યની ચરિતાર્થતા પ્રેમમા છે, મૈત્રીમાં છે, ત્યાગમા છે, બધાના ભલા માટે પોતાની જાતને નિઃશેષ ભાવથી અર્પી દેવામા છે નખનું વધવુ મનુષ્યની એ આંધળી સહજાત વૃત્તિનું પરિણામ છે, જે તેના જીવનમા સફળતા લાવવા ઇચ્છે છે તેને કાપી નાખવા એ 'સ્વ' નિર્ધારિત આત્મબંધનનું ફળ છે, જે તેને ચરિતાર્થતા તરફ લઇ જાય છે

કમબખ્ત નખ વધે છે તો ભલે વધે, મનુષ્ય એને નહિ વધવા દે.

*

ઇંધણ ઓછાં પડે

જે કામ કરવાં છે એ માટે  
મને સમય સાવ ઓછો પડે છે.  
ઘણું વિચારવુ છે, ઘણુ વાંચવું છે,  
ઘણા મિત્રોને મળવું છે,  
જગતના સૌંદર્ય રહસ્યને માણવુ છે  
જીવનના અનોખા આનંદ યજ્ઞમાં  
ઇંધણ ઓછા પડે છે શું કરુ ?

– જહોન બરો

# ગાંધીભક્ત નેહરૂ

ઉછરંગરાવ ઢેબર

ગાંધીયુગ ક્રાંતિયુગ હતો રાષ્ટ્રવાદનો જોરદાર પ્રવાહ તેની તાણમા કેટલુય ઘસડી જઈ રહ્યો હતો. આ પૂરને સીમા ન હતી તેની ઘુમરીઓની વચમાં ખેંચાતી વ્યક્તિઓ, નાની હોય કે મોટી, ગાંધીના માણસ તરીકે ઓળખતી અને આ બધી ભક્તિભાવથી ગાંધીજીનું અનુસરણ કરતી હતી.

ગાંધીજી ભારતીય ગ્રામીણ સમાજને તેની જુગજુની નિદ્રામાંથી જાગૃત કરવા જન્મ્યા હતા ગાંધીભક્તોનો એક વિશાળ સમૂહ હતો. ઉઘાડા પગ, બરછટ જાડા પાણકોરા કહેતાં ખાદીનું ગોઠણ સુધીનું પંચિયુ, કોણી સુધીની બાંયનું બાંડિયું પહેરણ, મહિના બે મહિના–સુધી હજામતની રાહ જોતી દાઢી, હાથમાં રેંટિયો, બગલમાં થેલી, થેલીમા આશ્રમ ભજનાવલી, ગીતા અને રોજનીશી–આ પ્રકારના ગાંધી ભક્તોનાં લક્ષણો ગણાતાં. લોકોમાં તેની અકિંચન સેવક તરીકેની છાપ હતી. સત્તાથી દુભાયેલો, મુંઝાયેલો, પરેશાન થયેલો માણસ તેને હકીમવૈદ્ય સમજતો. તેની પાસે ઈલાજને માટે ચાલી જતો પટવારીથી માંડી કલેક્ટર સુધી આ લોકસેવક પહોંચે કેટલુ કેળવાયેલો છે તેની તેના પોતાના મનમાં પણ ફીકર ન હતી, લોકોને માટે કેટલા પગ ઘસે છે તેટલુ તેને માટે પૂરતું હતુ.

એક બીજા પ્રકારનો પણ ગાંધી ભક્ત હતો. જે આ પ્રકારનો પહેરવેશ ધારણ કરે કે ન કરે, પટવારીથી કલેક્ટર સુધી પગ ઘસે કે ન ઘસે, પણ એ ગાંધીજીની વાતોનું ઉંડાણથી ચિંતન કરે, પોતાના જીવનમા ઉતારવાની કોશિષ કરે અને નાનામોટા ગાંધીસેવકોને તેમની મુંઝવણમાં સહાયતા કરે. આવી અધિકૃત ગાંધીભક્ત વ્યક્તિઓ ચિંતકની કક્ષામા પણ ગણી શકાય, ગાંધી વિચારધારાના રિસર્ચ વર્કસની કક્ષામા પણ તેમને મૂકી શકાય, અને નવા સમાજના આયોજકોની કક્ષામા પણ મૂકી શકાય વિનોબાજી, કાકાસાહેબ, ઠક્કરબાપા, રાજેન્દ્રબાબુ, ઝાકીરસાહેબ, કિશોરલાલભાઈ, સતીશબાબુ, આ બધા ગાંધી જીવન-શાસ્ત્રના પ્રયોગવીરો હતા.

ગાંધી ભક્તોનો એક ત્રીજો સમૂહ હતો, જેમને ભારતની ગુલામી, ગરીબી, અજ્ઞાનતા–આ બધુ સાલતાં હતા. તેમની પાસે સમાજ રચનાનો સ્વતંત્ર કાર્યક્રમ ન હતો. તેઓ પ્રેગ્મેટીસ્ટ–વ્યવહાર દક્ષ માણસો હતા. ભારતીય સમાજજીવનની ખૂબીઓ અને ખામીઓ બન્નેની તેમનામાં ઊંડી સમજ હતી. અથાગ વ્યવહારિક ડહાપણ વડે તેમણે લીધુ હતું કે ગાંધીજી ભારતીય સમાજનાં કિસ્મતનું સલામત માધ્યમ છે, ભારતનો "મેન ઓફ ડેસ્ટીની" છે પોતાની સર્વ-શક્તિથી તેનો માર્ગ સરળ બનાવવામાં–તેને સહાયભૂત બનાવવામાં પોતાને કૃતકૃત્ય સમજતા હતા. રાજાજી, સરદાર વલ્લભભાઈ પટેલ આ ત્રીજા પ્રકારનાં ગાંધી-ભક્ત હતા

ગાંધી ભક્તોનો એક ચોથો સમુદાય હતો. તેઓ જરાપણ ઉત્સુક ન હતા કે લોકો તેમને ગાંધી-ભક્ત ગણે કે ન ગણે. સમાજજીવન વિશેની તેમની એક આગવી દૃષ્ટિ હતી અધ્યયન ચિંતન અને મનથી તેમણે તેને કસી કસીને પોતાની બનાવી હતી આમ છતાં પણ ગાંધી વિચારમાં જે સત્ય અને અહિંસાનુ ઉન્નત તત્વ હતું–માનવ માનવ વચ્ચેના સંબંધ આ તત્વને આધારે રચાય તો માનવ જીવન પ્રગતિ-શીલ પણ બને અને સાથે સાથે સર્વ રીતે ઉન્નત પણ બને તે સમજી શકવા જેટલી તેમનામા તટસ્થતા હતી. ગાંધીજીના વ્યક્તિત્વની ચમત્કારીક અસર સમાજ ઉપર થઈ રહી હતી તેનાથી ઈર્ષ્યાથી બળી મરવાને બદલે સાગરમાં બિન્દુ બની એકરસ થઈ જવાની તેમનામા નમ્રતા હતી આ ગાંધીભક્તોનો સમૂહ હતો તો નાનો, પણ રસોઈને ચટકદાર બનાવતો હતો. આવા ગાંધીભક્તોમાં ચાર નામ સામે આવે છે. રવિબાબુ, એન્ડ્રુઝ, ડૉ. રાધાકૃષ્ણન્ અને જવાહરલાલ નહેરૂ

ગાંધીજીનું વિશિષ્ટ વ્યક્તિગત ભક્તિની આશા

રાખતું નહતું ગાંધીજીની સેવકો પાસે માંગ એક અર્થમાં નાનીસૂની હતી, એક અર્થમાં સર્વસ્વની હતી ગાંધીજીની અપેક્ષા હતી જનસેવક પોતાના જીવનની કિંમત આંકતા શીખે ક્ષુલ્લક વસ્તુઓ પાછળ ગુમાવાતું જીવન સ્વપ્ન દશામાં ગમે તેવું *ઉજ્જવલ હોય કે કલ્પનાના ક્ષેત્રે ગમે તેવું* જ્ઞાન વૈભવથી ભરેલું હોય, પણ તેના વાસ્તવિક અર્થમાં ક્ષુલ્લક બની રહેશે ગાંધીજીનો પડકાર હતો 'ભારતીય સમાજ અને વ્યક્તિ પોતાનું મૂલ્ય મુકરર કરે, ક્ષુલ્લક જીવન અને ઉન્નત જીવન વચ્ચેનો ભેદ સમજે અને ઉન્નત જીવનને માટે જે કંઈ કિંમત આપવાનું નસીબે આવે તે હસતાં હસતાં ચૂકવે" ગાંધીભક્તિની આ પારાશીશી હતી જવાહરલાલ નેહરૂ તેવા ઉન્નત જીવનને ખાતર સર્વસ્વ હોમવાને તૈયાર બનેલ ભક્ત હતા તથી ગાંધીજીને પ્યારા હતા

રામનારાયણ ચૌધરી જવાહરલાલજીના મંત્રી હતા તેમણે જવાહરના શબ્દોમાં જવાહરલાલજીને ઉતાર્યા છે જવાહરલાલજીને ચૌધરીજી એક સવાલ પૂછે છે, 'તમારા અને ગાંધીજીનો સંબંધ નેતા અનુયાયીનો હતો પિતા પુત્રનો હતો કે ગુરુ શિષ્યનો હતો ?" પંડિતજી જવાબ આપે છે "તેઓ મારા નેતા તો હતા. હું તેમનો અનુયાયી તો હતો પણ તેઓ મારા ગુરુ હતા અને હું તેમના શિષ્ય હતો તેવો ઉલ્લેખ બરાબર નહિ થાય તેમ છતા અનુયાયી કે નેતાની વ્યાખ્યાથી ઉપર એવો કંઈક વિશેષ સંબંધ હતો" કહો કે કંઈક અંશમાં અમારા પિતા પુત્રનો સંબંધ હતો' અને પછી એક જગ્યાએ ઉમેરે છે "મારું હૃદય ગાંધીજી સાથે હતું અને ઘણે અંશે બુદ્ધિ પણ તેમની સાથે હતી"

ભક્તમાં શ્રદ્ધાનું તત્ત્વ અધિક હોય છે. પંડિતજીમાં બાપુ વિશેની શ્રદ્ધા અને બાપુમાં પંડિતજી પ્રત્યેની શ્રદ્ધાની કસોટી રોજ-બરોજ થતી હતી

પૂજ્ય બાપુને મળવા એક દાંતના ડૉક્ટર આવે છે બાપુએ સાંભળ્યું છે કે વિનોબાજીને કેટલાક દિવસથી દાંતનો દુખાવો સતાવે છે ડાક્તરને બાપુ વિનોબાજીના દાંત તપાસવા મોકલે છે ડાક્તર વિનોબાજી પાસે જાય છે દાંત પાડવા જેવું લાગે છે વિનોબાજી પૂછે છે કે 'બાપુએ કહ્યું છે ?" અને કશીપણ દલીલ વગર જડબું આગળ ધરી દે છે શ્રદ્ધાનો આ એક નમૂનો છે

રાજકોટ સત્યાગ્રહ વખતે સરદાર ગુજરાતમાંથી સત્યાગ્રહીઓ મોકલવા ઈચ્છતા હતા બાપુ એક ચિઠ્ઠી લખે, છે, *"રાજકોટની લડતમાં રાજકોટ કે કાઠિયાવાડીની શક્તિ ઉપર જ લડાય"* વાત પૂરી થઈ સરદાર ગુજરાતમાંથી સત્યાગ્રહી મોકલવાનો કાર્યક્રમ પડતો મૂકે છે શ્રદ્ધાનો આ બીજો નમૂનો છે

આ અર્થમાં ભક્તની શ્રદ્ધાનો અર્થ કરીએ તો તેમાં જવાહરલાલજીનો સમાવેશ નહી થઈ શકે તેમની વિચારની ભૂમિકા તેમના પાશ્ચાત્ય ઘડતરને લીધે ઊભી થઈ હતી પૌર્વાત્ય સંસ્કૃતિ વિશે જે કંઈ તેમણે જાણ્યું, વિચાર્યું, સ્વીકાર્યું તે તેમના જીવનના ભાગ રૂપ પણ બન્યું, પણ જીવનના મંડાણ જે વસ્તુ ઉપર મંડાયા હતાં તેની સાથે આ બાબતને એક રસ થતા દસકાઓ લાગે એ રીતે જોઈએ તો તેમનામાં શ્રદ્ધા બીજા જ પ્રકારની લાગે છતાં તેમણે બાપુનું કેટનું કેટલું સ્વીકાર્યું ?

સાદાઈ તેમના જીવનનો ભાગ ન હતી પણ નવાઈ લાગશે કે તેમની વ્યક્તિગત જરૂરતની વસ્તુઓમાં કેટલી સાદાઈ તેમણે દાખલ કરી હતી, પંડિતજીના કોટ ઉપર તુનાઈ જોવા અનેક વખત મળે તેમનો નોકર હરિ પાયજામા, અંગરખા, જાકીટ, કોટ, ટોપી તેમની પરવાનગી સિવાય રદબાતલ ન કરી શકે કેટલીક વખત બેસતાં ઊઠતા પાયજામાનું કે કુરતાનું બિગડું દખાઈ પણ આવે

સ્વભાવથી ખાવાના રસિયા હતા પરંતુ જ્યાં મહેમાન હોય ત્યાં સાદાઈથી પતાવી લેતા તેમને હરકત નહોતી પડતી

પશ્ચિમની ઢબે જીવવાને ટેવાયેલી આ વ્યક્તિએ ગામડાં ખૂંદ્યા અંગ્રેજી ઢબે બોલવાને ટેવાયેલી આ વ્યક્તિએ સાદી હિન્દુસ્તાની ઉર્દુ ભાષા ઉપર પ્રભુત્વ મેળવ્યું લાખોના માનવ-સમુદાયને કેટલીક કઠણ વસ્તુઓ ગળે ઊતરાવવાને માટે મહેનત કર્યે જ રાખી સન ૧૯૩૭ની પ્રાન્તિય સ્વરાજ્યની ચૂંટણીમાં અંગ્રેજ સાથે

બંધારણીય સંઘર્ષના વ્યૂહો લોકોને સમજાવ્યા સન ૧૯૩૮માં સામ્રાજ્યવાદ, ૧૯૩૯-૪૦માં ફાસિવાદ, નાઝીવાદ, સન ૧૯૪૮થી ૬૩ સુધી આયોજન, ઔદ્યોગીકરણ, આણ્વિક શક્તિ—આવા અઘરા અઘરા વિષયો લોકોને સમજાવવાની મથામણ કરી. એમના પ્રેમનું પાત્ર માનવસમુદાય હતો. એ સમુદાય નિરક્ષર છે એટલા ખાતર અણસમજુ છે એમ એમણે કદીએ માન્યું ન હતું.

પ્રજા-આરાધનાના આ કાળમાં તેમની જોડી મેળવવી મુશ્કેલ છે. બાપુ પછી તેમનું સ્થાન પ્રજાના હૃદયમાં આ કારણે ઊભું થયું હતું.

દરિદ્રનારાયણની ઉપાસના વિશે તેમની હમદર્દી કેટલી ઊંડી હતી? બાપુજી લખે છે, "જવાહરલાલ સ્વચ્છ વ્યક્તિ છે તેમનું હૃદય બિલોરી કાચ જેવું નિર્મળ છે. તેઓ ભૂલ કરતા હશે, પણ ભારતના ગરીબ જનસમુદાયનું હિત તેમના હાથમાં સલામત છે." ખાદી અને ગ્રામોદ્યોગને અર્થશાસ્ત્રીઓએ તુચ્છ ગણ્યો હશે, કેટલાયે કોંગ્રેસમેનોએ પણ તેને તુચ્છ ગણ્યો હશે, પરંતુ આ ગરીબ સમુદાયની સહાય કરવા પાછળ આજે લગભગ વગર વ્યાજુ પંચોતેર કરોડ રૂપિયા ઋણ-સહાયતા બદલ ફરતા હોય તો તેનો યશ આ એક માણસને ઘટે છે. નાની વસ્તુ તેમના મનમાં ઉતરતી જ ન હતી.

બાપુની માફક વ્યક્તિગત વ્યવહારમાં અહિંસાનું મૂલ્ય પૂરેપૂરૂં તેમણે સ્વીકાર્યું ન હતું, પણ ગોવાના આક્રમણ વખતે તેમણે કહેલું કે, "હિંસા મને કઠે છે" અને સાચેસાચ હિંસાનાં પરિણામો તેમને અકળાવતા હતા. પોલીસ, મીલીટરીનો ઉપયોગ તેમના કાળમાં નથી થયો તેમ નહિ, પણ પોલીસ, મીલીટરી તેમના વિશિષ્ટ રસનો વિષય ન હતો. "હિંસાથી પ્રાપ્ત કરેલ વસ્તુનું રક્ષણ કરવામાં હિંસા સિવાય આરો નથી, તેથી હિંસા સાચો ઈલાજ નથી." એ વાક્ય તેમની વિદેશનીતિનું ગુરુસૂત્ર હતું. તેમના કાળમાં હિંદુસ્થાનની ફોજે શાંતિદૂત તરીકે કેટલા કેટલા દેશોમાં કામ કરવી હતી? કોરિયા, સુએઝ, વિયેટનામ—આ ત્રણ તો મને સ્મરણે ચઢે છે.

ઈશ્વર વિશેની તેમની માન્યતા બુદ્ધ ભગવાનની માફક ન સ્વીકારની કે ન અસ્વીકારની હતી. એક વખત એમણે રાધાકૃષ્ણનનો દાખલો આપી પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા. ડૉ. રાધાકૃષ્ણન રશિયામાં નિરીશ્વરવાદી સામ્યવાદી ફીલસુફને પૂછે છે. "સત્યમાં તમે માનો છો? સદ્ભાવમાં માનો છો? સૌંદર્યમાં માનો છો? જો એ ત્રણેમાં માનતા હો તો એથી વિશેષ ઈશ્વરમાં માનવાને માટે જરૂર નથી." પંડિતજી ભજન, ગીતા, ઈત્યાદિ વાચન વિગેરેમાં એટલા નહિ માનતા હોય જેટલા બાપુ માનતા હતા પણ ફ્રોસ્ટની કડીઓ તેમના ટેબલ સામે હંમેશા રહેતી "જાવું ઘણે ઘણે દૂર, વિરમમય નિદ્રાને હજુ સમય છે." "આરામ હરામ હૈ" એ એના સંપૂર્ણ અર્થમાં તેમનો જીવન-મંત્ર હતો. સવારે છ વાગ્યાથી આ પુરુષ કામે ચઢતો. રાત્રે ટપાલ પૂરી કરી થાકેલો બિછાનામાં પોતાનો દેહને પાથરતો ત્યારે પણ તેના માથા ઉપર બત્તી અને હાથમાં પુસ્તક રહેતું

આપણે જોયું કે લગભગ ત્રીસ વર્ષની મૈત્રી, પિતા પુત્ર તરીકેના સંબંધો, તેમના અનુયાયી તરીકેના સબંધો, વિશ્વશાંતિ, લોકશાસન, દરિદ્રનારાયણની ઉપાસનાં કેટલું કેટલું મૂલ્યની દૃષ્ટિએ આ બંને વિભૂતિઓ વચ્ચે સામ્ય હતું. પંડિતજીએ જ એક જગ્યાએ કહ્યું છે કે, 'કેવળ મારું હૃદય બાપુ સાથે હોત ને બુદ્ધિ ન હોત તો આટલા વર્ષો સુધી હું કામ કરી શકત?' બન્નેની વચમાં મતભેદો હતા, પણ બન્નેનાં હૃદય એક હતાં ઉપરના મોજાઓ આ બે વ્યક્તિઓને કદી ભિન્ન બનાવી શકાયા નથી. શ્રદ્ધાનો આ મહિમા છે એ અર્થમાં ગાંધીજીના અનેક ભક્તોની સાથોસાથ જવાહરને પણ ગાંધીભક્ત નેહરૂ ગણી શકાય.

[ ઓલ ઈન્ડિયા આકાશવાણી મુંબઈના સૌજન્યથી ]

*

# ગતિ અને દિશા

પ્રકાશ ગજ્જર

ધ્વજાપતાકાઓથી શણગારાયેલી સ્ટીમર ડક્કા ઉપર ઊભી હતી ન જાણે કેમ પણ આખી સ્ટીમર ઉપર એક કેપ્ટન જ ઊભો હતો ખલાસીઓ પોત પોતાની ફરજ ઉપર હતા સ્ટીમર જાણે ઉપડવા માટે ઉતાવળ કરતી હતી ડક્કા ઉપર નવરા માણસોની ઠઠ જામી હતી કેપ્ટને લગર ઉપાડવાનો આદેશ આપ્યો ત્યા કિનારા ઉપરથી કોઈ ઓળખીતાએ કહ્યુ

"કઈ બાજુ ઉપડયા, કેપ્ટન ?"

'એ તો ખબર નથી," કૈક મૂઝાયેલા કેપ્ટને જવાબ આપ્યો

ને એ સાથે આખુ ટોળુ હસી પડયું આટલી સરસ સ્ટીમર ને એ પણ એકદમ તૈયાર, વરાળ ભરચક ભરેલી હતી, ભૂગળામાથી ધુમાડાના ગોટે ગોટા નીકળતા હતા બધા ખલાસી પોતપોતાના સ્થાને ગોઠવાઈ ગયા હતા સુકાનીએ પોતાની જગા સભાળી લીધી હતી ને કેપ્ટન લગર ઉપાડવાનો આદેશ આપી રહ્યો હતો આટલી ગજાવર તૈયારીઓ છતાં કેપ્ટનને પોતાને ખબર નહોતી કે પોતે કયા જઈ રહ્યો હતો ! ટોળુ હસી જ પડે ને ! આપણે પણ હસી પડીએ

પણ ખામોશ ! સસારના સાગરમાં આપણી જીવન નૌકા નાગરેલી નથી, પણ વહેતી થઈ ગઈ છે આપણને ખબર છે કે આપણે કયાં જઈ રહ્યા છીએ ? પોતાની જાતને પ્રશ્ન પૂછવાનો પ્રયત્ન કદી કર્યો છે ખરો કે આપણી દિશા કઈ છે ? આપણી મઝિલ કઈ છે ? કયા બદરે આપણે જીવન નૌકાને લઈ જવા માગીએ છીએ ? આ પ્રશ્નો પૂછી જોવા છે પોતાની જાતને ?

આપણને ઘણીવાર લાગે છે કે આપણે ગતિ કરી રહ્યા છીએ પણ આપણે આ પણ યાદ રાખીએ કે પ્રત્યેક ગતિ પ્રગતિ નથી ! કદાચ એ અધોગતિ હોય, એવુ પણ બને !

એક તોફાની વટોળિયામા ફસાઈ ગયેલા નાના વિમાનના ચાલકે એ મુસીબતમાથી મુકત થવા વિમાનની ઝડપ કલાકના સેંકડો માઈલની કરી નાખેલી તો પણ એ એ જ અક્ષાશરેખાશ ઉપર જ રહી ગયો કારણ કે એનુ વિમાન વટોળિયામા ફસાયુ હતુ એની ગતિ કોરી ગતિ હતી, પ્રગતિ નહોતી જ !

નદીમાં આવેલી ભમરીમાં ફસાયેલુ લાકડુ કે પદડુ કેટલી બધી ગતિથી ફરે છે ! એ ગતિનુ એણે અભિમાન લેવાનુ હોય ખરુ ? એને કોણ સમજાવે કે આ ભ્રમાત્મક ગતિ ખરેખર તો તળિયે બેસવાની પ્રક્રિયાનો જ એક ભાગ હોય છે

આપણી ગતિ, પ્રવૃત્તિઓ, દોડાદોડી અને ધમાલને આપણે આ માપદડે મૂલવીએ તો આપણને સમજાય કે આપણી જિદગી એટલે બધ ઓરડામા અધ ખિલાડીના આટાફેરા જ જેને પોતાની આજની સ્થિતિની ખબર નથી ને આવતી કાલની ગતિનો અણસાર નથી એના કરતા તો પેલી મૂર્ખ ને અધ ખિલાડી પણ સારી !

એક રાજાએ પોતાના દરબારમાં એક વિદૂષકને રાખેલો એ જાતજાતના ચાળા કરીને, ટૂચકા કહીને, જોડકણાં કરીને, મૂર્ખાઈભર્યાં કાર્ય અને વાતો કરીને આખા દરબારને હસાવવાનું કામ કરતો એકવાર તો એણે એટલી બધી ભૂલો કરી કે બધા જ લોકો હસીહસીને ઢગલો થઈ ગયા રાજાએ ખુશ ખુશ થઈને એને સોનાની નાની ઘટડી ભેટ આપી ને કહ્યુ

"તારા જેવો વિદૂષક અને મૂરખ માણસ મે બીજો કોઈ જોયો નથી આજ હુ તને 'મૂર્ખ સમ્રાટ' નું બિરૂદ આપવા સાથે આ ઘટડી ભેટ આપુ છુ તને જો કોઈ તારાથીય મોટો મૂરખ

મળે તો આ બિરુદને ઘંટડી તું એને આપી દેજે."

વિદૂષકે હસીને આ નજરાણું સ્વીકારી લીધા સમય જતા આ વાત વિસારે પડી.

એક દિવસ રાજા માંદો પડયો વિદૂષક એની ખબર કઢવા ગયો રાજા ઢીલો હતો વિદૂષકે કારણ પૂછતા કહ્યુ "લાંબી યાત્રાએ જવુ છે. પણ તૈયારી થઈ શકી નહોતી અગાઉથી ખબર ના હોત તો તો સમજ્યા પણ વૈદરાજે લાંબા સમય પહેલા કહી રાખ્યુ હતુ કે હવે લાંબુ નહી ટકાય પણ લાચાર. તૈયારી ન જ થઇ શકી ને ડેરા ઉપાડવાનો સમય તો આવી ગયો" રાજાએ નિસાસો નાખ્યો.

વિદૂષકે તરત જ પોતાના ગળામાથી પેલી સોનાની ઘટડી કાઢીને રાજાના ગળામા પહેરાવી દીધી ને કહ્યુ. "આપ મારાથી મોટા મૂર્ખ છો એટલે આ ઘંટડી ને મૂર્ખસમ્રાટનું બિરુદ હુ આપને આપુ છું. હુ તો મારુ પેટ ભરવા ને સહુનુ મનોરજન કરવા ચાળા કરતો ને મૂરખ બનતો પણ તમને તો ખબર હતી કે મહાયાત્રાએ જવાનું છે. તમને ચેતવણી અપાઇ હતી, ને તોય તમે ન ચેત્યા માટે મારાથીય મોટા મૂર્ખસમ્રાટ તો તમે જ !"

રાજા શુ બોલે ? તો આપણેય કયા કશુ બોલી શકીએ તેમ છીએ ? મૃત્યુ પછીની મહા યાત્રાની વાત છોડો. આ ધરતી ઉપરની આજની ને આવતી કાલની જીવનયાત્રાનું શુ ? આવતી કાલ સુધી કયા જોવા જઈએ-આવતું ડગ કઇ દિશામા મૂકાશે એનાથી જ અણુજાણ છીએ ત્યા ! બલ્કે હુ તો ત્યાં સુધી કહુ કે જે ડગ ભર્યું છે એ નક્કર ભૂમિકા ઉપર છે કે સરી જતી રેતી ઉપર એની પણ આપણને ખબર છે ખરી ?

એક પેટ્રોલકંપની એક સરસ જાહેર-ખબર આપે છે એક સરસચિત્ર સરસ મજાનો માફો, ધારીલા શિંગડિયોવાળા હૃષ્ટપુષ્ટ બળદો જોડ્યા છે, આભલાંભરેલી ઝૂલ ઝગમગી રહી છે, ત્રણેક ટાબરિયાંને લઇને માડી માફામા બેઠી છે, ઘરનો મોભ ધૂસરીએ બેસીને બળદોને સાબદા કરી રહ્યો છે મજાનું ચિત્ર એની નીચે લખ્યુ હોય છે 'બધા જ તૈયાર છે, પણ જવુ કયા ?'

કાશ ! આવા સાદા ચિત્રમાથી આપણી સમજણ ઝબકારાવે આપણને ય પ્રશ્ન થાય કે 'હુ ય તૈયાર છુ પણ મારે જવાનું છે કયા ? ને કયા જઇ રહ્યો છુ ? મૃત્યુ પછીના જીવનની વાત છોડો. એ વાત મહત્ત્વની નથી એમ નહી પણ જે જીવનને નથી સમજી શકતો એ મૃત્યુને ને એની પેલી પારના જીવનને શી રીતે સમજી શકશે ? વાત મહત્ત્વની નહીં, અસ્તિત્વની છે

આ પળે જેનુ અસ્તિત્વ છે એની વાત કરીએ, છેવટ આવતી કાલ કે આવતી સાલની વાત કરીએ મૃત્યુના કિનારા લગી મીટ માડીએ, જોઇએ તો ! પણ દષ્ટિને ખોટી ખેચીને પરેશાન શુ કામ થઈએ ?

જીવનની નૌકા મૃત્યુના કિનારે તો પહોચે છે જ, આપણે હલેસા મારીએ કે નહી, સુકાન સભાળીએ કે નહી અધવચ્ચેનો રસ્તો આપણે કેવી રીતે તય કરીએ છીએ, કઇ ભમરીઓ ટાળીએ છીએ, કયા ખડકોથી છેટા રહીએ છીએ. કઇ દીવાદાંડીના તેજ આપણે માર્ગદર્શકરૂપે સ્વી કારીએ છીએ ને અધવચ્ચેના કયા દ્વીપના કયા બદરે આપણે નાગરવા માગીએ છીએ આ બધી વાતો વધારે મહત્વની છે.

ગતિને દિશા મળે ત્યારે એ પ્રગતિ બને. જિંદગીને પ્રગતિ મળે ત્યારે એ સાર્થક બને એ પ્રગતિ આયોજિત હોય ત્યારે એની મસ્તી ઔર જામે

એવી મસ્તી માણનારા માણીગર ધરતી ઉપર બહુ ઓછા છે.

આપણે એમાથી એક બની રહીશું ?

*

# છોટે ગાંધી

ઈન્દુભાઇ દવે

દિનુ હતો બ્રાહ્મણનો દીકરો આળસુ નહિ જુઠ્ઠો પણ નહિ ભણવેગણવે હોશિયાર રમવા કૂદવામાં ચાલાક સવારે વહેલા ઊઠી વાચવાની દિનુને સુટેવ નિશાળનું વાચે અને બીજું બહારનું પણ વાચે સારુ પુસ્તક ભાળે અને તેનો આત્મા આનંદી ઊઠે

એમ એક દિવસ દિનુ સવારે વાચતો હતો ગ્રામસેવક શ્રી જુગતરામભાઈ દવેનુ ગાંધીજી" નામનુ પુસ્તક વાચવામા લીન હતો ત્યા ' ધબાક " કરતો અવાજ આવ્યો અને દિનુના વાંચનમા ભંગાણ પડયુ અવાજ એવો મર્મભેદક હતો કે દિનુથી તેનુ વાચન ચાલુ રાખી શકાયુ નહિ અવાજની દિશામા જઇને જોયુ તો રસ્તા પ્રર એક બાઇ પડી હતી માથામાથી લોહી નીકળતુ હતુ અને લોહીનુ ખાબોચિયુ ભરાયુ હતું માખીઓ બણબણ કરતી હતી

સામેથી કરીમભાઈ દોડી આવ્યા પેલી ચંપા અને તેની મામી પણ આવ્યા પડોશનો દુકાનદાર નથ્થુ દૂરથી આવતો દેખાયો એક પછી એક બધા ભેગા થવા લાગ્યા દિનુ પણ વખતસર ત્યા જઇ પહોચ્યો દિનુ દશ્ય જોઇને દિગ્મૂઢ બની ગયો તેના મનમા વિચારોની પરંપરા બેઠી થવા લાગી

' બધા આવ્યા તો ખરા પણ અંદરો અંદર વાતો કેમ કરે છે? પણ શુ કામ તેને કોઇ બેઠી નથી કરતા ? શુ કામ કોઇ તેનો ઘા નથી ધોતુ ? શુ કામ તેને કોઇ દવાખાને નથી લઈ જતુ ?"

દિનુની પ્રશ્નમાળા આમ ચાલ્યા કરી સૌ વાતો કરતા હતા કે, " આ બાઈ ભંગિયણ છે. પહેલે માળેથી વાળતા વાળતા નીચે પડી ગઇ છે " હવે દિનુ પરિસ્થિતિ કળી ગયો દૂર ઊભા ઊભા બધા બાઇને જોઇ રહ્યા છે કોઇ નજીક ઢુકતુ નથી તેનુ કારણ દિનુ બરાબર જાણી ગયો

દિનુને જુગતરામ દવેનુ હમણા વાચતો હતો તે ' ગાધીજી ' નામનુ પુસ્તક યાદ આવ્યુ ગાધીજીએ હરિજનો માટે જેટલુ જેટલુ સહન કર્યુ હતુ, તે બધુ યાદ આવ્યુ

ભંગી આપણા ભાઇઓ છે તેઓ પણ હિંદવાસીઓ છે આપણા ગામને સાફ કરે છે ભંગી પ્રભુનુ ભજન પણ ગાય છે છતા તેને આપણે અડીએ પણ નહિ ? મદદ પણ કરીએ નહિ ? બિચારા ગરીબ ગાય જેવા છે ગામના માણસો તેમને કેટલા હેરાન કરે છે ? દિનુની વિચાર પરંપરા ચાલુ રહી

અને દિનુ જઇ પહોચ્યો ભંગીબાઇ પાસે તેને અડકયો ભંગિયણનુ માથુ ખોળામા મૂકી તેના સાડલાથી માથાના ઘા લૂછવા લાગ્યો અને બાજુના ઊભેલાએ શોર બકોર મચાવી મૂકયો સૌ દિનુને ગાળો ભાડવા લાગ્યા ચિચિયારીઓ અને કોલાહલ કરવા લાગ્યા

અને ઘોઘાટ સાભળી દિનુના બાપુજી ઘરની બહાર દોડી આવ્યા ખભે મેલી અને પીળી જનોઈ ઢીચણ સુધીનુ લંગોટી ભર ગંધાતું પંચિયુ ખુલ્લા શરીરે હાથ આમ તેમ ઉલાળતા બાપુજી આવી પહોચ્યા પણ જ્યારે જોયુ કે તેમનો દીકરો દિનુ ભંગી બાઈ પાસે બેસી માથાના ઘા લૂછી રહ્યો છે ત્યારે તેમના ગુસ્સાનો પાર રહ્યો નહિ હજુ પણ પ્રેક્ષક વર્ગ કોલાહલ કરી રહ્યો છે બસ, દિનુના બ્રાહ્મણ–બાપુજીથી આ જોઈ શકાયુ

નહિ. બધાને ખસેડી દિનુ પાસે ગયા તેને પકડયો, એંચ્યો અને ઘર તરફ ઘસડયો... ત્યારે દિનુ ચોધાર આંસુએ રડતો હતો.

દિનુને ઘરમાં લઈ જઇ તેના બાપુજીએ ખૂબ ગાળો દીધી ગડદા પાટુ માર્યા. અને મન ફાવે ત્યાં લપડાક પણ લગાવી દીધી. માર મારીને દિનુને અધમૂઓ કરી નાખવામાં આવ્યો. કારણ કે તેણે એક હરિજન બાઈની સારવાર કરી હતી.

દિનુ માંદો પડયો શરીરના અંગો સૂજી ગયા. પથારીવશ રહ્યો બીજી બાજુ પેલી ભંગીઅણનું શું બન્યુ ? તેના કોઇ ઓળખીતાએ સિવિલ ઇસ્પિતાલમા અકસ્માતના ખબર આપ્યા. એમ્બ્યુલન્સ કાર આવી તેને લઇ ગઈ, અઠવાડિયાની સારવાર પછી તે થોડી હરતી ફરતી થઈ. ત્યાં તેણે જાણ્યું કે તે ઘવાય હતી ત્યારે એક બ્રાહ્મણનો દીકરો તેની સારવાર કરતો હતો અને તેના પિતાએ તેને ખૂબ માર્યો છે. ભંગીઅણનું માતૃહૃદય પીગળી ઊઠયું. દિનુને મળવાની તેની ઇચ્છા ઉત્કટ થઈ. સગાંઓને લઈને ઇસ્પિતાલથી દિનુના ઘરે આવી પણ ઘરના દરવાજે પહોંચે તે પહેલાં જ દરવાજામાંથી દિનુનુ શબ બહાર નીકળી રહ્યું હતુ. દિનુ સખત માંદગી ભોગવી છેવટે સ્વર્ગમાં સિધાવ્યો હતો, તેને મૂઢમાર મારનાર બાપુજી પણ ચોધાર આંસુએ રડી રહ્યા છે. તેની માતા તો પછડાટ ખાઇને માથુ ફૂટી રહી છે. વાતાવરણ સ્થગિત છે. કરુણાનો ઘેરો સાકોટો છવાઈ ગયો છે.

એકને જીવતદાન મળ્યું. બીજાને અમરપદ મળ્યુ. ભંગીબાઇ જીવતી થઇ. દિનુ અમર થયો.

ભંગીઅણ બાઇની આંખમાંથી બે ઊના આંસુ ટપકયા. જે ધરતીએ એ આંસુ ઝીલ્યાં તે ધરતી આજે પણ કરુણતા ભરી મીટ માંડી બેઠી હશે.

*

હજરત ઈમામ મુરશિદ બિન ગઝાલી ન્યાયપ્રિય અને દયાવાન હતા તેમની લોકપ્રિયતા આધારે દેશમા હતી તેમનામા સૌથી વિશેષ ગુણ વિનમ્રતાનો હતો.

એકવાર એમનો એક મુખ્ય વઝીર એમની સાથે એકાંતમાં બેઠો હતો બન્ને વચ્ચે રાજ્યના કારભાર વિશેની વાતચીત ચાલી રાજ્યકારભારની વાત પૂરી થઈ

વઝીરે હઝરત ઈમામને પૂછયુ: ઘણા દિવસથી આપને એક વાત પૂછવાની ઈચ્છા થાય છે કોઈક દિવસ એકાત મળે તો આપને એ વાત હુ પૂછીશ એમ મે વિચાર કર્યો હતો આજે એવુ એકાત મળ્યુ છે જો આપને કશો વાધો ન હોય તો અત્યારે એ વાત આપને હુ પૂછવા માગુ છુ,'

'મને કશો વધો નથી તમે ગમે તે વાત મને પૂછી શકો છો.'

વઝીરે અદબપૂર્વક પૂછયું. આપની યોગ્યતા અજોડ છે આવી યોગ્યતા આપે કેવી રીતે પ્રાપ્ત કરી એ જાણવાની મને ખૂબ ઇંતેજારી છે.'

'ઘણા લોકો મને આ પ્રશ્ન પૂછે છે. એ લોકોને હુ એક જ જવાબ આપુ છુ '

'કયો જવાબ આપ એ લોકોને આપો છો ?'

બિન ગઝાલી બોલ્યા 'મને જે વાત ન સમજાય તે વાત તે વિષયના જાણકાર પાસેથી હું શીખી લઉ છુ તે માણસ મારા કરતાં વયમા કે ધનમાં ઊતરતો હોય તો પણ તેને મારા ગુરુ તરીકે લેખીને તેની પાસેથી એક વિદ્યાર્થીની જેમ વિદ્યાગ્રહણ કરુ છુ, તેમાં મને લેશમાત્ર શરમ લાગતી નથી.

'માણસને કોઈ રોગ થયો હોય અને એ વૈદને પોતાની નાડી બતાવતા શરમ અનુભવતો નથી, એવુ આ બાબતમા મારુ છે જે વાત આપણે જાણતા ન હોઈએ એ બીજાને પૂછવામા શરમ કે આળસ રાખવી જોઈએ નહી

# કોની બડાઇ ?

નીલા ગાંધી

એક વાર અયોધ્યા નગરીના અંતઃપુરમાં શ્રીરામનાં માતુશ્રી કૌશલ્યાજી, અગત્સ્ય મુનિનાં માતુશ્રી અને પવનપુત્ર હનુમાનજીનાં માતુશ્રી અંજનીદેવી બેઠાં છે. ત્રણે માતાઓ વાતે ચડયાં છે. વાતમાંથી વાત નીકળતાં સૌ પોતપોતાનાં બાળકોનાં ગુણગાન ગાવા લાગ્યાં.

કૌશલ્યાજી સૌથી પ્રથમ બોલ્યાં, "જુઓ તો ખરાં, મારો રામ તો કેવો જબરો છે। એણે સમુદ્રમાં પથ્થર તરતા મૂકીને પુલ બાંધ્યો અને એ પુલ પરથી આખી વાનરસેના લંકા ઉપર ચડાઇ કરવા ગઈ."

એક માતા જ્યારે પોતાના બાળકનાં વખાણ કરે ત્યારે બીજી માતાઓને પણ પોતાના બાળકનાં ગુણગાન ગાવાનો પોરસ ચડે છે.

કૌશલ્યાજીની વાત સાંભળીને અગત્સ્ય મુનિનાં માતા કહે, " તમારા રામે તો સમુદ્ર ઉપર પથ્થર તરતા રાખ્યા એ તો હવે ઠીક છે, પણ મારો અગત્સ્ય તો કેવો જબરો કે એણે એક ઘુંટડે આખા સમુદ્રનું પાન કર્યું "

હવે અંજનીદેવી શેનાં ચૂપ રહે ? તેનો પુત્ર કંઇ થોડો જ કોઈનાથી ગાંજ્યો જાય એવો હતો ? અંજનીદેવી બોલ્યાં, એ તો બધું હવે ઠીક. રામે પથ્થર તરતા મૂક્યા અને અગત્સ્યે સમુદ્રપાન કર્યું પણ ખરી શૂરવીરતા તો મારા હનુમાનની. તેણે એક જ કૂદકે આખો સમુદ્ર પાર કર્યો."

વાત વાદે ચડી. એક કહે મારો પુત્ર જબરો તો બીજા કહે મારો. છેવટે એવો નિર્ણય થયો કે ત્રણે પુત્રોને બોલાવીને ન્યાય કરાવવો.

થોડી વારમાં શ્રીરામ, અગત્સ્ય મુનિ અને હનુમાનજી માતાઓની આજ્ઞાથી ત્યાં આવી પહોંચ્યા.

રામે આશ્ચર્ય પામી પૂછ્યું, " મા, અમારી તમને શી જરૂર પડી ? કહો શી આજ્ઞા છે ?"

કૌશલ્યાજીએ બધી વાત કહી સંભળાવી અને ન્યાય કરવા કહ્યું.

રામ તો વિચારમાં પડી ગયા. આનો ન્યાય શી રીતે કરવો ? તેમણે અગત્સ્ય મુનિને ન્યાય આપવા વિનંતી કરી. એટલે અગત્સ્ય મુનિ પણ મૂંઝાઈ ગયા.

છેવટે હનુમાનજીને ન્યાય આપવા આજ્ઞા કરી. પ્રભુની આજ્ઞા અને વડીલની આજ્ઞા શી રીતે ઉથાપી શકાય ?

તેઓ તો રામના પરમભક્ત. રામનું રટણ જેના હૃદયમાં દિનરાત ગુંજ્યા કરતું હતું એવા હનુમાનજી બોલ્યા, " સાંભળો, આમાં કોઇની બડાઇ નથી. નથી રામની, નથી અગત્સ્યની કે નથી મારી. બડાઇ તો છે કેવળ 'રામનામ'ની. પુલ બાંધવા માટે પથ્થર તો બધાએ તરતા મૂક્યા પણ બધા જ પથ્થર ડૂબી ગયા. પરંતુ જ્યારે એક પથ્થર ઉપર 'રા' અને બીજા ઉપર 'મ' લખીને જેવા તરતા મૂકયા કે તરત જ તે પથ્થર જોડાઈ જોડાઈને પુલ બંધાઇ ગયો. અગત્સ્ય મુનિએ જ્યારે સમુદ્રમાંથી પહેલી અંજલિ લીધી ત્યારે તેઓ 'રા' બોલ્યા અને 'મ' કહેતા આખો સમુદ્ર પી ગયા. અને હું 'રા' કહીને જેવો કુદ્યો કે તરત જ 'મ'નો ઉચ્ચાર પૂરો થતાં જ લંકા પહોંચી ગયો. ત્યારે હવે કહો માતાજી, આમાં કોની બડાઈ ? રામની, અગત્યની, મારી કે પછી મારા પ્યારા રામનામની ?




મારે મારા કામને અંગે શ્રીમંત, ગરીબ વિદ્વાન, અભણ એમ અનેક વર્ગનાં કુટુંબોમાં મુકામ કરવાનો પ્રસંગ આવે છે. તે રીતે એક વાર હું એક કરોડપતિને ત્યાં ગયો હતો. લોકોની દૃષ્ટિએ તો તે દરેક પ્રકારે સુખી હતા, પણ તેમના કહેવા પ્રમાણે એ મહા દુઃખી હતા. તેમણે કહ્યું 'મને ખાતરી થઈ ગઈ છે કે થોડાં વર્ષોમાં દુનિયામાં સૌ સરખા થઈ જવાના છે. મારી આટલી મિલકત જશે ત્યારે અમારી શી દશા થશે એ વિચારથી મને દુઃખ થાય છે.' આમ પૈસાનું સુખ હોવા છતાં એ ભાઈનું લોહી બળી રહ્યું હતું, કારણ કે તેને પાયાની કેળવણી મળી નહોતી. બીજા એક મિત્ર મને કહે, 'હું આ કાળા બજારિયાને ખૂબ જ ધિક્કારું છું. કાળા બજારથી કોઈ ચીજ હું લેતો નથી. એક માત્ર ન છૂટકે મારે ખાંડ કાળા બજારમાંથી લેવી પડે છે, કારણ કે રેશનમાં ફક્ત દોઢ શેર જ ખાંડ મળે છે, અને મારે છ શેર ખાંડ વગર ચામાં પૂરું થતું નથી!' મને થયું કે આ માણસ એક ખાંડ અને ચા જેવી ચીજ પાસે થથરી જાય છે એનું એક જ કારણ છે કે તેને બુનિયાદી શિક્ષણ મળ્યું નથી. જેલમાં મેં મોટા મજબૂત માણસો જોયા છે કે જેઓ ખૂનો અને ધાડો જેવાં પરાક્રમો કરીને જેલમાં આવ્યા હતા. પણ એક તુચ્છ બીડીનું ઠૂંઠું મેળવવા ખાતર તે કેટલા બધા દીન બની જતા હતા તે જોઈ હું આશ્ચર્ય પામતો હતો, અને મનમાં કહેતો હતો કે જો એને નઈ તાલીમનું શિક્ષણ મળ્યું હોત તો તેની આવી દીન દશા ન હોત. એક વાર હું એક સુખી ઘરના મિત્રને ત્યાં ઊતર્યો હતો. તેમનાં છોકરાં મારા ઉપર પ્રેમ રાખે છે. હું એમને વાર્તા કહેતો હતો. એવામાં બહાર રસ્તામાં બરફ વેચનાર લારીવાળાની ઘંટડી વાગી. મારી વાર્તા પડી રહી અને છોકરાંઓ તરત લારી પર તૂટી પડ્યાં અને પૈસા ખર્ચી, ભૂખ નહોતી છતાં, નકામી વસ્તુ ખાવા વળગ્યા. એમને નઈ તાલીમનું ભણતર મળ્યું હોત તો આવું ન થાત. આ બધા નઈ તાલીમ ન લીધેલાના દાખલાઓ છે.

આપણે અંગ્રેજો પાસેથી સ્વરાજ તો લીધું, પણ ખરું સ્વરાજ તો 'સ્વ' એટલે પોતાની જાત ઉપરનું રાજ્ય છે. આપણા શરીર ઉપર, મન ઉપર અને સર્વ ઇન્દ્રિયો ઉપર રાજ્ય કરીએ ત્યારે જ સાચું સ્વરાજ્ય મળ્યું કહેવાય.

એક પ્રસિદ્ધ વૈદરાજનો પ્રસંગ મને એક મિત્રે કહ્યો હતો. વૈદરાજ એક ગામડે

જઈ ગડયા હતા. તેમને આવેલા જાણી એક પતનો રોગી એમને શરણે ગયો. વૈદરાજે તેને ગળો અને દિવેલનો ઇલાજ સૂચવ્યો. અને કરીમા મીઠું પણ નાખ્યા વિનાના મગ ખાવાનું કહ્યું ઇશ્વરકૃપાથી દરદીનો રોગ મટ્યો. નવ-દસ વર્ષે વૈદરાજને તે ગામે ફરી આવવાનુ થયુ. તેમણે પેલા રોગીની ભાળ કાઢી. તેની પત પાચ-છ વર્ષથી મટી ગઇ હતી. તે જોઇ વૈદરાજ રાજી થયા. પેલાએ પચીસ રૂપિયા વૈદને ચરણે ધરીને પૂછ્યુ, 'હવે મારે ગળો અને મોળા મગ ખાવાનું ચાલુ રાખવુ કે કેમ?' વૈદ તેની સામે આશ્ચર્યચકિત થઇને જોઇ રહ્યા પોતે તરત ખીસા માથી સામા પચીસ રૂપિયા ઉમેરી તેને પચાસ રૂપિયા આપ્યા અને નમસ્કાર કર્યા કહ્યુ: 'શુ હજુ મારી કહેલી કરી તે ચાલુ રાખી? તું જ મારો સાચો ગુરુ-સાચો ધન્વતરિ છે, કારણ કે તેં આટલી બધી શ્રદ્ધાથી પ્રયોગ કરીને આ પતના ઉપચારને સિદ્ધ કરી બતાવ્યો છે. પતનો ઉપાય હું ગુરુ પાસેથી ભણ્યો હતો, પણ મેં તેનો પ્રત્યક્ષ અનુભવ કર્યો નહોતો. મારા ગુરુએ પણ તે પુસ્તકમાંથી જાણ્યો હતો તેમને પણ અનુભવસિદ્ધ જ્ઞાન નહોતું. તેં આજે મને અનુભવસિદ્ધ જ્ઞાન આપ્યું છે. તેથી તું જ મારો સાચો ગુરુ છે, અને નમસ્કારને યોગ્ય છે. આ પૈસા લે અને જેવી શ્રદ્ધાથી મોળા મગ આટલા વર્ષ ખાધા તેવી શ્રદ્ધાથી હવેથી રોજ ચૂરમું ખાજે.' આવા શ્રદ્ધાળુ શિષ્યો હોય અને એ વૈદરાજ જેવા શિષ્યવત્સલ ગુરુ હોય ત્યારે સાચી વિદ્યા પ્રગટ થાય છે આવા શિક્ષકો આજે વિરલ થઈ પડયા છે.

મારા પિતાજી એક શિક્ષક હતા. બહુ ભણેલા નહોતા, પણ પોતાના વિદ્યાર્થીઓની સેવા કરતા વિદ્યાર્થીઓ તેમના પ્રત્યે બહુ જ આદર રાખતા હું જોતો કે તેમના હાથ નીચે કેળવાયેલા લોકો મોટા થયા પછી અને મોટા મોટા નોકરી ધંધે લાગ્યા પછી પણ તેમને ક્યારેક મળતા તો માનથી નમસ્કાર કરતા.

—રવિશંકર મહારાજ

*

સેવા વિના ભક્તિ ન થાય. કોઈ કહે છે, સેવા અમુક જ સ્થિતિમા થાય, કોઈ કહે છે કે અમુક અભ્યાસ કરીએ તો જ સેવા થાય આ બધી ભ્રમણા છે ગમે તે સ્થિતિમા રહેવા છતાં માણસ સેવા કરી શકે છે. આપણી પાસે જે બધા શક્તિ હોય તે બધી કૃષ્ણાર્પણ કરીએ એટલે આપણને પૂરા દોકડા મળે. જેની શક્તિ કરોડ આપવાની હોય અને જે અર્ધો કરોડ આપે તેને પચાસ દોકડાથી વધારે નહી મળે. એટલે તમે ના બેડેની બહેનો (પૂ. બાની સાથે જેલમા રહેતી બહેનો) તમારા સંબંધમા આવતી બહેનો અથવા અમલદારો સાથે યોગ્ય રીતે વર્તો તો તમે સેવા ધર્મ સાચવ્યો. અમલદારો જોડે સેવભાવથી વર્તવુ એટલે તેનું કઇ ખરાબ ન ઈચ્છવુ તેની સાથે વિનય વાપરવો, તેને છેતરવા નહિ, નિયમોનુ પાલન કરવુ તેમ જ તમારા પ્રસંગમા આવતી, ગુનાને સારુ સજા ભોગવતી બહેન પ્રત્યે સગી બહેન જેવુ વર્તન રાખો. તેની ઉપર તમારા પ્રેમની છાપ પાડો, તે તમારી પવિત્રતાને ઓળખે એ પણ સેવાધર્મનું પાલન ગણાય બનેમા હેતુ સાફ હોવો જોઇએ. સ્વાર્થબુદ્ધિ કે ડરના માર્યા સાફ વર્તન રખાય એ સેવા નહી ગણાય એક માણસ સ્વાર્થ સાધવા કામ કરે છે ને બીજો પરમાર્થ દૃષ્ટિએ કરે છે એમ આપણે ઘણીવાર જોઇએ છીએ. જ્યા ઇશ્વરાર્પણ છે ત્યા સ્વાર્થને સ્થાન જ નથી. આમ સેવા કરનાર રોજ પોતાની શક્તિમા વધારો કરે છે, એમ જે સેવાપરાયણ રહે છે તેના હસવામા, રમવામાં, બોલવામા, ખાવાપીવામા પણ સેવાભાવભર્યો હોય છે, એટલે તેના બધા કાર્યોમાં નિર્દોષતા હશે. આવા ભક્તોને ઇશ્વરે બધી શક્તિયો આપી હોય છે.

—ગાંધીજી

આરામની લાગણી થાય છે, પણ તે લાગણી એ કળાનો આનંદ નથી, આવી દલીલો વિષયનું હાર્દ સમજવામાં ખૂબ મદદરૂપ બને છે. ' નાટકમાં રસ અને ક્રિયા ' દ્વારા, નાટકમાં હલનચલન અને આંગિક અભિનય ઉપરાંત રસનિષ્પત્તિ પણ નાટકનું અંતિમ લક્ષ્ય હોવાનું લેખક સિદ્ધ કરી બતાવે છે. 'જીવનના વૈભવમાં કળાનો મહેલ'મા કળા વિષેના કાકા કાલેલકરના 'જીવનનો આનંદ'માં વ્યકત થતી વિચારધારાને ચર્ચી છે. 'મેઘાણીની વિવેચન પ્રવૃત્તિ'માં શ્રી મેઘાણીના 'પરિભ્રમણ' ગ્રંથોને નજર સમક્ષ રાખી નવુ અને મૌલિક મૂલ્યાંકન કર્યું છે. "મેઘાણીના સાહિત્ય મૂલ્યાંકનના ધોરણો કયાં છે? એક ધોરણ છે ' સચ્ચાઈ. સચ્ચાઈના આ આગ્રહને કારણે જ મેઘાણી સાહિત્ય પરના કોઈ બહારના આક્રમણો સહી શકતા નથી—પ્રગતિવાદનુ પણ નહિ ને ! જીવન વિષેના કોઈ ચોકકસ ખ્યાલો સાહિત્ય પર લાદવાની પ્રવૃત્તિને મેઘાણી નવી બેડીઓ અને નવું પુરોહિતપણુ ગણાવે છે" નવલકથાની શૈલી આજે બદલાતી જાય છે—ઘટનાબાહુલ્યનુ સ્થાન સ્વરૂપવિધાન લે છે. આ ચર્ચા 'ગુજરાતી નવલકથા વિષે વિચાર વિમર્શ'મા વિસ્તારથી અને ઉદાહરણ સાથે કરી છે. 'ચોપનનું ચરિત્રસાહિત્ય'માં ચંદ્રવદન અને દાદા માવળંકરની આત્મકથાનુ વિવરણ, ઉપરાત તદ્વિષયક તત્કાલીન પ્રકાશનોને આવરી લેતું દિગ્દર્શન બન્યુ છે. આ સંગ્રહનો સૌથી સુંદર લેખ તો 'પ્રેમાનંદ-તત્કાલે અને આજે' છે પ્રેમાનંદ વિષેના કઇંક પ્રચલિત ખ્યાલોનું ખંડન કરી જે મૌલિકતાભર્યા વિધાનો શ્રી કોઠારીએ રજૂ કર્યા છે તે સઘળા તર્કબદ્ધ હોવાથી વિરુદ્ધમાં ભાગ્યે જ કાંઈ દલીલ કરવાને અવકાશ રહેવા દીધા છે ' પ્રેમાનંદ સૌથી સુંદર માછનુ પણ એ તળાવનું જ" જેવા સુંદર વાક્યોથી લેખકે પ્રેમાનંદની મર્યાદા આંકી બતાવી છે, અને પરંપરાનો લાભ તેને કેવો મળ્યો છે તેના કુટીરંધ દષ્ટાન્તો રજૂ કર્યા છે. કવિકાન્તના પદ્યવિષે થોકબંધ લખાયું છે પણ શ્રી કોઠારીએ 'કાન્તનું ગદ્ય'-માં અજાણી દિશાઓ ઉઘાડી આપી છે અને કાન્તના ગદ્યની ખૂબીઓ ઉપર પ્રકાશ પાથર્યો છે. તદુપરાંત કાન્તના ગદ્યનું એક સંપૂર્ણ પરિશિષ્ટ પણ આપ્યુ છે, આ ઉપરાત કાન્ત વિષેના બીજા બે લેખોમાં એક છે 'વિશિષ્ટ અને વિરલકૃતિ' જેમાં મણિલાલના સિદ્ધાન્તસારનું પત્રોદ્વારા કરેલું અવલોકન ફિલમૂફ કાન્તને આપણી સમક્ષ રજૂ કરે છે. 'વસંતવિજય' ઉપરનો લેખ તે કાવ્યમાંથી રજૂ થતી જીવન દૃષ્ટિઓ ઉપર વેધક પ્રકાશ પાડે છે. 'સરસ્વતીચંદ્રનું એક પ્રકરણ'મા ચોથા ભાગના છઠ્ઠા પ્રકરણ (સરસ્વતીચંદ્રની અશ્રુધારા) માં રજૂ થતી સમાજમીમાંસાનું પૃથકકરણ રજૂ થયુ છે જેમાં સંયુકત કુટુંબ પદ્ધતિના લાભાલાભો ઉપરાત વિભકત પ્રણાલીના મુદ્દાઓ ચર્ચવામાં આવ્યા છે ફાગુઓને લગતો, મધ્યકાલીન જૈન સાહિત્યનો કાવ્યકળા વિષયક લેખ અપ્રખ્યાત કવિ જયવંતસૂરિને પ્રકાશમાં લાવે છે

'ઉપક્રમ' શબ્દ લેખકને બહુપ્રિય હોય તેમ દરેક પ્રકરણમા તેના ફરી ફરીને થતા ઉપયોગથી લાગે છે. પુસ્તકના નામકરણ વિધિમા પણ એ જ શબ્દે તેમની કલ્પનાને જકડી રાખી છે શ્રી સુરેશ જોશીની સરખામણીમા, જયંત કોઠારી વિદ્વત્તા અને પંડિતાઈનો ભાર વિવેચનમા નિવારી શકે છે અને તેને બદલે સ્વાદુ પ્રસન્નતા આણી શકે છે ઉપોદ્ઘાતમાં શ્રી ઉપેન્દ્ર પંડયાએ યોગ્ય કહ્યું છે "પણ એકંદરે 'ઉપક્રમ'ની જે છાપ ચિત્ત પર અંકાય છે તે સંનિષ્ઠ ઋજુહૃદયી આલોચકના સમતોલને ને સંગીન સાત્ત્વિક વિવેચનની છે એટલા માટે જ એના લેખક આપણા સૌના અભિનંદન અને આવકારને પાત્ર છે."

*

એક ગામમાં ગાંધીજીએ ખાદીભંડારનું ઉદ્ઘાટન કર્યું . ગાંધીજી ભાષણ કરશે એમ માની પુષ્કળ લોકો એકઠા થયા, પણ ગાંધીજી તો એક ભાષણનો શબ્દ બોલ્યા વિના ખાદી વેચાણના થડા પર બેસી ગયા ખાદીના બીલ બનાવી એના પર મો. ક. ગાંધી એવી સહી કરીને પટાપટ ખાદી વેચવા લાગ્યા ને લોકો તો ગાંડા બની ખાદી અને ગાંધીજીના હસ્તાક્ષર મેળવવા પડાપડી કરવા લાગ્યા. થોડીવારમાં અર્ધો ખાદીભંડાર સાફ !

એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જ્યોત ઘર આખામા અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયા બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાથી મોટી રકમ બનીને રાષ્ટ્રના ઉપયોગી કાર્યોમા મદદરૂપ થાય છે



# નાની બચત

નાનેરા પ્રયાણનુ મોટેરુ પરિણામ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

# વૈષ્ણવજન

વર્ષ : ૮ ] સપ્ટેમ્બર – ૧૯૬૯ [ અંક : ૬


## અનુક્રમણિકા






### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને જણાવવું અંક સિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઇ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામ આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ.

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ



શારા જન્મી ત્યારે એનું વજન ખૂબ જ ઓછું હતું એને અપાતો બીજો બાળઆહાર બંધ કરીને એને અમૂલસ્પ્રે પર રાખવામાં આવી

# હવે જુઓ એની તબીયત!

૧૫ મહિનાની શારાના પિતા શ્રી સાયરસ મજદર કહે છે કે "અમૂલસ્પ્રે આપવાનું શરૂ કર્યા પછી શારાનું વજન ઝડપભેર વધવા લાગ્યું છે અને એનો શારીરિક વિકાસ પણ અદ્દભુત રહ્યો છે"



તમારા બાળકનો વિકાસ પહેલા વર્ષ દરમ્યાન ખૂબ ઝડપથી થાય છે—અને એ સમયમાં એનું વજન એના જન્મ સમયના વજન કરતાં ત્રણગણું વધી જવું જોઈએ તમારા બાળકના વિકાસમાં સહાય કરતું અધિક પ્રોટીન અમૂલસ્પ્રેમાં છે શું એરા એ મા બજારઆહારો માટે વપરાતી વધુ સારી સ્પ્રે ડ્રાઈંગ પ્રક્રિયાથી આ આહાર બનાવાય છે સ્પ્રે ડ્રાઈંગ વડે દૂધ બીજી પ્રક્રિયાની સરખામણીમાં અતિ અ પ ઉષ્મા મ ન માવ ત પામે છે પરિણામ આહારોમાં પ્રોટીનના ગુણો સારી રીતે જળવાઈ રહે છે અમૂલસ્પ્રે એક આદર્શ સમતોલ આહાર છે વિટામીન કાર્બોહાઈડ્રેટ અને ખનિજતત્ત્વોથી સભર છે—

એમ જ કહોને કે તમારા બાળકના ઝડપી અને સ્વાસ્થ્યકારી વિકાસ માટે જરૂરી બધા જ ગુણો વડે એ સંપન્ન છે

બાળકના જન્મના પહેલા અઠવાડિયાથી જ હજારો માતાઓ અને પોતાના દૂધ અથવા અનુપૂરકઆહારની બદલીમાં અમૂલસ્પ્રે આપે છે એટલે જ તો અના વેચાણની શરૂઆતના કેવળ બે વર્ષમાં જ અમૂલસ્પ્રે ભારતનો સૌથી વધુ વેચાણ ધરાવતો બાળઆહાર છે

## અમૂલસ્પ્રે

માના દૂધની બદલીમાં ઉત્કૃષ્ટ વૈકલ્પિક આહાર.





## એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જયોત ઘર આખામાં અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક
રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી
બચતમાથી મોટી રકમ બનીને રાષ્ટ્રનાં
ઉપયોગી કાર્યોમા મદદરૂપ થાય છે



# નાની બચત

નાનેરા પ્રયાસોનુ મોટેરૂ પરિણામ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

# મુકંદ

<u>મોટાં</u>, ભારે, વિષમ સ્ટીલ કાસ્ટિંગ્સ માટે...




મુકંદ આયર્ન ઍન્ડ સ્ટીલ વર્ક્સ લિમિટેડ, કુર્લા, મુંબઈ ૭૦ એએસ

# સુખનું રસાયણ

હમણાં એક સાધકને મળવાનું થયું. એમના ચહેરા ઉપર જે શાંતિ અને સ્વસ્થતા હતી એ જોઈને પુલકિત થઈ જવાયું એમનું આખું અસ્તિત્વ જાણે એક આનંદ સાગરમાં ઝબોળાયું હોય એવું લાગતું. હતું. મારી સહજ રીત મુજબ મેં એમને આ ચિરંતર મુદ્દાનું રહસ્ય પૂછ્યું. એમણે જવાબ આપ્યો :



"આ આનંદ માધુરી મને એકાદ વર્ષથી જ લાધી છે. એ પહેલા આડત્રીસ વર્ષ સુધી હું સાચા સુખની શોધમાં ભટકતો રહેલો. બારેક વર્ષની વયે સુખની બાબતમાં સભાન થયો ત્યારે મને લાગેલું કે તદુરસ્ત શરીરમાં સુખ છે. ત્રણ વર્ષમા તો શરીર મલ્લ જેવું બન્યુ. પણ પછી કામના ઝુમલા સતાવવા માંડ્યા. અઢાર વર્ષે લગ્ન કર્યું પણ સાચા સુખનો સ્પર્શ ન જ થયો. પછી જ્ઞાનમાં સુખ લાગતાં ખૂબ વાચવાં માંડ્યુ પણ એનો છેડો ક્યાં ? વેપાર આદરીને પૈસા કમાયો પણ સુખ તો ન જ મળ્યું. ત્યાં ગીતાના એક શ્લોકાર્ધે બધા પરદા હટાવી નાખ્યા : अशान्तस्य कुतः सुखम्। અશાંતને વળી સુખ ક્યાંથી ? એ વાક્ય મારા માટે સુખનું રસાયણ બની ગયુ."

પછી તો એમણે અશાંતિના કારણ અને નિવારણ વિષે કેટલીક પાયાની વાતો કરી. આમ તો આપણે એ જાણતા જ હોઈએ છીએ પણ એના વિષે સભાનતા પ્રગટાવે એવા તણખાની જ આપણને જરૂર હોય છે. પૃથક્કરણ કરવા માંડીએ તો આવા હીરલા આપણનેય લાધે, આપણી અશાંતિ જાય ને આપણેય સાચા સુખના સ્વામી બનીએ.

—કુમાર યોગી



ભજન પૂજન સાધન આરાધના સમસ્ત થાક્ પડે ।
રુદ્ધદ્વારે દેવાલેયર કોણે કેન આછિસ્ ઓરે ?
અન્ધકારે લુકિયે આપન મને કાહારે તુઈ પૂજિસ્ સગોપને ?
નયન મેલે દેખ્ દેખિ તુઇ ચેયે દેવતા નાઇ ઘરે ॥૧॥

તિનિ ગેછેન જેથાય માટિ ભેગે કરછે ચાષા ચાષ ।
પાથર ભેગે કાટછે જે થાય પથ ખાટછે બારો માસ ।
રૌદ્રે જલે આછેન સબાર સાથે ધૂલા તાહાર લેગે છે દુઈ હાતે ।
તારિ મતન શુચિ વસન છાડિ આય રે ધૂલાર પરે ॥૨॥

મુક્તિ ? ઓરે મુક્તિ કોથાય પાબિ મુક્તિ કોથાય આછે ?
આપનિ પ્રભુ સૃષ્ટિબાધન પરે બાંધ સબાર કાછે ।
રાખો રે ધ્યાન થાક્ રે ફૂલેર ડાલિ છિંડુક વસ્ત્ર, લાગુક ધૂલાબાલિ ।
કર્મયોગે તાર સાથે એક હોયે ઘર્મ પડુક ઝરે ॥૩॥

ભજન, સેવાપૂજા સાધના આરાધના બધુંય પડતું મૂક બંધ બારણે દેવળના ખૂણામા કેમ છો ? અંધારામા લપાઈને તુ છાનો માનો તારા મનમા કોને પૂજસ ? આંખ ઊઘાડીને તું જો તો ખરો કે દેવળમા દેવ જ નથી

દેવ તો ગયા છે જ્યા માટીના ઢેફા ભાગીને ખેડૂત ખેતી કરે છે, અને જ્યા પથ્થર ભાગીને લોકો સડક કરે છે તથા બારે માસ શરીરશ્રમ કરે છે ધાણી ફૂટે એવો તાપ પડે છે ત્યા, મુસળધાર મેહ વર્ષે છે ત્યા એ બધાયના ભેળા છે, અને એના બેય હાથ ધૂળ ધૂળ થઇ ગયા છે એની પેઠે તું પણ ધોળા ફૂલ જેવા કપડા કાઢી નાખ ને ધૂળ પર આવી જા

મુક્તિ ? અરે, મુક્તિ તું કયાથી પામવાનો હતો ? મુક્તિ છે જ કયા ? ભગવાન્ પોતે જ આપણી બધાયની હારે બધાઇ ગયા છે ધ્યાનબ્યાન, સમાધિબમાધિ રહેવા દે, બાપડા ફૂલને તોડ મા, ફૂલ ભરવાનું પાત્ર ફગવી દે, તારા વસ્ત્રને ફાટવા દે તથા ધૂળ લાગવા દે કર્મ (કામ) કરવાનો યોગ સાધીને તુ ભગવાન્ સાથે એકાકાર એકરૂપ થઈ જા, ને તારી કાયામાથી પરસેવો (ઘર્મ-ઘામ) ઝરવા દે (દે વા.)

'આશુતોષ'

## બોનાપાર્ટની ૨૦૦મી જયંતી

નેપોલિયન બોનાપાર્ટ! ઇતિહાસકારો અને ચરિત્રલેખકોએ જેના નામ પાછળ પુસ્તકોમાં ગાથા રચીને, વિક્રમ તોડવામાં પાછું વાળીને કદી જોયું નથી જેનું નામ સાંભળી કંઈક નરવીરો સુભટો અને સેનાપતિઓએ પ્રેરણા મેળવી, એ પથે જવા પુરુષાર્થ સવ્યો છે આખા યુરોપમાં જેના નામની હાક વાગતી, અને જગત જેને મુગ્ધ પ્રશંસાથી નવાજતું, એક પછી એક લડાઇઓ જીતી વિશ્વ વિજયી બનવાના જેના સ્વપ્નને દૈવની આરાધ્ય દેવીએ છિન્ન ભિન્ન કરી નાખ્યું અને અટ્ટહાસ્યથી થાબડી દીધેલા પ્રતિમૂર્તિ સમા સેન હેલિના ટાપુમાં જીવનભર જેને કેદ કરી દીધો તે બોનાપાર્ટની ૨૦૦ મી જયંતી ૧૫ ૮–૧૯૬૯ ના દિને ફ્રાન્સ ઉજવે છે ઇતિહાસની આ ઘડીને બસો વર્ષ થઇ ગયા એ તો આજની પેઢીને ખ્યાલમાં બેસે છે નેપોલિયનનો જન્મ તો ઇટાલી પાસેના એક ટાપુ ઉપર થયો હતો જે પાછળથી ફ્રાન્સને મળ્યો હતો. દેશવટો ગાળતા નેપોલિયને ફ્રાન્સને પોતાની કર્તવ્યભૂમિ બનાવી અને તેમાંથી તેની માતૃભૂમિ બની પછી તો દુનિયાના આ મહત્વાકાંક્ષી સેનાપતિએ ફ્રાન્સના સીમાડાઓમાં સારાએ યુરોપને સમાવી લેવા કમર કસી યુદ્ધની એક નવી જ તરકીબ તેણે શોધી અને તેનો વ્યૂહ એક ફેરબી સફળતા તેને આપતો રહ્યો સૈનિકોનાં સામટા જૂથોને એક જ કેન્દ્ર ઉપર લક્ષિત કરી, તેણે પરાજયને દૂર રાખ્યો તેનુ સ્વપ્ન હતુ ફ્રાન્સને મહાન રાષ્ટ્ર બનાવવાનું, આખા યુરોપનું એક રાષ્ટ્ર બને જેમાં ફ્રાન્સ કેન્દ્રસ્થાને હોય પણ કુદરતને તેની યોજના નામંજૂર હતી રશિયા સાથેના યુદ્ધમાં ગાત્રો ગાળી નાખે તેવી ઠંડીએ તેના સૈન્યોની હિંમત હરી લીધી વોટરલૂના યુદ્ધમાં આગલે દિવસે જ અનરાધાર વર્ષાએ તેની યોજના નિષ્ફળ બનાવી દીધી અને ચબરાક બ્રિટિશ સેનાપતિએ તેનો લાભ લઇ બોનાપાર્ટને હરાવી દીધો નેપોલિયન કેવળ સૈનિક ન હતો–તેનો આત્મા કાલાકારનો હતો તેના ઉચ્ચારણોમાં તેના સુરુચિપણાની દુરંદેશીપણાની અને કુદરત પાસે મનુષ્યની લઘુતાની છાપ દેખાતી આવે છે નેપોલિયનના માનસની આછી પ્રતિકૃતિ ચા ર્સ દગોલમાં દેખાતી હતી આ બન્ને પુરુષો સ્વાતંત્ર્યસેવી અને ફ્રાન્સ માટે મરી ફીટનારા હતા અને પોતાની આસપાસના વામણો ઓની ઉપરવટ જઈ, ક્ષિતિજ પાર વિરાટમાં દૃષ્ટિ ફેંકવા ટેવાએલા હતા કુદરતે જો નેપોલિયનને યારી આપી હોત તો દુનિયામાં તેનો બરોબરિયો કોઇ જન્મ્યો ન હતો

## કન્યા કેળવણી

ગુજરાત રાજ્યમાં, ચાલુ વર્ષથી આઠમા અને નવમા ધોરણમાં કન્યાઓની ફી માફી જાહેર કરી અને આવતા વર્ષથી દસ અગિયાર ધોરણને આવરી લેવાની જાહેરાત એક હિંમતભર્યું પગલું છે દેશની ગરીબીનું કારણ અજ્ઞાન પણ છે કેળવણીનું પ્રમાણ વધતાં, સમાજની ઉચ્ચતાનું ધોરણ આપો આપ સ્થપાય છે કુટુંબનિયોજન જેવી ઘણી યોજનાઓનો આધાર સુશિક્ષિત સમાજના અસ્તિત્વ ઉપર અવલંબે છે એ સૌથી વિશેષ, લોકશાહી માળખું પણ આવા સમાજનો પાયો છે અંગ્રેજીમાં કહ્યું છે તે પ્રમાણે એક સુશિક્ષિત માતા, સો શિક્ષકોની ગરજ સારે છે માતાઓને શિક્ષણ આપવા નર્મદ હોય પીટી પીટીને એના જમાનામાં બોધ આપ્યો હતો છેલ્લાં પાંચ વર્ષની પ્રગતિ તરફ દૃષ્ટિપાત કરતા જણાય છે કે છોકરાઓ કરતા છોકરીઓ ભણવામાં આગળ છે અને આ પ્રમાણમાં ઉત્તરોત્તર વધારો થતો રહે, તો એક દાયકામાં સ્ત્રી કેળવણીનું પ્રમાણ ઘણું જ સંતોષકારક બનવા પામે

રાજકારણની અસર કેળવણી ઉપર થતા યુવાન વર્ગ એ લપસણા પથે ચડી ગયો છે અને તોફાન તથા હડતાલ ઇત્યાદિનો આશરો લઈ સંચાલકોને-સંસ્થાઓને તંગ કરવામાં શક્તિનો હ્રાસ કરી રહેલ છે કેળવણી અને તે પણ અમુક મર્યાદા સુધી મફત કેળવણીનો વિચાર કરીએ છીએ ત્યારે મદ્રાસ નજર સમક્ષ આવે છે અને ત્યાંની ડી એમ. કે સરકાર પ્રિ-યુનિવર્સિટી સુધીની સવલત આપી શકી છે, તે માટે માન થયા વિના રહેતું નથી મોડે મોડે પણ ગુજરાત સરકારે પહેલ કરી તે માટે અભિનંદન

મેઘાણીનગર

બગસરા એટલે રાષ્ટ્રશાયર સ્વ શ્રી ઝવેરચંદ મેઘાણીની જન્મભૂમિ તેમના દેહવિલયને વર્ષો વીત્યા છે પણ તેમની યાદ ભૂલી ભુલાતી નથી તેમની સ્મૃતિને ચિરંજીવ રાખવા ત્યાંની પંચાયતે ગામનું નામ બદલીને મેઘાણીનગર રાખ્યું તે પ્રજાજનોની જાગૃતિ અને સંસ્કારિતાનું દ્યોતક છે રાજકોટમા કવિ નાનાલાલ માર્ગ છે નડિયાદમા શ્રી ગોવર્ધન રામનું બાવલું મૂક્યુ છે, અમદાવાદમા પણ શ્રી વૃન્દેતુ માર્ગ છે પરંતુ જન્મભૂમિ સ્થળને સાહિત્યકારના નામ સાથે જોડવાનો યશ બગસરા જેવડા નાના નગરને ફાળે જાય છે અન્યત્ર પણ સાહિત્યકારો અને કવિઓના નામ સંસ્થા, હૉલ, માર્ગ કે શેરી સાથે જોડાયેલા હશે તેની ના નથી. સવાલ લોકોની રુચિનો અને સંસ્કારિતાનો છે રાજકારણના આ યુગમા કોઈ પણ પક્ષના મુફ્લીસ કાર્યકરનું નામ છાપાઓના શીર્ષકમા ચમકી શકે છે પણ શ્રી 'સત્યકામે' યથાર્થ રીતે ટકોર કરી હતી કે રામાયણના સંશોધન માટે પોતાનો આખી જીંદગી ખર્ચી નાખનાર, પ્રસિદ્ધિથી દૂર રહેનાર કર્માલિયયતમા જીવનના શેષ દિવસો પૂરા કરી સ્વર્ગ સંચરનાર પૂનાના વિદ્વાન મહારાષ્ટ્રીયનની નોંધ લેવા કોઇ દૈનિકનો ખૂણો ફાજલ નથી !

મદનિયા !

મદન કામદેવનું બીજું નામ છે. ઘણીવાર કોઇને ઠેકડીમા કહેતા સાભળીએ છીએ : 'સાવ મદન છે !' અથવા 'મદનિયો થા મા !' આ શબ્દની વ્યુત્પત્તિ વિશેષ વિચારણા માગી લે છે અને વૈયાકરણીઓના ધ્યાન ઉપર તે મૂકવું યોગ્ય લેખાશે હાથીના બચ્ચાને પણ મદનિયું કહેવાય છે તાજેતરમા ભારત તરફથી બ્રાઝિલની સરકારને મોકલવામા આવેલા બે મદનિયાઓએ જે કટોકટી સર્જી તે રોમાચક અને અભૂતપૂર્વ છે રિયોડિજાનેરો ખાતે સ્ટીમર ઉપરથી જ્યારે આ મદનિયાને નીચે ઊતારવામાં આવ્યા ત્યારે ત્યાના ધારાધોરણ મુજબ ચેપી રોગ ન ફેલાય તે માટે છ માસ માટે દૂર ટાપુ ઉપર 'કવોરેન્ટાઇન'મા રાખવા જરૂરી છે નહીતર તેમને ગોળીએ દેવા જોઇએ બંદર ઉપર આ મદનિયાને ઉતારવાનું શક્ય ન હોઇ, તેમને પાછા સ્ટીમર ઉપર ચડાવ્યા અને ફરીથી ભારત લાવવામા ખર્ચ વધી જાય તેમ હોવાથી કપ્તાને ભારત સરકારની સૂચના માગી અને તેમને ઉરુગ્વે ખાતે ઊતારી દેવાનું જણાવવામાં આવ્યુ કપ્તાને મોન્ટિવિડિયો શહેરના મેયર ઉપર સંદેશો મોકલ્યો કે ભારતના બાળકો તરફથી આપના દેશના બાળકો માટે ભેટ મળેલા બે મદનિયા લાવીએ છીએ। ત્યા તો સ્વાગતની ભવ્ય તૈયારી થઇ અને આખુ ગામ ઊમટી પડયુ અને ગાજતે વાજતે ગામમા પધરામણી થઇ અને છાપાઓમા પાનાંઓ ભરીને હેવાલ ચમકયા બ્રાઝિલની સરકારને ખબર પડી એટલે તેણે મદનિયા પોતાને સોપી દેવા ઉરુગ્વેની સરકારને નોટિસ આપી ઉરુગ્વેએ ના પાડી આ તો ભારતની ભેટ છે નહી આપીએ ! વાત ભારત સરકારને કાને પહોચી એટલે આ અણધારી આફતમાંથી રસ્તો કાઢવા બ્રાઝિલને કહ્યુ કે અમે બીજા બે મદનિયા તમને મોકલશુ – પહેલાં ભલે ઉરુગ્વે પાસે રહ્યા પરંતુ બ્રાઝિલની સરકાર મક્કમ છે અને પ્રથમ મોકલેલા મદનિયા ઉરુગ્વેએ પરત કરવા જોઇએ એવો આગ્રહ રાખે છે બન્ને સરકારો વચ્ચે યુદ્ધ પણ પણ જાગી પડે તેવો ભય રહે છે અને તો ભારતની સ્થિતિ બહુ જ નાજુક બની જશે મદનિયા નામ જ એવુ છે કે એક યા બીજી રીતે

તકલીફ ઊભી કરે. શંકર ભગવાને ત્રીજું લોચન ખોલી, મદનને ભસ્મ કર્યો હતો તેનું મૂલ્યાંકન કદાચ હવે વધુ સારી રીતે થઈ શકે.

### પારકાં હૈયાં

ડૉ. બ્લેઈબર્ગ અવસાન પામ્યા છે. તેમણે ૨૦ માસ સુધી એક કાળા હબસીનું હૃદય ઊછીનું લઈ કુદરત સામે અખતરો માડયો હતો. અલબત્ત, તેઓ સૌથી લાંબુ જીવ્યા એ હકીકત આગળ ઉપર તેમનાથી પણ વધુ લાંબુ આયુષ્ય કામચલાઉ આપવાની આશા પ્રેરે છે હૃદયના ઓપરેશનોની અભ્યાસાત્મક પ્રક્રિયા હજુ તો હાથ ધરવામાં આવી છે. અનેક અખતરાઓ પછી જ, તે વિષે કાંઇ નિર્ણયાત્મક કહી શકાય કુદરત ઉપર વિજય મેળવવા માનવીએ હમેશા હામ ભીડી છે અને બલિદાન પણ આપ્યા છે. આર્મસ્ટ્રોંગે ચન્દ્ર ઉપર પગ મૂકયો તે પહેલાં ત્રણ અવકાશ યાત્રીઓ લોન્ચપેડ ઉપર જ યાનમા સળગીને મૃત્યુ પામ્યા હતા. ના૦ પોપ કહે છે કે તેમ કુદરતનું રહસ્ય પામવુ સહેલ નથી. ભારતનું તત્વચિંતન તો આ બાબતમા સર્વોપરિ છે, અને જીવ તથા બ્રહ્માત્માનું બારીક પૃથક્કરણ કરે છે. ઘણું અસાધ્ય મનાતું માનવીએ સાધ્ય કર્યું છે. ચન્દ્ર ઉપર માનવીને ટેલીવીઝનમા ઊતરતો અને ફરતો જોવાનું કોઇએ શકય માન્યુ ન હોત. પોતાનું હૈયુ, જીંદગાની પૂરી કરે ત્યારે, પારકુ હૈયુ ગોઠવવાનું કામ ડોકટરો માટે આજે સપૂર્ણ સફળ ન હોય તેથી આવતી કાલ માટે નિરાશા સેવવાનું કારણ નથી પારકુ હૈયું એ પારકી થાપણ છે અને તેને સ્વીકારવાની માનવશરીર આજે ના પાડે છે. શરીરની બહાર કૃત્રિમ હૃદય ગોઠવીને પણ માનવી પોતાની જીવન-જીજીવિષા પૂરી કર્યા વિના રહેશે નહિ. આજ નહી તો કાલ

### ઝટ કરો

ભાવનગરની 'સેન્ટ્રલ મરીન એન્ડ સોલ્ટ રિસર્ચ ઇન્સ્ટીટ્યૂટ' આજે ઘણા સમયથી પ્રશસ્ય કામગીરી બજાવી રહેલ છે સશોધનના હેતુથી સ્થપાએલી આ સંસ્થામાં થતા અખતરા અને પ્રયોગો વિષે અવાર નવાર સામયિકોમાં વાંચવા મળે છે. આવા જ મહત્ત્વના સમાચાર તાજેતરમાં પ્રાપ્ત થાય છે. દરિયાના પાણીથી સફળતાપૂર્વક ખેતી પેદાશો લેવાના પ્રયોગો થઇ રહ્યા છે. અલબત્ત આમાં દરિયાનાં પાણી પર વિવિધ રસાયણિક પ્રક્રિયાઓ કરવાની હોય છે પ્રાથમિક સફળતાથી ઉત્સાહિત બની, હવે વધુ મોટા ફલક પર પ્રયોગો હાથ ધરીને, ભાવનગર જિલ્લાના હાથબ ગામે લગભગ દસ વીઘા જમીનમાં ઘઉ, બાજરી, તમાકુ, જવ જેવા મોસમી વાવેતરના પ્રયોગો હાથ ધરનાર છે દુનિયાના અન્ય દેશોમા પણ આવા પ્રયોગો થયા છે અને સૌમા ઇઝરાઇલ મોખરે છે રાજસ્થાનની મરુભૂમિ જેવા પ્રદેશને ઇઝરાઇલે હરિયાળીમાં પલટાવી નાખ્યો છે. ગુજરાત, કચ્છ, અને રાજસ્થાન પ્રતિવર્ષ લાચારીપૂર્વક નિષ્ફળ ચોમાસાને લીધે લમણે હાથ દઇને બેસી રહે છે અને લોકો તેમ જ પશુજાનવરોની યાતનાનો અંત આવતો નથી. રાહતકાર્યોમાં ખર્ચાતી જંગી રકમો પણ એળે જાય છે. કેમકે એક નબળા વર્ષ પછી બીજું વર્ષ તેનાથી વધુ નબળુ નીવડે છે. સદ્‌ભાગ્યે ભારતનો દરિયાકાંઠો ઘણો લાંબો છે. સૌરાષ્ટ્ર ગુજરાતને તો આ કાંઠાનો ખાસ લાભ મળે તેમ છે. ભાવનગરની સસ્થાને સવિશેષ મદદ કરીને પણ આ અખતરાઓને ટોચની અગત્યતા આપી તેને સફળ બનાવવા ગુજરાત સરકારે અગ્રિમ પસંદગી આપવી રહી આજે ૮૦૦ ગામડા ચાતકની જેમ વરસાદને ઝંખે છે. આવતી કાલે ૧૬૦૦ ગામડાંમાં આ પરિસ્થિતિ સર્જાશે. દરિયાઇ પાણીની ખેતી આ ભયંકર સવાલનો આ સફળ જવાબ છે. કુદરતી વરસાદ અને કૃત્રિમ વરસાદ બન્ને અશકય હોય તો આ ત્રીજા વિકલ્પની પાછળ બધી જ શકિત અને સમય અને સાધનો. કામે લગાડી, સફળતા મેળવ્યે જ છૂટકો. જે કરો તે હવે ઝટ કરો

### અક્ષમ્ય બેજવાબદારી

રાષ્ટ્રજીવનમા કોઇપણ સ્તરપર જાહેર સેવા સાથે સકળાયેલી નાનીમોટી ગમે તેવી વ્યક્તિઓને ફરજ અને જવાબદારીના પાઠ ભણાવવાનો સમય

પામી ગયો છે. બેંગલોર ખાતે તાજેતરમાં કોઇ અગમ્ય કારણસર થએલ આગના બનાવમાં રેઈસના ૪૦ જેટલા ઘોડા જીવતા શેકાઇ ગયા હતા. આ મૂંગા પ્રાણીઓને ખીલા સાથે બાંધી રાખેલ હોવાથી છટકી શકયા ન હતા. એ જાણવા મળતું નથી કે તબેલાના રખેવાળોમાંથી કોઇએ શા માટે તેમના દોરડા તુરત કાપી નાખ્યા નહિ. એવો જ કરૂણ બનાવ ભરૂચ ખાતે બન્યો હતો જેમા મેલેરિયા વિરોધી ઝુંબેશ માટે ડી. ડી. ટી છાંટનારે 'સૌયદ પોલ્ટ્રી' નામના ખાનગી મરઘા ઉછેર કેન્દ્રમાં વગર વિચાર્યે મરઘાંના ખોરાકવાળી ગુણો ઉપર ડી.ડી.ટી. છાંટી દેતા, અને આ ખોરાક ખાતાંની સાથે જ, સવાબસો મરઘીઓ એક સાથે તરફડીને મરણ પામી હતી. ડી.ડી.ટી. છાંટનારાઓ અભણ મજૂરો હોય છે અને આ કિસ્સામાં કોઇ મદદનીશ સુપરવાઇઝર-ઇન્સ્પેકટરે ધ્યાન આપ્યું લાગતું નથી. આવા અપરાધો અક્ષમ્ય ગણાવા જોઇએ. નાની કક્ષાના કર્મચારીને પણ જવાબદારીનું ભાન હોવું જરૂરી છે. રેલવેનો પોઇન્ટસમેન મોટો પગારદાર નથી છતા હજારો લોકોની જીંદગીનો આધાર તેની ફરજ ભાવના પર અવલંબે છે.

## જેરૂસલેમ

આ કમનસીબ ધર્મનગરીની આસપાસ લોહિયાળ ઈતિહાસ વર્ષોથી રચાતો આવ્યો છે. આરબો અને યહૂદીઓ વચ્ચે આજે આ શહેરના દરજ્જા માટે તીન મતભેદો પ્રવર્તે છે. અધૂરામાં પુરૂ, તાજેતરમા એક મસ્જીદ આગમાં નાશ પામવાથી, મુસ્લીમ રાષ્ટ્રોનો કોપ વ્યાપક બન્યો છે. ત્યાં સુધી કે શ્રીનગરમા તેને માટે રમખાણ મચે અને પોલીસને લાઠીચાર્જ કરવો પડે ભારત સરકાર ઉપર દબાણ આવે કે તમે આમ કરો અને તેમ કરો. જો કે મુખ્ય કારણ તો આરબ-યહૂદી સંઘર્ષ છે. પણ એ નિર્વિવાદ હકીકત છે કે આ વિસ્તારમાં એક મોટો સંઘર્ષ ખેલાતો નિહાળવાનું આ શહેરના કિસ્મતમાં લખાયું લાગે છે.

## નાનાં મોથાં, મોટી યોજના

ગંગા ભારતની એક મોટી નદી છે અને દર વર્ષે તેના પાણી કેર વર્તાવે છે. વળી કલકત્તાનું બારૂં કાદવથી પૂરી દેવામાં તેનો ફાળો મોટો છે. ગંગા નદીને દક્ષિણની નદીઓ સાથે જોડવાની અને એ રીતે કાશ્મિરથી કન્યાકુમારી સુધી અનેક નહેરો બાંધી તેના પાણીનો ઉપયોગ કરવાની એક વિરાટકાય યોજના અખબારને પાને ઘણી વાર ચમકી જાય છે. આ યોજના એટલી વિરાટ છે કે તે પૂરી થતાં આ સદીનો અંત (સૃષ્ટિનો નહિ) તો આવી જશે. વળી ભારતના અનેક રાજ્યોમાંથી, પર્વતો, નદીઓ, જંગલોમાંથી આ પ્રવાહને માર્ગ લઇ જવો પડશે; હજારો માઈલ લાંબી નહેરો પૂર્વમા, પશ્ચિમમાં, ઉત્તરમા અને દક્ષિણમા ખોદવી પડશે; અનેક ઠેકાણે ટનલો રચવી પડશે; બીજી નદીઓને ઓળંગવા માટે ગંગા માટે ખાસ "ઓવરહેડ' બ્રીજ બાંધવા પડશે, સેંકડોની સંખ્યામાં રાક્ષસી કદના પમ્પીંગ સ્ટેશનો મૂકવા પડશે, કોઈ ઠેકાણે ગંગાને પર્વત ઉપર ચડાવવી પડશે, કયાંક બીજુ ઓળંગાવવી પડશે, સેંકડો નદીઓને તેન પાણીનું જોડાણ આપવું પડશે. બીજા શબ્દોમા કહીએ તો સીધા અને આડા અનેક જળમાર્ગો ભારતદેશના ભૂપૃષ્ઠ ઉપર રચવા પડશે. ભગીરથ ગંગાને સ્વર્ગમાંથી ઊતારી, ત્યારપછી ઇતિહાસમાં બીજીવાર એ ગંગાનું વહેણ બદલવા યોજના તૈયાર થઇ રહી છે. બનતા બનાવો સૂચવી જાય છે કે અત્યારે શિસ્તના પ્રશ્નમાં દેશનું જીવન ખુંચી ગયુ હોય, લક્ષ્મણ-ચૈતન્યજીના કોટિચંડી યજ્ઞ પછી કોઈ બીજો ભગીરથ જન્મ ધારણ કરશે અને તે યુવાન બનતાં, ૨૦૦૦ ની ઇસુની સાલમા, 'ગંગા પાર ઉતારો' હેમખેમ પાર પડશે.



(બાપુ અને બા વચ્ચેનો પત્રવ્યવહાર તેઓના આદર્શ દાંપત્ય પ્રેમની સુંદરતમ્ પ્રતિમા છે. એ પત્રો ઉપરથી ગૃહસ્થાશ્રમ પણ કેવી રીતે જીવન–સાધનનું એક મહત્ત્વનું અંગ બની શકે છે એ સ્પષ્ટ જણાઇ આવે છે. આ પત્રો શ્રી સુશીલાબેન ગાંધીના આભાર સાથે બાપુના બાને પત્રોમાંથી પ્રગટ કરીએ છીએ.)

બા,—તને મેં લાંબો કાગળ લખ્યો હતો તે મળ્યો હશે. આ સોમવારે સીતાનગરમ્‌માં છીએ. સીતાનગરમ્ ગોદાવરીને કિનારે છે. નાનકડું ગામડું છે તેમાં આશ્રમ છે. આંધ્ર દેશમાં છે. ગામડું છે તેથી ખૂબ શાંતિ છે. અમે હોડીમાં બેસી આવ્યાં છીએ. નદી મોટી છે તેથી તેમાં નાનકડી સ્ટીમરો જઇ શકે છે. મદ્રાસ જઇ આવ્યાં ત્યાં ત્રણ દિવસ રહ્યા. મારું શરીર સારું છે. ફરી બે દાક્તરે મદ્રાસમાં તપાસ્યું હતું. એટલે મારે વિષે ચિંતા કરવા જેવું કંઈજ નથી. ડાહીબેનના દાંત સુધર્યા કે? તને 'જામે જમશેદ' મળે છે ના? તે પ્રવચન જેવું માગ્યું છે. એક તો આજે આપવું જોઈએ ને?

### ...જે મને ભજે છે તે મને પામે છે

આજના ગીતાના અધ્યાય ૯–૧૦–૧૧–૧૨ હતા. નવમા અધ્યાયમાં ભગવાન કહે છે કે જેઓ મને ભજે છે તે મને પામે છે. બારમાં અધ્યાયમાં ભક્ત કોને કહેવા તે બતાવે છે. ખૂબી એ છે કે એમાં એવું એકે લક્ષણ નથી કહ્યું કે જે સાવ અભણમાંયે ન હોઇ શકે, જે સ્ત્રી કે પુરુષ પોતાની મેળે કોઇની મદદ વિના મહેનત કરે તે ભક્ત થઇ શકે એટલે ભગવાનને પામી શકે. લક્ષણ આટલાં કહ્યાં છે. કોઈનો દ્વેષ ન કરે, પ્રાણી માત્રની સાથે મૈત્રી રાખે, બધાંને વિષે દયા રાખે, જેને મારું એવું કંઇ નથી, જેને અહંકાર નથી, જેને સુખ દુઃખ સરખા છે, જે હમેશા સંતોષી છે, જે સંયમ પાળે છે, જે પ્રતિજ્ઞા પાળે છે, જેણે પોતાનાં મન અને બુદ્ધિ ઇશ્વરને અર્પણ કર્યાં છે, જે કોઇને દુખ ન દેય, જે ભય ને ચિંતાથી મુક્ત છે, જે કશાની આશા ને ઇચ્છા નથી રાખતા, જે પવિત્ર છે, કાર્યકુશળ છે, જેણે બધો ત્યાગ કર્યો છે. જેને શત્રુમિત્ર સરખા છે, માન અપમાન સરખા છે, જે ટાઢ તડકો સહન કરે છે, નિંદાસ્તુતિ જેને સમાન છે, જે જ્યાં હોય ત્યાં ઘર માની રહે છે. અથવા જેને ઘર જેવું છે જ નહીં, જે વગર કારણે બોલતા નથી અને જેનું મન ઠેકાણે છે તે મારા ભક્ત કહેવાય. આ તમે બધા ફરી ફરી વિચારી જાઓ તો માલુમ પડશે કે જેને ઇચ્છા છે તે કોઇની મદદ વિના ભક્ત થઇ શકે.

બધાંને બાપુના આશીર્વાદ.

બા,—તને ગયે વખતે પ્રવચન લખ્યું છે તેની નકલ મોકલજે. તારો કાગળ આજે જ મળ્યો. આ કાગળ મૌનવારને દિવસે લખું છું. રામાયણ અને ભાગવત વિશે તજવીજ કરું છું. પ્રેમલીલાબેનની પાસે મંગાવતાં જરાય સંકોચ ન કરતી. તારે મંગા-

વવાનું શું હોય ? જે થોડું જોઈએ એ તેઓ હેતથી મોકલશે પણ ઉતાવળથી જે ન જોઈએ તે મારી માર-ફત મગાવશે તો બસ છે. હુ તજવીજ કરી લઈશ. દાંત વાપરી શકે છે? લાલ પાણીના કોગળા કરે છે?

આંધ્રદેશની મુસાફરી ત્રીજી તારીખે પુરી થાય છે, પછી મૈસુર જવાનું થશે. હુ હોઉં ત્યા ધમાલ તો હોય જ હાડમારી પણ હોય. મને તો સહુ સભાળી લેય છે એટલે હાડમારી ઓછી જ લાગે ઝીણામા ઝીણી બાબત મીરાબહેન જોઈ લેય છે એટલે મને મુસાફરીની અગવડ રહેતી જ નથી. તુ મુલાકાત છોડે તોજ મારી પાસેથી દર અઠવાડીયે કાગળ પામશે. હું તો પ્રવચન દર અઠવાડીયે મોકલ્યા જ કરીશ. મુલાકાત બીજી બહેનોની લેવાય તેથી સંતોષ રાખજે પણ તારી ઈચ્છામા આવે તેમ કરજે. તુ મુલાકાત ઇચ્છે જ તો મળવા આવવા તો ઘણા તૈયાર થાય. ઇચ્છે પણ ખરા. જાણી જોઈને મુલાકાતો ઓછી રાખવાનો રિવાજ પાડયો છે. પણ તુ ઇચ્છે તે વગર સંકોચે જણાવજે.

કિશોરલાલને હજુ તાવ છોડતો નથી. પણ ચિતાનું કારણ નથી મારુ મૌન હમણા રવિવારની રાતે શરૂ થાય છે એટલે સોમવારે રાત લગી બોલ વાનું રહેતું નથી. આજે રાતે ૯–૧૦થી મૌન છૂટશે એટલે કોઈની સાથે બોલવાનું ભાગ્યે જ રહેશે કેમકે પછી તો સુવાનો વખત થશે. સવારના ત્રણ વાગે તો ઉઠવાનું રહે છે. હવે પ્રવચન :–

.. જ્યાં ઈશ્વાર્પણ છે ત્યાં સ્વાર્થને સ્થાન જ નથી

ગયે વખતે ભક્તના લક્ષણ લખ્યાં. સેવા વિના ભક્તિ ન થાય એ પણ સૂચવ્યું. આ વખતે સેવા કેમ થાય એ લખુ કેમકે ઘણીવાર એ પ્રશ્ન લોકો કરે છે. કોઈ કહે છે સેવા અમુક સ્થિતિમા જ થાય. કોઇ કહે છે અમુક અભ્યાસ કરીએ તોજ સેવા થાય. આ બધી ભ્રમણા છે એટલું તો ગયે અઠવાડિયે બતાવ્યું. ગમે તે સ્થિતિમા રહેતાં છતાં માણસ સેવા કરી શકે છે. આપણી પાસે જે બધી શક્તિઓ હોય તે બધી કૃષ્ણાર્પણ કરીએ એટલે આપણને પૂરા દોકડા મળે. જેની શક્તિ કરોડ આપવાની હોય અને તે અર્ધો કરોડ જ આપે તો તેને પચાસ દોક-ડાથી વધારે નહિ મળે પણ જેની પાસે એક દમડી જ છે અને તે દમડી આપે છે તેને સોયે સો દોકડા મળશે એટલે તમે ત્યા બેઠેલી બહેનો તમારા સંબ ધમાં આવતી બહેનો અથવા અમલદારો જોડે આ રીતે વર્તો તો તમે સેવાધર્મ સાધવો છો. અમલ-દારો જોડે સેવા ભાવથી વર્તવુ એટલે તેનું કદી ખરાબ ન ઇચ્છવુ; તેની સાથે વિનય વાપરવો, તેને છેતરવા નહિ નિયમોનું પાલન કરવુ તેમજ તમારા પ્રસંગમાં આવતી ગુનાને સારુ સજા ભોગ-વતી બહેનો પ્રત્યે સગી બહેન જેવુ વર્તન રાખો. તેની ઉપર તમારા પ્રેમની છાપ પડે, તે તમારી પવિત્રતાને ઓળખે એ પણ સેવાધર્મનુ પાલન ગણાય. બન્નેમાં હેતુ સાફ હોવો જોઈએ સ્વાર્થ બુદ્ધિ કે ડરને લીધે સારુ વર્તન રખાય એ સેવામાં નહિ ગણાય એક માણસ એક કામ સ્વાર્થ સાધવા કરે છે ને બીજો પરમાર્થ દૃષ્ટિએ કરે છે એમ આપણે ઘણી વાર જોઈએ છીએ ત્યાં ઇશ્વરાર્પણ છે ત્યા સ્વાર્થને સ્થાન જ નથી. આમ સેવા કરનાર રોજ પોતાની શક્તિમા વધારો કરે છે, અભ્યાસ કરે છે, ઉદ્યમ કરે છે તે પણ સેવાભાવથી. એમ જે સેવા પરાયણ રહે છે તેના હસવામાં, રમવામાં, ખાવામાં, પીવામા પણ સેવાભાવ જ ભર્યો હોય છે. એટલે તેના બધા કાર્યોમા નિર્દોષતા હશે આવા ભક્તોને ઈશ્વર જોઈતી બધી શક્તિ આપી દેય છે. આને લગતા ત્રણ શ્લોક સ્ત્રીઓની પ્રાર્થનામા છે તે યાદ હશે એ શ્લોક આ રહ્યા.*

---

*શ્લોકોનો અર્થ જે લોકો અનન્ય ભાવે મારું ચિતવન કરતા મને ભજે તે નિત્ય મારામાં જ રત રહેલાના યોગક્ષેમનો ભાર હું ઉઠાવુ છુ. (અ ૯–૨૨) મારામાં ચિત્ત પરોવનારા, મને પ્રાણાર્પણ કરનારા એકબીજાને બોધ કરતા, મારું જ નિત્ય કીર્તન કરતાં સતોષમા અને આનંદમાં રહે છે. (અ૦૧૦–૯). એમ મારામાં તન્મય રહેનારા અને મને પ્રેમપૂર્વક ભજનારાને હું જ્ઞાન આપુ છું ને તેથી તેઓ મને પામે છે. (અ૦ ૧૦–૧૦).

આ શ્લોકો ૯મા અને ૧૦મા મળી રહેશે. ગીતાજી આપણે અમલમાં મુકવા સારુ વાંચીએ છીએ એ યાદ રાખવુ જે ઉપર લખ્યું છે એ બધુ ગીતાને આધારે લખ્યું છે એમ જાણવુ.

બાપુના સહુને આશીર્વાદ.

બા,–તારો કાગળ આ વખતે હજુ મળ્યો નથી પણ રખડતો રખડતો મળશે એમ માનુ છું હવે તને છાપુ મળતુ હશે. ભાગવત અને રામાયણ મળ્યાં હશે બીજુ જોઇએ તે મગાવજે. આજે હુ બેગલોર છુ. તને બધાં સંભારે છે શંકરલાલ અને ગુલઝારીલાલ અહી આવ્યા છે મજૂરોનો પગાર બાબતનું પંચ થવાનું છે કાલે મંગળવાર છે એટલે કાલે પંચ બેસશે. પછી મારે મલબાર જવાનું છે. જ્યાં તુ ફરી આવી હતી ત્યા જવાનુ થશે. મારી તબિયત સારી રહ્યા કરે છે. જરાય ચિંતાનું કારણ નથી. લોકો બધેય સંખ્યાબંધ આવે છે ને થેલીઓ, ઘરેણા વિ પણ આપ્યા કરે છે. કાંતિને હવે સારુ છે. ત્યાં બધાં મજામા હશો હવે પ્રવચન —

## સ્વાર્થ માત્રનો ત્યાગ કરીએ તો જ પૂરો યજ્ઞ કર્યો કહેવાય

આજે ગીતાજીમા યજ્ઞ વિષે કહ્યુ છે તે ઉપર થોડુ લખુ છુ યજ્ઞની વાત ત્રીજા અધ્યાયથી શરૂ થાય છે ને તેમા ભગવાન કહે કે યજ્ઞ કર્યા વિના જે માણસ ભોજન કરે છે તે ચોરીનુ ખાય છે. આ તો બહુ ભારે વચન થયું કહેવાય કેમકે ચોરીનું અન્ન ખાવુ એ તો કાચો પારો છે કાચો પારો કોઇથી હજમ ન થાય ને તે ખાય તો તે ફૂટી નીકળે તેથી અખા ભગતે કહ્યુ છે 'કાચો પારો ખાવો અન્ન તેવુ છે ચોરીનું ધન' એટલે જો યજ્ઞ વિના ઘડીભર માણસ રહે તો તે ચોર ઠરે છે એ યજ્ઞને આપણે બધાએ જાણવો જોઇએ આપણે સારે નશીબે જેનું ઠેકાણું ઠેકાણે છે તેને સારુ યજ્ઞ સહેલી વાત છે. એને સારુ ધનની જરૂર નથી, બુદ્ધિની નથી, ભણતર નથી, યજ્ઞ એટલે હરકોઇ પરોપકારી કામ. જીવન આખુ યજ્ઞ મય હોય તેને જ વિષે કહી શકાય કે તે ચોરીનુ અન્ન નથી ખાતા. તેથી જરાક યજ્ઞ કરે તે ઓછી ચોરી કરે છે એમ કહેવાય. આ રીતે વિચારમાં આપણે બધાં થોડીઘણી ચોરી તો કરીએ જ છીએ. જ્યારે સ્વાર્થ માત્રનો ત્યાગ કરીએ ત્યારે જ પૂરો યજ્ઞ કર્યો કહેવાય. સ્વાર્થનો ત્યાગ કરવો એટલે હુ પણુ–મારાપણું છોડવુ. આ મારું ને પેલું પારકુ, આ મારો છોકરો ને પેલો પારકો. આવો ભાવ મનમા રહેવો જ ન જોઇએ. આમ તો તે જ કરી શકે જે પોતાનું બધું કૃષ્ણાર્પણ કરે છે. તેમ જે કરે છે તે બધુ ઇશ્વરને દરમિયાન રાખીને તેના સેવક તરીકે જ કરે છે ને સેવા ભાવથી કરે છે. આવા મનુષ્ય નિત્ય સુખી રહે છે, નિત્ય શાંત રહે છે. તેને સારુ સુખ દુખ સરખા છે. તે પોતાનું શરીર, મન, બુદ્ધિ, ધન જે કઈ હોય તે બધુ પરમાર્થને સારુ જ વાપરે છે. આવો પૂર્ણ યજ્ઞ આપણે બહુ નથી કરી શકતા. આખા જગતની સેવા થાય તો કરીએ એવી ભાવના મનમાં હોય ત્યારે એવુ કર્યુ કાર્ય છે કે જે ઘણા માણસો આખા જગતની જેમાં સેવા આવતી હોય એવુ કરે આમ વિચારતાં કાંતણ ક્રિયા નજરે ચઢી. પરમાર્થની દૃષ્ટિએ આ કામ અસંખ્ય માણસો કરી શકે. એટલી મહેનત જગતને અર્થે કરી ગણાય પણ આ તો મે દાખલો આપ્યો. મારે સમજાવવાનું તો યજ્ઞનો અર્થ ને તેનુ મહત્ત્વ હતા. એટલુ જો આમાથી સમજાવી શકયો હોઉ તો બસ.

બધી બહેનોને બાપુના આશીર્વાદ.

બા,—આજે અમે કન્યાકુમારીકા છીએ. તારો કાગળ મળ્યો છે તુ અહી આવી ગઇ છે. આ હિન્દુસ્તાનનો છેડો છે હિમાલય માથુ છે. એટલે આ ભારત માતાના પગ કહીએ ને સમુદ્ર તેને રોજ ધોયા કરે છે અહી વસ્તી નથી એટલે શાંતિ ખૂબ છે. હુ આજે દરિયામા જ નહાયો

રામદાસ અને નીમુના કાગળ હમણા જ મળ્યા રામદાસનું મન હજુ સ્થિર નથી થયુ પણ હવે થઇ જશે ચિંતા કરવાનું કશુ કારણ નથી. એટલુ બધાને યાદ રાખવાનું કે મનની અસર શરીર ઉપર સારી પેઠે પડે છે જેલમા માણસને વધારે વિચારો

આવે છે. તે રોકતાં શીખવું જોઈએ. સર્વ સ્થિતિમાં સમભાવ વર્તે તો માણસ સુખમાં રહી શકે. મે બધી બહેનોને થોડું થોડું લખ્યુ છે હવે પ્રવચન :-

**...આપણે આ જગતમાં એકલા આવ્યા છીએ ને એકલા જઈશુ**

ભગવદ્ગીતા કહે છે કે ઇશ્વરના ભકતે એકાંત સેવક થવુ જોઇએ એ વાત બહુ સમજવા જેવી છે. આપણે આ જગતમાં એકલા આવ્યા છીએ ને એકલા જઈશુ, તો પછી જન્મ અને મરણુની વચ્ચેનો જે અનિશ્ચિત કાળ છે તેમાં આપણે કોઇના સાથની ઝખના કેમ કરીએ ? જો કે એકલા જન્મીએ છીએ છતા એકલા નથી એમ પણ જોઇએ છીએ માતાપિતાનો સાથ હોય છે. તે ન હોય તો એક ક્ષણ પણ ન જીવીએ. મોટા થઈએ છીએ ત્યારે સામાન્ય રીતે પરણીએ છીએ ત્યા પણ સાથ તો તે મિત્રોનો પણ હોય છે આત્માની ઉન્નતિને સારુ પણ એવા સાથના કેટલેક અંશે જરૂર છે એમ છતા એકાંત સેવવાની ભલામણ કેમ ? એ વિષે સમજીએ. જેટલા સાથીનો વિચાર કરીશુ તો આપણે જોશુ કે તે આપણી પરાધીનતાના સૂચક છે. માતાપિતા, ધણી, ધણિયાણી, મિત્ર બધાય આપણે થોડે ઘણે અંશે પરાવલબી કરે છે. પણ જે ઇશ્વર ભક્ત છે તે તો દયાળુ છે તેને અવલબન માત્ર ઈશ્વરનું હોય છે ઈશ્વર એકજ માત્ર ખરો સાથી છે ને સારથી પણ છે એને જેનો સાથ છે તેને બીજુ શુ જોઈએ ? તેથી ગીતામાતા કહે છે કે એકાંત રો ધજો. આનો અર્થ એ નથી કે મનુષ્યના સંગથી ભાગવુ એનો અર્થ એજ કે સગની આશા ન રાખવી. ન હોય ત્યારે ગભરાવુ નહિ ને કરોડોની વચ્ચે પડયાં હોઇએ તો પણ માનસિક એકાંત ભોગવવી ને ઈશ્વરની નિકટતા અનુભવવી. "દેહીના સ્નેહી સકળ સ્વારથીયા, અંતે અળગાં રહેશે," એ ભજન યાદ છે ના ? એકાંત સેવનાર કયાય દુખી ન જ થાય, કેમકે એ તો સર્વત્ર વિષ્ણુને જ દેખે છે ભક્ત પ્રહ્લાદે ધગધગતા સ્તભમાં પણ વિષ્ણુને જોયા. આ એકાંત સેવનની ભાવના પ્રયત્નથી બધા સિદ્ધ કરી શકે છે. એ સિદ્ધ જલદી કરવાની તક તમને બધાંને સહેજે પ્રાપ્ત છે. સિદ્ધ કરજો

બાપુના આશીર્વાદ

બા-તારો કાગળ મળ્યો છે બિહારનું તું લખે છે એ બરાબર છે. ઘણા માણસો મરી ગયા અને હવે આ ટાઢમાં હજારો ઘરબાર વિનાના છે. બધેથી ખૂબ મદદ જાય છે.

વિલાયતમા જેના આશ્રમમા હુ ઉતર્યો હતો તે મ્યુરિઅલ લિસ્ટર કાલે મને મળશે. કેલનબેક બે દિવસ કિનિક્ષમા રહી આવ્યા ગુજરાતમા ને બીજી જગ્યાએ હીમ પડવાથી ઘણો પાક સાવ બળી ગયો. હીમ ઘણુ સખત પડયુ ને લાબુ ચાલ્યુ. ઇશ્વર જેમ રાખે તેમ રહેવાનું રહ્યુ. વલ્લભભાઇને ઠીક છે. 'હિન્દુ' પત્ર મદ્રાસમા નીકળે છે, એ જાણીતુ છે. તેના અધિપતિ ગુજરી ગયાનો તાર આજે મળ્યો છે. મે ખરખરાનો તાર મોકલ્યો છે. આવતી કાલે સવારે અહિંથી ઉપડીશ ને રાજાજીને મળીશ. હવે પ્રવચન :

**" એક પથ ઔર દો કાજ "**

'એક પથ ઔર દો કાજ' એવી આપણામા કહેવત છે. એવો કયો પથ છે કે જે લેવાથી હંમેશા 'દો કાજ સરે.' દો કાજ એટલે બેજ કાજ એમ પણ ન સમજવુ. અહિ દોનો અર્થ એક કરતા વધારે એટલે એક પથને સો કાજ પણ કહેવાય. બિહારમા હજારો માણસો એક મિનિટની અંદર દટાઈ ગયા. એ ઉપરથી સહેજે વિચાર આવે કે આપણે એક મિનિટ પણ એળે ન જવા દઈએ. 'આજનો લાવો લીજીએ રે કાલ કોણે દીઠીતી' એમ મીરાંએ ગાયુ છે આપણને તો મિનિટની કે પળની પણ ખબર નથી બગાસું ખાતા ચાલી નીકળીયે. ત્યારે એવો સોનેરી પથ કયો કે જે કરવાથી બધા અર્થ સરે. એ માર્ગ કેવળ પરોપકારનો છે. એટલે પડોશી સેવા. એનુ બીજુ નામ પરમાર્થ. પરમાર્થ એટલે ઉત્તમ અર્થ. એનુ ત્રીજુ નામ હરિભક્તિ. તે કંઇ માળા ફેરવ્યે કે તિલક કર્યે કે

ગંગા સ્નાનથી નથી થતી એમ આપણે નરસિંહ મેતાના પ્રભાતિયામાં ગાઈએ છીએ એ ભક્તિ તો શીઘ્ર તથુ સાદુ છે એમ આપણને ભક્તો શીખવે છે એટલે આપણે રોજ ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, જેલમાં જેલ બહાર આખા જગતનું કલ્યાણ ઇચ્છીએ અને તે અર્થે આપણે હાથ જે સેવા આવે તે કરી છુટીએ. આજે આટલુ બસ છે ના?

બાપુના સહુને આશીર્વાદ

*

# ધર્મના પાયા વિના આરો નથી

આપણા દેશે જો સમૃદ્ધ થવુ હોય અને ભૂતકાળની મહત્તા પુન પ્રાપ્ત કરવી હોય, તો દેશમા સપૂર્ણ એકતા હોવી જોઇએ આ માટે દેશના સજોગો આજે ઘણા અનુકૂળ છે. આપણે રાજકીય સ્વાતત્ર્ય મેળવ્યું છે આજે હવે રાજવહીવટ ચલાવવાની જવાબદારી ઉપાડી લેનારા પ્રામાણિક સાચા માણસોની ખાસ જરૂર છે તેથી પણ વધુ જરૂર તો લોકોમા અરસપરસ સદ્ભાગ અને વિશ્વાસ ઊભો કરવાની છે કારણ કે એ વસ્તુ જ તેમને સમૃદ્ધિને માર્ગે લઇ જઇ શકશે હુ વારવાર કહેતો આવ્યો છુ તેમ, દેશના કલ્યાણ માટે ઉત્તમમા ઉત્તમ બાંયધરી જો હોય તો તે ધર્મ છે, અને આપણે તેની સ્થાપના કરવી જોઇએ આ મૂળભૂત આદર્શ વિના, મને ખાતરી છે કે, દેશની પ્રગતિ સાધવા માટેના આપણા બધા પ્રયત્નો નિષ્ફળ નીવડવાના છે હુ આમ કહીને મારુ શોધેલુ કોઇ નવુ સત્ય તમારી આગળ રજૂ કરતો નથી પૃથ્વી, આકાશ અને તારાઓનો અભ્યાસ કરનારા મહાન ઋષિઓ અને ખગોળવેત્તાઓએ આપેલ ઉપદેશો તરફ આપણે દુર્લક્ષ કરી શકીએ નહી, કે તેમની અવગણના કરી શકીએ નહી આધુનિક કેળવણીથી આતર પ્રજ્ઞા મલિન ન થવી જોઇએ આપણે યાદ રાખવુ જોઇએ કે, આપણા ધર્મને સુદૃઢ રાખવાની પ્રથમ ફરજ છે જો આપણે તેને સ્થિરપણે વળગી રહીશુ, તો જ આપણે પચવર્ષીય યોજનાઓમા પ્રગતિ કરી શકીશુ આ પલાનીનું સુપ્રસિદ્ધ મદિર જેમ મજબૂત પાયાઓ ઉપર રચાયેલુ છે, તેમ દેશનું કલ્યાણ પણ ધર્મના સુદૃઢ પાયા ઉપર આપણે રચવાનું છે આપણે જો આપણી આ પ્રથમ ફરજ ચૂકીશુ, તો આપણો કદી ભલીવાર આવવાનો નથી હિંદમા વસનારા ૪૦ કરોડ લોકોએ જો જીવવુ હોય અને ઉન્નત થવુ હોય, તો તેઓએ સગઠિત થવુ જોઈએ, અરસપરસ અને સહાનુભૂતિવાળા થવુ જોઇએ, તથા એકબીજાને મદદ કરવા તત્પર થવુ જોઇએ

ધર્મનું વિસ્મરણ થવાના મહાભય તરફ જો આપણે સજાગ નહી બનીએ, તો આપણું ભાવિ ઊજળુ નથી આપણે યાદ રાખવુ જોઇએ કે, મનનો રોગ શરીરના રોગો કરતા વધુ ભયકર છે આપણે દ્વેષ-વિદ્વેષને સ્થાન નહી આપવુ જોઇએ તથા ધર્મની હત્યા નહી કરવી જોઇએ આટલી મૂળભૂત જરૂરિયાત જો પૂરી પડે, તો પછી આપણે જળસીચાઇની મોટી મોટી યોજનાઓમાં ખુશીથી આગળ ધપી શકીએ.

—રાજગોપાળાચારી

*

# 'મારેય મારા જવતલ હોમવા' જોઇએ

રતુભાઇ અદાણી

૧૯૩૦ની વાત છે. સ્વરાજ લીધા વિના આશ્રમમાં પાછો નહીં ફરું, એવી ભીષ્મપ્રતિજ્ઞા લઈને ૧૨ મી માર્ચના મંગળ પ્રભાતે ગાંધીજીએ ૮૦ સત્યાગ્રહીઓ સાથે દાંડીની કૂચ શરૂ કરી.

ગાંધીજીની કૂચને પગલે પગલે દેશમાં જાગૃતિનો જુવાળ ચડવા લાગ્યો. આખા દેશમાં સ્વરાજ માટે યાહોમ કરવાની હવા જામવા માંડી. ગાંધીજી દાંડી પહોંચ્યા ત્યાં સુધીમાં તો દેશ આખો હલમચી ઊઠ્યો. સત્યાગ્રહની લડાઈમાં ઝંપલાવવા નાનામોટા સૌ થનગનવા લાગ્યા.

૬ઠ્ઠી એપ્રિલના પ્રભાતે દાંડીના દરિયા કિનારે અદ્‌ભુત દૃશ્ય સર્જાયું. દુનિયામાં આઝાદી માટે યુદ્ધો તો ઘણાં ખેલાયાં છે પણ ગાંધીજીએ સ્વરાજ માટે આદરેલું યુદ્ધ અનોખું હતું.

ગાંધીજીએ સત્ય અને અહિંસાનાં હથિયાર સજ્યાં, પવિત્રતાનું બખ્તર ધારણ કર્યું, કેવળ એકવંગોટીનો ગણવેશ પહેર્યો, દરિયાકિનારેથી મીઠું ઉપાડ્યું અને અંગ્રેજ સરકારના અન્યાયી કાયદાનો સવિનય ભંગ કરીને દેશની આઝાદી માટે અહિંસક લડાઈનો આરંભ કર્યો.

એ વખતે અંગ્રેજોનું રાજ આખી દુનિયામાં પથરાયેલું હતું. કહેવત હતી કે અંગ્રેજના રાજમાં સૂરજ કદી આથમતો નથી ગાંધીજી ચપટી મીઠું ઉપાડીને કાયદાનો ભંગ કરે તેથી આવી બળુકી સરકારના ગઢની એક કાંકરી પણ ખરશે નહીં, એવી કેટલાક વિરોધી ટીકાકારો છાને ખૂણે ટીકા કરતા હતા. પણ ગાંધીજીએ દાંડીના દરિયા કિનારે કુદરતી મીઠાની ચપટી ઉપાડીને કાયદાનો ભંગ કર્યો એની સાથે બળુકી સરકારના પાયા હચમચી ગયા.

ગાંધીજીએ દાંડીના દરિયાકિનારેથી મીઠું ઉપાડીને લડાઈનો આરંભ કર્યો. એની સાથે વાથે દેશમાં ઠેકઠેકાણે અહિંસક લડાઇના મોરચા શરૂ થઈ ગયા.

અમદાવાદ જીલ્લામાં આવેલું ધોલેરા એક વખત ગુજરાતનું ધીખતું બંદર હતું. ચોર્યાસી બંદરનો વાવટો ત્યાં ફરકતો હતો. ધનપતિની હવેલીઓ જાહોજલાલીની શાખ પૂરતી હતી.

વખત જતાં ધોલેરાની ખાડી પુરાવા લાગી. ધીખતું બંદર ભાંગી ગયું. જાહોજલાલીએ વિદાય લીધી. ધરતીની રોનક ઊડી ગઈ. ગામ ભેંકાર બની ગયું.

આ ધોલેરાની ખાડીમાં કુદરતી રીતે મીઠું પાકે. પણ, લોકોને એ મીઠું વાપરવાનો હક નહીં. એમણે તો ઈજારદાર પાસેથી જકાત ભરેલું મોંઘા ભાવનું જ મીઠું ખરીદવું પડે. સરકારનો એવો અન્યાયી કાયદો! ગાંધીજી કાયદાનો ભંગ કરે એ જ વખતે ધોલેરાને આંગણે પણ કાયદાનો ભંગ કરવાની સૌરાષ્ટ્રના સિંહ લેખાતા શ્રી અમૃતલાલ શેઠે હાકલ કરી. એમની હાકલના જવાબમાં મામલામ માટે મરી ફીટવાની ભાવનાવાળા સેંકડો સૈનિકો ધોલેરાને આંગણે ઊતરી પડ્યા. સત્યાગ્રહ છાવણી ધમધમવા લાગી.

જેવું સત્યાગ્રહનું રણશીંગું ફૂંકાયું અને લડાઇના પ્રથમ વાગ્યાં કે તરત જ ભાંગી ગયેલું ધોલેરા બેઠું થઈ ગયું. ગામની રોનક બદલાઈ ગઈ. લોકોમાં ઉત્સાહનાં પૂર ઊમટ્યાં. સત્યાગ્રહ માટે ધોલેરા ઉપર પસંદગી ઊતરી, એથી લોકોએ ધન્યતા અનુભવી. ગામને આંગણે જાણે યજ્ઞ મંડાયો હોય, એમ નાના મોટા સૌ કામે લાગી ગયા.

એક બાજુ સૌરાષ્ટ્ર-ગુજરાતમાંથી આવતા સ્વેચ્છા સૈનિકોના પ્રવાહથી સત્યાગ્રહ છાવણી ઊભરાવા લાગી. બીજી બાજુ અંગ્રેજ અમલદારો અને દેશી સિપાહીઓ સરકારી છાવણીમાં ખડકાવા લાગ્યા. એક બાજુ આઝાદી માટે પોતાની જાતનું બલિદાન આપી ખપી જવાની ભાવનાવાળા અહિંસક સત્યાગ્રહીઓ અને બીજી બાજુ સત્તા અને જુલમના જોરે પ્રજાને કચડીને પોતાનું રાજ ટકાવી રાખવા મથતી અંગ્રેજ સરકારના હથિયાર

ખખડાવતા સિપાહીઓ. આમ બંને બાજુએ મોરચા ગોઠવાઈ ગયા.

ધોલેરાને આંગણે જુદાં જુદાં સ્થળોએથી રવાના થયેલી સત્યાગ્રહીઓની ટુકડીઓ દરરોજ ઠલવાયે જતી હતી. એક દિવસ બળતા બપોરે, એકને જુઓ અને બીજાને ભૂલો એવા એક સરખા, હટ્ટાકટ્ટા ચાલીસ ચાલીસ જેટલા દૂધમલિયા જુવાનો અમરેલીથી લોકોની ભાવભરી વિદાય લઈને ધોલેરા આવી પહોંચ્યા.

સર જાવે તો જાવે, પર આઝાદી ઘર આવે, એ રણગીત ગાતા ગાતા આ જુવાનોએ ધોલેરામાં પ્રવેશ કર્યો અને ઉત્સાહઘેલા લોકોનું ઊમળકા ભર્યું સ્વાગત માણીને ગામ ગજવતા બધા છાવણીમાં પહોંચ્યા.

આ ટુકડીના કેટલાક જુવાનોને સમજુ માતાપિતાએ સત્યાગ્રહમાં જોડાવા રાજીખુશીથી રજા આપેલી. કેટલાક જુવાનોના નસીબમાં કુટુમ્બીજનોને કોચવીને નીકળવાનું લખાયું હતું, જ્યારે કેટલાક જુવાનોએ તો માતાપિતાને પૂછયાગાછયા વિના જ રણની વાટ પકડેલી.

આ ટુકડીમાં પુરુષોત્તમ નામનો એક જુવાન. અમરેલીની કપોળ બોર્ડિંગમાં રહીને વિનયમંદિરમાં અભ્યાસ કરે. તેને આર્યસમાજના સંસ્કાર, વિચાર અને ઝનૂન વારસામાં મળેલાં. ગાંધીજીની હાકલ સાંભળીને એ સંગ્રામમાં જોડાવા સાબદો થઈ ગયો, માતાપિતાને પૂછવાનું વેળું રહ્યું નહીં. સત્યાગ્રહની સેનામાં એ ભરતી થઈ ગયો અને અમરેલીની ટુકડીની સાથે ધોલેરાની છાવણીમાં આવી પહોંચ્યો.

બીજા સાથીઓ તો અમરેલી છોડયું અને ધોલેરા પહોંચ્યા એટલે માતાપિતા, ભાઈભાંડુ અને સગાસંબંધીઓની યાદ, ચિંતા કે વિચારમાંથી છૂટયા, પણ પુરુષોત્તમનું મૂળ વતન જ ધોલેરા. સત્યાગ્રહ પણ ધોલેરામાં. માતાપિતા ધોલેરામાં જ રહે. એમનાથી છૂપા તો રહી શકાય નહીં. અમરેલીમાં તો માતાપિતાને પુછાવ્યા વિના એ સેનામાં ભરતી થઈ ગયો, પણ ધોલેરા પહોંચ્યા પછી એને માટે માતાપિતાની સંમતિ મેળવવાનો સવાલ ઊભો જ રહ્યો.

પિતાને તો એણે અનેક વખત દેશની ગરીબી અને ગુલામી માટે ઉકળાટ અને દાઝ ઠાલવતા સાંભળ્યા હતા. ગરીબી અને ગુલામીનો અંત લાવવા માટે ઝઝૂમતા ક્રાન્તિકારી જુવાનોની વાતો અને વખાણ કરતાં તેઓ થાકતા નહીં. તેઓ ગુલામી અને ગરીબીનો અંત લાવવા માટે ગાંધીજીએ શરૂ કરેલી અનોખી લડાઈમાં જોડાવા માટે રાજીખુશીથી રજા આપશે, એવી પુરુષોત્તમને ઊંડે ઊંડે ખાત્રી હતી. પરંતુ ભોળી માતા લાગણીવશ થઈને સત્યાગ્રહમાં જોડાવાની કદાચ ના કહી દેશે, એવી એને દહેશત પણ હતી. માતા ના કહે તો શું કરવું, એની એના મનમાં ગડમથલ શરૂ થઈ ગઈ.

છાવણીમાં પહોંચ્યા પછી નાયકની રજા લઈને માતાપિતાને મળી, સંમતિ અને આશીર્વાદ લઈ આવવાની પુરુષોત્તમને ઘણી યે ઈચ્છા થઈ, પણ કોણ જાણે કેમ એના પગ ભારે થઈ ગયા. એક બાજુથી સત્યાગ્રહમાં ભાગ લઈ, જુવાનીનું ખમીર દેખાડવા એનું દિલ થનગની રહ્યું હતું, ત્યારે બીજી બાજુથી કદાચ માતા પિતા રજા ન આપે તો દેશની આઝાદી માટે લડવાનો જીંદગીમાં મળેલો મહામૂલો અવસર ખોઈ બેસવાની એને બીક હતી. શું કરવું એની સૂઝ પડતી નહોતી. વિચારમાં ને વિચારમાં સાંજ પડવા આવી, પણ ત્યાં સુધીમાં એની અરધી મૂંઝવણ ઓછી થઈ ગઈ.

પુરુષોત્તમના પિતાનું નામ જેચંદભાઈ. આર્યસમાજને રંગે રંગાયેલા. કુટુંબના ગુજરાન માટે ધોલેરામાં મીઠાઈ-ફરસાણની નાનકડી એવી હાટડી ચલાવે. સ્થિતિ સાધારણ પણ મનની મોટપનો પાર નહીં. લોકોનાં નાનાંમોટાં કામમાં આગળ પડતો ભાગ લે. ગરીબોને માટે ગજા ઉપરવટ ઘસાઈ છૂટે. ગામના પાંચ આગેવાનોમાં એમની ગણતરી થાય.

ધોલેરામાં સત્યાગ્રહની છાવણી શરૂ થઈ અને ગામના આગેવાનો તેની વ્યવસ્થાના કામમાં ગુંથાઈ ગયા. જેચંદભાઈ એમાં પણ મોખરે હતા. માતાપિતા, ભાઈભાંડુ, કુટુંબકબીલો છોડીને મોતના મોઢામાં ઓરાવા આવી પહોંચેલા સત્યાગ્રહીઓ માટે એમના દિલમાં ખૂબ જ માન. કોઈ સત્યાગ્રહી પોતાની દુકાન પાસેથી નીકળે અને પોતે થડા ઉપર બેઠા હોય તો એમને બોલાવી, તાણ કરી, ભાવપૂર્વક મીઠાઈ ખવરાવે. આ

બધી વાતો સાભળીને પુરુષોત્તમના હરખનો પાર રહ્યો પણ માતાપિતાને મળવા માટે ઘેર જવા હજી પગ ઊપડતો નહોતો.

"પરસોતમ! એ પરસોતમ!", નમતી સાંજે પુરુષોત્તમને કાને સાદ અથડાયો અને એ ઝબકીને ઊભો થઈ ગયો જુએ છે તો પિતા છાવણીના આંગણામાં દાખલ થઈને સાદ પાડતા પાડતા નજીક આવી રહ્યા છે પૂછપરછ કરતા કરતા તેઓ અમરેલીની ટુકડીના પડાવમા આવી પહોચ્યા

હવે તો પિતાને મળવાનુ ટાળી શકાય એમ હતું જ નહી પુરુષોત્તમ સામે ચાલીને પિતા પાસે ગયો અને પ્રણામ કર્યા

"બપોરનો આવ્યો છો અને હજી સુધી મોઢુ બતા યુ નહી, દીકરા!," પુરુષોત્તમના માથા ઉપર હાથ ફેરતા ફેરવતા પિતાએ મીઠા ઠપકો આપ્યો

"અમરલીમાં સત્યાગ્રહ માટે ભરતી શરૂ થઈ ત્યારે સત્યાગ્રહમા જોડાવા માટે તમને પુછાવવા જેટલો વખત ન હતો, એટલે એમને એમ ટુકડીમા નામ તો લખાવી દીધુ, પણ મોરચા ઉપર જતા પહેલા મારી બાના અને તમારા આશીર્વાદ લેવા ઘેર આવવાનો હુ વિચાર જ કરતો હતો" પિતાની હુફ અનુભવી રહેલા પુરુષોત્તમે મનની મૂઝવણ ઢાકીને વાત કહી

"અમરવીની ટુકડી આવી એટલે અમે માની જ લીધેલુ કે તુ એમાં હોઈશ તારી બા અને હુ બપોરથી તારી રાહ જોઈએ છીએ સાંજ સુધી ન આવ્યો એટલે મારે આવવુ પડયુ તને એમ હશે કે વખતે અમે તને રજા નહી આપીએ! જો એમ માન્યુ હોય તો તે તારા બાપને ઓળખ્યો નથી. ખરી રીતે તો મારે સત્યાગ્રહમા જોડાવુ જોઈએ મારી કાયા ઝીક ઝીલે એમ નથી, એટલે સત્યાગ્રહીઓની બને એટલી સેવા કરીને મન મનાવુ છું. પણ તને હુ ના પાડુ? તુ સત્યાગ્રહમાં જોડાયો એટલે હુ જોડાયો હોઉ તેટલો મને સંતોષ થયો છે માતા તો તને આશીર્વાદ જ હોય, પણ તારી બા તારી વાટ જુએ છે, એના આશીર્વાદ લઈ ને ખુશીથી તું તારી હોંસ પૂરી કર!" પિતાએ પુરુષોત્તમના વાંસે હાથ ફેરવ્યો.

પિતાના પ્રેમ અને આશીર્વાદમા નાહી રહેલા પુરુષોત્તમે ધન્યતા અનુભવી એના હરખનો પાર ન રહ્યો મન તો થયુ માતાના આશીર્વાદ લેવા માટે પિતાની સાથે જ ઘેર જવાનુ માતાના આશીર્વાદ મળશે એવી એને શ્રદ્ધા પણ જાગી, પરંતુ પ્રેમાળ માતા અને લાડકી બહેનની વિદાય લેતી વખતે પોતે જ ક્યાંક લાગણીવશ થઈને ઢીલો પડી જાય તો! મનમા ઘમસાણ મચ્યુ પણ માતા પાસે ગયા સિવાય તો છૂટકો ન હતો એટલે મોરચા પર જતા પહેલાં ઘેર આવી જવાની એણે કબુલાત આપી અને પિતાપુત્ર જુદા પડયા

સત્યાગ્રહસંગ્રામના લાડીલા સરદાર અને શૂરા સૈનિકોને વિદાય આપવા માટે ઉમટેલા માનવમહેરામણની ભાવભરી વિનાય લઈ ને છઠ્ઠી એપ્રિલના ઉગતા પહોરે અમૃતલાલ શેઠે ૨૧ સત્યાગ્રહીઓની ટુકડી સાથે કાયદાનો ભંગ કરવા કૂચ કરી સત્યાગ્રહીઓ તો અહિંસાને વરેલા હતા પરંતુ સામા પક્ષે હથિયારધારી સિપાહીઓની ખડકાયેલી ફોજ શુ કરશે એ અંગે લોકો તરેહ તરેહની અટકળો કરી રહ્યા હતા. ધરપકડ પણ થાય, લાઠીઓ પણ વિંઝાય, કદાચ ગોળીઓ પણ છૂટે અને લોહીનો છંટકાવ પણ થાય. આખરે લડાઈ એટલે લડાઈ! લોકોના દિલમાં લડાઈનો નશો હતો અને છતા હોમાઈ જવા માટ કૂચ કરતા સત્યાગ્રહીઓને વિદાય આપતી વખતે અનેક આંખો ભીની થઈ

સત્યાગ્રહસંગ્રામના સેનાની તરીકે સૌ પ્રથમ શ્રી અમૃતલાલ શેઠે દરિયાની ખાડીમા કુદરતી રીતે પાકેલા અને સૂરજનાં કિરણોમાં ઝગમગતા મારતા મીઠાની ઢગલી ઉપાડી કાયદાનો ભંગ કર્યો કે તુરત જ એમની ધરપકડ કરવામાં આવી. પણ બીજા સૈનિકો દરિયાની ખાડીમાંથી ઉપાડેલુ ચીનજકાની મીઠું લઈને જેવા આગળ વધ્યા કે સરકારી અમલદારો અને સિપાહીઓ એમની પાસેથી મીઠુ ઝૂટવી લેવા વરુની જેમ તૂટી પડયા સત્યાગ્રહી અને સિપાહીઓ વચ્ચે જેવા જેવો રંગ જામ્યો. સત્યાગ્રહીઓને લોહીલુહાણ અને અધમૂઆ કર્યા પછી જ એમની પાસેથી મીઠું

ઝૂંટવી શકાયું. હજારો લોકો આ જંગ નિહાળી રહ્યા.

અને લોકોને રણમોરચા ઉપર એક અદ્દભુત દૃશ્ય જોવા મળ્યું.

સત્યાગ્રહીઓની આ પહેલી ટુકડીમાં શિવુભા નામના એક ગરાસદાર. હથિયાર બાંધી જાણે અને વાપરી પણ જાણે. પડછંદ કાયા, પહોળી છાતી, ભરાવદાર ભૂજા અને રગેરગમા ક્ષાત્રવટની ખુમારી. ગાંધીજીની હાકલ સાંભળી, હથિયાર પડતાં મૂકી તેઓ સત્યાગ્રહમાં જોડાયેલા.

મીઠું ઝૂંટવવા માટે જેવો સિપાહીઓએ હલ્લો કર્યો કે તરત જ શિવુભા પગ ખોડીને મૂઠ્ઠી વાળેલા બેઉ હાથ પહોળા કરી, પહાડની જેમ ઊભા રહી ગયા. એમની મૂઠ્ઠી ઉઘડાવવા માટે એક એક બાવડે એક નહીં, બે નહીં પણ ચાર ચાર સિપાહી ચોંટી પડયા, પણ દોરાવાય બાવડું હેઠું નમે તો ને ! કોઈ કારી ફાવી નહી એટલે સિપાહીઓએ બટકાં ભર્યાં, લાકડી પરોવીને મૂઠ્ઠી ઉઘડાવવા મહેનત કરી પણ વાનમાં માય શુ ! શિવુભાની મૂઠ્ઠી ઉઘડે !

એવામા એકાએક શિવુભાએ પોતાની મેળે જ મૂઠ્ઠીઓ ઉઘાડીને મીઠું વેરી નાખ્યુ. સિપાહીઓને થયું કે જંગ જીતી ગયા. એમણે શિવુભાને છોડી દીધા.

વાઘજ જેવા શિવુભાએ રંગ જમ્યો ત્યાં એકાએક પોતાની મેળે મૂઠ્ઠીઓ ઉઘાડી મીઠુ વેરી નાખ્યું, એથી સૌને નવાઈ લાગી. હાથીની ચાલે ચાલ્યા આવતા પણ કંઈક ગમગીન દેખાતા શિવુભા નજીક આવ્યા એટલે સૌ સૈનિકો એમને ઘેરી વળ્યા અને મૂઠ્ઠી ઉઘાડીને મીઠું વેરી નાખવા માટેનું કારણ પૂછ્યું.

"એક એક બાવડે ચાર ચારને બદલે બાર બાર સિપાહી વળગીને સાંજ સુધી મથ્યા કરે તોય વાનમાં શું માય કે મારી મૂઠ્ઠી ઉઘાડી શકે? પણ એમના વાનરવેડા ભાળીને મારું લોહી તપવા લાગ્યુ. મન થઈ ગયું કે બેચાર જણના માથાં ભટકાડીને ભીંસી મારું. મનને કાબુમાં રાખવાનું મુશ્કેલ થઈ પડયું. મનમાં બીક લાગવા માંડી કે મારાથી હિંસા થઈ જાશે. પણ આ તો ગાંધીજીની અહિંસક લડાઈ, મારાથી હિંસા થઈ જાય તો લડાઈને અભડાવવાની મને નાનમ ચોંટે. એવી નાનમ ઓઢવા કરતાં મીઠું વેરી નાખવાની નાનંમ સારી" શિવુભાના ચહેરા ઉપર અહિંસક સત્યાગ્રહીનું તેજ ઝબકી રહ્યું.

સિપાહીઓએ ધારેલુ કે શિવુભાએ હારીને, થાકીને મૂઠ્ઠીઓ ઉઘાડી મીઠું વેરી નાખ્યું. પણ શિવુભાની વાત સાંભળ્યા પછી સૈનિકોને તથા લોકોને તુરત સમજાઈ ગયું કે અહિંસક સત્યાગ્રહી તરીકે શિવુભા મોટી જીત મેળવીને આવ્યા છે. જયઘોષથી સૌએ શિવુભાને વધાવી લીધા.

જંગની વાતો જોતજોતામાં ઘેર ઘેર ફેલાઈ ગઈ. જુવાનોને એથી જોમ મળ્યુ. પણ બહેનોમાં આ વાત સાંભળીને અરેરાટી વ્યાપી ગઈ.

બીજા દિવસે કાયદાનો ભંગ કરવા માટે ટુકડીનાં નામો જાહેર થયાં. એમાં પોતાનું નામ સાંભળીને પુરુષોત્તમ આનંદ અને ઉત્સાહથી થનગની ઊઠયો. પણ મોરચા ઉપર જતાં પહેલાં માતાને મળવાનો એક હૈયે ભેદરો બાઝે છે, એની યાદ આવતાં એ સહેજ ઢીલો પડી ગયો.

પિતાને આપેલા વચન પ્રમાણે માતાના આશીર્વાદ અને કુટુમ્બની વિદાય લેવા, ભારે હૈયે એણે છાવણીમાંથી બહાર નીકળી ઘર ભણી પગ ઉપાડયા.

પુરુષોત્તમ સત્યાગ્રહમાં જોડાયો છે અને આવતી કાલે એને કાયદાભંગ માટે જવાનું છે એ વાત એના કુટુમ્બમાં અને આડોશીપાડોશીમાં વાયુ વેગે પ્રસરી ગઈ. એકનો એક દીકરો ઘડપણને આરે પહોંચેલાં માબાપનો વિચાર કર્યા વિના, મોતના મોઢામાં ઓરાવા જઈ રહ્યો છે એને કુટુમ્બ ઉપર ઊતરી આવેલી આફત સમજીને પાડોશીઓમાંથી કોઈ પુરુષોત્તમનાં માતાપિતાને દિલાસો આપવા માટે તો કોઈ દીકરાને લડાઈમાં જતો રોકવાની સલાહ આપવા માટે એક પછી એક આવવા લાગ્યાં. જોતજોતામાં નાનકડું ઘર ભરાઈ ગયું.

પિતાનું વચન જોતાં, માતા રજા તો આપશે એવી પુરુષોત્તમને આશા જાગી હતી, પણ માતા રાજીખુશીથી રજા આપશે કે કેમ એની 'ગડમથલ'

અનુભવતો એ ઘેર આવી પહોંચ્યો. નાનકડી બહેન સામે દોડી જઈને ભાઈને ભેટી પડી. એકની એક લાડકી એવી આ બહેનને છોડીને સત્યાગ્રહમાં જવાનું છે એ ખ્યાલે પુરુષોત્તમ ગળગળો થઈ ગયો અને ધરતી સાથે જડાઈ ગયો, થોડી વાર પછી એ સ્વસ્થ થયો અને બહેનને સાથે લઈને લાગણીના ભાર સાથે એણે ઘરમાં પ્રવેશ કર્યો, સગાંસંબંધીઓ અને આડોશીપાડોશીથી આખો ઓરડો ભરાઈ ગયો હતો. કાગને ડોળે રાહ જોતી માતા બારણામાં જ ઊભી હતી.

પુરુષોત્તમે ઓરડામાં દાખલ થઈને માતાને પ્રણામ કર્યા. માએ લડાઈને મોરચે જવા માટે સાબદા થઈને આવેલા એકના એક લાડકા દીકરાને છાતી સરસો ચાંપી લીધો અને ક્યાંય સુધી એનો વાંસો પંપાળ્યા કર્યો. માદીકરાનો પ્રેમ આંસુ બનીને વહી રહ્યો હતો. સૌની આંખો ભીની બની. ક્યાંય સુધી કોઈ કશું બોલી શક્યું નહીં. ઓરડામાં શાન્તિ પથરાઈ ગઈ.

"પુરુષોત્તમ સત્યાગ્રહમાં જોડાયો છે. આવતી કાલે એને કાયદાભંગ માટે જવાનું છે. મેં તો એને મારા આશીર્વાદ આપ્યા છે, હવે તમારા આશીર્વાદ લેવા એ અહીં આવ્યો છે," આખરે એક ખૂણામાં શાન્તિથી ઉભેલા પિતાએ મૌન તોડ્યું.

માતા શું કહે છે એ સાંભળવા પુરુષોત્તમ ધ્યાનપૂર્વક એમની સામે જોઈ રહ્યો.

"તારા માબાપ તો ભગવાનનાં માણસ છે. એ તને રોકી નહીં શકે. પણ તારાં માબાપનો તું એકનો એક દીકરો તારા ઉપર કુટુમ્બનો આધાર. સત્યાગ્રહમાં જોડાયે કંઈ વિશેકાઈ છે? તારા માબાપના ઘડપણ સામું તો જો!" પુરુષોત્તમની માતા કંઈ બોલે ત્યાર પહેલાં કુટુમ્બનાં વડીલ હોવાનો દાવો કરતાં એક ડોશીમા બોલી ઊઠયાં.

પુરુષોત્તમના દિલમાં તેલ રેડાયું.

"તારે મન તું મોટો થઈશ. પણ મોઢામાં હજી માનું દૂધ ફોરે છે. કઈ અભાગણી મા પોતાના કલૈયા કુંવર જેવા એકના એક દીકરાને મોતના મોઢામાં ઓરાવા મોકલે? આજ સવારે જોયું નહીં! જમ જેવી પોલીસે બાપડા સૈનિકોને ડંડા ઝૂડી નાખ્યા! શિવુભા જેવા ગરાસિયાને ય અંતે થાકીને મીંડું નાખી દેવું પડ્યું. તારું એમાં કામ નહીં, ગગા! ભણવું ન હોય તો દુકાને બેસી જા!" એક પડોશણ બહેને સલાહ આપી.

પુરુષોત્તમના મનમાં ફાળ વધવા લાગી. વણસતા વાતાવરણમાં વધુ વખત ખોટી થવામાં એને જોખમ લાગ્યું. હિંમત એકઠી કરીને એણે કહ્યું, "બા! કાલ સવારે મારે સત્યાગ્રહ માટે જવાનું છે. તમારા આશીર્વાદ લેવા આવ્યો છું. રાજીખુશીની વિદાય આપો એટલે હળવો થઈને જાઉં."

"ખુશીથી જા બેટા! તને હા કહેતાં તો મારું કાળજું કોરાઈ જાય છે, પણ હું તને ના નહીં કહું. તારા બાપે તને આશીર્વાદ આપ્યા એટલે મારાય તને આશીર્વાદ છે. તું જા ત્યાર પહેલાં એક વાર તારું મોઢું જોઈ લઉં એટલા માટે તને એક આંટો ઘેર આવી જવા તારા બાપુજી સાથે કહેવરાવેલું. તારી લાડકી બહેને કંસાર રાંધી રાખ્યો છે. શુકનનો કોળિયો લઈને ખુશીથી જા અને તારી હોંશ પૂરી કર. ભગવાન તારી રક્ષા કરે." અત્યાર સુધી મૌન રહેલી માતાએ થોડામાં પોતાની લાગણીઓ ઠાલવી દીધી.

પુરુષોત્તમનું દિલ હરખથી નાચી ઊઠ્યું. એનું હૈયું હાથ ન રહ્યું. માતાને એ ભેટી પડ્યો. આડોશીપાડોશી સૌ અવાક બનીને જોઈ રહ્યા.

નાની બહેન કાંસાની થાળીમાં કંસાર લઈ આવી. પુરુષોત્તમે કંસાર ચાખી લીધો અને માતપિતાને પ્રણામ કરી, વહાલી બહેનને હેત કરી વિદાય માગી.

માતાએ પટારા ઉપર તૈયાર રાખેલી કંકાવટી લીધી. દીકરાના કપાળમાં ચાંદલો કર્યો, ચોખા ચોડ્યા, ગળામાં સૂતરની આંટી પહેરાવી અને બંને હાથે દુખણાં લીધાં. દિલમાં વહેતા આશિષ અને હેતના ઝરાને દસે ય આંગળાં ફૂટેલા ટચાકડાએ વાચા આપી. એકના એક દીકરાને માતાએ અંતરના આશીર્વાદ આપીને વિદાય દીધી.

પ્રણામ માતાપિતાને તથા લાડકી બહેનને

છોડીને જવું પુરુષોત્તમ માટે આકરૂં થઈ પડયું, પણ આવતી કાલનો અવસર ચૂકવો નહોતો. હિંમત એકઠી કરી, મન કઠણ કરી, લાગણીના ઝણઝણી ઊઠેલા તાર કાપી નાખી એણે ફરી માતપિતાને પ્રણામ કરી વિદાય લીધી વિષાદ અને આનંદની લાગણી સાથે એ છાવણીમાં પહોંચી ગયો.

"હે. પાર્વતી બહેન ! હજી તો ઊગીને ઊભો થાય છે એવા કાચાકુંવારા એકના એક દીકરાને મોતના મોઢામાં મોકલતાં તમારો જીવ કેમ ચાલ્યો? તમારા દીકરાને જતો જોઈને અમારા કાળજા વલોવાઈ જાય છે તમે તો એની જનેતા છો. તમને કાંઈ વિચાર ન આવ્યો ?" ટોળે વળીને બેઠેલી બહેનોમાંથી પુરુષોત્તમની માતા પાર્વતીબહેન ઉપર પ્રશ્નનો વરસાદ વરસી પડ્યો.

થોડીવાર તો પાર્વતીબહેને કંઈ જવાબ ન આપ્યો. ઓરડામાં ફરી શાન્તિ છવાઈ ગઈ.

ગાંધીજીએ જગાડેલ સ્ત્રીશક્તિની મૂર્તિસમા પાર્વતીબહેને થોડી વાર પછી, ધીર ગંભીર અવાજે જવાબ આપ્યો; દીકરાને લડાઈમાં વળાવતા તો બધી જનેતાયુંને વસમુ લાગે. હુ ય જનેતા છું, મને ય વસમું તો લાગે. એમાંય મારે તો પુરુષોત્તમ એકનો એક દીકરો. એને સત્યાગ્રહમાં જવાની હા કહેતાં મારું કાળજું કેટલું વલોવાયું હશે એ હું તમને કેમ કરીને દેખાડું ! પણ ગાંધીબાપુએ આપણા ભલા માટે જગન માંડ્યો છે આ જગનમાં સૌ પોતપોતાના જવતલ હોમે નહીં તો જગન અધૂરો રહે. અનેક જનેતાયુંએ કાળજાં કઠણ કરીને એમના પુરુષોત્તમને લડાઈમાં વળાવ્યા છે અને એ રીતે આ જગનમાં પોતાના જવતલ હોમ્યા છે. મારે ય મારા જવતલ હોમવા જોઈએ"

પાર્વતીબહેનની વાત સાંભળ્યા પછી કોઈ કશું બોલવાની હિંમત કરી શક્યું નહીં. ફરી શાંતિ છવાઈ ગઈ.

"ધન છે આ જનેતાને !," થોડી વાર પછી એક ડોશીમાં બોલી ઊઠયાં

પુરુષોત્તમની માતાના બોલ સાંભળીને, દૂર ઉભેલા જેચંદભાઈ ગૌરવ અને આનંદ અનુભવી રહ્યા.

થોડી વાર પછી સૌ ભારે હૈયે વિખરાયાં, પણ ખાલી થયેલા ઓરડાના વાતાવરણમાં ક્યાંય સુધી પાર્વતીબહેનનાં શબ્દો ગુંજતા રહ્યા. "મારેય મારા જવતલ હોમવા જોઈએ"

*

## દૂર જઈને નિંદા કરો

રાજા એન્ટિગોનસ વિશે કહેવાય છે, તે પોતાનો મિજાજ કદી ગુમાવાતો નહોતો. તે જાણતો હતો કે મિજાજ ગુમાવીને સામા માણસને શિક્ષા કરવી એ કરતાં માણસને એવો મીઠો ઠપકો આપવો કે જેથી એ શરમાઇ જાય અને ફરીવાર એવુ કામ કરે નહિ.

એકવાર તેને યુદ્ધના કારણસર રણભૂમિ પર જવાનો પ્રસંગ ઊભો થયો. તેના માટે એક ખાસ તંબૂ ઊભો કરવામા આવ્યો હતો. એ તંબૂની આસપાસ બીજા સૈનિકોની નાનીમોટી રાવટીઓ ઊભી કરવામાં આવી હતી.

રાતનો સમય હતો. રાજા પોતાના તંબૂમા જાગતો પથારીમાં પડયો હતો. તેને આજે ઊંઘ આવતી નહોતી. એ વેળા તેના બેચાર સૈનિકો તેના તંબૂ નજીક ઊભા હતા. તે લોકોએ માન્યું કે રાજા સૂઈ ગયો છે. એટલે તેમણે રાજા વિશે અનેક પ્રકારની સાચી ખોટી નિંદા કરવા માંડી.

રાજા આ બધું સાંભળી હસ્યો. થોડીવારે તે તંબૂમાંથી બહાર આવ્યો. પેલા તો બિચારા રાજાને જોઇને સ્તબ્ધ બની ગયા.

રાજા બોલ્યો : 'તમે, હું સાંભળી શકું નહિ એટલે દૂર જઇને નિંદા કરો તો સારું નિંદા સાંભળી હું તપી જઇશ તો નાહકની મારે સજા કરવી પડશે.

એટલું કહીને તે પોતાના તંબૂમાં પાછો ફર્યો.

# જીવનનો સરવાળો

ઈન્દુલાલ ગાંધી

શિયાળાની નિઃશબ્દ સાંજ હતી. પંખીનો કલરવ નીરવતાના કાનમાં વિષાદની ઘેરી ફૂંક મારી જતો. બાલ્યાવસ્થાને હીંચકે હીંચતાં બાળકો એકાદ નવી રમતની શોધમાં હતાં. પીપળાનાં સૂકાં પાન પવનના સુસવાટાથી બચવા ડાળીને જોરપૂર્વક બાઝી પડી રડારોળ કરી રહ્યાં હતાં. સંધ્યાએ આ નિઃસાર લાગતા સંસારમાં અંતિમ સાર જેવા ગણાતા સૂર્યનાં રહ્યાંસહ્યાં કિરણોની પોટલી બાંધીને ચાલતી પકડી હતી. કાજળ ઘેરી રાત જાણે સર્વસ્વ લૂંટાઈ ગયું હોય તેમ લમણે હાથ દઈ બેઠી હતી ત્યારે ..

એક આદમી જીવનનાં અણઉકેલ્યા સરવાળા ઉકેલવા ઉતાવળ કરી રહ્યો હતો. સમય ખલાસ થઈ રહ્યો છે એવી આસબેલ આપતાં શ્વાસ ઊંચાં નીચાં થઈ રહ્યાં હતાં. જીવનનું સરવૈયું જમા ઉધાર થયા વિના અચાનક સંકેલાઈ ન જાય તે માટે કાગ-પરીક્ષક ઉતાવળ કરી રહ્યો હતો.

નાનાં નાનાં પરા મૂકી આવેલી એક્સપ્રેસ ટ્રેન જેવી વેગીલી ગતિએ દોડી જતું મન જાણે યાર્ડમાં આવી રહ્યું હોય એમ ધીમું ધીમું કાંઈક વિચાર કરી રહ્યું હતું અને તીણી વ્હીસલ શરૂ થઈ ગઈ હતી.

મરતાં આદમીનું શરીર ચેતન જતું કરે એ પીડા સૌ કોઈથી જોઈ-સમજી શકાય તેવી છે. પણ આ તો મનની મૂડી. મૃત્યુ જેવો લાગણીશૂન્ય દૈત્ય પણ આનો કબજો લેતાં નાકલીંટી ખેંચે છે. જ્યાં જે પોતીકું નથી, તેમજ કાયમી નથી ત્યાં જોર કરી કેટલો વસાવટ થઈ શકે? એક પછી એક યાદ મનનું માળખું ખાલી કરી આંખ વાટે સરકવા લાગી સંધ્યા ઓસરતી જતી હતી અને 'જલદી કરો' ના હોંકારા સંભળાતા હતા.

ચોથી પહેલાં શીખાતી કક્કા જેવું બાળપણ સ્મરણમાં ચડ્યું હોય તેમ વ્યાકુળતાથી વારંવાર તંગ બનતાં છતાં પણ બે પળ માટે કુમાશ અનુભવી રહ્યાં. આંખમાં બાલપણનાં કેટલાક ન સમજાયા છતાં વસી ગયેલા બનાવો ધીમે ધીમે સરકવા લાગ્યા અને એક યાદી ભૂંસાઈ ગઈ.

ત્યાર બાદ ફૂલ ખીલતાં અને ઊઘડતાં જે જે વીત્યું તેની પુનરાવૃત્તિ તો આંખ મટકું મારી ઊઘડે તેટલીવારમાં થઈ ગઈ. હો હા કરતાં સ્મરણો ફેરબદલી સ્વીકારી રહ્યાં હતાં.

ચાલીસીને ઓવારે જ્યારે આ માનવી શૂન્ય મનસ્ક ઊભો ઊભો એક દિવસ માથામાં આવેલ બે ચાર ધોળા વાળ ખેંચી કાઢતો હતો, ત્યારે એક આશાભર્યા નવયુવાનની તાજી જ દાઢી ઠારી આવેલો તેનો છોકરો આ જોઈ રહ્યો. છોકરાને મન તેનો બાપ યુવાની ઢાંકવા આમ કરતો હતો. તરત જ તે બોલ્યો

'શું કરતાં હતાં તમે?'

'ભાઈ! મારી ઉંમરેતું પણ આવા સવાલ-નો જવાબ આપી શકીશ નહિ.'

પહેલી વીસીમાં પાટું મારનારને ક્યાંથી ખબર હોય કે ચાલીસીને સ્પર્શે જ સૌ કોઈ તત્ત્વજ્ઞાની બનવા લાગે છે.

બાળપણનાં મિત્રોને યુવાનીમાં બેદરકારી-પૂર્વક ખસેડી શકાય છે પણ ચાલીસી પછી એ જ ભૂલાયેલાને મિત્રો બનાવવાની શા માટે ઈચ્છા થતી હશે? આમાંથી કોઈ નજીવી ઓળખાણ ધરાવતો મિત્ર જો ગુજરી જાય તો શા માટે દિલ્હો લગી ગમગીન થવાનું હશે? આવા આવા અણઉકેલ્યા પ્રશ્નોના જવાબ ત્યારે મૂંગા રહેતા હતા.

હજુ ગઈ કાલે જ ખબર મળ્યા કે તેનો આવો મિત્ર તાજેતરમાં ગુજરી ગયો છે.

આ મિત્ર એકમેકનાં નામ યાદ રાખવા પૂરતો

જ ન હતો. ખૂબ મથામણ પછી નામ પરથી ચહેરા અને ચહેરા પરથી પ્રસંગો યાદ થઇ શકે તેમ હતાં. છતાં આખો દિવસ તે મનમાં ને મનમાં રડયો હતો, તે આખી રાત મટકું મારી શકયો નહોતો. મનમાં ઊંડી ગમગીની સાથે એક નવી જાતનો ડર પેસી ગયો હતો છતાં આ વાત કોઈને પણ કહ્યા વિના મૂંગા મૂંગા સહી લેવા જેવી હતી.

જેને પાછું વાળી જોયા વિના પંથ કાપવાની ટેવ હોય છે, તે પાછળ મોં ફેરવે ત્યારે 'હજી થોડુંક ચાલવું છે' તે યાદ ચડવાને બદલે 'ઘણું ચાલી નાખ્યું છે' એ વાત જ યાદ રહી જાય છે ને તે જ વાતને વિસામો લેવાનું મન થઇ આવે છે. જીવનમાં પણ જેણે જરૂર વિનાના ઘણાં વિસામા લીધા હોય છે તેને નક્કી કરેલી મંઝીલ કાપ્યા વિના જ અચોક્કસ સમયે શોધી જવું પડે છે.

કોઈ અફાટ રેતાળ-પ્રદેશમાં તરસ્યે મરતા મુસાફર માટે, પાણીની નાનકડી ટબૂડી લઇ કોઇ બાળક ઊભું હોય એમ અચાનક છેલ્લા પ્રવેશરૂપે તેના પૌત્રે બૂમ મારી.

'દાદા, મને ઓળખો છો? હું તમારો લલિત'

કાન સાંભળી શકે છતાં જીભ જવાબ વાળી ન શકે, આંખ જોઇ ન શકે, મન વિચારી ન શકે– આ દુઃખો અનુભવ્યા પહેલાં સમજાતાં નથી ને અનુભવ્યાં પછી કહી શકાતાં નથી.

'ઓહ!' વૃધ્ધે એકાક્ષરી વેદના વ્યક્ત કરી.

આ એક વાકયમાં તેના સમગ્ર જીવનની સાચી ફરીયાદ હતી, પણ અત્યારે તો તેનો એક જ સામાન્ય અર્થ થતો હતો: 'છેવટની મિનિટો.'

'શું થાય છે તમને?' સૌ કોઇના મોમાં આ શબ્દો હતા.

મરનાર શું બોલે? મનની મૂડીને લૂંટાતી રોકવા માટે તેની પાસે ઉપાય નહોતો. અત્યાર સુધી જીવનના સરવાળા સંપૂર્ણ રીતે ફૂકલવાનું તેને ગાંડપણ લાગ્યું હતું તે બદલ અફસોસ કરતાં તેણે આંખો મીંચી દીધી.

આવા જ્ઞાન કરતાં અજ્ઞાન સારું, કારણ કે એમાં કશી વિરક્તી ઘૂસી ન શકે એવી શૂન્યતા છે.

*

## ચિંતા શા માટે ?

ફ્રાન્સના એક મહાન સંતનું નામ ઈવોહિલારી હતું. જીવનમાં તેમણે એક જ સિદ્ધાંત રાખ્યો હતો કે ઈશ્વર પર પૂરી આસ્થા રાખવી, ગરીબગુરબાને બને તેટલું દાન કરવું.

અત્યંત નિર્ધન અવસ્થામાં રહીને જ તેઓ પોતાનું જીવન ગુજારતા હતા. મનમાં અભિમાન જેવી તો કોઈ વસ્તુ જ નહિ. તેમને પહેરવા માટે એક સારું વસ્ત્ર પણ રહ્યું નહોતું. છતા એ વાતનો એમને મનમાં સહેજ પણ રંજ હતો નહિ. તેઓ તો એમ માનતા હતા કે ગરીબોને આપવાથી આપણે નિર્ધનતા પ્રાપ્ત કરીએ એજ એક સાચી ઈશ્વરસાધના માટે અનુકૂળ દશા છે.

એક વાર તેઓ પોતાની ઝુંપડીમાં એક પાદરી સાથે વાતચીત કરતા હતા. એવામાં તેમની ઝુંપડી પર કોઈ ભિખારી ચડી આવ્યો. બેત્રણ દિવસનો એ ભૂખ્યો હતો. તેનું શરીર જોઈને જ એ વાતની ખાતરી થતી હતી. ઝુંપડીમાં કશું હતું નહિ એક ખૂણાની અંદર એક રોટલો પડ્યો હતો સંતે પાદરીને રોટલો આપી દેવા સૂચના કરી. પાદરીએ તેમ કર્યું. પણ પછીથી તેણે પૂછ્યું: 'આપ શું ખાશો?'

સંત બોલ્યા: 'ભાઈ, મને અત્યારે ભૂખ લાગી નથી, એટલે ભવિષ્યની ચિંતા અત્યારથી શું કામ કરું. ભૂખ લાગશે ત્યારની વાત ત્યારે! અત્યારે ઈશ્વરની દયા વિશે જ આપણે વાત કરીએ એ વધુ ઊચિત છે.'

# ઈશ્વરમાં શ્રદ્ધા

સુરેશ પંડિત

ઇશ્વર પરની અખૂટ શ્રદ્ધાના બ્યાનો તો આ ધરતી પર ઠેર ઠેર વેરાએલા પડયા છે ઇશ્વર છે અને તે કલ્યાણ કરશે આ વિશ્વાસ આ દેશની પરંપરામાં અભંગ રહ્યો છે ને એનામાં ગાઢ શ્રદ્ધા પ્રગટ કરનાર છેલ્લા મહાત્મા ગાંધી હતા

ચોટીલાના [સૌરાષ્ટ્ર]ના વિરજી ભગતને સ્થાનકમાં સૌરાષ્ટ્રના સંત મહાત્માઓને નોતરી ભક્તિની ગંગા વહાવવાનું દીલ થયું જગ્યાની આર્થિક સ્થિતિ બહુ સારી ન હતી પણ સંતોને નોતરી જગ્યાનું આંગણું પાવન કરવા પ્રબળ તિતિક્ષા એટલે દશ હજાર રૂપિયાનું કરજ કરી જગ્યામાં સીધું સામાન ઘી ગોળ આદી લાવ્યા જગ્યાધારીઓને અને સંતોને કંકોત્રી લખ્યા ઘણા માણસો આવ્યા મેળો ત્રણ દિવસ ચાલ્યો ભજન-કીર્તન-કથાની ઝૂક બોલી

પ્રસંગ પૂરો થયોને ઉઘરાણી વાળા આવી આવી તકાદો કરવા માંડયા પણ ઇશ્વરમાં અખૂટ શ્રદ્ધા વાળા વિરજી ભગત જવાબ દે, 'ભાઇ થોડા દિવસ થોભી જાઓ ઈશ્વર સૌ સારા વાના કરશે' પણ જગ્યાના માણસો ભગતને કહેતા 'ભગત બાપા ભગવાન હવે કયાથી સારા વાના કરશે ? જગ્યાના સેવકો તો બધા ગજા સંપત રકમ આ મેળામા ધરીને જ ગયા છે ?'

'તોય ભાઈ આ પ્રસંગ તો ઇશ્વરને ગમતો હતો તે ઇશ્વર જ એ ઉકેલશે'

થોડા દિવસો પછી રાજકોટથી વળતા લીંબડી ઠાકોર જસવંતસિંહજી ચોટીલા જગ્યામાં રાત રહ્યા તે દિવસે રેલવે માત્ર વઢવાણ સુધી જ આવેલી એટલે રાજકોટ સુધી ગાડીઘોડાથી કે પેદલ જવાતુ

રાત્રે તેઓ જગ્યામા ભગવાનના દર્શન કરવા બેઠા હતા ત્યા તેમણે વિરજી ભગત પાસે ઉઘરાણી વાળાને કડક ભાષામાં ઉઘરાણી કરતા સાંભળ્યા ને પોતાના ઉતારે આવી જગ્યાના કામદારને દેવા સંબંધી અને દેવાના કારણ સંબંધી પૂછપરછ કરી કામદારે બધી વાત કરી ને લીંબડી ઠાકોરે સવારમાં જગ્યા પરનું તમામ કરજ ભરપાઇ કરી આપ્યા પછી જ લીંબડી ગયા

વિરજી ભગતની ઇશ્વર પ્રત્યેની શ્રદ્ધા ફળી

*

સત્યની ને ગુરુની ખોજમા નીકળેલ મહર્ષિ દયાનંદને સમાચાર મળ્યા કે નર્મદાના જંગલોમા તમને કદાચ આવા મહાપુરુષ મળી આવે એટલે કાષાય વસ્ત્રધારી દયાનંદ નર્મદાના ગાઢ જંગલમા એકાકી ચાલ્યા

ભગવા પરિધાન યુક્ત સંન્યાસીને આમ એકલ દોકલ જંગલમા આગળ જતા જોઇ ત્યા વસવાટ કરનારાઓએ બે હાથ જોડી કહ્યુ 'સ્વામીજી! આપ આગળ જાઓ છો પણ ત્યા હિંસક જાનવરોનો બહુ ભય છે કમમા કમ આપ એક લાઠી સાથે લઇ જાઓ'

સ્વામીજીએ તે લોકોનો આ પ્રસ્તાવ સ્વીકાર્યો ને લાકડી હાથમાં લઇ જંગલમાં થોડે આગળ ચાલ્યા ને વિચાર સ્ફૂર્યો

'મે આ શુ કર્યું ? લાકડી હાથમા કેમ લીધી ? મને શુ ઇશ્વરમાં વિશ્વાસ નથી ? તે મારી રક્ષા શુ નહિ કરે ?

ને ત્યાંજ લાકડી ફગાવી દઇ આગળ ચાલ્યા

જરા દૂર ગયાને રસ્તા વચ્ચે એક રીંછ મળ્યુ મહર્ષિની સામે જ તે બે પગે ઊભા રહી હુમલો કરવા તત્પર બન્યુ.

સામે મહર્ષિ સ્વસ્થ ને શાંત ઊભા રહ્યા

બીજી જ ક્ષણે રીંછ ચૂપચાપ ઝાડીમા સરકી ગયુ ને સ્વામી દયાનંદ આગળ ચાલ્યા

ઇશ્વર પરની શ્રદ્ધાએ તેમની વહાર કરી એમ કહ્યા વિના ચાલે તેમ છે?

*

સાબરમતી આશ્રમમાં બાપુ અને રાવજીભાઈ પટેલ બેઠા હતા ઠંડક ઠંડી જેવું જણાતાં કસ્તુરબાએ બાપુની પીઠ પર એક ચાદર ઓઢાડી. થોડી વારે એક સાપ બાપુના ખભા પર ચડયો. રાવજીભાઇએ આ જોયું ને તેમણે બાપુને આ વાત કરી. ઇશ્વરમાં અટલ શ્રદ્ધાવાન બાપુ જરા પણ થડકયા નહિ કે ડર્યા નહિ. રાવજીભાઇ ચાદરમાં સર્પ લપેટી તેને દૂર નાખી આવ્યા. આ સ્થળે કહેવું જોઇએ કે ઇશ્વર પરની શ્રદ્ધાએ જ બાપુને અભયનું દાન મળ્યું.

*

નરસૈયો દીકરીનું મોસાળું–મામેરું લઇ ઉના ગયા. સાથે શું લઇ ગયા? તુલસીની માળા ને ગોપીચંદન. કુંવરબાઈ રોઇને બોલી 'બાપુ! આજ મારી મા ન મળે નહીંતર તમને બે લુંગડાના ગાભા લઈ મોકલત.'

નરસૈયાએ કબૂલ કર્યું કે 'સાચી વાત છે. બેટા વહેવારની મને ગમ નથી.'

પણ સાથે સાથ એય નક્કી કર્યું કે દીકરીને નાગરી નાતમા ક્યાય ન થયુ હોય તેવું ઉત્તમ મોસાળું કરવુ, પણ એ કરવુ કેમ? પોતે તો વૈષ્ણવ હતા. અપરીગ્રહી હતા. સાથે સાથ ઇશ્વરમા અખૂટ શ્રદ્ધાવાન હતા. દીકરીના દુઃખ સારું ઇશ્વરને એણે મામેરું કરવા વીનવ્યા. પછી દૈવી પ્રેરણાથી શામળશાના કુંતારેએ મામેરું પાહ્યું કે ખુદ ઈશ્વર આવ્યા પણ કુંવરબાઇને અજોડ મામેરું ત્રાહિત તરફ થયું ને એમા નરસૈયાની ઇશ્વર પ્રત્યેની શ્રદ્ધાનું એ ફળ હતું એમ તો તે દિવસે બોલાતું અને આજે પણ તે વાત સ્વીકારાય છે.

*

તુલસીશ્યામમાં મથુરાદાસ નામે એક મહાત્મા રહે. કદી મંદિરમાં વસે કદી મંદિર બહાર ઓટા પર પડયા રહે ને ઈશ્વરનું નામ રટતા વાંસળી વગાડયા કરે. એક વાર એમને સર્પે દંશ દીધો. સૌએ દંશ પર તરત ઉપચાર કરવા આ મહાત્માને જણાવ્યું પણ મહાત્મા મથુરાદાસે દવાનો સાફ ઇન્કાર કરતાં કહ્યું: 'દવા કરતા ઇશ્વરમાં બહુ શ્રદ્ધા છે. એને મારવો હશે તો મારશે ને જીવાડવો હશે તો જીવાડશે.'

ને જાણે કાંઇ બન્યું જ નથી તેમ વાંસળી વગાડવા માંડયા. નિજાનંદની મસ્તી અને ઈશ્વર પરની અટલ શ્રદ્ધાએ તેમને વિષ ન ચડયું ને સાજા સારા રહ્યા.

વિષ સામે પણ જીવનશક્તિ ટકાવી રાખનાર ઇશ્વર પરની શ્રદ્ધાનું બળ જ હતું એ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી.

*

અઢારમી સદીમાં નવદીપમાં રામનાથ તર્ક-સિદ્ધાંત નામે પ્રકાંડ વિદ્વાન અને આચાર્ય થઈ ગયા. તેઓ ગરીબ હતા. કૃષ્ણ નગરના મહારાજા શિવચંદ્ર તેમની પાસે ભણેલા ને તેમને કાને ગુરુના દારિદ્રની વાત ગઇ.

જંગલમાં તેઓ આચાર્યના નિવાસથાને આવ્યા ને બે હાથ જોડી કહ્યુ: 'હું આપને કંઇક સહાય કરવા આવ્યા છુ તે સ્વીકારો.'

રામનાથે કહ્યું: 'મારે કોઈ ચીજની આવશ્યકતા કે દુઃખ નથી આટલું છતા ઘરનો વહેવાર મારા અર્ધાંગના ચલાવે છે તેમને પૂછો!'

મહારાજા આચાર્યના ઘેર ગયા ને તેમના ધર્મપત્નીને વંદના કરી કોઇ જરૂરિયાત હોવા અંગે ને હોય તો સ્વીકારવા વિનંતી કરી.

જવાબમાં રામનાથના અર્ધાંગના બોલ્યા: 'અમારે કોઇ વાતે દુઃખ નથી, પહેરવા ચીથરું છે, પાણીનો ઘડો છે, સુવા માટે ચટાઈ છે. વળી મારા હાથમાં ચૂડી છે, ને અમને પતિ–પત્નીને ઈશ્વરમાં અખૂટ શ્રદ્ધા છે. કહો હવે અમારે કઇ ચીજની કમીના રહી?'

મહારાજા આ ઈશ્વરી શ્રદ્ધા યુક્ત દંપતિને ફરી વંદના કરી પાછા વળ્યા.

*

શીખવીર મહારાજા રણજીતસિંહના રાણી ચંદ્રકુંવરીને અંગ્રેજોએ ચૂનારના કિલ્લામાં અટકાયતમા રાખેલ મહારાણી રાતના ત્યાંથી ભાગ્યા તેમને ગમે તે ભોગે પકડવા અંગ્રેજ સેના છૂટી સરકારના દુશ્મન ગણાએલ રાણી ચંદ્રકુંવરીને આખા ભારતમાં કોઈએ રાજ છીનવાઈ જવાના ભયે આશરો ન આપ્યો અથડાતા કુટાતા લપાતા છૂપાતા રાણી નેપાલ પહોચ્યા ત્યા મહારાણા જંગબહાદુરે તેમને આશરો આપ્યો ત્યારે નેપાળની રાજસભાએ અંગ્રેજો રાજ લઈ લેશે આ ભય બતાવ્યો ત્યારે મહારાણાએ કહ્યુ 'ભગવાન પશુપતિનાથમા મને અખૂટ શ્રદ્ધા છે મા પાર્વતિના સ્વરૂપ સમા નારી જાતિની રક્ષા કાજે મે જે કર્યું છે તેમા અંગ્રેજો મારો વાળ પણ વાંકો નહિ કરી શકે'

સાચે જ મહારાણાની પશુપતિનાથ પરત્વેની શ્રદ્ધા ફળી તે હિંદુસ્તાનના ગવર્નર જનરલે થોડી લખાપટ્ટી કરવા સિવાય મહારાણાને કશુ જ ન કર્યું

*

ભારતની સંસ્કારમૂર્તિ સમા માલવપતી ભોજનું અવસાન થયું ને ત્યાં છૂપા વેશે રહેલા ગુર્જરપતિ ભીમદેવના મંત્રી ડામરે ભીમદેવને માલવા પર ચડી આવવા સમાચાર મોકલી દીધા પણ ભીમદેવનીય પહેલાં કાશીપતિ કર્ણરાજ વહેલાં માલવા પર ચડી આવ્યા ને ધારાનગરીમા પ્રવેશી ખજાનો હાથ કર્યો

એજ પળોમાં ભીમદેવ લશ્કર લઈ આવી પહોચ્યા વ્યર્થ રક્તપાત અટકાવવા ધારાની લૂંટ ભીમદેવ અને કર્ણરાજે સરખે હિસ્સે વહેચી લેવા નક્કી કર્યું

બીજે દિવસે સૌ મળ્યા ભાગ પાડવાનું કામ કર્ણરાજને સોપાયુ હીરા, મોતી માણેક, નીલમ, પોખરાજ સૂવર્ણ હાથીદાંત, આદીના ગંજ એક બાજુ રાખી કાશીનરેશે એક શંકરનું લીંગ બીજી બાજુ મૂકી ભીમદેવને કહ્યુ

'ગુર્જરપતિ! આ બે ભાગ થયા એક ભાગમા ધારાનો બધો ખજાનો છે બીજી તરફ આ એક માત્ર શીવલીંગ છે બે ભાગમાંથી તમને જે ગમે તે લઈ લો ભાગ ઉપાડવાનો પહેલો હક્ક તમારો

એક પળ વિચાર કરી બીજી જ પળે જ શીવલીંગ ઉપાડી લેતા ભીમદેવ સોલંકીએ કહ્યુ' 'હું તો આ ઇશ્વરને જ લઈ જઈશ ઇશ્વર મારા ભેરે હશે તો મને પાર્થિવ વસ્તુઓ જે સુખ આપશે તેથી અનંત ગણું સુખ આ ઇશ્વરના સાંનિધ્યથી મળશે'

*

વલ્લભાચાર્યજી અને તાનસેનનું યોગાનુયોગ એક ગામડામા મળવાનુ થયુ આચાર્યને તાનસેને એક ગાન સંભળાવ્યુ એ પછી આચાર્યશ્રીની આજ્ઞામાં ગોવિંદ સ્વામીએ તાનપુરામાં એક પ્રભુ પદ ગાયુ પણ એ ગાન એવુ તો મનોહર ને અદ્ભુત હતુ કે ઝાડ પરના પંખીઓ સુદ્ધાં સ્થિર બની રહ્યા જનસમૂહ ભાન ભૂલી ગયો

તાનસેન પણ આ ગાન પર મુગ્ધ બન્યાને આચાર્યને કહ્યુ

'પ્રભુ મારા ગાનમા આવી મીઠાશ કેમ ન મળે?'

આચાર્ય જવાબ વાળ્યો 'ગોવિંદ સ્વામી ગાન ગાય છે ત્યારે એના હૃદયમા શ્રદ્ધા હોય છે કે મારુ આ ગાન ઇશ્વર સાંભળે છે અને ઇશ્વર પ્રિત્ય થૈજ હું ગાઉ છુ જ્યારે તમે કેવળ માનવોને રિઝવવા ગાઓ છો ગાતી વેળા ઇશ્વર પર તમારી શ્રદ્ધા હોતી નથી એટલે ગાન અદ્ભૂત થતું નથી તમને જ્યારે ઇશ્વરમા શ્રદ્ધા પ્રગટશે ત્યારે આવુ જ સુર માંઈ શકશો ગોવિંદ સ્વામી ઇશ્વર પ્રત્યે અખૂટ શ્રદ્ધા વાળા છે'

*

સદ્ભાગ્યે ઇશ્વરમાં આવા શ્રદ્ધાયુક્ત સંત મહાત્માઓ આ ધરતી પર પ્રગટ્યા છે સૂરદાસ તુલસીદાસ, મીરાં, નાભાજી, નામદેવજી તુકારામજી, એકનાથ, જ્ઞાનેશ્વર રામદાસ, નાનક, જનાબાઈ સખુબાઇ, મુક્તાબાઈ રંકા, બંકા, કબીર, વલ્લભાચાર્ય, સહજાનંદ સ્વામી ચૈતન્ય મહા પ્રભુ નરસૈંયો, ગાંધીજી આદીની તો હારમાળા અનંત છે પુરાણો ઉપનિષદો ને સ્મૃતિઓ, ઇશ્વર પ્રત્યે શ્રદ્ધાવાન થવાના પ્રથમ સોપાન છે એનું વાચન– શ્રવણ ઇશ્વર પ્રત્યે શ્રદ્ધાવાન થવા માટે જ છે

# શ્રદ્ધા – સંગમ

પ્રકાશ ગજ્જર

એક ગંજાવર વહાણુ તોફાનમાં સપડાઇ ગયું હતું. દરિયાની વાવડો અને મોજાં એકઠાં મળીને એને ડૂબાવી દેવા માટે હોડ બકી રહ્યાં હતાં. વહાણુ ડૂબ્યું કે ડૂબશે એમ લાગતું હતું. આખા વહાણુ ઉપર રડારોળ થઇ ગઇ હતી. આવા વાતાવરણુ વચ્ચે પણુ એક વૃદ્ધ ખૂબ જ શાંતિથી તૂતક ઉપર ઊભો રહ્યો હતો. આ હાલકડોલકમાં પડી ન જવાય એટલા માટે એને વારંવાર બાજુના થાંભલાનો આશ્રય લેવો પડતો હતો.

એને આટલો બધો શાંત જોઇને એની વૃદ્ધ પત્ની વધારે અકળાઇ ગઇ. એણે પૂછ્યું પણુ ખરું "કેમ તમને આ તોફાનનો કશો ડર નથી લાગતો ?"

આ વાતનો જવાબ આપવાને બદલે એ વૃદ્ધે પોતાના ખિસ્સામાંથી પિસ્તોલ કાઢીને વૃદ્ધ પત્ની તરફ ધરી. વૃદ્ધાને કશું ન સમજાતાં એ એમ જ ઊભી રહી. વૃદ્ધે પૂછ્યું :

"તું શાંત કેમ છે ? તને મારી પિસ્તોલનો ડર નથી લાગતો ?"

"ના," વૃદ્ધાએ એ જ શાંતિથી જવાબ આપ્યો.

"કેમ ! આ પિસ્તોલ ફૂટે તો પળમાં તારા રામ રમી જાય કે નહીં ?"

"પણુ મને એટલો વિશ્વાસ તો હોય ને કે તમે પિસ્તોલ ફોડો જ નહીં ! આ નાટક તમે કેમ કરો છો એની મને ખબર નથી. પણુ મને એટલી શ્રદ્ધા તો ખરી જ કે તમે મારું બૂરું થાય એવું કદી જ નહીં કરવાના. પછી હું શા માટે અશાંત થાઉં ?"

"તો ભગવાન આ દરિયાઈ તોફાનનું નાટક કરે એમાં હું શું કામ અશાંત થાઉં ? મને પણુ પૂરી શ્રદ્ધા છે કે એણે આ તોફાનની પિસ્તોલ આપણા તરફ તાકી છે પણુ એમાં અકળાવવાનું શું ? આટલો સમય તું મારી સાથે રહી ને તને મારામાં આટલી શ્રદ્ધા જાગી તો પરમ પિતા પરમેશ્વરની મંગલકારી શક્તિમાં આપણે અશ્રદ્ધા ઊભી કરવી શા માટે ? એ જે કાંઇ કરે છે તેને બરાબર માનીને શ્રદ્ધા સાથે આખું જીવન એને શરણે સમર્પિત કરીને ચાલીએ તો અશાંતિ આવે ક્યાંથી ?"

શ્રદ્ધા વિષેની આ પાયાની વાતની આપણુને બરાબર ખબર નથી, એટલે જ તો જીવનની ઘણીબધી ઘટનાઓ આપણુને પરેશાન કરી મૂકે છે ને ! હકીકતમાં શ્રદ્ધા વિષે આપણે ત્યાં એટલું બધું અજ્ઞાન પ્રવર્તે છે કે મને એમ કહી દેવાનું મન થાય છે કે આપણે ખરેખર તો શ્રદ્ધા વિષે કશું જાણુતા જ નથી !

પોતાની જાતને બુદ્ધિશાળી, તર્કશીલ અને વૈજ્ઞાનિક મનોદશાવાળા તરીકે ઓળખાવનારાઓ તો શ્રદ્ધાના નામથી ભડકીને અઘા જ ભગે છે, એમને કોણુ સમજાવે કે એમની અશ્રદ્ધા એ પણુ એક અઘોર શ્રદ્ધા જ હોય છે ! એ શ્રદ્ધા નકારાત્મક દિશામાં વળી ગઇ હોય છે એટલો જ ફેર. બાકી એમની અશ્રદ્ધામાં કેટલી અંધશ્રદ્ધા હોય છે એનું એમને ભાન પણુ નથી હોતું.

પણુ એથી કાંઇ પોતાની જાતને શ્રદ્ધામય માનનારાઓએ ફુલાઇ જવાની કશી આવશ્યકતા નથી. શ્રદ્ધાને પોતાની વૈજ્ઞાનિકતા છે એની બહુ ઓછાને ખબર છે. શ્રદ્ધા એ વિદ્યુત્ શક્તિના સંગ્રહ જેવી છે જેનું અસ્તિત્વ, પ્રવાહ અને પ્રભાવ કોઇ પણુ ભૌતિક તત્ત્વની જેમ જ સિદ્ધ કરી શકાય તેમ હોય છે. એના પ્રયોગો પણુ થઈ શકે છે. આ દષ્ટિએ સમગ્ર જીવન એ શ્રદ્ધાની પ્રયોગશાળા છે. પણુ શ્રદ્ધા અને વિદ્યુત્ શક્તિ વચ્ચેના સંબંધની ઊંડી વાતોને એક બાજુ રાખીને આપણે એના વ્યવહારિક પાસાને જ જોઇએ એ ઉચિત છે.

શ્રદ્ધાની સાથે કેટલીક પાયાની શરતો સંકળયેલી છે એ ન ભૂલવું જોઈએ. શ્રદ્ધા ક્રિયાશીલ હોય એને નિષ્ક્રિય રહેવું ન પાલવે નિષ્ક્રિય રહે તે શ્રદ્ધા નહી. તો સામા છેડે ખોટી ધમાલ અને દોડાદોડીમા પણ શ્રદ્ધાને કદી રુચિ હોય નહી.

શ્રદ્ધા શાંતિની સહોદર છે. અશાંતિની આરાધના એને કદી ગમે નહીં. મૌનના મહાસાગરમાં એ ડૂબેલી રહે ને તોય જરૂર પડયે એ પોતાના સાદને જરૂર વહેતો કરે. મૌન અને મૂગાપણું, એ બન્ને વચ્ચેના તફાવતનું એને બરાબર ભાન હોય છે.

શ્રદ્ધા હમેશા આશાવાદી અને ધનાત્મક (Positive) વલણવાળી હોય. નિરાશા અને નકારાત્મકના સાથે એને સ્વપ્નેય સબંધ ન હોય. અંધકાર એને અકળાવી ન શકે. ઉકળાટ એને ગરમ ન કરી શકે અને હિમાલયી શીતળતા એને ઠારી ન શકે એટલી ચિરંતન ઉષ્મા ને શીતળતાનો સુભગ સગમ એનામાં થયેલો હોય છે.

ગુરુદેવ ટાગોરે શ્રદ્ધાને એક પખી સાથે સરખાવી છે—એવા પખી સાથે જે પરોઢના ઘનઘોર અંધકાર વચ્ચે બેસીને ઉષાના સ્વાગતના ગીતોમા તલ્લીન હોય છે. ખરેખર આ એક વિચિત્રતા છે કે શ્રદ્ધાપખીને અંધકારની વચ્ચે બેસીને જ ઉજાસના આરાધન કરવાના હોય છે. આમેય ઊગતા સૂરજને સાક્ષીની જરૂર હોતી નથી. અંધકાર વચ્ચે પણ જેનું ગજું તેજની ઋચાઓ ગાઈ શકે ને ઉજાસને આવાહન આપી શકે એવી શ્રદ્ધાનું જ મહત્વ ને!

શાયદ એટલા માટે જ સંત પાઉલે 'હજી અદૃષ્ટ છે એવી વસ્તુઓના અસ્તિત્વમા પૂરી ખાત્રી એનું નામ શ્રદ્ધા' એવી સુંદર વ્યાખ્યા આપી હશે મજાની વાત એ છે કે આવી ખાત્રી ભાગ્યે જ ખોટી પડે છે.

કારણ કે શ્રદ્ધા એક બૂમરેન્ગ જેવી હોય છે. [બૂમરેન્ગ—ઓસ્ટ્રેલિયામા વપરાતુ એક સાદું હથિયાર. એ વાંકા લાકડાનું બનેલું હોય છે. બૂમરેન્ગને જ્યાં પણ ફેંકવામાં આવે ત્યાંથી કામ પતાવી, પાછુ વળને એ ફેંકનારના હાથમાં આવી જાય છે. આવા કસબીઓ આજે પણ જોવા મળે છે.] સાચી શ્રદ્ધા પોતાનું કાર્ય સિદ્ધ કરે છે એટલુ જ નહી, એવા અનુભવો શ્રદ્ધાને વધારે દૃઢ કરતા રહે છે.

શ્રદ્ધાને ગમે છે સવાદિતા ને એને સતત વસવાનું વિસવાદ વચ્ચે એ વિચિત્ર લાગે છે. શ્રદ્ધાની સવાદિતા માટેની આ મથામણ સાહજિક હોય એ તો ખરુ જ, એ સાથે વિસંવાદ સાથે એ કદીય બાંધછોડ ન કરે એ પણ એટલુ જ સાચુ. એડગર માર્કે સરસ કહ્યુ છે કે 'શ્રદ્ધાને હમેશા હીરાની જેમ કસોટી પથ્થર ઉપર કસવાનું આવે જ' કદાચ એવી સનાતન કસોટીઓ દ્વારા જ શ્રદ્ધા તાજી, જીવંત, ક્રિયાશીલ અને (માટે જ) ઉજળી રહી શકે.

શ્રદ્ધા: વિષમ વાતાવરણ વચ્ચે સમતા સ્થાપવાની સબળ પણ શાંત મનોવૃત્તિ;

—શ્રદ્ધા ઘોર અંધકાર વચ્ચે પણ હમણે હાથ દઈ બેસી રહેવાને બદલે મનોમન અંધારા ઉલેચવાની પ્રક્રિયા;

—શ્રદ્ધા : અંધકારને શાપ આપવાને બદલે એક કોડિયુ પ્રગટાવીને ઉજાસનું નાનું પણ આગવુ રાજ્ય સરજવાની હોશ;

—શ્રદ્ધા : અધીરતા અંતરમા ઉથલપાથલ મચાવતી હોય ત્યારે પણ ધીંગી ધીરજનો ઊભો થયેલો એવો પાકો પાયો જેના ઉપર જિંદગીને બે ઘડી વિરામ મળે એવી સ્વસ્થાની ધીંગી માંડણી,

—શ્રદ્ધા : અંતરમાં શોક ઉભરાવા માગતો હોય ત્યારે પણ આનંદનું એકધારુ પ્રાગટ્ય .આંખે આંસુ છલકાવા ઇન્તેજાર હોય ત્યારે એમના સ્વાગત માટે તત્પર એવી સ્મિતની લેરખી ..

—શ્રદ્ધા : જ્વાળામુખીના કાંઠે લીલી ધ્રો. . પોંમધખના વૈશાખ જેઠમા બીજ રોપવાની પૂર્વ તૈયારી... આભના ઊંડા ને અગોચર ખૂણાના દેખીતા અંધારામા પણ તેજ કિરણ ધસમસી રહ્યું

[ અનુ. ૫૮ ૨૩૫

# અનંત ખેલ

કુમાર યોગી

એક ગુરુ અને શિષ્ય નદી કાંઠે બેઠા હતા. યાત્રાના દિવસો હતા આ જગાથી અધીક માઈલ દૂર- નદીના કાંઠા ઉપર જ આવેલા તીર્થધામે દર્શનાર્થે જનારા યાત્રીઓની આવ જા સતત ચાલુ હતી. પણ સંધ્યા સમય થવાથી એ આવ જા ઘટી જતા એકલ દોકલ નૌકા જ નજરે ચઢતી હતી.

ત્યાં સામે જ એક નૌકા જાણે વમળમા ફસાઇ હોય એમ લાગ્યુ. ગુરુની પ્રચંડ આધ્યાત્મિક શક્તિથી પરિચિત શિષ્યે ગુરુદેવને વિનંતી કરી:

"દેવ, આપની અદ્દભૂત શક્તિનો ઉપયોગ કરીને આ નૌકાને બચાવી લ્યો. બિચારા ૭ માણસો વમળમા સપડાયા છે નદી આ છયે જણ સાથે નૌકાને ભરખી જશે. દેવ, સહેજ કૃપા કરો, આ લોકોને બચાવી લ્યો."

પણ ગુરુદેવ કાંઇ જ ન બોલ્યા. જડ પથ્થરની મૂર્તિની જેમ એ મૌન જ બેસી રહ્યા. એમની આંખોની સ્થિતિ જોતા એમ જ લાગે કે આંખો ઉઘાડી હોવા છતાં જાણે એ ક્યાંક અગોચરમાં વિચરતા હતા

ગુરુની આ સ્થિરતા શિષ્યને ના ગમી. એણે ફરીવાર કહ્યું: "ગુરુદેવ, આ માણસોને આપની કૃપા દષ્ટિ અને સંકલ્પની જ જરૂર છે. આપના માટે આ પળનું કામ છે ને પેલા લોકોના જીવન મરણનો સવાલ છે."

તોય ગુરુદેવ મૌન! શિષ્યને કંટાળો આવી ગયો. ગુરુને આવા પાષાણ હૃદયી એણે કલ્પ્યા નહોતા. નફરત ઊગી ગઇ એના મનમા. એ તિરસ્કાર સાથે ઊભો થઇ ગયો. ને વિદાય પ્રણામ કરવાની તકલીફ પણ ન લેતાં એણે ચાલવા માંડ્યુ.

ડૂબતા માણસો પ્રત્યે સહેજ પણ રહેમદૃષ્ટિ ન કરનારા આ ગુરુ તરફ એને ઘૃણા થઇ આવી. એ છેક કાંઠે ગયો. નાવ તો વમળમાં બરાબર ફસાઇ હતી. થોડી જ વારમાં એ ડૂબી ગઇ. ને એ સાથે રડારોળ કરતા ૭ જુવાનો પણ નદીમાં ફગોળાઇ ગયા. એ જોઇને એનું મન ગુરુ પ્રત્યે ખારું ઝેર થઇ ગયું.

ફરી કદીય એમની છાયામાં નહીં જવાના સંકલ્પ સાથે એણે છેલ્લી નજર નાખી ને મનોમન બબડ્યો- 'હજી એમ જ પથ્થર જેમ બેઠો છે! આને હૃદય જેવુ કાંઇ લાગતુ નથી. વાત કરતો ત્યારે પરબ્રહ્મને પારની ને આજ આચારમા મીંડું જોઉં છુ. પહેલાં આ કાંઇ આવો નહોતો પણ આજ એનુ મગજ ફરી ગયુ લાગે છે. આની છાયાથી પણ મારે છેટા જવુ જોઇએ.'

આવા કડવાઝેર વિચારોથી ભરેલા, દુઃખી મન સાથે એ પેલા તીર્થ તરફ ચાલવા લાગ્યો. એ ખ્યાલ સાથે કે ત્યાં કદાચ કોઇ ખરેખર સાચો માર્ગદર્શક મળી જાય તો, સાધનાનું કામ આગળ ચાલે. 'આવા ઢોંગીને ને જડને વળી મે મારો ગુરુ ક્યા બનાવ્યો!' —એમ બોલીને એણે ઝપાટાબંધ પગલા ભરવા માંડ્યા.

ગુરુ તો હજી એ જ સ્થિર ને અગોચરમાં લીન દૃષ્ટિમા એકાકાર થઇને બેસી જ રહ્યા. જાણે કે કાંઇ જ ન બન્યું હોય એમ નદીનાં પાણી વહી રહ્યા હતા; જાણે કે કાંઇ જ ન બન્યું હોય એમ ગુરુની ધ્યાનધારા અખંડ વહે જતી હતી. બલ્કે એમ કહો કે એમના પૂરતુ બધુ જ સ્થિર હતુ — સ્વસ્થ હતુ.

ન જાણે શું થયું તે શિષ્ય થોડી જ વારમાં પાછો આવ્યો ને ગુરુના પગમાં આળોટી પડ્યો. એમના ચરણ ઝાલીને એ રડતા રડતાં કરગરવા લાગ્યો.

"માફ કરો, ગુરુદેવ! મારા ઘોર અપરાધને માફ કરો."

અમીધારા વહાવતી આંખો શિષ્ય તરફ વાળીને એ જ ચિર-પરિચિત અવાજે ગુરુદેવે કહ્યુ "શાન્ત થા વાત શી છે તે તો જરા સમજાવ ! આટલો બધો અકળાયો છે શા માટે ? તારે વળી માફી કઇ ભૂલ માટે માગવાની હોય ?"

"ભયકર ભૂલ થઇ ગઇ છે મારાથી હુ આપના વ્યવહારને ન સમજી શકયો ને આપના વિષે પાર વગરના કુતર્કો કરીને આપને તરછોડીને, અપમાનીને ચાલ્યો ગયો મને માફ કરો"

"પણ તુ વાતનો ફોડ પાડે ત્યારે મને ખબર પડે ને કે તારો એવો તે શો અપરાધ છે કે જેની મને ખબર પણ નથી ને જેનાથી તુ આટલો બધો આકળવિકળ થઇ ગયો છે !"

"થોડા સમય અગાઉ ડૂબતી નાવ જોઇને તેને ઉગારી લેવાની વિનતી મે આપને કરેલી"

"હ"

"આપે જાણે એ વાત સાભળી જ નહીં."

"નૌકામા છ જુવાનજોધ માણસો ડૂબી રહ્યા હતા એ જોઇને હું અકળાઈ ગયો આપે ધાર્યું હોત તો દયા કરીને આપની શક્તિથી બચાવી લીધા હોત પણ આપે એમ ન કર્યું ને પેલા છયે જણ વમળમાં ઊતરી ગયા આથી મને તિરસ્કાર આવ્યો, નફરત થઈ આપની શક્તિ અને સિદ્ધિઓ ઉપર હું આપને મનોમન તિરસ્કારીને ચાલ્યો ગયો"

"પછી ?"

"તીર્થમા ગયો ત્યારે મને ખબર પડી કે આ યાત્રા પ્રસગે અસખ્ય યાત્રાળુઓને પરેશાન કરનાર અને લૂગી લેનાર છ બદમાસો નદીમા ડૂબી જતાં યાત્રાળુઓ ઉપરથી એક હમેશની આફત ટળી હતી જાણે કે ભગવાને જ એ આતતાયીઓને ભરખી જવા માટે એ વમળ ઊભુ કર્યું હતુ એવી વાત થઇ"

"તો એ વાતનુ શુ છે ?" ગુરુદેવે સહજ જ પૂછ્યુ.

"દેવ, મને ઝાઝો અકળાવશો નહી. આપને ખબર હતી જ કે પેલી ડૂબતી નૌકામા યાત્રાળુઓને પરેશાન કરનારા લૂટારાઓ હતા ને એ વખતે પણ એ લૂટની જ એની કોઇ યોજના સાથે જઈ રહ્યા હતા પણ હુ અજ્ઞાનીને એની ખબર નહી એટલે એ લોકોને બચાવવાની આપને વિનતી કરી બેઠો ને એ ન સ્વીકારાતાં મને ગુસ્સો આવી ગયો મારા આ અજ્ઞાનને માફ કરો દેવ !"

"એમા માફ નામાફનો સવાલ જ નથી મોટી વાત આ છે પ્રકૃતિ હરહમેશ પોતાની રીત મુજબ ચાલે છે એનુ આયોજન એટલુ વિરાટ છે કે સમગ્ર બ્રહ્માડમા આવેલા અસખ્ય સૌરમડળના એકેએક ગ્રહની ગતિ એના નિયત્રણ નીચે છે તો એનુ આયોજન એટલુ સૂક્ષ્મ પણ છે કે કીડીના પગમાં ઝાઝર બાધ્યુ હોય ને એની એક ઘુઘરી ન વાગે તો એની પણ એને ખબર પડી જાય આવા સત્જોગોમા વિરાટના આ ગજ્જવર નાટકમા એકી સાથે અનત્જો-રે અનતા ખેલ ભજવાતા હોય આપણે કયા કેટલુ ડહાપણ કરવાના ? જે દિગ્દર્શકનો પણ દિગ્દર્શક છે એને આપણે વળી શુ દિશા સૂચન કરવાના હતા

---

પૃષ્ઠ ૨૩૨ થી ચાલુ ]

છે એવો વિશ્વાસ

આવી શ્રદ્ધા એક એવુ રસાયણ છે જે જિંદગી અને મનની માવકાગણાઇને હણી દઇને વજ્જર૩૫ આપે છે

–શ્રદ્ધા – પરમ પિતા પરમેશ્વરમા,

–'શ્રદ્ધા – મારા માનવ બધુઓમા,

–'શ્રદ્ધા – મારી જાતમા'

આ વિવિધ શ્રદ્ધાઓનો ત્રિવેણીસગમ જે જિદગીમાં થયો એ પોતે તો ઉજ્જ્વળ થાય જ, પણ એ સાથે એ આખી અવનિનેય ઉજ્જ્વળ કરે.

એ સગમ તરફ આપણી જીવન-નદિયાની ગતિ હો!

# સકળ લોકમાં સહુને વંદે

વસંત પટેલ

## સર્વત્ર રામ

કાળઝાળ જેવી વીજળી સતત્ ચમકી રહી હતી. પહાડોની હારમાળા, સતત્ વરસાદ, જંગલી અનેક જનાવરોની બૂમોને આકાશમાં કાટકાઓની પછડાટો વાતાવરણને ભયંકર બનાવી રહ્યું હતું. ગમે તેવા બાહોશ માનવો પણ એકાંતમાં રહેવાની હિંમત ના કરે તેવી ભયાનકતા ચારેબાજુ છવાયેલી હતી.

ભક્તોના અનહદ આગ્રહને વશ થઇ સમર્થ શ્રી રામદાસજી ગામથી થોડે દૂર એકાંતમાં આવેલા મહાદેવમાં બીરાજ્યા હતા. કુદરતના આ મહાતાંડવને તેઓ તો નવનિર્માણના મહાનકૃત્ય લેખતા પોતાની ઓરડીમાં શાંતિથી બેસીને રામનામ લઇ રહ્યા હતા.

ત્યાં બારણે ટકોરા પડયા.

રામદાસજીએ ઊભા થઇને બારણું ખોલ્યું. થોડા દિવસથી ગાંડા તરીકે ગામમાં ફરતો તિલકો ઊભો હતો. ગોદડી માથે ઓઢી હતી. કપડાં ભીંજાયેલાં હતાં.

'કેમ, બારણું બંધ કરીને બેઠા છો ? સાધુ બન્યા તોયે તમારી સ્વાર્થ વૃત્તિ છૂટતી નથી લાગતી ? મારા જેવા અનેક માનવોને પછી કોણ આશરો આપશે ? હજુ તો તમારા હૃદયના દ્વાર ઇશ્વરનાં દરેક બાળકોને આવકારવા જેટલાં ખૂલ્યાં નથી લાગતાં, નહીં તો એકાંતમાં આમ આંગળો વાસીને આપ બેસી ના રહેત.'

શબ્દો સાંભળતાં જ રામદાસજી શરમાઇ ગયા. 'ખરેખર, આ વાત સાચી છે. મારા રામજી જ મને શિખામણ આપવા પધાર્યા લાગે છે' ને તુર્ત જ તેમણે ખૂણામાં પડેલું પોતાનું ઉપવસ્ત્ર લીધું. ભીંજાયેલા હાથપગ સાફ કર્યા. માથું લૂંછીને કોરું કર્યું. ને આસન આપી ગાંડાને બેસાડયો.

તેમના હૃદયમાં રામના હેતનો ઊભરો વહી રહ્યા.

થોડીવાર થઇને ગાંડાએ કહ્યું: 'જુવો – આપ બેઠા છો તે આસનિયું આપના કામનું નથી. સંન્યાસી માનવોને તે રાખવું ઉચિત નથી. ઇશ્વરે બનાવેલી ધરતિ એ જ મોટી ચાદર છે. તેમાં માનવની સર્જેલી કૃત્રિમતા આડે ના રાખવી જોઇએ. લાવો એ મને આપી દો.'

પ્રેમથી રામદાસજી ઊભા થયા આસનિયું આપી દીધું.

'ને આ કમંડલ ને ઉપવસ્ત્ર. શું આપને પ્રભુ ઉપર ભરોસો નથી જેથી કરીને પાણી સાથે રાખો છો ? એવી પૃથ્વી તો બતાવો કે જ્યાં પાણીના ઝરાઓ પ્રભુએ સર્જ્યાં ના હોય ! પારેવાને પણ પૂરતું પાણી મળી રહે છે તો પ્રાણી માત્ર ક્યાંથી તરસ્યાં રહેવાનાં હતાં ?'

રામદાસજીએ નમસ્કાર કરી ને પ્રેમથી રામજીને સમર્પિત કરતા હોય તેટલા ભાવોથી કમંડલ ને ઉપવસ્ત્ર આપ્યાં.

થોડીવાર તો ગાંડો શાંત બેસી રહ્યો. પણ પાછો સનેપાત જાગતાં સ્વામીજીની પાસે આવ્યો. તેમની ચોપડીઓ ફેંદવા માંડયો ને ચશ્મા લઈને આંખે ચઢાવી 'વાહવાહ મારે આની જરૂર હતી' કહેતાં જ તે લઇ ઊભો થઈ ગયો. 'મેં તો સાંભળ્યું છે કે એક જ અક્ષરના જ્ઞાનથી વિશ્વના તમામ શાસ્ત્રોનું જ્ઞાન માનવને મળી જાય છે. પછી તમારા સાધુ થઇને આ અનેક શબ્દોને પાસે રાખો છો ? અમારા જેવા અજ્ઞાની માનવો રાખે તો તે વ્યાજબી ગણાય ને આ પુસ્તકો વાંચવા ચશ્મા પણ મારે જ જોઇએ ને ?'

તમામ પુસ્તકોનો પોટલો બાંધતા બાંધતા

ગાંડો બોલતો ગયો. સકળના તમામ પ્રાણીઓમાં શ્રી રામજીને નીરખતા રામદાસજી પણ કંઈ ના બોલ્યા.

હવે માત્ર કૌપિન તેમના શરીર ઉપર રહી હતી.

ગાંડાની નજર તેના ઉપર પડી.

'અરે, આપે તો સંસારી માનવોને કંઈ આપવાનું હોય કે લેવાનું? કાઢો કાઢો આ લંગોટી. આને સાધુઓ થોડાક જ બનાવે છે? ને આપ તો પોતાની જાતને અપરિગ્રહી માનો છો. પછી આની શી જરૂર છે?'

ગાંડાએ બધીએ વસ્તુઓ ભેગી કરી. ગાંસડો બાંધ્યો ને વરસતા વરસાદમાં ચાલવા માંડ્યું.

રામદાસજી ઊભા થયા ને જતા એ ગાંડા માનવીને ખુદ રામ ભગવાન જતા હોય તેવા ભાવોથી નીરખી રહ્યા.

બીજા દિવસે સવારે ભક્તોનાં ટોળાં આવવા માંડયાં. સ્વામીજી રામધૂન કરતાં પાંદડાઓના ઢગમાં બેઠા હતા.

ઓરડીમાં કંઈ જ ન દેખાતાં સૌએ પૂછપરછ કરી. સ્વામીજી માત્ર એટલું જ બોલ્યા 'રામજી પધાર્યા હતા તો તે લઈ ગયા.'

રામદાસજી ભક્ત હતા, ભક્ત તરીકેની સકળમાં પ્રભુને પેખવાની દૃષ્ટિ તેમણે કેળવી હતી. આથી જ સર્પોના ટોળા વચ્ચે હોય કે જંગલમાં પશુઓ વચ્ચે પણ સર્વ સમયે તેઓ પ્રત્યેકમાં રામજીનાં જ દર્શન કરતા ને સર્વને નમતા.

આપણે પણ આપણી જાતને સર્વથી તુચ્છ સમજીએ. બીજાની જરૂરિયાતને પ્રથમ સ્થાન આપીએ. અગવડ વેઠીને બીજાઓની સગવડ સાચવીએ ને લઘુતામાં વસતા પ્રભુને તે રીતે નીરખીએ.

## સર્વ સરખા

તપસ્વી બાયજીદ બસ્તામી કબ્રસ્તાનની ભૂમિને સાધના માટેની શ્રેષ્ઠ ધરતી માનતા. થોડો પણ વખત મળતાં તેઓ ત્યાં પહોંચી જતા ને એકાંતમાં બેસી અલ્લાહના ધ્યાનમાં મગ્ન બની જતા. ઘણુંય માનવો તેમને કહે : 'બાયજી', કબ્રસ્તાનમાં શું કરવા જાવો છો? બીજી ઘણીએ જગ્યાઓ છે કે જ્યાં બેસીને પરમ ધ્યાન થઈ શકે તેમ છે.'

'ભાઈ, વહેલા મોડા તો આપણે સૌએ કબ્રસ્તાનમાં જ જવાનું છે. આ ગામ ને ઘર તો પ્રભુએ ઉછીની આપેલી જગ્યાઓ છે. તેનો વળી મોહ શો?' બોલીને ઝડપથી તેઓ ધ્યાનમાં એક ક્ષણનો થયેલો વિલંબ ટાળવા દોડી જતા.

એક મોડી રાત્રે તેઓ કબ્રસ્તાનમાંથી આવી રહ્યા હતા. ત્યાં રાત્રિના અંધારમાં તેમની નજર એક ભાઈ ઉપર પડી તેના રાંટા ઉપડતા પગ સ્પષ્ટ નિર્દેશ કરતા હતા કે તેણે દારૂ પીધેલો છે. તે જે દિશાએથી આવતો હતો ત્યાં અનેક વેશ્યાઓનાં મકાનો હતાં. તેના હાથમાં લાંબા હાથા વાળો એકતારો હતો.

'અરે ભાઈ, આ તારું જીવન–આ તારી જુવાની તું નકામી શા માટે વેડફી રહ્યો છે. દિનપ્રતિદિન આપણે મોતના દ્વાર તરફ ધકેલાતા જ જઈએ છીએ. માટે જવાનીનો ઉપયોગ કરી લે. આ વખત જ જરઝવેરાતની કિંમત કરતાએ વિશેષ કિંમતી છે. બાકીના વખતનું કંઈજ મૂલ્ય નથી બાયજીદે નજીક જઈને ભાઈને કહ્યું.

પણ પેલા ભાઈને શિખામણની જરૂર નહોતી. શબ્દો સાંભળતાં જ તે તો ગુસ્સે થઈ ગયો.

'અરે તું કોણ છે મને સલાહ આપવાવાળો.' કહેતાં જ તેણે તો પોતાનો એકતારો ઉપાડી તપસ્વીને દેવા માંડયો. એક ને બે પડતા જ બાયજીદ મૂર્છા પામી ગયા. માનવો ભેગા થઈ ગયા પેલો ભાઈ તો એકતારો મૂકી ઘરે ભાગી ગયો.

સવાર થઈને બાયજીદ ભાનમાં આવ્યા. આજુબાજુ ઊભેલા માનવોએ મારનાર માનવનું નામ આપ્યું ને કાજીને ફરિયાદ કરવા જણાવ્યું.

પણ બાયજીદે તો નોકરને બોલાવ્યો. એક

"બાપુજી ! આપે એકલા હાથે આટલુ મજબૂત શી રીતે બાધ્યું ?"

સેનબાબુ ખડખડાટ હસી પડયા "ઉમા ! ગાડી નથીને ! તું સામેથી બધાવતી હતી અને આ બાજુ હુ બાધતો હતો થોડીવારમાં જ ભાન ભૂલી ગઇ ?"

ઉમા વિચારમા પડી કે પિતાજી શુ કહે છે ? પોતે તો રમવા ગઇ હતી પિતાજીને મદદ ન કરી એટલે મશ્કરી કરતા લાગે છે

"બાપુજી ! હુ હતી જ કયા ? હુ તો રમવા ગઇ હતી આપને એકલે હાથે કામ કરવુ પડયું એટલે મારી મજાક કરો છો ?"

સેનબાબુ ગભીર બની ગ । ઉમા તો ચોખ્ખી ના પાડે છે કે તે અહિ હતી જ નહિ

ઉમાએ સોગદ ખાઈ ખાત્રીપૂર્વક કહ્યુ 'બાપુજી ! હુ સાચુ કહુ છુ કે બહાર ગઈ હતી

સેનબાબુ । રોમાચ ખડા થઈ ગયા તેમની આંખોમાથી હર્ષાશ્રુ ટપકવા લાગ્યા "મા ! ભગવતિ ! તુ ઉમા બની આવીને ! તારા દાસની વહારે આવી !'

સેનબાબુ મહામાયાની આરાધના કરવા લાગ્યા મહામાયા ઉમા સ્વરૂપે આવી હતી તે વર્ણન સેન બાબુના એક બગાળી ગીત ઉપરથી સ્પષ્ટ થાય છે સેનબાબુનું એ ગીત આ રહ્યુ

મન કેન માર ચરણ છોડા
ઓ મન ભાવશક્તિ પાબે મુક્તિ, બાધો દિયા
ભક્તિ દડા
સમય થાકતે ના દેખલે મન કેમન તોમાર
કપાલ પોડા
મા, ભકતે છલિતે તનયા રૂપે તે બાધન
આસિ ઘરેર બેડા
જેઈ ધ્યાવે એક મને સેઈ પાબે કાલિકા તારા
ભાઈ દેખો કન્યારૂપે રામપ્રસાદેર બાધ છે બેડા

હે મન ! તે માના ચરણ કેમ છોડી દીધા ? હે મન ! શક્તિ રૂપીણી માન તું ચિન્તન કર તને મુક્તિ પ્રાપ્ત થશે ભક્તિરૂપી દોરીથી એને (મહા માયાને) બાધી લે હે મન ! તે માને ન જોઇ ! તરુ કપાળ કેવુ જલતુ હતુ ! ભક્તને છેતરીને માએ કન્યારૂપે (ઉમારૂપે) આવીને ઘરનો બેડા (ટાટા) બાધ્યો

જે કોઇ એક મનથી મ ન ધ્ યાન ધરશે તે મહામાયા કાલિકા (તારા)ને પામશે મા ઉમાએ કન્યા રૂપે રામપ્રસાદનો બેડો બાધ્યો

*

## મનનુ માધ્યમ

એક બાબાને એના જન્મ દિવસે એક સરસ દૂરબીન ભેટ મળ્યુ બાબો ખુશ ખુશ થઇ ગયો દૂરબીન લઇને એ સીધો ધાબા તરફ દોડવા જતો હતો ત્યા જ એ ભેટ આપનાર કાકાએ એને પાછો વાળીને કહ્યુ

આ દૂરબીન વાપરતા તો શીખી લે ! તને ફોકસ ગોઠવતા બરાબર નહી આવડે, દૃશ્ય બરાબર નહી દેખાય એટલે પહેલા ફોકસ ગોઠવતા શીખી લે'

મન પણ આપણુ દૂરબીન જ છે ને ! એના દ્વારા આપણે બહારના વિશ્વને આપણી અદર ઝીલીએ છીએ એ રીતે મન આપણુ માધ્યમ છે એની રચના અને પ્રક્રિયાને જો બરાબર ન સમજીએ તો આપણા વ્યવહારોમા પૂરી ભૂલ થવા સભવ છે

જે માત્ર મનની અશક્તિને જ જાણે છે એ લઘુતાગ્રથિથી પીડાય છે જે મનની શક્તિને જ જાણે છે એ અહતાથી પીડાય છે મનની શક્તિ અશક્તિ બેઉને જાણનારમા સમતા, સ્વસ્થતા ને સહજતા પ્રગટે છે

દૃષ્ટિ ગોઠવીએ દૃશ્ય-આપોઆપ બરાબર ગોઠવાઇ જશે — ફાધર હેમિલ્ટન




આપણામાંથી ઘણા લોકોની એવી માન્યતા છે કે, અભણ લોકો કે ગામડાનાં લોકોમાં જ વહેમની ભાવના દેખાય છે. નજર લાગવી, કામણ-ટુમણ, બાધા-આખડી એવી વાતો અભણ માણસોમાં જ હોય એવો ઘણાને ખ્યાલ હોય છે. ભણેલાં સ્ત્રી-પુરુષોમાં કે શહેરમાં રહેતા માણસોમાં આવા વહેમો દેખાતા નથી. આ હકીકત અમુક અંશે સાચી હોય તો પણ શહેરમાં રહેતા લોકોમાં કે ભણેલા માણસોમાં વહેમો નથી હોતા એ વાત સાચી નથી. અહીંયા વહેમ એટલે ભ્રામક કલ્પના, જેનો યથાર્થતા સાથે કંઇ સમ્બંધ ન હોય એવો અર્થ આપણે કરીએ છીએ. નજર લાગવામાં કે કામણ-ટુમણમાં શહેરના લોકો નહિ માનતા હોય, પરંતુ એમના વહેમો બીજા પ્રકારના અને 'સુધરેલા' હોય છે. આવા સુધરેલા વહેમનો એક પ્રકાર એ છે કે જેમ માણસની જરૂરિયાતો વધારે, જેમ એની પાસે વસ્તુઓનો સંગ્રહ વધારે તેટલા પ્રમાણમાં એ સુધરેલો સભ્ય અને સંસ્કારી હોય છે. જરૂરિયાતોનો વધારો એ સુધારાનું અને સભ્યતાનું લક્ષણ મનાયું છે. એનાથી વધુ સુખ અને સંતોષ મળે છે એવી માન્યતા કહો કે વહેમ કહો ભણેલા અને શહેરી માણસોમાં ખૂબ જ દૃઢ થયેલી છે. ખૂબ જરૂરિયાતો વધારવી, એને માટે ખૂબ ધન કમાવું, અને એ કાયમની દોડમાં માણસો વ્યાકુળ અને બેચેન દેખાય છે. આજે તો ઘરમાં એક પ્રકારનો પોશાક, બહાર કામ પર જવા માટે બીજો, મિજબાની કે નાટક સિનેમા માટે ત્રીજો, રાત્રે સૂતી વખતે જુદા પ્રકારનો, આમ દરેક પ્રસંગ માટે જુદાં જુદાં કપડાં જે લોકો વાપરે છે તે લોકો સભ્ય અને સંસ્કારી મનાય છે. ગામડાના લોકોના વહેમો અને આવા ભણેલા લોકોના વહેમોમાં ભિન્નતા ભલે દેખાતી હોય પરંતુ વાસ્તવમાં બંને વહેમો જ છે. એ સાચી હકીકત છે. તમે પૂછશો કે આને અને જીવન-શુદ્ધિને શો સંબંધ છે? આવો ખ્યાલ કોઇના મનમાં આવતો હોય તો એ બરોબર નથી, જેનો જીવન-શુદ્ધિ માટે આગ્રહ હોય એણે તો પોતાના દરેક કાર્યને, દરેક વૃત્તિને, દરેક માન્યતાને ઝીણવટથી તપાસવી પડશે. ક્યાંય પણ ભ્રામક કલ્પના કે વહેમો હોય તો વિચારપૂર્વક દૂર કરવા પડશે, સાચું સુખ શામાં છે અને સુખની ખોટી કલ્પનાઓ ક્યાં છે તે વિષે ગંભીરતાથી વિચાર કરતાં જણાશે કે આખરે સંતોષથી જ સુખ મળે છે. કાયમની વ્યાકુળતા કે કાયમની બેચેનીથી સુખ મળી શકતું નથી. શરીર ઉપર જે માણસને ક્યાંયે ચળ આવતી નથી તે તંદુરસ્ત છે. વારેઘડીએ શરીર ઉપર ખંજવાળ કરવાની વૃત્તિથી સુખ નથી મળતું. શરીર ઉપર કાયમ ખંજવાળ કરનારની આપણે ઇર્ષ્યા કરતા નથી. જેમ શારીરિક બેચેનીમાં સુખ નથી તેમ માનસિક બેચેનીમાં પણ સુખ અને સંતોષ નથી, એવી આપણી દૃઢ માન્યતા હોવી જોઇએ. આના દૃષ્ટાંતમાં મને એક વાત યાદ આવે છે. સોક્રેટીસને

એક વખતે એનો મિત્ર એક મોટી ભવ્ય દુકાનમાં લઇ ગયો. ત્યાં જાતજાતની અનેક પ્રકારની ચીજો હતી. વસ્તુઓ ખૂબ જ આકર્ષક હતી અને જોતાં જ ખરીદવાનું મન થાય એવી ગોઠવણી હતી. એ આખી દુકાન જોયા પછી એમના મિત્રે પૂછ્યું કે 'કેમ, કેવું લાગ્યું ?' સોક્રેટીસે તુરત જવાબ આપ્યો કે 'મને આ દુકાન જોઇને ખૂબ જ આનંદ થયો છે' મિત્રે પૂછ્યુ : 'કઇ વસ્તુઓ ખાસ ગમી ?' સોક્રેટીસે જવાબ આપ્યો 'આમાંથી કોઇ પણ વસ્તુની જરૂરિયાત નથી.' આ જવાબથી મિત્રને જરા આશ્ચર્ય થયું. આમ કેમ બની શકે, સોક્રેટીસે ખુલાસો કર્યો 'આપણે દવાની દુકાનમા ગયા હોઇએ અને અનેક રોગો માટે અનેક પ્રકારની ત્યાં દવાઓ હોય છે. આપણને એ કોઇ પણ દવાની જરૂર નથી એ જાણુથી આનંદ થાય છે. તેમ આ સ્ટોરમાંથી મને કોઇપણ વસ્તુની જરૂર નથી એ ખ્યાલથી મને એટલો જ આનંદ થાય છે.'

જીવનમા કઇ વસ્તુની કેટલી જરૂરિયાત હોય છે એનો ખ્યાલ આપણને હોય છે. બહારગામ જતી વખતે આખું ઘર ઉપાડી જતા નથી. ત્યાં આવશ્યક વસ્તુઓ કેટલી લેવી એવો નિર્ણય કરીએ છીએ અને એટલી થોડી વસ્તુઓથી આપણું કામ રુંધાઇ જાય છે એવો અનુભવ થતો નથી. અભ્યાસથી આપણે આપણી હાજતો ઓછી કરી શકીએ છીએ અને જેમ જેમ હાજતો ઓછી થશે તેમ તેમ સંતોષ, આરોગ્ય અને સુખ વધતું જશે એમ અનુભવથી જણાશે. પરિગ્રહનો ઘટાડો એ જીવન-શુદ્ધિ માટે આવશ્યક છે. અંગ્રેજીમા કહેવત છે કે જે માણસને ઓછામા ઓછી જરૂરિયાત હોય છે તે સૌથી સુખી છે. આ સાચી હકીકત છે. પરંતુ એની સાથે સાથે આજે તો એવી પરિસ્થિતિ છે કે જેની જરૂરિયાત ઓછી તે જ પ્રમાણિક માણસ અને એ સાચી હકીકત છે. પ્રમાણિક રીતે કામ કરીને ખૂબ વસ્તુઓનો સંગ્રહ કરવો મુશ્કેલ થશે. વ્યવહાર-શુદ્ધિ અને જીવન-શુદ્ધિમા કંઇ ફરક નથી કારણ કે આખરે આપણું જીવન આપણાં નાનાં મોટાં દરેક કાર્યનું જ બનેલું હોય છે,

કોઇક લોકોને ક્યારેક આશ્ચર્ય થાય છે કે શુ ખાવું, શું પહેરવું, શુ વાંચવું, શું જોવું એવી દિનચર્યાની ક્ષુલ્લક વાતો હું શા માટે કરું છુ ? આત્મા-પરમાત્માનો સંબંધ, મરણ પછી આત્માની ગતિ તથા સ્થિતિ, ઇત્યાદિ ગૂઢ કે અટપટી ચર્ચાઓ શા માટે નથી થતી ? હું તમને કહું છું કે આ બધી ચર્ચાઓ કરતાં યે જીવન-શુદ્ધિ માટે જીવન વિષે સાચી દૃષ્ટિ અતિશય મહત્ત્વની છે. આપણુ રોજનું જીવન ગૂઢ કે અટપટું નથી. એ જીવન સાચી રીતે જીવવામાં જીવન વિષેની સાચી દૃષ્ટિ આવશ્યક છે. આપણે ક્યાં છીએ, ક્યાં જવું છે, શું મેળવવું છે એ સાફ રીતે સમજી લઇશું તો તે પછી આપણા ખોરાકમા, આપણા પોશાકમા, આપણા આનંદ પ્રમોદના સાધનોમાં, આપણા દરેક વ્યવહારમાં આવશ્યક ફેરફારો થશે જ. જેને "સાહેબ" થવું છે તે હેટ, ટાઇ, કોલર પહેરશે, છરી-કાંટાથી જમશે અને જીવનનાં દરેક ક્ષેત્રમાં આવશ્યક ફેરફારો કરશે જ. જીવનશુદ્ધિની બાબતમાં પણ આ જ નિયમ છે. તમે શાંત ચિત્તે ઝીણવટથી વિચારશો તો તમને આપોઆપ સમજાશે.

પણ જીવન વિષેની આવી સાચી દૃષ્ટિ કેળવવા માટે મનના સંસ્કારો બદલવા પડશે. મનને શુદ્ધ બનાવવુ પડશે વિકારોને અભ્યાસપૂર્વક દૂર કરવા પડશે. એ માટે આપણો આગ્રહ હશે તો એમ કરવુ કઠણ નહિ લાગે મનશુદ્ધિ બનાવ્યા સિવાય સાચી જીવનદૃષ્ટિ નહિ આવે. સંતો અને મહાપુરુષોએ એજ રીતે પોતાનુ જીવન સાર્થક કર્યું છે. જીવનશુદ્ધિ માટે એના સિવાય બીજો કોઇ ઉપાય નથી. વિદ્વતાથી કે પંડિતાઇથી કે જ્ઞાનની વાતોથી મનના સંસ્કારો બદલી શકાતા નથી. કબીરસાહેબે કહ્યું સાચું છેઃ

'પઢના, લિખના, ચાતુરી; યહ બાતેં હૈ સહેલ;
કામ દહન, મન વશીકરણ; ગગન ચઢન મુશ્કેલ'

—શ્રી કેદારનાથજી

*

શિ.

## વિરાટ પર્વ

સંપાદકો : શ્રી ચિમનલાલ ત્રિવેદી : કનુભાઈ શેઠ
પ્રકાશક : ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
પાનાં ૧૬૨ : કિંમત રૂા. ૪

મહાભારતના વિરાટ પર્વનું જૈનકવિ શાલિસૂરિની પ્રાચીન ગુજરાતીમાં કરેલી કાવ્યરચનાનું આધુનિક સંપાદન છે. ૧૬મા સૈકાના જૈનેતર કવિ નાકરે મહાભારતના પર્વોમાંથી પ્રસંગો લઈ, તત્કાલીન પ્રાચીન ગુજરાતીમાં આપવા શરૂઆત કરી ત્યાર પછી ઉત્તરબંધ કવિઓએ તેનું અનુકરણ કર્યું. તે અગાઉના જૈન સાહિત્યમાં તેની વિશિષ્ટ મહાભારત કથા છે અને શાલિસૂર સિવાયના જૈન કવિઓએ તેનો આધાર લીધો છે જ્યારે તેણે વ્યાસની રચનાને નજરમાં રાખી છે. પાંડવોના છેલ્લા અજ્ઞાતવાસવર્ષનું અહીં વર્ણન છે, અને અહીં પણ પાંડવોને યુદ્ધ તો કરવું જ પડે છે બે ખંડ અને ૧૮૩ શ્લોકોમાં કવિ શાલિસૂરિનું 'વિરાટપર્વ' વિસ્તરેલું છે. સં. ૧૫૭૫ જેટલા જૂના સમયની હસ્તપ્રત મળી આવતા, વિદ્વાન સંપાદકોએ આ વાચના તૈયાર કરી છે. આ અગાઉ 'ગુર્જરરાસાવલી'ના સંપાદનનો આધાર લઈ બીજા નવું વિદ્વાનોએ પણ સંપાદન કર્યું છે. અહીં "બન્ને પ્રતોના પાઠોનું સંકલન કરી, અધિકૃત વાચના આપવાનો" સંપાદકોએ પ્રયાસ કર્યો છે.

અભ્યાસીઓ અને જૂની ગુજરાતના સંશોધકો માટે આ સંપાદન અમૂલ્ય છે. શરૂઆતમાં જ પ્રતપરિચય, સંપાદન પદ્ધતિ, વ્યાસરચિત કથા, જૈન મહાભારત કથા, કવિ શાલિસૂરિના ફેરફારો, કેટલાક આકર્ષણો, છંદોરચના, અલંકારો, લોકોક્તિઓ, વ્યાકરણની રૂપરેખા આપીને તેમજ મુખ્યપાઠ પછી આપેલા મિતાક્ષરી અવલોકન, અનુવાદ, અને શબ્દકોષ આપીને આ કૃતિને વાચવાની, સમજવાની અને અભ્યાસ કરવાની સુંદર ભૂમિકા સંપાદકોએ પૂરી પાડી છે. અને તેમણે લીધેલા શ્રમનું પાને પાને દર્શન થાય છે.

## 'રસ અને ધ્વનિ'

શ્રી નગીનદાસ પારેખ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
અમદાવાદ પાના ૧૧૬, રૂા. બે

સાહિત્યશાસ્ત્રના અભ્યાસી માટે આ પુસ્તકની રચના થઈ છે. મદ્રાસના ડૉ. એ. શંકરનના મહાનિબંધને આધારે એની માંડણી શક્ય બની છે 'બુદ્ધિપ્રકાશ'માં અગાઉ સાર રૂપે આ પુસ્તકના અંશો પ્રગટ થયા છે અને પુસ્તકાકારે હવે લભ્ય બનતા પ્રાધ્યાપકો તેમજ શિક્ષકાચાર્યો બેઉને માર્ગદર્શક નીવડશે. શ્રી નગીનદાસ પોતે જ વિવેચક-વર્ણીકાર અને શિક્ષક છે. વેદકાળથી શરૂ કરી, વિશ્વનાથ અને જગન્નાથ સુધીના ચૌદ પ્રકરણોમાં કાવ્ય વિવેચનના રસ અને ધ્વનિ એ બે વાદ ઉપર તેમણે ધ્યાન કેન્દ્રિત કર્યું છે ઉદાહરણો અને દૃષ્ટાન્તોથી તેમણે વિષયને સરળ અને બોધ્ય બનાવ્યો છે. એકંદરે પુસ્તક વાચતા ભોક્તાને જ્ઞાન સાથે આનંદ મળે તેવી રસાળ અને સરલ શૈલી લેખક અપનાવી શક્યા છે, અને અઘરા વિષયને તેમણે સહેલો કરી બતાવ્યો છે. પુસ્તકની કિંમત જોતાં, દરેકને ખરીદવું પરવડે તેવી છે. યોગ્ય વિદ્વજ્જનો મારફત ગંભીર વિષયો, કાવ્યશાસ્ત્ર અને સાહિત્યનાં મૂળભૂત તત્ત્વોની આવી આલોચના, અભ્યાસીઓને તો ઉપકારક છે જ પણ સાહિત્યની સમૃદ્ધિમાં આગવો ઉમેરો કરે છે લલિતસાહિત્યના સાથોસાથ લલિતેતર વાઙ્મયનો ફાલ પણ સર્જનની સમતુલા જાળવવા જેટલો વિપુલ હોવો જોઈએ

## (૩) 'વિવિધ વાયુપ્રવચનો'

શ્રી પુ. ગ. માવળંકર, સન્નિષ્ઠ પ્રકાશન,

માવળંકર હવેલી, ભદ્ર અમદાવાદ ૧
પાનાં ૧૬૦; કિંમત રા. ૩-૫૦

પ્રો. પુરુષોત્તમ માવળંકર આંતરરાષ્ટ્રિય નાગરિક-વિશ્વમાનવ છે. તેમની સામાજીક પ્રવૃત્તિઓ તેમજ વિશ્વના વિદ્યમાન પ્રવાહો સાથે સતત સંપર્ક, સ્વાધ્યાયપ્રધાન માનસ અને અભ્યાસ પ્રત્યે આ જન્મ અનુરાગ — આ બધા ગુણોને લીધે તેઓ સમાજ પાસેથી જેટલું લે છે તથા વિશેષ પાછું આપે છે હેરોલ્ડ લાસ્કી ઇન્સ્ટીટ્યૂટની શાખા અમદાવાદમાં રાખીને તેમણે આ શહેરને તટસ્થ અને નિર્લેપ ભાવે રાજ્ય, રાજનીતિ અને રાજ કારણનો અભ્યાસ આધુનિક સ્તરે શીખવાની સુવિધા કરી આપી છે વિચારનો ભંડોળ તેમની પાસે અખૂટ છે અને આ પુસ્તકમા છેલ્લા આઠેક વર્ષમા, આકાશવાણી પરથી કરેલા વાયુ પ્રવચનોને સમાવી લીધાં અને મુખ્યત્વે ચાર વિભાગોમા વહેચ્યા છે. (૧) લોકશાહી. થોડી વિચારણા (૨) વિશ્વસમાજની ખોજમા (૩) સ્વરાજ પહેલાનું અને પછીનું ભારત (૪) કેળવણી અને વ્યક્તિ–ઘડતર "લોક માન્ય ટિળક અંગેનો મુકદ્દમો" વાંચીને આજની નવતર પેઢીને અખૂટ પ્રેરણા મળે, તેમજ સ્વરાજ્ય કેટલા ભોગ પછી હાસલ થયુ છે તેનો હૂબહૂ ચિતાર સંક્ષેપમાં કહી જાય છે 'યુનો' વિષેનો બીજો ખંડ આંતર રાષ્ટ્રીય સમજદારી માટે ચિંતન પ્રેરક છે. 'સુનિલ પ્રકાશન'નું આ પંદરમુ પુષ્પ ચિંતનપ્રેરક હોઈ આસ્વાદ્ય બની રહે છે.

'રેખાચિત્રો'
શ્રી લીલાવતી મુનશી:
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
પાના ૨૭૩ કિંમત રા ૫ ૫૦

'રેખાચિત્રો'ની ત્રીજી આવૃત્તિ બહાર પડે છે ચાર દાયકાથી પણ વધુ સમય પહેલાં આ શબ્દ ચિત્રોનું રેખાંકન થયુ હતુ. આજે પણ તેમા તાજગી અને જોમ ઓસર્યા હોય એમ લાગતુ નથી. પુસ્તકને ત્રણ વિભાગમા વહેચી નાખ્યું છે જેનો સમય અનુક્રમે ૧૯૨૨, ૧૯૨૩-૨૯, અને ૧૯૩૦ છે જાહેર જીવનનાં દરેક વ્યક્તિ ઉપરાંત પાર્વતી, દ્રૌપદી, જોન ઓફ આર્ક, મીરાંબાઈ, આનાતોલ ફ્રાન્સ, નર્મદ, દલપતરામ ઉપર પણ લીલાવતી મુનશીએ પોતાની ખાસિયતથી છણાવટ કરી છે સામાન્ય રીતે વ્યક્તિઓના રેખાચિત્રો, એક પછી એક સળંગ રીતે આપવાના હોય તો પુનરુક્તિથી કંટાળાજનક બની જવાનો ભય રહે છે પરંતુ લેખિકાનો શબ્દભંડોળ એટલો વિપુલ છે તેમજ કલ્પના એટલી બહુરંગી છે કે તેમની રજૂઆત તાકધાતીરની પેઠે લક્ષ્યવેધી બની રહે છે સચોટ શબ્દની પસંદગી અને સ્પષ્ટ વક્તૃત્વથી શબ્દચિત્રોનું આલેખન હૂંહૂ (ફોટોગ્રાફિક) બની શક્યું છે 'એસ્પેરીઆ' અને 'દ્રૌપદી' જેવા સુદીર્ઘ ચિત્રો નારી હૃદયની સર્જકતાને મોકળું મેદાન આપે છે. ભાષાવૈભવની દૃષ્ટિએ જોઈએ તો ચાર દાયકાથી પણ વધુ સમય પહેલાની આ લખાવટ એક સીમાચિન્હ બતાવે છે. 'રેખાચિત્રો' શ્રીમતી લીલાવતી મુનશીનુ આગવુ અને ચિરંજીવ પ્રદાન છે.

(૫) 'સદાચાર' શાલેય આવૃત્તિ
ફાધર વાલેસ'
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
પાના ૧૫૮ : બે રૂપિયા

વિદ્યાર્થીને નૈતિક માર્ગદર્શન આપનાર, ફાધર વાલેસના ત્રેવીસ લેખોનો સંગ્રહ શાલેય આવૃત્તિ રૂપે બહાર પડે છે. વિદ્યાર્થી કાળમા આવતી કાલના નાગરિકનુ Character — ચારિત્ર્ય ઘડાય છે અને તેના પાયામાં સદાચારની ઈંટો મૂકી હશે તો જે ઇમારત ઊભી થશે તેમા રાષ્ટ્રની શાન વધારનાર શ્રેષ્ઠીઓ બિરાજતા હશે અહીં પસંદ કરેલ દરેક વિષય, જીવનપુષ્પના પરાગસમો ફોરી રહે છે. જે માળીએ તેની માવજત કરી છે તે પુષ્પોની નજાકતનો પારખુ છે અનેક ઉદાહરણો અને કાવ્યની પંક્તિ મૂકીને વિષયને હૃદયગમ્ય બનાવ્યો છે ફાધર વાલેસનાં પુસ્તકો દરેક ઘરમાં વસાવવા જરૂરી બન્યાં છે પાઠ્યપુસ્તકો વિષે જે અખાડજંતર ચાલી રહ્યું છે, અને તેના રાષ્ટ્રીયકરણની વાતો થઈ રહી છે ત્યારે પોતાનાં તેજના ચમકારા ચોતરફ સમાજમા ફેલાવી રહેલાં, ઢોલઢીમ નગારું વગાડયા વિના, બહાર પડતાં આવા અમૂલ્ય પ્રકાશનો જો ઊછરતી પેઢી સમક્ષ મૂકવામા આવે તો તેનાથી અદકેરા જ્ઞાનદીપની જરૂર નહિ પડે

# અમારાં પ્રકાશનો

# વૈષ્ણવજન

વર્ષ ૮ ] • ઑક્ટોબર – ૧૯૬૮ [ અંક ૭


## અનુક્રમણિકા






## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રગટ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકના છે. સંપાદક તે વિચારો સાથે સંમત છે જ તેમ માનવું નહિ.

•

### [લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને નહિન્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ નાફ મૌલિક તાજું ને અવી અપ્રગટ રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

### લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

'વૈષ્ણવજન'
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક મુદ્રક માલિક ધીરન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨ રામકૃષ્ણનગર રાજકોટ ૨
મુદ્રણ—પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા રઇસકાર્સ રાડ રાજકોટ

# સર અવસર પર
# સાથ કરે જે
# એ સાચા સંગાથી !



આપનો એવો સાથીતે **દેના બેંક**માં બચતખાતુ આપની બચત પર આપને વર્ષે ૩½% વ્યાજ મળે છે નિયમિત બચત કરવાની ટેવ, આપની ભવિષ્યની જરૂરતો માટે નાણાં એકઠા કરવામા સહાય કરે છે, અને આપની બચત આપને સલામતી બક્ષે છે. આજે જ એક બચતખાતું ખોલો



**દેના બેંક**
રજિસ્ટર્ડ ઑફિસ દેવકરણ નાનજી બિલ્ડિંગ્સ,
૧૭ હોર્નિમેન સર્કલ કોટ, મુંબઈ-૧

રાજપુરુષે રાજા આગળ નિવેદન કર્યું. 'મહારાજ, સાધુશિરોમણિ નરોત્તમને બહુ વીનવ્યા, પણ આપના સુવર્ણમન્દિરમાં એ આવતા નથી અને મારગની ધારે ઝાડ નીચે કીર્તન કરે છે. ભક્તોનાં ટોળે ટોળા એને ઘેરીને ધૂળ ઉપર બેઠાં છે, અને મન્દિર સૂનું પડ્યું છે. સોનાનું મધુપાત્ર છોડીને ભમરા જેમ કમળવન પ્રત્યે દોડયા જાય, તેમ સ્ત્રીઓ ને પુરુષો સોનાના મન્દિર સામું જોતાં નથી, અને ભક્તના હૃદયકમળનો સુવાસ લેવા ટોળે મળીને જાય છે. ઠાલા ઠમ દેવાલયમાં રત્નજડિત સિંહાસન ઉપર દેવ એકલા બેઠા છે

આ સાંભળીને રાજાને દુઃખ લાગ્યું, ને ઝાડ નીચે દર્ભાસન ઉપર સાધુ બેઠા હતા ત્યાં તે ગયો ને એને પાયે પડીને કહ્યું, 'જુઓ, મહારાજ, સોનાના શિખરવાળું ગગનચુંબી દેવાલય રાજાનું ચણાવેલ છે તેને તજીને અહિં કેમ ભજન કરો છો ?'

સાધુ : એ મંદિરમાં ભગવાન્ નથી.

રાજા : ભગવાન્ નથી ! હે સંન્યાસી, આ તો નાસ્તિકના જેવી વાત થઈ. રત્નસિંહાસન ઉપર રત્નમય પ્રતિમા બિરાજે છે તે ઠાલી છે એમ ને ?

સાધુ : ઠાલી નથી, રાજાના મિથ્યાભિમાનથી ભરેલી છે. હે રાજા, ત્યાં તો તેં તારી પોતાની સ્થાપના કરી છે, દેવની નહિ.

રાજાએ આંખ કાઢીને કહ્યું : 'વીશ લાખ સોનૈયા વાપરીને અભ્રભેદી મન્દિર રચ્યું ને યથાવિધિ ભગવત્પ્રીત્યર્થે એનું સમર્પણ કર્યું એમાં ભગવાન્ નથી એમ ?'

શાંતિપૂર્વક સાધુ બોલ્યા, "જે વર્ષે પ્રચંડ આગ લાગી હતી તથા વીશ સહસ્ર પ્રજાજન અન્ન વસ્ત્ર ને આશરા વિનાના થઈ પડયા હતા, તારા દ્વાર આગળ વ્યર્થ પ્રાર્થના કરી રોઈ કકળીને પાછા વળ્યા હતા, અને જંગલમાં, ગુફાઓમાં, મારગને કાંઠે, તરુવરના છાયામાં, ખંડેરોમાં, જ્યાં ત્યાં ટાઢે ઠરી ને ભૂખે મરી ગયા હતા, એ વર્ષે વીશ લાખ મુદ્રાનું આ ઘર તેં ભગવાનને ધર્યું. ભગવાનની જીવતી જાગતી હાજરાહજુર પ્રતિમાનો અનાદર કરીને તેં પથ્થર પૂજ્યા. તે દિવસે ભગવાને કહ્યું, "મારું ઘર તો અનાદિ છે, ત્યાં અનન્ત નીલિમા વચ્ચે અગણિત દીવા પ્રકાશે છે. સત્ય, શાન્તિ, દયા, પ્રેમ એ ઘરના સનાતન પાયા છે. જે પામર પુરુષ ઘરબાર વિનાની પોતાની પ્રજાને ઘર ન આપી શક્યો તે મને ઘર દેવા નીકળ્યો છે !" આમ કહીને જ્યાં તારી રાંક પ્રજા પડી હતી ત્યાં ભગવાન્ ચાલ્યા ગયા. તારું મન્દિર સૂનું છે, સુવર્ણ ને અભિમાનનો પરપોટો જ છે.

રાજાએ કોપાયમાન થઈ કહ્યું. 'હે દુષ્ટ સાધુડા, મારું રાજ્ય છોડીને આ ક્ષણે જ ચાલતો થા.'

સંન્યાસીએ શાન્તસ્વરે કહ્યું, 'જ્યાં તેં ભક્તવત્સલ ભગવાનને દેશવટો દીધો છે ત્યાં ભક્તનેય* દે.

—દે. વા.

*રવીન્દ્રનાથની 'કોહિની' ઉપરથી



## ....રામનામ જો આપણે હૃદયમાં અંકિત કરીએ તો તરી જઇએ....

'નામકો આધાર તેરે નામકો આધાર' ભજન યાદ ન હોય તો જોઈ લેવું. હમણાં એ વસ્તુ મનમાં રમ્યા કરે છે. તુલસીદાસજીએ તો નામ મહિમા ખૂબ ગાયો છે. નામ એટલે રામનામ અથવા ઈશ્વરનું નામ. અને તેમણે એમ કહ્યુ છે કે રામ કરતા નામ મોટુ એટલે રામનામે દેહધારી થઇ ગયા તેને તો મર્યાદા હતી, તેનો દેહ નાશવત હતો પણ નામ અમર છે. રામનામે દેહધારીમાં ગુણોની મર્યાદા હતી, પણ રામનામે ઇશ્વરના ગુણની મર્યાદા જ નથી. તેનામા જે ગુણો આરોપવા હોય તે આરોપી શકાય કેમકે ઈશ્વરના ગુણો અનત છે તેથી જ તે ગુણાતીત છે એટલે ગુણથી ઉપર છે ગમે તે ગુણોનો સરવાળો કરીએ તો પણ ઇશ્વરના ગુણો પુરા ન ગણી શકાય તેથી તે ગુણથી ઉપર જ છે ના? એવુ ઇશ્વર નામ જો આપણે હૃદયમા અકિત કરીએ તો ભવસાગર તરી જઇએ એમા શક નથી એ નામ લેતા દુખ માત્ર ભાગે એટલે ગમે તે દુખ પડે તે આપણે સહન કરીએ આ લેવાની ટેવ આપણને પડી જાય તો આપણને બીજી કશી જરુર ન હોય. તેથી એ ભજન રચાયું ને કવિએ ગાયું 'મારે આધાર એક માત્ર રામ નામનો જ છે.' બાકી બધુ જુઠુ છે. 'દેહનાં સ્નેહી સકળ સ્વારથિયા અતે અળગા રહેશે રે' સાથે માત્ર નામ લેતાં આવડયુ હોય તો તેજ આવશે.

..પણ સવાલ એ ઉઠે છે કે નામ લેવાય કેમ? હજારો વિચાર આવે પછી નામ લેવામાં શો લાભ? નામ લેવું તો હૃદયથી અથવા ન લેવુ આ બરોબર છે ને બરોબર નથી. જો લોકોને બતાવવા સારુ નામ લેવાય તો તેમાં કંઇ જ નથી. ઉલટું એ પાપ છે, કેમકે એ ઢોગ થયો પણ જે શુદ્ધ દાનતથી નામ લેવા માગે છે પણ નામ લેતાં બીજા વિચારો આવ્યા જ કરે છે આમ છતાં થાકવુ નહિ. વિચારો આવ્યા કરે તો પણ નામ રટયા કરવુ એમ કરતાં કરતાં કોઈ દિવસ હૃદયમા એ અકિત થઈ જશે. નામનો મહિમા ગાયો છે તેનું કારણ જ એ છે અભણ ને મૂરખ પણ નામ તો લઈ શકે. નામ લેવાનું તો એક પળમા શીખી શકાય. પછી તો તે જપ્યા જ કરવાનું એમ કરતા તેની ટેવ એવી પડી જાય છે કે તે વિના ન જ ગમે ખાતાં, પીતા સૂતા, બેસતા નામ રટણ હોય જ, એમ જેને ટેવ પડે છે તેને હૃદયમાં ઉતર્યું કહેવાય. એવા મનુષ્યો થોડા જ મળી આવે છે, પણ તે દુખને તરી જાય છે.

સહુને બાપુના આશીર્વાદ.

# પરિભ્રમણ

'આશુતોષ'

'નવજીવન' એટલે ગાંધીજીનું અક્ષરસ્વરૂપ આજથી ૫૦ વર્ષ પહેલા તેની શરૂઆત એ યુગ-પુરુષને હાથે થઈ. ગાંધીજીએ અંગ્રેજી, ગુજરાતી તેમજ અન્ય ભાષાઓમા જે સાપ્તાહિકો ચલાવ્યાં તેનું એક માતબર અને સિદ્ધાંતનિષ્ઠ પ્રકાશન સંસ્થામા ક્રમક્રમે રૂપાંતર થયું. ગાંધી સાહિત્ય ઉપરાંત વિધ વિધ પાસાઓનું સારમાહી દર્શન કરાવતુ શોધગ્રંથ સાહિત્ય નજીવી કિંમતે આ સંસ્થાએ ગુજરાતને ચરણે ધર્યું છે. છાપકામ, બાંધણી, જોડણીની શુદ્ધતા અને સ્વચ્છ છપાઈમા નવજીવનના પ્રકાશનને આંબી જાય એવી ગુજરાતી પ્રકાશન સંસ્થા આજે તો નથી. આમાં અપવાદ તરીકે 'સસ્તું સાહિત્યવર્ધક' પ્રકાશનો ગણાવી શકાય. પણ તટસ્થતા, અને વધુ તો ધાર્મિક પાશ્વભૂ તેની પાછળ હોવાથી, ગાંધી-યુગમા લોકજાગૃતિના જુવાળને ફેલાવનાર તો 'નવ-જીવન' જ. ગાંધી શતાબ્દી વર્ષમા તેની સુવર્ણ જયંતીનો યોગ એક સુમેળ ગણાય. સંનિષ્ઠ કાર્યકરો અને સુંદર વહીવટ આ સંસ્થાને મળતા જ રહ્યા છે. સાહિત્યના ક્ષેત્રે પણ નવજીવનનો ફાળો અનન્ય રહ્યો છે પૂર્વસ્વાતંત્ર્ય અને સ્વાતંત્ર્યોત્તર કાળમા નવજીવને તે તે પ્રમાણે સામાન્ય જનતાને કુરનીશ બજાવી છે. ગાંધીજીએ 'નવજીવન' માસિક (અને 'યંગ ઈન્ડિયા' અંગ્રેજી સાપ્તાહિક) ની શરૂઆત કરેલી ત્યારે તેઓ પોતાના વિચારોને રજૂ કરવાનું એક નિમિત્ત–વાહન શોધી રહ્યા હતા. આ તેમજ પાછળથી 'હરિજન' 'હરિજનબંધુ'ના તંત્રી તરીકે પત્રકારિત્વની દુનિયામાં પણ જે ક્રાંતિ તેમણે જગાડી તેના ફળ તરીકે અજર્નું ઊજળુ અને ઉદીય-માન પત્રકારિત્વ સાંપડે છે. ગાંધીવિચારસરણીનું સાહિત્ય થોકબંધ મળે છે પણ તેમા નવજીવનનો ફાળો વિશિષ્ટ અને પ્રમાણભૂત છે, તે કારણે જે જે સાહિત્ય 'નવજીવન'ની છાપ નીચે પ્રગટ થાય છે તેની એક પોતીકી આભા છે.

ગ્રામ્ય બચત

બેન્કોના રાષ્ટ્રીયકરણ પછી, હવે દૃષ્ટિ ગામ-ડાંઓ ઉપર જવા લાગી છે રોજગારીની તક માટે પણ ગામડું ધ્યાન ખેંચતુ બન્યું છે અને વડા પ્રધાનના તાજેતરના ઉચ્ચારણો આ વાતને સમર્થન આપે છે. આમ તો ગાંધીજી જીવ્યા ત્યા સુધી ગામડાં તરફ વળવાની હિમાયત કરતા હતા. તેમના એક જ શિષ્ય વિનોબાજી એવા નીકળ્યા જેમણે ગામડાને કેન્દ્રમાં રાખી તેની ઉન્નતિ અર્થે જીવન સમર્પણ કર્યું ઘણીવાર એવુ બને છે કે યોગ્ય સમય આવ્યા વિના આ વાત સમજાતી નથી. વસતિ વધારો અને બેકારીના બે પ્રશ્નોએ રાષ્ટ્રના જીવનને હચમચાવી નાખ્યું છે. ગામડાનો પૈસો ગામડામા રહે અને રોજગારીની તેમજ લઘુ ઉદ્યોગો-ની તક ત્યા જ મળતી રહે એ દિવસો જેટલા વહેલા આવે તેટલુ લોકશાહી માટે ઇષ્ટ છે. ખેડૂત અને એની આપણા અર્થકારણના પાયા બની રહ્યા છે. ખેડૂતને આજે તેની ઊપજનું વધુ વળતર મળે તો તે પૈસાનો બે રીતે દુરુપયોગ કરે છે કા તો શહેરમા જઈને વાપરી નાખે છે અથવા સોનાના દાગીનામાં રોકે છે અથવા વધુ કમાવાના છંદે ચડી જઈ સટ્ટાખોરી અને સંગ્રહખોરીમા રોકે છે અને વરલી મટકાનો જુગાર ખેલે છે. ગ્રામ્ય પ્રદેશમાં બેન્કીંગની સગવડો નહી હોવાથી તે બચત તરીકે પૈસાને રાખી મૂકવા લલચાતો નથી બીજુ કારણ નીરક્ષરતા છે વાચતા લખતા આવડે નહિ તેવો પ્રજાનો વર્ગ, પૈસાની આ પ્રકારની લેવડદેવડ જેમા પોતાની સહીથી પોતે લે–ઉપાડ કરી શકે, તેની આવડતના અભાવે, તેનાથી દૂર રહે છે બચત સર્ટિફિકેટનું કાગળિયુ તેને ત્રાસરૂપ લાગે છે; બચત-ની પાસબુકથી તે ભડકે છે પૈસાની લેવડદેવડમા સહી ન મળે, અને ઓળખાણ આપવી પડે તેવી પરવશતા તેને પરવડતી નથી. અને તેથી જ તેનાથી

તે દૂર રહે છે, બેન્કોને ગામડામાં લઇને, લોકોની આદત ફેરવવી હશે તો એક કપરી કામગીરી અક્ષરજ્ઞાન આપવાની પણ રહેશે. પોતાના પૂરતું લખી-વાંચી શકે તેવી સ્થિતિ ઊભી કરવી પડશે. ખેડૂતને પોતાનામા આટલો આત્મવિશ્વાસ પેદા થાય તો જ બેન્કમાં નાણું રાખતા શીખે. જો કે બેન્કોને માથે હવે જે જવાબદારી આવી છે તે સરળ નથી. શહેરી વિસ્તારમા અને ગ્રામ વિસ્તારમાં બેન્કો ચલાવવી એ બન્ને અલગ બાબત છે કેમકે વળતર ન મળે અને માન સ્ટાફનો ખર્ચ માથે ચડતો જાય તો રાષ્ટ્રીયકરણને સહન કરવાનું આવશે અત્યારે જે નાની બચત યોજનાનું ધતીંગ સરકારી ધોરણે ચાલે છે તેનો બારીક અભ્યાસ કર્યા પછી, ગ્રામ્યજનતા માનસિક વલણોને લક્ષમા રાખી આસ્તેથી કદમ ઉપાડાય તે જરૂરી છે.

## આનંદ ભયો !

રાષ્ટ્રસમૂહ દેશોના ૫૦૦ વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓનું એક વૃંદ તાજેતરમાં દિલ્હી આવ્યું ત્યારે 'રંગશાળા' ખાતે યોજાએલા સમારંભમા ધમાચકડી બોલી ગઇ-તોફાનો થયા-વિદ્યાર્થીનીઓ તરફ બેશરમ અને નિર્લજ્જ વર્તાવ થયો અને આ બધુ એટલા માટે કે લંડન જતી વળતી મુસાફરીમાં ભારતીય પ્રતિનિધિઓની પસંદગી પ્રશ્ને મતમતાંતર જાગ્યું એટલે. લંડનથી સાત હજાર માઇલની બસ મુસાફરી કરીને વિવિધ દેશોનું સ્વાગત માણતા આ વિદ્યાર્થીઓ અહીં આવીને છેવટે આ દેશ વિષે જે ખરાબ છાપ અને અહીંના વિદ્યાર્થીના માનસનો કટુતાભર્યો પરિચય પામ્યા તેથી દેશભરમા રોષ પ્રજ્વળી ઊઠયો છે. રવિન્દ્ર સરોવર જેવી ઘટનાઓ હવે દરેક સમારંભમાં થવાની શકયતાનો વિચાર સૌ કોઇએ અને પ્રયોજકોએ કરવાનો છે. COMEX-INDIA આમ તો ખાનગી રાહે કરેલુ આયોજન હતું અને આ બનાવમાં સરકાર પોતાના હાથ ધોઇ નાખે તો દોષારોપણ કોને માથે ? આપણે ત્યા બાળકોની લીલાને કૃષ્ણ કનૈયાના તોફાન સાથે સાંકળીને તેમને અબાધિત અધિકારોની જોગવાઇ ભાગવતકારે પણ આપી છે અલબત્ત અમુક ઉંમર સુધી જ બાળકને આ છૂટ હોઇ શકે. કોલેજીયન અવસ્થા એ બાળકની ઉંમરથી વિશેષ છે-કુમારાવસ્થાથી પણ આગળ છે. એટલે કનૈયાના અબાધિત અધિકાર તેને ન મળી શકે નહિ છતા ભાગવત સપ્તાહના આયોજનમાં કૃષ્ણ જન્મ પ્રસંગે, નાનામોટાં, યુવાન આધેડ, સ્ત્રીપુરુષો અબીલગુલાલ છાંટવા મંડે છે અને ઊભા થઇ નાચવા પણ માંડે છે :

'જય બોલો કનૈયાલાલકી,
હાથી – ઘોડા – પાલખી !'

ત્યારે ઉંમરનું બંધન રહેતું નથી અને જાણે સભામંડપમાં જ, એ વખતે વ્યાસપીઠ પર બિરાજેલા મહારાજની જાહેરાતથી જાણે કૃષ્ણનો જન્મ થયો હોય તેવું શ્રોતાજનો માની બેસે છે. તો પછી દિલ્હીના વિદ્યાર્થીઓનો વાંક કેટલો ? એમ પણ હોય કે દેશપરદેશના જે પાંચસો જેટલા મહેમાન વિદ્યાર્થીઓ ભારતને આંગણે પધારેલા તેમને આપણી સંસ્કૃતિનો ખ્યાલ આવે અને નંદમહોત્સવનું મૂલ્ય ભારતમાં કેટલું છે તે બતાવવા "નંદ ઘેર આનંદ ભયો" નું રિહર્સલ કર્યું હોય ! આ પ્રસંગને દોષ દૃષ્ટિથી શા માટે નિહાળવો જોઇએ ? આવી સગવડ છે ત્યારે ?

## પ્રતિકાર

ઉત્તર વિયેટનામના સદ્દગત પ્રમુખ હો ચી મીન્હ જે નાનકડા રાષ્ટ્રના તેઓ વડા હતા અને છતા 'જગતના જે મહાન રાષ્ટ્ર સામે તેમણે બાથ ભીડી તે કારણે એશિયાની એક વિરાટ વ્યક્તિ બન્યા. બકરી કાઢતા ઊંટ પેસે, તેમ વિયેટનામની ધરતી ઉપરથી ફ્રેન્ચોને વિદાય આપતા અમેરિકનો આવી ભરાણા અને સ્થાનિક ગજગ્રાહનો લાભ લઇ, કોરિયાની જેમ વિયેટનામના પણ બે ભાગ પાડી દીધા. અમેરિકનોએ જે જંગી લશ્કરી સામગ્રી અને સૈનિકોનું બળ દક્ષિણ વિયેટનામમા ઠાલવવા માંડયું, અને વર્ષો સુધી બોમ્બમારો ચાલુ રાખી, ઉત્તરના પ્રદેશને હંફાવવા આહુતિઓ પણ આપી તેનાથી ન તો ઉત્તરનું નૈતિકબળ તૂટ્યું કે ન કોઇ લશ્કરી વિજય હાસલ થયો ચીને છૂપી મદદ ઘણી કરી, રશિયાએ ખુલ્લંખુલ્લા મદદ કરી આ બધુ છતા

ઉત્તર વિયેટનામના લોકોનું ખમીર અણનમ રહ્યું અને પ્રેસિડન્ટ જોનસનને રેડિયો ઉપર રોતાં રોતાં જાહેર કરવી પડી કે બોમ્બમારો બંધ કરીને, શાંતિને રાહે જ આ પ્રશ્નનું નિરાકરણ થશે. તેમના અનુ-ગામી નિક્સન-સાહેબે ફોજને પાછી ખેંચવાની શરૂ-આત કરી છે. પરંતુ પેરિસમાં ચાલી રહેલી વાટા-ઘાટોમાં ઉત્તરનું વલણ અક્કડ રહ્યું છે અને સામ્યવાદ સામે નાલેશીભર્યું નમતું કેટલી હદે જોખવું તેનો કપરો નિર્ણય લેવાનું અમેરિકન પ્રમુખ ઉપર આવી પડ્યું છે. પ્રતિકાર કેવો હોઈ શકે તેનો જ્વલંત દાખલો હો ચી મીન્હે પૂરો પાડ્યો છે.

## દૂધ-બીડ યોજના

વર્લ્ડ બેન્ક અને વિશ્વસંસ્થા FAO ના સંયુક્ત ઉપક્રમે ભારતને ૧૦૦ કરોડ રૂપિયાને ખર્ચે વધુ દૂધ પૂરું પાડવાની એક યોજનાએ નક્કર સ્વરૂપ ધારણ કર્યું છે, અને તેની નીચે મુંબઈ, દિલ્હી, કલકત્તા અને મદ્રાસને આવરી લેવાનું લક્ષ્યાંક રાખ-વામાં આવ્યું છે. આ ચાર શહેરોની વસતિનો વિચાર કરીએ તો લગભગ બે કરોડ થવા જાય. શુદ્ધ દૂધની તેમની દૈનિક જરૂરિયાતનો અંદાજ આંખોના ભરા કપાળમાં ચઢાવી દે તેવો નીકળે છે. આ યોજના તળે માત્ર ચાર શહેરોનો જ ખ્યાલ રાખવામાં આવ્યો નથી. પણ દરેક મોટા શહેરને તેનો લાભ મળે તે માટે ચોથી યોજનામાં પચાસ હજારથી વધુ વસતિવાળા શહેરોમાં ચોવીશ ડેરી પ્રોજેક્ટો અને ૬૪ ગ્રામ્ય ડેરી કેન્દ્રો શરૂ કરવાનો ઇરાદો છે. વસતિના ધોરણે આજે માથાદીઠ દૂધનો વપરાશ ૪.૫ ઔંસ છે. તે વધારીને શાકા-હારી માટે ૩૨ ઔંસ અને માંસાહારી માટે ૧૦ ઔંસ લક્ષ્યાંક તરીકે રાખ્યું છે. આજે જે ડેરીઓ ચાલી રહી છે તેને સંગીન ધોરણે મૂકવાની જરૂરિયાત ઊભી છે. ગુજરાતની જ વાત કરીએ તો ભાવનગર, રાજકોટ, જૂનાગઢની ડેરીઓ જે કામગીરી બજાવે છે તેમાં ઘણી ઊણપો છે અને વિકાસની શક્યતા હોવા છતાં કામગીરી તદ્દન નિરાશાજનક છે. નવાં પ્રોજેક્ટો શરૂ કરતાં પહેલાં જે અસ્તિત્વમાં છે તેને કાર્યક્ષમ બનાવવાની એટલી જ તાતી જરૂરિયાત છે.

## ધમકે ઘૂઘરમાળ !

રાજકોટ મ્યુનિસિપાલિટીએ ગાડાંઓએ બત્તી રાખવી એવો આગ્રહ રાખ્યો છે. ગાડું અત્યાર સુધી નિર્દોષ વાહન મનાયું છે. વળી તે એટલી મંદ ગતિથી ચાલે છે કે, કીડી પણ જો ધ્યાન રાખે તો, કચડાયા વિના સ્વૈર વિહાર કરી શકે. આમ તો બળદને ગળે ઘૂઘરમાળ લટકાવી હોય તો ચાલ્યા આવતા ગાડાને ઘણે દૂરથી તેના સુંદર રૂપાની ઘંટડી જેવા રણકારથી અંધારામાં પણ ઓળખી શકાય. અને બત્તી ન હોય તો પણ ગમે તેવો કુશળ માણસ તેના મીઠામધુરા અવાજથી ગાડાને પારખી શકે. આજકાલ ઘૂઘરા અદૃશ્ય થઈ રહ્યા છે તેથી જ તો આ બત્તીની મોકાણ ઊભી થઈ છે. કેટલાક પૂછે છે બત્તી ક્યાં રાખવી ? ગાડામાં તેને માટે Provision નથી ! અરે ભલાભાઈ, ઘોડાગાડીમાં હોય તો ગાડામાં કેમ નહીં ? ઘોડાગાડી જેવી વ્યવસ્થા ગાડામાં ન થાય? અમેરિકા ચન્દ્ર ઉપર પ્રયોગશાળા સ્થાપે ત્યારે આપણે એટલું ન કરી શકીએ કે બળદનું પૂછડું આમળતાં જ શીંગડા ઉપર બત્તી થાય ! બેટરીના સેલ ગોઠવીને પણ થઈ શકે. ગાડાને જો ટાયરવાળા પૈડા નાખી શકાય તો બત્તીનો પ્રશ્ન તો બહુ મામુલી છે !

## મદારી અને માંકડું

ચીન અને પાકિસ્તાન જેવા દુશ્મનો સાથે કામ લેવામાં ભારતને નાકે દમ આવી જાય તે સ્વભાવિક છે. એક તો આપણે સીધી લીટીમાં ચાલવાવાળા રહ્યા. 'ભારત હંમેશાં મંત્રણા માટે તૈયાર છે' એવી જાહેરાત કરીને એમ માનીએ કે ચીન તથા પાકિસ્તાન એ સૂત્રના ઉચ્ચારથી જ તૈયાર થઈ જશે. કોસિગિન હમણાં જ પેકીંગ અચાનક જઈ આવ્યા ત્યારે જ ખબર પડી કે રશિયા જેવી મહાસત્તા પણ નાકું પકડી રાખતી નથી. પાકિસ્તાન સાથેનો અત્યાર સુધીનો અનુભવ એમ સૂચવે છે કે તેની સાથે આડોડાઈ કરો તો જ તેની સાન ઠેકાણે આવે છે. રશિયાએ સૂચવેલું, કે ભારત-પાકિસ્તાન અફઘાનિસ્તાન અને ઇરાન વચ્ચે પ્રાદે-શિક સહકાર ભાવના હોવી જોઈએ ત્યારે પાકિ-સ્તાને ઘસીને ના પાડી દીધી. તાજેતરમાં ભારત—

[ અનુ. પૃષ્ઠ ૨૭૯



[બાપુજી કોઈપણ નવો પ્રયોગ શરૂ કરે કે તરત જ, "એકાકી ન રમતે। એકોઽહમ્ બહુસ્યામ્।" ની ઉચ્ચ વૃત્તિવાળા બાપુ એનો ચેપ આસપાસના બધાને લગાડતા. પછી તો એ પ્રયોગની વાતો બધે થતી હોય, એને લગતા જ પ્રશ્નો બાપુને પુછાતા હોય અને બાપુ પણ ઊલટભેર એના ઉત્તર આપતા હોય. બધે જાણે એ પ્રયોગનો વા પ્રસરી જતો.

બાપુજીએ જ્યારે જેલમાં આકાશદર્શન શરૂ કર્યું ત્યારે આશ્રમના નાના મોટા બધા પર બાપુ એ વિશે જ પત્રમાં લખવા લાગ્યા અને આશ્રમમાં પણ બસ તારાઓની જ વાતો થવા લાગી. એક પત્રમાં બાપુએ લખ્યું: "મારે સારુ એ ઈશ્વરદર્શનનું એક દ્વાર થઈ પડ્યું છે. અહીં આ વખતે એકાએક એમ થઈ આવ્યું કે આકાશદર્શન એ તો એક ભારે સત્સંગ છે. તારા પણ આપણી સાથે મૂગી વાત કર્યા કરે છે." બીજા એક પ્રસંગે આ વિશે લખ્યું: "જેવું આકાશ સ્વચ્છ છે તેવા આપણે સ્વચ્છ થઈએ. જેવા તારા તેજસ્વી છે તેવા આપણે તેજસ્વી થઈએ. તેઓ જેમ ઈશ્વરનું મૂકસ્તવન કરતા લાગે છે તેમ આપણે કરીએ. તેઓ જેમ પોતાનો માર્ગ એક ક્ષણને સારુ પણ છોડતા નથી તેમ આપણે આપણું કર્તવ્ય ન છોડીએ."

નીચેના પત્ર પરથી બાપુજી આકાશદર્શનમાં કેટલો ઊંડો રસ લઈ રહ્યા છે અને બીજાને પણ એ રસમાં ભાગ લેતા કેવા આકર્ષી રહ્યા છે એનો ખ્યાલ આવશે.]

ચિ૦ ,

તારાનો નકશો ઘણું ભાગે આ સાથે હશે. તે ઉપરથી ખબર પડશે.

આઠ વાગે સુમારે સૂના માથા ઉપર પણ જરા પશ્ચિમે ને દક્ષિણે ચાર સુંદર તારા ને તેની વચ્ચે ત્રણ એવું નક્ષત્ર દેખાશે. તેનું નામ મૃગ. એની પૂર્વે ને દક્ષિણે બહુ ચળકતો તારો દેખાશે તે વ્યાધ છે. એને મોટો કૂતરો પણ કહે છે. એ જ લીટીમાં પણ ઉત્તરે નાનો કૂતરો છે, તે ઓછો ચળકે છે. મૃગની ઉત્તરે [illegible] એવું નક્ષત્ર છે તે મિથુન. તેની ઉપર [illegible] એવું છે એને વૃષભનો અગ્રભાગ કહે. એમાં એક સુંદર લાલ તારો છે તે રોહિણી. જરા પશ્ચિમે કૃત્તિકા [illegible] છે તે સૌમ્ય જેવું લાગે છે. ક્ષણ જોયો તેનો ભાગ [illegible] વૃષભના અગ્રભાગની પૂર્વે અશ્વિની છે. આટલું ઓળખો પછી બીજું લખીશ. આ તો સહેજે છે. તેમાં જેટલો રસ પૂરીએ તેટલો

રસ પુરા પણ આજ તો આટલો જ પુરાય એમ છે

૨ – – ।                                          બાપુના આશીર્વાદ

આકાશનું સામાન્ય જ્ઞાન મેળવવાની ઊંડે ઊંડે ઇચ્છા તો ઘણી વાર થયેલી, પણ પાસે પડેલી પ્રવૃત્તિ મને એમાં ન ખૂંપવા દે એમ માની લીધું એ માન્યતા વસ્તુતઃ ભલેને ખોટી હોય, પણ જ્યાં લગી મારું મન ભૂલ ન જુએ ત્યાં લગી મને તો તે માન્યતા પ્રતિબંધ કરે જ

'૩૧ની સાલના જેલના છેલ્લા માસમાં એકાએક ધ્યાન થયું બાહ્યદૃષ્ટિએ જ્યાં સહેજે ઇશ્વર છે તેનું નિરીક્ષણ હું કેમ ન કરું ? પશુની જેમ આંખ માત્ર જુએ, પણ જે જુએ તે વિશાળ દ્વારા જ્ઞાન તંતુ લગી ન પહોંચે એ કેવું દયાજનક ? ઇશ્વરની મહાન લીલા નીરખવાની આ તક કેમ જવા દેવાય ? આમ આકાશની ઓળખ કરવાની જે તરસ લાગી તે હવે છિપાવી રહ્યો છું અને એટલે લગી આવ્યો છું કે આશ્રમવાસીઓને મારા મનમાં ઊઠતા તરંગોના ભાગીદાર બનાવ્યા વિના ન જ ચાલે

આપણને બચપણથી શીખવવામાં આવે છે કે આપણાં શરીર પૃથ્વી પાણી આકાશ, તેજ અને વાયુ નામના પંચમહાભૂતનાં બનેલાં છે આ બધાંને વિશે આપણને કંઈક જ્ઞાન હોવું જોઈએ છતાં આ તત્ત્વો વિષે આપણને બહુ ઓછું જ્ઞાન હોય છે અત્યારે તો આપણે આકાશ વિષે વિચારવાનું છે

આકાશ એટલે અવકાશ આપણાં શરીરમાં અવકાશ ન હોય તો આપણે એક ક્ષણ પણ ન જીવી શકીએ જેમ શરીરને વિષે તેમજ જગતને વિષે સમજવું પૃથ્વી અનંત આકાશથી વીંટળાયેલી છે આપણે જે ચોમેર આસમાની રંગનું જોઈએ છીએ તે આકાશ પૃથ્વીને છેડા છે તે નક્કર ગોળો છે તેની ધરી ૭૯૦૦ માઈલ લાંબી છે પણ આકાશ પેલું છે તેની ધરી માનીએ તો તેને અંત નથી આ અનંત અવકાશમાં પૃથ્વી એક રજકણસમ છે ને તે રજકણ ઉપર આપણે તો રજકણનું પણ એવું એક તુચ્છ રજકણ છીએ કે તેની ગણતરી જ ન થઈ શકે આમ શરીરરૂપે આપણે શૂન્ય છીએ એમ કહેવામાં જરાય અતિશયોક્તિ કે અત્યોક્તિ નથી આપણા શરીરની સાથે સરખાવતાં કીડી–શરીર જેટલું તુચ્છ લાગે છે તેથી હજારોગણું પૃથ્વીની સાથે સરખાવતાં આપણું શરીર તુચ્છ છે તેનો મોહ શો ? તે પડે તો શોક શો ?

આ શરીર આમ તુચ્છ હોવા છતાં તેની મોટી કિંમત છે કેમ કે તે આત્માનું, અને સમજીએ તો પરમાત્માનું – સત્યનારાયણનું – નિવાસ-સ્થાન છે

આ વિચાર જો આપણા હૃદયમાં ઘર કરે તો આપણે શરીરને વિકારનું ભાજન બનાવવાનું ભૂલી જઈએ પણ જો આકાશની સાથે આપણે ઓતપ્રોત થઈએ અને તેનો મહિમા સમજી આપણી અધિકાધિક તુચ્છતા સમજી લઈએ તો આપણો બધો મદ ઊતરી જાય આકાશમાં જોવામાં આવતાં અસંખ્ય દિવ્ય ગણો ન હોત તો આપણે ન હોઈએ ખગોળવેત્તાઓએ ઘણી શોધો કરી છે છતાં આકાશ વિષેનું આપણું જ્ઞાન નહીંવત્ છે જેટલું છે તે આપણને સ્પષ્ટ રીતે બતાવે છે કે આકાશમાં સૂર્યનારાયણ એક દિવસને સારુ પણ પોતાની અહર્નિશ તપશ્ચર્યા બંધ કરે તો આપણો નાશ થાય તેમ જ ચંદ્ર પોતાનાં શીત કિરણો ખેંચી લે તો પણ આપણા એ જ હાલ થાય અને અનુમાનથી આપણે કહી શકીએ છીએ કે રાત્રિના આકાશમાં જે અસંખ્ય તારાગણ આપણે જોઈએ છીએ તે બધાને આ જગતને નિભાવવામાં સ્થાન છે એમ આપણો આ વિશ્વમાં બધા જીવોની સાથે બધા દેખાવોની સાથે બહુ ગાઢ સંબંધ છે ને એકબીજાના આશ્રયે આપણે ટકીએ છીએ એટલે આપણે આપણા આશ્રયદાતા–આકાશમાં વિચરતા દિવ્ય ગણો–નો થોડોઘણો પરિચય કરવો જ જોઈએ

આ પરિચયનું એક વિશેષ કારણ પણ છે આપણામાં કહેવત છે 'ડુંગરા દૂરથી રળિયામણા' આમાં બહુ તથ્ય છે જે સૂર્ય આપણે દૂર હોઈ ને આપણું રક્ષણ કરે છે તેજ સૂર્યની પાસે જઈને આપણે બેસીએ તો તે ક્ષણે ભસ્મ થઈ જઈએ

તેમ જ આકાશમાં વસતા બીજા ગણોનું છે. આપણી પાસે રહેલી અનેક વસ્તુના ગુણદોષો આપણે જાણતા હોવાથી આપણને કોઈ વેળા કંટાળો આવે, દોષોના સ્પર્શથી આપણે દોષિત પણ થઈએ. આકાશસ્થ દેવગણોના આપણે ગુણો જ જાણીએ છીએ. તેમને નિહાળતા આપણે થાકતા જ નથી; તેમનો પરિચય આપણને હાનિકર થઈ જ ન શકે; અને આ દેવોનું ધ્યાન ધરતાં આપણી કલ્પનાશક્તિને નીતિપોષક વિચારોથી જેટલે દૂર લઈ જવી હોય તેટલે દૂર લઇ જઈ શકીએ છીએ.

એમાં તો શકા જ નથી કે આકાશ અને આપણી વચ્ચે જેટલા અંતરાય આપણે મૂકીએ છીએ તેટલે અંશે આપણે શરીરને, મનને અને આત્માને હાનિ પહોંચાડી છીએ. આપણે સ્વાભાવિક રીતે રહેતા હોઈએ તો ચોવીસ કલાક આકાશ નીચે રહીએ. તેમ ન થઈ શકે તો જેટલો સમય તેમ કરી શકાય તેટલો સમય રહીએ. આકાશદર્શન એટલે તારાદર્શન તો રાત્રિના જ થાય. અને વધારે સારામા સારું તે સૂતાં થઈ શકે છે. એટલે આ દર્શનનો જે પૂરો... લાભ ઉઠાવવા માગે તેણે તો સીધા આકાશ નીચે જ સૂવુ જોઈએ. આસપાસ ઊંચાં મકાનો કે ઝાડો હોય તો તે વિઘ્ન કરે છે.

બાળકોને અને મોટાંને નાટકો અને તેમાં થતાં દશ્યો બહુ ગમે છે. પણ જે નાટક કુદરતે આપણે સારુ આકાશમાં ગોઠવ્યું છે તેને એકે મનુષ્ય-કૃત નાટક પહોંચે તેમ નથી. વળી નાટકશાળામાં આંખ બગડે, ફેફસાંમાં મલિન હવા જાય, ને નીતિ બગડવાનો પણ ઘણો સંભવ. આ કુદરતી નાટકમાં તો લાભ જ છે. આકાશ નિહાળતાં આંખને શાંતિ થાય છે; આકાશ નિહાળવા બહાર રહેવું જ જોઈએ. તેથી શુદ્ધ હવા ફેફસાંને મળે; આકાશ નિહાળતાં નીતિ બગડ્યાનું આજ લગી સાંભળ્યું નથી. જેમ જેમ આ ઈશ્વરી ચમત્કારનું ધ્યાન ધરીએ તેમ તેમ આત્માનો વિકાસ જ થાય. જેને રોજ મેલા વિચારો, સ્વપ્નાં રાત્રિનાં આવતાં હોય તે બહાર સૂઈ આકાશ દર્શનમાં લીન થવાનો પ્રયત્ન કરી જુએ. તેને તુરત નિર્દોષ નિદ્રાનો અનુભવ થશે આકાશમાં રહેલા ગણો કેમ જાણે ઈશ્વરનું મૂકસ્તવન કરતા ન હોય, એમ આપણે જ્યારે એ મહાદર્શનમા ઓતપ્રોત થઈએ ત્યારે આપણે સાંભળતા જણાઈએ છીએ જેને આંખ હોય તે આ નિત્યનવો નાચ જુએ. જેને કાન છે તે આ અસંખ્ય ગાંધર્વોનું મૂકગાન સાંભળે.

"વધારે દુઃખ દઈ શકશે તેનો વિજય નહીં થાય પણ દુઃખ સહન કરી શકશે તેનો વિજય થશે."

*

## ૬૮ શ્રદ્ધા

બાળકની મા પર જીવંત શ્રદ્ધા હોય છે. માના ખોળામાં છે તો બાળક ડરશે નહીં. એમ જુઓ તો મા કોઇ એવી મોટી તાકાત ધરાવતી નથી. છતાંયે બાળક માને છે કે પ્રત્યેક પરિસ્થિતિમાં મા મારો બચાવ કરનારી છે. ઘરને આગ લાગી છે તો પણ બાળક ચુપચુપ પડયું રહેશે. મા તેને ઉપાડીને લઈ જશે તો ઠીક છે, નહીં તો તે ત્યાં જ પડયું રહેશે. બાળકની મા માટે આ જે દઢ શ્રદ્ધા છે, તેવી આપણી ભગવાનને માટે છે? આપણે ભક્તિ કરીએ છીએ, તેનું નામ લઇએ છીએ; છતાં યે આપણે નિર્ભય નથી, કોઇ પરિસ્થિતિમાં ભગવાન આપણને બચાવશે એવો અનુભવ નથી કરતાં. મા બાપ પાસેથી સાંભળ્યું છે કે ભગવાન છે અને તેથી આપણે ય કહીએ છીએ કે ભગવાન 'છે.' પરંતુ તે કોઈ જીવંત, સાક્ષાત્ પ્રત્યક્ષ શ્રદ્ધા નથી. તેવી શ્રદ્ધા રહી તો કોઇ પણ પ્રકારનો ભય રહેશે નહીં. અત્યંત નિર્ભય કરનારી કોઇ ચીજ આ દુનિયામાં હોય તો તે ભગવાનની ભક્તિ જ છે.

—વિનોબાજી

# વાધર્ક્યનો ભાર

અનુવાદ ઈન્દુલાલ ગાંધી

જો આકે ન જાએ, વહ બુઢાપા દેખા
જો જાકે ન આએ, વહ જવાની દેખી

"બાળપણમાં જ્યારે આ શેર પહેલીવાર સાંભળ્યો હતો, ત્યારે હસીને કહ્યું હતું કે અરે! એમાં અફસોસની શી વાત છે? વૃદ્ધાવસ્થા એકવાર આવ્યા પછી ફરીથી કદી આવતી નથી જ. વૃદ્ધાવસ્થા તો બુઝુર્ગીની નિશાની છે અને એ અવસ્થાના ફાયદા તો દરેક માણસ જાણે જ છે. એ તો જીવનની એ અવસ્થા છે જ્યારે માણસની કાંઈ કદર થાય છે. જ્યારે કોઈ ધમકાવતું નથી. અરે! કોઈ એવી વાત પણ જો કહેવાઈ જાય કે જેનો કોઈ અર્થ જ ન હોય, તો પણ સાંભળનારાઓ તો સમજી જ લેવાના કે—એ તો આપણને ન સમજાય.

ઘરમાં ઘરડા માણસોને જોતાં ત્યારે ખૂબ વિચાર આવતો. ખાંસી ખાવી ને ધૂંધવાયું—ગુસ્સે થવું; આ સિવાય બીજું કામ જ નહિ. અને રૂવાબ પણ કેવો કે દરેક માણસ તેની સામે ચૂપ રહેવામાં જ સલામતી સમજે. સામે કાંઈ પણ વાત કરી કે વડીલો, ઉધરસ ખાતાં ખાતાં લાગે દબડાવવા 'ચૂપ રહે! નાને મોઢે મોટા કોળિયા ભરે છે? જરા સ્થાન સમય જોઈને વાત કર સમજ્યો?—અને આ વખતે એવું જ લાગે કે જ્યાં સુધી આ બુઝુર્ગો સલામત છે ત્યાં સુધી વાત કરવાનું સ્થાન કે સમય મળવાનાં નથી. વિશ્વાસ રાખજો હો— છાનામાનાં પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે એવો મુબારક દિવસ ક્યારે આવશે જ્યારે અમારી વડીલોમાં ગણત્રી થશે! જ્યારે અમે નવજુવાનોને ધમકાવીને કહેશું કે 'અરે ભાઈ! અમે આ તડકામાં વાળ સફેદ નથી કર્યા સમજ્યા! તજુર્બા એક મોટી ચીજ છે— વડીલોને ચીડવશો તો ભોગવશો બરાબર.

એક દિવસ એવો આવ્યો કે મારા વાળ પણ સફેદ થઈ ગયા અને મને પણ લોકો વૃદ્ધ ગણવા લાગ્યા. પચીસ વર્ષ વૃદ્ધાવસ્થામાં પસાર કર્યા પછી તો એમ જ લાગ્યું કે આ અવસ્થામાં જે મુસીબત છે એવી દુનિયામાં ક્યાંય નથી, ક્યાંય હોઈ શકે જ નહિ. ઘરડા થવાથી એટલું જ નુકસાન નથી થતું કે માણસ ચણા ચાવી ન શકે, ગંડેરી ચૂસી ન શકે, ઝીણા અક્ષરવાળી ચોપડી ન વાંચી શકે, પરંતુ તે રંજન કાર્યક્રમોમાં પણ ભાગ નથી લઈ શકતો. કારણ કે તે બુઝુર્ગ છે, વૃદ્ધ છે અને તેથી તેણે યોગીઓની માફક ઘરની એક નાનકડી કોટડીમાં કેદી જેવી જિંદગી પસાર કરવી. જુવાનીમાં તેને ગમે તે શોખ હોય, ઘરડા થયા બાદ તે શોખ તરફ આંખ ઊંચી કરીને જોઈ ન શકાય. નહિતર લોકો એ જ કહેશે કે 'હં દિમાગ ખરાબ થઈ ગયો છે. શિંગડાં કપાવીને વાછડાંમાં ભળી જવું છે.'

હવે મારી તરફ જુઓ. જુવાનીમાં એટલો બધો શોખ હતો ગાણાં સાંભળવાનો, નાચ જોવાનો— કે જેવી ખબર પડે કે ફલાણી જગ્યાએ ગાવા—નાચવાનો પ્રોગ્રામ છે તો તરત જ બધું કામ છોડીને ત્યાં પહોંચી જતો.

કલા સંબંધી મારા પણ એ જ વિચાર હતા—જે ભર્તૃહરિએ કહેલા કે જે મનુષ્યને સાહિત્ય, સંગીત ને કળા તરફ અભિરુચિ નથી તે સાક્ષાત પશુ છે—ફક્ત પૂછડું ને શિંગડું નથી.

પરંતુ હવે એવી કોઈ મહેફિલમાં જવાની હિંમત નથી થતી. હજુ ગયે મહિને જ મુંબઈની મશહૂર ગાવા ને નાચવાવાળી — અરે! બહુ મજાનું એનું નામ હતું—અમારા શહેરમાં આવેલી. નવજવાનો તો પોતાને સર્વસ્વ મળી ગયું છે એમ માની ખૂબ આનંદમાં હતા. પરંતુ મારી હાલત—કવિના આ શેરને વારવાર વાંચતો.

ગઝલ ઉસને છેડી, મુઝે સાજ દેના,
જરા ઉમ્ર રફ્તા કો આવાઝ દેના

શેર વાંચતો ને દાંત પીસીને રહી જતો. આટલી સરસ ગાનારી-સુંદર નૃત્ય કરનારને ત્યાં હું એટલા માટે નથી જઈ શકતો કે હું બુઝર્ગ છું. કોઈ જોઈ જાય તો શું કહેશે? અરે, એ તો ઠીક-લોકો તો પછી કહેશે-પણ સહધર્મચારિણી શું કહેશે? -'અરે, તમારો તો દિમાગ ખરાબ થઈ ગયો છે? જીવનનો છેલ્લો પ્રહર છે, હવે તો કોઈ અક્કલની વાત કરો! નાચ જોવો છે! નથી મોઢામાં દાંત-કબરમાં પગ લટકાવીને બેઠા છો, તે હજુ સુધી જલસાઓથી પેટ નથી ભરાયું? કાંઈ જ્ઞાન-ધ્યાનની વાત કરો! આ લોક તો બગાડયો હવે પરલોક તો સુધારો! છ દિવસથી મંદિરમાં કથા થાય છે-ત્યાં તો એકે દિવસ ગયાં નહિ ને નાચ જોવા જવુ છે?'

લ્યો, ભાઈ! વૃદ્ધોને આજ કામ છે કે ઘરમાં માળા લઈને જાપ કર્યા કરે ને નહિ તો મંદિર સુધી ફરી આવે. મનોરંજનનાં દ્વાર તો બંધ કરી દીધાં છે, જેથી એને રંજનનો વિચાર માત્ર ન આવે. પરિણામ એ આવે કે દિલ બિચારું તડપ્યાં કરે ને વિચાર્યા કરે કે કયાંયથી જો જાદુઇ ટોપી મળી જાય તો એ પહેરીએ-એટલે અદૃશ્ય થઇ જઈએ. અને એ ટોપી પહેરીને ગાણાં સુણવાં, નાચ જોવા-પરંતુ અફસોસ! આ જમાનામા જાદુઇ ટોપી કયાં?

જે લોકો મને જાણે છે તેઓ સાક્ષી છે કે વસંતઋતુમાં મને પતંગ ઊડાડવાનો કેટલો શોખ હતો? અને વસંતના તહેવાર આવે એ પહેલાં જ પતંગબાજીની ચર્ચા-વિચારણા શરૂ કરી દેતાં. ફક્ત એ વખતે ફક્ત એક જ ખ્યાલ મગજમાં હોય છે કે સામા પતંગ ઊડાડનારને બરાબર પાઠ ભણાવી દઇએ, કે જેથી એને એમ ખ્યાલ આવે કે 'મને પણ કોઇ બરાબર ભેટયો હતો!'

હવે તો વસંત આવે છે, પસાર થઇ જાય છે- પતંગ ચગાવવા મન થાય છે, પણ એ બને શી રીતે? અરે, એકવાર એક છોકરાને જરા પતંગના દાવ પેચ શીખવવા કોશિષ કરી ત્યા ગલીમાંથી અવાજ આવ્યો કે 'જુઓ આ ઉંમરે પતંગ ઊડાડે છે?' અરે કોઇ એને પૂછો તો ખરા પતંગને ઉંમર સાથે શું સંબંધ છે? વળી પતંગને તો મારા જેવા હોશિયારનાં હાથમાં કોઈ બાંધી નથી!

હોળીના દિવસોમાં કેવો આનંદ કરતા? અત્યારે તો એ સ્વપ્ન જેવું લાગે છે. જાણે અબીલ ગુલાલ ઊડી રહ્યાં છે, કપડાં રંગ-બેરંગી થઈ ગયાં છે, રંગભરી પિચકારીઓથી એક-બીજા રંગ ઉડાડી રહ્યાં છે. હસી-મજાક ઊડી રહી છે. બૂમાબૂમ થાય છે-રંગ ઊડી રહ્યાં છે-ઊડાડી રહ્યાં છે...અહા! રંગીન મૌસમ! રંગીન વાતાવરણ!

પરંતુ જુવાનીની સાથે આ બધી વાતોએ પણ વિદાય લીધી. હવે તો તાકાત શું છે કે હોળીના દિવસોમાં ઘર બહાર એક પગલું પણ રાખી શકાય! માટીનાં પૂતળાંની જેમ નવજવાને ને રંગે રમતાં જોઈ રહેવાના. ઘણીવાર એમ થાય છે કે એ યુવાનોની ટોળીમાં દાખલ થઈ જાઉં, તેમાં ભળી જાઉં, અને મોટી બૂમ પાડું કે 'આજ રંગ છે! જો-જો-કોઇ બચે નહિ.......' પણ પાછો વિચાર આવે છે કે વૃદ્ધોને આ વાત શોભા ન આપે. એથી અરમાનોનું ગળુ પીસી દો-હજાર ઇચ્છા થાય તો પણ-હોળીનુ એ રંગીન વાતાવરણ...... નહી... નહી ...જો કોઈ દેખશે તો થઈ રહ્યું. અરે! જુલમ તો એ છે કે કોઇ એ વિચારતું નથી કે વૃદ્ધો પણ આખરે છે તો માણસને! બેકાર બેઠાં બેઠા તેઓ પણ તંગ આવી જાય છે. તેને પણ આનંદની બીજાની જેમ જ જરૂર હોય છે-એટલે તેને માફ કરી દેવુ જોઇએ.

બે વર્ષ થયાં .. એક કોઇ સારો પ્રસંગ હતો કે ઘરવાળાં બધાંએ દરિયા કાંઠે ઊજાણી માટે જવું. ભગવાન જાણે છે કે જુવાનીમા આવી કેટલી ઊજાણી કરી છે. કવ્વાલી ગાઇ છે, રંભા-પ્રભા ડાન્સ પણ નાચ્યાં છે. પણ કોણ જાણે આ વખતે શું થયું કે ઊજાણીમાં જવાની ના પાડી દીધી. 'વાત એમ હતી કે વૃદ્ધાવસ્થા આ પાર્ટીમાં જવાની રજા આપતી ન હતી રહી રહીને ખ્યાલ આવે છે કે આ નવયુવાન છોકરા-છોકરીઓ મારી હાજરીમાં આનંદ નહિ કરી શકે-અને મારા મોઢે એ નહિ

કહી શકે પણ દીલમાં જરૂર ખીજાશે, કે આ બુઢ્ઢો અહીં ક્યાંથી ટપકી પડ્યો–હવે કાંઈ હસી-મજાકની વાત નહિ થાય–ન ગઝલ ગવાશે ન ગીત, અર્થાત્ પિકનિકની બધી મજા, બસ, ખલાસ! બસ... મને લાગ્યું કે મારી પિકનિકમાં હાજરી–મધાને ખટકશે, આ વિચારે હું ઘર પર જ રહ્યો. જુવાની-યાઓએ મનમાં ને મનમાં હું સાથે ન ગયો તેથી પરમાત્માનો આભાર માન્યો હશે.

વૃદ્ધાવસ્થા માટે એજ યોગ્ય છે કે જેના ખેલવા-કૂદવાના દિવસો છે તેમને ખેલવા-કૂદવા દેવાં –નહિ તો તેઓ ટોણાં મારશે કે ઉંમર વધે છે તેમ ઊંઘ પણ વધતી જાય છે.'

પત્તાં ને શેતરંજ સાથે તો પહેલેથી જ સંબંધ. શેતરંજની બાજી રમાતી હોય તો મજાલ શું છે કે અમે બધું ભૂલીને તેમાં ન લાગી ગયાં હોઈએ! પણ હવે ગલી-મહોલ્લામાંથી નીકળું છું કોઈને શેતરંજ–ગંજીપો રમતાં જોઈએ છીએ, પણ હવે તો બચીને નીકળી જવું પડે છે. અને એ એ જ ખ્યાલથી કે જો આ રમત તરફ જે પ્રેમ છે એમાં જો જોશ આવ્યો તો રમવા જઈશ; અને એ જોઈને ટીકા શરૂ થઈ જશે કે 'વાહ! આ તો વાસી કઢીમાં ઊભરો આવ્યો! અરે! ઘરડી ઘોડીને લાલ લગામ....'

અરે! એમ તો બાથરૂમમાં ઘણીવાર થાય છે. કે કોઈ એકાદ ફડકતી ઠુમરી કે અસલ કોઈ દાદરાં ગાઈ નાખું....અરે! એમ નહિ તો કોઈ ભૂલાયેલી ફિલ્મનું ગીત જ યાદ કરી લઉં. પરંતુ એમ થાય છે કે કોઈ સાંભળી જાય તો? ..વળી મોંમાં આંગળાં નાખીને-પાછા– 'જવાદો ને'–ચૂપ જ થઈ જાઉં છું.

અરે! હજુ આ ઉંમરે પણ હજારો ચીજો યાદ છે જેને ગણગણવાની ઘણીવાર હોંશ થાય છે, પણ એવો તો ડર લાગે છે કે કોઈ એમ કહેશે તો, 'બુઢ્ઢાજી આખરી અવસ્થામાં રોમેન્ટિક થતાં જાય છે–એવા એવા શેર બોલે છે કે જુવાનીયાંઓ કાન પકડી લે...'

થોડા દિવસ થયા. એક મજલિસમાં દાગ દહલવીનો આ શેર બોલવા ઇચ્છા થઈ. પણ જરા વિચારીને ચૂપ થઈ ગયો. શેર હતો:

દર્દસે વાકિફ ન થે, ગમસે શનાસાઈ ન થી,
વો ભી કયા દિન થે, તબિયત જબ કહીં
આઈ ન થી.

આપ સૌ કહો કે જો આ શેર હું બોલ્યો હોત તો લોકો શું કહેત? "વાહ! સાહેબ, વાહ! વાળ સફેદ થઈ ગયાં પણ તબિયત મજેદાર છે–રસ્સી જલ ગઈ લેકિન બલ નહિ ગયા–નવજુવાનોને પણ મ્હાત કરી દીધા. વાહ જી વાહ! બુઢાપામાં પણ ભારે સૂઝયું!" વગેરે વગેરે ઘણું કહેવાત.

એક સાંજે તો અજબ વાત થઈ. શહેરના એક બહેતરીન સિનેમામાં શેક્સપિયરનું મશહૂર નાટક રોમિયો–જુલીયટની ફિલ્મ ચાલતી હતી. લાખો યત્ન કર્યા પણ સબૂર ન રહી શકાયું. જુવાનીયાઓથી બચીને સિનેમા હોલમાં દાખલ થઈ ગયો. ફિલ્મ શરૂ થવાને થોડીવાર હતી. થયું શું કે દરેક જુવાનીયા મારી સામે ઘૂરકવા લાગ્યા. કેમ જાણે મારાથી જુલ્મ-પાપ ન થઈ ગયું હોય? પાછળથી અવાજ આવ્યો–'વાળ સફેદ થઈ ગયા પણ દિલ તો તાજું છે.' આ સાંભળીને હું તો તમતમી ઊઠ્યો. ત્યાં બીજાએ કહ્યું. અરે! હજુ ઉંમર શું છે? દુધિયાં દાંત પણ તૂટયા નથી...' દાંતની વાત સાંભળતાં મને મારા બનાવટી દાંત યાદ આવી ગયાં.

ઇન્ટરવલમાં લાઈટો થઈ, તો મારા ઓળખીતા જુવાનિયા મારી બાજુમાં જ બેઠેલાં જોયા. મને જોઈને બોલ્યા: 'અરે! આપ અહીં ક્યાંથી?' મેં શરમાઈને જવાબ આપ્યો: 'જરા બેઠા બેઠા ગભરાટ થવા લાગ્યો તો અહીં ચાલ્યો આવ્યો.' તેઓ મને કહેવા લાગ્યા: 'કહો જી! જુલીયટ પસંદ આવી? જરૂર પસંદ આવી જ હોય ને! ખાસ કરીને આવી ફિલ્મો આપ જેવા વૃદ્ધો માટે જ તૈયાર કરવામાં આવે છે...અમે છોકરો તો નકામા આવી જઈએ છીએ.'

બસ તે દિનો દિ ને આજની ઘડી–હું કદી

ફિલ્મ જોવા ગયો નથી. તો સાહેબ! હવે તો ખબર પડીને કે વૃદ્ધાવસ્થાની શું કિંમત છે? મારા વિચાર પ્રમાણે તો વૃદ્ધત્વ એટલે કેદખાનાનું બીજું નામ. આપ ઘરડાં છો એટલે રેસકોર્સ ન જઇ શકો—ગમે તેટલી ઇચ્છા થાય તો પણ કોઇ મહેફિલમાં ન જઈ શકો. વૃદ્ધાવસ્થા પડછાયાની જેમ પાછળ પાછળ આવે છે. સ્ત્રી-શરાબ—સૌન્દર્યની ભૂલથી પણ જો વાત કરી તો તુફાન જાગશે. લોકો તમને 'લહેરીલાલા-રસિકબાબુ' કહીને નવાજશે. સારું ખાવાનું તમે ન ખાઇ શકો—કારણ વૃદ્ધ છો! શેર આપ નહિ બોલી શકો—કારણ તમે ઘરડા છો—વાળ સફેદ થઇ ગયા છે! સરકસ-થીએટર તમે ન જઇ શકો કારણ તે જુવાનો માટે છે ફક્ત એક વાત આપ કરી શકો, તે એ કે જોશ મલીહાબાદીની મશહૂર નજમ:

'મુઝે બેસાખ્તા અપની જવાની યાદ આતી હૈ' વારંવાર બોલી શકો. ને બોલીને આનંદ લીધાં કરો. લ્યો, હું પણ એ જ નજમનો એક બંદ વાંચીને-જુવાનીની યાદ તાજી કરું :

મેરે ખ્વલત કદેમેં કાંપને લગતે હૈં જબ સાએ
હવા આતી હૈ મુરઝાએ હુએ, લમહોંકો મહકાએ
ચમક ઊઠતે હૈં જીતને ચાંદકે ચાંદોંમેં ગહના એ
તસવ્વુરમેં નિખાર આતે હૈ, જબ જુલ્ફોંકો બિખરાએ
તમન્ના જબ અંધેરેમેં બુઝ બાતી જલાતી હૈ
મુઝે બેસાખ્તા અપની જવાની યાદ આતી હૈ.

*

## જીવાત્મા અને પરમાત્મા

મનુષ્ય આત્માનો સ્ફુલિંગ છે, પરમેશ્વરનું સંતાન છે. હિંદુ વિચારકો મનુષ્યની બદ્ધ દશા માયાને કારણે થયેલી માને છે, ને ખ્રિસ્તી ચિન્તકો તેને આદમ અને હવાના પતનનું પરિણામ ગણે છે. તેમાં તેઓ એટલું જ કહેવા ઇચ્છે છે કે મનુષ્યનો જે અંતરતમ આત્મા છે, એનો જે જીવનદાતા છે, તેનાથી તે વિખૂટો પડી ગયો છે, તેની સાથેનો સંબંધ ગુમાવી બેઠો છે, વર્તુળના કેન્દ્રમાંથી ચળીને પરિઘ પર જઈ પડ્યો છે. તે જ્યારે પ્રાકૃતિક જગતમાં રચ્યોપચ્યો રહે છે ને તેમાં જ ગરકાવ થઈ જાય છે ત્યારે તેની ભારે દુર્દશા થાય છે. તે પોતાના પ્રાણદાતા પરમાત્માની હસ્તીનો ઈનકાર કરવા લલચાય છે, તે એમ માને છે કે મારી હસ્તી કેવળ કુદરતને આભારી છે, ને હું આ જડ જગતનું જ સંતાન છું. મનુષ્યને જેમ સુકૃત કરીને નરના નારાયણ થવાની છૂટ છે તેમ કુકર્મો કરીને સામે છેડે પહોંચવાની પણ છૂટ છે. તેને જો પોતાનો અહંભાવ પોષવા ઈશ્વરથી વિમુખ બનવું હોય, તો તેને સારુ પણ રસ્તો મોકળો છે ઊર્ધ્વમાર્ગે ચાલી ઈશ્વરપદ સુધી પહોંચવાની શક્તિ માણસમાં છે, છતાં જીવાત્મા પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ સિદ્ધ કરવા ઝંખે છે તે પરમાત્માપદથી ચ્યુત થાય છે, ઈશ્વરથી વિખૂટો પડે છે, તેને લીધે તેના અંતરની એકતા છિન્નભિન્ન થઈ જાય છે. અંતરમાં પરસ્પરવિરોધી વિચારોને વૃત્તિઓનું તુમુલ યુદ્ધ જામે છે ભારે અંધાધૂંધી ફેલાય છે.

છતાં એના હૃદયમાં અંતર્યામી પરમાત્મા બેઠો બેઠો પોતાનું કામ કરી રહ્યો છે,' એટલે તેનામાં પરમશક્તિ સાથે ઐક્ય સાધવાનું સામર્થ્ય તો પડેલું જ છે. આ અંતર્યામી આત્મા—અથવા કહો કે જીવનનો નિર્માતા, મનુષ્યના અંતરની વૃત્તિઓમાં નિયમ અને સુવ્યવસ્થા લાવે છે; ને તેના અંતરને છિન્નભિન્ન થઈ જતું રોકે છે.

—ડૉ. રાધાકૃષ્ણન્

# વાચ, કાછ, મન નિશ્ચળ રાખે

વસંત પટેલ

## વૈરાગ્ય વિભૂતિ

બર્માના મહાન રાજવી થીબા દેશવિદેશમાં પોતાના આત્મજ્ઞાન માટે પ્રખ્યાત હતા. તેઓ જનક વિદેહીની માફક વૈભવની વિશાળ જળધારામાં વિલાસ વચ્ચે રહેતા હતા છતાંય કમળની માફક નિર્લેપ હતા.

એક ભિક્ષુને આ વાત જાણીને મનમાં અનેક તર્ક વિતર્ક થયા. 'માનવ અને આટલી વિલાસિતા વચ્ચે કેવી રીતે નિર્લેપ રહી શકે? અમે દુનિયાના તમામ વૈભવોને ત્યાગીને કઠીન જીવન જીવતા હોવા છતાંય મનમાં કામની આધિઓ પ્રગટે છે. શરીરનાં રોમ રોમ કોઇ વાર આવેગના વેગથી ઊભાં થઈ જાય છે. એકાંતમાં અનેક લલનાઓની આકૃતિઓ ઉપસી આવે છે તો આ તો ખુદ ખૂબસૂરતોના વચ્ચે જ છે. જરૂર લોકો રાજાને ખુશ કરવા માટે જ સત્ય છૂપાવી અસત્ય બોલે છે. હું તેની જાતે જ તપાસ કરવાનો.'

ભિક્ષુ રાજમહેલમાં આવ્યો. ચારેબાજુ અનેક વૈભવ ને વિલાસના સાધનો જોઇને તેની પ્રતિતી દઢ થઇ.

'રાજન્ આજે આખાએ દેશમાં આપની ધર્મભાવના માટે બોલબાલા થઇ રહી છે. આપ દેહધારી હોવા છતાંય આત્માના આનંદમાં રમો છો તેમ બધાય કહે છે. છતાંય મારે મન આ બીના વાસ્તવિકતાની કસોટીમાંથી પસાર ના થાય ત્યાં સુધી કાલ્પનિક હોય તેવી જ છે.'

રાજવી ભિક્ષુની વાત સમજી ગયા. તેમને ઊંચા ને સુંદર આસન ઉપર બેસાડી સ્વાગત કરી ભિક્ષુને કહ્યું: 'આપનો જવાબ મારે આપવો એ મારી ફરજ છે. પણ તે પહેલાં આપે એક કામ કરવાનું રહેશે. સાંજ પડવા આવી છે. વિશાળ મારો મહેલ છે. આપ તેને જુઓ. રાત્રિ શાંતિથી વિતાવો ને કાલે સવારે આપને હું મળીશ. પણ એક વાત ધ્યાન રાખજો. આ દીપક આપને હું આપું છું. તે જેના હાથમાં હોય છે તેને રાજા જેવું જ અહીં માન મળે છે. માટે તે બુઝાય નહીં તે જોજો. નહીં તો અહીંના ચોકીઆતો આપને મારી નાંખશે.' વાત કહીને રાજા ચાલ્યા ગયા.

ભિક્ષુ તો આનંદમાં આવી જઇને દીપક લઇને ફરવા નીકળ્યો. પણ પવનની લહેરો ચલુ હતી. ચારે બાજુ તેણે હાથની આડશ કરી. ચાલ ધીમી કરી નાંખી ને જીવને સાચવતો હોય તેમ ધીરેધીરે તે રંગ મહેલ જોવા લાગ્યો.

એક રૂમમાં અનેક માનવો ભેગાં મળીને શરાબ ને મિષ્ટ ભોજનની મહેફિલ જમાવી રહ્યાં છે. ભિક્ષુને જોતાં જ તેઓ ઊભા થઇ ભિક્ષુને આવકારે છે.

'આવો જગતના અમૃતને આસ્વાદો.' તેઓ કહે છે.

'ના ભાઇ–ના, હું આપની સામે બેસું ને પવનના ઝાપટાથી આ દીવો બુઝાઇ જાય તો મારું મોત આવી જાય.' ને તે આગળ ચાલે છે.

બાજુમાં જ એક વિશાળ ખંડ છે. તેમાં અનેક સ્ત્રીઓ અવનવાં વસ્ત્રો પરિધાન કરી બેઠી છે. રંગરાગની હોળી ખેલાઇ રહી છે. ભિક્ષુને જોતાં જ તેમાંથી અતિલાવણ્યવંત ચારપાંચ સ્ત્રીઓ દોડી ને ભિક્ષુને કહ્યું : 'આવો અમે આપની જ રાહ જોઇએ છીએ. આપના વગર આ મહેફિલ અધૂરી છે. આ સુંદર દેહ પ્રભુએ આપ્યો છે તો તેનો યોગ્ય ઉપયોગ કરી લો' શબ્દો સાંભળતાં જ ભિક્ષુ ત્યાંથી ચાલતી પકડે છે. 'રખે આ દીપક બુઝાઇ જાય તો' તે જ ખ્યાલ તેના દિલમાં રમ્યા કરે છે. આગળ જાય છે ત્યાં એક રૂમમાં નાચગાનનો જલસો જામ્યો છે. 'વાહ વાહ' ના પુકારોથી વાતાવરણ ભરાઇ ગયું છે. અત્તરોની મહેક દિમાગને તર બનાવે છે. સાથ-

ધના અણુકાર વાતાવરણમાં પૂરાઇ ભિક્ષુના કાનને ભરી દે છે.

ભિક્ષુને જોતાં જ બધાય ઊભા થઇ ગયા. ગાનારીએ તેમની પાસે જઇ કુરનીસ બજાવી ને અંદર આવવા કહ્યું. પણ ભિક્ષુ તો દીપકને સાચવતા ભાગ્યા.

થોડે દૂર ગયા ત્યાં એક વિશાળ ખંડમાં શહેરના ડાહ્યા માનવો, વિદ્વાનો, વેપારીઓ અને રાજદ્વારીઓ ચર્ચા કરી રહ્યા હતા.

'અરે આવો, અમારે તમારી જ જરૂર હતી.' ભિક્ષુને બારણે જોઇ એક ભાઇએ કહ્યું.'

'ના ભાઈ ના,' કહેતા ભિક્ષુએ ત્યાંથી પે ચાલતી પકડી.

બાજુમાં જ એક નાનો રૂમ હતો. તેમાં પથારી કરેલી તૈયાર હતી. ભિક્ષુ તો તેમા પૂરાઈ ગયો. બારણું બંધ કરી દીધું. પથારી હોવા છતાય તે સૂઇ ના શક્યો. પવનની લહેરો આવી રહી હતી. દીપક બૂઝાઇ જવાની બીક હતી.

સવાર થયું ને રાજા આવી ચડયા.

'ભિખુ, રંગમહેલમાં આપને કેવી મજા આવી!' ઔપચારિક વાતો પછી રાજાએ પૂછ્યુ

– •'શહેનશાહ જીવનમાં કદી ના જોયું હોય તેવું વાતાવરણ હતું. પ્રત્યેક ડગલે ને પગલે ભોગ વિલાસ પડયા હતા છતાંય આપે જે દીપક સાચવવાનું કહેલુ તેના લીધે હું કશામાંએ ભાગ ન લઇ શક્યો. પાણી હોવા છતાય પી ના શક્યો. અન્ન હોવા છતાંય ભૂખ્યો રહ્યો.

'તો આપના પ્રશ્નનો પણ એજ ઉત્તર છે. જીભને સ્વાદ આપનારી અનેક વાનગીઓ હાજર હોવા છતાંય હું તેને આસ્વાદી શકતો નથી..નૃત્ય ને રંગની મહેફિલો રોજ જામતી હોવા છતાંય હું તેમાં દિલથી જોડાઇ શકતો નથી ને રાજકારણની સભાઓ રોજ મળે છે હું પણ તેમાં ભાગ લઈ શકતો નથી. કારણ કે પ્રભુએ આપેલાં આત્માનો દીપક બુઝાઇ ન જાય તે જોવાની પ્રથમ જવાબદારી મારા ઉપર છે. હું રહું છું, રાજભવનમાં છતાંય અંતરની જ્યોત ઝાંખી ના પડે તે માટે જાગૃત રહું છું. ઉંઘમાં પણ તે ક્યાંક અલોપ થાય તે ભયે રૂની તળાઇઓમાં પણ જાગતો પડયો રહી તેના અજવાળે પ્રભુનો રાહ શોધવા પ્રયત્ન કરું છું?

અનેક વૈભવોના વમળમાં રહેવા છતાંય વાચ, કાછ, મનને નિશ્ચળ રાખવાવાળી વિરલ વ્યક્તિઓમાંની એક રાજાને ભિક્ષુ પ્રેમથી નમી પડયો.

### સત્ય માટે સમર્પણ

હજુ તો સ્પાર્ટાની ગાદીએ બેસે તેને થોડાક જ મહિનાઓ થયા હતા. ને એ થોડા જ મહિનામાં તેણે કુનેહથી કામ કરીને રાજ્યભરમાંથી અરાજકતાની અંધાધૂંધીને હટાવી દીધી હતી. તેની વાક્પટતા ઉપર સ્પાર્ટાના નગરજનો ખુશ હતા. અમલદારો અને અધિકારીઓ આવા રાજવી મળવા બદલ પોતાને ધન્ય માનતા હતા.

પણ થોડા દિવસથી એક નાની વાતે આ મહાન રાજવી લાઇકર્ગસને દ્વિધામાં મૂકી દીધો હતો. એણે સાંભળ્યું હતું કે જે પોતાનો સાવકો ભાઇ પાલિડિકિટસ જેના ઓચિંતા અવસાનથી પોતે ગાદીએ આવ્યો હતો. તેની સ્ત્રી સગર્ભા હતી અને તે વાત ખરી હોય તો ગાદીનો વારસ ખરેખર તે જ હોવો જોઇએ.'

અનન્ય વિચારોની ગડમથલ પછી તેણે જાહેર કર્યું. 'સ્પાર્ટાના નગરજનોને જણાવતા આનંદ થાય છે કે ગાદીનો ખરો વારસ જન્મે ત્યાં સુધી આપણે રક્ષક તરીકેની જવાબદારી અદા કરીએ.'

ને તુર્ત જ લાઇકર્ગસે પોતાના શરીર ઉપરથી તમામ રાજચિન્હો ઉતારી દીધાં. પોતે રાજ્યનો રક્ષક બની ગયો.

આ વાત પોલિડિકિટસની પત્ની કે જે સગર્ભા હતી તેને ના રૂચી એક દિવસ બધાય માનવો શાંતિથી સૂતા હતા ત્યારે તે લાઇકર્ગસની પાસે પહોંચી.

'કોણ?' ઓચિંતા સ્પર્શથી જબકીને જાગી જતાં લાઈકર્ગસ બોલી ઊઠયો.

'એ તો હું આપના ચરણોની રજ બનવા આપની પાસે આવી છું. આપ રાજગાદી ત્યાગો તે મને ઈષ્ટ લાગતું નથી.' ફરીને મધુર લહેકામાં તે બોલી ઊઠી.

'ગાદીનો ખરો વારસદાર હોય અને હું રાજ-ગાદી ભોગવું તેમાં સ્પાર્ટાના નગરજનોનું ને દિલમાં રહેલા આત્માનું મને અપમાન લાગે છે.'

'પણ મારું કહેવું છે કે આપ રાજગાદી છોડો નહીં. સ્પાર્ટાના નગરજનો આપના ઉપર ખુશ છે. તે કદાપિએ આપને હટાવવા પ્રયત્ન નહીં કરે. ને સાથે સાથે આપ મારો પણ સ્વીકાર કરો. આપ જાણો છો કે હું સ્પાર્ટાની રૂપલલનાઓમાંની એક છું.' શબ્દો લાઇકર્ગસના અંતરના ઊંડાણ સુધી પહોંચી ગયા. તે કંઇ જવાબ આપે તે પહેલાં જ તેણીએ આગળ ચલાવ્યું.

'આ ગર્ભનો નાશ કરતાં મને આવડે છે. પછી તો તમારો ને મારો રાહ ચોખ્ખો જ છે.' કામથી પીડાતી તે લાઇકર્ગસને તાકી રહી.

લાઇકર્ગસ સમયને સમજી ગયો. તેના મનમાં વિચારનો એક તેજ લીસોટો ઝબકી ગયો ને તુર્ત જ તેણે કહ્યું : 'રાણી, આપની વાત બરાબર છે. પણ ગર્ભપાત એ માનવના રૂપને ખંડિત કરે છે. આપ ગર્ભ જન્મે નહીં ત્યાં સુધી તેને રાખો. હરો-ફરો ને મોજ કરો. આ બાળક જન્મશે કે તુર્ત જ હું તેનો નાશ કરાવીશ. પછી આપણે લગ્નથી જોડાતાં ક્યાં વાર લાગવાની છે?'

વાત રાણીના દિલમાં ઊતરી ગઈ. એ તો દિવસોને મહિનાઓ ગણવા માંડી.

લાઇકર્ગસના મનમાં ઘણીએ વાર રાણીનું સુંદર શરીર ને રાજગાદીના વૈભવના વિચારો આવતા. તેનું મન ડોલી ઊઠતું. પણ આત્મા તુર્ત જ કકળી ઊઠતો. 'આ જગતની તુચ્છ ગણાતી વસ્તુઓ માટે, હૃદયનું હિર વેચે છે? આત્માના અવાજને દાબે છે. ને તુર્ત જ તે સભાન થઇ જતો.

'પ્રસવના દિવસો નજીક આવતા ગયા. લાઇ-કર્ગસે રાણી પાસે જઇને કહ્યું. હવે આપ આપની પાસે સારા માનવો રાખો જેથી કરીને સારા માણસોની હાજરીમાં કરેલું દુઃકૃત્ય પણ સુકૃત્ય ગણાશે. નગર-જનો બાળરાજાના મરણની વાત સત્ય માનશે.' વાત રાણીના ગળે ઊતરી. લાઇકર્ગસે ખાસ પોતાના વિશ્વાસુ માણસો મૂકી દીધા. રાણીની તમામ ક્રિયાઓ ઉપર સખત ચોકીપહેરો રાખવા કહ્યું. ને કહી રાખ્યું પ્રસવ પત્યા પછી બાળક આવે કે બાળકી હું જ્યાં હોઉં ત્યાં લાવવો.'

એક દિવસ નગરના આમંત્રિત માનવો સાથે તે ચર્ચા કરી રહ્યો હતો. ભોજન મેળાવડો પણ યોજ્યો હતો. ત્યાં એક દાયણ તુર્ત જ જન્મેલા બાળ રાજાને લઈ દાખલ થઇ.

હર્ષ ભેર લાઇકર્ગસે તેને ઊંચકી લીધો. 'આ આપણા ભવિષ્યના મહારાજા' કહીને બધાની વચ્ચે મૂક્યો.

ને તે મોટો થયો ત્યાં સુધી સંપૂર્ણ શહેન-શાહ બનવા લાયક તમામ સદ્ગુણો ને વિદ્યાઓ તેને પ્રેમથી શિખવી.

પોતાના હાથે જ લાઇકર્ગસે બાળરાજાને રાજ તિલક કર્યું.

સ્પાર્ટાના નગરજનો તે વખતે લાઇકર્ગસના આ અદ્ભૂત ગુણો ઉપર જયજયકાર કરી ઊઠયા. કહેવા લાગ્યા. 'કામને સંપૂર્ણ જીતી વૈરાગ્યમય મન કળવી જીવી જનાર આ સ્પાર્ટાની પ્રથમ વ્યક્તિ છે.

## સંતોની સાધના

તપસ્વી જુન્નુન મિસરીના હૃદયમાં સંત-સમાગમની અનહદ ભૂખ હતી. નગરમાં, જંગલોમાં કે પર્વતોમાં જ્યાં સાધુ-સંતો હોય ત્યાં તે દોડી જતા. ને જ્ઞાન અમૃતની માગણી કરતા.

એક વખત તેમણે સાંભળ્યું : 'એક સંત થોડે દૂર ઝાડ ઉપર ઊંધા મસ્તકે લટકાઇને દિવસો વ્યતિત કરે છે.' વાત સાંભળતાં જ તેઓ દોડી ગયા. જઇને જુવે છે તો અલ્પ વસ્ત્ર પરિધાન કરેલ એક સંત ઝાડની ડાળી ઉપર ઊંધા મસ્તકે લટકે છે.

'સંતજી, આવી આકરી તપશ્ચર્યા! દેહને

નકામો દંડ શા માટે આપો છો ? મનને એકાગ્ર કરવાનો પ્રયત્ન કરો.' જુન્નુન મિસરીએ જઈને સંતને કહ્યું. શબ્દો સાંભળતાં જ સંત તો હસ્યા. 'ભાઈ— હું સંત નથી. સંત તો સામે ટેકરી ઉપર વસે છે. હું તો માત્ર સાદો માનવી છું. પણ આ મન વારંવાર પ્રભુ ભજનમાં લાગવાના બદલે વિચલિત થઈને ખાવામાં, સારી વસ્તુઓ જોવામાં ચોંટે છે તેથી હું તેને શિક્ષા કરી રહ્યો છું. તેને કહી રહ્યો છું કે અલ્લાહ સિવાય બીજુ કશુ એ આપણે વિચારવાનું નથી. ને વિચારીશ તો આવી દશા કરીશ !'

મિસરીના મનમાં કુતૂહલ જાગ્યું આના કરતા યે સારો સાધુ સામે ટેકરી ઉપર ?

તે તો દોડતા ટેકરી ઉપર ચડી ગયા. જઈને જુવે છે તો એક નાની ઝૂંપડીમાં એક ફકીર જેવો દેખાતો માનવ બેઠો છે. તેનો એક પગ કપાયેલો છે. તેના ઉપર અસંખ્ય જીવાત ખદબદે છે.

'અરે આવો આપનો પગ ને આપને ઘૃણા નથી ઉપજતી ?' કમકમાટી આવે એવા પગને જોતાં જ તેમણે કહ્યું.

'ના, ભાઈ આને જોવું છુ ને મને અનહદ શાંતિ દિલમા ઉભરાય છે. મન મારુ ઝૂંપડીની બહાર જતું અટકી જાય છે'

'એમ કેમ ?'

'ત્રીસ વર્ષ પહેલાં હું જુવાન હતો. પણ લગન તો મને અલ્લાહના નામની લાગેલી જ. તેથી હુ અહી જ રહેતો ને ધ્યાન ધરતો એકવાર સામેની કેડી ઉપરથી મેં એક ખૂબ સુરત યુવતીને પસાર થતી જોઈ. મારા હૃદયમા કામનો આવેગ ઉછળી રહ્યો. મન તેને મેળવવા તલપી રહ્યું. પળ માત્રમાં જ ત્રીસ વર્ષની તપશ્ચર્યા ધોવાઈ ગઈ.

'પગ મારા ઝૂંપડીની બહાર નીકળે તે પહેલા જ હૃદયના અવાજે મને ચેતવ્યો ને મેં પણ આ કામના આવેગને મૂળથી જ દાબી દેવા માટે પગને કાપી નાખ્યો.'

'ઓહ હો, તો તો આપ ઘણા મોટા મહાત્મા ગણાઓ' મિસરીએ વાત સાંભળી ઉદ્ગાર કાઢ્યા.

'ભાઈ મહાત્મા તો સામે ટેકરી ઉપર છે હું તો માત્ર મનના વેગને રોકનારો એક સામાન્ય માનવ જ છું.'

શબ્દો કાને પડે તે પહેલાં તો મિસરીએ દોડીને ટેકરી ચઢવા માંડી ગભરાય. પરિશ્રમ પછી પડતાં અનેકવાર બચીને તેઓ ઝૂંપડીની પાસે ગયા

એક સંત શાંતિ ચિરો બેઠા છે.

'પ્રણામ' જઈને મિસરીએ નમસ્કાર કરતાં કહ્યું:

'હું જુન્નુન મિસરી છું. મહાત્મા તરીકેની આપની ખ્યાતિ સાંભળી અહીં આપના દર્શને આવ્યો છુ. થોડા દિવસ આપના સાનિધ્યમાં રહેવાનો વિચાર છે. આપ રજા આપો.'

"ભાઈ અહી કોઈ આવતું નથી. હું જમવાનું બનાવતો, નથી. ઈશ્વર ઉપરની શ્રદ્ધાથી હું અહીં આવીને વસેલો અને નિર્ણય કરેલો કે ગમે તે થાય હુ માનવ પાસે માગીશ નહીં. કોઈ આપશે તોય લઈશ નહી. અલ્લાહ જીવાડે ત્યાં સુધી તેનામાં શ્રદ્ધાભાવ રાખીને જીવીશ. અહીં આ ઝાડ નીચે હું આસન વાળીને બેસી ગયો. એક દિવસ બે દિવસ ને એમ કરતા સાત દિવસ પસાર થયા. શરીર તો ક્ષીણ થયો છતાય મારું મન અડગ રહ્યું. ને આઠમા દિવસે બરાબર મારા માથા ઉપર માખીઓએ મધ પૂડો બનાવ્યો. ને મધ ટપકવા માંડ્યું. અલ્લાહનો પ્રસાદ માની મેં તે મોમાં ઝીલ્યું. હજુએ તે નિયમિત ટપકે છે. આપનામા પણ પ્રભુ માટે તેવી મનમાં અનન્ય શ્રદ્ધા હોય તો જ રહેજો.'

મિસરી ઊભા થયા. વિચારી રહ્યા. 'હજુ તો મારે દિલની વૃત્તિઓના વિકારને જીતવાના છે, કામરૂપી દૈત્યને મહાત કરવાનો છે, આસક્તિ ત્યાગ તો જ હૃદયમા અલ્લાહ માટે અનન્ય ભાવ જાગે. ને તેના સિવાય બીજા કોઈનું ય શરણ ના સ્વીકારે.

હૃદયમા વસતા દુશ્મનો ઉપર જીત મેળવવા માટે તે, નીચેથી ઉપર ચડ્યા પણ ઉપરથી નીચે ઉતરી ગયા.

# સ્વ. ધૂમકેતુની થોડીક કવિતા

દક્ષિણકુમાર જોશી

આજથી ૫૫/૬૦ વર્ષ પહેલા, ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકાર 'ધૂમકેતુ'એ હજુ તેમનું વિખ્યાત તખલ્લુસ ધારણ કર્યું ન હતું. તેઓ ત્યારે હાઇસ્કૂલ–કોલેજમાં ભણતા હતા અને ભવિષ્યના લેખક જીવનમાં મધુર સોણલાં માણી રહ્યા હતા. સાહિત્યની દુનિયામાં ગદ્ય કે પદ્ય દ્વારા પ્રવેશ કરવો તેની દ્વિધામાં જીવન વ્યતીત થતું હતું. તે સમયના 'વિહારી' (ધૂમકેતુનું ઓછું જાણીતું બીજું ઉપનામ) ગૌરીશંકર ગોવર્ધનરામ જોશીના મૂળ-નામે નિજાનંદ ખાતર કવિતાઓ પેન્સીલથી કાગળ ઉપર લખેલી અને આવી કાપલીઓ સાચવી રાખતા. તેમાં કેટલીક અપૂર્ણ અને અધૂરી રચના પણ જોવા મળે છે.

સ્વર્ગસ્થનો આ કાવ્યવ્યાસંગ તત્કાલીન જમાનાની સર્જક માનસ પર પડતી સમસંવેદના તરીકે ઘટાવી શકાય તેમની આ બધી રચનાઓ, પોટલીઓમા જૂના કાગળ પર સચવાએલી પડી છે. કેટલીક અસ્પષ્ટ છે અને પેન્સીલના ઝાંખા અક્ષરો હોવાથી મૂળ કલ્પના પકડી શકાતી નથી

કવિતાનો તે યુગ નરસિંહરાવ, ન્હાનાલાલ અને કલાપીનો હતો. સ્વજનોની ચિર વિદાય, જીવનભર ન ભૂલાય એવી વિરહ વેદનાએ શ્રી ધૂમકેતુના ઊર્મિશીલ હૃદયનાં જે વિષાદ જન્માવ્યો તેની ઘેરી છાયાથી આ કાવ્યો અંકિત થયાં છે. પોતાની પુત્રીના અવસાનથી સ્વ નરસિંહરાવની 'હૃદય વીણા' કરુણ-ગાન બજાવી રહી, સ્વ. બોટાદકરે કુટુંબજીવનની મધુરતા અને કરુણતામાથી આલાપો ગ્રહણ કરી જમાનાની એક છબી ઊભી કરી; અત્યંત સંવેદનશીલ હૃદયના રાજવી 'કલાપી'એ જે કેકારવ કર્યો તેમાં ટહૂકા પ્રેમના–વિરહના–કરુણાના જ રેલા છે; લલિતજીના મંજીરાનો કલરવ જેમના કર્ણપટે પર અથડાયો છે તેમને પરિતોષ કોણ આપી શકે? પતિ–પત્ની એમાં જ કુટુંબભાવના પર્યાપ્ત ન થતી તેવા યુગમાં ભાઈ–ભાભી, માતાપિતા, પુત્રપુત્રી સંયુક્ત કુટુંબના આધાર સ્તંભો હતા અને તેમાથી એક ખરે એટલે કુટુંબની સ્થિરતા ચલાયમાન થઈ જતી. આ તો થઇ સમાજના ઇતિહાસની નાનકડી વાત અને તે આજે જોવા ન મળે તો પરિવર્તનશીલ દુનિયામાં અફસોસને સ્થાન નથી!

રખે કોઇ એમ માનવાની ભૂલ કરે કે આધુનિક કવિતાને ધોરણે મૂલ્યાંકનનો આ કોઇ પ્રયાસ છે. સાહિત્યમાં સમાનધર્મીઓ હોય છે, અથવા જાગે છે અને શ્રી ધૂમકેતુના સાહિત્યના પ્રેમીઓ માટે આમાં અભ્યાસની એક દષ્ટિ રહેલી છે–ક્યા બળોએ તેમને સફળ નવલિકાકાર બનાવ્યા અને તેમના ગદ્યમાં અવાર નવાર કવિનો આત્મા ડોકિયાં કરી જાય છે તેની પાર્શ્વભૂ સમજવા તેમનો કાવ્ય–સ્વાધ્યાય ઉપયોગી નીવડશે એ આશાએ આ રજૂઆત કરી છે.

[૧]

(સ્વ, હાજી મહમ્મદ સ્મારક ગ્રંથમાં સહુ પ્રથમ આ કાવ્ય 'ધૂમકેતુ' ઉપનામ ધારણ કર્યાં પછી ૧૯૨૨ માં પ્રગટ થયેલું.)

—હાજીની કૂચ—

સંગીત કોણ છેડે ?
  કો મૂર્ચ્છના લગાવે ?
નવરંગી કોણ ચિત્રે
  ગુ જ રા ત ને ઝુલાવે ..સંગીત

વેરાનને જગાડી
  રસયોગી દેહ છોડે
રસસિંધુ કોણ ખોડી,
    કો મૂર્ચ્છના લગાવે....સંગીત

કો ના કલાપિછાને!
  મંદિર ના ઉઘાડે

ગુલતાન કોણ ગાંડી
ગુજરાત ત્યાં નચાવે
કો મૂર્છના લગાવે...સંગીત

સૌન્દર્યનો મુસાફર
સાહિત્યની સીમાના;
આજે ઊઠાવી તંબુ
ગુજરાતને રડાવે
કો મૂર્છના લગાવે...સંગીત

આથે ખરે સિતારો
દર્દી દિલે પિયારો;
હાજી ભલો ફકીરો
ગુજરાત કયાંથી લાવે?
કો મૂર્છના લગાવે...સંગીત

(સ્વ. હાજી મહમ્મદ અલારખા શિવજીના મૃત્યુને ઉદ્દેશીને લખાયેલા આ કાવ્યમાં સાહિત્યના એ ભેખધારીને સચોટ અંજલિ અર્પી છે. શબ્દોની પસંદગી ધ્યાન ખેંચનારી છે. થોડામાં ઝાઝું કહેવાની અભિવ્યકિત)

(૨)

જીવન જાય, જ્યોત જાય
જીવન જાય: જ્યોત જાય;
રસ ચૈતન્ય સર્વ જાય
આતમનો પ્રકાશ આજ
દૂર દૂર દૂર થાય...જીવન

આધાર ને આરામ જાય:
મધુર શાંતિ વિલય થાય:
આતમનો પણ સર્વ સાર
આજ ચિર પ્રવાસી થાય ..જીવન

વિપુલ મમ સમૃદ્ધિ જાય,
આંગનથી વિલાસ જાય;
પ્રતિકૃતિ પ્રિયતમની જાય,
મધુર સ્મૃતિ ભુસાઈ જાય,...જીવન

કાલનું પ્રભાત થાય,
પક્ષી મધુર સૂર ગાય
આંગને મમ નાચી નાચી
'બા' કહી ન કોઈ આય...જીવન

(પુત્રીનું મૃત્યુ માતાની દષ્ટિએ જે વેદના જગાવે છે તેનું શબ્દચિત્ર. બહુ જ નાની વયમાં ધૂમકેતુએ માતાની હૂંફ ગુમાવી હતી. માતાની તેમજ પુત્રીની વેદના પછી તેમના જીવનમાં એક ખાલીપણું–શૂન્યતા–Vaccum–એ થોડો સમય ઊર્મિલ ચિદ્‌તંત્રને હચમચાવી નાખેલ. તેમની એક નવલિકામાં 'આતમનો પ્રકાશ આજ' એ કાવ્યકણિકાને તેમણે વણી લીધી છે.)

(૩) અંતિમ આશ

— માઢ —

એક જ અંતિમ આશ,
જીવનની એક જ અંતિમ આશ,
ગ્લાનીભર્યાં દર્દી નયનોને,
કયાંય ન હિ ઉલ્લાસ,
એકલ શાંત રહું અંધારે
એક જ આતમનાદ .....જીવનની

કેમ અશાન્ત અધીર અરે રે
જનમંડળ સામાન્ય,
ડગલું એક જ દૂર જવાનું,
સમય અનંત મહાન....જીવનની

કોઈ ભલે ન પિછાને દિલને,
મળે ન દર્દ ઇલાજ
એકલદોકલ મૂગો દૂણું છું
ઝીલતાં આતમઅવાજ....જીવનની

(.......ત્યાર પછી અધૂરું છે)

(આગાઉના બે કાવ્યથી આ જુદું પડે છે. ટાગોરના 'એકલો જાને રે' જેવો કાંઇક ભાવ: સાથે સાથે નૈરાશ્યની આછી ઝલક: અને આ બધું છતાં આત્માના અવાજ પ્રમાણે વિહાર કરવાની તમન્ના. કાવ્ય અધૂરું છે એટલે આગળની કલ્પના અહીં અટકી પડી છે. ભવિષ્યમાં જ્યારે ધૂમકેતુ તેમની યશસ્વી કારકિર્દીની ટોચે હતા ત્યારે પણ તેમણે પોતાને માટે નિર્ણિત પંથ છોડયો ન હતો તેમજ સિદ્ધાંતની બાંધ છોડ કરી ન હતી.)

[ક્રમશઃ]

# વામન અને વિરાટ

પ્રકાશ ગજ્જર

કોઈ અગત્યની યુદ્ધ વિષયક ચર્ચા વખતે નેપોલિયને ઊભા થઈને પાસે જ આવેલાં પુસ્તકોનાં કબાટોમાંથી એક કબાટ ફેંદવા માંડ્યું. એની ચકોર નજરે તરત જ પારખી લીધું કે પોતાને સંદર્ભ માટે જોઈતું પુસ્તક એ ઊંચા કબાટના સહુથી ઉપરના ખાનામાં હતું.

એણે એ પુસ્તક લેવા હાથ લંબાવ્યો. પણ એની ઊંચાઈ ઠીક ઠીક ઓછી હોવાને કારણે એ ન પહોંચી શક્યો. દરમ્યાન એના હાથ નીચેનો જનરલ ઊભો થઈને ત્યાં આવ્યો અને ખૂબ જ આસાનીથી એને જોઈતું પુસ્તક ખેંચી કાઢતાં બોલ્યો:

"નામદાર આપને નહીં ફાવે. મને ફાવશે. હું આપના કરતાં ઊંચો છું ને!"

"ઊંચો નહીં, લાંબો" ચબરાક નેપોલિયને પુસ્તક હાથમાં લેતાં લેતાં જવાબ આપ્યો.

નેપોલિયનના આ સાદા પણ તીવ્ર વાક્યમાં જીવનનું એક સત્ય અનાયાસે જ રમતું થઈ ગયું લાગે છે. કેટલાક માણસો કદમાં લાંબા હોય છે. પણ એ લંબાઈ માત્રથી જ કાંઈ એ ઊંચા નથી બની જતા! ઊંચાઈ ઊંચાઈમાં ઘણો ફેર હોય છે. હકીકતમાં ઊંચાઈ અને લંબાઈ વચ્ચે કશો સંબંધ જ નથી હોતો. પણ એ સમજતાં આપણને ઘણી વાર લાગે છે.

એક ભાઈ હતા. એમની ઊંચાઈ સામાન્ય કરતાં થોડી ઓછી હતી. આના વિશે એ વધારે પડતા સભાન થઈ ગયેલા. એ લઘુતાગ્રંથિનો એટલો બધો ભોગ થઈ પડેલા કે કોઈપણ ગ્રૂપફોટામાં એ ભાગ ન લે. એમને લાગતું કે આમ રીતસર તુલના થતાં પોતે સાવ ઠીંગુજી લાગશે. આમ ને આમ એમનું વ્યક્તિત્વ ને વ્યવહાર સંકોચાતા ગયા. એ વધારે ને વધારે એકાંતવાસી બનવા લાગ્યા. બાહ્ય સંપર્કોને એમણે મોટે ભાગે ટાળવા માંડ્યા.

ત્યાં વ્યક્તિત્વના ઘડતર વિષેનું એક પુસ્તક એમના વાંચવામાં આવ્યું. એમાં આવતી એક સત્ય ઘટનાના નાયકે લાખ દુઃખોની એક જ દવાની જેમ જેમને જેમને પણ તકલીફ હોય એમને એક સલાહ આપેલી: ઊંચા વિચાર કરો. ઊંચી પ્રાર્થનાઓ કરો. ઊંચી શ્રદ્ધા રાખો. ઊંચા વ્યવહાર રાખો. તો તમારું વ્યક્તિત્વ પણ ઊંચે જશે જ."

આ ઊંચાવાળી વાત આ ભાઈને બરાબર જચી ગઈ. એ વાંચતાં જ એમનામાં એટલો ઉત્સાહ આવી ગયો કે આ શબ્દોની રાસાયણિક શક્તિને એમણે પહેચાની લીધી. એમણે તરત જ આ સલાહનો અમલ શરૂ કર્યો. પરિણામ એ આવ્યું કે એમની પોતાના કદ વિષેની સભાનતા ચાલી ગઈ, લઘુતાગ્રંથિ ઘટવા લાગી, પોતે જેવા છે એ સ્વરૂપમાં જ એમણે પોતાની જાતનો સ્વીકાર કર્યો, આથી એમનું આખુંય જીવન બદલાઈ ગયું.

એ ભાઈ વારંવાર કહે છે: "માણસના પગની કે શરીરના માળખાની લંબાઈથી કાંઈ માણસની ખરી ઊંચાઈ ન માપી શકાય. ડોકથી ઉપરના ભાગમાં એ ઊંચાઈ કેટલી છે એ વાત જ વધારે મહત્ત્વની છે."

ખૂબ લાંબા શરીર ઉપર ગોઠવાયેલું મસ્તક જો બે એ ઈંચ નીચે ઝુકેલું રહેતું હોય તો પેલી જડ લંબાઈને શું કરવાની? ને ટૂંકા શરીર ઉપર ગોઠવાયેલું મસ્તક ગૌરવપૂર્વક ટટ્ટાર ઊભું રહી શકતું હોય તો એ ઓછી લંબાઈને ગણતરીમાં પણ શું લેવાની હોય?

પોલો અને ફાટેલો વાંસ જોયો છે?; એની લંબાઈ ઓછી હોય કે ઘણી વધારે – એનો અવાજ લગભગ એકસરખો હોવાનો. કાનને ન ગમે એવો એનો ખખડાટ જ, આપણને કહી આપે કે આ ફાટેલો વાંસ છે. –અને એક બંસી જોઈ છે? લાંબા

વાંસની તુલનામાં એ કેટલી નાની હોય છે! ને તો પણ એ નાનકડી બંસીમાંથી જે મધુર સ્વરાવલિ પ્રગટે છે એની તુલનામાં પેલો લાંબા વાંસનો કકળાટ શી રીતે ઊભો રહી શકવાનો હતો!

એટલે બહારનું ખોળિયું એ કોઈ મોટી વાત છે જ નહીં. ભીતરમાં શું ભર્યું છે ને શું પ્રગટે એ જ અગત્યનું છે. પૈસા, પદ, પ્રતિષ્ઠા એ બધાં બહારનાં ખોળિયાં છે. એના ઉપરથી માનવીની વાસ્તવિક મહત્તાનો ક્યાસ આવી શકે જ નહીં. એ બધા તો અંચળા છે. એ અંચળા ફંગોળાઈ જાય પછી પણ માણસ માણસ તરીકે, નિરાવરણ કેવો લાગે છે, કેટલો ટકે છે, એનામાંથી શું પ્રગટે છે એ જ મોટી વાત છે. બાકી આવરણના ધુમ્મસમાં એ તાકાત છે કે એ વામનને વિરાટ દર્શાવી શકે છે—ભલે બે ઘડી પણ! છેવટ એક દિવસ એ ભ્રમનો પરદો ચીરાતાં ઠીંગુજીપણું બહાર ઝળક્યા વગર નથી જ રહેતું. તો સામા છેડે વામનમાં વિરાટ છુપાયો હોય એ પણ અશક્ય નથી જ. વડના એક ટેટામાં બીજરૂપે કેટલા બધા વડ બેઠેલા હોય છે!

સ્વામી રામતીર્થ એક સરસ રૂપક કહેતા: એક રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે પોતાના ખંડમાં મૂકેલા કમંડળનું પાણી જે ખાલી કરી નાખે એને અરધું રાજ આપી દેવું. અનેકોએ પ્રયત્ન કર્યા પણ કમંડળ ખાલી થાય જ નહીં. કારણ? નીચેથી કમંડળને નળી દ્વારા બાજુના દરિયા સાથે જોડવામાં આવ્યું હતું. અસીમ દરિયાને કોઈ ઉલેચી શકે?

વિચિત્ર શબ્દ વાપરીને કહું તો આ આપણે બધાંય 'માનવકમંડળ' જ છીએને! પણ આપણી કમનસીબી એ છે કે આપણે અંદરનાં પાણી ઉલેચી નાખીને આપણું તળિયું જોવાનો પ્રયત્ન જ કદી કર્યો નથી. બહુ આપણને તો ડર છે કે કદાચ કમંડળ ખરેખર ખાલી થઈ જશે તો! અરે ભાઈ, ખાલી થઈ ગયા પહેલાં એ શી રીતે ખાલી થઈ જવાનું હતું! આપણને કોઈ સમજાવે કે બહારથી વામન લાગતા આપણે ભીતરમાંથી વિરાટ એવા ચૈતન્ય-સાગર સાથે અભિન્નભાવે સંકળાયેલા છીએ! આપણે કોઈ દિવસ તળિયું જોવાની કોશિશ જ નથી કરી; નહીં તો આપણને ખ્યાલ આવે કે આપણને તળિયું છે જ નહીં. બહારથી ભલે બિંદુ લાગીએ, આપણો સંપર્ક તો અમાપ સિંધુ સાથે છે! આપણને આ નથી સમજાતું; કારણ કે બહારની પોકળ દોડાદોડીમાં અંદરની શોધનો વિષય જ એકબાજુ રહી ગયો છે. એટલે જ તો આપણે વિરાટ, તોય વામન બનીને બેઠા છીએ.

આ કેવી શરમની વાત છે! દુનિયાભરનું ડહાપણ ડહોળનારા આપણે પોતાની જાતની આ કેવી દશા કરી મૂકી છે! વિનોબાજીએ સરસ કહ્યું છે કે "હું જડ છું, વહેવારિયો છું, સંસારી જીવ છું; એવું કહીકહીને અમારી આસપાસ વાડ ઊભી ન કરશો. 'મારાથી શું થાય, આ સાડાત્રણ હાથના દેહમાં જ મારું જે કાંઈ છે તે સારસર્વસ્વ છે,' એમ કહેશો મા. આ બંધનોની દીવાલ અથવા સુરંગ પોતાની આજુબાજુ ઊભી કરીને, પશુઓ વર્તે છે તેમ વર્તશો મા. આગળ વધવાની, ઊંચે ચડવાની હિંમત રાખો. उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत्। 'હું' મારી જાતને અવશ્ય ઊંચે લઈ જઈશ,' એવી હિંમત રાખો. 'હું ક્ષુદ્ર સંસારી જીવ છું,' એવું કહીને મનની શક્તિને હણો મા. કલ્પનાની પાંખો તોડી નાખશો મા. કલ્પનાને વિશાળ કરો. ...આપણે પંડે થઈને આપણી જાતને હેઠી પાડીએ છીએ. આપણામાં રહેલી શક્તિને આપણે હીનભાવને લીધે મારી નાખીએ છીએ... રોદણાં રડયા કરશો મા. આત્માનું અપમાન ન કરશો.. ભેદાત્મક ખ્યાલો રાખી જાતને બાંધી ન લો. ઊંચી આકાંક્ષા રાખ્યા વગર આગળ પગલું કદી ઉપડવાનું નથી."

ત્રિભુવનને તારવાના ઊંચામાં ઊંચા આશયને સિદ્ધ કરવા વામને પણ જો ડગલું ન માંડયું હોત તો એ ત્રિભુવનને માપે એવા વિરાટ ન બની શક્યા હોત એવું કૌતુક કરવા મને મન થાય છે. આ જ કૌતુકને થોડું આગળ વધારીને કહું તો વામનમાંથી વિરાટ બનવાની ગંજાવર ક્રિયામાં ખરેખર તો સાડા ત્રણ ડગલાંનો જ સામાન્ય ખેલ રહેલો છે. એનું મુખ્ય કારણ એ છે કે પેલો વામન

ગ્રેચ્છએ નાગો બ યો હતો. મૂળે એ વિરાટ જ હતો આપણાના પણ એ જ વિરાટની ચેતનાના બીજ પડેલાં છે—માત્ર અજ્ઞાન અવિદ્યાએ આપણને—વામન બનાવી મૂક્યા છે એટલુ જ

પોતાનામા પડેલા આ વિરાટને પ્રગટાવવાની દિશામા ઘણા આગળ વધી ગયેલા સત ઇશુએ એક સરસ વાત કહી છે "હુ પોતે કાઇ કરતો નથી. મારામાં રહેલો પરમ પિતા જ આ બધુ કરે છે" આ ઊચા લાગતા વિધાનનો વ્યવહારિક ભાષ્ય જેવો અર્થ આપતા ઇશુને જ પગને ચાલનારા એક મહામાનવે આપણે ગળે ઊતરે ને આપણને પચે એવા શબ્દો આપ્યા છે "હુ એકલો ભલે કાઇ ન હોઉ પણ મારામા ઇશ્વરને ઉમેરતા હુ સર્વકાઇ છુ" આમ બોલવા ને જાણવા માટે હીગુજીની શ્રદ્ધા કામમા ન આવે એ માટે એટલી જ વિરાટ વૈજ્ઞાનિક શ્રદ્ધા જોઇએ કારણ કે આપણી શ્રદ્ધા જેટલા જ આપણે વિરાટ હોઇએ છીએ.'

વર્ષો અગાઉ એક નોબેલપ્રાઇઝવિજેતા વૈજ્ઞાનિકે જાહેર કરેલુ કે એક માણસમાં રહેલી અણુશકિતને જો મુકત કરવામા આવે તો એ એક પળવારમા આખા ન્યુયોર્કના ભુરચા ઉરાડી દઇ શકે એ જ અણુશક્તિનો સર્જનાત્મક ઉપયોગ કરવામા આવે તો એ શુ ન કરી શકે! કેટલી વિરાટ શકિતને આપણી અ દર દટાયેલી, વણ ઓળખાયેલી પડી છે! મને આ આશ્ચર્ય લાગે છે કે વામને વિરાટને બાધી રાખ્યો છે

પેલી જૂની કવિતા અહી યાદ કરવા જેવી છે કે 'દીવાલો દુર્ગની તૂટે, તમારી આત્મશ્રદ્ધા તો!' એ શ્રદ્ધાને સ કોરીએ, વામનમાં વિસ્ફોટ કરીએ, વિરાટને જગાડીએ ને જીવનને એની મૂળભૂત પ્રભામા પહોંચાડીએ

*

## એકરાર તો ઠક્કરબાપા જ કરે!

ઠક્કરબાપાએ પોરબ દરમાં પાંચ વર્ષ સુધી ઇજનેરોનો ધધો કર્યો આટલાં વર્ષો સુધી તેમણે જ્યાં જ્યાં નોકરી કરી ત્યાં ત્યાં તેમણે માલિક અને કામ પ્રત્યેની વફાદારી અને પ્રમાણિકતા ખૂબ જ જાળવી, અને રાજ્યમાં ઘણી સુવાસ મેળવી

પણ ઇજનેરીનો ધધો એટલે કાજળની કોટડી એમાંથી ભાગ્યશાળી હોય તે જ કાળા ડાઘ વિના બહાર નીકળી શકે ઠક્કરબાપાએ પણ એક જગ્યાએ લખ્યુ છે કે 'હજારો રૂપિયા કમાવી આપવાની કે ખોવડાવવાની જેના હાથમાં સત્તા હોય છે તે સત્તાનો કાયમ માટ દુરુપયોગ ન કર તે કમ બને? વેરવાની સાથે પોતાને ધ ધાને અ ગે ઘણા વખત પરિચયમા આવવાનુ બને ને તેના પ્રલોભનમાં ન પડવુ એ જેટલુ સાધારણ મનુષ્યને માટે દુષ્કર છે તેટલુ જ એક ઇજનેર કૉન્ટ્રાકટર પાસેથી લાંચ ન લેવી એ દુષ્કર છે' અને ઠક્કરબાપાએ પણ તેમની ૨૩ વર્ષની ઇજનેર તરીકેની નોકરીઓમાં ફક્ત બે વાર લાંચ લીધી હતી. એક વાર પોરબ દર રાજ્યમાં ભાદરના બધના એક કૉન્ટ્રાકટર પાસેથી રૂા ૪૦૦ લીધા હતા તેમાં એમનો બચાવ એટલો જ હતો કે તે વખતનું જેવું કામ પૂરુ થઇ ગયુ હતુ છેવટનું બિલ પણ બની ગયુ હતુ બીજીવાર તેઓ પોરબ દર રાજ્યને માટે ઓસ્ટ્રિયાની બનાવટની નેતરની ખુરશીઓની મોટી ખરીદી કરવા મુબઇ ગયા હતા અને ત્યારે તેમણે તે ખરીદીમાંથી આશરે ૩૦૦ રૂપિયા વધાર કિંમત બનાવી મારી ખાધા હતા

આ બે પ્રસગો પછી તેમણે કદાપિ લાંચ લીધી નહોતી એટલુ જ નહિ પણ પોતાની આ નબળાઇનો જાહેર એકરાર કરી જાહેર માફી માગી અને લાંચરુશ્વત સામે મોટી ઝુબેશ પણ ઉપાડી.

# અડિયલ યાચક

કનૈયાલાલ વ્રજલાલ વાઘાણી

એક દિવસ એક ધનવાન શેઠને ત્યાં એક યાચક આવ્યો શેઠ તેને ખોબો ભરી અનાજ આપવા લાગ્યા

"આટલાને શું કરું ?" યાચકે કહ્યું

શેઠ ગુસ્સે થયા અને કહ્યું "તો શું તને માણસ આપી દઉં ? આટલાને શું કરું વાળો ન દેખ્યો હોય નવાબજાદો. માગી ખાવું મસીદે સૂવું અને વળી મીજાજ સાડત્રણ ખાંડી ! હાલતો થા હાલતો"

યાચકનો મીજાજ પણ શેઠનું માથું ભાગે એવો હતો યાચક હતો અડિયલ જીવ. શેઠના શબ્દોથી એને ગુસ્સો ચડયો.

"શેઠ ! હવે તો માણસ લઈને જ જઈશ." શેઠના ઘરની ડેલી પાસે એણે તો લગાવ્યા અડીંગા. અન્નજળ અગરાજ કરીને એ અડિયલ જીવ હઠાગ્રહ કરીને બેઠો લાંઘવા

શેઠે ધાર્યું કે આફરડો થાકીને વયો જશે. કયાં લગણ ભૂખ્યો રહી શકશે ?

આમને આમ એક, બે ત્રણ દિનિયા વીતી ગયા. હઠીલો જીવ તો અન્નજળ ત્યાગીને શેઠના દ્વારે બેઠો હતો.

શેઠને હવે ફેર થવા લાગી શેઠ હવે ગભરાવા લાગ્યા, "ન કરે નારાયણ ને આ યાચક જો આંગણે મરી ગયો તો ? મારા માથે ગામ માછલાં ધોશે મેં ક્રોધમાં ઈ કમજાતને કયાં એવું કઈ દીધું ? હવે થાશે શું ?" શેઠને ખૂબ મુંઝામણ થવા લાગી

ગામના લોકો પણ શેઠને કહેવા લાગ્યા. "ધના જેવા આપણાથી થવાય ! પાંચ પચ્ચીસ આપીને એને ઉઠાડોને !"

જતા આવતા લોકો શેઠને આમ ટોકી રહ્યા હતા શેઠને તો ભારે થઈ હતી.

શેઠ ગયા અડિયલ યાચક પાસે અને કહ્યું "ભાઈ ! લે આ પાંચ રૂપિયા જે થયું તે થયું નાહકનો દુખી શું કામ થાય ? રૂપિયા લઈને રસ્તે પડ"

એ અડિયલ જીવ એકનો બે ન થયો.

શેઠે વધીવધીને સો રૂપિયા આપવા સુધી આપવા કહ્યું પણ એ અડિયલ માન્યો જ નહિ

"શેઠ ! તમે કહ્યું હતું ને માણસ લેવો છે ! મરી જાઈશ ઈ બહેતર. મારે આગળ હાથ પાછળ હાથ રક્ષા કરે ગોરખનાથ જેવું છે તમારા આંગણે મરીશ તો બાળવોયેય તમારે રહેશે, બાકી હવે તો માણસ જ લેવાનો."

શેઠને હવે પરસેવો વળવા માંડયો "ભૂંડી થઈ. માણસ એમ રેઢા પડયા છે ?" શેઠ વિચારમાં પડયા.

શેઠ હવે મુંઝાણા અને ગયા દીવાન સાહેબ પાસે અને હઠીલા યાચકની વાત કહી.

"મરવા દોને ઈ કમજાતને. ઈ મરે એમાં તમારે શું ?' દીવાન સાહેબે જવાબ આપ્યો

આસપાસના લોકો શેઠને કહ્યા કરતા કે આ બલાને વળાવો

શેઠ ચતુર હતા. જમાનાના ખાધેલ હતા. શેઠને થયું કે દીવાન સાહેબે હૂંફ તો આપી છે પણ સમય આવ્યે શું થાય ! શેઠે ચકાસી જોવા વિચાર કર્યો અને પાછા ગયા દીવાન સાહેબ પાસે અને કહ્યું "સાહેબ ! પેલો ભિખારી મરી ગયો હવે શું થાય !"

"શેઠ ! ઈ તો ધોરણસર કરવું પડશે પોલીસ ખાતાને ખબર આપો ખાતું ધોરણસર પંચનામું કરી જેમ નિયમ મુજબ ચાલતું હશે એમ કરશે દીવાને રોકડો જવાબ આપ્યો ॥

# ડુંગર કે ઊંબર ?

કુમાર યોગી

એક ભાઈ ખૂબ જ રસપૂર્વક છાપું વાંચી રહ્યા હતા. એટલામાં ટેલીફોનની ઘંટડી વાગતાં એ ઊભા થયા. વાતચીત દશેક મિનિટ ચાલી. એ સોફાસેટ તરફ પાછા આવ્યા તો એમણે જોયું કે એમનો ૭ વર્ષનો બાબો છાપું ફેંદી રહ્યો હતો, ને રમતરમતમાં એણે એક પાનાનો ખૂણો ફાડી નાખ્યો હતો.

એમને ચીડ તો ચઢી જ. તો પણ શાંત રહીને એ છાપું લઈને વાંચવા બેઠા. તકલીફ એ થઈ કે વિશ્વરાજકારણના પ્રવાહોવાળું જે પાનું એ વાંચતા હતા એ જ ફાટી ગયું હતું. જે ખૂણો ફેંદી ગયેલો એના ઉપર આખી પૃથ્વીનો નકશો આપ્યો હતો ને એની નીચે બધી વિગતો વિસ્તૃત રીતે દર્શાવી હતી. એમને કંટાળો આવી ગયો ને થયું કે હવે છાપું વાંચવાની મઝા ગઈ જ.

પણ નાના બાબા ઉપર ગુસ્સો કરવાનો અર્થ નહોતો. અલબત્ત, ચકોર બાબાને સમજાઈ ગયેલું કે પોતાના આ તોફાનને કારણે પપ્પાજી બરાબર ગુસ્સે થયા છે એટલે એણે પોતાની કાલી ભાષામાં પૂછ્યું :

"પપ્પાજી, આ છાપાને આખું કરી દઉં ?"

"હા," એકાક્ષરી જવાબ આપીને એ એમ જ બેસી રહ્યા. કારણ કે એ જાણતા હતા કે આવો નાનો છોકરો છાપું સાંધે તો પણ જગતના નકશાની રેખાએ રેખા કાંઈ ઓછી જ ગોઠવાઈ શકાવાની હતી એનાથી ?

બાબાએ ફાટેલું પાન અને પેલો ટુકડો લઈને બાજુના ખંડ તરફ ચાલવા માંડયું. પારદર્શક પ્લાસ્ટીકની ગમટેપ પણ એણે શોધી કાઢી ને માત્ર પાંચ જ મિનિટમાં તો એ છાપું હતું એવું કરીને પાછું લઈ આવ્યો.

પપ્પાજીએ જોયું તો નકશાની લીટીએ લીટી બરાબર ગોઠવાઈ ગઈ હતી. આટલા નાના બાબાને નકશા વિશે આટલી સરસ ગતાગમ શી રીતે હોઈ શકે એનું એમને ખૂબ જ આશ્ચર્ય થયું. એમણે પૂછ્યું પણ ખરું :

"બાબા, જગતના નકશાને તું આટલો આબાદ શી રીતે ગોઠવી શક્યો ?"

"મેં નકશો ગોઠવ્યો જ નથી."

"તો ?"

"મેં તો માણસ ગોઠવ્યો," કહીને એણે એ પાનાને અવળું કર્યું. એના ઉપરની જાહેરખબરમાં એક માણસનું ચિત્ર હતું. બાબાએ આગળ સમજાવ્યું, "માણસની લીટીએ લીટી બરાબર ગોઠવી દીધી એટલે તમારું જગત પણ આપોઆપ ગોઠવાઈ ગયું !"

જગતના તમામેતમામ પ્રશ્નો ઉકેલવાની ચાવી મને આમાંથી મળી ગઈ ! Adjust the man and the world will be adjusted automatically ! જો માણસને બરાબર ગોઠવી શકાય તો આખું જગત આપોઆપ જ ગોઠવાઈ જાય.

જાણીતા વક્રદૃષ્ટિ ને વિશ્વવિખ્યાત નાટકકાર શૉએ એકવાર કહ્યાનો ખ્યાલ છે કે 'તારી જાતને સુધાર, એ રીતે દુનિયામાં કમસેકમ એક બદમાશ તો ઓછો થશે !' પણ આ વાત સ્વીકારવા માટે કોણ તૈયાર થાય છે ? વિશ્વશાંતિના ઝંડા લઈને ફરનારાના ખુદના દિમાગમાં જે અશાંતિ અને ઘોંઘાટનો કચરો હોય છે એ પળવાર પણ આપણને જોવા મળે તો આપણે બેભાન જ થઈ જઈએ !

ગ્રીસમાં એક દેવળ હતું એને દેવી ડેલ્ફીનું મંદિર કહેવાતું. ડેલ્ફીની ખાસિયત એ હતી કે ત્યાં જઈને વિશ્વના ભાવિ વિશે પ્રશ્ન પૂછવામાં આવે તો દેવી એનો જવાબ જરૂર આપે. લોકોમાં આ માન્યતા એટલી બધી પ્રચલિત હતી કે નાની મોટી

કોઈ પણ ઘટનાનું ભવિ જાણવા માટે ગ્રીસવાસીઓ ડેલ્ફી ના મંદિરે પહોંચી જતા એના જવાબો સાચા પડતા કે ખોટા એ વાતની ચર્ચામાં મને રસ નથી પણ એક વાત મેં ખાસ નોંધી છે કે એ દેવળના મુખ્ય પ્રવેશદ્વારે આ શબ્દો કોતરેલા હતા 'Know thyself તારી જાતને જાણ!' જાણે કે દેવી ટકોર કરતી હોય કે ' મૂરખાઓ! જગતનું ભાવિ જાણવા આવતા પહેલા તમારી જાતને બરાબર ઓળખી લ્યો એ જો આવડશે તો બાકીનું બધું જ સરળ થઈ જશે'

થોડા સમય પહેલાં ત્રણ અમેરિકનો ચંદ્ર ઉપર જઈ આવ્યા એ ગેલે દુનિયા માનવીના ચંદ્ર વિજય વિષે ગુણગાન કરવા લાગી જેને કાંઈ જ લાગેવળગે નહીં એવો હિંદુસ્તાનના ખૂણે પડેલો માણસ પણ સહુની સાથે કાખલી કૂટવા માંડ્યો કે આ આપણો વિજય છે? 'ઓ ભાઈ! આમાં તારે ગૌરવ લેવા જેવું છે શું? નણંદની નણંદ નાતરે જાય ને મારા હૈયે હરખ ના માય' એના જેવો આ ઘાટ થયો! ભલા, એ તો વિચાર કે દુનિયાના દુઃખો ઉપાડી મૂકવા ને જગતને હીરોશીમા બનાવી દેવા બોમ્બ ફોડવા માટેની ગોઠવણી કરવાનું એક સ્થળ એ લોકોને મળી ગયું કે નહીં?

એક કવિએ સરસ કહ્યું છે કે 'નાથ્યા ગ્રહે, નિજનું અંતર તો અજાણ્યું! ચંદ્ર અને મંગળના ગ્રહ ઉપર જીવન છે કે નહીં એની ભરપટ્ટે ચર્ચા કરનારા માણસને પોતાના જ જીવનોન્નતિની ખબર નથી! લંડન થેમ્સ નદીના કાંઠે છે ને પેરીસની વચ્ચે થઈને સીન નદી વહે છે એવી દૂરદૂરની ભૂગોળ જાણનારાને બાપના અને વાલકના બે કાંઠા વચ્ચે કેટલું અંતર છે એની જાણ જ નથી! કિલિમાંજારો ને એવા ડુંગર વિષે ગોખણપટ્ટી કરનારો પોતાના ઊંબરાથી અપરિચિત છે ને તેના એની વાતોના વ્યાપને કેઈ સીમા નથી, એના ઘોઘાટને કોઈ છેડો નથી

સ્વચ્છતા અને સુશોભનની દૃષ્ટિથી દુનિયામાં સુંદરતમ ગણાતા એક શહેરની મ્યુનિસિપાલીટીએ એ ચમત્કાર માત્ર ચાર જ શબ્દોના એક સૂત્રથી સર્જ્યો છે આખાય શહેરની કાયાપલટ કરીને એને કંચન જેવું બનાવવાના એ ચાર શબ્દો આ રહ્યા 'તમારું આંગણું સુશોભિત રાખો' બધા નાગરિકોના હૃદયમાં આ વાત વસી ગઈ, ને પરિણામે એ આખું શહેર એક ફૂલબાગની જેમ ઝૂમે છે, મહેકે છે, શોભે છે

એ નગરપાલિકાના બુદ્ધિશાળી સૂત્રધારો જાણતા જ હશે કે સહિયારા સાસુની ઉકરડે જ મહોકાણ હોય એટલે જ તો આખા શહેરને સુધારી નાખવાની ગુલબાંગો પોકારવાને બદલે એમણે એક એક આંગણાને અજવાળી દેવાનું આવાહન આપ્યું પરિણામ એ આવ્યું કે અસંખ્ય સુશોભન-કોડિયાંએ તેજના સાગર છલકાવ્યા

આપણે ત્યાં જે આકાશવ્યાપી પ્રચાર કાર્યક્રમો ચાલે છે એમાં કે દસકાને સમૂહ કે ટોળા હોય છે એટલે ધરતી અને એકમ જેવો માનવી ભુલાઈ જાય છે આની અસર નિરર્થક જ નીવડે એ સમજી શકાય એવી વાત છે

એક વિધવા બહેન હતા ખૂબ જ પૈસાદાર, પણ ભાવનાશાળી એમને એકે બાળક નહીં અને સ્વભાવ ઘણો સારો એટલે મહોલ્લાના બાળકો એમને ત્યાં પડ્યા પાથર્યા રહે જન્માષ્ટમીનો તહેવાર આવ્યો એટલે એમણે બાળકોને કહ્યું

"આપણા દીવાનખાનાની બાજુના મોટા ખંડમાં આપણે ભગવાનનો જન્મોત્સવ ઊજવીએ એમાં જે બાળકને જે શોભા કરવી હોય તે કરે ને પૈસા મારી પાસેથી લઈ જાય"

બાળકો તો ખુશખુશાલ થઈ ગયા હજી દસ દિવસ હતા એટલે એમણે તો તડામાર તૈયારીઓ શરૂ કરી દીધી માટી લાવીને ડુંગરા બનાવ્યા, પાણીનાં ઝરણાં વહેતાં કર્યાં, બે પીંછ બનાવ્યા, એક ફુવારો પણ ગોઠવ્યો, પ્લાસ્ટીકનાં નાન મોટાં ફૂલ ઝાડ રાખી દીધાં, સરસ દિવડાઓ પણ બાંધી દીધા સરસ નિકુંજ જેવું વાતાવરણ ખડું કરી દીધું

કૃષ્ણજન્મનો સમય આવ્યો ત્યારે ખબર

પછી કે આ બધાં સુરીજનો અને રચનાની ધમાલમાં એ લોકો બાળકૃષ્ણની મૂર્તિ લાવવાનું જ ભૂલી ગયેલાં! ખરી મજા થઈ. ઘડી ઘડીએ બરાબર દોડાદોડી થઇ. ત્યાં એક નાના બાળકે કહ્યું: "આપણે કેવાં મૂરખ! જે કનૈયા માટે આ બધી ધમાલ કરી, એ કનૈયાને જ ભૂલી ગયાં!"

કેટલી સાચી વાત છે એ નિર્દોષ ભૂલકાની! વિશ્વના રૂદાવનમાં આ રાજકારણ, અર્થકારણ, ધર્મકારણ, સમાજકારણ ને એવી જ બીજી એક હજાર ને એક ધમાલો રચાઈ રહી છે. પણ જેના નિમિત્તે આ બધો ખેલ છે એ માણસ તો ભૂલાઇ ગયો છે! મને લાગે છે કે આપણું મન જ એવું વિચિત્ર બની ગયું છે કે ટોળું અને સમૂહના સંદર્ભ વગર આપણે વિચારી શકતા જ નથી. ટોળામાં પણ છેવટે હોય છે તો માણસ જ, એ વાત જ આખી આપણે વિસરાઇ ગઈ છે.

દૂરના ડુંગર ઉપર ચંદવા બાંધતી કલ્પિત માનવ વણઝાર તરફ આપણી ભ્રમણાગ્રસ્ત દૃષ્ટિ એવી તો એકાગ્ર બની ગઇ છે કે વ્યક્તિ તરીકેનું આપણું સ્વતંત્ર અસ્તિત્વ, આપણી ગુંજાશો, આપણી સ્વ-વિકાસ માટેની આવશ્યકતાઓ—એ વિષેનું ભાન આપણને જાણે કે થતું જ નથી, માણસો વિષે આટલું બધું લખાય, બોલાય, વિચારાય પણ માણસ વિષે શૂન્યાકાર પથરાય છે એ વાત તરફ કેમ કોઈનું ધ્યાન નથી જતું?

આપણને જો એક આટલું યાદ રહે તો ગંગા નાહ્યા: કે આખા જગતની યાત્રા શરૂ થાય છે છેક પોતાના ઊંબરમાંથી જ. એ ઊંબરની આજ લગી અવગણના કરી હોય તો હવે સમય પાકયો ગણાય. પ્રકૃતિની એ વિચિત્ર લીલા છે કે કીકીને પોતાની પાંપણ દેખાતી નથી. કદાચ એટલા માટે જ આપણા યોગીઓએ અર્ધનિમિલિત દૃષ્ટિ કેળવવાનું કહ્યું છે જેથી માત્ર પાંપણને જ નહિ કીકીના કસબ ને કમાલને પણ આપણે ઓળખી શકીએ.

આ એક વાત નોંધવા જેવી છે કે જગતભરની સાવ વિરોધી લક્ષણોવાળી સંસ્કૃતિઓમાં પણ ગણિતની શરૂઆત તો એકડાથી થાય છે. એ એકડા વગર શરૂઆત થાય જ નહીં. લાખ, કરોડ કે અબજોના પણ ટૂકડા કરી નાખીએ તો છેવટના પૃથક્કરણમાં એકડો જ આવીને ઊભો રહે. એની પાછળ જ બધી ગાડી ચાલે. મૂળ કેન્દ્રમાં એ એક જ, એક જ!

એ એક હું છું, તું છે, પેલો છે. સહુ પોતાના આ એકડાના ઊંબરથી અવનિની યાત્રા આરંભે ને જાતે જ અનુભવી કરી લે કે એક એક ડગલું અર્થસભર બની જાય છે કે કેમ! આમ ન થાય ત્યાં લગી તો આપણી ચાલને પગલાંની પરંપરા કહેવી એના કરતા ઢસરડા કહેવા એ જ વધારે યોગ્ય છે

ઉપનિષદે સરસ કહ્યું છે કે 'એક એવી વસ્તુ જાણવી જે જાણવાથી બાકીનું બધું જ આપોઆપ જાણી લઇ શકાય.' ને આ માટે કાંઇ દુનિયાનો ઇતિહાસ કે ભૂગોળ ગોખવાની જરૂર નથી

—ડુંગર આઘા છે. ઊંબર પાસે છે. એનો પરિચય કરો. આરોહણ કરતા પહેલાં પગ અને પગથિયાંની પહેચાન કરો.

—ઉકલ્યો કોયડો કોડીનો થાય છે. જગતના કોયડાને સમજવા જીવનના કોયડાને ભેદવા મથો.

—અર્ધનિમિલિત બનો. દૃષ્ટિ અને વૃત્તિને સ્વેચ્છાએ ખેલાવતાં શીખો.

ને જુઓ કે જિંદગી ખરેખર શું છે!



# બાળકોના બાપુ

"શિક્ષણ એટલે અક્ષરજ્ઞાન નહિ પરંતુ ચારિત્રની ખિલવણી-ધર્મભાવનું ભાન,-એ મત મારા સઘળા પ્રકારના વાચનથી મજબૂત થાય છે."-ગાંધીજી

પૈસો એ બૂરી ચીજ છે. આપણી પાસે પૈસા હોય તો જ આપણે સુખી થઈ શકીએ, એમ માનવું એ સાચું નથી. આપણા આત્માને આપણે છેતરીએ નહી અને આપણામાં જે કંઇ સારું છે એમાં રોજ રોજ કંઈક વધારો કરતા રહીએ એ જ સાચું સુખ છે. બીજાને છેતરીને કે જૂઠું બોલીને ધન ભેગુ કર્યા કરવું એમાં ખરું સુખ રહેલુ નથી. માણસનો સાચો સ્વભાવ જ એ છે કે એનાથી જરા પણ નુકશાન થઈ જાય તો એનો આત્મા ડંખે છે, અને એને ઊંડે ઊંડે એવું લાગે છે કે હું જે કરી રહ્યો છુ એ સારુ તો નથી જ.

પણ સાથે સાથે એક વસ્તુ યાદ રાખવી જોઈએ કે માણસ સારી વસ્તુ કરતાં નઠારી વસ્તુ તરફ ઘણુ કરીને ઢળેલો રહે છે. માણસ જ્યારે પહેલી વાર ચોરી કરે છે ત્યારે એનો અંતરાત્મા એને સાદ પાડી ચોરી ન કરવા કહે છે. એથી માણસ અકળાઈ જાય છે, પણ આત્માના અવાજને ગણકારતો નથી. પછી એમ ધીમે ધીમે એ એટલો બધિર બની જાય છે કે પછી એને આત્માનો અવાજ જ સંભળાતો નથી. અને પછી એ ચોરી કરવામાં પાવરધો બની જાય છે. એવું જ બીજી બાબતોમાં પણ બને છે.

એ જ પ્રમાણે પૈસાની લાલચ આપણને લાગે, એટલે પછી આપણે બીજાનો વિચાર જ કરતા નથી અને આપણો લાભ શામાં રહેલો છે એ જ જોઈએ છીએ આપણી પાસે જો ખોટો આનો હોય તો એ ખોટો આનો બીજાના હાથમાં સરકાવી દેવા આપણે મથતા હોઈએ છીએ. પણ જો કોઈ બીજો માણસ આપણને ખોટા પૈસા આપે તો તરત જ તેનુ

એ તરફ ધ્યાન ખેંચીએ છીએ. એ જ પ્રમાણે આપણે ચાર આનાની ચીજ ખરીદીએ; અને દુકાનદારને એક રૂપિયો આપીએ. અને જો દુકાનદાર ભૂલમાં બાર આનાને બદલે તેર આના પાછા આપે તો આપણે ખુશ થતા થતા તેર આના ખીસામાં મૂકી ચાલતા થઇએ છીએ. પરંતુ જો દુકાનદાર બાર આનાને બદલે અગિયાર આના આપે, તો તરત જ આપણે એની પાસે એક આનો માગીએ છીએ.

આમ આપણે માત્ર આપણા જ સ્વાર્થને જોઈ એ છીએ, તેથી આજે દુકાનદાર ઘરાકને છેતરવા મથે છે અને ઘરાક દુકાનદારને છેતરવા મથે છે. આ રીતે એકબીજામાં વિશ્વાસ રહ્યો નથી અને તેથી પ્રમાણિકતા ક્યાંથી દેખાય? વેપારીઓ સ્વાર્થ સાધવા દેશની તેમજ દુનિયાની પરિસ્થિતિ જોઇને પોતાના દેશબાંધવોને જ ચૂસવા પ્રયત્ન કરે છે અને એ રીતે પોતાના જ દેશને સત્ત્વહીન કરે છે. ઘરાક પણ વેપારીથી ભડકતો જ ફરે છે.

પણ હવે આપણે એવી છેતરપિંડીને તજવી જ રહી. વિશ્વાસ અને પ્રામાણિકતાને મહત્ત્વ આપવું જ રહ્યું તો જ આપણે આપણો વ્યવહાર સારી રીતે ચલાવી શકીશું અને આપણી માણસાઇ બતાવી શકીશું. જ્યાં માણસાઈ હશે, જ્યાં પ્રેમ હશે, ત્યાં જ સાચો વ્યવહાર થતો જોઇ શકીશું.

– અમેરિકાનું મુખ્ય શહેર ન્યૂયોર્ક છે. એ શહેરમાં બનેલી એક સાચી વાત છે. એક બાઇએ એક ઝવેરીની દુકાનેથી ખોટાં મોતીની માળા ખરીદી હતી. એક દિવસે એ માળા તૂટી ગઈ અને બધાં મોતી વેરાઇ ગયાં. તે બાઈ એ બધાં મોતી ભેગાં કર્યા, અને એને ફરીને બંધાવવા પેલા ઝવેરીને ત્યાં તે લઈ ગઈ. પેલા ઝવેરીએ માળાનાં મોતી ગણી જોયાં અને પેલી બાઈને કહ્યું: "આ માળામાં એક મોતી ઓછું છે. એથી એમાં એક મોતી ઉમેરવું પડશે અને પછી બાંધી આપીશ. એનું ખર્ચ ૩૦૦ પાઉંડ થશે."

પેલી બાઈ તો ચમકી જ ગઇ. તે બોલી: "૩૦૦ પાઉંડ! આ માળા મેં અહીંથી જ ખરીદી હતી. તેના મેં માત્ર ત્રણ પાઉંડ જ આપ્યા હતા. અને એક જ મોતીની આટલી બધી કિંમત શાની આપું?"

પેલા ઝવેરીએ કહ્યું: "બાઈ, તમારી વાત સાચી છે. પણ આ માળાનાં મોતી ખોટાં નથી, એ સાચાં મોતી છે. તમને એ માળા ભૂલથી અપાઇ ગઈ હતી એ આપનાર નોકરને આવી ગફલત કરવા બદલ અમે નોકરી પરથી કાઢી મૂકયો છે. આ માળાની મૂળ કિંમત તો દશ હજાર પાઉંડની છે. પણ અમે તમને તે ભૂલથી આપી દીધી છે તેથી હવે એ તમારી કહેવાય. અમારાથી એ પાછી ન મગાય."

આ સાંભળીને પેલી બાઇ બોલી: "અરે, એવું તે કંઇ થતું હશે? ખરી રીતે એ માળા મારી ન જ કહેવાય. ચાલો ત્યારે, મારી એક શરત કબૂલ કરો. હું તમને આ માળા પાછી આપી દઉં છું. પણ પેલા નોકરની ભૂલ માફ કરીને એને પાછો નોકરીમાં રાખો."

પેલા ઝવેરીએ એનું કહ્યું માન્યુ તેણે પેલા ગરીબ માણસને પાછો નોકરીમાં રાખ્યો અને પેલી માયાળુ બાઇની ભલાઇ જોઇને એને હીરાનું એક લોકેટ ભેટ મોકલ્યુ.

"જે નીતિમય જીવન ગાળવા ઇચ્છે છે અને મથે છે તે જ યોગ્ય જીવન ગુજારે છે. નીતિ વિનાની ઈશ્વરી માન્યતા મનુષ્યને ઓછી જ તારે છે."—ગાંધીજી

*

# અસ્તિત્વની શક્તિ

હરજીવન થાનકી

ફ્રાન્સના મહાન વિજેતા નેપોલિયન બોનાપાર્ટે કહ્યું હતુ કે 'અશક્ય' એ શબ્દ જ મારા શબ્દકોષમા નથી. તેનો અર્થ એ કે માનવમા જીવનમા કશું અશક્ય નથી. બધું શક્ય છે. માણસ પ્રબળ ઇચ્છાશક્તિ (Will power) ને બળે ધારે તે કરી શકે છે. અન્ય પાસે કરાવી શકે છે. કોઇ પણ મહાન કાર્યની સફળતા માટે માણસે પોતાના સમગ્ર અસ્તિત્વની શક્તિ (power of exhistance) કામે લગાડવી જોઇએ. આ શક્તિ એકાગ્રતા અને ઇચ્છાના મિશ્રણમાથી ઉત્પન્ન થાય છે. જીવનનો દોર ટકાવવામાં તેમજ લંબાવવામા ઇચ્છાશક્તિ મહત્વનો ભાગ ભજવે છે. માણસમાં જો કોઇ પણ પ્રકારની ઇચ્છા કે મહત્વાકાક્ષા ન હોત તો તેનું અસ્તિત્વ જ ન હોત ! મહત્ત્વાકાક્ષાથી જ માણસ મહાન બને છે. જીવનમા અને જગતમા કંઇક (Something) કરી છૂટવાની ભાવના જ માણસને મહાન (Great) બનાવે છે. સામાન્યમાં સામાન્ય માણસ પણ ઇચ્છાશક્તિ–સંકલ્પશક્તિને બળે સૂર્યની જેમ પ્રકાશી શકે છે. સંકલ્પ શક્તિને આધારે જ મા બાપ નવા બાળકને જન્મ આપે છે. જન્માવેલા બાળકને ઉછેરે છે, મોટું કરે છે. ભણાવી–ગણાવીને આગળ વધારે છે, પોતે ન સિદ્ધ કરી શકેલ મહાનતા પોતાની ભાવી પેઢી સિદ્ધ કરી શકશે, એ જ આશા માનવીને પોતાનો વંશ વેલો વધારવા માટે પ્રેરે છે. સામાન્યમાથી અસામાન્ય તરફ વહેવાની માનવીની સ્વાભાવિક ઇચ્છા જ માનવને આગળ વધવા પ્રેરે છે. ઇચ્છા અને ઇચ્છામાથી ઉત્પન્ન થતો આનંદ અને એ આનંદ વધુ ને વધુ ભોગવવાની વૃત્તિ અને તેને આધારે શરૂ થતી પ્રવૃત્તિ માનવજીવનમાં નિર્ણાયક ભાગ ભજવે છે.

જ્યારે આપણે ખરાબ કામ કરીએ છીએ ત્યારે આપણું પતન નથી થતુ પણ જ્યારે આપણને ખરાબ કામ કરવાનો વિચાર આવે છે ત્યારે આપણું સાચું પતન તો થઇ ચૂકયું હોય છે. ડાહ્યા માણસે તો ખરાબ વિચારને જ પોતાના મનથી દૂર રાખવાનો અનિષ્ઠ પ્રયત્ન કરવો જોઇએ, કરતા રહેવું જોઇએ. કેમકે આખરે તો સુક્ષ્મતામાંથી જ સ્થૂળતામાં જગત ગતિ કરતુ હોય છે. જેના જીવનમાં કોઇ પણ પ્રકારની ઇચ્છા–વાસના બાકી રહેતી નથી તેને મોક્ષ – મુક્તિ મળી ગઇ છે એમ કહેવાય છે. જ્યારે ખરેખર જ આપણને કોઇ પણ પ્રકારની ઇચ્છા બાકી નહી રહે, ત્યારે આપણને ફરીને જન્મવુ નહીં પડે. નવો જન્મ જૂની ઇચ્છાને આભારી હોય છે. પણ ઇચ્છા શક્તિને રોકવી કે કાબુમાં લેવી એ પૂરજોશમાં વહી જતી નદી ઉપર બંધ બાંધવા જેટલું કપરું કાર્ય છે. મોટા મોટા ઋષિ, તપસ્વી કે સંન્યાસીઓ પણ એમ કરવામાં નિષ્ફળ ગયા છે, તેની ઇતિહાસ સાક્ષી પૂરે છે. ઇચ્છા શક્તિ ઉપર આપણે જે બંધ બાંધવાનો પ્રયત્ન કરીએ છીએ, તેનું બીજું નામ સંયમ.

વૈજ્ઞાનિકો દુનિયાના ઊંડામા ઊંડા મહાસાગરની ઊંડાઇ માપી શકયા છે. સહારાના રણના વિસ્તાર કે હિંમાલયની ઊંચાઇ માપી શકયા છે. પણ માનવીના મનની ઊંચાઇ, ઊંડાણ કે વિસ્તાર કોણ માપી શક્યું છે ? માનવીના મનનું બંધારણ કેટલાય જન્મોને આધારિત હોય છે! આ બંધારણ વારસાગત પેઢી ને આધારે મજબૂત થતું–વિકસતું ચાલ્યું આવે છે. આ વારસામાં પછી દરેક જન્મનું નવું વાતાવરણ ભળતું આવે છે અનેક જન્મોની છાપ (Impression) આ માનવમનને મજબૂત કરતી આવે છે. તેમાં નવાં નવાં રસાયણો (Chemicals) ઉમેરતી આવે છે. એ રસાયણોનું પૃથક્કરણ પ્રયોગશાળાની માનવમનમાં પણ દિવસ અને રાત ચાલ્યા જ કરે છે. એની કોઈ શરૂઆત નથી કે નથી કોઈ અંત. માનવીના શરીરનો અંત માત્ર તેના રૂપાંતરનું જ બળ પૂરાં પાડે

છે અંગ્રેજ ટુપર્ટ બ્રુકે જે શબ્દો ઝરણા માટે વાપર્યા છે તે જ શબ્દો માનવ મન માટે પણ વાપરી શકાય, " Man may Come and men may go, but I will go on for over." માણસો ભલે આવે અને જાય, પણ હું (Human Mind) તો ચલ્યા જ કરીશ 'A walk that never ends) જીવનની પ્રવાહિતા (flow) ચાલુ જ રહેવી જોઈએ

માનવીનું અસ્તિત્વ અનેક બળોને આભારી હોય છે જુદી જુદી પરિસ્થિતિમાં જુદા જુદા માનવીના નામ, રૂપ, ગુણ વગેરે ઘડાય છે. આ બળો સમગ્ર રીતે નવા માનવીના નિર્માણમા ફાળો આપે છે અને તેના જીવનમા ગુણ–અવગુણના તાણાવાણા એવા તો વણાઈ જાય છે કે તેને છૂટા પાડવા મુશ્કેલ થઇ પડે છે. આ પૃથ્વી ઉપરના દુનિયાની દૃષ્ટિએ ખરાબમા ખરાબ માણસમા પણ ઇશ્વરે એવુ પ્રેરક અને ઉપકારક બળ છુપાવી રાખ્યુ છે કે તેને શોધી કાઢવુ ભલભલા માટે મુશ્કેલ પૂરવાર થઇ ચૂક્યુ છે. લાખો કે કરોડોમાં ભાગ્યે જ કોઇ એકાદ વ્યક્તિ આવી શક્તિ ધરાવતી હોય છે કે જે ગમે તેવા ખરાબ માણસમાંથી ' સારુ ' શોધી શકે અને તેને સમાજના ભલા માટે પ્રયોજી શકે. મહાત્મા ગાંધીમા આવી શક્તિ કેટલે અંશે આપણે જોઇ શક્યા હતા

જ્યા સુધી ગાંધીજી જીવ્યા ત્યા સુધી તેમના અસ્તિત્વની શક્તિએ ધારી અસર ઉપજાવી આજે આપણે તેમના જન્મને સો વર્ષને અંતે જોઇ શકીએ છીએ કે તેમણે આચરી બતાવેલા સિદ્ધાંતોને જીવંત કરવા માટે કેટકેટલા પ્રયત્નો કરવા પડે છે તેમનો સત્ય વિષેનો આગ્રહ, તેમનો ત્યાગ, તેમની અહિંસા અને તેમનો અપરિગ્રહ ખરેખર દુર્લભ છે. માત્ર ગાંધીજીની હાજરી પ્રજા ઉપર નૈતિક પ્રભાવ પાડતી. માત્ર દેશની નહી દુનિયાની પ્રજા ઉપર પણ પોતાનો પ્રભાવ પાડતી ગાંધીજી 'હિંદ છોડો'ની હાકલ કરતા અને બ્રિટન ઝુકી ગયુ, તે તેમની અસ્તિત્વની શક્તિને આધારે.

આપણે ચિત્રોમાં મહાપુરુષોની આસપાસ જે ચેતનાનું વર્તુળ જોઇએ છીએ એ તેમની આંતરિક શક્તિનું સૂચક છે. તેમના આત્માના પ્રકાશનું દ્યોતક છે જેમ પ્રકાશની આસપાસ અંધકાર સંભવી જ ન શકે. તેમ મહાપુરુષની આસપાસ અજ્ઞાન કે અચેતન પ્રવેશ ન પામી શકે જેમ હીરાને કે સોનાને તેનો પોતાનો પ્રકાશ છે, પ્રભાવ છે તેમ મહાપુરુષો સ્વતેજે પ્રકાશતા હોય છે. ગાંધીજીની સ્થૂળ હાજરી જ તેમનું સુક્ષ્મ કાર્ય બનાવી દેતી એ તેમના જીવનની કેળવણીને આભારી છે તેમણે પોતાની જાતને એ રીતે કેળવીને ફૂલથી કોમળ અને વજ્રથી પણ કઠોર બનાવી હતી. જીવનના કેટલાક પાયાના સિદ્ધાંતો અર્થે તેઓ પોતાની જાતનું પણ સમર્પણ કરવામા અચકાતા નહી. તેમણે પોતાના આત્માનો વિસ્તાર અને વિકાસ એ રીતે સાધ્યો તો કે જે રીતે મણકામા ધાગો પરોવાયેલો હોય. તેમની વેધક દૃષ્ટિ માણસને આરપાર શોધી વળતી, ખૂંદી વળતી. સામાના દુર્ગુણ પણ સદ્‌ગુણમા ફેરવાઇ જતા. જેમ ફોટોગ્રાફીક કેમેરા ચાપ દબાવતાં વેંત સામી બાજુનુ ચિત્ર પોતાનામા ગ્રહણ કરી લે તેમ ગાંધીજીને મળવા આવનાર વ્યક્તિનું માપ માત્ર એક ક્ષણમાં નીકળી જતું અને તેનો ઉપયોગ દેશની ઉત્તમ શક્તિ અને ભક્તિ વધારવામાં થઇ જતો આમ ગાંધીજી એકી સાથે બન્ને–દૃષ્ટા અને સૃષ્ટા હતા તે એમની અસ્તિત્વની શક્તિને આધારે જ. આમ 'Power of exhistance માનવ જીવનમાં અમૂલ્ય ફાળો આપે છે.

પૃષ્ઠ ૨૫૩ થી ચાલુ ]

નેપાળ વાટાઘાટો દરમ્યાન નેપાળે પાકિસ્તાન સાથેના વ્યવહારમાં જમીન માર્ગે માલની અવરજવર માટે માગણી મૂકી ત્યારે પ્રથમ જ વાર ભારતને સદ્‌બુદ્ધિ સૂઝી અને કહ્યું કે પાકિસ્તાન અફઘાનિસ્તાન સાથે આવી છૂટ ભારતને આપતું નથી તેથી આ માગણી સ્વીકાર્ય નહિ બને. આની એવી ચમત્કારિક અસર થઈ કે હવે પાકિસ્તાન ભારત માટે અફઘાનીસ્તાનનો જમીન માર્ગ છૂટો મૂકવા માટે પોતાનું અક્કડ વલણ નરમ બનાવ્યું છે.

આ તો મોટાં રાજ્યોની વાત થઈ પણ લંકા, નેપાલ, સિક્કીમ અને ભૂતાન જેવડાં નાનકડાં રાજ્યો આંખ લાલ કરીને જ ભારતની સાથે વાટાઘાટ કરે છે. સિક્કીમનાં મહારાણી અમેરિકન છે એટલે ત્યાંથી દોરીસંચાર CIA મારફત થતો હોય તેમ પ્રાદેશિક વિસ્તાર વધારવાની તેની માંગણી ઉપરથી લાગે છે. લંકા તો કોઈ વાતમાં આપણને ગાંઠતુ જ નથી. તાજેતરમાં નેપાળની સરકારના પ્રતિનિધિઓ દિલ્હીમાં વાટાઘાટ કરી ગયાં તેમાં જાણે ભારતને જ નેપાળ સાથે સંબંધો રાખવાની ગરજ હોય તેમ શરતો મૂકતા ગયા. રાજા મહેન્દ્ર અતિવિચક્ષણ રાજપુરુષ છે. ચીન તથા પાકિસ્તાન બન્ને દેશો તરફ ઢળીને, ભારત પાસેથી વધુમાં વધુ લાભો અને છૂટછાટો લેવાની તેની નીતિ આજે વર્ષોથી જાણીતી છે. નેપાળમાંથી લશ્કરી થાણાં ઉઠાવી લેવાની માગણી તેમજ વધુ આર્થિક મદદ માટેની માગણી જ્યારે તે કરે છે ત્યારે તેના બદલામાં ધૂમાડાના ગોટા જેવી શુભેચ્છા માત્ર ભારતને મળે છે. ભારત-નેપાળ સંબંધો અત્યાર સુધી નેપાળના લાભમાં અને ભારતના ગેરલાભમાં રહ્યા છે. રાજા મહેન્દ્ર તો આવી વાટાઘાટો કરીને તરત જ કાં ચીન *અને કાં પાકિસ્તાનની યાત્રાએ ઊપડી જાય છે.* મદારી માંકડાને નચાવે તેમ નેપાલ ભારતને નચાવે છે અને આપણને આમાં વિદેશનીતિનો વિજય લાગે છે.

**તેલ-કોણ કોનું કાઢે છે !**

સીંગના તેલની સમસ્યા ભારે અટપટી છે. આમ જોઈએ તો તેલનું રાજકારણ, દેશના રાજકારણની જેમ, ગૂઢ બનતું જાય છે, તેલીનિયમનો કારભાર કેન્દ્ર કરે છે. મગફળીની ઉપજ સૌરાષ્ટ્રમાં ભલે થતી હોય પણ નિયમન દિલ્હીનું. ગુજરાત સરકાર બહુ બહુ તો સીંગની વાતો કરે-પોકળ આશ્વાસન આપે-લાચારી બતાવે-આ પ્રશ્ન રાજ્ય સરકારનો નથી પણ કેન્દ્રનો છે તે વાતની યાદ આપે. મીલરો પાસેથી સીંગનું તેલ લઈ તેની ગામે ગામ વહેંચણી કરવાનો પ્રશ્ન સહેલો નથી. મુશ્કેલ છે, અને ખર્ચાળ પણ છે. અધૂરામાં પુરું, તેલ મીલોવાળા કેન્દ્રની આંખે પાટા બાંધીને, આંકડાની ઇન્દ્રજાળમાં અને સરકારે છાપેલાં પત્રકોમાં, તંત્રને ઉલ્લૂ બનાવે. ત્યારે રાજ્ય સરકારનું સડેલું અને લાંચરૂશ્વતથી ખદબદતું તંત્ર કઈ રીતે લોકોને તેલ વહેંચવાનું હતું ? અને પાવલીભાર તેલ વહેંચવામાં લાખોની નુકસાની રાજ્ય સરકારને વેઠવી પડતી હોય તો આ ધંધો શા માટે ચાલુ રાખવો ? અત્યાર સુધી જે અનુભવ મળ્યો છે. તેના આધારે કેન્દ્ર તેમજ રાજ્યે હવે બીજી દિશામાં વિચારવું જોઈએ, અને જે શક્ય નથી તેને શક્ય બનાવવાના પ્રયાસો છોડી દેવા જોઈએ. અત્યારે તો પ્રજા અને સરકાર બન્નેનું તેલ વેપારીઓ કાઢી શકે છે આ સ્થિતિમાં પલટો આણવો જરૂરી છે. જો નિકાસદ્વારા હૂંડિયામણ કમાવું હોય તો સસ્તા દરે તેલ આપવાની વાત એક મ્યાનમાં બે તલવાર રાખવા જેવી અવાસ્તવિક છે. વળી સીંગનું તેલ આપવામાં જે ગંજાવર વહીવટી ખર્ચો પ્રજાને આપવો પડે છે તેના કરતાં પ્રજાને તેના કિસ્મત ઉપર છોડી દેવી બહેતર છે અને તેલનો વપરાશ ઓછો કરવા જનમત કેળવવો વધુ સહેલ બનશે. કુટુંબનિયોજન અને નાના કુટુમ્બ માટે પ્રચાર થઈ શકે તો તેલની વિરુદ્ધ કેમ નહિ ? મગફળીનું તેલ આરોગ્યવર્ધક નથી-વધુ ખાવાથી આંખે અંધાપો આવે છે-પંજાબીઓ તેલ ખાતા નથી, આદની દાળ ખાય છે-*ગુજરાતીઓ વધુ પડતાં શાકભાજીના રવાડે ચડી ગયા* છે-તેમણે વધારેલાં નહિ પણ બાફેલાં શાકભાજી ખાવા જોઈએ અને જમતી વખતે, પશ્ચિમની શૈલીએ, શાકમાં મીઠું, ઉગદર અને મરચાનો ભૂકો છાંટવો જોઈએ. ગુજરાતની ધરતીમાંથી કાળું પ્રવાહી સોનું તેલ રૂપે પ્રાપ્ત થયું છે એટલે ખાવાનું તેલ એ મહત્ત્વનું નથી. તેલના વપરાશ સામે જબરજસ્ત ઝુંબેશ ઉપાડવાની જરૂર છે. અનિવાર્ય સંજોગોમાં તલનું તેલ તથા કોપરેલ વાપરવાથી શરીરને ફાયદો

થાય છે.

સમાજવાદ

સમાજવાદની વાતો કરવાથી કંઇ વળવાનું નથી. શ્રી જગજીવનરામે સાચું જ કહ્યું છે કે દેશમાં લાખો એકરના હિસાબે નકામી–ખરાબાવાળી જમીન પડી રહી છે તેનો કબજો લઇ, એક શરૂઆત કરી દેવી જોઇએ. 'લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોઢું ધોવા ન જવાય. શ્રી ગીરીએ પણ રાષ્ટ્રપતિના શપથ લીધા ત્યારે પેલો પ્રખ્યાત સંસ્કૃત શ્લોક બોલેલા– જે બેઠો રહે છે તેનું નશીબ બેસી રહે છે, જે ઊભો થાય છે તેનું નશીબ આળસ મરડીને ઊભું થાય છે, જે દોડે છે તેનું નશીબ પણ દોડવા લાગે છે. શ્રી રામના ઉચ્ચારણને અનુલક્ષીને ગુજરાતના રીપબ્લીકન પક્ષે જાહેરાત કરી છે કે જે નકામી જમીન પડી છે તે અમે ફલાણી તારીખથી ખેડવા માંડશું. એક રીતે આ આત્માનો અવાજ છે. હવે આની સામે સરકારને કે કોઇને વાંધો વચકો હોય તો સમયસર નોંધાવે.

## તુલસીના પાન

તુલસીનાં સૂકાં પાંદડાં વાટીને સૂંઘવાથી નાકની ગંદકી પ્રવાહી રૂપે દૂર થઈ જાય છે

તુલસીનાં પાંદડાના રસને નાકમાં નાખવાથી દુર્ગંધ દૂર થાય છે અને નાકના જીવાણુંઓ નાશ પામે છે.

તુલસીનાં પાંદડાંનો રસ મધ અથવા આદુના રસ સાથે પીવાથી કફનો નાશ થાય છે

તુલસીનાં પાંદડાંનો રસ નિચોવીને, કાનમાં નાખવાથી કાનનું દર્દ દૂર થાય છે

તુલસીનાં પાંદડાંમાં મીઠું ભેળવી, નાકમાં (તેનો રસ) ટપકાવવાથી મૂર્છા દૂર થાય છે.

તુલસીનાં લીલાં પાંદડાં વાટીને હરણીના રોગીઓના શરીર પર માલિસ કરવું જોઇએ

તુલસીનાં ૫–૭ પાંદડાં અને ૩–૪ કાળા મરીને ઠંડાઇની જેમ ઘૂંટીને ખાલી પેટે, ૨૧ દિવસ સુધી બરાબર પીવાથી મગજની ગરમી દૂર થાય છે.

દરેક પ્રકારના તાવમાં તુલસીની ચા કાળા મરી નાખીને પીવાથી તાવ ચાલ્યો જાય છે.

ઉધરસમાં કફ આવતો હોય તો મધ અને કાળા મરીની સાથે તુલસીનો રસ ચાટવાથી કફ દૂર થાય છે.

તુલસીનાં લીલાં પાંદડાં સાથે કાળા મરી વાટીને, તેનો રસ કાઢીને, ન્યુમોનિયામાં સવાર–સાંજ પીવાથી ચોક્કસ લાભ થશે.

તુલસીનાં પાંદડાં છાયામાં સૂકવીને, તેનું અતિ બારીક ચૂર્ણ બનાવી સૂંઘવાથી માથાનો દુઃખાવો તરત દૂર થશે.

જે ઘરમાં તુલસીનો છોડ હોય છે તે ઘરમાં માંકડ અને મચ્છર નથી થતા અને હવા પણ દૂષિત નથી થતી.

તુલસીની પાંદડીઓનો રસ કાનમાં નાખવાથી દાંતના જીવાણું નાશ પામે છે.

તુલસી અને પાનનો રસ ગરમ કરીને પીવડાવવાથી બાળકોના પેટનું ફૂલવું અને આફરો દૂર થાય છે.

તુલસીની પાંદડીઓનો રસ મધ સાથે ભેળવીને એકથી ત્રણ માસ સુધી આપવાથી બાળકોને શ્વાસનો રોગ દૂર થાય છે

તુલસીની પાંદડીઓનું ચૂર્ણ દાડમના શરબત સાથે આપવાથી બાળકોનાં દાંત સરળતાથી નીકળી શકે છે

જો કોઇને ચક્કર આવતા હોય તો તુલસીનો રસ ખાંડ સાથે આપવાથી આરામ મળે છે.

તુલસીની પાંદડી અને કાળા મરીની ગોળી બનાવીને દાંત નીચે દબાવી રાખવાથી દાંતનો દુઃખાવો દૂર થાય છે.

જો મોઢામાં ચાંદાં પડયાં હોય તો ચમેલી અને તુલસીની પાંદડીઓ ચાવવાથી રાહત થાય છે.

તુલસીનાં બી વાટીને ઘા પર લગાવવાથી તરત જ લાભ થાય છે.

તુલસી અને આદુનો રસ ગરમ કરીને પીવાથી પેટની પીડા શાન્ત થાય છે.

તુલસીની પાંદડીઓનો રસ દિવસ દરમ્યાન ઘણીવાર આંખમાં નાખવાથી રતાંધળાપણું દૂર થાય છે.

દરાજ થઈ હોય તો તુલસીનાં પાન ઘસવાથી લાભ થાય છે. —સુમિત્રાદેવી અગ્રવાલ

# નામનો મહિમા

નીલા ગાંધી

એક નામચીન ચોર હતો તે મોટી મોટી ચોરી કરતો હતો એક વાર એને થયું ચાલ, આજે તો રાજમહેલમાં જ ચોરી કરું

રાતના બાર વાગ્યા છે ઘોર અંધારી રાત છે ચોર રાજમહેલના બગીચામાં આવ્યો ઉપર એક બારી ખુલ્લી જોઇ, પાટલાઘોને ધા કરી, સરરર કરતો ઉપર ચઢી ગયો

ઉપર આવતાં જ તેણે રાજાની કુંવરીને રત્નજડિત હિંડોળાખાટ ઉપર સૂતેલી જોઇ તે અહીં આવ્યો હતો ચોરી કરવા પણ કામાંધ બન્યો કુંવરીને પણ ઉપાડી જવી એવો તેણે નિશ્ચય કર્યો બારીએથી કૂદકો મારી તે અંદર દાખલ થયો. અવાજ થતાં કુંવરી જાગી ગઇ તે ક્ષત્રિયાણી હતી હિંમતવાન હતી એટલે એકદમ ઊભી થઇ ગઈ, પણ તેણે ચીસ પાડી નહીં ચોર ખમચાઇને ઊભો રહ્યો

કુંવરીએ હિંમતભેર પુછ્યું "તું માગ તને જે જોઈશે તે આપીશ હીરા, માણેક, મોતી, સોનું

ચોરે કહ્યુ, "હીરા માણેક, મોતીની તો બહુ ચોરીઓ કરી અહીં પણ એ જ વસ્તુ ચોરવા આવ્યો હતો પણ તમનેય સાથે લઈ જવી એવો વિચાર તમને જોતા થઇ આવ્યો"

કુંવરીએ મુખ મલકાવીને કહ્યુ, "જો તારે મને લઇ જવી હોય તો હું માગુ તે આપ'

ચોર કબૂલ થયો

કુંવરીએ કહ્યુ 'હું તો ચારિત્ર્યવાનને જ વરું તારી પાસે ઉચ્ચ ચારિત્ર્ય છે?'

ચોર ચૂપ થઇ ગયો શું કહે? જેનામાં અપ્રમાણિકતા અસત્યતા, અનીતિ વગેરે દુર્ગુણો ભર્યા હોય તે કેવી રીતે ચારિત્ર્યની શુદ્ધિનો પુરાવો આપી શકે! ચોરે નીચે જોઇ જવાબ આપ્યો

"ચારિત્ર્ય તો મારી પાસે નથી પણ જો તે મેળવી શકાય એમ હોય તો તે મેળવીને પણ તમને મેળવીશ મને રસ્તો બતાવશો?"

કુંવરી જ્ઞાની હતી તેણે કહ્યુ, 'જો ભાઇ, તે તો ઘણાં ન કરવાનાં કામો કર્યા છે નીતિ અનીતિનો ભેદ કદી તે રાખ્યો નથી આ બધા તારા પાપો કેવળ ઈશ્વરને હૃદયમાં વસાવવાથી જ જાય ઇશ્વરને હૃદયમાં વસાવવો એટલે સારાં કામો કરી તેનું ધ્યાન ધરવુ આમ રામનામ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી એનો જપ કરીશ તો તારા બધાં પાપો નાશ પામશે અને તું શુદ્ધ થશે પછી હું તને જરૂર પરણીશ"

ચોરને તો કુંવરી મેળવવાની લગન લાગી હતી પ્રભુને મેળવે કે તો ધીંગે કે રીંગે ? પ્રમાણે ચોરમાં રીગાઇ હતી એટલે તે તો એક સારુ સ્થળ જોઇને બેસી ગયો રામનામનો જાપ કરવા બેઠો ત્યારે પહેલાં પહેલા તો તેના જૂના સંસ્કારે ખૂબ જ જોર કર્યું તેને ચોરી કરવાનું, જુગાર રમવાનું વગેરે પણ મન થવા લાગ્યુ, પણ ચોરને કુંવરીના આકર્ષણ આગળ આ બધાં પ્રલોભનો તુચ્છ લાગ્યા હીરો લાધ્યા પછી કાંકરાની કોણ પરવા કરે?

એક મહિનામાં તો તેણે મનને કાબૂમાં લઈ લીધુ બે મહીના થયા અખંડ જાપ ચાલ્યા કરે છે તેણે કરેલા કુકર્મો નજર આગળ આવીને ઊભા ઊગ્ર પ્રશ્ચાતાપ રૂપી ઝરણામાં ડૂબકી મારીને તે પુનિત થવા લાગ્યો અને ધીરે ધીરે તેના આતરચક્ષુ ખૂલ્યાં રામનામ રામનાણુ ઇલાજ નીવડયો

હવે તેને રામનામ વ્યસન થઇ ગયું કુંવરીને ગુરૂ માની લીધી તેના હૃદયમાં રામ ચોવીસે કલાક રહેવા લાગ્યો જ્ઞાનરૂપી દીવો એના હૃદયમાં પ્રગટી ગયો તે જ્ઞાની બન્યો અને તેને ગરીબોની સેવા

કરવાનું અને તેનાં દુઃખો જાણવાનું મન થયું. એક જગ્યાએ બેસી તપ કરવાનું હવે તેણે નિરર્થક લાગ્યું અને તેથી પર્યટન આદર્યું. જ્યાં જાય ત્યાં લોકો તેના જ્ઞાનના પ્રભાવથી આકર્ષાવા લાગ્યાં. ટોળેટોળાં લોકો દર્શનાર્થે ઊપડયાં.

કુંવરીએ દાસીને પૂછ્યું "આ લોકો ક્યાં જાય છે?" દાસીને ખબર કાઢવા મોકલી. દાસીએ આવીને સંતની બધી વિગત કહી. કુંવરી તેને ઓળખી ગઈ. તેણે સોળે શણગાર સજ્યા અને દાસીને સાથે લઈને તે સંતના દર્શન કરવા ગઈ. અથવા પોતે આપેલું વચન પાળવા ચાલી.

સંત તો ધ્યાનમગ્ન બેઠો હતો. કુંવરીએ જઈને પ્રણામ કર્યાં અને કહ્યું, "છ મહિના પહેલાં મેં આપને જે વચન દીધું હતું તે પ્રમાણે હું આવી પહોંચી છું." સંતે સામા પ્રણામ કરીને જવાબ આપ્યો. "મા! તમે તો મારાં પરમ ગુરુ છો, તમારા એક રામનામના જાપે તો મને શુદ્ધ બનાવ્યો છે. હવે તો ફક્ત રામના મુખડાની જ માયા લાગી છે. એ ચેતનને મૂકીને જડને ક્યાં વળગું? મા! પ્રભુ તમારું કલ્યાણ કરો."

રામનામનો મહિમા તો અપાર છે. સંત તુલસીદાસજી તે જ નામનો મહિમા ગાતા કહે છે:

"રામ એક તાપસતિય તારી
નામ કોટિશત કુમતિ ઉધારી!"

*

# પેગમ્બરે શીખવ્યું છે કે....

હજરત મહંમદ પેગમ્બર સાહેબના દાદા ભોજન કરવા બેઠા હતા. ઓરડામાં કીમતી જાજમ પાથરેલી હતી એક ગુલામ રકાબીઓ લઈને આવતો હતો. અચાનક એના હાથમાંથી રકાબીઓ જમીન પર પડી ગઈ રકાબીઓના તો ટુકડે-ટુકડા થઈ ગયા, પરંતુ કીમતી જાજમ પણ બગડી ગઈ! ગુલામ તો થોડી ક્ષણ બાવરો બનીને ઊભો જ રહ્યો પછી એણે માથું નમાવી કહ્યું; "અમારા પેગમ્બરે અમને શીખવ્યું છે કે જે પોતાના ગુસ્સાને જીતે છે તે સમજુ માણસ છે."

અમીરે જવાબ આપ્યો, 'હું નારાજ થયો નથી તું તારે જા."

ગુલામ પાછો બોલ્યો, "અમારા પેગમ્બરે એ પણ શીખવ્યું છે કે ભૂલ કરનારને માફ કરે છે તે એનાથી પણ વધારે સમજુ છે."

અમીરે કહ્યું, "મેં તને માફી આપી છે. હવે તું જા."

ગુલામે ફરીને કહ્યું, "અમારા પેગમ્બરે એ પણ કહ્યું છે કે જે કોઈ બૂરાઈનો બદલો ભલાઈથી આપે છે તે સૌથી વધારે સમજુ છે."

અમીર હસ્યો. તે બોલ્યો, "હું તને ગુલામીમાંથી છુટકારો આપું છું. અને આ રૂપિયા પણ લે જા અને ખુશીમાં રહે."

*

શિ.

'આત્મકથા' ભાગ. ૪
લેખક શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક
પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ)
પાનાં ૪૨૬ કિંમત નવ રૂપિયા

શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની આત્મકથાનો ચોથો ભાગ હવે પ્રાપ્ત થાય છે. 'જીવનસંગ્રામ'નો આ સંઘર્ષ ૧૯૨૪થી શરૂ થઈ, ૧૯૩૫ની સાલ સુધીના સમયને આવરી લે છે. શ્રી ઇન્દુલાલ ગાંધી વચ્ચે મહાગુજરાતની ચળવળમાં રોકાઈ ગયા તેથી ત્રીજા અને ચોથા ભાગવચ્ચે ૧૨ વર્ષનો ગાળો પડી ગયો છે, અને ચોથા ભાગના કવર ફ્લેપ ઉપર પાંચમા અને છઠ્ઠા ભાગના મુસદ્દા રજૂ થયા છે. એટલે તેમની આખી આત્મકથા સુદીર્ઘ બનવાની એમાં શંકા નથી.

અને આમાં કંઈ નવાઈ પામવા જેવું નથી. હજુ આટલાં વર્ષ પણ તેમના આત્માનો અજંપો હેઠો બેઠો નથી. તેમનું જીવન એક એવા સંઘર્ષોની પરંપરામાંથી પસાર થયું છે, અને જીવનની અનેકરંગી ઝલકોએ તેમની જીવનધારાને રંગી છે કે અપ્તરંગી અનુભવોની એક વિરાટ ગાથા તેમની પાસે છે અને તે તેમને કહેવાની છે. સમાજ સામે, વ્યક્તિઓ સામે, તેઓ હંમેશાં બંડખોર રહ્યા છે. તેમના જીવતરનું ઘડતર તેમણે આપમેળે અને એક બંડખોરની અદાથી કર્યું છે, બીજી રીતે કહીએ તો જીવનમાં જે આદર્શોને તેમણે સેવ્યા તેની પાછળ ખપી જવા જીવનભર તેઓ જે ઝઝુમ્યા તેની આ રસમય કહાણી છે.

શ્રી યાજ્ઞિકની ભાષામાં જુસ્સો, જોમ અને ભભક વાક્યે વાક્યે દેખાય છે. પોતાની નબળાઈઓ છુપાવવાનો કોઈ પ્રયત્ન તેમણે કર્યો નથી અને જીવનવૃત્તાંત તટસ્થ રીતે કહેવામાં સમતુલા સુંદર રીતે જાળવી છે. માણસને જીવનમાં અનુભવનું વૈવિધ્ય કેટકેટલું નિરાળું હોઈ શકે અને એ બધાના પરિપાકરૂપે જીવતરની જે હથોટી તેને લાધે તે કેટલી સમૃદ્ધ હોઈ શકે તેનો ખ્યાલ 'આત્મકથા'નું વાચન આપી રહે છે. ગાંધીજી અને ગાંધીવાદ સામેના વિરોધને કારણે લેખકે ગુજરાત છોડી મુંબઈમાં પેટિયું રળવાની શરૂઆત કરી અને ત્યાં આકરી તાવણીમાંથી પસાર થયા બાદ સફળ પત્રકાર, તંત્રી અને ફિલ્મ સૃષ્ટિના નિર્માતા બન્યા. મુંબઈના ઉચ્ચ, શિષ્ટ અને પાશ્ચાત્ય રંગે – ઢબે રહેતા સમાજમાં રહેવાથી તેમજ પશ્ચિમના રાજકારણના પ્રવાહોથી સ્વરાજ મેળવવાની તેમની ઝંખના સુભાષબાબુની જેમ ક્રાંતિકારી ઉપાયો શોધી રહી. મુંબઈથી તેઓ વિલાયત અને જર્મની ગયા અને બર્લિનમાં રહી, ભારત માટેનું પ્રચાર કાર્ય આરંભ્યું. ઈન્ગ્લેન્ડ તેમજ આયર્લેન્ડમાં રહીને તેમણે લેખન પ્રવૃત્તિ ચાલુ જ રાખી અને સમાજવાદ, સામ્યવાદ અને રાષ્ટ્રવાદનાં પાઠો ભણ્યા–ભણાવ્યા; ક્લબો સ્થાપી; ભારત વિષેની સમજૂતીનો બૌદ્ધિક પ્રચાર પણ કર્યો; આંતરરાષ્ટ્રીય ભાષા–વિનિમય ક્લબો સ્થાપી અને લંડનમાં મરઘાભાઇની ગુજરાતી વીશીને પ્રોત્સાહન આપ્યું. લગભગ બાર વર્ષના ગાળાનું આ આત્મકથાનક રસાળ શૈલીને કારણે રસપ્રદ વિગતોથી ભરપૂર હોવાથી નવલકથા જેટલો આસ્વાદ પૂરો પાડે છે. શ્રી. ઇન્દુચાચા બાકીના બે ભાગો તાબડતોબ પ્રેસમાં મોકલે તેવી હાર્દિક ઇચ્છા દરેક ગુજરાતીની હોય.

'નચિકેતા'

જુલાઈ–ઑગસ્ટ ૬૯,
ગાંધી શતાબ્દી અંક
તંત્રીશ્રી. કરસનદાસ માણેક, મુંબઈ ૫૧,

કોઈ એક જ કવિએ પોતાના કાવ્યસર્જનોથી ગાંધી શતાબ્દી વર્ષમાં કાવ્ય વિશેષાંક કાઢયો હોય તો ફક્ત શ્રી. માણેક. તેમણે આ અંક ગાંધી શતા-

બ્દીનાં સ્મિતો અને અશ્રુઓને સમર્પિત કર્યો છે. આચાર્યશ્રી રામપ્રસાદ પ્રે. બક્ષી ઉદ્‌બોધનમાં કહે છેઃ

"સાહિત્યના અનેક પ્રદેશોમાં અને કવિતા-કલાના અનેકવિધ આવિર્ભાવોમાં જેમની કલમ વર્ષોથી ઝળકી રહી છે. એવા શ્રી કરસનદાસ માણેક આ સંગ્રહથી રાષ્ટ્ર શાયરની મોંઘી પદવીના અધિકારી પુરવાર થાય છે." આ વિશેષાંક શ્રી માણેકની ૩૫ કાવ્યરચનાઓ રજૂ થઇ છે. જુદે જુદે સમયે લખાયેલી આ કાવ્યધારા ૧૯૩૩થી માંડીને ૧૯૬૯ સુધીની તેમની સર્જન પ્રતિભાની દ્યોતક બની રહી છે. અહીં જેમ સ્મિત વેર્યાં છે અને ગાંધી જેવી વિભૂતિને સ્મિત વડે વધાવી છે તેમ આઝાદી પછીની વેદના, થરમકથા, અને વક્તા ને આંસુનો અર્ધ્ય પણ આપ્યો છે. ચાબખા મારવામાં શ્રી માણેકની તોલે આજે કોઈ આવી શકે તેમ નથી. મા ગૂર્જરીના આપણી વચ્ચે સદેહે ઘૂમતા આ માણભટ્ટ પ્રજાની આશા—નિરાશા, આનંદ-ઉનંગ, ઊર્મિ અને વિષાદને શબ્દદેહ આપી આપણી તહેનાતમા હાજર જ રહ્યા છે. ગાંધી શતાબ્દી વર્ષનું તેમનું આ પ્રદાન One-man-Showમાં અદ્વિતીય રહેશે.

"સુકાની" (સાપ્તાહિક
તંત્રી : શ્રી મોહનલાલ મહેતા-સોપાન-
૯૪, મિન્ટ રોડ. મુંબઇ ૧

પહેલી ઓગસ્ટથી રાજનૈતિક અને સાંસ્કૃતિક સાપ્તાહિક તરીકે 'સુકાની' નવા સ્વરૂપમાં પ્રગટ થાય છે. હવે તેના આઠ પાનાં રાખવામાં આવ્યા છે જેમાં આંતરિક તેમ જ વિશ્વરાજકારણની અભ્યાસયુક્ત સમીક્ષા રજૂ થાય છે. રાજકારણ-અર્થકારણ બહારની દુનિયા માટે પણ એક પાનું રોકવામાં આવ્યું છે તેમાં સાંસ્કૃતિક ઘટનાને આવરી લેવામાં આવે છે. ઊંચા કાગળ અને આકર્ષક છપાઈમાં, સાપ્તાહિકની નવી આવૃત્તિ, આઠે પાનાં વાંચી જવાની તાલાવેલી જાગૃત કરે છે. અહીં દેશના રાજકીય પ્રશ્નોની થતી છણાવટ એટલી વિશદ થાય છે કે ૨૩-૮-૬૯ના ૧૮મા અંકમાં કે.પ્રેસ કારોબારીએ શિસ્તના પ્રશ્ન વિષેનું વલણ કેવું રાખવું તે સાંગોપાંગ તેમજ પાર ઊતર્યું.

'અભ્યાસ' ત્રૈમા. ૬૯ અંક ૯૧
સંપાદક પુરુષોત્તમ ગ. માવળકર
'અભ્યાસ' કાર્યાલય, અમદાવાદ ૧

ગયા અંકમા ફેબ્રુ. ૧૯૬૮ના અંકનો નિર્દેશ ભૂલથી ચાલુ સાલ માટે થઇ ગયો હતો. ઉપરોક્ત વિશેષાંક પણ દાદાસાહેબ માવળંકરને અનુલક્ષીને પ્રગટ થયો છે. આ વર્ષના અંકની વિશેષતા તેના ૧૧૫ પાનામાં સમાવેલા સુંદર લેખોની છે. શ્રી વલ્લભભાઇ પટેલ, પ્રલ્હાદ કેશવ અત્રે, આનંદશંકર ધ્રુવ, ઈન્દુલાલ યાજ્ઞિક ઉપરાંત સ્વ. માવળંકરના પાંચ લેખો જે વિવિધ સામગ્રી પીરસે છે તે ચિંત્ય અને વિદ્વત્તાયુક્ત છે. 'પિતાનો વારસો' નામનો શ્રી પુ. ગ. માવળંકરનો સુદીર્ઘ લેખ તો આઠ પેઢીથી ગુજરાતમાં વસેલા માવળંકર કુળના ઇતિહાસને રોચક શૈલીમાં શબ્દબદ્ધ કરે છે. આ પ્રકરણને તેઓ અલગ પુસ્તિકા તરીકે ગુજરાતને આપવા માગે છે તે આનંદની વાત છે.

*

ડૂબનેકા ખૌફ હમકો હો તો ફિર ક્યા ખાક હો—
હમ તેરે, કિશ્તી તેરી, સાહિલ તેરા, દરિયા તેરા ! —અજ્ઞાન

ડૂબવાનો ડર અમને તે વળી હોતો હશે ! જ્યાં અમે તારા છીએ, આ કિશ્તી તારી છે, કિનારો તારો છે, ને દરિયો પણ તારો છે. એવું અમને સતત ભાન છે પછી અમને ડૂબવાનો ડર હોય ક્યાંથી ?

કેટલી બધી સમર્પણશીલતા કેળવી હશે ત્યારે આ મરજીવા અને ગરબી શાયરના હૈયા-માંથી આશાએષ અને ખુમારીથી છલકાતી આ વાણી પ્રગટી હશે ! એની દષ્ટીમાં મરણના કેવા ઉજાસ અંજાઇ ગયા હશે કે એને સર્વત્ર આ એકનાં જ દર્શન થતાં હશે !

કાશ ! આપણે પણ પૂરી સમજ સાથે આ શેરને ગટગટાવી શકીએ ! —'ઇન્કિલાબ'

એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જ્યોત ઘર આખામાં અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયા બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાંથી મોટી રકમ બનીને રાષ્ટ્રના ઉપયોગી કાર્યોમાં મદદરૂપ થાય છે



# નાની બચત

નાનેરા પ્રયાસોનું મોટેરું પરિણામ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જયોત ઘર આખામા અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાથી મોટી રકમ બનીને રાષ્ટ્રના ઉપયોગી કાર્યોમા મદદરૂપ થાય છે



# નાની બચત

નાનેરા પ્રયાસોનુ મોટેરૂ પરિણામ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

હાર્દિક શુભેચ્છાઓ સાથે



## ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફિસ : અમદાવાદ )

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા.
અમદાવાદ-૯.

સહકાર, ભવન
ઢેબરભાઈ રોડ,
રાજકોટ.

ગુજરાતના ખેડૂતોની તેમની ખેતી વિષયક નાણાંકીય
જરૂરીયાત ૧૮૧ શાખાઓ દ્વારા પુરી પાડનારી
રાજ્યની કેન્દ્રિય સંસ્થા

સભ્ય સંખ્યા, ૭.૧૭.૪૯૧
આનુષંગિક હેતુઓ માટે અત્યાર સુધી કરેલ ધીરાણ.

| | સંખ્યા | ધીરાણ કરોડ-લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧.૪૦.૦૫૬ | ૨૯.૬૭ |
| [૨] જુના કુવા | ૨૮.૫૫૫ | ૨.૬૬ |
| [૩] ઓઈલએન્જીન ઈલે. મોટર્સ | ૧.૨૫.૩૫૧ | ૪૩.૫૫ |
| [૪] ટ્રેકટર્સ | ૨.૮૨૫ | ૫.૨૬ |

તેમજ અન્ય હેતુઓ માટે મળી
કુલ રૂા. ૯૪ કરોડ અને ૯૭ લાખનું ધીરાણ
તા. ૩૦-૬-૬૯ સુધીમાં કરવામાં આવેલ છે.

મગનભાઈ ર. પટેલ
ઉપપ્રમુખ.

હરિપ્રસાદ હ. ત્રિવેદી
આઈ. એ. એસ. રીટાયર્ડ
મેનેજિંગ ડીરેકટર

ઉદયભાણુસિંહજી
યુવરાજસાહેબ ઑફ પોરબંદર,
પ્રમુખ

## નવું પાન

નવા વર્ષના આરંભ અગાઉ એક વડીલ પાસે એટલી બધી ડાયરીઓ ભેગી થઇ ગઈ કે એક ડાયરી અંગત ઉપયોગ માટે રાખીને બાકીની બધી જ ભેટ આપી દેવાનું મન થયું. આસપાસના મિત્રોને એમણે ડાયરીઓ આપી દીધી પણ એક ડાયરી એવી સુંદર કે એ કોને આપવી એ પ્રશ્ન થઈ પડયો. પાને પાને સુંદર ચિત્રો, રેશમ જેવા કાગળ, પાકી બાંધણી અને આગળ ઉદ્દાત્ત વિચારોનો સંગ્રહ એમાં પણ પાછી એવી રચના કે એક એક વિચારની અલગ કુપન ફાડી લઇ શકાય અને જે તે તારીખમાં ચોંટાડી દઇ શકાય.

આવી સરસ ડાયરી એમણે પોતાના ભત્રીજાને આપીને મૂંઝવણ ટાળી. એમને વિશ્વાસ હતો કે એ કિશોર ડાયરીનો સુંદર ઉપયોગ કરશે જ આ ઘટનાને ત્રણેક મહિના વીતી ગયા પછી એક દિવસ એમણે તપાસવા માટે પેલી ડાયરી કિશોર પાસે માગી એણે આપી તો ખરી પણ એ રડવા બેઠો. કારણ પૂછતા એણે જણાવ્યું કે પોતે મૂર્ખાઈવશ એમાં લીટા કર્યા હતાં, ડાઘા પાડયા હતા અને એ રીતે પાનાં બગાડી નાખ્યા હતા વડીલે હસતા હસતા કહ્યુ.

"ડાયરીના પાના બગડયા એ બહુ ખરાબ વાત થઈ ગઇ. આનું તને ખરેખર દુ:ખ છે? પસ્તાવો છે?"

"હા" કિશોરે રડતાં રડતા જ જવાબ આપ્યો.

"તો તો એક સરસ વાત કહું દુર્ભાગ્યે તારી ડાયરીના ગઈ કાલ સુધીના પાના બગડયા છે પણ સદ્‌ભાગ્યે આજ અને તે પછીના તમામ પાન કોરા છે, સ્વચ્છ છે કાલ સુધી થવાનુ હતું તે થયું. પણ આજથી તુ નવેસરથી ડાયરી લખવાનું શરૂ કરી શકે છે આજ પછીના બધા પાના અકબંધ છે એમાં સરસ વિચારો ટાંક, મજાના ચિત્ર દોર, આગળની સારા વિચારોની કુપનો ચોંટાડ થવાનુ થઇ ગયું. હવે મોતીના દાણા જેવા અક્ષરે નવેસરથી ડાયરીનો આરંભ કર ને આનંદ પામ."

જીવનની વાસરિકા – ડાયરી–ના ગઇકાલ સુધીના પાના આપણા પણ ગમે તેમ બગાડયાં હોય તો એ આપણુ દુર્ભાગ્ય છે. પણ આ આપણુ સદ્‌ભાગ્ય પણ છે કે હજી આજનું પાન કોરુ છે ને ભવિષ્યનાં તો બધાં જ પાન કોરાંકટ છે, આપણું સમય ભાવિ અકબંધ છે. એમ જ સમજો ને કે એક સીલબંધ સુવર્ણકુંભ આપણી સમક્ષ પડેલો છે. એટલી લાંબી વાતમાં ન ઊતરીએ પણ જીવનની વાસરિકાના આજના પાનને તો સંભાળી લઇએ ને!

એક લેખકે સરસ કહ્યુ છે કે 'જૂના પાના એક બાજુ મૂકી દઇ અંતરના અજવાળે આજે નવુ પાનું લખીએ.... પછી આપણી નવી જિંદગીમા પ્રેમ, ઉદારતા કરૂણા અને પુરષાર્થ હશે તો પાછલા જીવન ઉપર ચડેલુ ઋણ આપોઆપ ફેડાઇ જશે આ ભાવનાના બળ ઉપર જૂની કિતાબ બંધ કરી દઇએ ને જીવનમા સેવેલા આદર્શોની સાક્ષીએ નવી કિતાબનું પહેલુ પાનું લખી આપણી સમગ્ર ચેતનાને તેના ઉપર કેન્દ્રિત કરીએ'

નવા વર્ષનું નવલુ પ્રભાત આવા શુભસંકલ્પો દ્વારા નવુ જીવન શરૂ કરવાનું ઉત્તમ ટાણુ હોય છે. એનો ઉપયોગ કરીને જીવનને મંગલમય બનાવીએ, અંતરના અજવાળે જીવનવાસરિકાનું નવુ પાન આલેખીએ....

— ફાધર હેમિલ્ટન



મુંબઈમાં બાપુજી જનાબ જિન્હા સાહેબ સાથે મંત્રણા કરતા હતા તે વખતનો આ પ્રસંગ છે. સાંજની પ્રાર્થના પછી હું બાપુજીને મળ્યો બાપુજી ધ્યાનસ્થ દશામાં બેઠા હતા, મુખ પર અવર્ણનીય વિષાદની છાયા ઘેરાયેલી હતી.

થોડીવાર પછી બાપુજીએ મને એકાદ ભજન ગાવાનુ સૂચન કર્યું જે ભજન સવારથી જ મારા મનમાં ગુંજતું હતુ એ જ મુખમાથી સરી પડયુ.

ભજન પૂરૂં થયુ પાછી શાંતિ પ્રસરી ગઇ.

જ્યારે હું બાપુજીની રજા લઈ ઘરે જવા નીકળ્યો ત્યારે બાપુજી બોલ્યા "મેરે દિલ કી હાલત તુમને અપને ભજન મે હી કહ દી હૈ."

—ગુ. મ.

બેઠા હું મંદિર કે બાહિર
લે કે દિલ મે આસ,
કભી તો બુલાઓગે હી
અપને ચરનન પાસ.

તેરી ચરન છાયા મે
જો હૈ પ્રકાશ
ઉસ મે મેરી આત્મા કા
હોગા પૂર્ણ વિકાસ.

# ગીતાની ઝાંખી

ધીરેન ગાંધી

૧૯૩૧ની સાલમા જ્યારે હુ અલ્મોડા હતો ત્યારે મારી વર્ષગાંઠને દિવસે મે ગીતા કંઠસ્થ કરવાનું વ્રત લીધુ હતુ. તે વ્રત પૂરુ કરવા માટે મે પૂ બાપુજીના આશીર્વાદ માગ્યા પૂ. બાપુજીએ ખૂબ હર્ષથી લખ્યુ "ગીતા કંઠસ્થ કરવાનો તારો નિશ્ચય ફળો એવા અમારા બનેના આશીર્વાદ છે જ. પ્રગતિ લખતો રહેજે. લખવાથી પ્રોત્સાહન મળશે."

આ અરસામા આશ્રમમા ગીતા કંઠસ્થ કરવાનો વા વાયો હતો મને આશ્રમ છોડવાને થોડા મહિના થયા હતા છતાં તે વામાંથી હુ ન છટકી શક્યો અને આ વ્રત લઇ બેઠો

રોજના બે શ્લોક કંઠસ્થ કરવાના આમ હિસાબ પ્રમાણે આવે પણ હુ કોકવાર દશ શ્લોક પણ ગોખી નાખતો તો વળી વચ્ચે બે ત્રણ દિવસની રજા પણ પાડી લેતો.

આમ વર્ષ પૂરૂ થતા ગીતા કંઠસ્થ તો કરી પણ ગળા સુધી અથવા કહો જીભ સુધી જ રહી ગળાથી નીચે ઉતરી હોય એમ લાગ્યું નહિ પૂ બાપુને વર્ષ પૂરુ થતા લખ્યુ તેના જવાબમા બાપુએ લખ્યું: "તને નવુ વર્ષ ફળો ને તું સારો સેવક બન ગીતા તે કંઠ કરી હવે હૃદયમા ઉતાર તેમ કરવા સારુ તારે તેના અર્થ સમજવા જોઇએ. અનાસક્તિયોગની પ્રસ્તાવના દસ વીસવાર વાચી જા ને પછી અર્થ ઉપર જા તે સમજવા સારુ સંસ્કૃત અભ્યાસ વધાર ગમે તેમ કરીને તે પૂરુ કર એ નવા વર્ષનું તારુ વ્રત."

હવે હું પડયો ગીતાના અર્થ પાછળ મંડયો અનાસક્તિયોગ વાંચવા સંસ્કૃત શીખવાના પણ કોડ જાગ્યા. ગીતાના અર્થ વાચ્યા. પણ ગીતા એમ કંઈ થોડી ગળાની નીચે ઉતરે!

પ્રાર્થનામા રોજ ગીતાના અધ્યાયના રટણો થાય. અર્થો વંચાય. પણ જીવનમા કંઇ ફેરફાર જણાયો નહિ ગીતાના ફરી ફરી અર્થો વાચ્યા પણ હતા ત્યાને ત્યા. એમા વળી દશમા અધ્યાયમાં શ્રી કૃષ્ણ ભગવાન કહે કે આદિત્યોમા વિષ્ણુ હુ છુ, દેવોમાં ઇન્દ્ર હું છુ, દૈત્યોમા પ્રહ્લાદ હુ છુ, ને જ્યારે પર્વતોમા મેરુ હુ છુ. સરોવરમાં સાગર હું છુ ને મહિનાઓમા માર્ગશીર્ષ હું છુ તે વાચ્યું ત્યારે જરા વધુ વિચારમાં ગોથા ખાવા લાગ્યો. વિષ્ણુ, ઇન્દ્ર કે પ્રહ્લાદ વગેરે હુ છુ કહે તે તો મનને મનાવીને સમજાવ્યું કે ઇશ્વર છે તો તે બધામા હશે પણ જ્યારે જડ વસ્તુને પણ કહે કે તે હું છુ ત્યારે તો હદ આવીને? આ બધું કેમ સમજાય? અને આ ન સમજાય ત્યા સુધી ગીતા હૃદયમાં કેવી રીતે ઉતારવી? અને પછી શ્રી કૃષ્ણ કહે છે કે- કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન!

ફળની આશા રાખ્યા વગર કામ કર્યે જ જાઓ. આશા કંઇ રાખવી જ નહિ આ દુનિયામા કયો મનુષ્ય હશે કે જે ફળની આશા રાખ્યા વગર કામ કર્યે જતો હશે?

ગીતા મોઢે છે, હુ કડકડાટ એકી સાથે વગર અટક્યે સાતસો શ્લોક બોલી જાઉ એટલુ બીજા લોકોને કહેવા પૂરતો સતોષ થતો ખરો. અને એ સતોષ જ તે વખતે આખા જીવન–ઉન્નતિમા સમાઈ જતા હોય એમ લાગતું હતુ.

આશ્રમ બંધ થયો. વર્ષો પસાર થયા. ગીતાનુ રટણ પણ ગયુ ને ગીતા જીભથી પણ અસ્થ થઈ.

પણ કંઇ મહેનત કરેલી નકામી નથી જતી. કંઇ પણ વસ્તુ ભલે બુદ્ધિપૂર્વક ન કરી હોય પણ ક્યારેક એવો સમય આવે છે જ્યારે તેની કિંમત ઊગી નીકળે છે તેમ આ ગીતા વિશે મારે માટે બન્યુ એમ કહુ તો ખોટુ નથી.

એ પ્રસંગ શાંતિનિકેતનમાં બન્યો. શાંતિનિકેતનમાં પૂ. નંદબાબુ પાસે હું કળાનો અભ્યાસ કરી રહ્યો હતો તે વખતની આ વાત છે.

અહીં દર મહિને બે મહિને ઉજાણી થાય છે. દૂરના ગામડામાં જઈએ, ત્યાં આખો દિવસ તોફાન મસ્તી કરીએ, હાથે રાંધીએ ને સાથે બેસી ખાઈએ, અને વિદ્યાર્થીઓ સાથે વધુ નજદિક આવીએ ને કુદરતને ખોળે રમીને કુદરતને સમજવાનો પ્રયત્ન કરીએ. થોડાં ચિત્રો પણ દોરીએ અને સાંજ પડયે ડોલતાં ઝૂલતાં "આમાદેર શાંતિનિકેતન" ગાતાં ગાતાં પાછાં ફરીએ.

આવી એક ઉજાણીનો આ પ્રસંગ છે નદીના તટ પર અમારો તંબુ તણાયો. બધા વિદ્યાર્થીઓ આજુબાજુ ફાવે ત્યા ફરવા લાગ્યાં હું પણ નીકળી પડયો. ત્યાં એક વૃક્ષે મને આકર્ષ્યો ને તેનું ચિત્ર દોરવા બેઠો મારી પાછળ નંદબાબુ ઊભા હતા તેની ખબર ન હતી. હુ વૃક્ષનું ચિત્ર પૂરુ કરીને મારા કાગળિયા લપેટવાની તૈયારી કરતો હતો ત્યાં નંદબાબુ બોલ્યા

"વૃક્ષને દોરી રહ્યો છે પણ તેના થડને અડી આવ્યો? તેનાં પાંદડાને હાથથી રમાડયા? તેનાં ફૂલ સૂંઘ્યાં? તેનાં ફળ ચાખ્યાં? જ્યારે વૃક્ષનું તુ ચિત્ર કરે ત્યારે તારે પોતે તે મય થવુ જોઇએ તુ સમજ કે તું જ એ વૃક્ષ છે. એ થડનું ખડબચડાપણું, પાંદડાંનુ લીસાપણું, ફૂલની સુગંધી અને ફળની મીઠાશ તારા હૃદયમા ભરવી જોઇએ ને પછી તું દોરવા બેસ તો તારી એકેએક રેખાનાં જીવન આવશે, પ્રાણ આવશે તને ખબર છે રેખા એક જ છે. પણ એ રેખા ગુલાબનાં ફૂલની કોમળતા ઝીલે છે ને પથ્થરની સખ્તાઇ પણ પકડે છે. એ કેમ? જ્યારે ગુલાબનું ફૂલ દોરે ત્યારે એની કોમળતા તારા હૃદયમાં ઉતારવી રહી ને પથ્થર દોરે ત્યારે પથ્થર જેવા બનવું રહ્યું. આમ ચિત્રકારે દરેક વસ્તુ દોરતી વખતે તે વસ્તુ સાથે તાદાત્મ્ય અનુભવવું જોઇએ, એકાકાર થવું જોઇએ, લીન થવું જોઈએ. "તે હું જ છુ" એ વિચાર કરીને જ પેન્સિલ કાગળ પર ફેરવવા ઉપાડવી જોઇએ પછી ભલે એ રેખા બરાબર ન પડે પણ એ રેખા કાગળ પર નાચતી લાગશે."

નંદબાબુનો એક એક શબ્દ ગીતાનો અ ક્ષર હોય એમ લાગ્યું. મારી ભૂલાયેલી, કંઠસ્થ ગીતા નંદબાબુ યાદ કરાવતા હોય એવા ભાસ થયો અને જીભ પરથી ગળાની નીચે ઉતરતી હોય એમ તે ક્ષણે અનુભવ્યું જેમ જીભ પર ગળપણ મૂકીએ ને ખાવાને મન કેવું તલપાપડ થાય છે! જીભમાં કેવો રસ છૂટે છે! તેમ નંદબાબુ ગીતા હૃદયમા ઉ તારવા માટે જાણે કાંક ગળપણ મૂકતા ન હોય એમ લાગ્યું.

નંદબાબુ તો શાંતિથી નીરવ પગલે આટલું કહીને ચાલ્યા ગયા. પણ મારે માટે નવી વસ્તુ, નવો આનંદ, નવુ જીવન મૂકતા ગયા.

આમ ગીતાજીનાં ઝ ખા દર્શન મને બંગાળના દૂર એક જંગલમાં થયાં. પણ આ ઝાંખીમાં આશ્રમના યમનિયમાદિનો અને શાંતિનિકેતનના સૌંદર્યનો કેટલો હિસ્સો હશે એ કોઇકવાર એકલો બેઠો શાંતિથી વિચારું છુ ત્યારે આ બંને વિભૂતિઓ આંખ સામે તાદૃશ થાય છે મારુ મસ્તક પૂજ્યભાવથી તેઓના તરફ ઢળે છે અને સહેજે ઉદ્દગાર સરી પડે છે.

> ત્વમેવ માતા, ચ પિતા ત્વમેવ
> ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ।
> ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
> ત્વમેવ સર્વં મમ દેવ દેવ॥

*

'આશુતોષ'

## બાપુને અલવિદા!

ગાંધી શતાબ્દી વર્ષનું સરવૈયું કોઈ ફકીર કાઢી આપે તો સમુદ્રમંથન પછી, જે હલાહલ શંકર પી ગયા અને નીલકંઠ બન્યા તેવી તેની સ્થિતિ થાય. આ વર્ષમાં ગાંધીજીના બધા જ આદર્શોને રાષ્ટ્રે તિલાંજલી આપી. ભાષાના ઝઘડાઓ સૌથી વધુ થયા. રાષ્ટ્રના વધુ ટુકડા કરવા તેલંગણાએ વિદ્રોહ નોંધાવ્યો. ઘણાંબધાં રાજ્યોએ દારૂબંધી ફગાવી દીધી. કોંગ્રેસ સંસ્થાને ક્ષય લાગુ પડ્યો અને સત્તાની ખેંચતાણ માટે તેના અનુયાયીઓ વામણા બન્યા, દેશ-પરદેશમાં માન અને પ્રતિષ્ઠામાં તળિયું દેખાણું, કોમી રમખાણોએ દાટ વાળી નાખ્યો, અંતરાત્માના અવાજને નામે કોંગ્રેસીઓએ જનને વેચી અને આ મનો ઢાંકપિછોડો કરવા મોહનદાસના નામને આગળ ધર્યું!

બસ જ્યાં જુઓ ત્યાં ગાંધી. રેડિયો ઉપર, છાપાઓમાં, ટપાલની ટિકિટો ઉપર, ટિકિટ રદ કરવાની છાપ ઉપર, પ્રદર્શનોમાં જ્યાં જુઓ ત્યાં ગાંધી, ગાંધી અને ગાંધી! દસ રૂપિયાના રૂપાના સિક્કા ઉપર ગાંધી—ચલણી નોટો ઉપર ગાંધી, પાટા ઉપર દોડતી રેલવે પ્રદર્શિનીમાં ગાંધી પરદેશોમાં પણ ગાંધી સરકારી કક્ષાએ યોજાતા કાર્યક્રમોમાં ગાંધી, નિબંધ સ્પર્ધામાં વક્તૃત્વ હરીફાઈમાં—આંગણે પૂરાતી રંગોળીમાં આકાશે દેખાતા રાત્રિ નક્ષત્રના તારામાં—સિનેમાની ફિલ્મોમાં – ટેલિવિઝનમાં બધા જ નેતાઓના મુખોચ્ચારમાં—સર્વત્ર ગાંધી નામનો જાપ ચાલુ રહ્યો એક આખું વર્ષ ચરખાની—ખાદીની—દારૂબંધીની—હરિજન સેવાની—અહિંસાની—કોમીભાઈચારાની ખૂબ ખૂબ વાતો કરી છૂટ્યે છૂટ્યે, ગામડે ગામડે વક્તાઓને મોકલ્યા, પરિસંવાદો યોજાયા ગાંધીના નામના વિશેષાંકો છાપાવાળાએ કાઢ્યા પાટનગરમાં તો વિશાળકાય પ્રદર્શન યોજાયું—ગાંધી સમાધિ ઉપર ફૂલોના ઢગલા કર્યા બાપુને પ્રિય એવા ભજનો ગાના ગવાયા ખરચનો તો હિસાબ ક્યાંથી રહે? કરોડ અબજ જે હોય તે, લે લાનો અને ભરે હરદામ જ્યાં હશે ત્યાં બાપુનો આત્મા કકળી ઊઠતો હશે કે જન્મ લઈશ તો ભારતમાં તો નહિ જ!!

## બાદશાહ ખાન

ભારતમાં પગ મૂક્યો ત્યારથી, એ કપ ભગ અને એક પોટલી હાથમાં ફેરીને દેશાટન કરી રહેલ અબ્દુલ ગફાર ખાન તેમના વક્તવ્યોમાં જે મૌલિક વિચારો રજૂ કરે છે તે કારણે દેશના રાજકારણી વાતાવરણમાં પલટો આવી રહ્યો છે. તેમની કહેવાની રીત બહુ સરસ છે સરસ એટલે કડવી અને નિશાન લગાવવામાં તાકેલા તીર જેવી. તેમને કોઈ પરવા હોય તેમ લાગતું નથી. દેશના ભાગલા પડ્યા તેનો દુઃખ હજુ તેઓ ભૂલ્યા નથી એટલું જ નહિ પણ ભાગલાબાદ પઠાણોનો પાકિસ્તાની વરુઓને હવાલે કરવા બદલ જ્યારે જ્યારે તક મળી છે ત્યારે અચૂક બોલ્યા છે. એ તો હકીકત છે કે ગફારખાન પંદર વર્ષ પાકિસ્તાની જેલમાં સબડ્યા ત્યારે કોઈ ભારતીય નેતાએ તેમને યાદ કર્યા ન હતા અગર તેમની મુક્તિ માટે પ્રયત્ન કર્યો ન હતો, પંડિત નહેરુએ મગરના આંસુ પાડ્યા તેનો શો અર્થ એવો પ્રશ્ન પણ તેમણે કર્યો છે. આઝાદી પછી ભારત આજે દુનિયામાં ઠીકરું હાથમાં રાખીને બટકું રોટલો માગતું ફરે છે તેના પ્રત્યે તેમણે નફરત વ્યક્ત કરી છે. પરદેશી મદદ માટે પણ ચાબખા ઉપાડી ઉપાડીને માર્યા છે. સત્તાની લાલસા માટે અત્યારના નેતાઓની ઝાટકણી કાઢી છે. કોમી એખલાસ તેમજ ધર્મ વિશેના તેમના ઉચ્ચારો મનનીય અને આચારમાં મૂકવા યોગ્ય છે. જે સહજ રીતે તેઓ દંભ અને આડંબર વિનાનું જીવન જીવે છે, અને આંતરિક શક્તિ ઉપર જીવન ગાળતા સાધુની પેઠે અકિંચન જીવન ગાળે છે તે જોઈને ભારતના નેતાઓને ભોંઠપ અનુભવવી પડતી હશે. જો તેઓ એક આખું વર્ષ ભારતમાં ગાળે અને તેમનો પડ્યો બોલ ઝીલી લેવા આપણા નેતાઓ

તૈયર રહે તો બીજુ કાંઇ નહિ પણ સ્વમાનભેર જીવવાનો કિમિયો જરૂર હાથ લાગે શતાબ્દીવર્ષમા ભારતને આગળ પધારી આદેશની કીર્તિ તેમણે વધારી પણ તેને માટે પાકિસ્તાન તરફથી તેમણે જે સહન કરવુ પડશે તેનુ શુ ?

## ચડીગઢ

ફ્રેચ સ્થપતિ લા કમૂઝિયરે ચડીગઢનુ નિમાણ કર્યું ત્યારે એક એવી નગરીના આયોજનનો ખ્યાલ હતો કે ભગના પછી જે કલ્પનાતીત હીજરતીઓ પજાબમા ઠલવાયા તેમનુ દુખ દર્દ ભૂલાઈ જાય અને તેઓ થાકે પડે તેવી નગરીનુ નિર્માણ કરવુ સ્થાપત્ય અને શિલ્પની મેનમૂન અને વિશ્વમા અજોડ એવી શૈલી અપનાવી તેણે સ્વપ્નાની નગરીને મૂર્ત સ્વરૂપ આપ્યુ ભારત માટે તે એક આદર્શનગર બને, સસ્કૃતિનો સમન્વય અહીંથી ચોતરફ ફેલાય એવી કોઇ મગનભાવના ત્યારે હતી પરતુ સ્વપ્ને પણ એવો ખ્યાલ કોઇને હતો નહિ કે ભવિષ્યમા આ નગરી બે રાજ્ય વચ્ચે કકેસનુ કારણ બનશે અને વ્યક્તિઓને શહીદ બનવુ પડશે ફેરૂમાને જીવનની આહુતિ આપી દીધી અને સત ફતેસિહે ધમકી અને ડશ્નના ઉકેલની છેલ્લી તારીખ જાહેર કરી દીધી છે જે સ્થપતિએ આ શહેરની રચના કરી તેની સામેથી સીખના જેવુ કાઇ લાગ્યુ હોય તો આડેઆડે કપાશે મગાનુ-શિલ્પ, સ્થપય અને કના વિરે કાઇ જ નહિ ! ભાખરા તેમજ ચડીગઢ જ્યારે આકાર ધારણ કરી રહ્યા હતા ત્યારે આજના ચળવળખોરો માથી કોઇએ એક પાણો ઉપાડીને મૂકવા જેટલી તસ્દી લીધી હતી ? તો પછી હવે તૈયાર ભાણે બાળકના જેવી જીદ શોભાસ્પદ નથી હરિયાણાની સ્થાપના કરતી વખતે જ ચડીગઢ વિષે જાહેરાત કરી દેવાની જરૂર હતી

## સઘન ખેતી કાર્યક્રમ

ધનિષ્ઠ ખેતી કાર્યક્રમ સારા પરિણામો દાખવી રહ્યો છે જે એકરમા જેટલુ ઉત્પાદન થતુ હતુ તેટલામા જ અનેકગણુ ઉત્પાદન મેળવી શકાય છે ૧૯ મી સદીની શરૂઆતમા બ્રિટિશ સરકારની ટુકડીઓ હિમાચલ પ્રદેશમા રહેતી તેમને ખાવા માટે સફરજન આયાત કરીને ઉગાડવામા આવ્યા અને એ રીતે ભારતમા આ ફળ પ્રચલિત થયુ પછી તો અમેરિકાથી પણ સફરજન આવ્યા તેણે હિમાચલ પ્રદેશની ભૂમિ માફક આવી ગઇ-આબોહવા પણ અનુકૂળ આવી પરિણામે ઠેકઠેકાણે સફરજનની વાડીઓ અસ્તિત્વમા આવી તાજેતરમા એક હજાર પેટીઓ ભરીને ૨૦ ટન માલ યુકે ખાતે મુબઈથી ચડાવવામા આવ્યો અને બીજી ત્રણ હજાર પેટી જઇ રહી છે આ બધા જ સફરજનો ભારે ચીવટથી સભાળપૂર્વક પસદ કરાય છે અને બારીક ઝીણા કાગળમા લપેટવામા આવે છે કાગળ ઉપર લખ્યુ હોય છે "હિમાલયના સફરજન "હિમાચલ પ્રદેશમા આજે ૮૫૦૦૦ એકર જમીનમા સફરજ ના વૃક્ષો ઉગાડવામ આવે છે તે વધારીને એક લાખ એકર ૧૯૭૦ સુધીમા થઇ જશે એકના સફરજનની કમાણીમાથી રાજ્યસરકારને ૨૦ કરોડ રૂપિયાની વાર્ષિક આવક થાય છે જે તેના સઘળી ખર્ચને રળી આપે છે એને જો પસદ કરતા આવડે તો ઘનિષ્ટ ખેતી કાર્યક્રમ ચમત્કાર સર્જી શકે છે

## કેરળ, બગાળા

કેરળમાથી નામ્બુદ્રિપાદનો સયુકત મોરચો પડી ભાગ્યો છે રચના વખતે જ આ સયુક્તમોરચાના અમરત્વ વિષે શકા હતી જ બગાળામા પણ આવુ જ છે આ બને રાજ્યોમા સરકારની રચના કોંગ્રેસ સામેના દ્વેષ ઉપર મડાએલી છે તો એમ કે ની જેમ ખરેખર લોકપ્રિય સરકારનુ અસ્તિત્વ આ બેમાથી કોઇ સ્થળે નથી ઇન્દિરાજીએ બેંક રાષ્ટ્રીયકરણ વખતે નવો સમાજવાદ આણી રહ્યો છે તેની તરફેણમા બોલતા કહ્યુ કે આવતે બગાળ અને કેરાળા રાજ્યમા કેમકે જૂની નેતાગીરી લોકોની ઇચ્છા-આકાક્ષ સમજવામા નિષ્ફળ નીવડી હતી હવે એમની જ આશા રાખવાની રહે છે કે આ બને રાજ્યોમા કોંગ્રેસની પ્રતિષ્ઠા પૂર્વવત્ પાછી સ્થાપવામા ઇન્દિરાજીને કોઇની રોકટોક નથી અને જો બ્યાજ પહેલાનુ જ આ ચમત્કાર સરજી શકાો ઇન્દિરાજી આમનુ સિદ્ધ કરી શકે તો ભવિષ્યનો ઇતિહાસકાર પણ તેમને જરૂર બીરદાવશે

કોંગ્રેસ સસ્થાને નવુ કલેવર આપવાના તેમના પ્રયાસ પ્રત્યે સૌની મીટ મડાયેલી છે

## બ ક ઠાકોર

ગુજરાતી કવિતાને તેના રૂઢ સ્વરૂપમાથી પ્રયોગશીલતા તેમજ પાશ્ચાત્ય કાવ્ય શિ૫નો ઘાટ આપી, લાગણી અને ઊર્મિનુ તત્ત્વ નાખૂ કરી નૂતન કેડીએ લાવી મૂકનાર 'ભણકાર' ના રચયિતા કવિ શ્રી બળવતરાય ક ઠાકોરની જન્મશતાબ્દી છે તેમની વિદ્વતા અને પ ડિતાઇની ઝલક તેમના વિવેચનમા જોઇ શકાય છે તેમની સાહિત્યપ્રવૃત્તિનો વિચાર કરીએ છીએ ત્યારે વિવેચન, નાટક નવલિકા, ચરિત્ર એમ અનેકવિધ સર્જનમા 'સોનેટ' ના આદ્યપિતા તરીકે તેમનુ સ્થાન દષ્ટિસમક્ષ રજુ થાય છે કવિતામા ગેયતા હોવી જરૂર છે તે સિદ્ધાતને તિલાજલી આપી, કા યમા અર્થ એ જ મુખ્ય બાબત છે તે તેમણે પોતાના સર્જનથી સિદ્ધ કરી બતા યુ કવિઓની આખી એક નવી પેઢીના પણ તેઓ સર્જક બન્યા તેમનું ગદ્ય 'બ ક ઠા'ની છાપવાળુ હોવાથી ભોક્તાઓ માટે પરીક્ષા કરનારૂં નીવડતુ તેમની શૈલી ઘણાને ખરબચડી લાગતી, તેમના વ્યકિતત્વના પ્રશ્નકેને કવિનો આત્મા પ્રથમ દષ્ટિએ નજરે ન પડતો, છતા તેમના હૃદયની કોમળતાના પુષ્પ જેટલી મૃદુ રહી શકી છે ખબરદાર, ન્હાનાલાલ, કાન્ત અને નરસિહરાવ જેવાઓની સાથે તેમની કવિતાને અથડાવુ પડયુ હતુ અને આવી અથડામણમા Metador તરીકે તેમણે જે ગજબનુ સામર્થ્ય દેખાડયુ તેનો ગુજરાતી સાહિત્યમા જોટો નથી પ્રતિસ્પર્ધીને બુદ્ધિ શકિત વડે મહાત કરવાની તેમની વિશિષ્ટ અને આગવી લાક્ષણિકતાએ તેમને એક ચોક્કસ ઊ ચાઇએ મૂકી દીધા ગુલબકી અને પૃથ્વી છ દને તેમને નવુ પરિમાણ આપ્યુ કવિ અને કવિતાઓ માટે તેમણે એક નવી હવા ઊભી કરી તેઓ જમાનાથી એ ના આગળ હતા કે કદાચ આજે તેમની હયાતીએ, વિવેચના તથા કવિતાની ગુજરાતની ક્ષિતિ તેને ભારતભરમા ચમકાવી હોત

*

## સરસ્વતીની આત્મહત્યા

કવિતાના પુસ્તકો માટે અનેકવાર લખાઈ ગયુ છે કવિતાની ગમે તેવી ઊચી કૃતિ પણ પુસ્તકાનાં બજારમાં જૂના પગરખાંની જેમ દુર્લક્ષ્ય પડી હોય છે, તે ધીમે ધીમે એ અવાવરૂ થતી થતી ઊધઈનો ખોરાક બની જાય છે અલબત્ત, ગુજરાતી સિનેમા-ગીતોમાં કે ગ્રામોફોન રેકોર્ડોમાં અથવા રેડિયોના 'મ્યુઝીકલ ફિચરો'માંથી કોઇ કોઈ કવિ રાટલો રળી લેતો હશે, પણ 'ઊચી કવિતા'ના છ દોબદ્ધ ચોસલા જે રૂપાળા પુસ્તકોમા ગોઠવાઈને પડયા હોય છે તેને રચનારો એમાથી પેટિયુ કાઢતો હોય એ વાતમાં માલ નથી કયારક પાચ-પ દર કવિઓમા એનું નામ ગણાવાય છે ખરુ, એટલે કે આવી 'અમૂલ્ય કીર્તિ' એને મળી હોય છે બાકી 'મૂલ્ય'માં તો ચાર પૈસાનાં 'અભ્યાસ યોગ્ય' પુસ્તકો સિવાય એની પાસે બીજુ કશુ નથી હોતુ. એટલે કહેવાની મતલબ એ કે 'ઊંચી ગુજરાતી કવિતા'ને જિવાડવાની દરકાર રાખનારા આ 'કવિવર્ગ' માત્ર માનસિક આનદ મેળવવા સિવાય બીજુ કાઇ પામતો નથી અને એ માનસિક આનદ પેટ ભરવા માટ નિરુપયાગી હોવાથી એની ઊચી કવિતાને ને સરસ્વતીને આત્મહત્યા કરવા સિવાય બીજો માર્ગ રહેતો નથી એટલુ તો સાચુ જ છે કે જે પ્રવૃત્તિ એના કર્તાનું પેટ ન ભરે એને જીવવાનો કોઈ અધિકાર જ નથી પછી એ કેળવણીનુ કારખાનું હોય, કવિતાની વખાર હોય કે સ સ્કારનો વેપલો હોય

# નવજીવનનું મધુર પ્રભાત

પ્રકાશ ગજ્જર

એક નાનકડી પ્રાર્થના વાંચી ને બે પળમાં એ અંતરમાં ઊતરી ગઇ નવું વર્ષ અને નવો દિવસ શરૂ કરવા માટે આટલી ટૂંકી છતાં વધારે અસરકારક પ્રાર્થના ભાગ્યે જ બીજી હશે આદર્શ પ્રાર્થનાના તમામ લક્ષણો એનામાં છે એનું રોજ સવારે બે ચાર વાર રટણ કરવામાં આવે ને ખાસ તો એમાં જે સુંદર ઊંડા ભાવ પડેલા છે એમને ઘેરવા દેવામાં આવે તો એની શક્તિનો અને વેધક પ્રક્રિયાનો અનુભવ થાય આ રહી એ પ્રાર્થના

–હે પરમ! તને મધુર પ્રભાત!

–આ નવા દિવસ માટે તારો આભાર કેટલો તાજો, સ્વચ્છ, પ્રફુલ્લ, તેજસ્વી અને નવીનતાભર્યો છે આ દિવસ! એનો સરસ ઉપયોગ કરીને આજ મને જીવન જીવવાની, નવું શીખવાની, પ્રેમનું આદાન-પ્રદાન કરવાની, જગતને કશુંક આપવાની અને વિકસવાની તક મળી છે

–નાથ! આજ પૂરી શ્રદ્ધા સાથે આ જીવન તને સોંપું છું મને સંપૂર્ણ વિશ્વાસ છે કે આજ આખોય દિવસ તારી પરમ પાવન પ્રેમધારા મારી અંદર તો ઝરવાની છે જ, પણ એ મને માધ્યમ બનાવીને આખા જગતમાં રેલાતી રહેશે હું આજ જેમના સંપર્કમાં આવું તે સહુને તારા દિવ્ય પ્રેમનો સ્પર્શ થતો રહેશે આજ મને અપાર સમૃદ્ધિ, પ્રબળ શક્તિ અને શુદ્ધ બુદ્ધિ મળશે જેથી આજની પળેપળને હું સભર બનાવીને જીવી લઇશ

–પિતા! તારી સેવા કરવાનો ને નવું જીવન જીવવાનો એક નવો જ દિવસ તેં મને આપ્યો એ માટે તારો આભાર માનું છું આજથી એક નવો દિવસ, નવું વર્ષ, નવું જીવન આરંભાય છે તે મને નવલું પ્રભાત આપ્યું એની પાવન પળોમાં, તેજોમય વાતાવરણમાં હું તને મધુર પ્રભાત કહેવાનો આનંદ માણું છું

–નાથ! તારો જયજયકાર હો!

આમ તો પ્રત્યેક પ્રાર્થનામાં કોઇ ને કોઇ વિશેષતા હોય છે જ પણ આ પ્રાર્થનાની વિશેષતા એ છે કે નવું જીવન, નવું વર્ષ કે નવો દિવસ શરૂ કરતી વખતે એ સરસ કામ આપે એવી સર્વાંગી પ્રાર્થના છે

નવા વર્ષના પહેલા દિવસે આપણે કેટલા બધા પ્રફુલ્લ અને આનંદભર્યા હોઇએ છીએ! એમાં વાતાવરણનો પ્રભાવ હોય છે એ સાચું, પણ ઉંડે તો એ વાતાવરણ આપણા મનનું જ સરજેલું હોય છે ને! આસપાસની પ્રકૃતિમાં એવા નોંધપાત્ર ફેરફાર નથી હોતા એટલે કે આપણી આંખમાં જે આનંદ અંજાયો હોય છે એ જ બધે આનંદનાં દર્શન કરે છે બાકી તો એક જીવનધાત્રિકે કહ્યું છે તેમ પ્રાજ્ઞ જનને માટે તો પ્રત્યેક પ્રભાતે એક નવું જીવન જાગે છે' મનમાં જો નવા વર્ષના ઉલ્લાસને સનાતન રહેવા દઇએ તો રોજરોજ દિવાળી, રોજરોજ નવું વર્ષ એવી આનંદમય સ્થિતિ આપણે અવશ્ય સરજી



શકીએ

મધુર પ્રભાત – Good Morning એ આપણા અંતરના આનંદની અભિવ્યક્તિ છે એમાં નવા જ ઊગેલા પેલા પ્રભાતી તેજના પડઘા–પ્રતિબિંબ પડે છે અને આ તો પેલા પરમને મધુર પ્રભાત કહીએ છીએ એટલે કે તું વિરાટની આનંદ યાત્રામાં અમે પણ અમારી નાની પગલી પાડતા જોડાઈ રહ્યા છીએ માનવી પોતાના સ્વજનના સન્માનમાં દિલ રેડી દે છે તો આ તો ઇશ્વરનું અભિવાદન છે, એમા શી મણા હોય?

આ પ્રાર્થનામાં જે પાંચ સપના રજૂ થયા છે એમા સમગ્ર જીવનની કળાનો સમાવેશ થઇ જાય છે અહી પોતાને મળેલી પાંચ તકો માટે ઈશ્વરનો આભાર માનવામા આવ્યો છે આમ તો એ તકો –ને બીજી અસંખ્ય–આપણને મળતી જ હોય છે પણ એ વિષે સભાનતા, જાગૃતિ–awareness હોય તો વાત જૂદી બની જાય. એ પાંચ તકો વિષે વધારે જાગૃત થવા જેવુ છે

આ અનોખુ જીવન!

સ્વર્ગસ્થ ધૂમકેતુ કહેતા કે અસંખ્ય જીવો આ ધરતી ઉપર અવતરવા માટે યુગયુગોથી રાહ જોતા બેઠા હશે ત્યારે આપણુ એ બડભાગ્ય છે કે આપણે તો અવતરી ચૂકયા છીએ! આપણા આત્માને શરીરનો રથ અને મનમની મળ્યા છે એ ઓછી વાત છે? આજ નવા દિવસે, નવા વર્ષે નવુ જીવન જીવવાની તક મળી એ વાત જ કેટલી આનંદદાયક છે! એમ જ સમજો ને કે સમયના ચાકડા ઉપર એક માટીનો પિંડ ચઢયો એમાંથી અવનવા આકાર પ્રગટાવીશુ ને જીવનને જગતના ચોકમાં ઉત્તમ રીતે રજૂ કરીશુ આવી તકને સમજવા જેવી છે

સર્વાંગી શિક્ષણ

તરણૂય, કુક્કર અને માણસમાં શો ફેર? તરણૂય સાવ પરાવલંબી ચેતન છતા જડ કુક્કર ચેતન ખરુ પણ સ્વતંત્ર વિચાર શક્તિના અભાવ વાળું પોતાની સહજવૃત્તિ [Instinct]ના દોર્યા જ એને દોરવા કરવાનું માત્ર માણસને જ સ્વતંત્ર વિચાર શક્તિ મળેલી છે એનામાં બુદ્ધિ, તર્ક, કલ્પના, સ્મૃતિ ને એ બધાનું સંકલન કરીને નવુ આયોજન ઉપજાવવાની અજબ શક્તિ છે આ બધાનો ઉપયોગ કશુંક નવુ શિખવામા, આયોજવામાં થવો જોઇએ નવુ વર્ષ, નવો દિવસ, એ માટેની ઉત્તમ તક છે, ઉપયોગ કરીએ તો!

પ્રેમ હી જીવન!

સૂરજમાથી તેજ લઈ લઇએ તો શુ રહે? કાંઇ જ નહી જે રાખ બાકી રહે એ પણ પળમા ઊડી જાય સારંગીના સ્વર ન હોય, તાર ન હોય તો? એને વાંસનો કકડો ને તૂંબડાનો તાલમેલ જ કહેવો પડે માનવ જીવનમાથી પ્રેમ લઇ લેવામા આવે તો એ રાખનો બની જાય, પોલો ને બોદો વાંસ થઇ જાય સડેલુ તૂંબડુ થઇ જાય માનવીના મર્ત્ય જીવનને નવુ આયામ (Dimension) આપે છે માત્ર અમૃતમય પ્રેમ એ પ્રેમના આદાનપ્રદાનની આજ નવી તક મળી ગઇ આનંદ કેમ ના હોય!

વરસવાની મજા

વાદળા પાણી સંઘર્યા જ કરે તો પછી એક સમય એવો આવે છે જ્યારે એ પોતાના ભારથી જ તૂટી પડે છે પછી એ રંજ કરે તો અર્થ નહી ને આનંદ માણે તોય અર્થ નહી એ જ વાદળાં સ્વેચ્છાએ વરસી જાય છે ત્યારે કેવા હળવા ફૂલ બનીને જીવનની યાત્રા આગળ ધપાવે છે! જીવનમા પણ સ્વેચ્છાએ વરસી જવાની એક અજબ મજા છે, અનોખો આનંદ છે લેવા લંબાયેલા હાથ કરતા આપવાને ઊંચા થયેલા હાથનું દૃશ્ય જ કંઈક નિરાળુ છે ઝીલવા ફેલાયેલી હથેળીઓ ને આપવા ઊઘડવા બંધ થયેલી મૂઠી–આ બેયની વચ્ચેનો તફાવત સમજાવવો પડે એવો નથી લેવુ પડે તો ભલે લઇએ પણ આનંદ તો આપીને જ માણીએ આજ એની તક મળી છે

સર્વાંગી વિકાસ

વેલીનો દેહ નાનો ને નાજુક હોય છે પણ

એ ઝાડની ટોચને આંબવાનાં સ્વપ્ન સેવતી હોય છે. ધરતીના પેટાળમાં પડેલા બીજના નાનકા અંકુરને જોઈ લેજો જરા. એની બે નાની પાંદડીઓ જાણે આખા આભને માપવા ફડફડ થતી હોય છે. પ્રત્યેક પલ્લવને પાંગરવું ગમે છે. પ્રત્યેક કળી ફૂલનાં સપનાં લઈ બેઠી છે. પ્રત્યેક ફૂલ ફળ બનવા માગે છે ને એકેએક ફળ પોતાની અંદર વનરાજીનાં સપનબીજ લઈને બેઠું છે. વિકાસ એ જીવનના લલાટે લખાયેલી ભાગ્યલિપિ છે. એ માટે કોઈ નિશ્ચિત સમય નથી. પલપલના પગથિયાં પર થઈને જીવનની યાત્રા આગળ ધપે છે. આજ એવા સર્વાંગી જીવનવિકાસની તક મળી ગઈ, આજ આનંદ સાથે એ તકને ઉપયોગમાં લઈએ...

ક્યાં લગી આ શબ્દધારા વહાવીશું ? પૃથક્કરણનો પાર આવશે ? પેલો જાણીતો ફિલસૂફ જ્યોર્જ સાન્ટાયન કહેતો કે 'જિંદગી જીવવા માટે છે; કાંઈ સમજવા માટે નથી.' ઓ ભાઈલા, તારી વાત તો સાચી છે, પણ સમજીને જીવીશું તો એમાં અનોખો રંગ આવશે એ તો કબૂલ કરીશ ને ?

સમજણના આ દીવાનાં અજવાળાં જીવનમાં પ્રકાશતાં દઈએ. બલ્કે પોતાનો જ અંતરદીપ પ્રગટાવી લઈએ. એના ઉજાસે એક નવી જ યાત્રાનો આરંભ કરીએ.

આજ નવો દિવસ, નવું વરસ, નવું જીવન. એના તેજોમય પ્રભાતમાં આનંદ અને પ્રફુલ્લતા સભર હૃદયે તમે ડોલી રહ્યા છો. હૈયાએ માધુર્યની એક નવી તાન છેડી છે. ઝાકળબિંદુથી વધારે શોભીતા બનેલા પુષ્પ જેવું તમારું જીવનપ્રભાત, રંગ, સૌરભ અને મુલાયમતા વેરી રહ્યું છે. તમને આવા મનોહર રૂપે આજ પહેલીવાર જોયા.

હું અકિંચન, તમને શું આપું ? પણ આ મારા હૃદયની પ્રાર્થના છે કે તમારી આ ભાવમાધુરી અવિચળ રહેજો. આ વર્ષ તમારું ઉત્તમોત્તમ વર્ષ બની રહેજો. તમે જ્યારે પણ મારી આ ભાવનામય શબ્દધારાને ઝીલતા હો ત્યારે તમારો તે દિવસ, તે પળ ઉજ્જ્વળ બની રહેજો ને એ ઉજાસ તમારા સમગ્ર ભાવિને રંગી દેજો !

—આ જીવનની પળેપળ અનન્ય છે.

—અંતરશિક્ષણ માટે એનો ઉપયોગ છે.

—પ્રેમ એ જ જીવનનું જીવન છે.

—વરસવાની મજા અદ્ભુત છે.

—સર્વાંગી જીવન વિકાસ આપણું ધ્યેય છે.

જીવનકલાની આ પંચસૂત્રીને સદા યાદ રાખજો ને પળેપળે વિકસતા જજો. આ વર્ષે તમારા સપનાંની સિદ્ધિની દિશામાં તમે સવિશેષ આગળ ધપો એ મારી કામના......

તમને વગર મળ્યે ય તમારા અસ્તિત્વની સૌરભ મારા લગી પહોંચે છે તો મિલનમાધુરીની તો વાત જ શી હશે !

તમને નૂતન જીવનનાં અભિનંદન !



# સંસ્કારની સંજીવની

ઈન્દુલાલ ગાંધી

લેખકનું મુખ્યત્વે કામ દુભાષિયાનું છે; માનવ-સમાજ માટે તે પ્રકૃતિનો પ્રાણવાન દુભાષિયો છે. વિશ્વભરમાં અત્યારે જે કોલાહલ મચી રહ્યો છે તેનું કારણ એક એ પણ છે કે આપણે ત્યાં સત્યને સેવનાર અને આચરનાર દુભાષિયાની મોટી ઊણપ છે.

અન્યાય અને અત્યાચારને વિશુદ્ધ કરવા માટે આવા દુભાષિયાની ખાસ જરૂર છે. વિચાર–સંકલ્પોની પૂંજી વડે આ યોદ્ધાઓ અનેક યુદ્ધો લડી શકે છે. સંકલ્પોને રચનાત્મક રૂપ આપવાની જેનામાં શક્તિ છે તે જ આ વર્તમાનને પોતાનો કરી શકે છે. ભૂતકાળની વાતો આપણને બહુ ઉપયોગી નથી. ભાવિ માટે થોડાંક પગથિયાં તૈયાર કરવાની આપણી ફરજ છે ખરી, પણ મોટે ભાગે તો વર્તમાનના મહાલયના ચણતરનું જ કામ આપણે તો કરવાનું છે. કેટલાક કાર્ય કરનારા ભવિષ્ય માટે ચિંતા સેવી રહ્યા છે ને એ માટે વર્તમાનની જરાતરા ઉપેક્ષા પણ થાય છે. આ પરિસ્થિતિ મટવી જોઈએ. જે દ્રષ્ટાઓ છે તે પોતના મનન દ્વારા ભિન્ન ભિન્ન કાર્યરેખાને ઓજસંપૂર્ણ બનાવવાના પ્રયાસો આદરશે.: જે સંકલ્પ ક્રિયાશીલ નથી, જે વિચારોમાં પ્રાણ નથી તેને જડ વસ્તુ ગણવી જોઈએ.

આજે કેટલીક મહાવિભૂતિઓ આધ્યાત્મિક સૌંદર્યની ઉપાસનાનો ઢેરા માંડીને 'સંકલ્પોનો ઉદ્દેશ' સંકલ્પ માની સાચા કાર્યક્ષેત્રથી વિમુખ છે. તે સૌન્દર્યોપાસના વાસ્તવિક રૂપમાં વાંઝણી છે. વતનને આરે ઊભી છે. જે કર્મયોગી હશે તે જ અમર રહેશે. જે લેખકો સાહિત્ય સર્જનમાં પ્રગતિશીલ હોવાનો ફાંકો રાખે છે, પણ જેમના આચારમાં પ્રત્યાઘાતી તત્ત્વો પૂર્ણપણે પ્રકાશમાન હોય તેઓ કદી પણ લોકજીવનમાં સંજીવની ફૂંકે એ સંભવ જ નથી. જેમના ઉદ્ધારની આપણે વાતો કરીએ છીએ એમની વચ્ચે બેસીને એમનાં સુખ-દુઃખ જાણવાની ધગશ આપણામાંથી કેટલા લેખકોએ કરી છે? આ બહુ ગવાયેલા 'ઉદ્ધાર' શબ્દને આપણે આપણા જીવન માટે વાપરીએ તો ઘણું સારું કહેવાય.

લેખક કે કવિનું પ્રથમ અને મુખ્ય કર્તવ્ય જીવનનાં મહ્યેથી આપણને જાગૃત કરવાનું છે, ભાષણો કરવાનું નથી. આપણે એમનાં સંભાષણો જરૂર સાંભળીએ ખરા, પણ તેઓ દષ્ટિવાન તરીકે આપણી દષ્ટિને નવું તેજ આપે છે, તેથી જ આપણે તેને ચાહીએ છીએ.

સાચો લેખક કે કવિ આપણને જડ–અર્ધજડ હાલતમાંથી ઢંઢોળે છે ને બેઠાં કરે છે. તે આંતર–બાહ્ય જગતનો સાક્ષાત્કાર કરાવીને ભાવાવિષ્ટ બનાવે છે. સૃષ્ટિને તેના આત્માના રંગોથી જાણે રસરૂપ નીતરતી કરી મૂકે છે. સૂર્ય સરખો પ્રતાપી અને ઉગ્ર તેનો આત્મા છે. અગ્નિની ક્ષણભંગૂર જ્યોત જેવો ફિક્કો થઇ ઠરી જાય તેવો નહિ.

એનું ઉદ્બોધન પ્રેરક અને પ્રબોધન માર્ગદર્શક હોય; કવિ એવું સત્ય ઉચ્ચારે છે કે જે એના સિવાય એ રીતે બીજું કોઇ કહી શક્યું ન હોય.

આજે આપણે આપણા સાહિત્ય જીવનને, દૈનિક ગ્રામ્ય જીવનના સંપર્કમાં લાવવું જોઈએ. આપણાં ગામડાં, નગર–તાલુકા કે જિલ્લો જ નહિ, પણ સંસારની પળેપળની પરિવર્તનશીલ પરિસ્થિતિથી ખરેખર અજ્ઞાત છે. આવેલી નવી સ્વતંત્રતાએ છાપાંઓ પહોંચે એવી થોડી વ્યવસ્થા કરી છે ખરી, પણ સક્રિય રીતે ગામડામાં બેસીને કાર્ય કરનારા કોઇ કોઇ જ છે.

ગામજીવનનાં દશ્યો પોતાની કવિતામાં, વાર્તામાં પ્રવાસ–વર્ણનોમાં ઊતારીને જે લેખકો પહેલી પંક્તિના ગણાઇ ચૂક્યા છે એમને ગામડાંની અંતર્ગત પરિસ્થિતિની કાંઈ જ ખબર નથી હોતી.

તેઓ તો પાધરમાં ઊભેલા પાળિયા જેમને જ પાછા વળી ગયા હોય છે

લેખકોને વાસ્તવિકતા તરફ વાળવાની આ વાત અત્યારે ઘણાને જૂની લાગશે, પણ અત્યાર સુધી એ નવા પ્રવેશેલા શબ્દને આપણે લોકો માત્ર ચગળ્યા જ કર્યો છે એક મોટું વિમાન ઝપાટાબંધ ઊંચેથી નીચે આવી ધરતીની ધૂળને અડે ન અડે ત્યાં પાછું વાદળાંની વચ્ચે જઈને સંતાઈ જાય એવું જ કંઈક આપણે કર્યું છે

આ જાતના સંપર્કો માટેની ઇચ્છા આપણે નથી કરી એવું નથી પણ અંતરાત્માના આદેશ મુજબ વર્તવું એ ભારે અઘરૂં કામ છે આ બધું પોતપોતાની યોગ્યતા રુચિ, સામર્થ્ય અને પરિસ્થિતિ ઉપર નિર્ભર છે રવીન્દ્રનાથે સાચા સાહિત્ય માટે આમ કહ્યું છે

‘સાચો અમર સાહિત્યકાર તો તે જ કહેવાશે જે બહારના સ્વાતંત્ર્ય કરતાં અંદરની સ્વતંત્રતાને વધુ ઓળખતો હશે તેની કલમને કોઈ સરકાર કે સંસ્થા ખરીદી નહિ શકે પોતાના અંતરાત્માનો આદેશ જ તેના માટે સર્વોપરી હશે’

*

આખી દુનિયા સ્વર્ગખચિત છે અને દરેક સાધારણ છોડવો પણ ઈશ્વરથી પ્રજ્વલિત બનેલો છે પરંતુ જે આ વસ્તુને જોઈ શકે છે તે જ પોતાના જોડા ઉતારીને ફરે છે—બાકીના બીજા બેઠા થઈ બેસી રહે અને બોરાં વીણ્યા કરે છે

*

જો મારી પાસે શબ્દો કે પીંછી ન હોય તો એકલી કલ્પનાને મારે શું કરવી છે ? આ તો મૂંગા માણસને આવેલા સ્વપ્ના જેવી વાત થઈ

*

અજ્ઞાન તો અંધારું છે જ પણ અતિજ્ઞાન એ સૌથી વધારે ગાઢ અંધારું છે

*

ભાષા તો વિચારોના વાહન તરીકે છે જો વિચારો જ ન હોય તો એકલી ભાષાનું મૂલ્ય કચરાના ઉકરડાથી વધુ હોઈ શકે નહિ

*

એકનો અંધકાર અને એકનો પ્રકાશ બંને સરખા છે બંનેનું સુભગ મિશ્રણ હોય તો જ માનવી એમાંથી પોતાનો માર્ગ શોધી શકે છે

*

સ્ત્રીઓનું દિલ અને પથ્થરને તમે સામે સામે મૂકો તો એ બંનેમાં કોણ વધુ કઠણ લગે એ પ્રશ્ન વિચારવા જેવો થઈ પડે

*

શરીરમાં ઘાવ થવું સારૂં, પણ ચારિત્ર્ય ઉપર ઘા થાય એ ખમી શકાય નહિ

*

પૂરના પાણીનો વેગ જબરો હોય છે ખરો પણ પ્રેમના વેગની સાથે એની સરખામણી થઈ શકે નહિ

# પુરુષાર્થની અડગ પ્રતિભા – ઉદા મહેતા

દેશળજી પરમાર

મારવાડ એટલે મરૂવાડ. સાવ સૂકો દેશ. વરસાદ ઓછો. પૈસા મળે પણ પાણી ન મળે.

ત્યાં એક ગામમા કોઈ એક ગરીબ છોકરો રહે તેનું નામ ઉદો નહિ માબાપ અને નહિ કોઈ સગુ વહાલુ. ન મળે કામ અને ન મળે કાજ બેકાર હાલતમાં પેટનુ ગુજરાન કેવી રીતે થાય ? પણ ઉદો વાણિયાનો દીકરો. વિચાર કર્યો ચાલ જીવ! ગુજરાત. એ છે રૂડુંરૂપ અને સમૃદ્ધ દેશ ત્યા કઈક વેપાર કરીશ બે પૈસા રળીશ અને સુખી થઈશ. દોરી-લોટો લઈ પહેર્યે લૂગડે ચાલી નીકળ્યો. પાસે ફુટી બદામ પણ ન મળે લાધણુ ખેંચે ને આગળ ચાલે મારગ પૂછતો પૂછતો પહોચ્યો કર્ણાવતી નગરીની ભાગોળે. ત્રણ દિવસનો થાક અને ત્રણ દિવસની ભૂખ. ડગતુ દે ને માથુ ભમે જેમ તેમ કરતો મંદિરને પગથિયે ગયો, ગયો તેવો બેભાન થઈ ઢળી પડયો

થોડી વારે ભાન આવ્યું માથુ ઊચુ કરીને જુએ છે તો સામેથી એક બાઈ પગથિયા ઉતરતી આવે છે ઉદાની આ દશા જોઈ બાઈના હૃદયમા રામ વસે છે. તેણે પૂછ્યું: છોકરા! તારુ નામ શુ ? ક્યાથી આવે છે ? પરદેશી લાગે છે ?

ઉદો હા, મા! મારુ નામ ઉદો મારવાડથી આવુ છુ.

બાઈ કેમ આવ્યો છો અને ક્યા ઉતર્યા છો ભાઈ ?

ઉદો રોજી મળે તો રળવા ને પેટ ગુજારો કરવા આવ્યો છુ અજાણ્યો છુ કોઈ ઓળખતુ ય નથી. ઉતરવાનુંય ઠેકાણુ નથી.

બાઈ તો ભાઈ! ચાલ મારે ઘેર

ઉદો ઊભો થઈ બાઈની પાછળ પાછળ એને ઘેર ગયો બાઈએ તેને ઘરનો એક ભાગ કાઢી આપ્યો. એ તો સુખે રહેવા લાગ્યો બાઈએ થોડી મૂડી આપી ઉદાએ નાનીશી દુકાન કરી. ઉદો હતો પ્રમાણિક. એક જ ભાવ સારો માલ અને સાચો તોલ. આથી એની શાખ વધી એનો વેપાર વધ્યો. ગાંઠે પાંચ પૈસા થયા.

ઉદા ને થયું: સારતે આ મડિયર ઘર છે તેને ઇટચૂનાનું પાકુ કરાવુ.

ઘર ખોદે છે તો જમીનમાથી માયા નીકળી સોનામહોર ભરેલો ચરૂ. ઉદાએ બાઈને કહ્યું

લ્યો આ માયા, એ તમારી છે મા!

બાઇ : ના, ભાઈ! એ તારી છે.

ઉદો ના, મા! મારી નહિ, ઘર તમારુ તેથી માયા પણ તમારી છે.

બાઈ: ઘર તો મેં તને આપી દીધુ છે ઘર તારુ છે એટલે આ માયા નીકળી તે પણ તારી અને ભાઇ! હુ વિધવા એને શુ કરુ ? વળી મારે બીજુ છે કોણ ? તુ જ મારો દીકરો છો.

વખત જતા બાઈ મરણ પામી સગી મા મરી ગઇ હોય એમ ઉદો રડયો મા પાછળ અપાર દાન પુણ્ય કર્યું

એ બાઈનું નામ લાછી-વાછી છીપણ

(૨)

મોટા વેપારી બની ઉદો ધન રળ્યો અને કીર્તિ રળ્યો પણ એના મનની ઇચ્છા જુદી જ હતી એને તો કરવી હતી લોકસેવા, દેશસેવા, ધર્મસેવા એને પોતાનુ જીવન સાર્થક કરવુ હતુ એટલે કર્ણાવતી છોડી એ ગયો પાટણ પાટણ હતુ ગુજરાતનુ પાટનગર

પાટણનુ મોટુ મહાજન. ઉદો તો મહાજન મડળનો મોવડી બન્યો લોકસેવાના કામ કરવા લાગ્યો ગરીબનો બેલી થયો.

પાટણમાં રાજા કર્ણદેવ રાજ કરે છે. મીનળદેવી એની રાણી. રાણી હતી ચતુર ને રાજકારભારમાં કુશળ. રાણીનું ચાલે. મુંજાલ મહેતા એના મહામંત્રી. મીનળ અને મુંજાલની એક ગાંઠ. બંને મળી ને રાજ્ય ચલાવે. એટલામાં કર્ણદેવ દેવ થયાં. બાળકુમાર સિદ્ધરાજ ગાદીએ બેઠો. રાજા સગીર વયના એટલે રાજમાતા અને મહામંત્રી રાજ્ય કરે.

એકવાર મીનળ અને મુંજાલ વચ્ચે મતભેદ પડયો. મુંજાલ પાટણ છોડીને ચાલ્યો ગયો. મીનળને ભય લાગ્યો કે રખેને મુંજાલ પરદેશી લશ્કર લઇ આવે ને પાટણ પર ચડાઇ કરાવે અથવા લોકોમાં બળવો જગાડે. એટલે મીનળ પણ છૂપા વેશે પાટણ છોડી ગઈ. પોતાનું લશ્કર તૈયાર રાખ્યું હતુ અને મુંજાલ ને પકડી કેદ કરવો હતો.

પટ્ટણીઓને જાણ થઇ કે મુંજાલ મહેતા રિસાઇને ગયા છે અને પરદેશી લશ્કર આવે તો લડાઈ થાય ને પાટણ પડે.

ધ્રુજતા અને કંપતા પટ્ટણીઓ ગયા ઉદા શેઠ પાસે. કહ્યું કે તમે છો પાટણનું નાક. ગુજરાત હાથથી જવા બેઠું છે. આગળ થાઓ અમે બધા તમારી પાછળ છીએ ગુજરાતનો વાળ વાંકો થવો ન જોઇએ.

ઉદા શેઠ શાણા અને સમજુ હતા. શેઠે વિચાર્યું કે ઘર ફુટયે ઘર જાય છે. એમણે સલાહ સંપનો વચલો રસ્તો કાઢયો રાજમાતાને સમજાવ્યા. મુંજાલને મનાવ્યો લોકોને પણ શાંત પાડયા. ઉદાશેઠની આ કુનેહ અને દેશસેવાથી પ્રસન્ન થઇ રાજમાતાએ તેને પણ મંત્રી તરીકે નીમ્યો ઉદાશેઠ હવે હવે ઉદયન મંત્રી થયા. રાજ્ય મંત્રણામાં એનું સ્થાન આગળ પડતુ રહ્યું.

(3)

હવે મહારાજ સિદ્ધરાજ મોટા થયા ઉદયન મંત્રીને ખંભાતના મંત્રી બનાવ્યા તે કાળે ખંભાત ધીકતું બંદર હતું. દેશ દેશનો માલ ઉતરે. એવા ખંભાત મંત્રી ઉદા મહેતા બહુ જ પ્રમાણિક અને ચોખ્ખા. ગૂજરાત એમને ગળે વળ્યું.

એકવાર ખંભાતમાં એક સૂરિજી ચાતુર્માસ કરવા આવ્યા. વિશાળ લલાટ અને તેજસ્વી મૂર્તિ, પાંડિત્યનો પાર નહિ. એમનું નામ હેમચંદ્રસૂરિ.

ઉપાશ્રયમાં સૂરિજી બિરાજ્યા છે. પડખે ઉદયનમંત્રી બેઠા છે. વ્યાખ્યાન ચાલે છે એટલામાં એક જુવાન આવી ચડે છે. આવી ને સૂરિજી ને વંદન કરે છે. એમના ચરણ સ્પર્શે છે. અને ત્યાં જ બેસી જાય છે. મન એનું વ્યાકુળ છે. મોં એનું ચિંતાતુર છે, પણ રાજતેજ અછતું રહેતું નથી. જાણે કોઇ રાજકુંવર હોય. આંખોમાં તેજ તરવરે છે.

સૂરિજી એને જોઇ રહે છે. એની મુખમુદ્રા અવલોકે છે. જાણી ગયા કે ભવિષ્યમાં મહાન રાજા થશે. જાણે ઓળખી લીધો હોય એમ બોલ્યા : 'આવો કુમાર!'

કુમાર: આચાર્યજી, સિદ્ધરાજ મારી પાછળ પડયા છે. મને મારી નાખવા માગે છે તમારે શરણે આવ્યો છુ.

સૂરિજી: (ઉદયન મંત્રીને) મંત્રીજી! આ કુમારપાળ તમારો રાજા થશે. એમનું આતિથ્ય કરો. રક્ષા કરો.

ઉદયન: જી મહારાજ!

કુમારપાળ ઉદયન મંત્રી ને ત્યાં હેમખેમ રહે છે. પણ વખત જતા વાત લઈ જાય છે. સિદ્ધરાજ ને ખબર પડે છે, કે કુમારપાળને ઉદયન મંત્રીએ આશ્રય દીધો છે ઉદયનના જ પુત્ર સુભટવીર ચાહડ ને મોટુ લશ્કર આપી મોકલે છે. ખંભાત ને જાણ થાય છે કે લશ્કર આવે છે ઉદયનમંત્રી કુમારપાળને પોતાના પુસ્તક ભંડારના ભોંયરામાં પુસ્તકોના ઢગલા વચ્ચે સંતાડે છે.

ચાહડનું લશ્કર આવી પહોંચ્યું રાજાજ્ઞા મુજબ ચાહડે મંત્રી પિતાના મકાનની ઝડતી જડતી કરી. ખૂણે ખૂણો શોધ્યો. ભોંયરુ જોયું પણ કોઇ ઠેકાણે કુમારપાળનો પત્તો ન લાગ્યો. એ વિમાસણમા પડયો. વિચાર કર્યો કે પિતાજીને જ પૂછું. એ ખોટું નહિ બોલે.

ચાહડ: પિતાજી: કુમારપાળ અહીં છે કે?

મંત્રી: તેનું તારે શું કામ છે?

ચાહડ: મહારાજનો હુકમ છે અને મારે તેને પકડવો છે.

મંત્રી: એ બાબત હુ તને કંઇ કહેવાનો

નથી તારે જેટલી તપાસ કરવી હોય તેટલી કરી લે છેવટે નિરાશ થઈ ચાહડ લશ્કર લઈ પાછો વળ્યો કુમારપાળ બચી ગયો

કુમાર મંત્રીજી તમે મને જીવતદાન દીધુ આ ઉપકાર કેમ ભૂલીશ? અને સૂરિજીનુ ઋણ હુ શી રીતે ચૂકવવાનો છુ? ઋણ કદી પૂરી રીતે ચૂકવી શકાય છે ખરૂ?

મંત્રી કુમાર! એમા મે વધુ શુ કર્યું છે? સૂરિજીનુ વેણ પાળ્યુ અને અતિથિધર્મ બજાવ્યો બીજુ શુ?

અંતે સિદ્ધરાજનો અંતકાળ આવ્યો મૃત્યુ ની પળે ચાહડ ને ગાદી આપવા ઇચ્છા બતાવી, પણ ઉદયન મંત્રીએ એનો વિરોધ કર્યો ત્યારબાદ મહામહોત્સવ કરી ને કુમારપાળને રાજતિલક કરાયુ ભર દરબારમા કુમારપાળ મહારાજે જાહેર કર્યું 'મારા રાજ્યના બે ધુરંધર એક મારા ગુરુદેવ શ્રી હેમચંદ્રાચાર્ય અને બીજા મારા મહામંત્રી ઉદા મહેતા

(૪)

કુમારપાળના રાજ્યકાળમા ગૂજરાત અને સૌરાષ્ટ્ર વચ્ચે પડ્યા સૌરાષ્ટ્રના રાજા સાંસર ઉપર ગૂજરાતનો સેનાપતિ ઉદો મોટા લશ્કર સાથે ચડી આવ્યા

વચ્ચેથી જૈન તીર્થધામ પાલીતાણા શત્રુંજય ના દર્શન કરવા ઉદા મહેતા લશ્કરને આગળ કરી જુએ પડે છે ત્યાં આવી મંદિરમા પ્રભુ-પૂજા કરી પુષ્પહાર ચડાવે છે એ નાના લાકડાના એ મંદિરની ફાટમાંથી ઉંદર નીકળીને પ્રભુના દીવાની દીવેટ લઈ જાય છે મહેતાને ધ્યાન આવ્યો કે મંદિર પથ્થરનું પાકુ હોય તો આમ ન બને

પૂજા કરી ને પાછા વળ્યા ને લશ્કરમા ભળ્યા જમ્પી લડાઈ જામી છેવટ સૌમર હાર્યો અને ઉદા મહેતા જીત્યા પણ તેના શરીર ઉપર ઘણા ઘા પડ્યા

*

ઉદા મહેતા મરણ પથારીએ સૂતા છે જીવ વાની આશા નથી મનમા શત્રુંજયની વાત ઘોળાય છે ત્રણે પૂત્રોને બોલાવ્યા

ભાઇઓ! મારા મનની ત્રણ ઇચ્છાઓ વણ પૂરી રહી છે પ્રતિજ્ઞા લો કે તમે પૂરી કરશો

ત્રણે પૂત્રોએ કહ્યુ પિતાજી, અમારી પ્રતિજ્ઞા છે કે તમારી ત્રણે ઇચ્છાઓ અમે પૂરી કરીશુ

ઉદા મહેતા એક તો શત્રુંજય પરનુ આદિનાથનું દેરુ પથ્થરનું બંધાવજો

બીજુ રેવા કાંઠે સમળી વિહાર છે તેને સમરાવજો

ત્રીજુ, ગિરનાર ચડવા પગથિયા કરજો

ત્રણે પૂત્રો ત્રણ ત્રણવાર તથાસ્તુ 'તથાસ્તુ' 'તથાસ્તુ બોલ્યા તે સાથે મહેતાના પ્રાણ છૂટી ગયા

*

અજબ પ્રારબ્ધ અને અખંડ પુરુષાર્થની આ એક લઘુ માનવકથા છે મારવાડના એક મનખ ને કુદરત ગુજરાતના સ્થાતા ઇતિહાસના જમાના ઉપર ઉજ્જવલ નક્ષત્રની જેમ ચમકાવી તેને અણ ધાર્યો નિમિત્ત બનાવે છે મારવાડનો અનાથ છોકરો મૃત્યુના મોમાથી પાછો વળી સનાથ બને છે અને લોકપાલ અને લોકપ્રભુ થાય છે જન્મે મારવાડી છતા જીવને સો ટકા ગુજરાતી રહે છે ગુજરાતનો હિતસ્વી રહે છે એ હકીકત મોટા આશ્ચર્યની બાબત છે, પરંતુ એનાથી વધુ મોટા આશ્ચર્યની વાત તો આ છે કે એ સૌના શુભ નિમિત્તરૂપ છે એક ભલી ભોળી માયાળુ અને પવિત્ર માનસની, ધર્મનિષ્ઠ ગુજરાતણ લાછી છીપણ ત્યારે પણ જે ભૂનાયેલી એને આજ કોણ ઓળખે? પરંતુ કદાચ ખરુ ગૌરવ પરાર્થે-પરમાર્થે જીવી પોતાને ભૂલવામા-ભુલાઇ જવામા છે મા મરે છે પણ માતૃત્વ અમર છે લાછી છીપણ એ માતૃત્વની એક પાદડી છે એ જો ઉદા મહેતાની ધર્મમાતા છે તો ઉદા મહેતા ગુજરાતનો ધર્મપુત્ર છે

મહાકાલ ઇતિહાસ! તુ રત્નાકર છે અનાદિ અને અનંત પરાક્રમોના વિરાટ અણુઓમાં અનંતાનંત આત્મ જ્યોતિઓને પ્રગટાવનાર ચમકાવનાર તેમ જ અનંતાનંત શપથામાં લોપનાર, સંઘરનાર તુ મહાવિરાટ સત્ત્વ છે બ્રહ્મા વિષ્ણુ અને મહેશની ત્રિપુટી શક્તિને ધારનાર તુ નિરંજન નિરાકાર છે અમે મર્ત્યો તને સ્મરી જીવી રહીએ એટલુ જ

# પ્રાર્થનાની પ્રતિભા

ચિન્મય મહેતા

પ્રાર્થનાનો અર્થ ખૂબ સ્વચ્છ કરવા આપણે ના હજી ઘણા ખરા પૂરેપૂરા તૈયાર થવા નથી પ્રાર્થનામા હોઇએ તેટલી વખત જે વાતાવરણ અનુભવીએ છીએ તેની અસર દિવસ આખો ટકતી નથી, અને એટલુ જ બસ નથી, પણ કોઈ કોઇ વખત ચાલુ પ્રાર્થનામા પણ આપણે ચિત્તને રખડાવ્યા કરીએ છીએ એ પ્રાર્થના નથી પ્રભુને રાજી રાખવા ગોઠવેલા વખતના ભોગની જરૂર નથી, સયમી ચિત્તની છે આ સત્ય આજનુ નથી

અમારો એક પાડોશી હતો, જાતનો ક્રિશ્ચિયન અને ભારે શ્રદ્ધાળુ ઘડિયાળમા સવારના ચારના ટકોરા પડે કે ઊઠે કડકડતી ઠડીમા યે તે આળસને ન ઓળખે ઊઠીને રાતના ભરેલા ટાઢાબોળ પાણીથી નાહી લે અને સગડી પેટાવી શરીર ગરમ કરીને ભગવાન ક્રાઇસ્ટની છબી આગળ ઘૂટણીએ પડે ને મોઢે ગણગણાટ ગણગણાટ ખૂટે એટલે બાઇબલ ઉપાડે એનુ અધ્યયન પરોઢ સુધી ચાલે સૂરજના કિરણો એના ઘરના નળિયા સોને મઢી દે ત્યારે ઊઠે ને નિત્યકામ લાગે

મને થતુ કે આ બિચારો કેટલુ સહન કરે છે? એને કટાળો નહિ આવતો હોય? અને મારી આ શકાનો એ ક્રિશ્ચિયને ઉત્તર પણ આપેલો તેણે કહ્યુ કે તમે મારી વાતને હસી કાઢશો પણ મારા શરીરમાં પ્રાર્થના વખતે કોઇ દૈવી શક્તિ રમતી હોય છે એનુ તેજ મારામા આત્મવિશ્વાસ મૂકે છે અતરના મળને ધોઇ સ્વચ્છ કરે છે અને નવી આશા રોપે છે

એ જ કમ્પાઉન્ડમાં એક બીજો અબ્દુલ મિયા મજૂર રહેતો ઘણી જ દૂબળી સ્થિતિનો રાત પડે એટલે તેલનો દીવો પેટાવે ઘાસતેલનો ધૂમાડો તેને ગમે નહિ દીવો ધીમે ધીમે બળે પોતે નાનકડી ખાટલી ઢાળે ને ઉપર બે-ચાર ગાભા નાખે ઘરમા મા વિનાના ચાર નાના બચ્ચા તેને સૌ ભાળીને ખાટલી ઉપર સૂવાડી દે અને પછી પોતે જમીન ઉપર કતાન પાથરીને બેસે ને માળા લઈ મૂગી પ્રાર્થના શરૂ કરે પ્રાર્થનામાં એટલો લીન બની જાય કે ઊઘ ક્યારે આવી ગઇ તેનુ ભાન ન રહે સવાર વહેલો ઊઠે પેલા ક્રિશ્ચિયન સાથોસાથ ઊઠીને રાધે, થોડુક ખાય ને બીજુ બચ્ચા સારુ ઢાકી મૂકે એક ખભે નીકમ ને બીજે પાવડો લઇને સડક ખોદવા જાય પચાવન વર્ષની વય પણ આજના પચ્ચીસ વર્ષના જુવાનને એક હાથમા ઊચકી લે એવો કદાવર

સાંજ પડે કે અબ્દુલ મિયાના ચારે છોકરા દરવાજે બાપુની વાટ જોતાં બેસે જરા જરા અધારુ પથરાય ત્યાં અબ્દુલ મિયા આવતો દેખાય ઉઘાડા પગ સફેદ દાઢી ને માથા ઉપર ફાળિયુ વીટયુ હોય છોકરા ને દેખે ને હાકલ પાડે મમદિયા, એમદિયા, સિતારીઆ હ એ અવાજ સાભળે ને છોકરાઓ હડી કાઢી બાપને ઘેરી લે

રોજનો આજ ક્રમ કામ કરવુ, ખાવુ ને રોટલો આપનારની બદગી કરવી અબ્દુલ મિયા કહેતો કે 'હુ બદગી ન કરુ તો મરી જાઉ ને આ ચાર છોકરાં રખડી પડે ઇશ્વર છોકરા સાચવવા મને જીવાડે છે હુ બદગીથી ઈશ્વરને રાજી રાખુ છુ કટલુ નિર્મળ શ્રદ્ધાબળ!

આત્માને ઢઢોળી ચિત્ત શુદ્ધિ મેળવવાના પરમ ઉદ્દેશ તરીકે પ્રાર્થનાને ગણવામાં આવી છે એમાથી અનેક નવી જાતના સસ્કારો જાગૃત થાય છે વિશુદ્ધ ભાવનાને બળ પણ પ્રાર્થના દ્વારા જ પ્રાપ્ત થાય છે, અને આખુ પચમહાભૂત નિર્મળ વિચારોથી મઘમઘી રહે છે

કેટનાક કહે છે કે આ વિષય ત્યાગી સાધુઓનો છે અમારા જેવા ખારીમાં એ સાધુના

મિશ્રણુ કરી વેગને અટકાવશે. મા ! હું કહું છું કે સાધુ ખળવાખોરથી જરાય ઉતરતી પંક્તિનો નથી ઊલટો વધારે મક્કમ છે ખળવાખોરનું અને સાધુનું લક્ષ્યબિંદુ એક છે એને પહોંચવાના માર્ગો જુદા છે ખળવાખોર વિચારોને સળગાવી, પ્રાણને પાંખો આપી સમાજને કચરતો આગળ વધે છે અને સાધુ એને પહોંચવા મૂંગી પ્રાર્થના દ્વારા આત્મશક્તિ એકઠી કરતો હોય છે એના વિચારોમાં શાંતિ છે શબ્દોમાં માંડ માંડ સાચવી રાખેલી એવી મીઠાશ છે અંતરની બળતરા જગત આગળ ભડકા રૂપે એ રજૂ નથી કરતો, રચનાત્મક કાર્યરૂપ હળવેકથી રેડવી દે છે

હમણા કહ્યું તે પ્રમાણે પ્રાર્થનાથી પ્રભુ જાગે છે એથી જે દું પ્રાણુ જાગે ત્યારે ચિત્ત પ્રાર્થના માટે સ્થિર થાય છે શરીરની દરેક ઇન્દ્રિ એનો વેગ જ્યારે મનની ગતિના તાલ સાથે એકતાર થાય છે ત્યારે સાચી પ્રાર્થના જન્મે છે અંતરને પ્રભુ ક્યાં હશે તેની શોધખોળ માટે નહિ પણ દરેક આવીને એનો સંચાર થાય એવી વિનવણી ભરી પવિત્ર ધૂન એટલે પ્રાર્થના પ્રાર્થના એટલે સત્ય પ્રત્યે ચિત્તની એકાગ્રતા આત્માનું પ્રસન્ન રૂદન અને શાંત કલ્યાણ વાછના

આપણું કામ પ્રાર્થના કરવાન, પોતાને ક્યાં જવું છે એ વાત પ્રાર્થના બરાબર જાણે છે

*

## જીવનનો જય

વિશ્વવિધાતાએ મનુષ્યને સહજ જીવન દીધું નથી એથી જ મનુષ્ય સાધના કરે ત્યારે સાચો માનવ બને પ્રાણુાંતિક પ્રયત્ન કરે ત્યારે જ એ માનવી બની શકે

તેથી જ કહું છું કે આજે જ્યારે એણે નવજીવન પાઠવ્યું છે ત્યારે એને પોતાની સમસ્ત શક્તિને જાગૃત કરીને ગ્રહણ કરવું પડશે દરેક મનુષ્યના ઉપર તેણે મનુષ્યસમસ્તની સાધનાનો ભાર સ્થાપ્યો છે જ્ઞાનની સાધના, પ્રેમની સાધના કર્મની સાધના – આ સૌનો ભાર મનુષ્ય સ્વીકારવાનો રહે છે વિશ્વદેવ પ્રત્યેક મનુષ્યમાં પોતાને ચરિતાર્થ થયેલા જોવાને મીટ માંડીને બેઠા છે

આરંભથી જ એ દેવદેવે માનવીના લલાટે જયતિલક આંકીને કહી દીધું છે કે તું વીર છે એણે મનુષ્યને આહ્વાન દીધું છે કે હે વીર, જાગ્રત થા ભૂમામાં તારો આવિષ્કાર થાઓ એટલે જ મનુષ્યે વક્ષને પ્રસારીને આકાશમાં માથું ઊંચું કરવું પડશે

જીવનના મહાન યુદ્ધમાં જેણે આપણને આવાહન આપ્યું છે તેના આયુધ પણ તેણે જ આપણને આપ્યાં છે એ શક્તિ આપણી અંદર જ બેઠી છે એ આયુધો કોઈ સંચય કરીને રાખી મૂકવા માટે નથી એમને તો આપણે દૃઢ મૂઠીમાં ધારણ કરવા પડશે માર્ગ કાઢીને અંતરાયને છિન્નવિછિન્ન કરીને બેઠાને પડવું પડશે

આવો નવજીવનના પ્રાતઃકાળે આજે જયભેરિ બજી ઊઠી છે બધી દ્વિધા અને અવસાદ દૂર થાઓ બધા અવિશ્વાસ પગને તળિયે ધૂળ થઈને લોટી પડો

જય હો નવા જીવનનો !

જય હો મહાપ્રભુનો !

સંકલન શિલ્પી —રવિન્દ્રનાથ ટાગોર

# કાતિલ જીવનસંગ્રામ

પ્રતાપ વોરા

આ જમાનામાં આ જીવનસંગ્રામ વધુ કાતિલ બન્યો છે એનાં કારણો દેખીતા છે આમ છતાં માનવ કાઈ સ્થૂળ ઉપર જ જીવતો નથી એનું સૂક્ષ્મ માનસ સર્વોપરી વર્તે છે. પરંતુ આપણી સમાજ રચના 'અઘટિત ઘટના પટીયસી' માયા ભાસિની છે જેના પ્રતિબળો સામે અથડાઈને સાહિત્યકાર કે કોઈ પણ જીવનકારનું પ્રારબ્ધ ઘડાય છે. દા.ત. આવા મહાન અહિંસક ગાંધીજીને ખૂનીના ભોગ બનવું પડયું તે શાને લીધે? ભાવનાની જેટલી વધુ ઊંચી તમન્ના તેટલો એનો આ રીતનો અંજામ મુકરર

ગાંધીજીના જીવનનો આવો અંત સહેજે કલ્પી શકાય તેમ હતો એના પૂર્વદૃષ્ટાંતોમાં ઈસુ અને શ્રીકૃષ્ણ ખાસ આવે છે ઈસુનો જમાનો વધુ વહેમી ને જંગલી હતો તેથી એને જુલ્મગારના અને અન્યાયના સીધા ભોગ બનવું પડયું શ્રીકૃષ્ણનું જીવનકાર્ય સમેટાઈ ગયું હતું એટલે ઘાતથી છૂટયા છે લા ૪૦–૫૦ વર્ષમાં જે ભજવાઈ ગયું તે હિંદનું મહાભારત 'ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે'ની પુનરાવૃત્તિ એમાં–ગાંધીજીએ – વૈશ્યયુગના મહાવૈશ્ય એવા પરમ વૈષ્ણવ મોહનદાસે ક્ષત્રિય ગોપબાલ શ્રીકૃષ્ણનો પાઠ ભજવ્યો છે આજના પાંડવોના એ સારથિ થયા હતા, પણ તે કૌરવોને એમનો ભાગભાગ આપીને અને યુદ્ધ વૈમનસ્ય આગ્નુ કે ભાગલા પડેના ને પછી હિંસા ચાલી છે અહિંસાના પ્રભાવે એ દબાયેલી રહી છે અને સત્યના પ્રતાપે એ કાર કરી શકી નથી પરંતુ અહી ભાવોએ જાદવાસ્થળી રચી ને તેમાં ગાંધીજીનું પવિત્રમાં પવિત્ર નૈવેદ્ય ધરાઈ ગયું પણ તેથી જ હવે હિંદનું ભાવિ ઊજળું છે અપાર વિપત્તિ – વેળા હશે તો પણ એ ઊગરી જશે ને ઉદ્ધરશે શ્રી કૃષ્ણ સત્યનો વિજય તલવારથી કરવા ગયા અને પરિણામ સર્વનાશ – ગાંધીજીએ ગમે તેમ પણ અહિંસા લીધું છે એટલે તે વસ્તુ તલવારથી જવાની નથી. હિંદ સામે હિંસાના શસ્ત્રો બૂઠાં નીવડશે યા વાપરી શકાશે નહિ યા સફળ નીવડશે નહિ એમ હું માનું છું

માનવીનું પ્રારબ્ધ બાહ્ય વર્તમાન સંજોગો અને સ્થિતિઓથી ઘડાય છે. એમ બનવામાં કુદરતનો સૂક્ષ્મ કાનૂન–The Law––કાર્ય–કામ કરતો હોય છે, જેમાં સર્જન પોષણ અને લયની ત્રિમૂર્તિ શક્તિઓનો એકમેળ અને એક પરિપાક હોય છે પરંતુ તે અકળ છે એનું ગણિત કરવાની બુદ્ધિ મનુષ્યમાં નથી અને આ જ Lawના આધારે અને અનુસારે ભાવનાશીલોનું યોગક્ષેમ ચાલવાનું છે ચાલ્યું છે અને ચાલે છે, એક જીવન–જ્યોત ફૂંકાઈ ગઈ તેમાં વિરાટને કંઈ ખોટ પડવાની છે? એવી તો લાખો જ્યોતો તે બૂઝવી શકે છે ને પ્રગટાવી શકે છે પળવારમાં અને છતાં વિરાટનું એ કાંઈ મનસ્વી સ્વચ્છંદી કાર્ય પણ નથી એ એના સૃષ્ટિના વિશ્વના અગ્ન કાનૂનની રૂએ હોય છે જે જન્મ દેતું ને પોષતું–તેજ મારતું તે આ પ્રક્રિયાને અંગે અનુસંધાને–નવો જન્મ કરાવવા માટે માતાએ મૃત્યુના દ્વારને અડકી આવવાનું છે એને ખોટી ફિકર ને ફાંફાં મારવાથી યોગક્ષેમની સંપન્નતા જળવાય છે એમ હું માનતો નથી મને તો એ સાહજિક વ્યવસ્થા લાગે છે સંસાર–વૃક્ષનાં ફૂલ હશો તો પંચતત્વના પરિવાને સહેજે ખીલવાના છો તેના ધમપછાડા કરવાના નથી જુવાની સાથે સ્ત્રી મળે છે ફૂલનો જે આયાસ છે તે ફૂલના જેવો છે, અનાયાસ છે વિકાસની પ્રફુલ્લતા જ મુખ્ય પ્રશ્ન છે સ્થૂલ અને શાનનો પ્રશ્ન જ નથી એક દિવસ જીવે કે પાંચ વર્ષ કે સો–પસો વર્ષ જીવે આ દેશમાં ને અહી કે તે દેશમાં ને તહી–તે જાણવાનું નથી આપણે તે જોવાનું છે નિયતિએ એને બરાબર ઠીક ને દુરસ્ત લાગે છે તેમ જ કરે છે પછી આ નિર્વાહ સંબંધના ખલી પ્રપંચમાં અટવાઈ કે અટકાઈ

જવાની જરૂર રહેતી નથી, પણ ક્વચિત અને કવિ-હૃદય સંવેદન પ્રધાનને તર્કપ્રધાન રહ્યા કવિ તત્વજ્ઞ છે છતાં એ કવિ છે, કવિ રહે છે એની સ્વસ્થ આર્ષ દૃષ્ટિ છતાં તેને લાગી આવે છે એ મહામના છે વજ્રથી કઠોર ને પુષ્પથી કોમળ છે એની ભલી પ્રથાઓ આસુરી નથી દૈવી છે એના અસુરોય પણ સુરી છે, શયતાની નહિ જ. સૌનું દુખ તેનું દુખ છે તેને લાગે છે વહેલું ને પહેલું લાગે છે એના સંવેદનોની પરંપરા અતિ તીવ્ર છે Radioના short waves આખા વાતાવરણમા રેલાય તેવા તેથી કરીને નિર્વાહનો પ્રશ્ન છે અને નથી પણ, અંતિમ પ્રારબ્ધ વ્યવસ્થા કુનાની હશે તો તેમાં મોટી વાત પણ કઈ છે? It is the anfathomed infinite Oceon of Life wherein he lies relieved and at rest કુટુંબની અને કુટુંબીજનની પાછી ગણતરી કરીને જીવવા-મરવાની બાબત કંઈક ભ્રમ જેવી છે જો એ સાચી છે તો સાહજિક છે દરેક વ્યક્તિનું પ્રારબ્ધ કાળે કાળે બદલે છે, સંધાય છે ને છૂટે કે તૂટે છે ને જોડાય છે એ વિષે બહુ ફિકર નકામી છે આને જીવનની સાહજિક ક્રિયામા પલટાવવાનું માનસબળ સાધી લેવાય તો બસ છે I earn, I should earn આમા જો અહંભાવ-કર્તવ્યભાવ છે તો બીજી નજરે અહંભાવ મિથ્યા છે અને કર્તવ્યભાવ જીવન-સાહજિક છે અને કોના પ્રારબ્ધે કઈ રીતે ને કોની પાસેથી શું મેળવો છો એ બધું કેટલું તો આકસ્મિક ને તિલસ્માતી-આકાશી છે, નરસિંહ ગાય છે તેમ-

> 'ઋતુ લતા પત્ર ફળ-ફૂલ આપે યથા,
> માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે,
> જેહના ભાગ્યમા જે સમે જે લખ્યુ
> તેહને તે સમે તે જ પહોંચે'

તેને પોતાના ભાગ્યનું મળે છે એમ જ નહિ, બીજાના સંયુક્ત ભાગ્યોનું પણ તેને મળે છે આ દૃષ્ટિએ આજના શેઠ નોકરના ઝઘડા ખોટા છે સમાજવાદ તરીકે સમાજવાદ સાચો છે માત્ર એમા 'ટ્રસ્ટીશિપ' રહી છે શેઠને જે મળે છે તે મજૂરોના ભાગ્યનું છે ભાગ્ય મારેલું છે તેઠ ટ્રસ્ટી જ છે રાજાઓ અને માબાપોનું આવું જ છે રાજાઓ વડના ને એટલે જ ગયા માબાપોનું પણ કંઈક એવું જ બન્યુ છે પણ એ સંબંધ મૌલિક છે એટલે સુધરવા જ ધારેલો છે Kings are levelled down as we see જે કોઈ 'ટ્રસ્ટીશિપ' ની શરત નહિ પાળે તે ભીડી જવાનું છે હરિજનની હાથમાથી ગાંધીજી, ખેડૂતની હાથમાથી વિઠ્ઠલ વલ્લભ પટેલ-ભાઈઓ, બ્રાહ્મણની હાથમાથી પંડિત જવાહર These are the emanations-manifestations of nature and Her Law They are not accidents

મારે શ્રદ્ધા ખોવાને કશું જ કારણ નથી અને વળી વેરણછેરણ નથી અને થવાને કારણ નથી છતાં થવા જેવા માનસને કેળવવુ એ લાજમ નથી માટે સુરી દિવ્ય બળો પ્રગટાવી મહોત્સવ માણો માત્ર એની પાછળ Business instinctનો sting ન હોવો જોઈએ પ્રવૃત્તિ હોય જ ને હોવી જોઈએ, પણ તેની ભાવના હલકી વૃત્તિની નહિ ઊંચી વૃત્તિથી આસુરી બળને સુરીમાં બદલાવો અને તેની સમૃદ્ધિને શુદ્ધ કરી તમારી બનાવો This is the Primary Function of devine કવિજનો એના દિવ્ય રસાયણીઓ છે શકામા પડવાનું કે મૂઝાવાનુ એઓને છે નહિ જે સંભાળવાનું છે તે પેલા 'મારથી' આવતું રાક્ષસી તત્ત્વ છે કવિજનો માટે માણસ પણ જો આ પરમ સંદેશ સમજે તો તેને આ જટિલ સંસારમા કોઈ પ્રેતભૂત કે રાક્ષસ-દાનવ મરવાનો નથી ને આડો પડવાનો નથી મળ ભૂત ને શંકા ડાકણ છે! માણીએ તો તેજકૂનનો મારગ છે કલ્પી લઈએ તો કંટકનો છે- રક્ષકનો છે લોકો ડોન ક્વિઝોટી જેવા છે ને ખતા ખાધા કરે છે પ્રતિબળ જેવુ નથી એમ નહિ પણ એ પ્રતિબળને પક્ષપાત કરી લેવાનું સૂઝન અંતરસાધન સાધી લેવાનુ છે That comes only through the universal hurmony of the self પ્રતિમાનસથી પ્રતિબળ ઊભું થઈને વધે છે અનુમાનસથી પક્ષપાત વધે છે પ્રતિબળ ઘટતું જાય છે કવિધર્મ જીવનોદયમા જીવવાનો છે

તેમાંથી તેણે સાહિત્ય કલ્પવાનું છે. બળ પ્રતિબળને-અથડાવીને તેમાથી ધર્ષણકૃતિઓ જન્માવવાથી તેનુ જીવનકલ્યાણ નથી એ થાય જો તે કૃતિમાં જીવનની સયમ જળાને નિયોજી સમતોલપણુ સાચવીને અદ્દર ચડી જઇ શકે ... મારી આ વિચારણામાં મારી તત્ત્વદષ્ટિ જોઇ શકશો તો પછી હું દુઃખી છુ, દુખ ગાઉ છુ, દુ:ખ માનુ છુ, એવુ કાઇ લાગશે નહિ. વસ્તુસ્થિતિ શા માટે આવી હોય? શું કુદરતમાં આપણી કંઇ પણ અપાત્રતા છે? આ સવાલોમાં લાગણી ભળે ત્યારે મોઝાં પેદા થાય તે ક્ષણભંગુર અને ખોટાં. વસ્તુતઃ આપણી સુપાત્રતા છે ને દેશકાળ મુજબ કસોટીઓ આવે-જાય છે, પાર થાય છે; પ્રતિભા ઘટતું જાય છે, શ્રદ્ધા વધે છે, આશા ઝગે છે, પુરુષાર્થ જાગે છે આ સઘળુ મહાશક્તિ નિયતિ-ની ઇચ્છાકૃપા અનુસાર છે 'ડગ ભર્યું કે ના હઠવું', ના હઠવું, ના હઠવુ'

*

## ટંકશાળ

'તમે પોતે જ તમારી ટંકશાળ છો ' સાવ સાદા લાગતા આ વાક્યની પાછળ કેવો સુંદર અર્થ છૂપાયેલો છે! માણસ જો આ વાતના રહસ્યને બરાબર સમજી જાય તો એનો બેડો પાર થઇ જાય અલબત્ત, જેઓ પુરુષાર્થી છે એમને તો આ સત્યને પોતાના જીવનમા સિદ્ધ કરી જ બતાવ્યુ છે પણ જેઓ ભાગ્યના સહારે ચાલતા હોય છે એમને ગળે આ વાત ઊતરે એ જરા મુશ્કેલ છે આનુ પરિણામ એ આવે છે કે મોટા ભાગના માણસોના જીવન ઘસાઇ ગયેલા સિક્કા જેવા હોય છે એમનુ મૂલ્ય ઓછુ હોય છે કારણ કે પોતે નકલાદી માની જ નાખ્યો હોય છે આથી એમનો રણકારો પણ ખોટો જ હોય છે ઘસાયેલી છાપને કોણ પસંદ કરે? માનવી ઉપર પણ તેના વ્યક્તિત્વની આગવી મુદ્રા અંકિત થવી જોઇએ ખરેખર, તમે પોતે જ તમારી ટંકશાળ છો એનો, જીવનની કેવી મુદ્રા ઉપસાવશો?

'ઇન્દ્રધનુ'

*

## સેવા વારસો

લંડનના વિશ્વવિખ્યાત સેંટ પોલના દેવળમા ગોર્ડન નામના એક દેશસેવકની સ્મરણિકા મૂકવામા આવી છે એના ઉપર આટલા શબ્દો કોતરેલા છે

"દરેક જગાએ, દરેક સમયે, એણે પોતાની શક્તિ નિર્બળોને આપી, પોતાનુ દ્રવ્ય ગરીબોને આપ્યુ ને હૈયુ ઇશ્વરના ચરણે સમર્પિત કર્યું સેવાપથનો પ્રવાસી ગોર્ડન તો ધરતી ઉપરથી જિંદગી સંકેલીને ચાલતો થઇ ગયો એની સ્મરણસુવાસ બાકી રહી ગઇ ગોર્ડનનો વારસો કોણ સાચવશે? એ તો ગયો જ"

હા, એ તો ગયો જ પણ પાડ માનો ઇશ્વરનો કે આપણે જીવતા છીએ એ સેવાપ્રેમી ગોર્ડનના કંટકસૌરભવાળા ગુલાબી વારસાને ઝીલવાની થોડીય તૈયારી આપણે બતાવીશુ?

ક્યારે? ક્યારે? ક્યારે?

—ક્ષેમચંદ્ર

# એક મૂંગી છોકરીની વાત

રવીન્દ્રનાથ ટાગોર

જ્યારે ત્રીજી કન્યાનું નામ સુભાષિણી રાખવામાં આવ્યુ ત્યારે કોને ખબર હતી કે તે મૂગી હશે ? એની બે મોટી બહેનોના નામ સુકેશિની અને સુહાસિની રાખવામા આવ્યા હતા, આથી જ બધાયે મળીને એનું નામ સુભાષિણી રાખ્યું જો કે એનું ટુકુ નામ 'સુભા જ રહ્યુ

પુષ્કળ ખર્ચ અને ધામધૂમ સહિત બને મોટી પુત્રીઓના લગ્ન કરી નાખવામાં આવ્યા હવે એકલી સુભા જ આખા ઘરનો કિલકિલ્લાટ બનીને ચારેકોર રમવા માંડી

એક, બે ત્રણ, એમ વર્ષો જવા લાગ્યા પણ નાનકડી સુભાથી ભાષા પકડાતી નહોતી અરે એકાક્ષરી શબ્દ પણ એની જીભે ચડતો નહોતો હવે તમામને ખાતરી થઇ કે આ છોકરી નહિ બોલી શકે એના ભવિષ્યની ચિંતા બધાના મનમા ઘેરાવા લાગી સુભાને પણ મનમા થતુ કે મારા માટે આવુ શા માટે બને ? નક્કી આમા કુદરતનુ કાંઈક કાવતરૂ જ હોવુ જોઇએ આમ વર્ષો પછી વર્ષો વીતવા લાગ્યા

સુભાને જીભ સિવાય ઇશ્વર બધુ જ આપ્યુ હતુ એના ભરાવદાર શરીરની માંડણી ઠસ્સાદાર હતી, રાજરાણી જેવી એના મોઢાની પ્રતિભા જોનારને આંજી નાખતી એની ધીમી ચાલમાં ગૌરવ અને ખુમારી હતા એની છટાદાર ડોકનો મરોડ ક્ષણે ક્ષણે નવા ઉન્મેષો પ્રગટ કરતો હતો ઝપાટાબંધ કામ કરતી એની આંગળીઓમા વીજળીની ત્વરિત ગતિ હતી એની સામે ઊભો રહેનાર વામણો લાગતો એ પાણી ભરતી હોય ત્યારે સાક્ષાત લક્ષ્મી લાગતી ગમે તેવાં મેલા ઘેલા લુગડામાં પણ એ ઋષિકન્યા જેવી પવિત્ર અને સુઘડ લાગતી એની નાસિકા ઉપર ગુમાન બેઠુ હતુ એની આંખોમા બ્રહ્માંડ લટકાં કરતુ હતુ એના અધરો પર, તાજા ઉઘડેલા ગુલાબની માદકતા પથરાઇ રહેતી

પણ અરેરે, આટલુ છતા એ બિચારી મૂગી હતી તે હમેશાં ઉદ્વિગ્ન રહેતી ને એક ખૂણામા પડી પડી કાંઇને કાંઇ કામ કર્યા કરતી લોકોની નજરે બહુ જ આવવુ એમ તે ઇચ્છતી ન હતી

તેની માને સુભા દીઠી ગમતી નહિ સાધારણ રીતે માતાઓને પુત્રીઓ પ્રત્યે વધારે મમતા અને પ્રેમ હોય છે, પણ સુભાની બાબતમા તેની માનું વલણ જૂદુ હતું માત્ર પિતા વાણીકંઠના વાત્સલ્યમા નહાતી નહાતી તે મૂગી કન્યા મોટી થઇ રહી હતી પિતાનો તેના ઉપર અનન્ય પ્રેમ હતો

એના નાના ગામને ઘસાઇને, એના જેવી જ નાનકડી ને મૂગી એક નદી વહેતી હતી આ નાનકડી રૂપાળી નદી આખા ગામની શોભા હતી સામે કાંઠે પણ આવુ જ બીજુ રળિયામણુ ગામ હતું આ બને ગામની સાંકળ બનીને આ નાનકડી નદી ધીમે ધીમે વહેતી હતી

વાણીકંઠનું ઘર બરોબર નદીને કંઠે જ હતુ એની ગૌશાળા, આંબાવાડિયું ને કેળના બગીચા સુધી ઘણીવાર આ નદી લટાર મારવા આવી ચડતી ખાસ કરીને તો શ્રાવણના છેલ્લા દિવસોમા

પેલી મૂગી સુભા કામકાજમાંથી નવરી પડે ત્યારે નદીને કાંઠે આવીને બેસતી તેના આંબાવાડિયામા મોર ને ઢેલ નાચતા કોયલો કકળાટ કરી મૂકતી બીજા અનેક અજાણ્યા પક્ષીઓ કાને પડ્યું સાંભળવા દેતા નહિ તો પણ સુભા નિયમિતપણે નદી કિનારે જ બેસી રહેતી આ નાનકડી નદીઓના શૂન્ય જીવનની સંગાથિની હતી નદીના પાણીના ધીમા ધીમા અવાજમાથી તે એની વાત સાંભળતી સુભાના ચિરમૌનમાથી નદીને પણ કાંઈક નવુ જાણવાનુ મળતુ,

બપોરે જ્યારે ખેડૂતો ટીબણુ કરતા, દુકાનદારો આરામ કરતા, પખીઓ ઉધવાનું છોડી માળામાં લપાઈ બેસતાં ત્યારે પણ આ મૂગી કન્યા અને મૂગી નદી સામસામા ચૂપચાપ બેસી રહેતા. બ નેના બેનપણા વધતા જતાં હતા.

સુભાને આ નદી સિવાય બીજી બહેનપણીઓ પણ હતી તે હતી ગૌશાળાની જમણુદ્વાર બાધેલી બે ગાયો. એકનુ નામ ગોમતી હતું અને બીજીનુ ગૌરી. આ નામ ગાયોએ સુભાના મોએથી ઉચ્ચારાયેલા કદી સાભળ્યાં નહોતાં, છતા એના ઉતાવળે ઉપડતા પગલાથી બ ને ગાયો એ દિશામા ટાપી રહેતી બીજા બધા કરતાં આ બે ગાયોને સુભા બહુ વહાલી હતી.

આ ઉપરાત એક સફેદ બકરી અને બિલાડીના ત્રણ બચ્ચા પણ સુભાના મિત્રો હતા આ ત્રણે બચ્ચાંઓને ગોદમા ઉચકીને સુભા આખા ઘરમા દોડાદોડ કરી મૂકતી.

ઉન્નત શ્રેણીના જીવોમાંથી સુભાને એક બીજો સાથી રુચ્યો એની સાથે સુભાને કઈ રીતે મેળ મળી ગયો એ સમજવુ સહેલુ નહોતું કારણ કે તે ભાષાવિશિષ્ટ જીવ હતો બ નેના સ્વભાવમા અજબ જેવી સમાનતા હતી માત્ર ભાષામા સામ્ય નહોતુ

એ હતો અહીના ગોસાઈનો નાનો પુત્ર પ્રતાપ કામધધા વિનાનો રખડુ અને અજડ. તેને ભણાવવા માટે તેના મા-બાપે ખૂબ વલખા માર્યા પણ વ્યર્થ છ મહિના સુધી ધૂળી નિશાળે ગોખાયો પણ એકેય અક્ષર પાડતા શીખ્યો નહિ ઘરમા એનું જરાયે માન નહોતુ, ખાતો પીતો ને ગામસીમમા રખડયા કરતો

પણ ઘણીવાર બને છે તેમ ઘરમા અપ્રિય થઇ પડેલા જીવ બહારની દુનિયામાં ઘણી પ્રશસા પામ્યા હોય છે. કૂવામાં કોઇનું વાસણ પડી ગયુ હોય, નદીમાં કોઇ તણાઇ ગયુ હોય કે એવાં બીજા સાહસનાં કામ વખતે આ "તરછોડાએલા" જીવ ખૂબ આગળ પડતો ભાગ ભજવતા હોય છે. પ્રતાપમાં પણ આવું જ કાંઇક હતું. તે હમેશાં નદી કિનારે ફર્યા કરતો, માછલાં પકડતો અને માતેલા પાડા ઉપર બીક વિના સવારી કરતો સુભા તેને રોજ આવી રીતે જોતી અને આનદ પામતી. તેના વાચાવિહીન જીવનમાં આવાં ગતિમાન કાર્યો સ્જ્જડ છાપ પાડતાં.

ધીમે ધીમે પ્રતાપની પ્રત્યેક હિલચાલને તે સાથ આપતી થઇ ગઈ નાનો તોફાની પ્રતાપ આ મૂગી પ્રત્યે ખૂબ મમતા બતાવવા લાગ્યો ઘણીવાર ભૂખ્યા પ્રતાપ માટે સુભા ઘરમ થી ખાવાની અનેક વસ્તુઓ છાનીમાની લઇ આવતી. કયારેક તો સાજે પ્રતાપ માટે પાન લાવતી આમ કોઇને કોઇ પ્રકારે પ્રતાપને સહાયક થવાની તક સુભા શોધી લેતી પોતે પોતાની જાતને એવી રીતે છતી કરવા ઈચ્છતી હતી કે "મારે જીભ નથી તેથી શું ? હુ પણ દુનિયાને કાંઈક ઉપયોગી તો છુ જ" ક્યારેક તો એ કલ્પના કરતી કે અગાધ જલરાશિમા નિરતર તરનારા પ્રતાપ માટે પોતે એવુ કાઇક કરે જેથી તે સાહસાભિમાન પ્રતાપ દગ થઇ જાય

હા, એવુ તો ત્યારે બને પોતે એક જલ કુમારી હોય, પ્રતાપને આકર્ષવા, એકાદ રૂપાળી પૂર્ણિમાએ જલમહેલમાથી બહાર આવી કોઇ મૂલ્ય વાન નાગમણિ કિનારે આવીને મૂકી જાય પ્રતાપ એ મણિને જોઇને પોતાનુ બધુ કામ પડતું મૂકી પાણીમાં ઝપલાવે અને પછી તરતો તરતો જલ મહેલ સુધી આવી પહોચે પછી ત્યાં આવીને શુ જુએ ? પોખરાજના પલગ પર બેઠેલી વાસુકિ ની મૂગી કન્યા સુભાના રત્નમડિત મસ્તકમુગટને ? ના, રત્નોના ચિત્રવિચિત્ર ઢગલાને ? નહિ, માત્ર એ નીરખી રહે સુભાની આસુથી છલકાતી બે મોટી કાળી આંખોને અરે, પણ આ બધુ કેમ બને ? વાસુકિની મૂગી કન્યાને પાતાળના રાજમહેલમા કોણ તેડી જાય ?

હવે તો સુભા મોટી થઈ ગઇ છે અઢાર વર્ષ તો કન્યાને માટે ઘણા કહેવાય ! હવે એ નદી કિનારે એકલી ફરવા આવતી નથી, ઇચ્છા છતા

પોતાના આંબાવાડિયામા પણ જતી નથી. હવે જાણે દુનિયાની આખોની એને બીક લાગે છે બારીમાથી અદર ડોકાઇને જોઈ રહેના પ્રતાપની સામે પણ એ ઊભી રહેતી નથી માતા એને દિવસમા દસ વાર વિના કારણે ટપારે છે "નફ્ફટ, ત્યા શુ જુએ છે? અદર આવ"

સુભાને વયમા વધતી જોઈને બિચારા વાણી કઠની વ્યગ્રતાનો પાર નથી ગ્નાતિજનો કહે છે કે હવે તો હદ થાય છે મોટી સાઢ જેવી છોકરીને પરણાવવાની વાત કેમ કરતો નથી વાણીકઠ? મૂગી છે એટલુ જ ને? તો શુ થયુ? ઘણા નીજવર ટાપીને બેઠા છે કોઈને દેવી તો પડશે જ ને? મૂગી છોકરીને કોઇ પથરર થોડો જ પરણવાનો હતો?

મા-બાપની ચિતાનું મૂગી સુભાને પણ ભાન થવા માડ્યુ છે પણ શુ થાય? પોતે કયા જાય? કોને પરણે? છેલ્લીવાર ઘર આંગણે જમા થયેલી ગ્નાતિજનોની મેદનીએ જ્યારે વાણીકઠના આખા પરિવારને ગ્નાતિ બહાર મૂકવાનો ઠરાવ કર્યો ત્યારે ઘરમા જે રોકકળ થઇ, એ જોઈને સુભાના હૃદયને જબરો આઘાત લાગ્યો તે રાતે કોઇને કહ્યા વિના તે ઘરનુ પાછલુ બારણુ ઉઘાડી ઝપાટાભેર નદી કિનારે આવી પહોચી ને પાછળથી કોઈ તેને પકડે તે પહેલા તેણે પાણીમા ઝંપલાવ્યું

એવી જ તૈયારી કરીને નદી કિનારે ઉભેલા પ્રતાપે એ જોયું થોડીક ક્ષણો પછી સુભાની સુદર ને સુકોમળ કાયાને લઇને તે કિનારે આવ્યો નદી કાઠે અનેક માણસો ફાનસો પકડીને ઊભા હતા, તેમા વાણીકઠ પણ હતો સુભાએ ધીમેથી આખો ઉઘાડી ત્યાર એનુ માથુ પિતાના ખોળામાં હતું ને જમણો હાથ પ્રતાપના જમણા હાથમા હતો

(ગુજરાતી ભાવાનુવાદ ઇ. ગાધી)

*

જિદગીની ભોમકાની તમામ હરિયાળી સૂકાઈ જાય અને આસમાનની તમામ નારાજી મારા ઉપર વરસવાની હોય ત્યારે હે મારા પ્રભુ! તુ મારા ઉપર એવી કૃપા કરજે કે મારા હોઠ ઉપર સ્મિતની એક શુભ્રરેખા જાગી ઊઠે

—યોન નાગૂચી

*

મારી આ પ્રાર્થના છે પ્રભુ! કે હુ અદરથી સુદર બનુ!

—સોક્રેટીસ

*

જીવન અને જગતના આવા આવા વૈભવ આપનાર હે પરમ ઉદાર! તારી પાસેથી હવે એક જ વસ્તુ માગુ છુ કૃતજ્ઞ હૈયુ! એ વિના તારી આ પ્રેમભરી આશિષભેટોને શી રીતે સ્વીકારીને માણી શકાશે?

—અનામ

*

મને કટકભર્યા પથ ન જ આપીશ એ મારી પ્રાર્થના નથી પણ ગમે એવા તીણા ને તીખા કાટાની વચ્ચે પણ આનદથી ચાલી શકે એવી પાનીઓ તું મને આપે એવી તો મારી પ્રાર્થના છે જ

—ગુરુદેવ ટાગોર

*

એક ઉત્તમ કાર્યની તુ યોજના કરી શકે, ને એ પાર પાડવામા ખતમ થઇ જવુ પડે એની પણ તુ તૈયારી રાખે પછી ભલે ને ગમે એવી આંધીઓ આવે! સફળતા મળે ત્યા સુધી તુ ઢીલો ના પડે તો વાંધા નથી જ મુશ્કેલીઓ ભલે આવે એક દિવસ તો તારો સમય આવશે જ

—મેઝિની

# પ્રેરક પ્રસંગો

(સંકલિત)

૧૯૩૦માં કરાચીમાં ભરાયેલી હિંદી મહાસભાના દિવસો હતા. રોજ વહેલી સવારે મહાસભાના ઉઘાડા વિશાળ મંડપમાં ગાંધીજી પ્રાર્થના માટે પધારતા, પરોઢિયે પાંચ વાગ્યે પણ ભક્તિરસ ભોગી જનતાની ઠઠ ખૂબ જામતી. અમે સાત–આઠ કવિ–લેખકો એ પ્રાર્થનામાં નિયમિત હાજરી આપતા. પ્રાર્થના થયા પછી મહાત્માજી સવારના સાત સુધીમાં થોડુંક ઊંઘી લેતા.

એક દિવસ પ્રાર્થના પછી ગાંધીજીને એમની પર્ણકુટીમાં મળવાનું અમને મન થયું. પ્રાર્થના પૂરી થયા પછી અમે કુટિરમાં પહોંચી ગયા. કુટિરને જમણે ખૂણે બાપુજી જરાક આડે પડખે થયા હતા.



થોડેક છેટે મીરાંબહેન કાંઈક વાંચી રહ્યા હતા. આવે ટાણે મહાત્માજીને મળવા દેવાની મનાઈ હતી છતાં અમે સાતે જણ ગૂપચૂપ લાઈનબંધ બેસી ગયા.

મીરાંબહેને હસતા હસતાં અર્ધજાગ્રત બાપુજીને કહ્યું : 'જુઓ તો ખરા, અત્યારમાં કોણ આવ્યું છે?'

બાપુજી બેઠા થયા ને અમને જોઈ હસી પડયા, 'તમને કવિઓને ઊંઘ આવતી હોય તેમ લાગતું નથી.'

'પહેલા આવતી હતી, હવે ઊડી ગઈ છે.' મેં કહ્યુ ને ફરી બધા હસ્યા.

'મને એક કલાક સૂવા દીધો હોત તો ઠીક હતું.' બાપુજીએ કહ્યું.

'ત્યારે સૂઈ જાઓ, અમે જઈએ.'

'ના હવે દૂરથી આવ્યા છો તો બેસો. કહો હમણાં શું ચાલે છે?'

'બાપુજી, મેં આપના વિષે એક કવિતા લખી છે તે વંચાવવા લઈ આવ્યો છું.' ઠેક છેવાડે બેઠેલા એક કવિએ કાંઈક હિંમતથી ને કાંઈક ઉતાવળથી એક કાગળ ગાંધીજી સામે મૂક્યો.

ગાંધીજીએ થોડીક પ્રસન્નતાથી અને થોડીક વેદનાથી પેલા કવિ સામે જોયું. તમારી કવિતા મને કેટલો પ્રસન્ન કરશે તે હું કહી શકું નહિ, એના કરતાં તમને રેંટિયો કાંતતા જોઉં તો હું પ્રસન્ન થાઉં.'

× × ×

અમારી પડોશમાં રહેતા એક બહેન એક દહાડો બાપુજીને મળવા ગયાં હતાં. એમની પાસે ગુજરાતના એક જાણીતા ચિત્રકારે દોરેલું બાપુજીનું ચિત્ર હતું. એના પર બાપુજી પાસેથી હસ્તાક્ષરમાં આશીર્વાદ લેવાના હતા.

પેલાં બહેન ઓરડામાં દાખલ થયા ત્યારે

બાપુજી એક નાના બાળક સાથે રમતા હતા. ભલભલા સામ્રાજ્યોને રમાડનાર મહાત્મા બાળકની સાથે પ્રેમના રાજ્યમાં રમી રહ્યા હતા.

વાતો પૂરી થઇ પછી આવ્યો હસ્તાક્ષરનો વારો. 'પાંચ રૂપિયા' બાપુજીએ હસ્તાક્ષરની કિંમત માગી વાણિયો કાંઇ 'વ્યવહાર'મા ભૂલે?

'એ તો ઘણા વધુ આપી શકે તેમ છે.' બાજુમા બેઠેલા કનુભાઈએ ગાંધીજીને હલાવ્યા. પેલા બ્હેને અગિયાર રૂપિયા મૂકયા ને ચિત્ર બાપુજી સામે ધર્યુ 'Side'માં લખજો હો!'

જરા વ્યગ્ર થઇ ગાંધીજી બોલ્યા. 'શુ કહ્યુ તમે?'

બહેન તો બિચારા ગભરાઈ ગયા એમની મૂઝવણ જોઇ ગાંધીજીએ ફરી કહ્યુ. 'તમે કોણ છો? હિન્દી કે અંગ્રેજ? નિરર્થક અંગ્રેજીમાં શા માટે બોલ્યા? હવે એવુ ન કરશો. આપણી ભાષામા બોલવુ એમાં જ આપણી શોભા છે'

બ્હેનને શાંતિ થઇ જગતગુરુ જેવા બાપુજી તરફથી શિક્ષણ ને શિખામણ આજે મળ્યા હતાં. ને આમ એમનું મિલન ચિરંજીવ સાધનાની ભેટ આપી ગયું.

× × ×

આ પ્રસંગ સાબરમતી આશ્રમનો છે. આશ્રમનાં એક અંતેવાસી બહેનનાં મૃત્યુથી આશ્રમમાં શોકનુ વાતાવરણ ફેલાયું એમના પ્રેમાળ સ્વભાવથી સૌનાં દિલમાં તેમને માટે માન હતુ આ પ્રસંગે બાપુએ કહ્યુ

'....છેવટે મોત આવે તો પણ આપણે તો મોતથી નહિ ડરવાનો નિશ્ચય કર્યો છે. એટલે ચિંતામાં પડવાનું હોય જ નહિ. શરીર તો પડવાનું જ છે. ને વળી પોતાને પડવાને દહાડે જ પડે છે તેને અનુસરીને આપણને ઈલાજો સૂઝે છે. વળી આત્મા અમર છે. જો કે આપણો સંબધ તો આત્માને વિષે જ હોવો જોઈએ શરીરમાથી જીવ ગયા પછી આપણે ઘડીભર તેને સાચવતા નથી એ તો ચોક્કસ વાત છે. આમ સમજી શરીરને વિષે ઉપાયો લીધા પછી હુ તો નિશ્ચિંત રહુ છુ, ને તમે બધા રહો એમ ઇચ્છુ છુ. હવે શરીરની આવી સ્થિતિ જાણી આપણે સાધુતા ને ઉદાસીનતા પકડવા જોઇએ. સાધુતા એટલે સ્થૂળ વૈરાગ અથવા જગતમા ભટકવુ એ નહિ, પણ આ ઠેકાણે તેનો અર્થ શુદ્ધ ચારિત્રને લગતો છે ઉદાસીનતા એટલે દિલગીરી નહિ, પણ વિષયોનો અણગમો ને સંસાર વિષે નિર્મોહ પણ.

. ની માંદગીમા આ તમે બધા શીખો એ તેની તરફ તમારો ખરો ભક્તિભાવ ગણાશે તેને મરણનો ભય નહોતો તેણે હસતા મૃત્યુની ભેટ કરી તેણે મરવાની કળા હાથ કરી હતી જેમ જીવવાની કળા છે તેમ જ મરવાની કળા છે.'

પૂજ્ય બાપુજી સૌના 'બાપુ' જ હતા મરણ જેવા દુઃખ પ્રસંગોએ બાપુના ઉદાત્ત તેમજ સ્નેહ ભર્યા હૃદયનુ દર્શન થયા વિના રહેતું નહિ મૃત પ્રિયજનના સ્વજનોને એમની હાજરીથી કે એમના પત્રથી તીવ્ર દુઃખને સહન કરવાનું બળ અચૂક મળતું.

*

એક રશિયન અને એક રૂમાનિયન સાથે મળીને એક રૂમાનિયન ગ્રંથનો રશિયન ભાષામા અનુવાદ કરતા હતા. રૂમાનિયન કહે "આપણે બેય દેશોની કહેવતોનો એક સંગ્રહ તૈયાર કરીએ" પણ રશિયને કશો જવાબ ન આપ્યો. આનુ કારણ પૂછતા એણે કહ્યુ "અમારા દેશમાં એક કહેવત છે કે 'જ્યારે હળ ચલાવતા હો ત્યારે જમીનમાંથી નીકળતા ઉંદરડાની પાછળ દોડાદોડ ન કરવી ને ઉંદર પકડતા હોઈએ ત્યારે હળ ચલાવવાના વિચાર ન કરવા' અત્યારે જે અનુવાદ કરીએ છીએ એ પૂરો થાય પછી બીજી વાત."

એકી સાથે અનેક બાબતોમા ચંચૂપાત કરીને એકેય સારો ન્યાય ન મળે એ આપણે કયા નથી જાણતા? વિકેન્દ્રિત વૃત્તિ અપાર શક્તિનો નાશ કરે છે હળ અને ઉંદરની આ કહેવત યાદ રાખવા જેવી છે.

—રોબિન વીલ

# વીરાસ્વામી કૌશિક

બી. એસ. રાગૈયા

હું મારે ગામ પહોંચ્યો કે તરત જ પાડોશના કુપ્પુસ્વામી આવ્યા કુશળક્ષેમ પૂછયા, ને બોલ્યા: 'તમારા વડીદાદી બહુ માંદા છે. માંડ બે દિવસ કાઢે.' મેં તરત જ દાદીની ખબર પૂછી આવવાનું નક્કી કર્યું. દાદીનુ પૂરું નામ હતું વનુમ્માલ. અને ઉમર પણ પાકટ થઇ હતી ૯૬ વર્ષની.

એમનું મૂળ વતન અમારા ગામથી ૨૫ માઇલ પર હતુ. જ્યારે તેઓ દસ વર્ષના થયા ત્યારે અમારા ગામના વીરાસ્વામી નામના મુખી સાથે તેમના વિવાહ થયેલા.

પોષમા લગ્ન થયાં, માહમા ગામના શંભુશર્મા નામના એક ધનવાન માણુસ કાશીની યાત્રાએ નીકળ્યા. એમણે વીરાસ્વામીને પણ સાથે લીધા સાથે શંભુશર્માના પત્ની અને વિધવા બેન પણ હતા. વીરાસ્વામીને સાથે લેવાનું કારણ એટલુ જ કે ત્રણ જણા યાત્રા કરવા જાય એ સારુ ન મનાતુ. તેમ જ ત્રણેની ઉંમર પણ થયેલી. એટલે વીરાસ્વામી જેવો જુવાન સાથે હોય તો સારુ વીરાસ્વામીના પિતાએ પણ મજૂરી આપી.

ઇ. સ ૧૮૫૭ના ફેબ્રુઆરીમાં તેઓએ યાત્રા શરૂ કરી. જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે તેમની સાથે વીરાસ્વામી નહોતો વીરાસ્વામીના પિતાએ જ્યારે પૂછ્યું, તો શંભુશર્મા કહે– 'આપનો દીકરો તો અમને ખૂબ મદદ કરતો,–ગાડીની, ખાવાપીવાની વગેરે વ્યવસ્થા કરવામાં–એના લીધે અમને કાંઇ જ મુશ્કેલી ન પડી '

'અમે રસ્તામાં સાંભળ્યું કે કાળા અને ગોરા સિપાઇઓ વચ્ચે લડાઇ થઈ છે વીરાસ્વામીએ ખૂબ ચતુરાઇથી કામ લીધું, અને અમે સુખરૂપ કાશી પહોંચી ગયાં. અમે જ્યા ઊતર્યા હતાં એ લોકો પણ સારા હતા અમારો સામાન રાખવા માટે એ લોકોએ અમને એક ઓરડો પણ કાઢી આપેલો. દરરોજ અમે ગંગામાં નહાવા જતાં, કાશીવિશ્વનાથના દર્શન કરતા અને બીજા અનેક સ્થળે ફરતાં. મકાન–માલિકના દીકરાનું નામ ગુરુદાસ હતું. એ ગોરા સિપાઇઓની સાથે હતો એણે અમને કહ્યું કે 'અહીં પણ બળવો થવાનો છે માટે આપ જલદી ઘેર પહોંચી જાવ.' એના કહેવાથી પાછા ફરવાનું અમને તો મન ન થયું. પણ અમારા પહોંચ્યા પછી છઠ્ઠે દિવસે જ કાશીમા હલચલ મચી ગઇ. બીજે દિવસે તો અમારા મકાનના લોકો જ રોવાપીટવા લાગ્યાં. ગુરુદાસને બળવાખોર માનીને જેલમાં લઇ ગયેલા. લોકો કહેતાં કે 'હવે કાં તો એને ગાળીએ દેશે, કાં ફાંસીએ ચડાવશે.' ગુરુદાસ પરણેલો હતો. ને એને જે દિવસે જેલમાં લઇ ગયાં તે જ દિવસે એની પત્ની આણું વળીને આવવાની હતી એજ સાંજે વીરાસ્વામી પણ ગુમ થઇ ગયો. અમે ખૂબ મૂંઝાઈ ગયા ત્રણુ દિવસ પછી મકાન માલિકે કહ્યુ કે તમારી સાથેના ભાઇને તો કોઇએ ગોળીથી મારી નાખ્યા છે અમે એનું શબ લઈ આવ્યા છીએ, મે જોયું તો એ વીરાસ્વામી જ હતો, ગંગાને કિનારે જ એને અગ્નિદાહ દીધો, ને પછી અમે ચાલ્યા આવ્યા. અહીં પહોંચતા જ છ મહિના થયાં '

આ સાભળી વીરાસ્વામીના માબાપ તો ખૂબ રડવા લાગ્યા, વીરાસ્વામીના બાપ ખૂબ સારા માણસ હતા. ૧૧ વર્ષની ઉંમરે જ આમ વિધવા થયેલી પોતાની પુત્રવધૂ વનુમ્માલને પોતાને ઘેર લઇ આવ્યા, ને એના ભરણપોષણનો ભાર પોતે ઉપાડયો. બીજા દીકરાઓ પાસે પણ વચન લીધુ કે તેઓ એને જાકારો નહિ દે, એમના મૃત્યુ બાદ વનુમ્માલ મોટા દીકરા રંગનને ત્યાં રહી ને પછી રંગનના દીકરા રામમૂર્તિને ત્યાં હતી.

ગામના લોકો માનતા કે વનુમ્માલનાં પગલાંને કારણે જ વીરાસ્વામી મરી ગયો. એથી લોકો એને

ધૂત્કારતા, તરછોડતા ગામમાં કોઈનું અવસાન થતુ તો લોકો કહેતા કે 'આલી ડોશી કેમ મરતી નથી ? એના જીવવાથી શુ ફાયદો છે ? ઊલટુ, એ બીજાના ભોગ લે છે' આવુ બધુ સાંભળવા છતા યજ્ઞીદાદી પોતાનુ જીવન ગાળતી હતી, આવા યજ્ઞીદાદીનું જીવનવૃતાંત જાણવાનું મને મન થયુ, ને મે એમને પૂછ્યુ પણ ખરુ એમણે મને કહ્યું

'બેટા, મારો જન્મ જેઠ મહિનામાં દશ વર્ષની ઉમરે હુ પરણીને અગિયારમે વર્ષે તો વિધવા થઇ ત્યારે હુ ખૂબ નાની હતી લગ્ન વખતે એમનું મો જોવાનું પણ મને મન થયું નહોતું પછી હુ સાસરે આવી ત્યારે જ મે એમનું મો ધ્યાનથી જોયુ હવે તો એ પણ મને યાદ નથી ત્યારે એમની ઉમર વીસેક વર્ષની હશે એમણે વેદાભ્યાસ કર્યા હતા શ્લોકો બોલતા ત્યારે ખૂબ સારુ લાગતું માથે સુદર કાળા વળ હતા એકવડિયા બાંધાનું શરીર હતુ રગ ઘઉવર્ણો હતો હ પણ મારુ તો જીવતર ધૂળ થયું દાદીએ નિસાસો નાખ્યો

વરસાદ ન આવે ને ખેતી સૂકાઇ જાય તો ખેડૂતના દિલમાં જે આઘાત લાગે છે એમ જ દાદીની જીવનખેતી પણ સૂકાઈ ગઇ એ સાઠ ભાઠ જેવા ૮૫ વર્ષમાં એમને શુ શુ સહન નહી કરવુ પડયું હોય ! શુ શુ ચોટ નહિ લાગી હોય !

પાડોશના કુપ્પુસ્વામીએ કહ્યુ કે દાદીના આ દુખી જીવનનો અત નજીક છે એટલે હુ તરત જ રામમૂર્તિને ઘેર જવા નીકળ્યો એમને ઘેર ખેડકના રૂમમા જ િવાલ નજીક એક જૂની સાડીમાં દદી સૂતાં હતા મારો અવાજ સાભળીને દાદીએ આખો ખોની 'બેટા તુ આવ્યો ?' મારા પર એમનુ ખૂબ વ્હાલ હતુ

'કા દાદી ! તબિયત કેમ છે ?' મે પૂછ્યુ

'કાશી વિશ્વનાથનુ ભજન કરુ છુ બેટા, ૮૬ વર્ષ સુધી ધાણીના બળ ની જેમ જીવી છુ મે ખૂબ પાપ કર્યાં હશે– એટલે જ આમ દુખી થાઉ છુ પણ હવે પાપ પૂરાં થવા લાગે છે, એટલે ભગવાન મને જ ભોવાની લેવાનો લાગે છે જતા પહેલાં એકવાર તને જોવાની ઈચ્છા હતી તે પણ પૂરી થઇ પૂર્વ જન્મમાં થોડુ પુણ્ય પણ કર્યું હશે'

જમાનો જાણે રેખાંકિત ન થયો હોય એવા એ વૃદ્ધાના ચહેરા પર સતોષ ની ઝ ળકી ઝલક આવી ગઇ હુ તો એને કયા શબ્દોમાં સાન્વન આપુ ! છતાં પણ કહ્યુ દાદી, તમારી તપસ્યાનું ફળ આપવા માટે જ પ્રભુ તમને બોલાવે છે'

બીજે જ દિવસે મને કપનીનો તાર મળ્યો, એટલે હુ મદ્રાસ ગયો ને ત્યા પહોચ્યા પછી ત્રીજે દિવસે મુબઇ ગયો મુબઇમા એક રવિવારે જરા ફરવા નીકળ્યો કાલબાદેવી બજારમાથી પસાર થતો હતો ત્યા જ એક દુકાન પર એક બોર્ડ જોયું– 'ભગવાનદાસ વીરાસ્વામી કૌશિક–બનારસી રેશમની દુકાન' હુ ઊભો રહી ગયો વીરાસ્વામી શબ્દ વાચી મારા મનમાં કાઇનું કાઇ થયું હુ દુકાનમાં ગયો

દુકાનના કાઉન્ટર પર ૩૦ ૩૧ વર્ષની ઉમ રનો એક માણસ બેઠો હતો મજાના રૂપ ળો, દેખા વડો હતો હુ ગયો એટલે એણે મીઠો આવકારો આપતાં કહ્યુ, બેસો સાહેબ, શુ આપુ ? એણે અદરથી નોકરને બોલાવ્યો મે કહ્યુ મારે કાઇ લેવુ નથી બહાર બોર્ડ પર નામ આપનુ જ છે ? હા, મારુ જ નામ ભગવાનદાસ જવાબ મળ્યો પણ એમાં વીરાસ્વામી નામ વાચીને હુ અદર આવ્યો છુ વીરાસ્વામી તો દક્ષિણ તરફનું નામ છે એ આપના નામ સાથે કેવી રીતે ? આપ કયાના છો મે પૂછ્યુ એણે ઉત્સાહથી જવાબ આપ્યો, હુ તો બનારસનો છુ વર્ષોથી અમે કાશીમાં રહીએ છીએ આપનું કહેવુ બરાબર છે મારા પિતાના દાદાએ એ નામ પોતાના નામ સાથે જોડેલુ ત્યારથી આમ જ ચાલ્યુ આવે છે એ નામની વ્યક્તિએ અમારા કુટુબને બરબાદીમાથી બચાવેલુ

મે કહ્યુ એ બધુ મને જો વાધો ન હોય તો વિગતથી કહેશો ?

ભગવાનદાસે ચા મગાવી ને બેઠા કહે, 'તમે

દક્ષિણ તરફના લાગો છો ! હુ તમને જરૂર મારો ઇતિહાસ કહુ મારા પરદાદાનુ નામ ગુરદાસ એમના માબાપના એકના એક પુત્ર એ ગોરાની પોલીસમા કામ કરતા પોલીસમાં ભરતી થયા પછી ચાર વર્ષે એમના લગ્ન ગોરખપુરની એક કન્યા સાથે થયા એ વખતે દેશમાં પ્રથમ સ્વાતંત્ર્ય સગ્રામ શરૂ થયો ગોરખપુરમા ગુરદાસના એક બનેવીએ એ આદોલનમા સક્રિય ભાગ લીધો એ વખતે ગોરાઓએ બધી મિલકત સુરક્ષા માટે કાશી મોકલી ગુરદાસને એ ખબર હતી એટલે એણે તરત પોતાના બનેવીને એ ખબર મોકલી એના બનેવીએ પોતાના સિપાહઓની મદદથી એ બધી મિલકત લગભગ સાત લાખ રૂપિયા રસ્તામા જ લૂટી લીધા

'બીજે દિવસે કાશીમ પણ બળવો ફાટી નીકળ્યો ગોરાઓને કોણ જાણે ક્યાંથી પણ ખબર પડી ગઈ કે ગોરખપુરની લૂટમાં ગુરદાસનો હાથ હતો એટલે એમણે એને કેદમા પૂરી દીધા જે દિવસે એને પકડયા તે જ દિવસે એની પત્ની દામ્પત્ય-જીવનના અનેરા કોડ લઈને આવી રહી હતી ગુરદાસના મા-બાપ આ બધાથી ખૂબ ગભરાયા ને રોવા લાગ્યા

એ વખતે એમને ઘેર દક્ષિણ તરફથી શભુ શર્મા નામનો એક વૃદ્ધ પુરુષ, બે આધેડ સ્ત્રીઓ અને એક યુવક કાશીની યાત્રા માટે આવેલા એ યુવકનું નામ વીરાસ્વામી '

'ગુરદાસના ઘરનાને રોતા જોઈને વીરાસ્વામીએ બધી તપાસ કરી જ્યારે એને આ બધી વાતની ખબર પડી એટલે એ તરત મહાન ત્યાગ માટે તૈયાર થઈ ગયો એની અને અમારી ભાષા પણ જુદી હતી, એનો એ પ્રદેશ પણ નહોતો મદ્રાસથી થોડા ભાડાના સિપાઈઓ સાથે એક ગોરો અમલદાર આવી પહોચ્યો, એના રાક્ષસી અટ્ટહાસ્યની ઇતિહાસ હજી સાક્ષી પૂરે છે ગુરદાસની જેલ પર સદ્ભાગ્યે મદ્રાસી સિપાઈનો પહેરો હતો '

એ દિવસે રાતે આઠ વાગ્યે બાવાનો વેશ લઇને વીરાસ્વામી ત્યાં ગયો એનો અવાજ બહુ સરસ હતો જેલના દરવાજે જઈ એણે વેદમત્રો ભણવા માંડયા, તામીલ ગીતો ગાતા મદ્રાસી સિપાઈ તો મત્રમુગ્ધ થઇ ગયા એણે સૌને પ્રસાદ વહેચ્યો ને કહ્યુ, 'જેલની અદર જે બધા છે એ હવે બે ત્રણ દિવસમાં તો મૃત્યુના મુખમા જવાના છે તો એમને પણ આ પ્રસાદ આપીને પાવન કરવા દો ' સિપાઇઓએ હા પાડી ને વીરાસ્વામી જેલમાં પ્રસાદ વહેચવા ગયો ત્યા ગુરદાસને મળ્યો ને કહ્યુ કે, 'બહાર હુ સિપાઈઓનુ ધ્યાન બીજે રોકી રાખુ છુ, ત્યાં તુ નીકળી જા– તારી પત્ની આણુ વાળીને આવી ગઇ છે ' આટલુ કહી બહાર આવી પાછુ એણે નાટક શરૂ કર્યું સિપાઇઓ પણ ગાવા નાચવા લાગ્યા ગુરદાસ જેલની બહાર નીકળી ગયો સાથેના બીજા કેદીઓ પણ જો આમ ભાગ્યા ન હોત તો કાંઇ ન થાત

પણ બધાએ નાસભાગ શરૂ કરી ને સિપાઇઓ ચેતી ગયા એકદમ ગોળીબાર શરૂ કર્યો ને એમાં કોઇએ વીરાસ્વામીને પણ ગોળી મારી, ગુરદાસ અધકારમાં ઊભો ઊભો આ જોતો હતો એણે આ જોયું એની લાશને એ ઘેર લઇ આવ્યો બે દિવસ પછી વીરાસ્વામીના સાથીઓને આ વાતની ખબર મળી, પણ ગુરદાસે વીરાસ્વામીના મૃત્યુનું કારણ ન કહ્યુ. એવા ત્યાગીને ગુરદાસ જીદગીભર ન ભૂલ્યા એણે પોતાના નામ સાથે એમનુ નામ જોડી દીધુ એ જ કુટુબમા મારો જન્મ થયો છે'

ભગવાનદાસની વાત સાંભળી મારુ મન દાદી પાસે પહોંચી ગયું હુ પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યો કે દાદી જીવતાં હેય તો સારુ, આ બધી વાત એમને કહુ મે એને ટ્રેકમા દાદીની વાત કહી એણે મને કહ્યુ મિત્ર, કદાચ દાદી હજી જીવતાં હશે હું એ માનું દર્શન કરવા માગુ છુ ને એ જ દિવસે અમે બને દાદીના ગામ આવવા નીકળ્યા

ગામમા આવતાં જ જે સૌ પહેલુ સામુ મળ્યું એને દાદીની ખબર પૂછી ને જાણ્યું કે દાદી હજી જીવે છે

અમે બને દોડીને રામમૂર્તિને ત્યાં ગયા

ગામના ઘણા માણસો નવાં માણસોને જોવા ભેગા થઈ ગયા. દાદા હજી એ જ ખૂણામાં પડયાં હતાં. ભગવાનદાસે પૂછ્યું, 'કેમ કોઇ ખાટલો નથી ? દાદી કેમ નીચે સૂતા છે ?' રામમૂર્તિ કોઇને ત્યાંથી ખાટલો માગી લાવ્યા, ને દાદીને ખાટલા પર સુવરાવ્યા.

મારો અવાજ સાંભળી દાદી માંડ માંડ બોલ્યા, 'બેટા, તું આવ્યો ?' મેં મન મજબૂત રાખી ભગવાનદાસે કહેલી બધી વાત દાદીને કહી સંભળાવી.

સાંભળીને દાદી કહે, 'ક્યાં છે એ છોકરો ?'

ભગવાનદાસ નજીક આવ્યો, નીચો નમ્યો ને દાદીના હાથ એના માથા ઉપર મૂકયા. દાદી કહે,' હું એમ માનતી હતી કે મારું જીવન વ્યર્થ ગયું. પણ કોને ખબર હતી કે એમણે આવું મોટું સત્કાર્ય કર્યું હશે ? બેટા, સુખી રહો'–ને દાદીની આંખમાં આંસુ આવી ગયા.

ભગવાનદાસને મેં દાદીના આશીર્વાદ એની ભાષામાં કહી સંભળાવ્યા. એની આંખોમાં પણ આંસુ આવી ગયા. તરત જ દાદીના પગ પાસે બેસી ગયો ને ગદ્ ગદ્ કંઠે બોલ્યો, 'તમે સાચે જ દેવી છો !'

અમે મુંબઇથી નીકળ્યા ત્યારે જ ભગવાનદાસે પોતાના ઘેરથી ગંગાજળનો ઘડો સાથે લઇ લીધેલો મેં દાદીને કહ્યું 'કે લો ગંગાજળ !' તો દાદી કહે– 'મને ઘણીવાર થતું કે મારે જો દીકરો હોત તો મને જ્યાં એ ગયેલા એ કાશીએ જરૂર લઇ જાત. પણ તમે ગંગાજળ લાવ્યા ખરા; જલદી મને આપો. સાચું કહો તો મારું જીવન જરાપણ એળે નથી જ ગયું.'

*

## " અદ્‌ભુત સ્મરણશક્તિ "

૧૯૦૧ની સાલમા સ્વામી શ્રી વિવેકાનદની તબિયત સારી ન હતી બેલુરમઠમા રહીને શાતિથી તેઓ પોતાની તબિયત સુધારવા મગતા હતા

એક દિવસ એક ભાઇ સ્વામીજીને મળવા આવ્યા સ્વામીજીની આસપાસ અંગ્રેજી ભાષાના વિશ્વકોષ " એન્સાઇકલોપીડિયા બ્રિટાનિકા "ના ગ્રથો પડેલા હતા આ જોઈને તે ભાઇએ કહ્યુ "સ્વામીજી, આટલા બધા પુસ્તકો એક જિદગીમા વાચવા એ બહુ અઘરુ કામ છે, માણસનુ ગજુ નહી !"

સ્વામીજીએ આછા સ્મિતસહ જવાબ આપ્યો : " જુઓને મે પથારીમા પડયા પડયા દશ ગ્રથો પૂરા કર્યા અને આ અગિયારમો ગ્રથ વાચુ છુ. આ દશ ગ્રથ વાચવામા ખૂબ આનદ આવ્યો તમારે એમાથી મને કશુ પૂછવુ હોય તો ખુશીથી પૂછો "

પછી પેલા ભાઈએ દશે ગ્રથોમાથી એક પછી એક પ્રશ્નો પૂછવા માડયા અને સ્વામીજીએ તેના જવાબો ગ્રથમા લખ્યા મુજબ જ બરાબર આપવા માડયા કેટલેક ઠેકાણે તો મૂળ પુસ્તકના શબ્દો પણ બરાબર ટાકી બતાવ્યા આ સ્વામીજીના જવાબો સાભળીને પેલા ભાઇ તો સ્વામીજીની સ્મરણ શકિત ઉપર આફરીન થઈ ગયા

# પ્રેમચંદજીના પોતાના જ શબ્દોમાં

મુનશી પ્રેમચંદજી

એક વર્ષ પછી મારે બનારસ આવવુ પડયું ત્યારે હુ પંદર વર્ષનો હતો અને અંગ્રેજી પાચમા ધોરણમા ભણતો

એક દિવસ પિતાજીએ કહ્યુ 'ધનપત, ખર્ચ માટે તારે શુ જોઇશે ?'

મે કહ્યુ 'પાચ રૂપિયા આપતા કરજો'

પિતાજીને થયું કે સસ્તામા પત્યું જ્યારે હું બનારસ આવ્યો ત્યારે મને ખબર પડી કે બે રૂપિયા તો ફીમા જ ચાલ્યા જશે બાકી રહે ત્રણ રૂપિયા તેમા એક રૂપિયાનુ દૂધ-અધો હિસાબ મેળવતાં જોયુ કે મેળ મળતો ન હતો મને થયુ કે નિશાળ કરતા ખાનગી રીતે અભ્યાસ કરુ તો ફી બચે ઘરમાથી કોઇ જાતની મદદ મળવાની આશા ન હતી, કેમકે ઘર ગરીબ હતુ રાત્રે સુધરાઇના ફાનસ નીચે કોયડો બિછાવી ભણતો સવારે નાસ્તામાં કાકી પોતાની પાસેથી ગોળ આપતી

ખેર, પરીક્ષા નજદીક આવી એ વખતે પિતાજીએ પાંચ રૂપિયાનો ગોળ એક સામટો ખરીદ કરી મારી ઓરડીમા રાખવા કહ્યુ કારણ કે મારા લગ્ન થવાનાં હતા મે ગોળ તો ખરીદી લીધો એ પછી અમે એટલે કે મે મારા પિતરાઇ ભાઇ તથા ગામના બીજા મિત્રોએ વારાફરતી ગોળ ખાવો શરૂ કરી દીધો એ રીતે રોજ શેર-દોઢશેર ગોળ ખવાતો જ્યારે હું જાતો કે ગોળવાળી પેટી પણ ઠીક ઠીક રીતે ખાલી દેખાવા લાગી છે ત્યારે મનમા નક્કી કરતો કે હવે નહિ અડુ, પરંતુ ગોળ ખાવાની એટલી ખરાબ ટેવ પડી ગઈ હતી કે પ્રતિજ્ઞા પણ વિસરાઇ જતી છેવટે એક દિવસ પેટીની ચાવી બારી બહાર ફેંકી દીધીને પાણી મૂકયુ કે હવે તો નહિ જ ખાઉં પરંતુ મિત્રમંડળની આવ-જા ને ગોળ જેવા નાસ્તાની બધી વધુ ન ટકી છેવટે ચાવી શોધી પેટી ખોલવી જ પડી ફરી ગોળના દડબાં ચપોચપ ઊડવા લાગ્યા જ્યારે અડધો થઇ ગયો ત્યારે મે ચાવી કૂવામા નાખી દીધી જ્યારે પિતાજી ઘરે આવ્યા ને ગોળની બેગી માગી ત્યારે તાળુ તોડવુ પડયુ

કાકી ગોળની હાલત જોઇ ખૂબ જ ચિડાઇ પિતાજી પણ સાથે થોડો ઘણો મેથીપાક પણ પડયો થોડા દિવસ કયાય મન ન લાગ્યું પરંતુ મારા લગ્ન થવાના છે એ જાણી હુ એ બધુ ભૂલી ગયો

મંડપના વાસ પણ હોશે હોંસે મે જ ખોડયા હતા

*

[એમનાં લગ્ન તો એમના અભ્યાસ કાળમા જ થઇ ગયા હતાં અભ્યાસ પૂરો કર્યા પછી એમણે સરકારી નોકરી સ્વીકારી હતી એ સમયનો એક પ્રસંગ છે શિવરાની દેવીના શબ્દોમા-)

મારા આવ્યા પહેલાંથી એમની સાહિત્યસેવા ચાલુ હતી એમની પહેલી નવલકથા 'કૃષ્ણ' અલ હાબાદથી પ્રગટ થઇ ચૂકી હતી લગ્નન વર્ષે જ એક બીજી નવલકથા 'પ્રેમા' પ્રગટ થઇ જેનું નામ આગળ જતાં 'વિભવ' રાખ્યુ હતુ લગ્ન પછી બીજે વર્ષે એક વાર્તાસંગ્રહ સોજે વતન' પ્રગટ થયો એ અંગે મુકદ્દમો રજુ થયો ત્યારે અમે મહોબા હતા, ત્યા પણ પોલીસ આવી હતી ત્યાર બાદ કલેકટરનો હુકમ છૂટયો કે, 'મને આવી મળી જાઓ'

કલેકટરનો હુકમ એમને બહારગામ કામ ઉપર ગયા હતા ત્યા મળ્યો આખી રાત ગાડામાં બેસી તેઓ કલેકટર પાસે પહોંચ્યા બીજે દિવસે આવ્યા, ત્યારે મે પૂછ્યું કેમ કર્યાં રોકાઈ ગયા હતા ?

એમણે કહ્યું 'શોભ, કહુ છુ મુસીબતમાં

પડી ગયો હતો. કાલે આખી રાત ચાલીને આવ્યો છુ.'

'અરે, શુ હતુ ?'

"સોઝે વતન' એ એ કલેક્ટરે બોલાવ્યો હતો.'

'શુ હતુ ?'

'કલેક્ટર પાસે ગયો . ત્યા જોયુ તો ટેબલ ઉપર 'સોઝે વતન'ની એક નકલ પડી હતી.

'પછી ?

કલેક્ટરે પૂછયુ, 'આ પુસ્તક તમારુ લખેલ છે ?' મે કહ્યુ . 'હા' એ પછી મારુ નામ વાંચી સભળાવ્યુ કલેક્ટર બોલ્યા, 'તમે અગ્રેજી રાજ્યમા છો, નહિ તો કયારના તમારા બન્ને હાથ કપાઇ ચૂકયા હોત, સમજ્યા ! તમે વાર્તાઓ દ્વારા વિદ્રોહ ફેલાવી રહ્યા છો. તમારી પાસે આની જેટલી નકલો હોય એટલી મને મોકલી આપો ને હા, હવે ફરી કદી લખવાનુ નામ જ ન લેતા,—જાઓ '

મે પૂછયું . 'તમે પુસ્તકો મોકલી આપવાના છો ?'

એમણે કહ્યુ 'વાહ, અરે એમ કહે કે આટલેથી જ પત્યુ મને તો હતુ કે ખડામા ઊતરવુ પડશે '

'ત્યારે તો હવે લખવુ જ બધ કરશો નહિ ?'

'લખીશ કેમ નહિ ? ઉપનામ રાખવુ પડશે. બેન, અત્યારે તો બલા ટળી—પણ મને થાય છે કે હજુ કઇક થશે તો ખરુ જ.

'હવે જે બનવાનુ હતુ એ બની ગયું જે વાર્તાસગ્રહને કારણે આટલુ થયું એ સગ્રહ તો હજુ મે વાચ્યો પણ નથી '

'એ તો તે સાધારણ વાત કરી જે પુસ્તક સરકાર જપ્ત કરે એ પુસ્તકના વાચકોની સખ્યા વધી જવાની. છેવટે એ જોવા પણ કે એમા છે શુ ?'

'તમે તો મને એ વાચીને પણ સભળાવ્યું નથી હુ ઉર્દૂ તો જાણતી નથી ' (પુસ્તક ઉર્દૂમાં લખાયેલ છે )

'ઠીક હવે સભળાવીશ '

એ પછી એમણે 'પ્રેમચદ'ના ઉપનામે લખવુ શરૂ કર્યું . મૂળ નામ ધનપતરાય હતું

*

[ શિવરાની દેવી બીજો એક અસરકારક પ્રસગ આલેખે છે. ]

સને '૨૪ની વાત છે તેઓ બેદાર સાહેબને ત્યાં ગયા હતા. 'માધુરી ' કાર્યાલયના થોડાંક પુસ્તકો બોર્ડમા મજૂર કરાવવા ગયા હતા. બેદાર સાહેબ શરાબી હતા. પોતે પીધો અને એમને પણ પિવડાવ્યો ત્યાથી એ આવ્યા ત્યારે નશામા ચકચૂર હતા એ દિવસે મારા કાનમાની ફોડકી ફૂટી ગઇ હતી એથી હુ કાનમાં રૂ ભરાવી સૂતી હતી. કોણ જાણે કયારે આવ્યા હતા અને બારણુ ખખડાવી રહ્યા હતા. મને ખબર ન હતી, પણ જ્યારે બાળકોએ સાભળ્યુ ત્યારે ધન્નુએ દોડી જઇ બારણુ ખોલ્યુ . મને એની પણ ખબર ન પડી બાળકોને જોઇ એ કૂતરાની માફક જોર જોરથી બોલવા લાગ્યા મારા કાને અવાજ આવ્યો આથી મે અજાણતાં પૂછયુ ' ધન્નુ કૂતરો કયાથી આવ્યો ?' ધન્નુ રડતો રડતો બોલ્યો 'સાંભળતી નથી ? મારા બાપુજી આવ્યા છે. મને તથા બેબીને ધૂમ માર્યું . '

મે પૂછયું 'વાત શી છે ? '

ધન્નુ બોલ્યો 'બાપુજી કયારના સાદ પાડી રહ્યા હતા આપણે સાભળ્યું જ નહિ. '

હુ ઊઠી ગયુ કે અરધી રાત વીતી ગઇ છે. પાણી-પાણી જોઇતુ હોય તો આપી આવુ ને પૂછુ કે બાળકોને આટલાં ધમકાવવા તથા મારવાની શી જરૂર હતી ?

ધન્નુ બોલ્યો 'તુ ન જતી, બાપુજી શરાબ પી આવ્યા છે તને પણ ખિજાશે '

હુ ધ્રુજી 'આ વળી કયાથી શીખ્યા ?'

મને પણ ક્રોધ આવ્યો હુ સુઇ જ રહી સવારે ઊઠી તો એમનો નશો ઊતરી ગયો હતો મે કહ્યુ . 'બાળકોને આમ તે મરાતું હશે ?'

'મારે અડધો કલાક બૂમો પાડવી પડી એની તને ખબર છે ?'

'ત્યારે શું બાળકો આખી રાત જાગતા રહે.'

'બાળકો ન જાગે તો કંઈ નહિ, પણ એની મા તો જાગી શકતી હતી.'

'કાલે મને જરા ઠીક હતું એથી ઊંઘ આવી ગઇ હતી. છતાં જો જાગતી હોત અને મને ખબર હોત કે તમે શરાબ પીને આવ્યા છો તો ઊઠીને બારણું પણ ન ખોલત. કાલે તમે શરાબ પીધો હતો નહિ ?'

'બેદાર સાહેબ માન્યા જ નહિ.'

'તમે બાળક તો નહોતા કે બેદાર સાહેબ તમારા મોમાં પરાણે શરાબ રેડે, હવે જો કદી શરાબ પી આવ્યા છો તો બારણું નહિ જ ખોલું.'

'મને આવી ખબર હોત તો ત્યાં જ સુઈ રહેત.'

'તો શુ તમે મને કહીને ગયા હતા કે હું ત્યાં શરાબ પીવાનો છું, એટલે હુ જાગતી રહું, તમે આવી ખરાબ લતમાં ક્યાંથી ફસાયા ?'

'એ સમજ્યા જ નહિ.'

'પણ તમારે તો સમજવુ જોઈતું'તું.'

'એના ફેરમાં જો તું પડત, તો તું પણ પી લેત.'

'એવી નકામી વાતો ન કરો. હવેથી શરાબને અડકશો નહિ.'

'ઠીક, હવે નહિં જ પીઉ.'

એ પછી પાંચ–છ દિવસ બાદ બેદાર સાહેબને ત્યાંથી એ શરાબ પી આવ્યા, પરંતુ આઠ વાગતા જ ઘરે આવતા રહ્યા હતા. રાતના બે વાર ઊલટી થઇ હતી. હુ તો ઊઠી નહિ, પણ મારી ભાભીએ ઊઠી પાણી વગેરે આપ્યું ઊલટી સાફ પણ કરી. સવારે જ્યારે નશો ઊતર્યો ત્યારે બોલ્યા.

'રાતના મારી કેવી હાલત હતી ખબર છે ? તું ક્યાં હતી ?'

'હું એવી આદતોમાં ફસાનાર નથી. મેં એ દિવસે જ તમને કહી દીધું છે.'

'ભાભી ન હોત તો મને પાણી પણ દેનાર કોઇ ન હતું.'

'એટલે તો મેં પહેલેથી જ કહી દીધું છે.'

'તારું હૃદય પથ્થરનું છે.'

'આજે જ તમે જાણ્યું ?'

એ પછી એમણે કદી શરાબ પીધો નથી.

*

શિવરાની દેવીના શબ્દોમાં એક ત્રીજો પ્રસંગ.

સને '૨૬ની વાત છે. તેઓ 'માધુરી'નું સંપાદન કરતા હતા. ત્યારે એમણે 'માધુરી'માં એક 'મોટેરામ શાસ્ત્રી' નામની વાર્તા લખી હતી. એ વાર્તા અંગે એક જાણીતા શાસ્ત્રી મહાશયે 'માધુરી'-ના સંપાદક અને માલિક ઉપર દાવો દાખલ કર્યો હતો. શાસ્ત્રીજીનું કહેવુ હતું કે એ વાર્તા મને બદનામ કરવા લખાયેલી છે.

આથી બન્નેને રૂપિયા પાંચસો–પાંચસોની જામીનગીરી આપવી પડી હતી. કેસની તારીખે બે બૅરિસ્ટર દુહેરાદુનથી આવતા હતા. જેઓ નવસો નવસો એક દિવસની ફી લેખે લેતા હતા. મારો ભાઈ તથા મારા બનેવી પણ આવતા. કાનપુરના સઘળા વકીલ તથા બૅરિસ્ટરો આવી ગયા હતા. કોર્ટ માણસોથી ખીચોખીચ ભરાયેલી રહેતી. કેસ પતી ગયા બાદ મૅજિસ્ટ્રેટે હુકમ આપ્યો કે 'બન્ને જણા નિર્દોષ છે. એમની જામીનગીરી પાછી આપો.' આગળ જતા મૅજિસ્ટ્રેટ 'મોટેરામ શાસ્ત્રી'ને કહ્યુ : 'તમારે કઇ વિશેષ કહેવું છે ? હવે તો સારું એ છે કે છાનામાના બહાર નીકળી જાઓ. નકામો ફજેતો થશે '

એ પછી 'માધુરી'ની સઘળી નકલો ખપી ગઇ હતી.

વૈદજી ઘરે આવ્યા ત્યારે બોલ્યા : 'પહેલાં તો મોટેરામ શાસ્ત્રીને કોઈ પિછાણતું નહોતું, હવે તો સૌ કોઇ જાણી ગયા હશે. પછી મહિનાઓ સુધી માધુરી'ની ઑફિસમા એ વિશે ચર્ચાઓ ચાલ્યા કરી.

*

ત્યારે અમે લખનૌમાં હતાં. દેલી સાહેબ

ગવર્નરની પદવી લઇ આવ્યા હતા એમણે પોતાના એક મિત્ર જે હિંદી હતા એમને કહ્યુ 'ધનપત રાયજીને એક પત્ર લખો કે હુ એમને રાયસાહેબી આપવા ઇચ્છુ છુ, કારણ કે એ ભારતના શ્રેષ્ઠ રાઇટર (લેખક) છે' પેલા હિન્દી ગૃહસ્થ પણ પુસ્તકોના પૂરા ભક્ત હતા એમણે એક પત્ર લખ્યો કે 'ગવર્નર સાહેબ આપને રાયસાહેબી આપવા ચાહે છે, માટે આપ એમને મળો'

એ પત્ર લઇ તેઓ અંદર આવ્યા, મને કહ્યુ 'ગવર્નર સાહેબનો મારા પર પત્ર આવ્યો છે'

'શુ લખ્યુ છે ?'

'સાહેબ બહાદુર મને રાયસાહેબી આપવા ચાહે છે'

'એમણે પોતે લખ્યો છે કે કોઇ બીજા પાસે લખાવેલ છે'

'બીજા મહાશય પાસે લખાવેલ છે

'કોણ એ મહાશય !'

'છે એક મહાશય, સરનો ખિતાબ એમને પણ મળેલ છે'

ટો ત્યારે શેખથી રાયસાહબી ખાની રાયસાહેબી આપશે કે બીજુ પણ કઇ ?

'ઇશારો તો બીજુ પણ કઇક આપવાનો છે'

'ત્યારે સ્વીકારી લો'

'રાયસાહેબી, આપવાનો અર્થ જાણે છે ? ત્યારે હુ જનતાનો સેવક મટી એમનો પીઠુ બનુ એ માટે'

પીઠુ કેમ વળી ?

જેવી રીતે બીજા ખિતાબધરી છે હજુ સુધી મારુ સઘળુ કાર્ય જનતા માટે છે એ પછી ગવર્નમેન્ટ જે લખાવે એ મારે લખવુ પડશે તને પસદ હેય તો રાયસાહેબી સ્વીકારુ'

'જરૂર લો'

'જો તારો આ નિર્ણય હોય તો હુ મળવા આવીશ એમ લખી દઉ'

મને થયુ કદાચ સૌ ચોખ્ખુ લખી નાખે નહિ મે કહ્યુ 'સોદો તો બહુ મોંઘો પડે એમ છે'

હા, પણ હુ એવુ કરુ એવો નથી ને'

'એને શો જવાબ આપશો ?'

એમને ધન્યવાદ લખી દઈશ અને લખીશ કે હુ જનતાનો તુચ્છ સેવક છુ જો જનતા તરફથી રાયસાહેબી મળશે તો મારા શિર ઉપર, પરંતુ સરકારી રાયસાહેબીની ઇચ્છા નથી ગવર્નર સાહેબને મારા તરફથી આભાર કહેશો'

*

[એમના મૃત્યુ અગાઉ થોડાં વર્ષ પહેલાનો એક પ્રસંગ છે–]

બીમારીના વખતે એમણે એક વાત કહી એક દિવસ એમને રાત્રે ઊંઘ નહોતી આવતી હુ એમને ઊંઘાડવાની કોશિશ કરતી હતી લગભગ રાત્રિના એક વાગ્યો હશે એ બોલ્યા 'ક્યાથી હુ બીમાર પડયો, તારુ ખાવુ–પીવુ પણ મે છીનવી લીધુ'

મારો હાથ પોતાના હાથમા લઇ એમણે કહ્યુ 'અહી આવ ઊંઘ નથી આવતી તો કઇક વાતો કરીએ'

મે કહ્યુ 'નહિ, તમે સૂઈ જાઓ–રાત ઘણી વીતી છે'

'હુ તો ક્યારનો ઊંઘવાની કોશિશ કરુ છુ, પણ ઊંઘ આવે ત્યારેને! સાભળ, હું તને મારી એક ચોરીની વાત કરુ'

હુ બોલી અત્યારે ચોરીની વાત ક્યાંથી સૂઝી ?'

'પેલા બગાળી યુવકને તારી સન્મુખ તો જે દીધુ હતુ એ તો હતુ જ, પણ એ પછી એણે મારા નામે પોતાની પત્ની માટે દાગીના તથા કપડા તૈયાર કરાવ્યા હતા, એ દેવુ મે તારાથી છાનું ચૂકવ્યુ હતુ'

'કેમ કરીને ચૂકવ્યુ ?'

'તુ જ કહે શુ કરુ ? તારાથી છૂપી રીતે

વાર્તાઓ લખવાનો એનો જે પુરસ્કાર આવતો એ આપી દેતો હતો તારી પાસે તો પૈસા માગી શકતો ન હતો શુ કરુ, એનો પણ દેખિયાત રહ્યો હોઇશ '

'એ તો હુ પણ જાણતી હતી, પણ ચૂપ જ રહેતી'

'સાચે ? કેમ કરી ખબર પડી હતી ?

'પેલો સોની ને કાપડિયો વારવાર તમારી પાસે આવતા ને મારા ધ્યાન બહાર નહોતુ કઇ, સમજ્યા ? '

'પણ તે મને પૂછ્યુ પણ નહિ ? '

'હુ શા માટે પૂછુ ? છાનુ આપતાં હતા ત્યારે મારે પૂછવાની શી જરૂર ? '

'ઠીક, હજુ બીજી એક ચોરીની વાત કહુ. મે મારી પ્રથમ પત્નીના જીવનકાળમાં એક બીજી સ્ત્રી સાથે સબધ રાખ્યો હતો. તારા આવ્યા બાદ પણ મારો એની સાથે સબધ રહ્યો હતો '

'હુ જાણુ છુ.'

આ સાભળી એ મારા પ્રત્યે જોઇ રહ્યા એમની આખો મારા ચહેરા ઉપરનો ભાવ જાણે વાંચી લેવા ચાહતી હતી. મે એમના તરફ જોતા જોતાં મારી નજર નીચી કરી લીધી. ઘણીવાર સુધી એ મારા પ્રત્યે એક દૃષ્ટિએ જોઇ રહ્યા હુ શરમથી મોં નીચુ રાખી રહી મને થતુ હતું, વીતી વાતને ઉખેળવાથી શો લાભ ?

ધીરેથી એમણે મારો હાથ ઊચકી બન્ને આખો ઉપર મૂકી દીધો.

*

તુલસીરામાયણમા એક પ્રસગ છે રામે વાલીને બાણ માર્યું વાલી દેહ છોડવાની તૈયારીમા છે, ત્યારે તે પ્રભુને પૂછે છે, મે તમારો શો અપરાધ કર્યો હતો, જેથી તમે મને આ રીતે માર્યો ? ભગવાન જવાબ આપે છે, હુ તો તારા પર ખૂબ ખુશ છુ તે એક ખોટુ કામ કર્યું હતુ તેથી મારે આ કામ કરવુ પડ્યુ પરતુ હજી પણ તુ ઇચ્છે તો તને જીવન દઇ શકુ છુ ત્યારે વાલીએ કહ્યુ હુ બેવકૂફ નથી કે મરણ સમયે તમારુ સાક્ષાત્ દર્શન કરી રહ્યો છુ તે તક ગુમાવી ફરીથી જીવન માગુ, અને તમારા દર્શન વગર મરુ મારુ ધનભાગ્ય છે કે મૃત્યુ સમયે તમારુ દર્શન થઇ રહ્યુ છે પછી ભગવાને વાલીને પોતાના ધામમા, વૈકુઠધામમા ગતિ આપી આવી કથા છે આ જ ભારતની શક્તિ છે ચીની લેખક લિન-યુ-ટાગે લખ્યુ છે કે ભારતને ભગવાનનો નશો છે (India is a God intoxicatie land)

—વિનોબાજી

*

યુનાનના પ્રસિદ્ધ તત્ત્વવેત્તા મેલિડિયસના શિષ્યોમા જ્ઞાનચર્ચા ચાલી ! 'સુખ કોને કહેવાય ?' એક શિષ્યે કહ્યુ વસ્તુની ઇચ્છા થતા જ જે વસ્તુ મળી રહે એનુ નામ સુખ '

આ સાભળીને મેલિડિયસ સહેજ હસ્યા અને કહ્યુ 'ભાઇઓ, તમે કહ્યુ તેના કરતા પણ ઉચ્ચ કક્ષાનું સુખ હુ તમને બતાવુ આશા-તૃષ્ણાનો અત આણીને આપણને મળેલી વસ્તુમા મજા માણવી એનું નામ સાચુ સુખ '

આશા—તૃષ્ણા અને ઇચ્છાઓનો અત આણીને પ્રભુએ જે આપ્યુ છે તેનો ઉપભોગ કરીને સુખ મેળવો આકાશના તારા જોઇને નિસાસા નાખવા કરતા તમારા પગ પાસે ખીલેના ફૂલો જોઇને આનદ માણો પોતાની પાસે ન હોય તેની આશા કરવાથી જે પોતાની પાસે હોય છે તેનુ પણ સુખ ગુમાવે છે

# સાગરી થાપો

દામોદર ભટ્ટ 'સુધાંશુ'

સાગર મહારાજને પૂજીને પછી જ અન્નનો દાણો મોમા મૂકવો એવુ વરૂસુવ્રત એક કન્યાને છે. તારુણ્યની મરજાદના રસુવાસ ઓળગીને એ જોબન જગનાં કાંઠાબૂડ પાણીમાં ઊભી છે ઘુઘવતા યૌવન પૂરને આંખોની તરગી ઝાંખ જોઇ રહે છે દેહની વેલડ પર કકુડા ઊઘડે છે.

સ્હવારની કાંઅ પર કિરણોના પંખી બેસે છે ને કુવારકા સમુદ્રનો આરો રોજ ચડતી દેખાય છે. સોલવિલોલ જળલહરીની લુમો ગેલ કરી કરીને ભીડી રેતીના થરો પર સાપોલિયાં આળખે છે. પાણી પછડાટ ખાઇને પોતાનો ધવલો પોરસ વ્યક્ત કરે એવી એકે ભોણુ કે ભેખડ નથી. સમયગ રેતીના રાય તથા જામી ગયા છે.

એક રૂપાની અડાળી, નાની જલઝારી, ઘીની વાટ પૂરેલી દીવી ચોખા ને ફૂલ–આટલી પૂજા સામગ્રી એની કુણી કરસ્થલીમા રોજ ઝૂલી રહે છે

એ આવે ને પગબૂડ પાણીમા જઇને જળની કરસની ભરી લાવે. એ પછી ઉછળતી સમુદ્ર–ઊર્મિથી બે પગલા છેટે જઇ, દીવો કરે, ચોખાનો સાથિયો પૂરે, કકુના ચાંદલા કરે, ને માથે ફૂલ ચડાવે. એ પછી સાગરદેવને કકુ–અક્ષતના વધાવા આપે, ને હાથના આસકા લઇ દરિયા-વીરના મીટડા લ્યે ને પછી ખાલી થએલી ટબૂડી દરિયાની લીલ્યમા બોળીને ભરે ને અડાળી ઊચકી પાછી ઘરે આવે

શરત્પૂર્ણિમાની ભરતીનો આજ દિવસ છે. ઘાટી આસમાની ઝાલર સજીને વાવડાની લીલ્યમા તરવરાટના વૈભવ પાથરતી ફરફરે છે નીલમણિની અનલ રેશમી પારદર્શિતા સરલ ને નિખાલસ છે

આજની પૂજાવેળ એ કન્યાના કોડ કોઇ નવી ભાતના જ ઊઘડયા છે દરિયાની કાંધ પર જહાજોને ઝુકાવતા કઈક ખેડૂઆઓ, પોતાના વતનમા ટાઢા દાળવાને પાછા વળ્યા છે. પરદેશ ખેડતા ખેવટિયા ઓની માતા, બ્હેન, દીકરિયુ, વહુઆરુ–ઉલટનાં ઓવારણા લઇ–લઇને ઓછી ઓછી થતી હશે દરિયાપીરની લીલ્ય વળે તો શી કમીના રહે આવી આવી સમદર લ્હેરી જેવી ભરતીઓ તેને ફરકી ગઇ

પછીની એક ગૂઢી કામના એની ઊર્મિની તરડયમાં જ અટકાઈ ગઇ એ ઘેર આવી, ને એની રડવાડય માએ આજ એને નવા ખબર આપ્યા

"રામકુવર ! કોચીનની પેઢીના વાંણ આજ આવ્યા છે તારા સસરાના ય સમાચાર છે કે મહિન-માસમા આવીએ છીએ. લગનની તૈયારીમા રે'જો"

એવી ઊર્મિની તરડયમા અટકાઇ ગએલી કામના આવીને ગલગલિયા કરી ગઈ રામકુવરના ગાલ પર સુરખીના સાથિયા છપાઇ ગયા એના ગલના ખજનમા શરમની મેનાઓ કલ્લોલી ઊઠી

માગશર મહિનાની શિશિર–નિશાની પાંખમા ફરકીને ટાઢી, માનવીઓની કાયાની સાચી ગરમીની સાથે વાતોએ વળગી છે. બાળકો માતાની ગોદની હૂંફ પીને પ્રફુલ્લે છે, શિશુઓ ઉભરતા શીતળ રગોમાં નાના શરીરની નવડી તગાવે છે જુવાનોની શોણ-સુરભિ પાકીને, લગન મનોરથની વરાઇમા ચ્હેકે છે ને ગહેકે છે કુવારા, નિગૂઢ આશયમા જુવાની પકવે છે, પરણેતા રતિવૈભવના ઘોડલા ખેલવે છે પ્રૌઢ ને પ્રૌઢાના જીવનપથ પણ પ્રકટ–ઊર્મિના દિલસારિયણો ચરી ચરી, વાસે વળી ગએલી જિંદગાનીને પાછા વળી વળી નિરખે છે સાલમ ને ગરમ પાક પચાવવાની એ રત છે

લગનસરાની મગલકકુ–મઢેલી લગ્ન પત્રિકાઓ, ને કંકોતરીઓ, મહાજુ ખેપિયાઓના ખડિયામા ઉચકાઈને આવન–જાવન કરવા લાગી માગસર સુદ ૭–૮ના લગભગ લગનમાંડવા લેવાઇ ગયા છે. ગામ–પરગામના, દેશ–પરદેશના તમામ વરરાજા

એની લાકડીઓ હારે હથેવાળો બાંધવા કુટુંબ-સાયરમાં સંધાઈ ગયા છે. પરદેશની જાનો ધારી શુભતિથિએ પહોંચી જવા ઉપડી ચૂકી છે. કોઈ ગાડાવાટે કોઈ ગાડીઓ વાટે તો કોઈ દરિયા વાટે જાનૈયાઓની દળ-કટક વણઝાર આમ, માંડવિયાના ગઢ, ડેલી, ને ઓરડા ઘેરવાને દળમઝલ કરી રહી છે

પાણીના હૃદય કલબલે છે જળ, જીવનની ભાષા ઉચ્ચારતા સૂરજતેજની ઝબકને સ્તવે છે નીલ પરદાનો પાલવ અનંતના ઓછાયા ખમતો ગરવાઈમાં ચકચૂર છે એના વિષમ આરસ રસ પર ઊભેલી એક સ્ટીમર એકારની અવધિ, અંતરમાં સાતીને ઊભી છે. એને દરિયાલોકોએ 'વીજળી'નું નામ આપ્યું છે.

અને દરિયાલોકની એ 'વીજળી' ખરેખર વીજનો જ ઝબકારો હતી એ કાસમની વીજળી કહેવાતી કાસમ કપ્તાનની એ દરિયારાણીને કાસમે દિલના વેગ વાઈ ઉઝેરી હતી તરંગના તખતની એ મહારાણીએ, એના વેગના શાસન, જલધિવનની ઝાડીએ ઝાડીને ચખાડયા હતા ઉદધિના અતલ ઊંડાણોની અગાશી પર ઝીલીને એણે આસમાની અંધકારના ડેરાતંબૂ દીઠા હતા. અઘોર વારિધિ-ઘટાના નકશક ફૂલોને ત્વરિત ગતિની વેણીમાં પરોવીને એણે પારાવારના વિરાટ પુરુષને પ્રેમમસ્તાન બનાવ્યો હતો 'વીજળી'ના ચમકારા સલિલની નગરીને શ્રીમંત બનાવતા હતા

કેણીએ ત્હારા નારિયેરડા શણગાર્યા
—ને કેણીએ તારો પસ ભર્યો ?

ધડૂસના ઢોલની દાંડીઓમાંથી અજબ ધડકાની મેઘમન્દ્ર વાણી ઘુંટાય છે શરણાઈઓના સૂર ફૂલની હળવાશે તરંગ ને તીર પર તરે છે મીંઢોળબંધા વરરાજાઓની વણઝાર વહી આવીને અદૃષ્ટના સંસાર-સોપાન ચડવાને, વહાણુ મછવા ને જાનીગુંદમાં કેસરપગલાં માંડે છે. પીઠી ભર્યા, કેસરકંકુના ખતઝર્યા, એ કોડિલાઓની બાજુએ ચુંદડચોરસા ઓઢેલી વરમાના ને વરહ્નેનડી, મરક-મરક ચબેલીના હરખ પાથરતી ઓછી ઓછી થાતી ઓપે છે

ઝૂમણદીવડાઓની જલતી મંગલજ્યોત સાગરી પવન-ફેરે એમ ડોલન્ત-સ્થિર થરથરે છે. સંસારના લગનમંગલની બધી ખુશનુમા સર્જનહારે એકઠારે નિતારીને જાણે નિધિમંડલને નમણો કર્યો હોય એવો એ દેખાવ છે.

જાનૈયાઓ જોરકી દૈવાઊર્મિએ મછવામાં બેસે છે, ને ઘરે રોકાનાર રંડવાળ માતાઓ, બહેનો, ફૈઈઓ ને ગલઢાગુઢ્ઢાં, જાનના પંથપરિયાણને અંતર-પુનાઈની શુભ ઘડીએ નવાજે છે કંકુપગલાંએ આવન્તી વરલાડડીના પનોતાં મુખ જોઈને—કયે' પાવન થઈએ ! એવી હરખ ઘડી સોતા સોના બધાંય પોતપોતાને આવાસે પાછા વળે છે ને આગબોટ અનેક મીંઢોળબંધાઓને લઈને કુંદારા પારાવારની પીઠે સંચરે છે

વ્યોમવીજની પાંખે પલાણીને વીજળી હેલારા દેતી સાગરમાં પડયે જાય છે અખંડ ગગનનાં વાયુ-નીર ડોળનાં પંખેરુઓની વ્યોમલ શક્તિ જાણે આપોઆપ 'વીજળી' ને વરી હોય એવી એની ગતિ છે. એના વરાજિયા વેગમાં અખૂટ માનવ-મનોવેગના ઊડાન ભર્યાં હતાં કેટલીય જુવાનીઓની ધ્પ્સાઓ, આનંદને, ઘટઘોડલે ચડીને પિયાના પરદેશમાં આગબોટની મોર-મોર દોડી જાય છે.

દિ આથમ્યા પહેલા તો વીજળીને બંદર કરવું છે, કેમ કે પીઠીભર્યા વરરાજાઓના હથેવાડાનું મૂરત કોઈ કાળે ખડે તેમ નથી. પાનેતર ને ચુંદડી-ઓની એ રાની, મનખ્યાલોકની વિધાતાએ એના અફર અક્ષરે લખી હતી

મધદરિયાનો મારગ મેલીને એ વીજ-વિહંગિણી હવે કાંઠા દીમાણી તરવા લાગી વિકટ જળ-ડુંગરા ચડવા ઉતરવમાં એવો કોઈ ભય જોયો નહોતો કે ચડક ખાળી નહોતી. કપ્તાન એની હાંકણીમાં બને એટલો આંકાણો થયો હતો, કેમકે એને એની જળ-સાઢણીનો ભરૂસો હતો કે ગમે તેવી વિષમને વસમી વેળામાં યે એની પવનવેગી દોડ એઓને ધાર્યા ઠેકાણે નંગરાવશે.

હવે તો કિનારાની નગરીના મિનારા ને

મકાનો દેખાવા લાગ્યા. કપ્તાનને હૈયે ધરપતના પોરહ ચડતા હતા કેમકે એને બે કલાક પહેલાં જહાજને બારામાં ઝૂકાવવાની ધારણા હતી.

સૂરજ મહારાજની નવસેરી તડકી પાણીના સજીવ વમળોને ગલગલિયાં કરતી હતી. રૂપેરી સૂરજકિરણો પલપલાટમાં ઝબકી ઝબકી અગાધના સાધર્તા હતાં. દૂર દૂરના મછવાઓના ને વહાણોના કુવા થંભ ને શઢના પડદા દેખાતા હતા બંદરી વિશ્રામનો વખત હવે ઝાઝો દૂર ન હોતો.

શહેરનો કંડેલિયો પણ વાવટો નાખતો આવો ઘોળકાયો. આગબોટ કેટલે દૂર છે એ દેખવા દૂરબીનનાં પોલાણમાં કોઇ કોઇ આંખો તગતગતી હતી. હમણાં બારું કરશે, હમણાં બારું કરશે એવી ઘડી પલની રમતમાં અનેક આકાંક્ષાઓ તીરે ઊભી ઊભી શેકાતી હતી.

પણ આ શું?

મોજાનો વખંભર શેવારો ને તોતિંગ બારક્ષ સમુદ્રની સપાટી પરથી કાળા ધાબાની માફક ભુંસાઇ ગયું. આલિશાન જળ–નાવડાનાં કેટલીય આશા ને ધરમાઓનું નાવડું તળાઇ ગયું. વીજળી ગરક થઇ ગયા પછી માત્ર પાણીના થોડાક બડબડિયાં સિવાય કોઇ ચિન્હ બાકી ન વધ્યું.

આ કૌતુક ને કારસાની ઘડનાર વિધાતા સિવાય કોઇ હોય? વીજળી એના નાથની કરામત દરિયાને દઈ, સાગરી તરવરાટનો દેદીપ્યમાન ઇતિહાસ મૂકી ગઈ. પણ કેટલીય કરુણતાનાં આંસુઓ સામા કિનારા પર મૂકીને એ અલોપ થઈ ગઇ એનો કયાસ કોણ કાઢે?

જમીનનો કિનારો કળેળી ઊઠયો. કાળા કકલાણ સિવાય કોઇ ઘડી એના પરના માનવીઓ માટે વધી નહોતી. દિશાઓની ઓળાઇ પર તર્યે આવતું જહાજ, અનેક માંડવા ને માવઠાને ખંડિત કરીને કાળદેવનાને પાયે બેસી જશે એની કોઇને કલ્પના નહોતી–ખાંભ તગદીર પર હાથ મૂકી રોતાં–કકળતાં બેસી રહ્યાં. માંડવાના તોરણો ને બીનાનાં ચાકળાએ પોતાનાં રૂપ ઉતારીને નગ્ન બૈરવનાની ખોટીએ મૂકી દીધાં.

આકાશી અગનફૂલો જેવા તારા અંધારાતના બગીચામાં ઊઘડતા હતા, ને પરમ ઘબકારનું પોલાણ એના સાંસના કદમ ભરતું હતું. એ વખતે સૂનકાર કિનારાના મુકામ પર, એક માનવી આંટા મારતું હતું. પીળી ભયી એનો દેહ બાંધણીના લાલ ઘરચોળાથી ઘેરાયેલો હતો, પણ અંધકાર બની એની બધી ભાતો ભરખી જતો હતો. એના કુંવારા કપાળ પર કંકુની પીયળનો પહોળો પટ આલેખાયો હતો, ને તેમાંથી ઉપસતી એની કન્યાકાળની શીલમય પવિત્રતા, જોનારને પૂજ્યભાવ પેદા કરે તેવી હતી. કુંભાનાળમાં બંધાવને મીંઢળ એના રેશમ જેવા હાથને આલિંગતું પડયું હતું.

એ રામકુંવર હતી. ભાટિયા કુલની એ કન્યાનો હાથેવાળો આજ રાતના પહેલા ચોઘડીઆમાં થવાનો હતો. આઘા આઘાના સાગર ડોળીને એનો નવકેસરિયો પિયુ આજ ત્રંબાળુ ઢોલે ફૂલેકે ચડવાનો હતો. માયરે ચડીને, ચોરીના ફેરા ફરીને ઘરસંસારના સપ્તપદીના સૂત્રો સુણી–સાંભળીને, અડિયરના રહીમાટસોતી એ એના શેહિયા–પતિને આસરવ સે પરવરવાની હતી. પુનિત સંસારઉડાના ઉગાળા ફૂલતોરા એના દેહની ધરતીમાંથી ફૂટતા હતા.

એણે સૂનેલા કિનારાની મૂગી સારંગી સડી જોઇ. નિર્વાક કિનારો એકલો પડયો હતો. પાંખેની ખાંચમાં સોડિયાં વાળીને હાડકાં પડયાં હતાં, ને બુદબુદના નોરડાં ઘરડતી ઊર્મિની સપાટી સળવળતી હતી.

તે જરા ચાલીને કુદાની કેર પર ઊભી રહી. એક ખરવો છત્રી પર હલેસાંના ઓશિકાં કરી સૂતો હતો.

એણે બોલવાને બદલે એક ડગલું ભરી, પગ ઘસ્યો. ને એ ઘસારાના અવાજથી સૂતેલા ખરવાની આંખો ખુલી ગઇ. ખારવાએ તીર પર, રાત્રીની બથમાં, જે દશ્ય જોયું તેથી ઘડીભર તો તે ડઘાઇ જ ગયો. દેહ–ડાકણની એની મનોભ્રમણા પડવી ઊઠી.

ને બે પહોર પહેલા ઝબેથી વીજળીના રૂડા ભર્યાં વરરાજાઓની અરછોપી વાસનાઓ સમી આ માનવ–છાયાને જોઇને એનો પૂછગાછનો બધો ય બેસ સીઝાઇ ગયો, પણ તરત જ તીર પરનું માનવી હલ્યુ ને બોલ્યુ :

"ભાઇ ! માલમ ! મને જરાક આઘે મેલી જાઈશ ?"

"ક્યાં ?"

"વાં, ઓની આગળુટ બૂડી ત્યા"

'ત્યા શટાણે ?'

'મારે વરમાળા ને પાનેતર જુવારવા જવુ છે'

માલમ ઠેક મારીને આરે આવ્યો.

એણે નજર સ્થિર કરી આંખ માંડી, તો એક કુવારુ લાવણ્ય અંધકારને બાથ ભરી ઊભુ હતુ. એની હારે વાચા વાપર્યા કરતા માન પગે લાગીને આજ્ઞા માથે ચડાવીએ એવો એનો દેહપ્રતાપ હતો એને ઘણાય સવાલ-જવાબ કરવાના હતા, પણ અબોલ આજ્ઞાધારકના સિવાય કોઈ શક્તિ એ ખારવા પાસે નહોતી

એણે એક હોડી કિનારા પરથી છોડી, ને એક હલેસું હાથમા લીધુ ધરતીના ટોડલા પરથી વછૂટવા માટેની વિદાય લેતી હોય તેમ એણે પાની નીચેની ધૂળ જીભે ને કપાળે અડાડી, ને ધીમેથી હોડીમાં આવી ઊભી રહી

સનાતન કારુણ્ય એની ઊભેની કાડીમાથી દ્રવતુ હતુ સમુદ્રે એ કારુણ્યને પોતામા પ્રગટાવવા ઓટનું ગાંભીર્ય ધાર્યું હતુ. હોડી નિગૂઢ સાદગીમાં જળના રણ વટાવતી આગળ ને આગળ જતી હતી

'વીરા ! વીજળીએ સમાત લીધી એ જગાએ નાંગરજે' આટલા બોલ સિવાય એ હલેસાધારીએ બાઈનો એકે બોલ ન સાંભળ્યો

અને અંતે વીજળીના સમાધિ દ્વારો આવ્યો દરિયાભૂમિના ચકોર ભોમિયાએ હોડી એ જગાએ ઠેરાવી જળની માઝની ઊભી ઊભી પણ સખણી નહોતી રહેતી

દરિયો ઓટનો હતો એટલે બધાય ખડકો, ઉપર તરી વળ્યા હતા. બધાય ઉપર લીલીખારી શેવાળના અસ્તર છવાઇ ગયા હતા કુદરતનું નીરવ શિલ્પ, દરિયાના ગેબગંભીર ટાકણે ત્યાં કંડારાઇને નખશીખ સુન્દર બન્યું હતુ. ખડબચડી એ ખડક ધારા પર કાઠિન્ય હતું પણ આર્દ્ર કારુણ્યનું એ કાઠિન્ય હતુ કેમકે એ ખડકે આજે કેટલીય જાનોના મોત–ખાભા તેના પર ખોદયા હતા

રામકુવર એ ધારાના ખડક પર ચડી ગઈ આસમાનનો અમર પ્યાલો આંખ ભરીને પીધો કુવારા દરિયાને મહાજ્યોતિના શરબત પાઇને એ અમર પ્યાલો એની અનંત સુરતા ઢાળતો હતો દરિયાપીર ને ગગનપેગંબર બેય આ દુનિયાપારની વાતોએ વળગ્યા હતા

રાજકુંવરે એની ચુંદડીની ખોઈમા કંકુ, નાળિયેર, ને વરમાળા ભર્યાં હતા પહેરેલું રેશમી પાનેતર, પ્રણયની અણબોટેલ ભરતી સમાવતું રાતના વાયરામા ફરકતુ હતુ, ને કપાળની કંકુલેખામાં છરીના લેખની પીળ પમરી રહી.

ખડકની ચોપાસના પાણી, મૃત્યુની જાનનું નીલુ પાદર બનીને ગેરભાઈ ગયાં હતાં આસમાનના વડલા નીચે તારકમાળાની વડવાઇઓ લટકતી લ્હેરખાતી હતી પોતાના પિયુની અનંતની મૃત્યુ-વેલડીના ચાકામાં, નવોઢાના ઘુંઘટપટમાં મરકતી માનિની, પ્રેમને પોખણે ચડી છે જાનના સામૈયા વેળાએ આકાશને મંગલછાંટે છંટતી તે વેળાએ સંધ્યા નહોતી પણ કાળાડીમાંગ અંધકારની ઘુંટેતી, અનોખા આધી હતી ઢોલ શરણાઇની ત્રબાગ ઘોષ બાને બદલે, સુનકારના સાગર–ધમસણોની વિરાટ વજતા હતી સામૈયાના સાજનમાજનમા બેકાર તરંગાવળની કાળીકાળી જળશિખાઓ હતી

રામકુવરનો આતમગઢ લગ્ન–ઓથારના ગલાલે ઘેરાયો એનું નારીત્વ ને સતીત્વ સામધરમના સતમા મઢાઇ ગયુ જળની ધરતીપર જાણે કળના માનવીએ એની મૃત્યુ–નક્કર સાગડીથી અનંત સમાધ ખોદી રાખી હોય એવી ગહરી જળ–ઝરૂખો

ત્યાં છવાઇ રહી હતી, ને મોજાંના વિકરાળ માટી-પુંજ તે ઉપર વળાઈ જવા ઘુવાંકુવા થતા હતા.

માથા પરનું પાનેતર જરા આઘું ખસી ગયુ હતુ. કોડિલો વર સામા બાજઠ પર બેઠો છે એવી મનસામાં એ દરિયા-દુલ્હારીએ એ પાનેતરનો ઘુંઘટ ઓરો લીધો ને સરગટામાં સાતેલ વરમાળાને બહાર કઢી નાળિયેર ને કંકુ ચડાવ્યાં. શુદ્ધ સૂતરની વણેલ એ વરમાળા પહેરવાને દરિયાપીરે એનું ડુંગર ગોરખ મોજું ઝૂકાવ્યું. વિરાટ મસ્તક પર વિરાજમાન થએલ ગગનનો તારામુગટ એના સાચા રતનઝબકારે ઝગઝળી રહ્યો

"ખમ્મા મારા પીર-ખાવિંદને" ખડક પર એણે હાથનો થાપો માર્યો સાગરે એમાં શબ્દ પૂર્યા ને પાનેતર ને ચુંદડીનો વાયરા ફુલાવ્યો ઝોળો, ઊછળતી સાગરસપાટી પર તરી વળ્યો. કુંકુમની પીરાણીજ્ય પલપલીને સતીની આખરી મંગલવાણી જેમ પથરાઇ ગઇ.

—ને એ નાવિક જ્યે પાછો વળ્યો ત્યારે સતીની જળસમાધિનો સિન્દુરિયો, સાગરીથાપો લઈને કિનારે આવ્યો, ને રાત ખરીને દિવસની ધરતી પર પડી.

*

પોતાની જાતનો સત્ય પરિચય મેળવવો સહેલ નથી જીવનના બહુવિધ અનુભવોમાંથી એક મૂળભૂત સંકલિત દોર પકડવો મુશ્કેલ છે. વિભુએ મારા પર દીર્ઘાયુષ્યની કૃપા કરી ન હોત તો મારી જાત વિષે સ્પષ્ટ છાપ મેળવવાની મને તક મળી ન હોત મેં મારી જાતને જુદાં જુદાં સાહસોમાં હું ઉત્તેજિત બની ગયો હતો, જેથી ઘણીવાર મારી જાતનું સ્વરૂપ મારા માટે વિકીર્ણ બની ગયુ હતુ. મારી જીવનયાત્રાનું વિશાળ વર્તુળ પૂરું કર્યા પછી, વિદાય વેળાએ જ્યારે હું મારુ આખુ જીવન વર્તુળ સમગ્ર રૂપે જોઈ શકુ છું, ત્યાર મને એક વાત સમજાઇ છે કે હું કવિ છું, એથી વિશેષ કાંઇ જ નથી

મારી પ્રવૃતિઓને કારણે ઘણાં મને ઓળખે છે, પણ એ ઓળખમા મારી જાત વિશેનું પૂરું જ્ઞાન આવી જતુ નથી હુ ફિલસૂફ નથી કે નથી નેતા એકવાર મે કહેલુ 'આ આધુનિક યુગમા આધુનિક બંગાળના આગેવાન મારે બનવુ નથી' પૂરા ગાંભીર્ય સાથે મે એ કહેલુ. શ્વેત અને વિરૂબના જેઓ સંદેશવહકો છે, જેઓ જગતનાં પાપ ધૂએ છે અને માનવજાતિને નિર્મળ પાવિત્ર્યના સુખદ વચનમાં પ્રેરે છે તેમને હુ પૂછુ છુ, તેમની સાથે મારા સ્થાનનો દાવો કરતો નથી પણ જ્યારે એક વિમળ જ્યોતિ રંગયુક્ત બને છે ત્યાર તે અનેકરંગી કિરણો વેરે છે અને વિશ્વને રંગીન બનાવે છે હુ એ બહુવિધ રંગવૈભવનો સંદેશ લાવુ છુ અમે નાચીએ છીએ અને બીજાઓને નૃત્ય કરવા પ્રેરીએ છીએ, અમે હાસ્ય ફેલાવીએ છીએ અમે ગાઇએ છીએ, ચિત્રો ચીતરીએ છીએ—અકારણ કારણથી તરવરતા, આ વિશ્વ રૂપે અભિવ્યક્તિ પામેલા તત્ત્વના અમે સંદેશવાહકો છીએ મારા હૃદયમા આ બહુરંગી ખેલને સ્વીકારીને મારી બહાર તેને રમમાણ કરવો એ મારુ કર્તવ્ય છે

હુ માનવજાતને તેના લક્ષ્ય પ્રતિ દોરી જવાનો દાવો કરતો નથી મારુ કાર્ય રાહદારીના સંગી બનવાનું છે. તેના માર્ગની બંને બાજુએ છાયા ઢાળતી વૃક્ષરાજી, તેનો વૈભવ, પુષ્પો ને હરિત પર્ણો, પંખીના ગાન—એ સર્વનું સારતત્ત્વ ઝીલવુ અને તેને શબ્દમાં ચીરરૂપે મઢી આપવુ એ જ કવિઓનું કામ છે. તે પરમ સુંદર ને બહુરૂપે સર્જન-ગીત, નૃત્ય, સંગીત, ચિત્રાવિમાં, સર્વ છાયાકૃતિમાં, વિષાદ અને આનંદમાં, સાચ અને જૂઠના સંઘર્ષમાં વ્યાપ્ત છે તે પરમ સુંદરને તેના વિવિધ રૂપોમાં હુ વ્યક્ત કરનાર છુ. તેના તખ્તાખેલ માટે કવિતા પૂરી પાડવાનું મે સ્વીકારી લીધુ છે. આ મારુ સાચુ સ્વરૂપ છે.

—રવીન્દ્રનાથ ટાગોર

# દેવયાની

ચિત્તરંજન ત્રિવેદી

સ્વપ્નાવસ્થામાં માનવી સ્વર્ગનાં દર્શન કરી રહ્યો હોય અને અચાનક આંખ ખૂલી જવાથી જે શોક થાય, એવો શોક તે દિવસે એ સંગીતસમ્રાટે વાતાવરણમાં પાથરી દીધો હતો.

સભાઘર ભરપૂર છે. સભ્યોના મુખ ઉપર આનંદ રેખાઓ દોડધામ કરી રહી છે. એ વખતે સંગીતસમ્રાટ પ્રશાંત અને તેની સ્વરરાણી પત્ની દેવયાનીએ પ્રવેશ કર્યો. મેદનીમાં શાંતિ છવાઈ ગઈ. સૌની નજર ઊઘડતાં પ્રભાતના જેવી, સોનેરી રંગધારિણી દેવયાની તરફ હતી. તેની આંખોનો પેલો નીલો ઘેરો જાદૂ સહુ જોઈ રહ્યા. એ આંખો જ્યાં ફરતી ત્યાં વાતાવરણ સ્વર્ગીય બની જતું. તેના શરીરની દિવ્ય કાંતિ તરફ સૌ કોઈ આકર્ષાયા. તેણે પોતાનું સ્થાન લીધું. પ્રશાંતે ગંભીર મુદ્રાએ તેની બાજુનું સ્થાન લીધું. એના મુખ ઉપર ન સમજાય તેવી વિષાદની રેખા હતી.

ધીરે ધીરે વાતાવરણમાં સંગીત વણાતું ગયું. મધુર આલાપ શરૂ થયો. દેવયાનીના ગળામાં કેટલો જાદૂ ભર્યો છે તેનું માપ કાઢવા સભ્યો વ્યર્થ પ્રયત્ન કરી રહ્યા. મૂગી મૂગી સભા ડોલી રહી. ઠૂંઠાં ઝાડ જાણે નવપલ્લવિત બની ગયાં. વસંત ઋતુ સમી એ સ્વરરાણીએ સ્વપ્નાવસ્થામાં પડેલી પૃથ્વીને જગાડી.

વૃદ્ધો ડોલ્યા, બાળકો ડોલ્યાં, નવ યુવાનો સાંભળીને થંભી ગયા. કઠોર રતિના હૃદયમાં પણ પ્રેમનું ઝરણું વહેતું કરે એવો કંઠ એ સ્વરરાણીનો હતો.

દેવયાની ગાય છે, હજી ગાય છે. વિષાદની રેખાઓ જેના ચહેરા પર છવાઈ ગઈ છે એવા સંગીતસમ્રાટ પ્રશાંતની અંગુલિઓ વાજિંત્ર ઉપર ફરી રહી છે. શંકરની જટામાંથી વહી જતી ગંગાના એક ધારા પ્રવાહની માફક દેવયાનીનું ગળું વહી રહ્યું છે.

એકાએક વાજિંત્રના સૂર બંધ થયા. સાથે જ દેવયાનીનો કંઠ અટક્યો. પ્રશાંતની અંગુલિઓ તાર ઉપર થંભી ગઈ. તે ઊભો થઈ ગયો. સભાજનો ફાટી આંખે તેના સામે જોઈ રહ્યા: 'શું થયું?' જાણે સ્વર્ગના છેલ્લા સોપાન પરથી લોકોને કોઈએ ઊંડી અંધારી ખીણમાં ન ધકેલી દીધા હોય! એવા દર્દથી તે બોલી ઊઠયાં.

પ્રશાંતના ચહેરા પર દુ:ખની રેખા ઉપસી આવી. 'નહિ, નહિ! દેવયાનીનો સ્વર બરાબર નથી. કંઈક ખૂટે છે!'

'શું? દેવયાનીનો સ્વર બરાબર નથી? શું કહ્યું?' એકી સાથે કેટલાયે અવાજો ઊઠયાં.

'ભાઈઓ!' દર્દથી ઊભરાતા ગળાને સાફ કરી પ્રશાંતે કહ્યું 'એ તમે નહિ સમજો. દેવયાનીના સ્વરમાં કંઈક ખૂટે છે. શું ખૂટે છે તે હું નથી જાણતો પણ છતાં યે કહું છું કે એ કંઠમાં કંઈક ખૂટે છે! છ માસ પહેલાં જે રીતની દેવયાની ગાતી તે અજબ–વસ્તુ આજ દેવયાનીના કંઠમાં નથી. એ વસ્તુ લુપ્ત થઈ છે. એ વસ્તુ કઈ છે તે હું પણ નથી જાણતો.'

દેવયાની સ્થિર નજરે પ્રશાંતને જોઈ રહી. પ્રશાંતનું આજનું વર્તન તેને આશ્ચર્યજનક લાગ્યું.

પ્રશાંત ધીમે પગલે સભાગૃહ છોડી ચાલ્યો. અપમાનિત દેવયાની તેની પાછળ ગઈ. તેના કાને સભ્યોના શબ્દો પડયા:

'ભાઈ, વિચિત્ર છે આ પ્રશાંત! દેવયાની સાથે લગ્નગ્રંથિથી જોડાયા પછી તેનું વર્તન આવું જ રહ્યું છે!'

'ના રે ના! પત્નીની અદેખાઈ આવે છે ભાઈને, સમજ્યા! પોતાની સ્ત્રી મેદનીને આમ

ડોલાવે અને પોતે કંઇ જ નહિ એવું તૂત ભરાયું ભાઇના મગજમાં !'

'પણ એ પોતે ય ક્યાં સંગીતસમ્રાટ નથી ? વાજિંત્રો પરનો તેના કાબૂ અજબ છે.'

'બનાવટી ! બનાવટી મારા ભાઈ ! કુદરતી ગળુ જ નહિ ને !'

દેવયાનીનો આવા બોલ સાંભળતી પ્રશાંત પાસે દોડી ગઇ 'શું થયું છે તમને આજ ?'

'મને ? કઈ જ નહિ, ચાલો ઘેર ' કહી પ્રશાંતે ગાડીમાં સ્થાન લીધુ. દેવયાની તેની લગોલગ બેઠી

પ્રશાંત–દેવયાનીની જોડલી જગપ્રસિદ્ધ હતી. આવું યુગલ કદાચ એકાદ યુગમાં એક જ વાર જન્મતું હશે નવેક માસ પહેલા એક આવી જ સભા હતી ત્યારે પ્રશાંત–દેવયાની હાજર હતા ત્યારે બંને એક બીજાને ખાલી નામથી જ ઓળખતા, એક બીજાની કીર્તિ બંનેએ સાંભળી હતી. દેવયાનીના હૃદયના ઊંડાણમાંથી આવતા સ્વરે પ્રશાંતને ડોલાવી મુકયો હતો અને પ્રશાંતની એ જાદુભરી અંગુલિઓ ખરેખર અજબ હતી. એ અંગુલિની અજબતાથી દેવયાની હૃદય ખોઇ બેઠી હતી. વધારે પરિચય થયો.

પરિચય થયો અને આંખો સ્થિર થઈ.

આંખોએ આંખની ભાષા વાંચી, અને હૃદય થનગન્યા

હૃદય થનગન્યા અને દિલમાં દર્દ ઉત્પન્ન થયુ

અને એ દર્દ–પ્રશાંતની અંગુલિઓ મારફત અને દેવયાનીના કંઠ મારફત વહેતુ થયું.

બંનેએ એકબીજાના આધારે જીવન જોડયાં

પણ પછી પ્રશાંતને દેવયાનીના એ કંઠમાં કંઇક વસ્તુ ખૂટતી જણાઇ. જે સ્વરો લગ્ન પહેલા પ્રશાંતને ડોલાવી દેતા એ સ્વરોમાં કંઇક વસ્તુ ખૂટતી થઈ.

દેવયાનીએ પણ આ જાણ્યું તેણે ફકત ઉપર છલ્લો વિચાર કર્યો કે પ્રશાંતનું પોતાના તરફનું આકર્ષણ ક્ષીણ થતું જાય છે. ખુલ્લા અપમાનથી તેની નારી–અહંતા સહેજ ઘવાઇ.

'પ્રશાંત ! આજ તને થયુ છે શું ?'

'મને ? કશું નહિ, કઈ જ નહિ ?'

'તો લોકો વચ્ચે મારું અપમાન શા માટે ?'

ઓહ ! સાચું કહુ છુ દેવયાની. તારા કંઠમાં કઈક ખૂટે છે, એ સ્વર સંપૂર્ણ નથી.'

'જે સ્વર અકાળે વરસાદ લાવે, જે સ્વરમા દીપક પ્રગટાવવાની શક્તિ છે, જે સ્વરથી લોકો ભાન ભૂની ડોલવા માડે છે, એ સ્વરમા તને શું ઊણપ લાગી ?'

'એ તો હું ય નથી જાણતો, છતાંયે કહુ કે તેમાં કઇક ખૂટે છે.'

'એમ કહેવા કરતા સીધુ જ કહે ને કે મારા સ્વરની તને અદેખાઇ આવે છે '

પ્રશાંતે તીવ્ર નજરે દેવયાની તરફ જોયું ને તિરસ્કારપૂર્ણ હસીને કહ્યુ ; 'આખરે તુ યે એક નારી ! લોકોની પ્રશંસાથી તુ અભિમાની બની છે, પણ દેવયાની, જ્યારે કલાકાર પોતાની પ્રશંસાથી અભિમાની બને છે ત્યારે તે સાચો કલાકાર નથી રહેતો–લોકોના આનંદનુ એક માત્ર પૂતળુ બની રહે છે.'

'અભિમાન હું શા માટે કરું ? અભિમાન તો તારે લેવાનું પ્રશાંત, કે મારા જેવી સ્વરરાણી તારી પત્ની છે.'

પ્રશાંત ઘા ખાઈ ગયો. બોલ્યા પછી દેવયાની પણ પસ્તાઇ. પોતાના જેવી સાચી કલાકાર આમ આવેશને વશ થઇ ગમે તેમ કેમ બોલી શકે ? એકદમ તેની આંખો પ્રેમપૂર્ણ બની ગઇ.

'સાચી વાત, તારા જેવી પત્ની મળી તેનું અભિમાન, પણ એ રખે ભૂલતી દેવયાની કે ફૂલ ગમે તેટલું સુવાસિત હોય અને છોડ ભલે ગમે તેવો અસુંદર હોય છતાં ય એ સુંદર ફૂલ અસુંદર છોડને આધારે છે, અને છોડની કિંમત પણ ફૂલને લીધે જ છે ના ? આમ એક બીજાને આધારે એક

બીજાની કિંમત છે'

પ઼ | વચ્ચે જ તેણે દેવયાની તરફ જોયું તેની આંખો પ્રેમથી નીતરી રહી હતી ને આંખોમાં ઝળઝળિયાં હતાં

દેવયાનીએ પોતાનું મસ્તક પ્રશાંતના ખભા ઉપર રાખી દીધું મને માફ કર પ્રશાંત !

(૨)

પ્રભાતમાં જ્યારે દેવયાની ઊઠી ત્યારે પ્રશાંત નો પત્તો ન હતો ખંડમાં ચારે તરફ દૃષ્ટિ કરી પ્રશાંત ક્યાંય ન હતો

'પ્રશાંત !'

વાતાવરણમાં પડઘો પડયો 'પ્રશાંત ?'

દેવયાનીની દૃષ્ટિ પલંગ ઉપર પડેલ પત્રિકા તરફ ગઈ ઝડપથી તેણે તે પત્રિકા લીધી અક્ષર પ્રશાંતના હતા

'પ્રિય દેવયાની,'

આ પત્રિકા મળશે ત્યારે હું તારાથી ખૂબ જ દૂર હોઈશ મેં તને કહ્યું હતું ના કે તારા કંઠ-સ્વરમાં મને કંઈક ખૂટતું લાગે છે ?

'અને રાત્રે મેં ખૂબ વિચાર કર્યો આખરે એ શું ખૂટે છે તેનો ખ્યાલ મને આવ્યો

'યાદ કર લગ્નજીવન પહેલાં તારા કંઠમાં કેવું દર્દ ઊભરાતું ! એ કયું દર્દ હતું ? તારા હૃદયમાં સ્થાન મેળવી ચૂકેલા પ્રશાંતનું જ ને ? તું મને ભેગવા આતુર હતી એ આતુરતામાં જ દિલનું દર્દ હતું એ દર્દ લગ્ન-જીવન પછી તારા કંઠમાંથી અદૃશ્ય થયું કારણ કે દિલને ભેગવાની જે આતુરતા હતી તે લગ્નજીવન પછી ઓછી થઈ વિયોગભર્યા દિનમાં દર્દ ઉત્પન્ન થાય છે એ દર્દ—જો કવિ હોય તો કાવ્ય મારફત વહેતું મૂકે ચિત્રકાર હોય તો ચિત્ર મારફત ને સંગીત-સમ્રાટ હોય તો અંગુલિ મારફત અને સ્વરરાગી હોય તો સ્વર મારફત મારે જોઈએ છીએ તારા હૃદયનું એ દર્દ ! મારા વિયોગથી એ દર્દ તારા સ્વર મારફત બહાર નીકળશે અને તારા કંઠને દીપાવશે ' પ્રશાંત

દેવયાનીની આંખોમાં આંસુ ઊભરાયાં પ્રશાંત ની સૌમ્ય મૂર્તિ ખડી થઈ જાણે કહી રહી હતી 'કંઈક ખૂટે છે એ સ્વરમાં !'

તે સ્થિર ભાવે અને સ્થિર નજરે ઊભી રહી ગઈ જાણે જલબિન્દુઓથી બનેલી જલસુંદરી!

(૩)

દિવસોથી એક સંગીતસમ્રાટ નગરમાં આવ્યો છે વહેલી સવારથી મોડી રાત સુધી—જ્યારે જુઓ ત્યારે તેની અંગુલિઓ વીણાના તાર ઉપર ફરતી રહે છે એ સંગીત-સાંભળનારાને જિંદગીભર એ સંગીત-સાંભળવાનું દિલ થઈ જાય તેવું ને જિંદગી ભર એ જ સંગીત યાદ રહી જાય એવી એ સ્વરમાં અજબ મોહિની હતી ખૂનખાર યુદ્ધમાં જો એ વીણાના તાર છેડે તો યુદ્ધ અટકી જાય એવી મોહિની !

એ સંગીતસમ્રાટ નગરના બહારના ઉદ્યાનમાં આવ્યો એ ઉદ્યાન નગરના મહારાજનો હતો નાના સુંદર જળાશય પાસે વૃક્ષની છાંય ગોતી એ ત્યાં બેઠો ધીરે રહીને તેણે વીણાના તાર છેડયા એ દિલનું દર્દ સાંભળવા વૃક્ષો થંભી ગયાં પક્ષીઓ એકાગ્ર બન્યાં અંગુલિઓ જાણે દિલના દર્દને સ્પર્શી ગઈ હોય તેમ આતુર બની તાર ઉપર રમવા લાગી

'બંધ કરો એ સંગીત !

સંગીતસમ્રાટ ચમકયો જાણે વાયુમાંથી ઊતરી પડી હોય એવી એ સુંદરી સંગીતને અંગ્રે વશ લાગે હાય કરી રહી હતી સુંદરીની આંખ માંથી જલધારા વહી રહી હતી આંસુને રોકવા વ્યર્થ પ્રયત્ન કરતી તેની આંખો મિચાયેલી હતી બંધ કરો ભાઈ એ સંગીત નથી સહેવાતી એ તીવ્ર વેદના સાંભળનારના દિલમાં આવી વેદના જગાડે છે તો બજાવનારના હૃદય ઉપર કેવી અસર પડતી હશે ?'

'કયારના ઊભા છો ?' સંગીતસમ્રાટે પૂછ્યું

'ઘણી ઘડી થઈ પણ જેમ જેમ તમારી અંગુલિઓ તાર ઉપર નૃત્ય કરતી ગઈ તેમ તેમ

મારા હૃદયમાં દર્દ ઉત્પન્ન કરતી ગઈ આવુ અજબ સગીત ક્યાંથી શીખ્યા ?'

સગીતસમ્રાટના ઓષ્ઠ પર આછુ સ્મિત આવ્યુ 'આપ કોણ ?'

'હુ ? મહારાણી ઉદયમતી, આપ જરા મહેલમા પધારશો ?'

બન્ને આલીશાન મહેલના દરવાજા ઉપર આવ્યા, દ્વારપાળે મસ્તક નમાવી રસ્તો ખુલ્લો કર્યો

તેઓ એક આલીશાન ખડમા આવ્યા પલગમા એક પુરુષ સૂતો હતો સગીતસમ્રાટ સમજ્યો કે તે પુરુષ કોઈ વ્યાધિથી પીડાતો હતો

'મહારાજ, આ સગીતસમ્રાટ પધાર્યા છે'

મહારાજે આખો ખોલી સગીતસમ્રાટ તરફ જોયુ

અને મહારાજ, આજ મે ઉદ્યાનમા એમનુ સગીત સાભળ્યુ અજબ મોહિની છે એ સગીતમા સુતેલા પથ્થરને જગાડે તેવી આપ જો એ સગીતનુ પાન કરશો તો આપનો વ્યાધિ કેટલેક અશે ઓછો થશે'

'શુ રોગ છે મહારાજને ? સગીતસમ્રાટે પૂછ્યુ

'ન પરખાય એવો અને અસાધ્ય પ્રખ્યાત વૈદ્યો-હકીમો તેડાવ્યા પણ મહારાજનો વ્યાધિ અસાધ્ય છે આજ અમારાં લગ્ન થયે દશ વર્ષ થયા પણ હજુ મારો ખોળો ભરાયો નથી'

સગીતસમ્રાટ સમજ્યો મહારાણીએ પ્રેમ અને દર્દ મિશ્રિત નજરે એના સામે જોયુ એ આખો જાણે વિનતી કરતી હતી 'મૂકી દે તારી કલાને વહેતી મારા અસાધ્ય રોગને મિટાવવાને એમાં જ શક્તિ ભરી છે યાલ બાપ !'

સગીતસમ્રાટ હવે મહેલમા જ રહે છે તેની વીણામાથી જન્મતા સ્વરથી મહારાજની વ્યાધિ કઈક અશે ઓછી થઈ ગઈ છે, પણ વ્યાધિ સપૂર્ણ નથી ગઈ સવાર-સાંજ તે પોતાની શોકાગુલિઓ તાર ઉપર ફેરવે છે

'મહારાજ ! એક વિનતી કરુ !' એક દિવસે એણે મહારાજને પૂછ્યું

'શુ ?'

'નગરના એક સ્વરરાણી છે દેવયાની એનું નામ એના દિવ્યકંઠનું જો પાન કરશો તો આપનો વ્યાધિ નિર્મૂળ જશે'

'એમ !'

'હા મહારાજ આપ એને તેડાવો પણ એક શરત છે ?'

શરત !'

'હા, મહારાજ ! એ દેવયાની અહી આવશે એ એના કઠને વહેતો મૂકશે—હુ મારી અગુલિઓને પણ શરત એ કે હુ પડદા પાછળ મારુ વાજિત્ર બજાવીશ'

'પડદા પાછળ ? એનો અર્થ શુ ?'

'એ પછી સમજાવીશ'

બીજે દિવસે તો દેવયાનીને તેડાવવા માટે માણસો પણ મોકલ્યા પ્રજાજન પણ એ સગીતનો લાભ લે એવી ઇચ્છાથી મહારાજે ડાડી પીટાવી છે પૂર્ણિમાની રાત્રે જલસો રાખવો એવો નિશ્ચય થયો સૌને કુતૂહલવૃત્તિ જાગૃત થઈ 'ક્યારે આવે એ પૂર્ણિમા !'

અને આખરે એ દિવસ પણ આવી પહોચ્યો

રાજમહેલના પટાંગણમા લોકોની મેદની જામી છે ચદ્ર તેજધારા વર્ષાવી રહ્યો છે આકાશ તારલિયાથી ગૂથાયુ છે

એવે સમયે પડદા પાછળથી સગીત સમ્રાટે વાજિત્ર છેડ્યું અને સાથે જ દેવયાનીએ કઠને વહેતો મૂક્યો એ વાતાવરણમા કરુણ વિલાપની, અતર્સ્વરની, ભયકર હૃદયવેદનાની-વિરહ અને વેદનાની સ્વરમૂર્તિઓ ખડી થઈ

સભાજનો ડોલવા લાગ્યા જિંદગીમા આવુ સગીત કોઈએ ક્યારેય સાભળ્યું ન હતું પૃથ્વી ઉપર જાણે સ્વર્ગ ઊતરી આવ્યુ અહાહા શુ

દર્દ ભર્યું છે એ દેવયાનીના કંઠમાં! હૃદયમાં સંઘરેલુ દર્દ ટીપે ટીપે કંઠમાંથી ઝરતુ જાય છે પડદા પાછળ બેઠેલા સગીત સમ્રાટના હોઠ ઉપર સ્મિત આવે છે. આખો હસી ઊઠે છે.

એવામાં અચાનક ભયંકર ગડગડાટ થયો પવન વછૂટયાં, વાદળ ચઢી આવ્યાં; ચંદ્ર સતાઇ ગયો. ઘનઘોર અંધારું છવાઇ ગયું. વીજળી ચમકારા દેવા લાગી: જાણે પૃથ્વીને ચીરી હમણા જ જમીનમા ઊતરી જશે પંખીઓ બારી મારફત રાજમહેલમાં દોડી આવ્યા અને દેવયાની તરફ સ્થિર દૃષ્ટિ રાખી સંગીતનુ પાન કરતાં રહ્યા.

પણ શ્રોતાજનોને આ કંઇ ભાન નથી તે તો માત્ર આખ મીચી ડોલી રહ્યા છે.

પણ ત્યા કંઠ અચાનક અટકયો.

'પ્રશાંત,' દેવયાની ઊભી થઇ ગઇ

પ્રશાત!' સમ્રાજને ધ્યાન–ભગ થ 'કોણ પ્રશાંત?'

'આ વાજિંત્રના સ્વર? પ્રશાત સિવાય સ્વરો કોઇ છેડી ન શકે? એ પ્રશાંત જ છે પ્રશાત!'

સંગીતસમ્રાટે આ ન સાંભળ્યુ : તેના કાનમા તો હજી દેવયાનીનો કંઠ સભળાતો હતો ડોલતો ડોલતો તે વાજિંત્ર ઉપર અગુલિ ફેરવતો રહ્યો

સમાજનોએ આ જોયુ પણ મનોવિકારની છાયા પણ કોઇના દિલમાં ન ઊગી દિવ્ય પ્રેમનું એવુ વાતાવરણ દેવયાનીએ સર્જ્યું હતુ.

મહારાજ બધ આંખે સગીતપાન કરી રહ્યા તેની વ્યાધિ નાશ પામી પાસે બેઠેલી રાણીના હસ્ત ઉપર સ્નેહથી હાથ ફેરવતા રહ્યા આખો ખોલી તેણે રાણી તરફ જોયું અરે એ આખમા શુ હતુ? સમાજનોની હાજરી ભૂલી જઇ મહારાજે આજ પહેલી જ વાર રાણીને પોતાના બાહુપાશમાં જકડી તેના કમલસંપુટ સરીખા હોઠ પર મધુર ચુબન લીધુ.

'પ્રશાંત નથી?' હૃદય ચીરી નાખે એવો દેવયાનીનો અવાજ આવ્યો.

'એ પ્રશાંત નથી, દેવી! એ તો છે સગીતસમ્રાટ.' મહારાજે કહ્યું.

એ પ્રશાંત જ છે, હું તેની અગુલિઓથી ઉત્પન્ન થતા સ્વરને ન ઓળખુ'? હું... હું. એની પ્રિય દેવયાની!'

પણ સગીતસમ્રાટ હજુ પણ દેવયાનીના સંગીતનુ પાન કરી રહ્યો હતો.

'એ પ્રશાત નથી દેવી; એ તો છે સગીત સમ્રાટ; ઘણા વખતથી રહે છે'

'હે? ત્યારે એ પ્રશાંત નથી? મારો ...' ...શાં..ત ..'

તરત પડદા પાછળથી સગીતસમ્રાટ દોડી આવ્યો: 'હું છુ; પ્રશાંત, હુ, દેવયાની, હુ તારો પ્રશાન્ત! આખરે તારા કંઠમ દિ નુ દર્દ ભિભરાયું ખરુ દેવયાની!'

પણ એ સહેજ મોડો પડયો. પ્રશાંતની દેવયાનીના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. દેવયાનીનુ શરીર અતિ આઘાતથી ફૂલના દડાના જેમ ઢળી પડ્યું.

'દેવયાની, જો-જો તો હુ તારો પ્રશાંત, તને '

તેના મુખમાંથી–વધારે શબ્દો ન નીકળ્યા. દેવયાનીના દેહને હાથમાં લઇ તે જોઇ રહ્યો તેની આખો ફાટી રહી દેવયાનીની નાજુક લાંબી ડોક એક બાજુ ઢળી પડી હતી

*

# આમલીનું ભૂતિયું ઝાડ

દંડમૂંડી ગોસ્વામી

અમારા આંગણાથી થોડે દૂર એક ખૂણામાં ઊભું છે આમલીનું ભૂતિયું ઝાડ. આ ઝાડમાં નોક રડી સુમ્મના છે, રામ લુમ્મા છે, મિસરાની લચ્ચી પણ છે. આ બધાં એમાં પ્રેતરૂપે રહે છે મિસરાની લચ્ચી તો હમણાં જ આ પ્રેતસૃષ્ટિમાં સામેલ થઇ છે, મૃત્યુ પછી તરત જ. લચ્ચી અમારી કામવાળી હતી.

દિવસે તો અમને આ ઝાડની કશી બીક લાગતી નથી પ્રકાશને જોઇને ભૂત ભાગી જાય છે એમ મોટીમાએ અમને ઘણીવાર કહ્યું હતું. મોટીમાના આ આશ્વાસન પછી અમે સવાર-સાંજ આ ઝાડ ઉપર ચઢીએ છીએ ને આમલી-પીપળી રમીએ છીએ. રગડુ, રેચુ ગાડુ, છોટી, કિષ્ટપ્પા તમામે તમામનું આ ઝાડ ક્રીડાસ્થાન બની ગયું છે અમે જ્યારે ઝાડ ઉપર ચડીએ છીએ ત્યારે નાનકડો નડુ રડવા માંડે છે. કારણ કે એ ઝાડ ઉપર નથી ચડી શકતો. કાચી આમલીના બે કાતરા અમે એને આપીએ છીએ એટલે એ છાનો રહી જાય છે ને એકઠોર બેસી કાતરા ચાવ્યા કરે છે

છોટીને અમે વાદરી કહીને બોલાવીએ છીએ, કારણ કે એના પગ બહુ પાતળા છે, એના હાથમાં ડાળી આવી જવી જોઇએ. બસ, ડાળી હાથમાં આવે એટલે વાદરીની જેમ કૂદકો મારીને તે ઝાડની ટોચે જઇને બેસે છે. એને કશી બીક લાગતી નથી એક ડાળ પરથી બીજી ડાળ પર એ એવી ઝડપથી કૂદકો મારે છે કે હમણાં એ પડી જશે એ બીકે અમે મુંજાવા માંડીએ છીએ. પણ છોટીને એની કશી અસર થતી નથી. એ તો છેલ્લી ડાળીએ બેસીને કાતરા તોડવામાં અને ખાવામાં મશગૂલ થઇ જાય છે

આમલીના ઝાડની નજીકની દીવાલ વરસાદના પાણીથી પલળીને પડું પડું થઈ રહી છે. આ દીવાલની પાછલી બાજુએ ઘણા ગાબડાં પણ પડ્યા છે. આ ગાબડાં એટલા બધાં મોટા છે કે એમાં માણસ ઊભું હોય તો પણ દેખાય નહિ આમલીના ઝાડ પર ભૂતની જે જમાત રહે છે તે દિવસે આ ગાબડામાં સંતાઇ જાય છે ને રાત્રે ખીખીયાટા કરતી બહાર નીકળે છે. મિસરાની લચ્ચીએ અમને બધી વાત કરી હતી– મરતાં પહેલાં.

ઉનાળાના દિવસોમાં લચ્ચી અમને બધાને ઘરને ઉપરને મજલે લઇ જતી અને વાર્તાઓ કહેતી. ભૂત–પ્રેતની વાર્તામાં એ કહેતી કે આપણા રાજાની મોટી રાણી પણ ભૂત થઈ હતી એ કોઇને સતાવતી નહિ પણ બધાં ઉપર પ્રેમ રાખતી.

'પણ મોટી રાણી કેમ કરતાં મરી ગઈ?' અમે પૂછતા, ત્યારે લચ્ચી ઉત્તર આપતી 'એ બિચારીને એની શોકયે ઝેર આપ્યું'તું.' 'ઝેર શા માટે આપ્યું?' એમ કિષ્ટપ્પા પૂછતો. એનો પણ લચ્ચી તરફથી એને ઉત્તર મળી રહેતો. પણ એ એવો બોલકણો હતો કે એક પછી એક પ્રશ્નો પૂછ્યા કરતો છતાં લચ્ચી કદી ચીડાતી નહિ. અને આખી વાત ધીમે ધીમે કહી દેતી.

'તો શું એ મોટી રાણી આ આમલીના ઝાડમાં રહે છે?' રગડુએ પૂછ્યું. લચ્ચીએ ઉત્તર આપ્યો: 'ના રે, ના; એ તો મહેલની બાજુમાં એક બીજું ઝાડ છે ને, ત્યાં રહે છે. અને પોતાના નાનાં બાળકોને રોજ ચાંદીના વાટકામાં ખાવાનું આપી જાય છે.'

મોટી રાણીની આ વાર્તા અમને બહુ જ ગમતી. લચ્ચી જમીન પર સૂતી સૂતી અમને આ વાર્તા છટાદાર રીતે કહેતી. અમે એના પેટ પર આળોટતા આળોટતાં આ વાર્તા સાંભળતાં. એનું પેટ એવું સુંવાળું હતું–જાણે બાપુજીનો નવો તકિયો'

આ ભૂતિયા ઝાડ અને અમારી ખડકીની વચ્ચે બીજાં ત્રણ મકાનો છે, એક કૂવો છે, પાછળ શાકભાજીની વાડી છે, કૂવો એટલો બધો ઊંડો છે કે એનુ પાણી દેખાતુ જ નથી આ અંધારિયો કૂવો અને ભૂતિયા ઝાડને નાનપણથી ભાઇબંધી છે

અજવાળી રાતે આ આમલીનું ઝાડ માણસખાઉ રાક્ષસનો આકાર ધારણ કરે છે મોટુ મોટુ નાક મોટી મોટી મૂછો, અજગર જેવુ ઊઘાડુ મો, આગ વરસતી હોય તેવી લાલચોળ આંખો આ બધુ જોઈને અમને એવી બીક લાગતી કે સમી સાંજે અમે ખડકી ઊઘાડતા જ નહિ ભૂતની બીકથી રાતમાં અમને તરસ લાગી હોય તો પણ પાણી પીવા ઊઠતા નહિ ચારેકોર ભૂતના પગરવ જેવી નિસ્તબ્ધતા ઘૂમ્યા કરતી માત્ર ઉપલે માળે સૂતેલાં મોટીમાના નસકોરા અમને સંભળાતા

મોટીમા બહુ ભલા હતાં નવરા પડે એટલે મહાભારતમાંથી પ્રસંગો વાંચી સંભળાવતા એક દિવસ તોફાની રંગડુએ પૂછી નાખ્યુ, 'હે, મોટીબા, કુંતી પરણી નહોતી તો પછી કર્ણનો જન્મ શી રીતે થયો ?' આ સાભળીને મોટીબા જરા ભ્રમ થયા પણ પછી હસી પડયા બાપુજીએ આ વાત સાંભળી ત્યારે એમને પણ ખૂબ જ હસવુ આવ્યું લચ્છી પણ વાસણ માંજતા માંજતાં હસી હતી— પણ મોગામા જેવુ તો નહોતી જ હસી શા માટે જોર–જોરથી નહોતી હસી તેનું કારણ હુ ત્યારે જાણી શકયો નહિ

એક દિવસ મે લચ્છીને પૂછ્યુ 'તુ પણ નથી પરણી ખરુ ?' લચ્છીએ ઉત્તર આપ્યો 'કોણ કહે છે હુ નથી પરણી ? એ રહ્યો મારો વર, રંગુનમાં રહે છે'

લચ્છીથી આટલુ ઝટપટ બોલાઈ તો ગયુ પણ પોતે ન બોલી હોત તો સારુ હતુ એમ તેની ફિક્કી આંખોમાંથી જણાઈ આવ્યુ

શાકભાજીની વાડીમા એક કૂવો હતો હુ અને રંગડુ ત્યા ન્હાઇ રહ્યા હતા—એટલામા લચ્છીની કારમી ચીસ અમારે કાને અથડાઇ– 'દોડો રે દોડો, મને આ ચાંડાલે મારી નાખી' ચીસ સાંભળી અમે નાહવાનું પડતુ મૂકીને દોડયા, બાપુજી પણ દોડતાં દોડતા આવી પહોચ્યા લચ્છી એના ઘરની ઓસરીમાં બેશુદ્ધ પડી હતી, એના માથામાથી લોહી વહેતુ હતું હોઠને ચીરીને દાંત બહાર નીકળી ગયા હતા લોકો જમા થઇ ગયા પાડોશીઓએ કહ્યુ કે લચ્છીનો વર ગઇ રાતે રંગુનથી અહી આવ્યો હતો એણે જ લચ્છીની આવી હાલત કરી હોવી જોઈએ લચ્છીને મારીને એ બદમાશ ભાગી ગયો લાગે છે

'ભાગીને જશે કયા ! પોલીસના હાથમાંથી છટકવુ સહેલુ નથી–' બાપુજી જોર જોરથી બોલતા હતા

'એ તો બધુ થઇ રહેશે, પણ લચ્છીને આપણે સરકારી હૉસ્પિટાલમાં લઇ જઇએ '

બેશુદ્ધ લચ્છીને જેમ તેમ ઊંચકીને સૌ સરકારી હૉસ્પિટાલને રસ્તે જવા લાગ્યા રસ્તામા પેલુ ભૂતિયુ આમલીનું ઝાડ આવ્યુ ઝાડની ઘટાદાર છાયા લચ્છીના મોં પર પડી ત્યારે કોણ જાણે કેમ પણ એની આંખો ખુલી ગઇ અને ફરીવાર બેશુદ્ધ અવસ્થામા પણ એનાથી ચીસ પડાઇ ગઈ

થોડા દિવસ પછી લચ્છી હૉસ્પિટાલેથી પાછી ઘેર આવી ગઇ એના મોમાં એક પણ દાંત રહ્યો નહોતો મોટીમાની જેમ એનું આખુ શરીર કોથળા જેવુ થઇ ગયું હતું બાપુજીએ એને સમજાવી કે 'હમણાં તુ તારે ઘેર રહેવા જઈશ નહિ, અમારે ત્યા જ રહેજે જગ્યા પુષ્કળ છે એક ખુણામાં તને સૂવા–બેસવાનો બંદોબસ્ત કરી આપીશુ –' પણ લચ્છી માની નહિ એ પોતાનું ઘર ઊઘાડીને રહી

લચ્છીનું શરીર વળ્યુ એટલે પાછી એ કામ પર આવવા લાગી પણ હવે એ અમને મોટી રાણીની વાર્તા નહોતી કહેતી મૂગી મૂગી કામ કરીને ચાલી જતી હા, રસ્તામા જ્યારે પેલુ આમલીનું ઝાડ આવે ત્યારે ઊંચે નજર કરવાનું ચૂકતી નહિ એનો ચહેરો ફિક્કો પડી ગયો હતો આંખ ની કાળાશ તેજ વિનાની ધોળી પૂણી જેવી થઈ ગઇ હતી બાપુજી

કહેતા' 'લચ્છી, તુ જીદુ' શા માટે રાખે છે? અહીં જ જમી લે, અને સૂવાનું પણ અહીં જ રાખ. તારા વરને પકડવા માટે પોલીસ આકાશ પાતાળ એક કરી રહી છે, જરૂર પકડાશે, પણ એ ન પકડાય ત્યાં સુધી ઘરમા એકલુ રહેવુ સારુ નહિ'

લચ્છી કહેતી' 'એ પકડાશે નહિ. મારો જીવ લઇને જ જપશે. રાતે આમલીના ઝાડ પર આવીને એ સતાઇ જાય છે' બાપુજી કહેતા: 'તુ વહેમથી ઘેરાઇ ગઇ છે લચ્છી, પોલીસ એની પાછળ પડી છે, એ અહીં નહિ આવી શકે.'

'નહિ આવે શુ? આવી જ ગયો છે. આમલીના ઝાડ પરથી હુ ઘણીવાર એને દાત કચકચાવતો જોઉં છુ એના દાત એટલા બધા મોટા છે કે એક દિવસ મને ટોપરાના કટકાની જેમ એ ચાવી જશે.'

બાપુજી લચ્છીને ચિત્તભ્રમ માનીને વેદતાભર્યું હસી પડતા પણ લચ્છીની આ વાતથી અમને તો એવી બીક લાગતી કે દિવસે પણ અમે આમલીના ઝાડ તરફ જોવાની હિંમત કરી શકતા નહિ.

એક દિવસ વહેલી સવારે રગડુ 'મારાથી વહેલો જાગ્યો ઓરડામાં અજવાળું આવે તે માટે એણે બારી ઉઘાડી– અચાનક તેની દષ્ટિ આમલીના ઝાડ પર પડી અને એનાથી ચીસ નખાઇ ગઈ: 'ભૂત – ભૂત–'

એની ચીસથી હુ જાગી ગયો. અમે થરથરતે શરીરે આખો ફાડીને જોયું તો આમલીની બે ડાળીઓની વચ્ચે, ગળે ફ સો ખાઇને લચ્છી લટકી રહી હતી– આમલીના મોટા કાતરાની જેમ, નિર્બળ, નિશ્ચેતન, નિષ્પ્રાણ.

(ગુજરાતી ભાષાંતર)

*

# આપણે ભણેલા રહ્યા !

અનકારિક જીવન એ આજના જુવાનોની મોઘામા મોઘી ને છેલ્લામા–છેલ્લી મહાન ગોધ છે! 'રસિક' દેખાવાના જેટલા પ્રયત્નો આજના જુવાનને આકર્ષે છે, એટલા બળવાન થવા માટેના પ્રયત્નોએ એમને મોહિની લગાડી હોય એવુ જાણવામા નથી કદાચ કોઇએ એ તરફ લક્ષ્ય આપ્યુ હશે, પણ એવાઓની સખ્યા અહીં કશી ગણતરીમા નથી વિનાસ પ્રત્યે બેચાઇ રહેનાની હમેશા એકજ દલીલ છે કે 'ત્યાગી થઇને તમે ઇશ્વરના શુદ્ધ ફરમાનોની અવગણના કરો છો' વગેરે

વસ્તુત અહીં ત્યાગનો પ્રશ્ન નથી જુવાન તરીકે જીવવા માટે જે સ્ફૂર્તિ આપણામા જરૂરત છે તેને આમ અકાળે વેડફાઇ જતી અટકાવવા માટે શા ઉપાયો લેવા તેનો તણખો માત્ર અહીં આપ્યો છે

આપણે નબળાઇને પિછાનીએ છીએ, શારીરિક નબળાઇને પણ માનસિક નબળાઇને પિછાનવાનો યત્ન આપણે કદી કર્યો છે? કલ્પનામા આવેલી કોઈ વસ્તુને વિચારોમા વણી લેવી એ એક વાત છે ને એ વસ્તુને આધારે જીવનને વસ્કાની મૂકવુ એ બીજી વાત છે આ બીજી વાતમા કાલ્પનિક જીવન જીવનારની સારકારિક ભાવનાની રક્ષાનો પ્રશ્ન છે જૂના વખતમા આપણે જેને 'ટેક'થી ઓળખતા હતા તેને હવે 'સિદ્ધાન્ત'ના રૂપાળા નામથી ઓળખીએ છીએ આપણે ભણેલા રહ્યા એટલે સિદ્ધાન્તની, સાધનાની અને ભાવનાસિદ્ધિની વાતો જ્યા આવે ત્યા શાક સમારતા હોઇએ તેમ કરી નાખીએ છીએ, કારણ કે આપણે તો ખૂબ ભણેલા રહ્યા!

# કલા એટલે શું?

પ્રદીપ પારેખ

આપણા સંસ્કારી માણસોની એક કુટેવ હું હમેશને માટે નોંધતો આવ્યો છું માત્ર ઓળખીતા સ્નેહીજનો પાસે મેં એ કુટેવની ખુલ્લા શબ્દોમાં ઝાટકણી પણ કાઢી છે. કોણ જાણે કેમ, એ કુટેવ તરફ તિરસ્કૃત થયા પછી પણ જાણે એને પંપાળી પંપાળી ચોરી-છૂપીથી સાચવીએ એવું મારા સમવયી માણસોને પણ થઇ આવે છે. એ કુટેવનું નામ છે 'અસંસ્કારી પ્રત્યે દ્રોહ.'

સત્તા નબળાઇને કચડે, તવંગરી ગરીબાઇને છૂંદે, રૂપ કુરૂપને તરછોડે તેમ 'સંસ્કારી પ્રજા' અસંસ્કારી પ્રજાને તિરસ્કારવામાં ધર્મ સમજે છે. 'અત્યજોને અડકવામાં પાપ છે.' એવું , નાનો હતો ત્યારે મારા ધર્મિષ્ઠ દાદીમાને મોઢે હજારવાર સાંભળ્યું હશે, પણ શા માટે પાપ છે? એનો ખુલાસો 'તેમનો ધંધો નીચ છે' એટલા શબ્દો સિવાય વધારે વિવેચનથી ક્યારેય થતો નહિ. મને થાય છે કે હું કંઇક વધારે સમજણો હોત તો દલીલો મૂકી દાદીમાને ગભરાવી દેત. પણ તેથી કંઈ દાદીમા ફળિયું વાળનારી ગોમતી સાથે અડીને બેસી વાતો કરત એટલી શ્રદ્ધા તો મને અત્યારે પણ નથી.

'ચણા મસાલેદાર'ની ફેરી કરનાર ભૈયાને તમે ગોકુળ-મથુરાની વાતો ક્યારેય પૂછી છે? વ્રજનું તીર્થવન કે ગોમતીના પુણ્યસ્થાન વિશે આપણી દૃષ્ટિમાં અભણ જણાતા એ ફેરિયાને એક દિવસ જરૂર પૂછી જો જો! ત્યાંથી તીર્થક્ષેત્રોની રસપૂર્ણ માહિતી કોઇ પર્યટનભોગી પણ એટલા રસથી નહ વર્ણવે! આપણે જેને અસંસ્કારી કે અજ્ઞાની માનીએ છીએ એ બધાના નિર્દોષ જીવન પ્રસંગો સાંભળવાની તક આપણે કદી ન જ ગુમાવવી જોઇએ. એની ભાષા કદાચ આપણા જેવી 'કવિતામય' નહિ હોય પણ અનુભવ જરૂર વિશાળ અને પ્રેરક હશે.

આજે છ-સાત દિવસ થયા અમારા વાસણ માંજનારી જીવી ડોસીની દીકરી લખી સાસરેથી પિયર આવી હતી. લખીની ઉંમર અત્યારે વીસથી વધારે નહિ હોય. પણ કણબીના નાતરિવાજે તેને ચૌદમે વર્ષે પરણાવી દીધી હતી. પરણ્યાને છ વર્ષ થયા હતા છતાં લખીમાં સહેજ ગંભીરતા નહોતી આવી કે નહોતી કશી સ્વાર્પણની ધૈર્યતા. તેનો રમતિયાળ સ્વભાવ કચવાટ વિના જ્યારે જુઓ ત્યારે પ્રસન્ન થયો હતો.

લખીનું સાસરું ગામમાં હતું, એટલે આવતી ત્યારે કાઠિયાવાડીઓ કહે છે તેમ 'વાતોના ગાડા' ભરી લાવતી. ગામના બૈરાં, તેનું સૌંદર્ય, વાસણ, કોસના ઢીંચકા અને પાદરના પાણી ભરતા પાણિયારાનો હગાઇ ગયેલા ઇતિહાસ તેની ભાષામાં કોઇ અચ્છા વિવેચકની જેમ મોતી જેવી તેની ઉમ્મરે મસ્તની છે, એમ એની માએ મને અનેકવાર કહ્યું અને સાથે ઉમેર્યું કે મારી લખીથી કોઇનું દુઃખ જોયું ન જાય એને તો રડું આવે! એ વાતમાં તથ્ય હોય કે ન હોય પણ એક પાણિયારાની વાત કરતાં મેં એની આંખમાં ઝળઝળિયાં જોયાં હતાં! એની વાતને મીઠી પ્રકૃતિ તેમજ રંગેરંગમાં પ્રસરી ગયેલું ભોળપણ જોનાર પ્રત્યેકની નજરમાં વસેલા તરી આવતા.

જીવી ડોશીનો સ્વભાવ કડક હતો એટલે લખીમાં ઘડે ઘડે પણ એના છૂગઠાસા મૂંગિયા પથરા। હશે એમ મેં અનુમાન કરેલું એમાં હું ઠગ્યો નહિ લખીના સ્વભાવમાં મને કવિતા જેવું કંઇક લાગ્યું એ બોલતી હોય કે મૂંગી બેઠી હોય પણ હોઠપરથી સ્મિત ક્યારેય સુકાતું નહિ એ સ્મિતને હું એના સ્વભાવનું માધુર્ય માનતો. સાસરિયામાં એને સુખ છે કે દુઃખ, ગરીબી છે કે તવંગરી, વર બુદ્ધિશાળી છે કે બેવકૂફ-એની પ્રત્યેક સંસારી સુનભ વાતચીતો અમારે ક્યારેય થતી નહિ.

જો કે મને સાહિત્યચર્ચા માણસો સિવાય બીજાની વાતો ઉપર જોઇએ તેવો રસ નહિ, છતાં

લખીમાં કોઇ નવી સાહિત્ય દૃષ્ટિ ઊઘડતી હોય તેમ મને લાગતુ એટલે લખી મારુ જાણે-અજાણ્યે પણ પ્રેરણાસ્થાન બની ગઇ જો કે એને એ બાબતની કશી ગતાગમ નહોતી પણ મારે એનુ ઋણુ છાનુ છાનુ પણ સ્વીકારવુ જોઇએ

ગામના જીવન પ્રત્યે લખીની મમતા ત્યાના બીજા કોઇપણ સુશિક્ષિત માણસ કરતા વધારે હતી. ઝાડ ઝાડને પિછાને, ફૂલે ફૂલના નામ જાણે, પખીએ પખીના કઠ પારખે, ગામના પાદરમા નચિંત મને ઊભેલા એક બૂઢા પીપળાના ચમત્કારની વાતો નાખ વાર કરી હશે. એ કહેતી કે 'ચોમાસામા તમને અહી મેઘધનુષ્ય દેખાય છે કે નહી ? રામ એજ ધનુષ્ય લઇને રાવણને જીતવા ગયેલા અને પેલા વાદળામા કડાકા થાય છે તે તો સાભળો છો ને ? એ બધા રામ-રાવણ યુદ્ધના એધાણ છે !' મને થતુ કે લખી આ બધુ કોની પાસેથી શીખી લાવી હશે ?

જમવા વખતે પણ એના ગામડાની તાજી હવા, વનસ્પતિ, શાક, ફળફૂલ, અનાજ વગેરે શહેરની ચીજોથી હજારગણા ચડિયાતા વર્ણવે કહે છે કે આ તમારા આતુ ? અમારે ત્યા એક એક આતુ અઢી અઢી શેરનું થાય અને આ રોટલી મે સ્વાદુ લાગે છે ! અમારા જુવારનો રોટલો તો તમે જુઓ ! અહીના પાણી પણ કેવા ગદા ! મને થાય છે કે આવો ખોરાક, આવુ પાણી, આવી ભેજવાળી હવા વગેરેમા તમે કેમ જીવી શકો છો ?

એના ગામમા એક વખત ધરતીકપ જેવુ કઇ થયેલું તેમા એક જર્જરિત મદિર, બે વાણીના ભાઈના ઘર અને કોઇ કની ભીતો તૂટી પડ્યા લખીએ ઉપરની વાત કહી અને પછી ઉમેર્યું કે અમારા ગામને નાગદેવનો શાપ છે એક દિવસ આખુ ગામ 'દટ્ટણમો પટ્ટણ' જેવુ થઇ જશે પણ અમે બધો વખત નૈવેદ ધરી શાત રાખ્યા છે, છતા આવા બનાવો કોઇ કોઇવાર બન્યા કરે છે ગમે તેવો તોય નાગદેવનો શાપ !'

લખીએ ઉમરભરમા કલાનુ નામ સાભળેલુ નહિ પણ હુ અને સરોજબહેન શિલ્પ કે ચિત્રની વાત કરતા હોઇએ ત્યારે એ ધ્યાનપૂર્વક સાભળે ને વાતના અતભાગને બરાબર યાદ રાખી લ્યે એક દિવસ અમારી ચાલુ વાતચીતમા એણે પોતાના મકોડા ગૂથ્યા તે બોલી 'તમે મદિરની મૂર્તિઓની વાત કરો છો ને ! ભાઈ, એવુ એવુ તો મને પૂછતા રહો ! અમારા ગામના કૂવામાથી ગયે વર્ષે દત્તાત્રયની મૂર્તિ નીકળેલી દત્તાત્રયની વાત તો તમે સાભળી હશે ? અનસૂયાને પેટે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને અવતાર લેવો પડયો, એ દત્તાત્રય કહેવાયા ત્રણ મુખવાળી એ મૂર્તિમાથી એક તલ જેટલો ભાગ પણ ખડિત નથી થયો. એની કોતરણી એવી બારીક તથા કોમળ છે કે જોનારને એનુ આકર્ષણ છૂટે નહિ પછી એ મૂર્તિની સ્થાપના ક્યા કરવી એ માટે પ્રશ્ન ઊભો થયો કેટલાક શ્રીમતો નવુ મદિર બધાવી આપવા તૈયાર થયા પણ બ્રાહ્મણોએ એમનુ માન્યુ નહિ છેવટે એક જૂની દેરી શોધી કાઢી. પદરસો વર્ષ પહેલાની એ દેરીના ભીતોમાથી ચૂનો ખરી ગયો છે પગથિયા ઘસાઇને છીપર જેવા બની ગયા છે અને કેટલેક ઠેકાણે પથરા ખડિત પણ થયા છે છતા એના કમાડ અને ઘુમ્મટની કોતરણી અત્યારે જ તૈયાર કર્યા હોય તેવા તાજા લાગે છે બ્રાહ્મણોએ એ દેરી પસદ કરી અને તેમા મૂર્તિને પધરાવી. તમે જેને કલા કહો છો તેવુ જ કઈ બ્રાહ્મણોને પેલી દેરીમાથી મળતુ હશે ખરુ કે ?

લખીની વાત સાચી હતી જૂના સ્થાપત્યને સાચવી રાખવાનો જ એ બ્રાહ્મણોએ વિચાર કર્યો હશે આવા કેટલાય મદિરો નાના ગામડાઓમા છૂપાયેલા જોવામા આવે છે પણ જાણીના તીર્થો સિવાય આપણા કલાસાધુઓને તે શોધ કરવાની ફુરસદ નથી આવુ એક મદિર વાકાનેરની પાસેના આવેલા પચાસ ઘરની 'સાથળી' નામના ગામમા મારા જોવામા આવેલુ મદિરના પગથિયા આગળ બારેમાસથી ખડિત થયેલો એક પથ્થરનો હાથી ઊભો ગણાયે છે મદિરની પ્રાચીન પથ્થરના લેખ ઉપરથી તથા સાભળવા પ્રમાણે લગભગ બારસો વર્ષ આ નાનકડા મદિર પરથી ઘસાઇને ચાલ્યા ગયા છે. મૂર્તિઓ અને કોતરણી જોતા આ મદિર બુદ્ધના

નખનનું હશે એમ માનવાને કારણ મળે છે ધર્મઝનૂની મુસલમાનોના લશ્કરે તેનો આગળના ભાગનો તથા ઘુમ્મટ પરની ઊંચાઈનો ભાગી ભૂક્કો કરી નાખ્યો તેમ જ મૂર્તિઓની પણ એવી જ સ્થિતિ કરી છે

તે પછી એ મંદિર બ્રાહ્મણોના હાથમાં આવ્યું અને તેઓએ બુદ્ધની મૂર્તિઓના કકડા ખસેડી ત્યાં શિવલિંગની સ્થાપના કરી પણ તેથી ખંડિત થયેલા કળામાં તેઓ નવજીવન લાવી શક્યા નથી પાછળનો ભાગ બાદ કરતાં આ મંદિર ઉજ્જડ કરતાં જરાય વધારે સારું નથી લાગતું કલાનો એ ધર્મ છે એક અવતાર આથમ્યા પછી નવા ખોખામાં નવા અવતારરૂપે રહેવાનું એને ગમતું નથી એ કરતાં એના પૂજકો એ અવશેષોમાં એજ રૂપમાં સાચવી રાખે એ વધારે રૂડું છે

લખી કહેતી કે તમને આવી વાતો સાંભળવી ગમે છે તેથી હું જરાય આશ્ચર્ય નહિ પામું અમારા ગામમાં મહિને દહાડે ત્રણ-ચાર ધખી ખેપનાગઓ આવે છે જીર્ણ થઈ ગયેલા મંદિરો, ભાંગી ગયેલી મૂર્તિઓ કે હરિયાળા પર્વતોની શિખર પર પરા વગેરે અસંખ્ય ચિત્રો ઊઠાવી જાય છે છતાં અમારે ત્યાં તેની કશી કિંમત નથી તમે શહેર છોડી ગામડામાં આવી વસો તો ત્યાંના માણસોને સમજાવી તમે જેને 'કળા સમૃદ્ધિ' ગણો છો તેને બહાર ખેંચાઈ જતી અટકાવવાનો પ્રયત્ન કરી શકાય'

લખીના મૌનમાં મને કદી શંકા નથી ગઈ

*

મેડમ મોન્ટેસોરીના એક ભાષણનો પ્રસંગ મને યાદ આવે છે

એક ભાષણગૃહમાં હજારેક શિક્ષક-શિક્ષિકાઓનો સમૂહ એમને સાંભળવા એકઠો થયો હતો આગલી હારમાં પંદરથી વીસેક વર્ષ સુધીની કન્યાઓ બેઠી હતી વિષય સ્ત્રી-પુરુષના જાતિ સંબંધ વિશેનો હતો

મોન્ટેસોરી ભાષા કે અર્થને જરાય ગર્ભિત બનાવ્યા સિવાય શારીરિક સંબંધો વિશે ખુલ્લે ખુલ્લું સ્પષ્ટ શબ્દોમાં સંબોધી રહ્યાં હતાં પુરુષોની આંખો સ્ત્રીઓ તરફ જતી હતી ને સ્ત્રીઓની પુરુષો તરફ

કોઈ કોઈ હોઠ ઉપર તો ભાષણના કેફને લીધે સ્મિતની રેખાઓ પણ બેસી ગઈ હતી કન્યાઓ અને શિક્ષિકાઓ મો આડે રૂમાલ નાખી હાસ્ય મિશ્રિત શરમ છૂપાવી રહી હતી

પણ મોન્ટેસોરીની આંખો સાવધાન હતી ભાષણ કરતાં કરતાં મોં પર જરાકે સ્મિત આવી જાય તો ટ્રેજેડી આખી 'કોમેડી' થઈ જવાનો ભય પૂરેપૂરો હતો પણ એમણે કંઠને જરાકે શિથિલ થવા દીધા વિના વિષયને એવી સચોટતાથી વળાંક આપ્યો કે રમતિયાળ બનેલું આખું વાતાવરણ પાછું શિક્ષણની ગંભીરતા તરફ દોરાઈ ગયું

*

એક યુવકને મહાન ગ્રીક તત્ત્વવેત્તા સોક્રેટીસ પાસે તત્ત્વજ્ઞાન શીખવવા માટે રોમન ગવર્નર શાન ડી ઇડીએ મોકલ્યો સોક્રેટીસને મળ્યા બાદ તે યુવકે નિરર્થક લાંબી વાતો કરવા માંડી આથી સોક્રેટીસે તેને જણાવ્યું મિત્ર તારી પાસેથી બેવડી ફી લેવી પડશે તેમ તું તારા ગવર્નર સાહેબને પત્રથી જણાવ તેનું કારણ મારે શું લખવું? યુવકે પૂછ્યું 'કારણ એ જ કે તને તત્ત્વજ્ઞાન શીખવવાની ફી જેટલી લઇશ તેટલી જ, તને મૂંગા રહેવાની વિદ્યા શીખવવા માટેની ફી લઈશ' સોક્રેટીસે કહ્યું .

વગર જરૂરે બોલાબોલ કરવું તેનું જ દૂષણરૂપ છે જેટલું જરૂર હોય ત્યારે મૌન રાખવું વડીલો, ગુરુ તથા ઉપરી સમક્ષ વધારે પડતું બોલવું તે મૂર્ખાઇ કહેવાય **—ડૉ શાન આમીન**

# મોડે સુધી સૂઈ રહેવાની મજા ઓર છે

મુનિકુમાર મણિશંકર ભટ્ટ

કવિશ્રી લલિતજીએ ગાયું છે કે "ક્યાં છે મઝા, કયા છે મઝા કહે તુ મુસાફર ખલ્કના." જો એમણે એ ગાયું ન હેત અને દુનિયાભરની સફર કરી આવેલ કોઈ મુસાફરની સભામા ગયા હોત તો તેમણે સવાલ કર્યો હોત કે, "ભાઈ મુસાફર તમે આખી દુનિયા ખૂદી વળ્યા, તમે પહાડો જોયા હશે, નદીઓ જોઇ હશે, મોટા જલધોધ જોયા હશે, અલમના અજાયબીઓ જોઇ હશે, તે માનું છુ, તે જ પ્રમાણે તમે જાત અનુભવથી મારમોરાગે સમુદ્ર કે નાયગ્ર માકમની સામુદ્રધૂની, કામસ્ચાટકાનું શહેર, કે પેટ્રા-તાલાગલાનો પહાડ કયા આવ્યા છે–કયા છે–તે જાણ્યુ હશે તો મને કહી શકશો કે મજા ક્યાં છે?

અને આવો કોઈ બનાવ બન્યો ન હેવાને લીધે, આગળ શુ બન્યુ હશે તેની કલ્પના કરીને આપણ ચાલવાનું રહ્યું તેણે કદાચ કહ્યું હોત કે મજા અમુક શહેરમા અમુક ઠેકાણે છે અથવા તેથી ઊલટું એમ કહ્યું હોય કે મજા કયા છે તે હુ જાણતો નથી

એટલે કવિએ એ જે પ્રશ્ન કર્યો છે તેમા બીજો પ્રશ્ન આપણા તરફથી પણ ઉમેરવાનો રહે છે કે કે મજા શુ છે? આમ આપણી આગળ બે પ્રશ્નો રજૂ થાય છે. પહેલો કે મજા કયાં છે અને બીજો કે મજા શુ છે?

એક મત એવો છે કે મજા સર્વત્ર છે. જેમ હવા આખી સૃષ્ટિને વ્યાપીને રહેલી છે તેમ મજા પણ સર્વત્ર રહેલી છે. જેમ હવાને આપણે જોઇ શકતા નથી પણ અનુભવી શકીએ છીએ. જેમ હવા વિના પ્રાણી ગુગળાઇ જાય છે તેમ મજા વિના પણ ગુગળાઇ જાય છે. બીજો મત તદ્દન ઉલટો છે કે જે કહે છે કે આ સસાર કેવળ દુઃખથી ભરેલો છે અને મજા કયાંય છે જ નહી. આમ હોવાથી મજાની ઇશ્વર સાથે સરખામણી થઇ શકે તેવું છે કેમકે ઇશ્વર વિશે પણ બે મતો પ્રચલિત છે. એક કે ઇશ્વર સર્વવ્યાપક છે અને બીજો તેથી તદ્દન ઉલટો કે ઇશ્વર કયાંય છે જ નહી.

જો મજા કોઈ પ્રકારની કવિતા હોય તો તેને સ્વાનુભવ રસિક વર્ગમાં જ મૂકવી પડે. એટલે કે જૂદા જૂદા માણસોની મજા જૂદી જૂદી જાતની હોય છે. મજા શબ્દનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યા વિના આ વાત ઘણાએ કાવ્યમાં, ગીતમા, ભજનમાં, બોધ વચનમા, ઉપદેશમાં, વ્યાખ્યાનમા વગેરે વગેરે રીતે કહેલી છે. અથવા બીજી રીતે કહીએ તો એકને મન મજા તે બીજાને મન સજા પણ હોઈ શકે.

મારા મિત્ર મનસુખરામ એક દિવસ દર-ખાસ્ત લાવ્યા કે કાલે રજા છે એટલે આજે સાંજની ગાડીમા તળાજા જઈ સવારના ટેકરી ચઢી તેના ઉપરથી સૂર્યોદય જોવો અને મજા કરવી ચાર-પાંચ મિત્રો તૈયાર થયા બધા તૈયારી કરીને ઉપડયા અને મોડેથી તળાજા પહોચ્યા. અને સૂઈ ગયા. મનસુખ-રામે બધાને પાચ વાગ્યે જગાડયા અને બધા તળા-જાની ટેકરી ચઢયા. નાટકમાં માનીતાં અદાકારનો પ્રવેશ થવાનો હોય તેની બધાં જેમ આતુરતાથી રાહ જોઇ રહે, તાજિયા નીકળવાના હોય તે કયારે પહેલા દેખાય તે માટે જેમ લોકો ઉદ્દ્યોત બની રહે કે જાદુગર કોથળીમાથી બિલાડું કાઢવાનો હોય ત્યારે તે કયારે નીકળશે તે માટે બધા ઉત્સુક બની રહે તેમ આ મિત્રો સૂર્યોદય જોવા માટે ઉત્સુક બની રહ્યા. અને છેવટે સૂરજ ઊગ્યો અને મિત્રોએ જોયો પણ ખરો, ત્યારે પાછા ફર્યા પાછા ફર્યા ત્યારે તાપ અને થાકથી ત્રસેલા હતા તેમા રસોઈ માટે ગોઠવણ કરી. બધા જમ્યા અને બે વાગે તાપમાં સ્ટેશને પહોચી ગાડીમાં બેસી છ વાગે પાછા આવી ગયા, પણ તેમના ચહેરા ઉપર ઉત્સાહ નહોતો તેમ શુ અનુભવ્યુ હતું તે કોઈ જાણી શકતું નહોતું. છેવટ એક ભાઇએ આંતરિક ઉકળાટને વાચા આપી. જો

ફક્ત સૂર્ય જ જોવાનો હતો તો તે માટે આટલે બધે દૂર જઈ ટેકરી ચઢીને હેરાન થવાની શી જરૂર હતી! તે તો આપણા ઘરમાંથી પણ દેખાય છે અને રોજ દેખાય છે મતલબ કે તે ભાઈઓના મજાહના ખ્યાલો અમારા ખ્યાલોથી તદ્દન ઉલટા હતા આપણે ત્યા એ અનુભવ સામાન્ય છે કે કેળાનાં ભજિયાં કર્યા હોય ત્યારે કાંદાના કેમ ના કર્યા અને બટાટાનાં કર્યા હોય ત્યારે રતાળુના કેમ ના કર્યા તેવા વિરોધના સૂરો હમેશા જાગતા રહે છે એટલે જ સંસ્કૃતમા કહ્યુ છે કે "भिन्न रुचिर्हि लोक" જો કે સંસ્કૃતમાં ન કહેવાયું હોય તો પણ આપણે તે વાત અનુભવથી જાણી શકયા હોત

માણસ–ખાસ કરીને તે માણસ–કે જેણે મોજમજાહ કરવાનો નિશ્ચય કર્યો હોય તે એ નિશ્ચયને સફળ કરવા કેવા ઉપાયો લેશે તે નક્કીપણે કહી શકાતુ નથી જો કે નક્કીપણે કહી શકાય કે દરેકના રસ્તા જુદા હશે અને કેટલાકના રસ્તા એક બીજાનો વિરુદ્ધ હશે મજા ભોગવવાની વૃત્તિ માણસ માત્રમા સામાન્ય હોવા છતા અને સ્વભાવ તેમજ મનના પ્રકાર ભિન્ન હોવાથી એકની મજા તે બીજાની સજા જેવુ પણ બની શકે છે ખોરાકની બાબતમાં આ પ્રકાર–ભિન્નતાના હજારો દાખલા મળી આવે તે સ્વાભાવિક છે કેમ કે દરેક માણસ સરાસરી બે વાર ખોરાક લે છે, અને કેટલાક બેથી પણ વધારે વાર લે છે વળી જ્યારથી ખોરાકના કાચા માલ ઉપર નિયંત્રણ આવ્યું છે ત્યારથી ખોરાકના આહારમા વખત જાય છે તે કરતા ઘણો વધારે વખત ખોરાક વિશેના વિચારમાં જાય છે એટલું જ નહી પણ એક લેખક જેનુ પેટ બગડેલુ હશે તેણે તો ત્યાં સુધી કહ્યુ છે કે ભોજનની તૃપ્તિમા જે મજા હશે તેના કરતા ઘણી વધારે મજા તેની તૃષ્ણામા રહેલી છે વળી હવે તો વીશીઓ હોટલો રેસ્ટોરા, ઉપહારગૃહો સંખ્યામાં જેટલા વધ્યા છે તેટલાંજ વૈવિધ્યમા પણ વધ્યા છે, તેથી કોઈ ગાંઠિયા, ભજિયા, કચોરી પસંદ કરશે તો કોઈ મરાઠી ખાણાવળમા શકરપાળે અને પાતળી ભાજી પસંદ કરશે, કોઈ ઉડીપીના ઇડલી ઢોસા પસંદ કરશે તો કોઈ રેંકડીમાંની પાણીપૂરી પસંદ કરશે, કોઈ રોલાપૂરી ભેળ પસંદ કરશે, તો કોઈ ફરાળી ઢોકળાં પસંદ કરશે ત્યાં સુધી તો ઠીક પણ થોડા ભાગના લોકો એવા હોય કે જેઓ બીજાએ પસંદ કરેલી વસ્તુઓને નાપસંદ કરશે. કેરીની વાત કરીએ તો કોઈને ગળી કેરી ભાવે તો કોઈને જરા ખાટી કેરી ભાવે આપણે ત્યાં પરદેશ ખેડનારા એવા લોકો પણ પડ્યા છે કે જેમને મહાબળેશ્વરના સ્ટ્રોબેરી કે બંગાળનાં લીચી કરતા રંગુનનું દુરિયન, જે દુર્ગંધનો રાજા ગણાય તે વધારે ભાવે

ખટરસના પ્રદેશમાંથી દૂર જતા સંગીતમાં કોઈને શાસ્ત્રીય સંગીત, તો કોઈને સુગમ સંગીત, તો કોઈને ભજન ગમે ત્યાં સુધી તો ઠીક પણ કેટલાકને બેસૂરે ગવાતા અવાજો વધારે ગમે વનમા પ્રવાસ કરતા વટેમાર્ગુઓ પૈકી કેટલાક એવા પણ હોય કે જેને ચંડુલ કે બુલબુલ, કે કોયલ બોલાના અવાજ કરતાં કાબર મગડાના અવાજો વધારે ગમે

કેટલાક હિંદના વિદ્યાર્થીઓ લંડનમાં એક સ્થળે રહેતા હતા એક રજાના દિવસે તેઓ સહુ- ળાએ એવુ નક્કી કર્યું કે દરેક જૂદા જૂદા જઈ, કોઈ સંસ્થા કે જાહેર જગ્યાનો અભ્યાસ કરવો આ પ્રમાણે તેઓએ કર્યું અને બીજે દિવસે દરેકે શુ કર્યું તે બધા કહેવા લાગ્યા કોઈએ બ્રિટિશ મ્યુઝિયમમા વખત ગાળેલો તો કોઈ લાયબ્રેરીમા ગયેલ કોઈ ટ્રફાલ્ગર સ્કવેરમા ગયેલા તો કોઈ નદી કિનારે સહેલગાહે ગયેલા એક ભાઈને પૂછતાં તેમણે કહ્યુ કે તેમણે તેમનો દિવસ પ્રાણીબાગમા જાનવરો સાથે ગાળેલો તે સાંભળીને મિત્રોનાં ચૂપકીદી છવાઈ ગઈ ઉચ્ચ શિક્ષણનો અભ્યાસ કરનાર લોકો વચ્ચે પ્રાથમિક શાળાની કક્ષાનો આ શોખ જાણી તેઓ જાણે દિગ્મુઢ બની ગયા શાંતિનો ભંગ કરી એક મિત્રે પૂછ્યુ "અને પછી જાનવરોને કેવી મજા પડી ?"

અસ્તુ, તે આડીવાત થઈ મૂળ વાત તો મજા વિશે છે મને લાગે છે કે કવિઓએ આ

સવાનને નકામો ગુંચવી નાખ્યો છે. જેમાં મજા છે જ નહી, અથવા હોઇ જ ન શકે તેવી વાતોમાં મજા છે એવુ તેમણે જ આપણા મન ઉપર ઠસાવ્યું છે. હવે આ કોયલની જ વાત લો. કોયલ જે અવાજ કરે છે તે જેવો દિવસે કરે તેવો જ રાત્રિએ કરે છે. અને બધી કોયલો એક સરખો જ અવાજ કરે છે. અને અવાજ તો બીજા પક્ષીઓ અને જનાવરો પણ કરે છે તેમાથી એક ફકત કોયલને સાભળવા મધ્યરાત્રિ સુધી ઉજાગરો શા માટે કરવો જોઈએ. ઘણા લોકો મુશાયરામા હાજરી આપે છે. અને દુબારા, દુબારા કરીને રાતના બે ત્રણ વગાડે છે પછી એ લોકો અથડાતા ટીચાતા ઘેર પહોચે છે અને જાહેર કરે છે કે મુશાયરો ખૂબ જામ્યો હતો અમને ખૂબ મજા પડી, તે કદાચ હશે પણ ઉજાગરો થયો તેનું શુ ?

ઉપરથી દેખાય છે કે જગતમા બે પ્રકારના માણસો હશે. એક નિદ્રા કરતાં જાગરણને પસદ કરનારા અને બીજા જાગરણ કરતા ઊઘને પસદ કરનારા. મારે પોતાનુ વલણ આ બીજા પ્રકારના માણસોને પસદ કરવા તરફ છે. રાવણ અને વિભીષણની વચ્ચે તેના ત્રીજા ભાઇ કુભકર્ણની શક્તિ વિસરાઈ ગયેલ છે, મારા મતે રામાયણે કુભકર્ણની ઘણી ઉપેક્ષા કરી છે. નરસિહ મહેતાએ, 'જાગીને જોઉ તો જગત દીસે નહી ઊઘમા અટપટા ભવ ભાસે " એમ કહીને ખરેખર તો નિદ્રાની જ પ્રશસા કરી છે. આમ છતા આપણને કહેવામા આવે છે કે જે વીર વહેલો ઊઠે છે તેમા " બલ બુદ્ધિ બહુ ધન વધે અને સુખમાં રહે શરીર." કહેનારા તો કહીને રહી ગયા પણ વહેલા ઊઠનારાની વિટમણાનો કોઇ વિચાર કરશે ? ઘણા વિદ્યાર્થીઓ પરીક્ષાના દિવસોમા રાતના મોડે સુધી વાંચે છે અને પાછા વહેલી સવારે બહુ જ વહેલા જાગી વાચવાનું શરૂ કરે છે પરીક્ષામા અર્ધા ભાગના વિદ્યાર્થીઓ નાપાસ થાય છે તેનું કારણ મને તો તેમની આ વહેલા ઊઠવાની કુટેવ જ લાગે છે.

ઊડા ઉતરીને જોતાં વહેલા સૂનારા, અને વહેલા ઉઠનારા વર્ગનાં બલ, બુદ્ધિને ધન વધે છે તે વાત સાચી કે પ્રતીતિકર લાગતી નથી. જો વહેલા ઉઠવાથી બલ વધતું હોત તો કાયમ સૂનારને બલ ઘટતું જાત અને કુભકર્ણ તદ્દન નિર્બળ હાડપીજર શો બની ગયો હોત અથવા મુચુકુન્દ રાજા કાલયવનને બાળી શકયો નહોત. બુદ્ધિ વધવાની બાબતમાં સ્ત્રીઓનો દાખલો આપણી આગળ છે. સ્ત્રીઓ વરસમા ઘણીવાર જાગરણ કરે છે. અગાઉ વધારે જાગરણ કરતી હશે કેમકે જૂના વખતના માણસોએ સ્ત્રીની બુદ્ધિ પાનીએ છે એવું વિધાન કર્યું છે. જો સ્ત્રીઓ બુદ્ધિબળથી આગળ આવે છે તેઓએ જાગરણ કરેલાં જાણ્યાં નથી. ધનનો પ્રશ્ન એ આરોગ્યનો નહી પણ આર્થિક છે. છતા છાપાંના ફેરિયાઓ અને નવલકથાઓ વાંચતા દેખાય છે કે રાતપાળીએ જતા મજૂરો, રાતે સીમનું રક્ષણ કરનારા ખેડૂતો, પોલીસો અને ચોકીયાતો, કોઈનાં ધન વધ્યાં નથી. જ્યારે મોડે સુધી સૂઈ રહેનારાનાં ધન વધ્યાં ન હોય તો પણ ઘટ્યા તો નથી જ. તેથી ઉલટુ નાટકમાં જાગવા જનારાઓ, સીનેમામાં જાગનારાઓ વગેરેને એક તો ઊઘ ગુમાવવી પડે છે અને ઉપર જતાં ટિકિટ, હોટેલ, ટેકસી વગેરેમા ધન પણ ગુમાવવુ પડ છે, આમ ધન પણ વધતુ નથી. જો કે ધનની પોતાની એવી પ્રકૃતિ છે કે બેન્કમા પડ્યાં પડ્યા તે વધ્યા કરે છે, મતલબ કે બલ, બુદ્ધિ કે ધનની બુદ્ધિને વહેલા ઊઠવા સાથે ખાસ સબધ નથી

વહેલા ઊઠનારાની મનોદશા સામે મારો મોટો વાધો એ છે કે તેઓ પોતાની જાતને બીજા કરતાં ઊચા ગણે છે. માણસ માત્રને સમાન ગણવાના આ જમાનામા તે માન્યતા બધ બેસતી થતી નથી એમ તો ચોર પોતાને વ્યભિચારી કરતા ઊચો ગણે છે અને વ્યભિચારી પોતાને ચોર કરતાં ઊચો ગણે છે, તેઓ બન્નેને આપણે ભૂલમા પડેલા લેખીએ છીએ તેવી જ રીતે આ વહેલા ઉઠનારાને પણ ભૂલમાં પડેલા લેખવા જોઇએ. જેમ ખાખરની ખિસખોલી સાકરનો સ્વાદ જાણતી નથી, અને રેશમી ગ નહોતુ, ત્યારે પણ જાણતી નહોતી તેમ આ વહેલા ઉઠનારાઓ મોડે સુધી સૂઈ રહેવાની

મજા જાણતા નથી એમ કહેવુ પડશે

આખરે તો મોડું અને વહેલું એ બન્ને સાપેક્ષ બાબતો છે. એક માણસ નક્કી કરે કે તે પાંચ વાગે જાગશે, બીજો ચાર વાગ્યે, ત્રીજો ત્રણ વાગે, ચોથો બે વાગે, પાચમો એક વાગે, તો રાતના માત્ર બાર જ કલાક નક્કી થયેલા હોઇ કમનસીબ તેરમા માણસે એ હરિફાઇમા ભાગ કેમ લેવો ? જ્યારે મોડે સુધી સુઇ રહેનારાની તો કોઇ હરિફાઈ કરતુ નથી. મોડે સુધી સૂઈ રહેનારને એલાર્મ ઘડિયાળ રાખવુ પડતું નથી તે સિવાય તે દૂધવાળાની બૂમોથી બચી જાય છે કારખાનાના ભૂગળાં, મોટર ખટારાનો ઘરઘરાટ, બેસૂરા રાગે ગવાતા પહોરે પોપટના ગીત, કે બેસૂરા પ્રભાતિયાં, પોતાની ચીજો વહેલી ખપાવવા નીકળેલા શાકભાજીવાળાઓ અને વર્તમાન પત્રનો ફેરિયાઓના એ સર્વ કોલાહલથી તે બચી જાય છે તે બીજાને ખલેલ પણ પહોચાડતો નથી.

તે બધી વાત બાજુ ઉપર મૂકતાં મોડે સુધી સૂઇ રહેવાની મજા જ ઓર છે. તેને માટે કશાં વધારે પ્રમાણોની જરૂર નથી સૂઇ રહેલો માણસ કામ, ક્રોધ, મદ, લોભ, ઇર્ષા, અસુયા એ સર્વથી મુક્ત હોય છે તે બીજાથી ખલેલ પામતો નથી તેમ બીજાને ખલેલ કરતો નથી વળી ઘણા માણસોને ઉંઘની દવા લેવી પડે છે પણ જાગતા રહેવાની દવા લેવી પડતી નથી. જે માણસ સહજ રીતે ખૂબ ઊંઘી શકતો હોય તો તેને ઊંઘની દવાઓ, ઘેનો કે વ્યસનોનો આશ્રય લેવો પડતો નથી

કવિ લલિતજીએ ગાયું છે કે "એકવાર બસ હસો પછી જુઓ તો મજા" એ લીટી હસવાને જેમ લાગુ પાડી શકાય તેમ સૂઈ રહેવાને પણ લાગુ પાડીને કહી શકાય કે 'એક વાર સૂઇ રહો પછી જુઓ તો મજા"

*

એક વખત ભાષણ પછીની પ્રશ્નોત્તરી વખતે એક બાઇએ મોન્ટસોરી સામે ફરીયાદ કરી કે 'તમારી શિક્ષણ-પદ્ધતિઓ મને ગમે છે, ને હુ મારા તમામ બાળકોને એ રીતે જ તૈયાર કરવાની ઇચ્છા સેવુ છુ પણ બાલમંદિરમા ભણતી મારી એક સાતેક વર્ષની છોકરીને એવો નાદ લાગ્યો છે કે તે ઘરનુ કશ જ કામ કરતી નથી અને આજુબાજુમાથી બાળકોને એકઠા કરી રોજ ભાષણ આપે છે'

મોન્ટેસોરીએ હસતા હસતા જવાબ આપ્યો એમા બીક રાખવાનુ કાઇ કારણ નથી કદાચ તમારીએ બાળકી ભવિષ્યની બીજી કોઈ મોન્ટેસોરી બનવાની હોય તો તેમા હુ કે તમે શુ કરી શકીએ?

*

જ્યારે ક્રોધ ચડે ત્યારે હમેશા તેના પરિણામોનો વિચાર કરજો

*

ક્રોધ એ પડતી ઇમારત જેવો છે, પોતે પડે છે, અને જેના પર પડે છે તેનો યે નાશ કરે છે

*

ઉદાર મનુષ્ય પ્રથમ ધન આપી, પછી પ્રાણ આપે છે કૃપણ પહેલા પ્રાણ આપે છે, પછી ધન

*

અગ્નિ સોનાની કસોટી છે સોનુ સ્ત્રીની કસોટી છે સ્ત્રી પુરુષની કસોટી છે

*

જેને જીવન ખૂબ જ વહાલુ હોય છે એ જીવનથી હારી જાય છે, પણ જે જીવન તરફ બેપરવા છે, એ તે તેના પર જીત મેળવી શકે છે

પ્રિય બાધવી,

અનિમિષ નયને, ચિંતાતુર ઉત્કંઠાથી ચાતક મેહુલાની પ્રતીક્ષા કરે છે ડાકના ત્રણ ત્રણ ટુકડા કરી એ કલસાદ કરે છે પણ સૂના આકાશમાં એકેય જલવાદળી ફરકતી નથી નિરભ્ર વેરાન ગગન ભણી જીવનની સૌ આશા અને શ્રદ્ધાથી નીરખી ચાતક પિપાસીત કંઠે અને ઝૂરતાં નયને શીતળતા અને શાંતિની ઝંખના કરે છે કેટલીયે વાતને અંતે જાણે દૂર દૂરથી એક વાદળી આવી ચડે છે, ને નિસ્તેજ અને કરુણ ચક્ષુ ચપળ બને છે ચાતકની પ્રતીક્ષા ફળે છે ને જાણે નૂતન સાધનામા પ્રેમામૃત પ્રતાપે શાંતિ અને સંતોષ મળી જાય છે, જલવર્ષન થાય છે ને નવ પ્રફુલ્લન અને ઉલ્લાસનું રસિક વાતાવરણ પ્રસરી જાય છે

તારા તરફથી આજ દિ સુધી પત્ર નથી જ—ચાતક–ઝંખનાથી હુ પ્રતીક્ષા કરી રહ્યો હતો પણ ઘેની વર્ષા! તે ક્યારે તારા મનરવી વર્ષન કોઈની ઝંખના માટે વહુવ્યા છે અંતે સૂના આકાશમા એક જલવાદળી ફરકી જાય એમ તારો એક પત્ર આવી ગયો મારા સંતોષ અને આનંદ પામવા છે તારે? તારો પત્ર મળ્યો ને મને સતેજ સ્મરણ થઈ ગયું તારો જન્મદિન આવી રહ્યો છે ને તું મારા પાસે કૈંક ભેટની અપેક્ષા રાખતી હોઈશ કેમ? કોણ જાણે કેમ તારા માટે સર્વસ્વ આપવાની તૈયારી છતા તને આપવા કૈં નથી જડતુ! હૃદયનો આનંદ સ્થિર થાય તો કૈં સ્થિરતાથી વિચારી શકે ને?

મારી પસેથી તો તે મોઘી અપેક્ષા કરી હશે મને ખબર છે ભેટ અપાતી 'વસ્તુ'ની તું શોખીન નથી હૈયાનાં ભાવને અનુરૂપ કૈં સ્થૂલ ભેટ મને મળી નહિ—કેવી પામરી લાગે એ ભેટ જેને કૃત્રિમ કત્રકૃતિન કોઈ નમૂનામાં સમાવી દેવામાં આવે મારા જન્મદિને તે મને 'ગીતા' આપેલી હું તને એક કાન ઓછો કરી 'ગીત' આપુ તો નહિ ચાલે? તને ગમે તો! પણ તારે એ ગીતને બેઉ કાન—ને હૈયું તો ખરુ જ—આપવાના સમજી?

આપણે જન્મદિન શા માટે ઊજવીએ છીએ? ખરી રીતે તો જિંદગીના વર્ષો ઓછા થાય છે ખાઈપીને પાર્થિવ ઊજવણી કરવાની વાત હુ નથી કરતો, એ તો એ દિનનું બહુ સોઘુ મૂલ્યાંકન કહેવાય એ દિન આપણા એક સીમાચિહ્ન જેવો છે જીવનપથ પર વધતા જતા સોપાન આપણને આપણી મજલના આંકડા સાથે મંજિલ પર પહોચતાં સુધી પાર પાડવાનાં કર્તવ્યોની સચેતના આપે છે આપણે જે ફરજો બજાવવાની છે, જગત પ્રત્યેના આપણા ધર્મ અદા કરવાના છે, એ માટે આપણે યોગ્ય અને તૈયાર થવાનું છે

જન્મદિને એ રીતે આપણે આપણી જાતની નિર્મૂળ, તટસ્થ ચિકિત્સા કરી લઈએ આપણે ક્યા છીએ એ તપાસી લઈએ એક વર્ષની આપણી પ્રવૃત્તિ ને પ્રગતિની રેખા નિહાળી લઈએ ગયા વર્ષે ક્યા હતા, ને આ વર્ષે ક્યા છીએ? ગયા વર્ષે નક્કી કરેલી આ વર્ષની રેખાની આપણે માપણી કરી લઈએ, ને એ પરથી આવતા વર્ષની નૂતન સાધના જગાવી શકીએ

માનવજીવન દર પળે વિકાસની સતત ગતિ અને સબળતાથી માનવી પોતાનાં કર્તવ્યો ને ભાવના બન્નેને ઉદાત્ત રીતે બજાવી શકે છે, જે માટે આવશ્યક છે સચેત અને જાગૃત માનસ! માનવને પોતાની સાચી સ્થિતિ અને કક્ષાનો યોગ્ય પરિચય હોવો જોઈએ પોતાની ત્રુટિની એને જાણ હશે ને એને દૂર કરવા એ મથશે પોતાની શક્તિની એને શ્રદ્ધા હશે ને એનો સદુપયોગ કરવા એ તત્પર બનશે પોતાના કર્તવ્યો ને ફરજનું એને પૂરતુ ભાન હશે

ને એના માટે એ માનવીય પુરુષાર્થ હંમેશા તૈયાર હશે.

બહેન ! તારા જન્મદિને તારી પાસેથી હું આવી જ અપેક્ષા રાખું. સમાજમાં નજર નાખું છુ ત્યારે કન્યાની અવસ્થા જોઇ મને દુઃખ અને શરમ થાય છે. આપણી બહેનોની દશા કેવી સામાન્ય છે તેજ અને મેધાના ચમકારા ક્યાંક જ જણાય છે. બુદ્ધિ અને શક્તિની કસોટી કોઈકને જ નસીબે હોય છે યોગ્ય અને અનુકૂળ વિકાસ માટેનાં પ્રોત્સાહન અને તક પણ ક્યાંક જ નજરે પડે છે ને પરિણામે આપણું નારીધન સંસ્કારલક્ષ્મી બનવા કરતા સામાન્ય કૃત્રિમ ને કંગાલ સજાવટમા ડૂબી જાય છે.

ભાગ્યે જ કોઇના વદન પર કુદરતની સુરમ્ય સુરખી જડશે—ને પાઉડરના રજકણોથી સજાવેલા બનાવટી મુખ છૂપ્યા નહિ છુપાય સશક્ત અને સુરેખ દેહસૌષ્ઠવ જોવા જતા કાં આળસમાં એદી બનેલાં 'પારસલ' અથવા હાડકા દેખાતા નીરસ માનવખંડિયેરો નજરે પડે છે. હૃદયનો ઉલ્લાસ અને જીવનનુ ચેતન આજે યંત્રવત કૃત્રિમતામા મૃતપાય બન્યુ છે, જાણે શ્વાસ ખેંચતાં શમ સિવાય બીજુ કૈં વિશેષ તત્ત્વ દેખાતુ જ નથી.

જીવનમા એમને કોઈ વિશેષતા નથી, પરિણામે એ લોકોમાં કે વ્યક્તિત્વ ખીલી શકતું નથી. જીવનની કૈં ગંભીરતા જ એને નહિ સમજાય—ને તેથી જીવનની આવી બેજવાબદાર ને પાંગળી રીતિથી હુ તને ચેતવુ છુ. મને ખબર છે જિંદગીને તે એક સુરેખ આકાર આપી દીધો છે. તારા માટે તો મને કોઇ ભય નથી, પરંતુ તુ જ નહિ. સમાજની સૌ બહેનો એ રીતે ઉર્ધ્વગતિએ પહોચે ત્યારે સામાજિક ધોરણ ભવ્ય કે ઉદ્દાત બને. વિકાસ આડેના ભયસ્થાનો તપાસી લઇએ તો વિકાસ સરળ અને સ્નિગ્ધ બને

બહેન ! સ્ત્રીને તો આપણે 'નારી તુ નારાયણી' કહીએ છીએ. જ્યા જ્યા નારીનું પૂજન થાય છે ત્યા દેવતા વસે છે એ આપણી માન્યતા છે. એ ભવ્ય અંજલિ સ્ત્રીત્વની સુશીલ પ્રભાને મળે છે. આજે સ્ત્રી એ યોગ્યતામાંથી સરતી જાય છે— આપણે એને યોગ્ય બનવા મથવુ જોઇએ. ભારત નારી એ જગતના સકળ દેશની નારીનું પ્રેરક પ્રતીક બને એ કક્ષાએ આપણી સંસ્કારિતાને ગીચી જવી જોઇએ.

સ્ત્રી આજે સમાનતા ને સ્વતંત્રતાની વાતો કરે છે. રસોડામાથી દૂર ભાગવાના મનોરથ ઘડે છે, ત્યારે સહેજ પ્રશ્ન થાય છે. આમ શા માટે ? આપણી આખી સમાજરચના જ સુરેખ અને સંવાદી નથી એટલે સૌ સબંધોમાં થોડી ઘણી ત્રુટિ આવવાની જ, પણ સમાનતા સ્ત્રી કોને માનતી હશે ? રસ્તે ચાલતાં સ્ત્રી ને પુરુષ જોઉં છુ. સ્ત્રી ગુમાની સત્ત્વહીન પૂતળાની જેમ ચાલતી હશે, ને બિચારો પુરુષ હાથમા એકાદ 'પ્રભુનું પયગંબર' ધરી એની પાછળ ઢસડાતો હશે. એમ નથી કહેતો કે પુરુષથી બાળક તેડાય નહિ, પણ સામાન્ય રીતે એ કૈં શુભ કે સમાન આદર્શ નથી હોતો— પોતાના નિર્બળ વિજયનો માનિનીને નશો ચડયો હોય છે. એની મગરૂરીનું એમા નમાલુ દર્શન હોય છે. આ સમાનતા નથી— સમાનતા બીજા પર સત્તાધીશ થવાને ન કહેવાય. ને ખરી વાત એ છે કે રસોડાની દીવાલો વચ્ચે રહેલું માનસ જ્યારે વિશાળ જગમા અચાનક આવી જાય છે ત્યારે સમતોલના કે સ્વસ્થતા નથી જાળવી શકતુ ને પરિણામે એમને ભાગે આવેલી સ્વતંત્રતાને એ સપ્રમાણ રીતે નથી શોભાવી શકતી ને સ્ત્રી જ્યારે રસોડાને ઠેકર મારવાની વાત કરે ત્યારે દુઃખ થાય છે. મે કદી એમ તો માન્યુ જ નથી કે સ્ત્રી 'રસોડાની રાણી' ચાર દીવાલો વચ્ચે પોતાનો સંસાર જીવી જાય. પરંતુ વિશાળ જગમાં જીવે, જીવનને વધુ સુઘડ બનાવે, પણ પોતાની નાનકડી ફરજ ન ચૂકે— એનો ગૃહિણી ધર્મ ન વિસરે એટલું તો ચોક્કસ.

હું એટલુ જ કહીશ, સ્ત્રી ને પુરુષ વચ્ચે એ દષ્ટિ-કોઇ ભેદ ન હોવા જોઇએ કે એક નિર્બળ છે ને બીજામાં શક્તિ છે, સૌ સૌને અનોખા ધર્મ છે, જુદી જુદી કાર્યદિશા છે પોતપોતાનાં ક્ષેત્રમા

બન્ને અનુપમ છે. ઊંચનીચની કે એવી માન્યતા જ અસ્થાને ને અનુચિત છે. ગૃહલક્ષ્મી ગુલામ નથી, તો તો પછી ઘર બહાર રહેનારો પુરુષ ઘર વિનાનો રખડું થાય– ના, એવું નથી. એકબીજાને સંપૂર્ણ સહકારી અને વફાદાર રહી જીવન જીવવાનું હોય.

નવસર્જનનો નૂતન નાદ પ્રસરતો થઇ ગયો છે. જગત જાણે નવરચનાના નવલા કોડ ધારણ કરતાની હોય કરી રહ્યુ છે. દરેક ક્ષેત્રે વિશિષ્ટ રીતે પોતાની સુધારણા વાંછે છે. તો એ નવરચનામાં આપણી સૌ દિશાનાં નવઘડતર થશે. આપણી રાજકીય આઝાદી આપણે મેળવીને એને ટકાવવા ને પ્રબળ બનાવવા આપણે સૌ ક્ષેત્રે એક સમાનતા ને સ્વતંત્રતાની દશા કેળવવી પડશે.

નવા યુગની નારી મારે મન આદર્શ અને ભાવનાનો સુઘડ નમૂનો છે. સંસ્કાર ને કર્તવ્યનું સંમિલન છે ને જન્મદિને હુ તને એ આદર્શ, એ શુભેચ્છા, એ દૃષ્ટિ આપુ કે તુ એવી નારી બને જેનામાં જીવન જીવવાનો ઉલ્લાસ ને ચેતન હોય. પ્રાણને પાગરવાની પુનિત મહત્વાકાંક્ષા હોય; પ્રેમ પ્રેરણા અને પવિત્રતાનુ એ એક મંગલ સ્વરૂપ હોય. જગતને સર્જવાનુ, સમૃદ્ધવાનું સંજીવન ધર્મકાર્ય એનો મંત્ર હોય, એનું વ્યક્તિત્વ ને પ્રતિભામાં પણ સ્વતંત્ર ખુશબો મહેકતી હોય. એ દેખાદેખી કે નકલની કૃત્રિમતામાં વેડફાય નહિ પણ જીવનને મૌલિક સર્જકતાથી સજાવે–એવી સ્નેહ ને સમર્પણની સૌજન્યશીલ સંસ્કારલક્ષ્મી તુ બને એ મારા મોઘા કોડ છે.

તારા જન્મદિને આટલું મારા અંતરના ભાવે આલેખુ છુ તું સૌને ઝીલે ને એક નૂતન સાધના જગાવી પૃથ્વીના પંકમાં પંકજ બની જાય એવી મારી મંગલ ભાવના.

લિ. બહેનડીનો ભાઈ

'પંકજ'

*

## રતાંધળાનુ ટોળું

કવિતા વિશે કયારેક તો બહુ વિચિત્ર વિચાર આવે છે. નિજાનંદના એક બિનસ્વાર્થી પ્રવૃત્તિ તરીકે એનુ મૂલ્ય ગમે તેટલુ ઊંચું ગણીએ પણ નિર્વાહના એક ઉપયોગી સાધન તરીકે તો એ 'દીર વિનાની' ગણાઇ ચૂકી છે. કવિને એ ઊંચું–માનસિક રીતે જેને ઊંચુ કરી શકીએ એવુ–જીવન જીવવાના થોડીક રતિ આપે છે ને બાઇના છાશ જેવી થોડીક કીર્તિ એને ગળે આવે છે, પણ એના બદલામા તે જે આપભોગ માગે છે તેનુ મૂલ્ય ઘણુ વધારે છે. વળી ભાનીગળ શબ્દોથી વીંટાયેલો એનો નોરાણી–શણગાર, ગદ્ય જેવો વિપુલ કે સમૃદ્ધ પણુ કેમ ગણી શકાય ? એના સામર્થ્ય, વેગ કે ઝબુકો તો ફકીરના ડંડાની જેમ અલેક પુકારતો, વેરણ છેરણ થઇ જાય છે. હજી આપણે એની દૈવી મુખાકૃતિનો પૂરો વિચાર પણ ન કર્યો હોય ત્યા તો એનું હાડપિંજર જેવુ રૂપ આંખો સામે આવી સ્થિર થઈ જાય છે. આ બધાનું કારણ કદાચ, એ પેટ ભરવા માટે નિરૂપયોગી ગણાઇ ચૂકી છે, એ હશે, ને એવી 'અનાશ્રયા ન શોભન્તે' જેવી નિર્માલ્ય વિચારસરણી કવિને બેર મળી હશે. હા, આપણે બધાઇ માગતા ખાતર–કે આત્મ સંતોષાર્થે એમ લખી નાખીએ કે, કવિતા–તો ઉચ્ચ જીવનનો દૂત છે. આમ લખવુ ગમે છે, વાંચવુ ગમે છે છતાં કયારેક તો એમ પણ થાય છે કે આ રતાંધળાના ટોળામાંથી નાની છૂટીએ તો જ સારૂં, નહિતર રોટલાના સાંસા પડશે, નર્મદને તો મેર મમરા મળ્યા હતા. પણ આપણે તો 'હતા' ને જ એક વિશિષ્ટ બોધક તરીકે પસંદ કરવાની રહેશે.

જેનું માથું અને આખું શરીર રૂધિરથી ખરડાએલા છે એવો શ્વાન સારમેય અયોધ્યાના ધર્માધિકારીની સંમુખ આવીને નત મસ્તકે ઊભો રહ્યો અને બોલ્યો

'મહારાજ, ... એક નિર્બળ, અબોલ અકિંચન પ્રાણી ધર્માસન પાસે ફરિયાદ લઈને આવ્યો છું બાજુના શાંતિપુર ગામમાં એક ભિક્ષુક બ્રાહ્મણ રહે છે એનું નામ છે સર્વાર્થસિદ્ધિ—એ બ્રાહ્મણે વિના અપરાધે માર મારીને મને લોહીલોહાણ કરી નાખ્યો છે મને ન્યાય આપો, ભગવાન ન્યાય આપો '

શ્વાનનાં વચન સાંભળીને રાજા રામચંદ્રે અનુચરો મોકલીને પેલા અપરાધી બ્રાહ્મણને ન્યાય મંદિરમાં બોલાવી મગાવ્યો અને પૂછ્યું

'હે, બ્રાહ્મણ આ સારમેય શ્વાનનું કહેવું છે કે વિના અપરાધે તેં એના ઉપર પ્રહાર કર્યો છે

સાચું છે મહારાજ, મારે નિર્ભય થઈને આ ગરીબ શ્વાન પર પ્રહાર કરવો જોઈતો નહોતો પણ તે વખતે મારું ચિત્ત સ્વસ્થ નહોતું પ્રભુ! આખા દિવસની રઝળપાટ પછી પણ મને ભિક્ષા મળી નહોતી હું નિરાશ થઈને મારી ઝૂંપડી તરફ પાછો ફરતો હતો ત્યાં રસ્તા વચ્ચે આ શ્વાન લાંબો થઈને સૂતો હતો—એના આવા સંતોષી અને સુખી જીવનની મને ઈર્ષ્યા આવી—મારા મનમાં નિરાશા હતી એટલે એના ઉપર મને ક્રોધ ચડ્યો અને મેં એના ઉપર વિના કારણ યષ્ટિ પ્રહાર કર્યો—હું અપરાધી છું મહારાજ મને જે શિક્ષા થશે તે સહન કરવા હું તૈયાર છું પ્રભુ!

ભગવાન રામે કરુણાભીની આંખે શ્વાન તરફ જોઈને કહ્યું—સારમેય આ ભિક્ષુક બ્રાહ્મણ પોતાનો અપરાધ કબૂલ કરે છે—એને શી શિક્ષા કરવી એ તું જ કહે

માથું જમીન સુધી નીચું નમાવીને શ્વાન વિચારમાં પડ્યો અને થોડીવાર પછી બોલ્યો, મહારાજ, આ ગરીબ બ્રાહ્મણને કેવી શિક્ષા કરવી એનો વિચાર મેં કરી લીધો છે આકરી શિક્ષા તરીકે એને કુળપતિના આસને નિયુક્ત કરવો જોઈએ'

'કેવી વિચિત્ર વાત કરે છે તું સારમેય? તું એને શિક્ષા કરે છે કે પુરસ્કાર આપે છે?'

'પુરસ્કારના રૂપમાં આને શિક્ષા જ કહી શકાય મહારાજ, અત્યંત દરિદ્રાવસ્થાને લીધે આ બ્રાહ્મણનું ચિત્ત અસ્વસ્થ અને મૂઢ બની ગયું છે એને ધન મળશે એટલે એનામાં દયા પ્રગટશે અને દયા એને મેવાને માર્ગે લઈ જશે'

શ્વાનની આ વાત ભગવાન રામે સાંભળી, સચિવ સુમંત્રે સાંભળી અને ન્યાયાલયના સભાસદોએ પણ સાંભળી—સૌ કહેવા લાગ્યા—સારમેય શ્વાને બ્રાહ્મણને કરેલી આ શિક્ષામાં શિક્ષાનું ગૌરવ છે, અનુકંપા છે અને જાગૃત માનવતા છે'

(૨)

ચંદ્ર હવે સૌંદર્યવતી રમણીના મુખનું ઉપમાન નથી, ચંદ્ર એ માત્ર અમૃતનો સાગર નથી—રોટીનો ટૂકડો પણ નથી અમને વિજ્ઞાનીઓને પૃથ્વીના નાગરિકોને ચંદ્રમાં એક નવા તત્ત્વનું દર્શન થયું છે

પૃથ્વીની જેમ ચંદ્ર પણ એક વિશાળ દેશ છે એમાં ઊંચા ઊંચા પર્વતો છે, ઘેઘૂર વનરાજિ છે આજ સુધી આ ચંદ્રલોક વિશે આપણે કશું જ જાણતા નહોતા શશાંકની આ વિરાટ સૃષ્ટિ આજે આપણી દૃષ્ટિ સામે ખુલ્લી થઈ ગઈ છે

આપણે પૃથ્વીના વિજયી સંતાનો આજે અંધકારના અવગુંઠનો આઘા કરીને—સ્પુટનિક રૂપે આ નવા યુગના યાત્રી બનીને ચંદ્ર સુધી પહોંચી ગયા છીએ, એના હૃદયના ધબકારા આપણે કાનોકાન સાંભળતા છે

પૃથ્વીના હે સારમેય લાયકા ચંદ્રલોકનો પહેલો યશસ્વી યાત્રી તું હતો માનવીના વૈજ્ઞાનિક સિદ્ધનું પહેલું બલિદાન તું હતો

પોતાના દિગ્વિજયની પતાકા લઈને ધરતીના નિવાસીઓ આજે આનંદ અને ઉત્સાહમાં નિમગ્ન છે પણ હે, લાયકા તારો કરુણ ચિત્કાર સિદ્ધિના છાતીને ચીરીને અવકાશમાં ઘૂમી રહ્યો છે.

# આપણે અપંગ નથી

ચ્યવન વૈદ્ય

ઘણીવાર (માણસ) નિરાશાનું તત્ત્વજ્ઞાન માલુમ પડે છે, જાણે બાજનાર કરોળિયાની જેમ પરાજયનું કલ્પિત માનસ કેળવવામા જાણે તેને મોજ પડતી હોય નો! 'પુરુષ તો પ્રારબ્ધની શતરંજનું પ્યાદું છે વારસામા રહેલી ઊણપોથી એ રૂંધાયેલો છે, પરિસ્થિતિમાં એ બંધાયેલો છે એના સુખનો આધાર બાહ્ય જગતના સંજોગો પર ટકી રહ્યો છે એ પોતાનો માલિક નથી ભાગ્યનો ઘડવૈયા નથી' આવા મોળા મોળા વિચાર એક કે બીજા રૂપમા ક્યારેક ક્યારેક પણ માણસને આવ્યા વગર રહેતા નથી

વિજ્ઞાને આવા નિરાશાવાદમાં ઉમેરો કર્યો છે પદાર્થવિજ્ઞાન કહે છે કે માણસ વંશાનુગત વારસાનું સ્થૂળ પૂતળું છે અને શરીરની રસગ્રંથિઓ અનુસાર એનું જીવન મર્યાદિત રહે છે વિકાસવાદ કહે છે કે માણસ વાનરના કરતાં બહુ આગળ જઈ શકયો નથી માનસશાસ્ત્ર જણાવે છે કે માણસ પોતાના આંતરમનનો ગુલામ છે

સમાજરચના પણ તેના આ ખ્યાનને પુષ્ટિ આપે છે માણસ જે રીતે જન્મ્યો હોય છે તે રીતનું એ રમકડું બની રહે છે અને ચાલુ આર્થિક હાલતનો એ બલિદાન બને છે આજના જમાનામા માણસ, સમાજગત કોમી અને રાજકારણની નજરે ક્રાન્તિની જાળમા સપડાયેલું લાચાર પશુ લાગે એ દેખીતું છે પોતે પામર છે, લાચાર છે, એમ લાગ્યા વગર તેને રહેતું નથી લઘુતાગ્રંથિથી એ પીડાતો રહે તેમાં નવાઈ નથી

માણસની સલામતી બે જાતની છે સમાજગત અને અંગત વ્યક્તિની રક્ષા માટે સમાજ જે કંઈ કરે તે સમાજગત અંગત સલામતી માણસે જાતે કરી લેવાની રહે છે સમાજ વ્યક્તિને ધન આપે ને ચીજવસ્તુ પૂરી પાડે તેમાં એની સમાજગત સલામતી છે અંગત સલામતી તેની રહેણી અને ખિલવેલી કુશળતા ઉપર બંધાયેલી છે જેને લીધે તે કોઈ પણ પરિસ્થિતિમા સ્વતંત્ર અને સ્વાયત્ત રહીને જીવી શકે

પુરુષ પોતાના ભાગ્યનિર્માણનો સ્વામી છે તે મુક્તાત્મા છે અને અદૃશ્ય ભાવિની પારાવાર શક્યતાઓથી ભરેલો છે તેની શક્તિઓ વંશવારસાથી કે ગરીબીથી કુંઠિત થઈ છે તેના કરતા તેની ટૂંકી સાંકડી જીવનદૃષ્ટિથી વધારે કુંઠિત બની છે મનુષ્ય પરવશ પ્રાણી નથી જ!

વ્યક્તિ શું છે? તેનાથી મિત્રો મળી શકે છે નોકરી મેળવાય છે, ને ચાલુ રાખી શકાય છે જીવનને સફળ ને સાર્થ બનાવી શકાય છે, આવું વ્યક્તિત્વ એ કાંઈ અકસ્માત મળેલી બક્ષિસ નથી, કેળવેલી સિદ્ધિ છે બીજાઓને રસ પડે અને કામ લાગે એવી રહેણી અને કેળવેલી બુદ્ધિનું કૌશલ તેનું નામ વ્યક્તિત્વ જે બાળકોને માબાપો તરફથી નિયમિત ખિસ્સાખર્ચી મળે છે તે બાળકો આગળ જતા મંદ ને મોળા નીવડે છે જે બાળકોને કંઈક પણ ઘરકામ કર્યા બદલ મહેનતાણારૂપે એકાદ આનો મળનો હોય અથવા તો છૂટક તરીકે જાતમહેનત કરી થોડુંક કમાઈ લે તેઓ મોટા થાય છે ત્યારે વધુ તેજસ્વી વ્યક્તિત્વ ધરાવે છે આ છે રહેણીનો અને જીવનની પડેલી ટેવનો ફેર

અમેરિકાની શાળા-મહાશાળાઓમા જુવાનોને મદદગાર બનવાની એક યોજનામા તેમને મફત શિક્ષણ આપવું લગ્ન કરવા માટે લોન ધીરવી, સારા પગારની નોકરીઓ અપાવવી વ. જોગવાઈઓ કરવાની સૂચનાઓ આવી ત્યારે એક બાઈ બોલી ઊઠી કે 'અમેરિકા તેના જુવાનોને કેવી રીતે મદદગાર બને તેને બદલે જુવાનો અમેરિકાને કેવી રીતે મદદગાર બની શકે તેનો ખ્યાલ કરવાની વધુ જરૂર છે'

સ્વદેશ પોતાની જુવાન પ્રજા માટે હમેશાં યથાશક્ય કરતો જ હોય છે; પણ જુવાન પ્રજાએ દેશને મદદગાર બનવાનું વિચારવું જોઈએ. વ્યક્તિત્વની ખિલવટ લેવામાં નહિ પણ આપવામાં છે.

શ્રી ચનીચપણાની 'લઘુતાગ્રંથિ' એ શબ્દની શોધ જ ન થઈ હોત તો વધુ સારું થાત. હવે તો એ ગ્રંથિનો રોગ લાગુ પડી ગયો છે તેથી તો માણસ 'બિચારો' બની ગયો છે આના કરતા તો માણસ પોતે નાનો છે એમ નમ્રતાથી કબૂલ એકરાર કરી દે તે વધુ સારું ગણાય તેને મોટા થવાનો પૂરતો અવકાશ રહે છે. વ્યક્તિત્વ અને મહત્ત્વ મેળવવાનો રાજમાર્ગ આ છે કે માણસે ફરીફરીને જીવનપ્રવાહમા ઝંપલાવવાનું છે. એમાં 'ગમે ન ગમે'નો સવાલ જ નથી. જે માણસ માત્ર પોતાને ગમે તે જ કરે, ગૂંચવણવાળી સ્થિતિમાથી છટકી જાય, તે 'લઘુતાગ્રંથિ'નો ભોગ આપમેળે બની જાય છે. આવા માણસો આખા સમાજની ક્રાન્તિ કરવાના હવાઈ હિમાયતી બને છે તેઓ એટલું સમજતા નથી કે એવી ક્રાન્તિ પછી જે જાતની સમાજ રચના ચાલતી હશે તેમાં તેઓ 'કુપાત્ર' જ રહેવાના છે. જ્યા સુધી તેઓ પોતાની જાતને નહિ સુધારે ત્યા સુધી કોઈપણ પરિસ્થિતિમા તેમનો દહાડો વળનારો નથી બીજો એક વર્ગ એવો હોય છે તે પુરુષાર્થ કરવામા, કૌશલ મેળવવામા અને વ્યક્તિત્વ ખિલવવામા માને છે, પછી ભલે શાહીવાદ કે લોકશાહીવાદ ચાલતો હોય, મૂડીવાદ કે સમાજવાદ હોય. ખરી વાત એ છે કે આજનો પાંગળો માણસ સમાજ કે રાજ્ય પ્રત્યેની પોતાની જવાબદારીનું ભાન ભૂલી ગયો છે દરેક નાની–મોટી સુખસગવડ માટે તે રાજતંત્ર તરફ જોયા કરે છે, અપેક્ષા રાખ્યા કરે છે, પોતે જાતે કંઈ કરવું જોઈએ એમ એ માનતો નથી–માના શકતો નથી.

બેકારીની બૂમ પાડે છે અને કામધંધો મળતો નથી; નોકરીની ડાળી પકડાતી નથી! પણ કામધંધા અને નોકરીઓ કાંઈ હકની રૂએ કે સિદ્ધાંતરૂપે મળતાં નથી; જોરદાર વ્યક્તિત્વના પરિણામે ઊભાં થતા હોય છે. તેમને વિરોધ કોઈ 'ગેરંટી' બાંધી શકાતી નથી. ખુદ સરકાર લાંબા વખત સુધી નવી જગ્યાઓ ઊભી કરી કે ટકાવી શકે નહિ, અને એ રીતે ઠીક પણ નથી જ. એ રીતે માણસ સરકારનો ગુલામ અને જાતનો અપંગ બની જાય છે. માણસે નોકરીને તેની બધી શરતો સાથે સ્વીકારી લેવાની હોય છે.

સ્વતંત્ર લોકશાહીની ફરજ છે કે એ નવી નવી જવાબદારી, નવી જગાઓ ઊભી કરે; અને તેમા દરેક નાગરિક પોતાનો ફાળો ભરવા બંધાયેલો છે, જે પ્રજા પોતાના બેકાર માણસને કામકાજની વાટ જોતો કરી મૂકે છે તે પ્રજાનું પતન થાય છે, તે મંદપ્રાણ અને નાલાયક બને છે

માણસ પોતાનું ભાગ્ય ઘડનારો છે એના દાખલા આપણા ઇતિહાસમા, ધર્મમા, નવલકથા અને જીવનચરિત્રના સાહિત્યમા પુષ્કળ મળી આવે છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ હારજીત જેવું કંઈ છે નહિ. 'લાભાલાભૌ જયાજયૌ'માં સમતોલ પણે ચાલવાનું છે, પણ પરાજયનું માનસ અચૂક પરાજય પમાડે છે પછી એવો માણસ ગમે તેવો શ્રીમાન કે શક્તિસંપન્ન હોય. આત્મશ્રદ્ધા અને પુરુષાર્થ ગમે તેવા નમાલા માણસને વીર કરી દે છે.

એક જ્યોતિષીએ એકવાર તેના મિત્રને કહ્યુંઃ જુઓને, આ વિરાટ વિશ્વમા માનવી એક અણુમાત્ર પણ નથી!' મિત્રે જવાબ દીધોઃ 'હા, પણ છતાં માણસ જ્યોતિષી તો છે જ.' આ જવાબમાં કેટલું ખરુ સત્ય છે! વ્યક્તિ જ સમાજનો પાયો છે.



# દિવ્ય ચક્ષુ

કુમાર યોગી

એક જાણીતા ચિત્રકારે બારણાનું સુંદર ચિત્ર દોરીને પ્રદર્શનમા મૂક્યું. ચિત્ર એવુ આબેહૂબ એઘડી ભ્રમ થઇ જાય કે એ સાચુ જ બારણું હશે. લાકડાની રગેરગને ચિત્રકારે રગો દ્વારા ફલક ઉપર ઉપસાવી હતી. વિવેચકોએ એને પ્રથમ ઇનામ આપ્યું. લોકોમા એ ખૂબ જ પ્રશસા પામ્યુ.

એ સાજે ચિત્રકારનો નાનો બાબો કહે "પપ્પાજી, તમારું 'બધ દ્વાર' નામનું ચિત્ર તો મજાનું છે. પણ એમા એક ભૂલ છે"

"ભૂલ !" ચોંકીને ચિત્રકારે પૂછ્યું.

"હા, ભૂલ. મોટી ભૂલ," બાબાએ પૂરી ગંભીરતા સાથે કહ્યું.

"પણ ભૂલનુ નામ તો પાડ," ચિત્રકાર અકળાયો.

"તમે બારણાનું ચિત્ર દોર્યું છે પણ એને હેન્ડલ મૂકવાનુ તો ભૂલી ગયા છો !" બાબાએ તાળી પાડીને કહ્યુ.

"અચ્છા !" કહીને ચિત્રકાર હસી પડયો.

"એમ હસ્યે નહી ચાલે. ભૂલ કબૂલ કરો નહીં તો સમજાવો"

"મજૂર. જો, આ થોડી ભારે વાત છે. આ ચિત્ર પ્રતીકાત્મક છે ખરેખર તો આ આપણા 'હૃદય દ્વાર'નું ચિત્ર છે ને હૃદય કાંઈ બહારથી ઉઘડે ? એને તો અદરથી જ ઉઘાડવાનું હોય ને ? એટલે એનું હેન્ડલ પણ અંદર હોય. આથી મે બહાર હેન્ડલ ચિતર્યું નથી. સમજાયુ ?"

બાબાને કૈંક સમજાયુ, કૈંક ના સમજાયું, પણ આપણે તો આમંથી ઘણુ સમજવા જેવુ છે જ. હૃદયના દ્વારની જેમ આપણી પાંપણોને પણ કોઇ બહારથી ઉઘાડી શકતુ નથી અંદરથી જ આદેશ આવે છે એને પાંપણ અનુસરે છે. અતર-ચક્ષુની વાત પણ આવી જ છે ને ! એને પણ બહારથી કયા ઉઘાડી શકાય છે ?

આવુ વિચારતા હોઇએ ત્યા તરત જ કુરુ-ક્ષેત્રની પેલી વિખ્યાત ઘટના આપણી સામે ખડી થઇ જાય છે. ભગવાન અર્જુનને કહે છે કે 'दिव्य ददामि ते चक्षु – ચાલ તને દિવ્યચક્ષુ આપુ છુ.' આગળ કરેલા વિધાનના વિરુદ્ધમા જતુ લાગે એવુ આ વાક્ય છે. પણ સહેજ જ ઊડા ઊતરીએ તો સમજાય કે કૃષ્ણ પણ એ જ હતા, અર્જુન પણ એ જ હતો, તોય અતરચક્ષુ ઉઘાડતા પહેલા આટલી બધી ભાંજગડ કેમ થઇ ? કારણ એક જ: અતરચક્ષુ ઊઘડયા પહેલાં અતરચક્ષુ શી રીતે ઊઘડે ?

અહી જે અંતરચક્ષુની વાત કરું છું એ પેલા પોપટપડિતો, પોકળ જ્ઞાનીઓ અને વાણી વિલાસી વેદાતીઓની વાતવાતમાં ટપકી પડતા જ્ઞાન-ચક્ષુની વાત નથી કરતો ખરેખર તો જ્ઞાનચક્ષુની વાત જ એક મોટી ભ્રમણા છે. એના તેજ નીચે અજ્ઞાનનાં અધારાને અવતરવાની વધારે તક મળે છે એવા ખોટી માહિતીના ભાર આવા કહેવાતા જ્ઞાની ઓને 'ગર્દભ ચંદન' ઘટનાનો અનુભવ કરાવે છે ગર્દભની પીઠે ચદન લાદેલુ હોય તો પણ એને તો ભાર જ લાગે છે. ચદનની સુગધ લેનારી ઘ્રાણે-ન્દ્રિય જોઇએ ને !

મારે વાત કરવી છે આપણાં બે ચર્મચક્ષુના જ જેવા ભૌતિક અસ્તિત્વ ધરાવનારા અતરચક્ષુની. યોગના ખરા અભ્યાસીઓ જાણે છે કે માણસની બે આંખો–ભ્રમરો–ની વચ્ચે ત્રિકુટિમાં આ અતર-ચક્ષુનું અસ્તિત્વ ખરેખર છે ને એના ઉપર જો આત્રિક ત્રાટક કરવામા આવે તો એ ચક્ષુ ક્રમશ ઉઘડે છે ને સાધકને માત્ર ધ્યાનવેળા જ નહી, જાગ્રત અવસ્થામા પણ પ્રકાશના પીંજરા અને અનેક રંગોની મનોહર રચનાઓ જોવા મળે છે

ગૂઢ વિદ્યાનો આ પ્રદેશ વાણી કરતાં અનુભૂતિનો વધારે હોઇ એના ઉપર પરદો ઢાળીએ.

આ અંતરચક્ષુનો ઇજારો માત્ર આર્યોને જ આપવામા આવેલો એવુ નથી. બાઈબલમાં એક વાકય છે કે જો તારી આંખ એકામ થશે તો તારું શરીર તેજથી છલકાઇ જશે. શાસ્ત્રના શબ્દોને અક્ષરશઃ લેનારા બુદ્ધિ વગરના પાદરીઓ મધ્યકાળના યુરોપમાં પોતાની એક આંખ ફોડી નાખતા પણ આથી એમને એકાક્ષ બન્યા સિવાય બીજો કશો પણ અનુભવ મળતો નહીં પેલાં પ્રગાઢ અનુભૂતિથી ભરેલા ભજનમા આબાદ કહ્યુ છે તેમ 'મન, પવન અને વૃત્તિ ને સુરતાને ઘેરી ગગનગઢ લાવો, ઓ સતો, રાખ અમરપદ પાવો રે' એ અંતરચક્ષુ ઉઘાડવાનો એકમાત્ર રસ્તો છે બિચારા પોથી પંડિતોને આમા શી ગતાગમ પડે?

વેદો અને ઉપનિષદો નો રૂપકો દ્વારા વારવાર આ અંતરચક્ષુ ઉઘાડવાની રહસ્યમય પ્રક્રિયાઓ બતાવે છે. સ્વયં ગીતાએ પણ એક અજબ શ્લોક આપી દીધો છે "ત્યાં સૂર્ય, ચંદ્ર કે તારા પ્રકાશતા નથી, [છતાં અપાર તેજ છે.] . એ મારુ પરમ ધામ છે." આપણુ સહુ માટે આનંદની વાત એ છે કે આ પરમધામ આ જીવન દરમ્યાન જ આપણને મળી શકે તેમ છે અલબત્ત, એ માટે અંતરચક્ષુ ઊઘાડવાની અનિવાર્ય આવશ્યકતા છે.

'ઘટમાં ચાંદો, ઘટમાં સૂરજ, ઘટમાં નવ લખ તારા' એમ સુર રેલવનારો ભજનિક હકીકતમા તો અંતરચક્ષુના ઉજાસમાં જ પોતાની અનુભૂતિને આલેખી રહ્યો હોય છે. એ કાંઈ ગીતાવિરોધી વાત કરતો નથી એને આ જ કહેવાનું છે કે અંતરચક્ષુ ખૂલે એટલે ઘટમા આ તેજોમય સૃષ્ટિનાં દર્શન થાય જ

તો આપણુ સહુને આ દર્શન કેમ થતાં નથી ! આ અંતરચક્ષુ સહુના કેમ ઊઘડતા નથી ? એનો જવાબ બાઇબલના જૂના કરારની એક ઘટના સરસ આપે છે. સીનાઈ પર્વત ઉપર મોઝીઝને આંખો ન ઝીલે એવા પ્રકાશનાં દર્શન થયેલા. એ અગાઉ એને પોતાનાં પગરખાં દૂર કરવાનુ કહેવામાં આવેલું કારણ કે પવિત્રભૂમિ ઉપર પગરખાં ન પહેરી રાખી શકાય એણે એ પગરખા કાઢ્યાં પછી જ એને પ્રચંડ પ્રકાશના દર્શન થયેલાં એનો અર્થ હુ એવો કરુ કે આ વખતે મોઝીઝના અંતરચક્ષુ ખૂલ્યાં હતા. ને એ પહેલાં એને પોતાના તમામ નકારાત્મક ચિંતનનાં પગરખા છોડ઼ાં મેલવા પડ્યા હતાં આ દર્શન એને પર્વત ઉપર થયેલા એટલે કે ઊર્ધ્વલક્ષી બન્યા વગર અંતરચક્ષુ ઊઘડે જ નહી.

વિજ્ઞાને શોધી કાઢ્યું છે કે આપણા શરીરના ઉપરના ભાગમાં વિશેષ શક્તિ ધરાવતી ગ્રંથિઓ [ગ્લેન્ડ્ઝ] છે આ ગ્રંથિઓ ગળામાં, મગજમા અને ભ્રુકુટિની વચ્ચે છે વિજ્ઞાન હજી એમની શક્તિઓ અને કાર્યોની તપાસ જ કરી રહ્યુ છે પણ આ બાબતમાં એ હજી કિનારે જ ફર્યા કરે છે એમ માનવુ રહ્યું શરીરને આમતેમ વાળીએ એનાથી તો આ ગ્રંથિઓ ઉપર અસર થાય જ છે પણ લોહચુંબકની અસરો ય એમના ઉપર નોધાઇ છે એટલું નહી, પ્રત્યેક વિચાર પણ એમની કામગીરીમા નોંધપાત્ર ફેરફાર કરે છે એ અનુભવની વાત છે. તીબેટમાં તો રીતસર ભ્રુકુટિ વચ્ચે શાર પાડીને એક ગ્રંથિ ઉપર ઔષધીય અસર કરીને અંતરચક્ષુ ઊઘાડવામા આવે છે એ હકીકત ગૂઢવિજ્ઞાને નોંધી છે ડૉ લોબસંગ રાપાએ પોતાના વિશ્વવિખ્યાત ગ્રંથ The Third Eyeમા આ વિજ્ઞાનનાં રહસ્યો સરસ રીતે રજૂ કર્યા છે.

ગામડાગામનો માણસ ભલે ભાગે એક્સ-રે વિષે જાણતો હોતો નથી પણ એના અજ્ઞાનમાત્રથી કાંઇ એક્સ-રેનું અસ્તિત્વ મટી જતુ નથી એ જ રીતે અંતરચક્ષુના ઉચ્ચ પ્રદેશમાં આપણે પણ ગામડિયા બનીને એના અસ્તિત્વને ન સ્વીકારીએ તો પણ શુ ? કોપરનીકસે જ્યારે દૂરબીન દ્વારા પહેલી વખત બ્રહ્માંડ જોયું ત્યારે એ આશ્ચર્ય પામીને રડી પડેલો. પેશ્ચરે જ્યારે સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા સૂક્ષ્મ અણુઓ અને જીવોનું વિરાટ લઘુવિશ્વ જોયું ત્યારે એ મૂક બની ગયેલો. અર્જુનને વિશ્વરૂપ દર્શન થયું ત્યારે એ ધ્રુજી ઊઠેલો. અંતરચક્ષુ દૂરબીન પણ છે ને

સૂક્ષ્મદર્શક યંત્ર પણ છે. એ એક તેજોમય સર્ચ લાઇટ છે કે એને જે દિશામાં વાળીએ ત્યાં અજવાળાં ઝોકાર થાય આપણા અસ્તિત્વને ઉજાસથી ઉભરાવવાનો આ એક જ રસ્તો: અંતરચક્ષુ ઉઘડે તો જ મૂળ કામ થાય

સામાન્ય માણસ પણ જાપાનના ટ્રાન્ઝીસ્ટર રેડીઓને જાણે છે. દીવાસળીની પેટી જેવડા નાના રેડીઓ પણ જોવા મળે છે નવી શોધ ટ્રાન્ઝીસ્ટરને કારણે આ શક્ય બન્યું. એ સાવ જ નાના પદાર્થમાં અપાર શક્તિ હોય છે. એ જ રીતે અંતરચક્ષુનું કેન્દ્ર પારાવાર શક્તિ ધરાવતુ હોય છે. એ પળેપળે સૂક્ષ્મ આંદોલનો મોકલે છે ને ઝીલે છે. એના ઉપરના જડ પડ જેમજેમ નાબૂદ થતાં જાય તેમતેમ એ વધારે ક્રિયશીલ બને છે.

આ દિવ્યચક્ષુ બરાબર ઉઘડે ત્યારે માણસ કલ્પી ન શકે એવી વાતો બનવા માંડે છે. આયુર્વેદના પ્રખર જ્ઞાના મહર્ષિ ચરકનું આ ધરતી પરનું જીવન સાવ ટૂંકું હતું. એટલા ટૂંકા ગાળામાં પણ એમણે માનવશરીર, મન, તેમની પ્રકૃતિ અને અસંખ્ય વનસ્પતિઓના ગુણધર્મો વિષે જે વિપુલ સાહિત્ય આપ્યું છે એ સામાન્ય સંજોગોમાં ન બની શકે. એમણે પોતે જ કહેલું કે 'હું એકાગ્ર થઇને બેસું છું એટલે વનસ્પતિ પોતે જ મારી સામે આવીને પોતાના ગુણધર્મો રજૂ કરે છે.' દિવ્યચક્ષુ ખુલવાનું જ આ બીજું નામ છે એમ હું સમજું છું.

સમજીને જોતાં રે, ગુરુગમ જ્ઞાને રે,
અનુભવ પ્રગટે આપોઆપ ..
ને થાય પછી પૂનમ કેરો પ્રકાશ,
પૂનમના પ્રકાશે રે,
અમાવાસ્યા ક્યાંય નથી રે જી

આ બે કડીઓમાં દિવ્યચક્ષુની જાગૃતિની આખી પ્રક્રિયાનો ખ્યાલ આવી જાય છે, પહેલી વાત એ કે આ ગુરુગમની વાત છે. અલબત્ત, બહારના ગુરુને સ્વીકારવા જેટલા નાના (!) ન થવુ હોય તો મધ્યગુરુ આત્મા છે એમ સમજીને એનું આરાધન કરીને વાસ્તવિક સમજણની કેડી ઉપર ડગ ભરવાં જોઇએ. તો દિવ્યચક્ષુનો અનુભવ આપોઆપ જ પ્રગટે. પછી પેલો ગીતાપ્રબોધ્યો નિરાલંબ પ્રકાશ એવો તો પૂનમ સમો ઝળહળે કે ક્યાંય અંધારા ન રહે.

'તને દિવ્યચક્ષુ આપું છું' એમ વર્તમાનની વાત કરીને ભગવાને વાયદો રાખ્યો જ નથી હવે નક્કી આપણે કરવાનું છે કે આપણે એને તક આપવા માગીએ છીએ કે કેમ? કદીક બિચારા ભગવાનને પણ આપણા ઉપર આધાર રાખવો પડે છે ખરો!

આજ અંદરની પાપણના પરદા ઉપાડીએ, દિવ્યચક્ષુ ઉઘાડીએ ને જીવનને એની પુણ્યપ્રભામાં ઝળહળવા દઇએ!

---

## શિક્ષક અને બળદ

શિક્ષક વિશે નવી દૃષ્ટિની વાતો થાય છે ખરી ને એ વિશે કાગળ ઉપર ધાર્યા કરતાં વધુ ચિતરાય છે પણ ખરું. આ બધી વાતોને વ્યવહારમાં ને તેમાંય શિક્ષણના વ્યવહારમાં લાવવી એ એ ભારે કઠણ કાર્ય છે જૂની સંસ્થાઓ તો લોકશાહી આવે કે પરલોકશાહી, એ તો પોતાની જૂની ઢબે જ કાર્ય કરવા ટેવાયેલી છે ને નવી સંસ્થાઓમાં જૂની લઢણને વધુ કારમી રીતે વણી લેવામાં આવે છે શાળા અંગેનું 'કલેરિકલ કામ' અને નોંધપોથીઓની તપાસણીમાંથી શિક્ષકને નવરો જ કરવામાં આવતો નથી. આ રીતે શિક્ષકને અતિ કામગરો રાખવાની ખૂબ કાળજી લેવાય છે. એને કુટુંબ જીવન કે સમાજજીવન જેવું રહેવુ ન જોઈએ. શિક્ષક તો હંમેશાં બંધાયેલો હોવો લાગવો જોઈએ જાણે કે તે બળદ હોય તેવી રીતે તેને પૂરો ચારો આપ્યા સિવાય બને તેટલું કામ પડાવી લેવાની દાનત રખાય છે નવી સંસ્થાઓનું પણ આ જ માનસ છે. હાઈસ્કૂલ અને હેડમાસ્તરની હજી બદબૂ ગઈ નથી. જે મુક્ત વાતાવરણ કોલેજમાં રહે છે તેનું નામનિશાન હજુ માધ્યમિકમાં દાખલ થયું નથી Teachers arc treated like dumb driven cattle.

# એક જિંદગી....એક ઘડિયાળ

લલિતકુમાર શાસ્ત્રી

અંતે એનું કામ પૂરું થયું એના ઉઘાડા, પહોળા આંટણ પડેલા પગ ખુલ્લી સડક પર ચપલ જોડા વગર ચાલવાને ટેવાયેલા છે એની ખાતરી આપતા હતા એના વધુ નબરના ચશ્મા, જાડા બરછટ સફેદ વાળ ચાબુક ફટકાર્યા પછી દોડતા દમિયલ ઘોડા જેવી ચાલ એના અકાળે આવેલા વૃદ્ધત્વની યાદ આપતા હતા

કુભારનો શીખઉ છોકરો માટીમાથી ગમે તેવો આકાર ઘડી કાઢે તેવો તેનો ચહેરો હતો થીગડાવાળા વસ્ત્રો એની સપત્તના પ્રતીક હતા આ જગતના દુખનો અત ક્યારે આવશે? એ પ્રશ્નનો જવાબ છાપામા શોધવા જ છાપાનો ફેરિયો ન બન્યો હોય તેમ તે સોળ વર્ષનો સમજણો થયો ત્યારથી માંડીને આજે પિસતાલિસે પહોંચવા આવ્યો છતાંય તેનું કામ ચાલુ જ હતુ–કદાચ એના પ્રશ્નનો જવાબ મળ્યો નહોતો !

એનું નામ વસત એણે પોતાના ચશ્માની તૂટેલી દાંડી દોરી બાધીને ઠીક રાખી હતી બમી સના બટન ખરીદવાની એને કદી ઇચ્છા થઈ નહોતી ! આંટણ પડેલી જગ્યાએ જેમ પછી ટેવને કારણે દુખતુ નથી તમ ઘણીવાર દુખ સહેવાની ટેવ પડી જતી હશે તેથી કદાચ વસતને કદી અભાવ સાલ્યો નહી હોય ! એ માટે એણે પોતાના 'નસીબ'ને જ કારણભુત ગણ્યુ હતુ

આજે સવારે એ ઘરથી નીકળ્યો ત્યારે એના શબ્દોમા કહીએ તો 'કોણ જાણે કોનુ મોઢુ જોયુ હતુ તે પની સાથે તકરાર થઇ હતી ગઇકાલે ઘણી કોપીઓ વણવેચાયલી પડી રહી હતી રોજનું લાવી રોજ ખાનાર આ માનવી માટે ગઇકાલનો દિવસ વખ' જેવો ગયો હતો

વળી એના ઘણા સાથીઓની માફક એને આંકડો રમવાની કે જુગાર રમવાની ખૂરી આદત નહોતી, છતા પાચ છ જણના પેટને પૂરવા કે સાડા પાચ ફીટની ઇજ્જતને ઢાકવાની એનામાં ત્રેવડ નહોતી અને એ વાતનું રહસ્ય ઉકેલવા તે પોતે છાપાના અગ્રલેખથી મ ડીને નાનામા નાની જાહેર ખબર સુદ્ધાં વાચી જતો કૂતરી પોતાના જ બચ્ચાને ખાઇ જાય એ વાત એણે સાભળી હતી પણ માનવી જ માનવીને અ થાય કરે એ એના માન્યામાં આવતુ નહોતુ પરસેવાનો પૈસો રળવો અને પ્રામાણિકતાથી પેટ ભરવુ એ એનું જીવનસૂત્ર હતુ

એના ઘરમા બે ફોટા હતા એક ભગવાનનો અને બીજો ગાંધી બાપુનો વસતની જીવનકથા કોઈએ લખી નથી અને લખાશે પણ નહી નહી તો એણે મીઠા સત્યાગ્રહ વખતે તથા બોબ બનાવવામા જે ભાગ લીધો હતો તથા જેલ ભોગવી હતી તેની જરૂર કોઇએ નોધ લીધી હોત

આજે સવારે એ ઘેરથી નીકળ્યો ત્યારે એની ઘડિયાળમા ચાર વાગ્યા હતા એની પાસે એક ઘડિયાળ છે એના પિતાએ ભટ આપેલુ ગમે તેટલા દુખમા પણ પિતાની બચેલી એટલી નિશાની કાઢી નાખવાની એને ક્યારેય ઇચ્છા થઈ નથી, ઉલટુ એ એનું જીવની માફક જતન કરે છે એને એની સાથે એક પ્રકારનું મમત્વ બધાઇ ગયુ છે પણ હમણા હમણા એ ઘડિયાળ બરાબર ચાલતુ નથી એના સાથીઓ એને કાઢી નાખવાની સલાહ આપે છે એને પણ ઘણીવાર એવો વિચાર આવે છે પણ પરિસ્થિતિ જ એવી છે કે

વસત પ્રેસમાંથી બહાર નીકળ્યો ત્યારે એક વાગી ગયો હતો એના મનમ કુગની માફક વિચારો ઊભરાતા હતા એ પોતાના મનમા ખર્ચનો હિસાબ મૂકી રહ્યો હતો

વસતે આ ધરતી પર જ ભીને સુખને સાચા સ્વરૂપમાં કદી ગણ્યું થી નાનપણમાં મા–બાપ

ગુજરી ગયા વૃક્ષની છાયા ચાલી ગઈ એટલે ભણવાની ઇચ્છા હોવા છતા ભણી ન શકાયું અને છાપાંના ફેરિયા બનવુ પડયું ગરીબીને કારણે પત્ની ન મળી અને જ્યારે એના લગ્ન થયા ત્યારે એની ઉમ્મર છત્રીસ વર્ષની હતી છોકરીની ઉમ્મર વીસ વર્ષની. અણસમજને કારણે છોકરીનો પગ આડો પડી ગયેલો તે ભૂલ તો સુધારી પણ વગોવાયેલી છોકરીને લે કોણ? આખરે એમને વસત મળી ગયે પરિણામે વસત ત્રણ સતાનોનો પિતા બન્યો. પતિપત્ની વચ્ચે અણબનાવ જેવુ તો હતુ જ. વસતને આ વાતનું દુ ખ ન હતું સત્વહીન ખોરાક ખાઇને સત્વહીન રહેલુ એનુ શરીર શાતિ જ ઝંખતુ હતુ પણ બહાર જીવનનો સંઘર્ષ ખેલનાર વસતનુ પ્રેમ ભૂખ્યું હૃદય જ્યારે પત્ની પાસેથી બે મીઠા શબ્દો પણ પામી શકતુ નહી ત્યારે એને બધુ જ બધનકર્તા લાગતુ એને લાગતુ કે પોતે અદૃશ્ય દીવાલોમા પૂરાયેલો કેદી છે તે સૌનો છે પણ તેનું કોઈ જ નથી.

જીવનની કોઇ કમજોર ક્ષણે કદાચ એણે આત્મહત્યા કરી હોત પણ એનું મન આશાથી ભરેલુ છે, એને વિશ્વાસ છે કે કોઇ પણ પરિસ્થિતિ સનાતન નથી. અને દુ ખનો અત લાવવો હોય તો માનવીએ જીવવુ જ રહ્યુ. અને જીવવુ હોય તો માનવીએ કર્મ કરતા રહેવુ જ રહ્યુ ..

ક્ષાલિમાની મનનો વસત જીવનગણિતને જમા પાસામા પલટાવવા વધુ ને વધુ મહેનત કરે છે અને મોટે ભાગે ઘરની બહાર રહે છે.

ગઇકાલની ખોટ પુરવા એ આજે દઢ નિર્ધાર સાથે ઘરની બહાર નીકળ્યો હતો પોતે છોકરાંની સ્લેટ લઇને જ ઘેર જશે એવુ એણે મન સાથે નક્કી કરી નાખ્યું હતુ. અને તેથી જ તો તેણે આજે પોતાની પ્રિય ઘડિયાળની અદર જોવાની પરવા કર્યા વિના લાલ દરવાજાથી તે સ્ટેશન સુધી પેપર વેચ્યા જ કર્યા

પ્રેસમા થોડા જૂનો હિસાબ ચૂકતે કરી તે બહાર નીકળ્યો ત્યારે એની છાતીમાં દુખ્યું પણ એના ચહેરા પર આનંદ હતો. હવે એને ઘેર પહોંચવાનો નદ જાગ્યો હતો. એ પોતાના અપૂર્ણ જીવનને કારણે ન ઘરનો કે ન બહારનો રહી શકતો હતો પોતે ભણેલો નહી એટલે બહાર સારી નોકરી મેળવી શકે તેમ નહોતો અને પત્ની કરતા ઉમ્મરમાં ખૂબ મોટો હતો તેમજ પૈસાની તગી રહેતી હતી તેથી ઘરનો ય બની શકતો નહોતો પણ આજે એણે મન સાથે નક્કી કરી નાખ્યું હતુ. પત્નીને લઈને બહાર બાગમાં ફરવા જવાનું પત્નીની ઘણા વખતની ઇચ્છા હતી એને રીઝવવાની આ એક તક હતી, એનુ સ્મિત એના અડધા દુ:ખ ઓછા કરી શકે તેમ હતું.

બળતી બપોરની સળગતી સડકની પણ તેણે અત્યારે પરવા કરી નહી. સૌ પહેલા એણે ઘડીઆળી સ્લેટ લઇ કટલરીવાળાની દુકાને જવાનું નક્કી કર્યું. કટલરીવાળાની દુકાને જઈ તેણે એક સ્લેટ હાથમાં લેવા પ્રયત્ન કર્યો

તે જોઈ શેઠ દૂરથી તાડૂક્યા - એઇ ત્યા શુ કરે છે.. ચાલતો થા .

આમ સામાન્ય રીતે હિમતબાજ ગણાતો વસંત ત્યારે એક અક્ષર પણ જવાબ આપ્યા વિના આગળ ચાલ્યો ગયો એના હૃદયને ભારે દુ:ખ થયું હતુ . શુ ફાટેલા અને થોડા વસ્ત્રો પહેરનાર ચોર? તો શુ ગાધીજી પણ ચોર?

કોણ જાણે શુ સૂઝયુ તે વસંતે ખીસામાંથી ઘડિયાળ કાઢીને જોયું ! બે વાગ્યા હતા. ઘડિયાળ પોણો કલાક આગળ હતી. બરાબર ચાલતી નહોતી

આગળ ચાલતાં કટલરી સામાનની બીજી દુકાન આવી. વસતે સ્લેટને અડકયા વિના જ પૂછ્યું :

'પેલી સ્લેટનું શુ છે ?'

'૭૫ પૈસા.'

'પચોતેર પૈસા!' વસંતનું મોઢુ પહોળુ થઇ ગયું

'કેમ એમાં મોઢુ પહોળુ' શેનું થઇ ગયુ!

તારે તો પાંચ પૈસામાં જોઈતી હશે ખરું ને?'

'ના શેઠ ના, હું તો જ્યારે જે જમાનામાં ભણતા હતા એનો વિચાર કરું છું ત્યારે પાંચ પૈસાની પાટી મળતી હતી...અને અત્યારે..'

વેપારીએ એના સૂરમાં સૂર પુરાવતાં કહ્યું: 'ભાઈ, એની તો વાત જ હવે ભૂલી જવાની. એ જમાનો જતો રહ્યો, આ તો વેજીટેબલ જમાનો આવ્યો છે....'

'વેજીટેબલ પણ ચોખ્ખું નથી મળતું.. ખરી વાત?'

'અરે વેજીટેબલની શું વાત કરો છો? માણસ જ ક્યાં માણસ રહ્યો છે તે બીજવસ્તુની વાત કરો છો? માનવી જેવો માનવી બદલાઈ જાય પછી બીજ-વસ્તુની તે વાત જ શી કરવી?'—અંદરથી મહેતાજી બોલ્યા,

વસંતને એ વાક્ય ખૂબ ગમી ગયું: માણસ માણસ જ ક્યાં રહ્યો છે તે

વસંત ક્યાંય સુધી આ વાક્ય વાગોળ્યા કરત પણ પેલા વેપારીભાઈએ તેને તંદ્રામાંથી જગાડતાં પૂછ્યું: 'કેમ પછી સ્લેટ લેવાનો શો વિચાર કર્યો?

સ્લેટ...શિક્ષણ....સંતાન. પોતે, પોતાનું જીવન .. જીવન સંઘર્ષ. અશિક્ષિતને વધુ સંઘર્ષ... મારું ગમે તે થાય ...છોકરાં તો ભણવા જ જોઈએ. જીવવા માટે એ જરૂરી છે.

વસંતે, સાંધેલા જાકીટના ખીસામાં હાથ નાખ્યો. માત્ર સીત્તેર પૈસા હતા. તેણે એકવાર ગણ્યા, બે વાર ગણ્યા કદાચ પંચોતેર થાય! પણ ન થયા!

મનમાં અનેક આશા ઝબૂકીને બૂઝાઈ ગઈ—વીજળીની માફક પત્ની સાથે ફરવા જવાનો વિચાર ઊગ્યો ને આથમી ગયો— એની અનેક આશાની જેમ. ક્ષણભર માટે શું કરવું તે ન સમજાયું. એ પોતાનું નહીં પણ પોતાના સંતાનોનું જીવન ગતિમાં રહે તે માટે વધુમાં વધુ શ્રમ કરતો હતો. આ અસ્તિત્વનો સવાલ હતો... ગતિ વિના અસ્તિત્વ શક્ય નથી શું જીવનને ગતિમાં રાખવાના તેના બધા પ્રયત્નો વ્યર્થ જશે? એ પ્રશ્ન એને મૂંઝવી રહ્યો હતો અને એ મૂંઝવણમાં ને મૂંઝવણમાં એણે વેપારીને હિંમતથી પૂછી નાખ્યું: 'સીત્તેર પૈસામાં સ્લેટ આપો....'

મહેતાજી તે આપવા જ જતો હતો પણ વેપારીએ ધીમેથી કહ્યું: 'સીત્તેર પૈસે તો અમને ઘરમાં પડી છે.. પૈસા ન હોય તો બાકીના પાંચ પૈસા કાલે આપી જજો.'

આખરે એવી રીતે પણ સ્લેટ મળી તેનો આનંદ વસંતના હૃદયમાં અનેરો હતો. આગળ ચાલતાં એને ઠેસ વાગી ..એની છાતીમાં સખત દુખ્યું પણ વસંતે એને ન ગણકારતાં આગળ ચાલવા માંડ્યું. પણ એ થોડું ચાલ્યો નહીં હોય ને ચક્કરી આવવાને કારણે ફુટપાથ પર જ ઢળી પડ્યો. હાથમાંની સ્લેટ દૂર જઈ પડી. એના ટુકડા થઈ ગયા હતા!

લોકો ભેગા થઈ ગયા ડોક્ટરે આવીને નાડ હાથમાંથી મૂકી દીધી અને પોલિસે પંચક્યાસ કર્યો ત્યારે જાકીટમાંથી નીકળેલી જૂની ઘડિયાળ અંગે નોંધ કરવામાં આવી હતી: એક બંધ પડેલું ઘડિયાળ!

*

નિખાલસ હૃદયનાં પરમાર્થ-ક્ષેત્રો તરીકે શિક્ષણ અને સાહિત્યનું મૂલ્ય બહુ ઊંચું રહે એવા સંજોગો અત્યારે તો નથી, સાહિત્ય તો ભમરાળી વિધવાની જેમ ખૂણામાંથી બહાર જ નીકળતું નથી ને શિક્ષણનો 'અતિ વિશાળ' અર્થ કરીને, એને અપનાવનારે લંગોટી ભર જ રહેવું પડે! વ્યક્તિગત રાગદ્વેષ અને વાડાગત સ્વાર્થથી આ બંને ક્ષેત્રોની લીલોતરી સુકાઈ ગઈ છે જીવનની સાદાઈ અને આત્માના ઘાતરની અતિ મોટી વાતો કરનારા અત્યારની શિક્ષણની પ્રવર્તમાન પદ્ધતિ એટલી બધી ખર્ચાળ છે કે છોકરાને ત્યાં ભણાવવા હોય તો ઘરના બાકીનાં માણસોએ બાફેલાં સારિયાંથી જ ચલાવવું પડે!

# અહમ્‌ની ચિકિત્સા

કનૈયાલાલ વ. વાધાણી.

રાજા જાનશ્રુતિ મોટા દાનેશ્વરી હતો. રાજાના દાનમાં અહંતા હતી રાજાના મનમાં એવો અહમ્ હતો કે મારા દાનથી હજારો લોકો પોશાય છે. મારા દાનથી થયેલ ધર્મશાળામાં અનેક યાત્રાળુઓ આશરો લ્યે છે, મારું દાન કેવુ છે?

રાજાના પ્રશંસકો પણ રાજાની વાહવાહ બોલાવતા હતા. પ્રશંસકો રાજાના દાનનો પ્રચાર પણ કરતા હતા.

"રાજન્ આપ તો કર્ણ દાનેશ્વરી જેવા છો. આપના દાન અપરંપાર છે. રાજન્! ધન્ય છે આપને." પ્રશંસકો આમ રાજના વખાણ કરતા હતા.

વખાણ સાંભળી રાજા જાનશ્રુતિ ફુલાતો હતો. પ્રશંસાથી એનો અહમ્ વધતો. પ્રશંસા તો અહમ્‌ને વધારનારી છે.

એક રાત્રે રાજા જાનશ્રુતિ મહેલમાં સુતો હતો તેને ઉંઘ આવતી ન હતી. આ સમયે રાજ-મહેલની છત ઉપર બે હંસરાજો આવી બેઠા. બન્ને વચ્ચે વાતચીત શરૂ થઈ.

એક હંસે બીજા હંસને કહ્યુ "ભાઈ હંસલા? રાજા જાનશ્રુતિ કેવો મહાન દાનેશ્વરી છે. તેના દાનનો મહિમા કેવો છે?"

બીજા હસે કહ્યુ "ભાઈ! જાનશ્રુતિ, જાન-શ્રુતિ શું કર્યા કરે છે? ગાડીવાલા મુનિ રૈકને ઓળખે છે? રૈક મુનિ પાસે તારો બાપડો રાજા શું હિસાબમા? રૈકને જાણતો હોત તો જાનશ્રુતિનુ નામ પણ ન લેત."

"ભાઈ! ઇ રૈક વળી કોણ?"

"રૈકનો મહિમા અજબ છે. રાજાને પ્રજા જે શુભ કામ કરે છે તેનું ફળ તો રૈકને મળે છે. જે તત્ત્વ રૈક જાણે છે ઈ તત્ત્વ જો રાજા જાણે તો જ દાનનું ફળ મળે. બાકી તો બધુ નકામું છે."

રાજા હંસોની બોલી સમજતો હતો તેનો હવે ચટપટી થઇ. રૈક પાસેનુ તત્ત્વ જાણવા એને લાલસા થઈ.

સવારે રાજાએ પોતાના કર્મચારીઓને હુકમ કર્યો. "ગાડીવાલા રૈકને મારી પાસે તેડી લાવો. તેને કહો કે રાજા જાનશ્રુતિ તમને બોલાવે છે."

રાજના કર્મચારીઓ રૈકની શોધમાં ઉપડયા. શોધી શોધી થાકયા પરન્તુ એ ઓલિયાનો પત્તો ખાધો નહિ.

"પર્વત ઉપર ગુફાઓમાં, વનના વૃક્ષો નીચે, નદી કીનારે, અરણ્યમાં તેની તપાસ કરો." રાજાએ હુકમ કર્યો.

રાજકર્મચારીઓ ચારે બાજુ ઉપડી ગયા. છેવટે એક સ્થળે ગાડા નીચે શરીર ખંજવાળતા એક ઓલિયાને તેમણે જોયો.

"દેવ! આપનું નામ રૈક છે?"

"હા, આ દેહને રૈક કહે છે શું કામ છે?"

"દેવ! આપને અમારા રાજા જાનશ્રુતિ બોલાવે છે આપ અમારી સાથે પધારો."

"તમારા રાજાને મારું કામ છે, મારે તમારા રાજાનું કામ નથી. જેને કામ હોય તે તેની પાસે આવે."

રૈક મુનિએ રોકડો જવાબ આપ્યો.

રાજાના કર્મચારીઓ રાજા પાસે ગયા અને કહ્યું, "રાજન! એ રૈક અહિં આવવા ના પાડે છે. આપ ત્યાં પધારો તો મેળ ખાય."

રાજાને તો ગરજ હતી! ગરજવાનને અક્કલ ન હોય. રાજા સો ગાયો, ઘોડા, રથ, જવાહિર, અને સોનામહોરો લઇને રૈક મુનિ પાસે પહોંચ્યો. આ બધું તેની પાસે ધરીને કહ્યું "મુનિવર્ય! આ બધુ હું આપના ચરણે ધરું છું. આપ આ સ્વીકારો

અને આપ જે દેવ કે દેવીની ઉપાસના કરતા હો તેનું તત્ત્વ મને સમજાવો."

રૈકના ગુસ્સાનો પાર ન રહ્યો. "કમજાત! મને લાલચ આપવા આવ્યો છો? તારી ભેટ મને ન ખપે એ લઇ અહિંથી ચાલ્યો જા."

રાજા રાજધાનીમાં ગયો અને પાછો હજાર ગાય, રથ, ઘોડા, જવાહિર, સોનામહોરો વિગેરે પહેલાં કરતાં વધારે લાવ્યો અને મુનિને ચરણે ધર્યાં.

"શુદ્ર? શરમાતો નથી! શું તારા ધનથી તત્ત્વ ખરીદવા નીકળ્યો છે. તારું ધન તત્ત્વ પાસે ધૂળ સમાન છે.

રાજા જાનશ્રુતિ સમજી ગયો કે ધનથી કામ નહીં બને. રાજા મુનિ પાસે સેવક બની રહ્યો. મુનિની ખૂબ સેવા કરી રાજા વિનમ્ર બન્યો અને તેના અહમ્‌નો નાશ થયો. અને તેને તત્ત્વજ્ઞાન થયું.

જે જગ્યાએ રૈક મુનિ રહેતા હતા એ જગ્યા રૈકપર્ણ પ્રદેશ તરીકે ઓળખાયો.

દિલકે અંદર દેહરા
જા દેવલમેં દેવ
હરદમ સાખી ભૂત હૈ
કરો તાસુ કી સેવ. (ગરિબદાસજી)

*

સંસ્કૃતમાં એક શ્લોક છે તેનો અર્થ એવો થાય છે કે, ઠોઠ વૈદ્યથી ચેતતા રહેવું. એ વૈદ્ય તો ધન પડાવે છે, સાથે આયુષ્ય પણ ઓછુ કરે છે.

*

ભણેલી સાસુ કરતા અભણ સાસુ સારી. અભણ બીજા કોઇનાથી નહિ પણ ઇશ્વરથી તો ડરે જ છે, ભણેલી ભગવાનનેય ગણકારતી નથી

*

ઇશ્વર હશે એવી કોઈ ચોકકસ સાબિતી નથી ઇશ્વર નથી એની પણ કોઈ સાબિતી મળતી નથી. એટલે મનની વચલી સ્થિતિને, શ્રદ્ધાને જ સ્વાધીન કરવાની રહી

*

પ્રતિધ્વનિ અને શબ્દ બને નોખાં નથી, જેઓ વાણીનો મર્મ સમજે છે તેમને આ વાત સમજાવી જરૂરી નથી. આરંભે બંને સાથે જ હતા, સંભળાયા ત્યારે બે થયાં

*

કાકા સાહેબે એક વખત કહ્યું હતું, 'આપણો ત્રિરંગી ધ્વજ કે કાળા વાવટા એકેય નજરમાં નથી વાવટો માત્ર ગરીબોનો જ ઊંચો રહેશે. ભગવાને પોતાનો વાવટો ગરીબોને આપ્યો છે.'

*

પથ્થરની પ્રતિમામાં પણ સમજીએ તો પ્રભુ બિરાજમાન છે. અને સ્વદેશની માટીનું દરેક રજકણ એક જીવતો દેવતા છે.

# તખતીઓનું રહસ્ય

રૂપાંતર

રોહિણી શાહ

ઇસ્પિતાલોની બહાર સામાન્યતઃ એવી તખતીઓ લગાવી હોય છે કે 'શાંતિ રાખો' આ શા માટે આવશ્યક છે એ તો બધા જાણે છે પણ માંદા સિવાય બીજાઓ પણ એવા હોય છે જેમને માટે આ શાંતિ ખાસ આવશ્યક છે હકીકતમાં આપણને બધાને શાંતિની જરૂરી છે

બે ભય સાથે આપણે જન્મીએ છીએ—એક તો ક્યાંકથી પડી જવાનો ભય અને બીજો મોટા અવાજોનો ભય કમનસીબે આપણી સંસ્કૃતિ એ વધતી ગતિએ પહોંચી વળવા માટે વધુ ઝડપ મેળવવાના પ્રયત્ન કરે છે અને પરિણામે ઘોંઘાટ અવાજ પણ વધી રહ્યો છે

વિશાળ રાજમાર્ગ પર મોટા અવાજ સાથે મોટર સાયકલ પસાર થાય છે માથા પર આકાશમાં ઘોંઘાટ સાથે વિમાન ઊડ્યા કરે છે માર્ગ પર સમારકામ ચાલી રહ્યું છે અને એના યંત્રોનો અવાજ થયા કરે છે વાહનો બ્રેકના ભારે અવાજ સાથે ઊભા રહે છે અને માર્ગ પર નિરંતર વાહનો વિવિધ અવાજ કરતા પસાર થયા જ કરે છે

પેરિસ સંશોધન સંસ્થાના માનસ ચિકિત્સા વિભાગના નિષ્ણાતોએ આપણા જ્ઞાનતંતુઓ પર ખોદકામ માટે વપરાતી ડ્રીલ ચાર મિનિટ બાદ આપણા પર અસર કરે છે, વાયોલીનના તારનો અવાજ સાડા ચાર મિનિટે તેમજ મોટર સાયકલનો અવાજ સાડા પાંચ મિનિટે આપણા જ્ઞાનતંતુ પર અસર કરે છે

આપણા પોતાના ઘરમાં જ રેફ્રિજરેટરના ચાલવાનો એકધારો અવાજ, આખો દિવસ વાગતા રેડિયોનો અવાજ અને વખતો વખત ભસ્યા કરતા કૂતરાનો અવાજ સાંભળીએ છીએ એ પણ આપણા પર અસર કરે છે.

ચાર્લ્સ હકસલીએ કહ્યું છે કે વીસમી સદી એ ઘોંઘાટ-અવાજનો યુગ છે અવાજ-ઘોંઘાટ હાનિકર્તા છે એથી આરોગ્યને અસર થાય છે ઉત્પાદનમાં ઘટાડો થાય છે અને કાર્ય ક્ષમતા ઘટે છે આપણે ધારીએ છીએ કે આ બધાને આપણે અનુકૂળ બની જઇશું અને કેટલેક અંશે આમ થાય છે પણ ખરું પણ આ ઘોંઘાટની ઉપેક્ષા કરવાથી પણ આપણા પર એની જે હાનિકારક અસર થાય છે એનું નિવારણ થતું નથી

'સામાન્ય માણસ માનસિક કે ઊર્મિની દૃષ્ટિએ મોટા અવાજને અનુકૂળ થઈ શકતો નથી' એવું એક નિષ્ણાતનું મંતવ્ય છે

સતત અમુક સમય પછી આપણે આપણી આસપાસ થતા એકધારા અવાજ સાથે એકરૂપ થઇ જઇએ પણ શરીરને એવું થતું નથી અવાજનો સામનો કરવાના જે તંગ પ્રયાસો એને કરવા પડે છે એમાં જ્ઞાનતંતુને વધુ શક્તિ ઉપયોગમાં લેવી પડે છે આ શક્તિનો આ રીતે દુરુપયોગ ન થાય તો આપણે એનો વધુ સારો ઉપયોગ કરી શકીએ

જૂના ધર્મપરસ્ત માનવીઓ એમના જમાનામાં ડાહ્યા માણસો હતા તેઓ મૌન પાળવાનું, શાંત રહેવાનું મહત્ત્વ હંમેશા સમજાવતા અને કહેતા કે શાંત રહેવાથી, મૌન પાળવાથી માણસના મનમાં એક પછી એક નવા વિચારો આવે છે, નવી નવી ઊર્મિઓ આકાર લે છે આવા માનવીઓએ એકાંતના સારા ફળ પ્રાપ્ત કરીને વિશ્વને સમૃદ્ધ કર્યું છે અને પોતાને અને બીજાઓને લાભકારી થાય છે મૌનના મહાન ઉપાસકો દુનિયામાં થયેલા ઘણા લાભકારી સુધારાના પુરસ્કર્તા હતા ....

વિચારશીલ માણસોને મૌનનું-શાંતિનું જે તાજગીભર્યું અને સ્વાસ્થ્યદાયી મૂલ્ય છે એ સમજાઈ રહ્યું છે કોઇક એમ પણ કહે છે કે આત્માની શાંતિ માણસને ફક્ત આપી શકે છે મૌનની કેળવણી



[અનુ૦ પૃ૦ ૩૭૬

# પ્રસાદ

વાચસ્પતિ વૈદ્ય

મોગલ શહેનશાહ અકબરના નવરત્ન-દરબારમાં ચતુર તર્કબુદ્ધિ, સંસારજીવનની પ્રવીણ પ્રજ્ઞા, તેમ જ હાસ્યરસના પ્રસંગો ઉપરાંત, કોઈ કોઈ વાર, મુશાયરાના જેવી મજા ઊડતી હતી. ખાસ કરીને કવિ ગંગ, પાદપૂર્તિ કરી, આખો શ્લોક તત્કાળ જોડી, મિજલસનું મનરંજન કરવા સાથે, પોતાની રંગીલી કવિતામોહિનીનું જાદુ ફેલાવી દેતા. તે વિષેનાં તથા બીજાં એક-બે દષ્ટાંત આ રહ્યાં.

એક સવારે, શાહનાં બેગમ, બિછાનામાંથી ઊઠી, મોં ધોતાં હતાં. એ વખતે, એમના કપાળ પરનો ચાંદલો, હથેળીમાં રાખેલા પાણીમાં પડી ગયો. આ ચાંદલામાં, હાથીનું નાનું ચિત્ર હતું. શાહે, બેગમ પાસેથી આ વાત સાંભળી, ત્યારે તેને હથેળીમાં હાથી ડુબી ગયાના કવિત્વવાળી, કલ્પના આવી. કવિ ગંગ દરબારમાં આવ્યા, ત્યારે બાદશાહે તેને હથેળીમાં હાથી કેમ ડુબી જાય, એ બાબત પ્રશ્ન કર્યો. કવિ ગંગ, કવિતારસના નિષ્ણાત હતા, એટલે સમજી ગયા કે એમાં કોઈ સુંદરી જીવનનો રસ-પ્રસંગ છે. એટલે, તેમણે તરત જ, એક કવિત જોડી કાઢ્યું, અને લલકાર્યું :

સોળ સિંગાર, સજી અતિ સુંદર,
રૈન રમીસો પિયા સંગ રાની,
ઊઠ પ્રભાત, કમલમુખ ધોવત,
ટીકી ખસી, હથેલી લીપરાની;
તામે ચિત્ર હતો ગજરાજ
અજીવક બુચક, કાહુ પિછાની,
કવિગંગ કહે સુન શાહ અકબર
ડૂબત હાથી હથેલી કે પાની.

આ સાંભળી, નિરમલે બારોટજી કવિ ગંગની, કવિત્વરતિનાં વખાણ કર્યાં, અને રતિ વગર આ દુનિયામાં કોઈ ચીજ સરસ નથી, એમ જણાવ્યું. તે ઉપરથી કવિ ગંગે, એક બીજું કવિત, રતિ-વિષયનું જોડી લલકારવા માંડ્યું.

રતિબિન રાજ, રતિબિન પાટ,
રતિબિન છત્ર નહિ એક ટીકો,
રતિબિન સાધુ, રતિબિન સંત,
રતિબિન જોગ ન હોય જતીકો;
રતિબિન માન, રતિબિન તાન,
રતિબિન માણસ લાગત ફિકો.
કવિ ગંગ કહે સુનો શાહ અકબર,
એક રતિબિન એક રતિકો.

બાદશાહે કહ્યું : 'કવિરાજ, મૂર્ખ માણસની મિત્રતા કેવી હોય, એના પર કાંઈ કવિત સંભળાવો.' કવિ તો તૈયાર હતા.

ગંગ તરંગ પ્રવાહ ચલે, ઔર,
પયકો નીર પીઓ ન પીઓ
અબ્બ હદે રઘુનાથ બસે તો,
ઓરકો નામ લીઓ ન લીઓ.
કર્મસંજોગ સુપાત્ર મીલે તો,
કુપાત્રકો દાન દીઓ ન દીઓ
કવિ ગંગ કહે સુન શાહ અકબર
મૂરખ મિત્ર કીયો ન કીયો.

વળી પછું બાદશાહે કહ્યું : 'મને એક અર્ધ-ચરણ યાદ આવ્યું છે. 'કર્મ છૂપે નહીં ભભૂત લગાયે' તેની પાદપૂર્તિ કરી બતાવો.' કવિએ ચલાવ્યું :

તારાકી જોતમેં ચંદ્ર છૂપે નહિ
સૂર્ય છૂપે નહિ બાદલ છાયો,
રણ ચાયો રજપૂત છૂપે નહિ
દાતા છૂપે નહિ મંગન આયો;
ચંચલ નારીકો નેન છૂપે નહિ
પ્રીત છૂપે નહિ પૂઠ દીખાયો;
કવિ ગંગ કહે સુન શાહ અકબર
કર્મ છૂપે નહિ ભભૂત લગાયો.

એકવાર બાદશાહ અને બિરબલ; બેઠા હતા, ત્યારે બન્ને એકથી બીજાનું ચડે તેવું કવિત બનાવવાની રઢે ચડયા. બાદશાહ પોતાનું કવિત પ્રથમ બોલ્યા :

જળ તો ગંગ જળ ઓર જળ કાહ રે,
ફળ તો આમ-ફળ ઓર ફળ કાહ રે;
ભોગ તો સ્ત્રીભોગ ઓર ભોગ કાહ રે,
જોતિ તો નૈન જોતિ ઓર જોતિ કાહ રે.

એ સાંભળી બિરબલે શાહના કવિતમાં થોડો એક ફેરફાર કરી નવીન અર્થપ્રભાવવાળું કવિત સંભળાવ્યું ;

જળ તો ઇન્દ્રજળ ઓર જળ કાહ રે,
ફળ તો પુત્રફળ ઓર ફળ કાહ રે;
ભોગ તો અન્નભોગ ઓર ભોગ કાહ રે,
જોતિ તો સૂર્યજોતિ ઓર જોતિ કાહ રે.

એ કાવ્યને ગૂઢાર્થ સમજમાં આવતાં બાદશાહે કબૂલ કર્યું કે, 'બિરબલ તારું કાવ્ય ચડે.'

એક પ્રભાતે બાદશાહ ઝરૂખે બેસી સૂર્યોદયની શોભા નિહાળતા હતા. જમના નદીના કાંઠા પરની હરિયાળી કુદરત ખીલી રહી હતી. એવે વખતે દિલ્હી શહેરની કોઈ રમણી નદીએ નાહવા આવી. માથાનો અંબોડો છોડી નદીમાં ડૂબકી દઈ જ્યારે એ બાઈ પાણીની બહાર નીકળી અને બે હાથવડે મોં ઉપર પથરાયેલા વાળને કોરાણે ખસેડયા ત્યારે એના મુખની શોભા એવી બની લાગી કે પર્વતને ફોડીને જાણે કેમ સુર્યબિંબ પ્રગટયું હોય ! એવી કલ્પનાના આનંદમાં ને આનંદમાં બાદશાહ બોલવા લાગ્યા : 'નકસ્યો રવિ ફોડ પહાડકી તાંઈ.'

થોડીવારે એક કવિ શાહ હજૂર આવી લાગ્યો. તેણે આ શબ્દો સાંભળી શાહને એ વિષેનું આખું કવિત સાંભળવા કહ્યું.

રાત સમય રસકેલી કિયો
  અરુ ભોર ભયે ઊઠી મજ્જન ધાઇ,
તીર કે છીર મેં દૈ ડૂબકી
  જમુના જળમેં જૈસે ચંદ્રકી છાંઇ;
દૌ ડૂબકી જળસેં નીકસી
  ઉરઝીં અલકેં મુખ પે છીતરાઈ:
દોઉ કર કેશ સમાર લિયે
  નિકસ્યો રવિ ફોડ પહાડકી તાંઈ.

પોતાના અનુભવ સાથે કવિ કલ્પનાનો અનુભવ આમ અકસ્માત રીતે મળતો આવેલો જોઈ બાદશાહના હર્ષનો પાર રહ્યો નહિ.

*

૩૭૩ થી ચાલુ ]

એ શિક્ષણનો આવશ્યક ભાગ હોવો જોઇએ.

આધુનિક જીવનને જે થાય છે એ વેગ ગતિશીલતાનો છે. શાંત સ્થિતિને પ્રાપ્ત કરવા માટે કોઈ ટૂંકો માર્ગ નથી. એ સ્થિતિને પ્રાપ્ત કરવાના આપણા પ્રથમ પ્રયાસમાં આપણે કદાચ નિરાશ થઇએ. અનેક વિચારો આપણી સમક્ષ આ સમયે પુરની માફક ધસી આવે આપણે હતાશ થઈને એવો સાર કાઢીએ કે સમય બદલાઈ ગયો છે. અને આધુનિક સ્થિતિ સાથે મૌન-શાંતિ કે એકાંતનો મેળ થઈ શકે તેમ નથી.

આપણી નિષ્ફળતાનું કારણ એ હતે કે આપણે એકધારી વાતો અને ઘોંઘાટમાંથી એક જ ક્ષણમાં શાંત સ્થિતિમા જઇ શકતા નથી. આપણે આપણા હમેશના જીવનમા મૌન જાળવવાની, ઓછુ બોલવાની, શાંતિ સિદ્ધ કરવાની ટેવ કેળવવી જોઇએ.

જીવનના ઘોંઘાટને શાંત કરીને અને મનના કચરાને સાફ કરીને આપણે જીવનની સમૃદ્ધિને મૌનની પળોમા સિદ્ધ કરી શકીશું.

# સૌંદર્યમૂર્તિ સત્યા

સનાતન દવે

પુરાણની એક કથા છે

એનું નામ વેદાંત શિરોમણિ વામન કૌડિન્ય પુરનો એ રહેવાશી એનું સમગ્ર જીવન અત્યંત પવિત્ર, પરોપકારી અને શુદ્ધ હતુ પંડિતાઈ એણે પારણાંમાથી પીધી હતી બીજા મહાપંડિતો પાસેથી વેદવેદાગનુ શિક્ષણ મેળવીને એણે પ્રકાડ વિદ્વતા પ્રાપ્ત કરી હતી

એની સહધર્મચારિણીનુ નામ સત્યા એના રૂપગુણનો પાર નહોતો, ફૂલ જેવુ ઊઘડતુ, નિત્ય પ્રસન્ન એનું યૌવન હતુ ચારિત્ર્યશીલતા એનો શ્વાસ હતી પતિભક્તિ એનો પ્રાણ હતી શુદ્ધ કાચન જેવુ તેજસ્વી અને પ્રતિભાપૂર્ણ એનુ વ્યક્તિત્વ હતુ સસ્કારની મૃદુતા એને વારસામા મળી હતી

સૌન્દર્યમૂર્તિ સત્યા આવી વિદુષી હતી

વેદવેદાગ પારગત વામન પૈસેટકે સુખી હતો સમૃદ્ધિ અને ઐશ્વર્યથી ભર્યું ભર્યું એનું ઘર હતુ અને આવા ઘરને વધારે દેદીપ્યમાન બનાવે એવી પત્ની હતી પણ એને સતાન નહોતું

આ એક જ ચિંતાએ એના દામ્પત્યને ક્ષીણ બનાવી દીધુ હતુ એમના ગયા પછી આ અઢળક સમૃદ્ધિનો સ્વામી કોણ? આવા- વિચારો કરી કરીને પતિ-પત્ની ખિન્ન રહેતા, ક્યારેક તો વામન અને સત્યાને આખી રાત ઊંઘ આવતી નહિ

એવામાં એક વખત દેવર્ષિ નારદમુનિ એને ઘેર આવ્યા નારદને આગણે આવેલા જોઇ પતિ-પત્નીના આનંદનો પાર રહ્યો નહિ બન્નેએ નારદનું ભક્તિભાવપૂર્વક સ્વાગત કર્યું, પૂજા અર્ચના કરી ઊંચે આસને બેસાડ્યા

નારદમુનિ આ દંપતીને પ્રસન્નતાથી જોઇ રહ્યા

વામને નારદજીના પગ પાસે બેસી બે હાથ જોડી, પ્રાર્થનાપૂર્વક કહ્યુ. 'તમે ઋષિઓમા શ્રેષ્ઠ છો, જ્ઞાનના ભડાર છો, તો કૃપા કરી અમારા દુખનું ઔષધ બતાવો, બધી વાતે અમે સુખી છીએ પણ સતાન નથી એટલે અમારે મન જીવન એ જીવન રહ્યું નથી, સમૃદ્ધિ અને દરિદ્રતામાં કશો ફેર રહ્યો નથી પંડિત છતા મને પોતાને હું અપંડિત જેવો લાગુ છુ.'

વામનનો વલોપાત સાભળી જેનું હૃદય દયાથી ભર્યું ભર્યું છે એવા નારદે વામનને અને એની સ્ત્રી સત્યાને આશ્વાસન આપતા કહ્યું તમારા ભાગ્યમા સતાનસુખ નથી એમ નથી પણ હું કહુ તે પ્રમાણે તમારે કરવુ પડશે તમારા ગામની દક્ષિણ દિશાએ બીલીનું વન છે, ત્યા પાર્વતી અને શકરનું મદિર છે, આ વાતની કોઇને ખબર નથી એટલે આ મદિરની પૂજા થતી નથી હે બ્રાહ્મણ, તું ત્યા જા અને પાર્વતી – શકરની પૂજા કરી એમને પ્રસન્ન કર ભગવાન શકર તમને જરૂર સતાન આપશે' આમ કહી, આશીર્વાદ આપી નારદજી ચાલ્યા ગયા

વામન અને સત્યાએ દક્ષિણ દિશામા પરિભ્રમણ કરીને બીલીનું વન શોધી કાઢ્યુ વનની બરાબર મધ્યમા મહાદેવનુ મદિર પણ હતુ મદિરમા જઇને એમણે શિવલિંગના દર્શન કર્યા ચારેકોર બીલીપત્રોના ઢગલા પડયા હતા જળાધારીમાં જળ નહોતુ, કોડિયામા દિવેલ નહોતુ, ધૂળના થર ચડી ગયા હતા આ બધુ સાફ કરીને એમણે શિવપૂજન શરૂ કર્યું.

શિવપૂજન કરતાં કરતાં પાંચ વર્ષ જેટલો કાળ વીતી ગયો

એક દિવસ પૂજાના ફૂલ વીણવા માટે વામન જગલમા ગયો, પણ ફૂલ તોડતાં તોડતા એને દુર્ગા ગ્યવશ નાગ કરડ્યા, આવા ઘોર વનમાં એની

પાસે અત્યારે કોઈ નહોતું – આવા પવિત્ર બ્રાહ્મણને મહોન્મુખ પડેલો જોઈ આખું વન સ્તબ્ધ બની ગયું હતું.

બપોર થવા છતાં ફૂલ વીણીને પતિ ઘેર પાછો ન આવ્યો તેથી સત્યાની ચિંતાનો પાર રહ્યો નહિ; શોકથી વિહ્વળ થઈને સત્યા પતિને શોધવા માટે વનમાં આવી. પતિને બેશુદ્ધ સ્થિતિમાં નીચે પડેલો જોઈ તેના કોમળ નારી કંઠમાંથી ચીસ નીકળી ગઈ, અને દુઃખ અસહ્ય થવાથી તે પણ ત્યાં જ બેશુદ્ધ થઈને ઢળી પડી.

થોડીવાર પછી જ્યારે સત્યા શુદ્ધિમાં આવી ત્યારે તેણે અત્યંત વિનમ્રભાવે, રૂદન કરતા કરતા વનદેવતાને પ્રાર્થના કરવા માંડી. આખું વન, વનના ઝાડવાં અને પશુપંખીઓ સુદ્ધાં એની સાથે રડવા લાગ્યા. આકાશ પણ પૃથ્વી સુધી નીચે આવીને આ કલ્પાંત સાંભળી રહ્યું. આ કલ્પાંતે સ્વર્ગના દેવતાઓની શાંતિમાં પણ વિક્ષેપ પાડયો. પોતાના પતિને સજીવન કરવા માટે સત્યાએ જે જે વિનવણી કરી તેમાં તેની એકલીની નહિ, પણ જગતભરની સત્યાઓની વેદના ભરી હતી—સૌભાગ્યના સંરક્ષણની આકાંક્ષા ભરી હતી, દામ્પત્યના માંગલ્યની મનોકામના ભરી હતી.

સત્યાનું આ કલ્પાંત પાર્વતીને કાને પડયું. એમનું કલ્યાણકારી સ્ત્રી-હૃદય-એક ખંડિત થયેલા સ્ત્રીહૃદયની વેદના સાંભળી શકયું નહિ. જે પુણ્યશાળી દંપતીએ પાંચ પાંચ વર્ષ સુધી તાજા બીલીપત્રો અને ફૂલફળ ચડાવીને જેમની પૂજા કરી હતી—તે ભગવાન શંકર અને માતા પાર્વતીજી ભૂલી શકે કેઈ રીતે?

મંદિરમાંથી નીકળીને, આખા વનને તેજથી ઝગી દેતા માતા પાર્વતીજી ધીમે ધીમે હાથમાં અમૃતપાન લઈને, સત્યાની નજીક આવ્યા. એમનું હૈયું વાત્સલ્યથી પરિપૂર્ણ હતું—આંખોમાં કરુણા હતી, શબ્દોમાં વિશ્વભરની સત્યાઓ માટેનું સૌભાગ્યપૂર્ણ સાન્તવન હતું.

પાર્વતીજીએ કલ્પાંત કરતી સત્યાના શરીર પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: 'કલ્પાંત ન કર પુત્રી, મહાકાળે ઝૂંટવી લીધેલું તારું સૌભાગ્ય હું તને પાછું આપું છું.'

એમ કહીને પાર્વતીજીએ વામનના મૃત શરીર પર હાથ ફેરવી એના મોઢામાં અમૃત મૂકયું. બ્રાહ્મણ જાણે ઊંડી નિદ્રામાંથી જાગ્યો હોય તેમ આળસ મરડી ઊભો થયો. સત્યાની આંખો પ્રેમાશ્રુથી છલકાઈ ગઈ. પાર્વતીજી પણ આ પ્રસન્ન દમ્પતીને જોઈને રાજી થયાં. સત્યાએ અત્યંત કૃતજ્ઞભાવે માતા પાર્વતીનો ચરણસ્પર્શ કરી કહ્યું: 'મા, તમે મને મારા પતિ પાછા આપ્યા, તેમ એક બીજું વરદાન પણ આપતાં જાઓ, અમે નિઃસંતાન છીએ, એ મેણું ટાળવા સંતાન આપો.'

'તથાસ્તુ' કહીને પાર્વતીજી અંતર્ધાન થયાં. પણ જતાં જતાં કહેતાં ગયા 'હે સત્યા, તું મારું 'જયા-પાર્વતી'નું વ્રત કરજે. આ વ્રત પ્રત્યેક સ્ત્રીને મનવાંછિત ફળ આપે છે ને આખા ત્રિભુવનને પવિત્ર કરે છે: આ વ્રતના નિયમાદિ તું સાંભળ

પાંચ દિવસ સુધી સ્વાદની ઈચ્છા વિના મોળું જમવું. સુદ તેરશને દિવસે વ્રતનો આરંભ કરી વદ બીજને દિવસે સમાપ્તિ કરવી. બની શકે તો પહેલાં પાંચ વર્ષ ઘઉંનું અન્ન ખાઈને અને બીજા પાંચ વર્ષ જવનું અન્ન ખાઈને વ્રત કરવું.

પાંચ વર્ષ ગોળ, સાકર કે ગળપણ વિનાના ચોખા ખાઈને વ્રત કરવું અને પાંચ વર્ષ મોળા બાફેલા મગ ખાઈને વ્રત કરવું.

આમ એક ધારા વીસ વર્ષ સુધી જે સ્ત્રી વ્રત ન કરી શકે તેણે ઓછામાં ઓછાં પાંચ વર્ષ સુધી તો વ્રત કરવું જ જોઈએ.'

પછી વામન બ્રાહ્મણ અને તેની સ્ત્રી સત્યા ઘેર આવ્યાં. સત્યાએ પાર્વતીજીના કહ્યા પ્રમાણે વિધિસર વ્રત કર્યું અને તેને પુત્ર પ્રાપ્તિનું ફળ મળ્યું.

# ગમના સંસ્કાર

પ્રકાશ પારેખ

જ્યારે ખુશનશીબ વર્તમાનકાળમાથી માણસ ગમગીન ભૂતકાળ તરફ તણાઈ જાય તે પણ લાચારી વશ થઈને એ જાણે જો કુદરતી હોય તો એના ખેચાણના ભૂગર્ભમા શુ હશે ?

એક નાનુ અધખીલ્યુ ગુલાબ, બચપણની કુમળી કળી જેવા મારા બાબાને આમતેમ ડોલતા 'આવ-આવ' ના ઇશારા કરી રહ્યુ હતુ તે પણ ઓઠુ મોઢુ હસતો ઘૂંટણથી ઘસડાતો આગળ વધતો હતો અને ત્યા પહોચ્યો પણ કરોડો આની તે ઊભો થયો બને સળિયાની જગ્યામાથી હાથ નાખી નાના ફૂલને નાના હાથમા મસળવા તેણે છાસિયુ કર્યું ડોલતુ ફૂલ અને તેને ચગવતુ હતુ બાબાએ લમણા ઝીક પૂરતી કરી ઓશિયાળુ મો કરી અમારો આશરો ન લેવાનું નક્કી કર્યું હોય તેમ પવનની લહેરથી ઘડીક નજદીક તો ઘડીક દૂર આવતા-જતા ફૂલ સાથે તેણે પણ બાકી ન રાખી અમે બને એકમેકની અડોઅડ ઊભા ઊભા બન્નેની રસાકસી જોતા હતા

અચાનક એની હસતી આખમા મે ભૂતકાળનુ પ્રબળ ખેચાણ જોયુ મે જરા તાણખેચ કરી જોઇ, પણ પ્રબળ પ્રવાહમા હુ તણાઇ ગયો બન્નેને રમતા અને પત્નીને હસતી મૂકી હુ અતરના ઊડાણમા ઘડીક ડૂબકી લગાવવા ગયો પણ પાછો આવ્યો ત્યારે હુ ખરડાયો હતો, સારી પેઠે

શિયાળાની સાજ અને ઉનાળાનો બપોર બન્નેની ઘેરી નીરસતા વચ્ચે જે ઓતપ્રોત થઇ ગયુ હોય તે બધો જુલમ ખમી શકે જો ફકત સગાથી હોય તો

પણ મારી પત્નીએ આવા કેટલાયે શિયાળા ઉનાળા મારો સપૂર્ણ સહકાર ન હોવા છતા એકલવાસા કાઢ્યા હતા હુ એની ચીડથી, અને એ મારી આખ આડા કાન કરવાની ઉપેક્ષાવૃત્તિથી ચીડાઈ અકળાઇને આખરે ટેવાઇ ગઇ હતી અને આમ તેને રાજરોગ લાગુ પડેલો માંદગી પણ એવી ચાલી ન પૂછો વાત નવાઇની વાત તો એ હતી કે જ્યારે તે તદુરસ્ત હતી ત્યારે મારી ઉપેક્ષાવૃત્તિ નભાવી લેતી તેથી ઊલટુ, હવે મને ઘડી પણ ખસવા ન દેતી જરાક આવવા-જવામા ઢીલ થતી તો પળે પળનો હિસાબ માગતી કયારેક તો હુ પણ ચીડાઇ જતો પણ ઘણીવાર ગમ ખાઈ તેના શરીર સામે જોઇ મન વાળી લેતો પણ પછી તો જે ભારથી મન વાળી લેતો એની આશાનુ એકે પગેરુ એના ચિહ્ન પરથી મને ન મળ્યુ છતા અચાનક એણે પણ મારો કેડો મૂકી દીધો પૂર્વવત્ તે પણ મારી ગેરહાજરી નભાવી લેતી ન સહેવાય ત્યારે ક્યારેક જ મને લાબો વખત ગમગીન કરી મૂકે તેવા નિસાસા નાખતી એટલુ જ

એક દિવસ આજ કઠોડા આગળ આવી જ કોઇ કૂડામા પૂરમહારમા લચી રહેલુ ગુલાબ માતર યૌવન સાથે હૈડામા ઊતર્યુ હતુ મારી ઓળખાણવાળી અમારી જ્ઞાતિની એક યુવતી કે જેની સાથે અવાર નવાર લાગ જોઈ એના જેવુ ફૂલ્યુ ફાલ્યુ સ્ત્રી-શરીર તાકી લેવા જેટલો વ્યવહાર આગળ વધી ગયો હતો તે ત્યારે-પસાર થઇ આસપાસ કોઈ આવે તેમ ન હતુ ફૂલ પણ ઊછળી મારી મારી કોઇકની આગળી વચ્ચે રમતુ રહેવા પુકારી રહ્યુ હતુ મે ઝડપથી ચૂટી કાઢ્યુ એકાદ-બે પાખડી ખરી પણ ખરી બેચાર કાટા વાગ્યા પણ ખરા, છતા હુ તે વખતે બેભાન હતો ફૂલ ફેકવા હુ હાથ ઊચો કરતો હતો મારી પ્રેયસી મારી ગણતરીની જગ્યાએ આવી રહી હતી તેને ચોકાવવા આ જ તક હતી હાથ ઊછળ્યો, સાથે ફૂલ પણ

પણ

અદ્ધર હાથ ઊચે જ રહ્યો મારી માદી પત્નીએ મારા હાથમા રમતુ રહેલુ ફૂલ ઝૂટવી લીધ અને હુ તેની સામે મીટ માડુ તે પહેલા તો તેણે

[ અનુ૦ પૃષ્ઠ ૩૮૧

અલકા વ્યાસ

નરેશ અને પરેશ બેઉ સગા ભાઇ. પણ એક જ વેલનાં બે ફૂલની ઉપમા એમને નહિ આપી શકાય આકૃતિએ અને પ્રકૃતિએ બંને રીતે બેઉમાં મેળ કરતાં અમેળ જ વધુ હતો. નરેશના ચહેરાનું વર્ણન એકંદર આમ કરી શકાય: વાને શામળો; લાંબો, ટૂંકાટૂંકા વાળ, ગોળ મોં અને બે તેજસ્વી આંખો, નાળિયાની પૂંછડી જેવી ભરાવદાર મૂછ અને પોપટની ચાંચ જેવું અણિયાળું નાક

અને પરેશ? વાને ઉજળો, કદે ઠીંગણો, માથાના વાંકડિયા વાળ સુંદર રીતે ઓળેલા, મો જરા લંબગોળ અને નાક જાડું ને ચીબું, બેઉ આંખોમાં એક પ્રકારનો તન્મય ભાવ, દાઢીમૂછ સફાચટ, ગળામાં કંઠી અને કપાળે ચંદનનો લેપ.

માનસિક રીતે બન્ને પોતપોતાના ક્ષેત્રમાં ચુસ્ત નિષ્ઠાવાન હતા. એક હતો ચુસ્ત વૈજ્ઞાનિક અને બીજો હતો ચુસ્ત વૈષ્ણવ. અત્યંત નિષ્ઠાપૂર્વક નરેશે જ્ઞાનમાર્ગ અને પરેશે ભક્તિમાર્ગ સ્વીકાર્યો હતો.

નરેશનો 'ફરમાબુન્દ હેન્ડ' નોકર જ્યારે નરેશ માટે 'ફ્રાઇડ કટલેટ' મુરઘીની વાની બનાવવામાં પરોવાયો હોય ત્યારે એ એક જ મકાનમાં પરેશ સ્વયંપાક કરી નિરામિષ ભોજન પતાવી શ્રીમદ્ ભાગવતમાં મગ્ન હોય' આવું લગભગ સદા યે દેખાતું.

પણ આ ઉપરથી એમ ન માનશો કે એ બેઉ સદા ઝગડા કરતા. એવું જરાયે નહોતું એમની વચ્ચે કજિયો થતો જ નહિ, અને એનું દીવા જેવું કારણ એ હતું કે આર્થિક પ્રશ્ન માટે એમને પરસ્પરની પાસે હાથ લંબાવવાની જરૂર નહોતી

બન્ને એમ. એ. થયેલા હતા. નરેશ કેમિસ્ટ્રી લઇને પાસ થયો હતો અને પરેશ સંસ્કૃત લઈને. બેઉ કોલેજમાં પ્રોફેસર પદે હતા અને સારો પગાર મેળવતા હતા. પિતાએ મૃત્યુ પહેલાં પોતાની મિલકત બેઉને સરખે ભાગે વહેંચી આપી હતી. જે મકાનમાં તેઓ રહે છે તે પણ વારસામાં મળેલું છે. મકાન મોટું છે, એવડું મોટું કે બે ત્રણ કુટુંબો પુત્ર-પૌત્રાદિ સાથે છૂટથી રહી શકે. પરંતુ નરેશ અને પરેશના મનમાં પૃથ્વીની અનિત્યતા વિષે કંઇક એવા વિચારો બંધાયા છે કે આજ સુધી એમણે લગ્ન કર્યાં નથી. પરેશ વિચારે છે કે- 'કા તવ કાન્તા'- એ જ સત્ય છે. 'રિલેટિવિટી'નો વિદ્યાર્થી નરેશ વિચારે છે કે ...નિર્મળા સાચે જ શું મૃત્યુ પામી છે? હું ભલે એને જોઇ શકતો નથી- પણ એટલે જ શું ..?

પરિણામે નરેશ અને પરેશ સગા ભાઈઓ હોવા છતાં ભિન્ન પ્રકૃતિના છે. અને ભિન્ન પ્રકૃતિના હોવા છતાં યે એક જ મકાનમાં શાંતિપૂર્વક રહે છે.

પણ એક બાબતમાં એ બન્ને સરખા છે. પલ્ટુને એ બેઉ ચાહે છે. પલ્ટુ- એમના નાનાભાઈ તપેશનો દીકરો છે. તપેશ અલાહાબાદમાં નોકરી કરતો. ઓચિંતુ કોલેરા થતાં એક દિવસ એ અને એની પત્ની મનોરમા અવસાન પામ્યા. માંદગીનો તાર મળતાં જ આઘાત પામેલા નરેશ અને પરેશ ત્યાં જઇ પહોંચ્યા હતા, પણ તપેશ અને મનોરમાના છેલ્લા શબ્દો જ તેઓ સાંભળી શક્યા. એ છેલ્લા શબ્દો આ હતા: 'અમે તો જઇયેં છીએ, પલ્ટુનું ધ્યાન તમે રાખજો.'

પલ્ટુને લઇ નરેશ ને પરેશ કલકત્તા આવ્યા. તપેશના ભાગમાં વારસામાં જે થોડી રકમ મળી હતી તેમાંથી અરધી પરેશના સંતોષ માટે રામકૃષ્ણ મિશનમાં આપવાનું સૂચન નરેશ તરફથી થયું કે તુરત પરેશ બોલી ઊઠયો કે 'તો પછી બાકીની અરધી રકમ વિજ્ઞાનના સંશોધન પાછળ ખરચાવી

જોઈએ' અને એમ જ થયુ પટ્ટુ વિષે તો એમણે નક્કી કર્યું કે જો આપણે કોઈ જ શું ભારી નથી તો પછી પુટ્ટુના ભાવિની ચિંતા જ શા માટે કરવી પડે ? ;

પટ્ટુ—નરેશ ને પરેશ બેઉની આંખના રતન જેવો પટ્ટુ ધીમે ધીમે મોટો થવા લાગ્યો નરેશ કે પરેશ બેમાંથી કોઈ જ પોતાનો મત પટ્ટુ પર લાદતા નહિ પટ્ટુને જ્યારે જેમ રુચતુ તેમ જ તે કરતો નરેશ સાથે જમીજમીને જ્યારે એનો મુરઘીનો સ્વાદ ઓસરી જતો ત્યારે એ પરેશના નિરામિષાહારી ભોજન તરફ થોડા દિવસ ઢળતો ને થોડા દિવસ નિરામિષ ભોજન પછી માંસાહારની ઈચ્છા જાગતા ફરી પાછો નરેશના રસોડા બાજુ જતા પણ એને કોઈ રોકતુ નહિ

નરેશ ને પરેશ બેમાથી કોઈ તેને કોઈ નક્કી ચોકઠામા જકડવા ઇચ્છતું નહિ જો કે બેઉ મનોમન તો એમ જ માનતા કે પટ્ટુ મોટો થઇને પોતાના જ આદર્શને સ્વીકારશે

પટ્ટુ સોળ વર્ષનો થયો છે. આ વર્ષે એ મેટ્રિકની પરીક્ષા આપશે સુદર સ્વસ્થ કાય, ગૌર વર્ણ ને પ્રેમાળ આંખો, નરેશ ને પરેશ બન્ને હૃદય થી પટ્ટુને ચાહતા, આ બાબતમાં બેઉમાં જરા યે ફેર નહોતો

એ પટ્ટુ જ એક દિવસ માંદો પડયો

નરેશ ને પરેશ ચિતામા પડયા નરેશ વૈજ્ઞાનિક હતો એ સ્વાભાવિકપણે એક એલોપેથિક દાકતરને લઇ આવ્યો પરેશે પ્રથમ તો કંઈ વાંધો ન લીધો, પણ જ્યારે ઉપરા ઉપરી સાત દિવસ વીતી ગયા ને છતાં તાવ ન ઊતર્યો ત્યારે શાંત રહી ન શક્યો એણે નરેશને કહ્યુ 'મને થાય છે કે કોઇ સારા વૈદ્યરાજને બોલાવીને પટ્ટુની તબિયત દેખાડી જોઇએ '

'ભલે એમ જ કરો—'

વૈદ્યરાજ આવ્યા સાત દિવસ એની દવા ચાલી પણ તાવ ઓછો ન થયો ઊલટાનો વધ્યો, પટ્ટુ જેમતેમ બકવા લાગ્યો અસ્થિર થઈ પરેશે ત્યારે નરેશને કહ્યુ 'વારુ, કોઇ સારા જ્યોતિષીને બોલાવી એની કુડળી બતાવી હોય તો કેમ ? શુ કહે છે ?'

'ભલે, જ્યોતિષીને બોલાવો' છતાં અમે તેમ કરો, પણ આ તાવ એકવીસ દિવસ પહેલાં ઊતરી નહિ દાકતરે કહ્યુ છે કે એને ટાઇફોઇડ છે'

'એમ જ છે કે શુ ?'

પટ્ટુની કુડળી લઈ વ્યગ્ર પરેશ જ્યોતિષીને ત્યા દોડયો જ્યોતિષીએ કહ્યુ 'મગળ માર કેશ એ રૂઠયાં છે' શુ શુ કર્યે એ શાંત થાય એની એક યાદી એણે આપી પરેશ એ મુજબ પ્રવાળ વગેરે ખરીદી લાવી, પટ્ટુને હાથે બાંધી, મગળની શાંતિ માટ જાપજપ દિની વ્યવસ્થા કરવા લાગ્યો

પરતુ આમ છતાં માદગી ઉત્તરોત્તર વધતી જ ચાલી આખરે એક દિવસે નરેશે કહ્યુ વૈદ્ય રાજની દવાથી ખાસ ફાયદો થતો નથી દાકતરને જ ફરી બોલાવીશુ કે ?'

'તો એને બોલાવો'

નરેશ દાકતરને બોલાવવા ગયો પરશ પટ્ટુને ઓશીકે બેસી એના માથા પર પોતા મુકવા લગ્યો પટ્ટુ બકરાટ કરતો હતો 'બા, મને લઈ જા બાપુજી કયાં ?'

ભય ને ચિંતાથી પરેશનુ હૈયુ ધ્રુજી ઊઠયુ। ઓચિતુ એને યાદ આવ્યુ—તાડકેશ્વર જઈને ધ્યાન ધર્યે દૈવી દવા મળી શકે છે બરાબર !

નરેશ પાછો ફરતાં જ પરેશે કહ્યુ હું જરા તાડકેશ્વર જાઉં છુ પાછા વળતાં એક–બે દિવસ થશે'

'ઓચિતા તાડકેશ્વર કેમ ?'

'ભગવાનનું ધ્યાન ધરવા'

નરેશે કઈ જ ન કહ્યુ બેબાકળા જેવો પરેશ બહાર નીકળી ગયો દાકતરે દરદીને તપાસી કહ્યુ 'બહુ ખરાબ પલટો લીધો છે'

દાકતરની દવા ચાલવા લાગી

બે દિવસ પછી પરેશ પાછો ફર્યો એના હાથમા માટીનું એક શકોરુ હતું ઉલ્લાસિત થઈ એણે કહ્યું 'ભગવાનનો સ્વપ્ન-આદેશ મળ્યો છે એમણે કહ્યુ છે કે માંદાને ઇન્જેકશન ન આપશો અને કહેજો કે આ ચરણામૃત રોજ એકત્ર નિયમિત આપજો એથી મંદગી આપમેળે ચાલી જશે દરદી સાજો થઈ જશે'

દાકતરે પોતાનો વિરોધ જણાવ્યો નરેશે પણ ના પાડી ટાઈફોઇડના દરદીને ફૂલ બિલીપત્રથી ગંધાતુ પાણી કોઈપણ રીતે આપી ન શકાય

હતબુદ્ધિ પરેશ હાથમાં શકોરા સાથે એમ ને એમ ચૂપ ઊભો રહ્યો

પણ હકીકતમાં સ્થિતિ ઊલટી જ બની પરેશને ખબર ન પડે તે રીતે પલ્ટુને દાકતર નિયમ મુજબ ઇન્જેકશન આપવા લાગ્યા ને એ જ રીતે નરેશ અને દાકતરને ખબર ન પડે એમ પરેશ પલ્ટુને રોજ થોડુ થોડુ ચરણામૃત આપવા લાગ્યો થોડાક દિવસ આ રીતે ચાલ્યું, પણ દરદ ઓછુ થવાના લક્ષણો દેખાતાં નહોતા

ગાઢ રાત્રિ છે એચિંતા નરેશે બાજુના ઓરડામા જઈ પરેશને જગાડયો 'દાકતરને બોલાવવા જરૂરી છે પલ્ટુને કંઇક થાય છે'

પલ્ટુને ત્યારે શ્વાસ ઊપડયો હતો

'અરે, શુ કહો છો' પાગલની જેમ પરેશ દોડતો નીચે જઈને દાકતરને ફોન કરવા લાગ્યો એનો અધીર ઊંચો સાદ સંભળાતો 'હલ્લો સાંભળો છો દાકતર? હલ્લો- હા, હા હવે મને પલ્ટુને તમે ઇન્જેકશન આપો એમા વાંધો નથી સમજ્યા? હલ્લો- સમજ્યા- વાંધો નથી- તમે ઇન્જેકશન લઈ જલદી આવો મારે વાંધો નથી સમજ્યા-'

બીજી બાજુ નરેશ પાગલની જેમ પેલા શકોરામાથી ચમચા વતી થોડુંક ચરણામૃત લઈ પલ્ટુને પટાવતો હતો પલ્ટુ લે તો- લે ટો બાપા એકવાર પી જા તો જરાક-' એના હાથ થર થર ધ્રુજતા હતા

ચરણામૃત પલ્ટુના મોમાંથી પાછુ નીકળી ગયું

*

પૃષ્ઠ ૩૭૮ થી ચાલુ]

તને ચૂંટી નાખ્યુ આંખમા બે અશ્રુ ચમકી રહ્યા જાણે મને કહેતા હોય કે મારી સુવાની તે આમ જ ચીમળાવી નાખીને! તે જ વખતે મેં ની પ્રેયસીએ હુ ઊભો જ હોઇશ' એમ માની મને જોતા હાસ્ય વેરતુ મો ઊંચુ કર્યું

પણ

તેનું હાસ્ય વેરતુ મો અને મારી પત્નીના ચમકતા આંસુ ત્યા જ સ્થિર રહ્યા મને ઘેરી લેતા

પછી તો મારી પત્ની ગુજરી ગઈ અમે પરણ્યાં

અને આજે?

બાગમાએ આખરે પવનના અનુકૂળ ઝોકે ડોલતા ફૂલને પકડી પાડ્યુ માળસુખ અધી લથી, હુ કે એ તેને રોકીએ તે પહેલા નાનુ ફૂલ તેની પકડમા આવી પડ્યુ ચીમળાઈ પણ ગયુ અને તેની ચીમળાઈ રહેલી પાંખડી આમથી તેમ હવામા ઊડવા પણ લાગી

કેમ જાણે તેના અતિ નાજુક ફરકટમા મને મારી સ્વ પત્નીનો અસ્પષ્ટ ધ્વનિ આમ સંભળાઈ ગયો

'એમા કશુયે ખોટુ નથી તમે પણ કોઇકના જીવનની પાંખડીઓ આવી જ નિર્દયતાથી પીંખી પીંખી પાડી નાખી છે તમારો છોકરો પણ એમ જ કરે છે પુરુષોને એ વિદ્યા શીખવી પડી નથી એ તો ગર્ભ-સંસ્કાર છે કાગળના ફૂલના કાગ સ્વર્ગીને પણ સુગંધી એની કાલાની આવ ન બને મૈકાજૂની હોય, પણુ સાથે માથે વા સા ગુનમ છે

હિંમતલાલ મહેતા

'અરે પ્રવાસે જઈએ છીએ ત્યારે આ ચોપડાના થોથા શા માટે સાથે લીધાં ?'

"હુ પ્રવાસે નથી આવતો ઘેર જાઉં છુ.'

"અરે ભાઈ વાચવાનુ તો છે જ ને પછી આ તો અનિશ્ચિત મુદત માટેની હડતાલ છે. થોડા દિવસ મજા કરને'

"આવી હડતાલોથી શિક્ષણની કે દેશની કઈ સેવા થવાની નથી.'

એવી નકામી ચિન્તામાં સમય બગાડવાની આપણને ફુરસદ નથી. માણસની સરેરાશ ઉંમર જ્યારે ઘટતી જાય છે ત્યારે દેશ સેવાની ચિન્તામા અકાળે ઘરડા થવાનું તમારા જેવાને સોંપ્યુ છે'

કૉલેજમા અનિશ્ચિત મુદત માટેની હડતાલ ચાલતી હતી, અને અશાન્ત વાતાવરણમા વાચવાનું પણ અશક્ય બન્યુ એટલે થોડા દિવસ ઘેર જવાનો નિર્ણય કર્યો, સ્ટેશન ઉપર ઉતારૂઓની ભીડ જોઈને મન વધારે ખાટુ થઈ ગયુ લોકોની આર્થિક મુશ્કેલીઓ ગમે તેટલી વધી હોય પણ આવતી જતી ભરચક ગાડીઓ ઉપરથી એ તો અદાજ કાઢવાનું મુશ્કેલ હતુ ટ્રેન આજે મોડી હતી એટલે દૂરના એક બાકડા પર જઈને બેઠો એક જાતના શૂન્ય અણગમાએ મને ઘેરી લીધો

ત્રણ યુવાનો! પેન્ટ, શર્ટ, ટાઈ અને અણીદાર બુટમા સજ્જ બનેલા, મારી બાજુમાં આવી બેઠા અને વાતો ચાલી

'તો આવતીકાલના જ પ્લેનમા લડન જવાનો ?'

'ડેફીનેટલી'

'થોડા દિવસ વધારે રોકાયો હોત તો આનદ આવત,'

'શુ ધુડ આનદ આવત, હુ તો કટાળી ગયો આ તે કોઈ દેશ છે? ડર્ટી, આપણે તો નાઈરોબીમાં જ બાપુજીને સાફ શબ્દોમાં કહી દીધુ. મારે દેશમા આવીને બાપના કૂવામા ડૂબી મરવુ નથી, હુ થોડા દિવસ સગાસબધીને મળવા આવ્યો તેમાં છોકરીઓના માબાપો છૂટ ખાઈ ગયા, "મારી કલાને જુઓ" અને "મારી કેતકીને જુઓ" પણ કેતકી છે ખરેખર સુદર એ કહેવુ પડે."

"તો પછી ના શા માટે પાડી ?"

"એનું રહસ્ય તને નહીં સમજાય"

"સમજાવવાનો પ્રયત્ન કરી જો"

"અરે, આ કેતકીને આટે એવી નિત્ય નવી ગર્લફ્રેન્ડ ત્યા આસાનીથી મળી રહે છે, પછી અત્યારથી લગનની પળોજણમા શા માટે પડવુ ?"

"ત્યારે તો મારુ પણ કંઈક કર ને"

"એમા કરવનું શુ છે, થઈ રહે જે તૈયાર"

આ આપણા નવજવાન! આ દુનીઆમા જન્મીને ગમે તે પ્રકારે પૈસો એકઠો કરી મોજશોખ કરવા સિવાય બીજુ કોઈ કામ જાણે બાકી નથી રહ્યુ.

એકાએક ટ્રેનની વ્હીસલ થતા આ વિચારોના હલ્લામાથી છુટકારો મેળવ્યો અદરની ગરદી જોના આખે અધારાં આવ્યા, લોકો ઘેટા બકરાની માફક અદર પૂરાવા લાગ્યા હુ જગા શોધતો આમ તેમ આંટા મારતો હતો પણ ક્યાય તલ મુકવા જેટલી જગ્યા ન હતી, એવામા મરી નજર એક દસ માણસને બેસવાના નાના કપાર્ટમેન્ટમા ગઈ, પેલા ત્રણ જુવાનીઆ આરામથી આડા થઈને પડ્યા હતા, બારણુ બોલવાનો પ્રયત્ન કરતા અદરથી પેલા પર દેશ પ્રેમી ભાઈનો બ્રભર્યો અવાજ આવ્યો.

"તકલીફ લેશો નહી, ડબો રીઝર્વડ છે"

મે લેબલ જોવા માટે આજુબાજુ નજર કરી, પણ લેબલ ક્યાય જણાયુ નહી અને જોયુ

કે બારણાંને ચારી લગાવવામા આવી હતી એટલે બારી વાટે અંદર કૂદી પડવા વિચાર કર્યો એટલે પેલા ભાઇ બારી આડો હાથ રાખીને બરાડી ઊઠયા

"જોતા નથી? અંદર જગ્યા કયા છે ?"

"જગ્યા શોધી લેતા મને આવડે છે"

"હું કહુ છુ કે આ ડબ્બો રીઝર્વ્ડ છે"

"લેબલ બતાવો તો માનીશ"

"એ વાત મનાવવા માટે મારા હાથ જ પૂરતા છે, લેબલની જરૂર નહી પડે" એ ભાઈએ મોઢુ ભારમા રાખીને કહ્યુ. એમના સુકલ લકડી હાથ તરફ નજર જતા મને જરા હસવુ આવ્યું મે પણ એવી જ ઠંડકથી જવાબ આપ્યો

"આપના એ અમૂલ્ય હાથ લંડનની કોઈ કલબમાં ટેનીસનું રેકેટ પકડવા માટે જ સુયોગ્ય છે અહીં આ એનો ઉપયોગ કરવા જતા, ટેનીસ માટે કદાચ એ નકામા થઇ જશે'

એટલુ કહીને એમનું કાંડુ પકડી હાથ બારણા આડેથી દૂર કર્યો, ક્રોધથી એ ભાઈનો ચહેરો લાલ થઇ ગયો પણ હસ્તયુદ્ધ કરતા વાગ્યુદ્ધ ઉપર જ એમણે વધારે વિશ્વાસ રાખ્યો

ક્રોધથી ધ્રુજતા અવાજે એણે કહ્યુ

"ભલે ચડી આવ્યા, પણ બેસશો કયાં ? અમારા માથા ઉપર ?"

મે કહ્યુ, "કોઇના માથા ઉપર બેસવાનો મને અભ્યાસ નથી એટલે હુ બાકડા ઉપર જ બેસીશ"

ત્યાર પછી એમનુ બીછાનુ આઘુ ખસેડી નિરાતે બેઠો, આસ્તે આસ્તે મામલો બગડવાની તૈયારી ઉપર પહોચ્યો, છેવટ એમના એક ચશ્માધારી મિત્ર વચ્ચે પડયા, કહેવા લાગ્યા, "શ્રીધર ડોન્ટ બી ફુનાશ, લેટ હીમ સીટ, અત્યારે ધોળે દહાડે તારે ઉધીને શુ કરવુ છે ?"

"નરેન, તુ વચ્ચે ના બોલ, આઇ વીલ કીક હીમ આઉટ"

હુ હસી પડયો કહ્યુ "રહેવા દો એવુ સાહસ કરતા નહી, મારુ શરીર અલબત ફૂટબોલ જેવુ નથી પરંતુ એ અખતરામા આપના પાદપદ્મને જ વધારે ઇજા થવા સંભવ છે"

શ્રીધર સરસ્વતીનું જરા પણ માન રાખ્યા વગર કંઈક બોલવા જતો હતો પરંતુ પેલા ચશ્મા ધારી મિત્રે એને અટકાવ્યો એટલે એ પણ છેવટ કંઇક બડબડતો બડબડતો ચૂપ થઇ ગયો, અને થોડીવારમાં આડીઅવળી વાતો દ્વારા મારી આડ કતરી ભાઈબંધી કરીને 'છાપાવાળાઓએ આજકાલ બહુ ભાવ વધાર્યા છે, આજનું છે ? જોઉ.' કહીને છાપુ પણ વાચવા માટે માગી લીધુ અચાનક તેની નજર ડબ્બા બહાર ગઇ, એક યુવકને ઉદ્દેશીને બૂમ પાડી

"અરે ઓ રમણ, અમારાથી જુદો પડી કયા ગૂમ થઇ ગયો હતો, આવ, આવ, જગ્યા પુષ્કળ છે" એક શ્યામવર્ણો દુબળો પાતળો યુવક ડબ્બામા ચડયો તેણે ઝીણુ ધોતીઉ અને રેશમી ઝભ્ભો પહેર્યો હતો, વાળ વધાર્યા હતા, ખૂણામા જગ્યા લેતા એક નિશ્વાસ નાખી તેણે કહ્યુ, "કમનસીબી, આખી ગાડી ફરી વળ્યો પણ માત્ર કાદવ જ નજરે પડયો, ખીલેલુ કમળ કયાંય દેખાયું જ નહી.'

પાછળથી જાણ્યું કે રમણે આજકાલ કવિતાઓ લખવાનું શરૂ કર્યું હતુ બે ચાર માસિકોમા પ્રગટ કરવા મોકલેલી, પણ તંત્રીએ કવિતાઓ સારી હોવા છતા જગ્યાના અભાવનું બહાનુ બતાવી પાછી મોકલી હતી, રમણ હોશિયાર માણસ છે આટલી નાની ઉમરમાં જ એણે દુનિઆની રંગરગ પારખી લીધી છે.

પેલા ચશ્માધારી મિત્રે પૂછ્યું "શુ કહ્યુ રમણ ? માત્ર કાદવ જ નજરે પડયો ? ખીલેલુ કમળ કયાય દેખાયુ જ નહી ?"

'માત્ર કદવ"

"ખીલેલા કમળના દર્શન થયા હોત તો પણ આખુ ગાડીએ હાથ લંબાવી લઇ શકાત નહી"

"એ વાત ખરી, છતાં વડોદરા સુધીની નીરસ મુસાફરી એકદમ સરસ થઈ જાત"

"એ કેવી રીતે?"

"તું હજી એવો જ મોટ રહ્યો, કેટલાં વર્ષ કોલેજમાં થયાં? બે વર્ષ? પાણીમાં, જો આ નુસખો જાણવા જેવો છે, જ્યારે કોઈપણ મુસાફરીમાં જવુ હોય ત્યારે આખી ગાડી બરાબર ફરી ફરીને જોઈ લેવી"

"પછી?"

"પછી જેમા સ્ત્રીઓની સંખ્યા વધારે હોય એવો ડબ્બો પસદ કરવો અને શકય હોય તો એની અદર જે સૌથી સુદર રમણી બેઠી હોય તેની સામે જગ્યા લેવી"

"પછી."

"પછી કોઇપણ સુંદર સ્ત્રીના ચહેરા સામે વધારે વખત તાકીને જોવુ એ અસભ્યતા ગણાય, એટલે એક છાપુ ખરીદવુ"

"છાપુ શા માટે?"

"અરે છાપાનો તો મુખ્ય ઉપયોગ છે," એણે શ્રીધરના હાથમાંથી એક છાપાનું પાનું લઇને આગળ ચલાવ્યું "જુઓ આ છાપાના પાનાની બરાબર વચ્ચે આમ એકાદ નાનું કાણુ પાડી લેવુ, એટલે બસ કામ પત્યું"

"એટલે એમ કે છાપુ વાચવાનો ડોળ કરીને પેલા કાંણામાંથી પેલી સૌન્દર્યમૂર્તિના મુખ ચદ્રનુ નિરીક્ષણ કર્યા કરવુ મુસાફરીના કલાકો કયા પસાર થયા એની ખબર પણ નહી પડે અને એમાં કઈ પાપ હોય એમ પણ હુ માનતો નથી."

પાપપુણ્યની વાત આવી એટલે વાતાવરણ થોડીવાર માટે શાન્ત થઇ ગયું, એવામાં ડબ્બા બહારથી કોઈનો મધુર કઠ સ્વર સભળાયો "થોડી જગ્યા આપી શકશો?"

બધાની નજર એક સાથે ડબ્બા બહાર પહોંચી ગઈ એક વૃદ્ધા અને એક અત્યત સુદર યુવતી એક હાથમા નાનકડી બેગ અને બીજા હાથમાં પાણીનો કુજો લઇને ઊભી હતી, ફરીથી એક અપૂર્વ હાસ્ય કરતા તે બોલી, 'થોડી જગ્યા કરી આપો તો આભાર થશે, બીજા ડબ્બા તો ચીકાર છે."

કેવુ ગજબનું એ હાસ્ય હતું. તાપમાં તપીને લાલ થઇ ગયેલા ચહેરા ઉપર છવાયેલા એ હાસ્ય માટે આ દુનીઆ ઉપર જાણે કશુ જ અપ્રાપ્ય ન હતુ

"હા, હા, આવો આવો જગ્યા પુષ્કળ છે, ઊભા રહો બારણુ ખોલી આપું." હમણા જ જે લોકોના માથા ઉપર પણ બેસવાની જગ્યા ન હતી એ લોકોની આઉદાર ત્યાગ ભાવના જોઇને, મારું માથુ ભક્તિ ભાવથી નીચુ નમી ગયુ, શ્રીધરે બારણુ ખોલી આપ્યું યુવતિ હસતી હસતી ડબ્બામા આવી માજીની તબીયત સારી રહેતી ન હતી. એટલે થોડા દિવસ હવાફેર માટે જવાનુ વિચાર્યું હતુ શ્રીધરે માજીને પોતાના બીછાના પર સુવા માટે આગ્રહ કર્યો પણ માજીએ એક ખૂણામા બેસવાનું પસંદ કર્યું.

યુવતિએ પોતાનું અનોખુ હાસ્ય કરતા કહ્યું

"સારૂ થયુ કે તમે જગ્યા આપી નહિતર બીજુ તો ઠીક પણ આ ભરચક ગીરદીમાં, બીમાર ડોસીમાના બાર વાગી જાત, તમે કયા સુધી જવાના છો?"

"મુબઈ બોરબે આ ભાઈ વડોદરા"

'ત્યારે તો સારું, હવે કશી ચિન્તા નથી'

યુવતિએ નિરાંતનો દમ ખેચ્યો અને શ્રીધર ભાઇ પણ કઈ ઓછા ખુશ ન થયા આ નિરસ મુસાફરીના સુકા રણમા એકાએક આ મીઠાપાણીની વીરડી મળી આવતા એમની વકતૃત્વ શક્તિ ખીલી ઊઠી. એક વિચિત્ર પ્રકારનું હાસ્ય હસતા તેણે કહ્યુ.

"અમને પણ આનદ આવશે આજકાલ મુસાફરીમા ઠાકમારી રહે છે પણ જરા વગ હોય તો વાધો નથી આવતો, મારા અકલ આજ ટ્રેનમા ગાર્ડ તરીકે સાથે જ છે, એટલે સગવડ થઈ ગઈ"

"તમે મુંબઈમાં બીઝનેસ કરો છો?"

"ના, હુ આવતીકાલના પ્લેનમાં લડન જવાનો છુ નાયરોબી છોડવુ પડયું, એટલે લડન પસદ કર્યું. બા, બાપુજી, દેશમાં રહેવાના છે, પણ

આપણને અહીં ન ફાવે, અહીં આ કંઇ વિકાસ માટે સ્કોપ નથી."

એક વિચિત્ર હાસ્ય યુવતિના હોઠને ખૂણે ફરકી ગયું, "તમે કેવા "સ્કોપ"ની વાત કરો છો એ હું નથી સમજતી, પણ અહીંઆ કરોડો લોકો વસે છે, અને બુદ્ધિ અને યોજનાપૂર્વક કામ કરનારા લોકોને જોઇતી તો જને સફળતા સાંપડે છે એમ તમે જોવા માગશો તો જોઇ શકશો, અને પરદેશ જવાથી સૌને ધનના ઢગલા થઇ જાય છે એવું પણ નથી'

'તમે કહો છો એ વાત સ્વિકારીએ તો પણ અહીંના કરતા પરદેશમાં વધારે પૈસા મેળવવાની શકયતા તો ખરી જ"

"પણ થોડા વધારે પૈસા મેળવવા માટે પોતાનું વતન, પોતાનો સમાજ, પોતાનો દેશ છોડી કાયમને માટે તેનો ત્યાગ કરવો એમા ગૌરવ લેવા જેવુ તો નથી જ."

શ્રીધરે વાત બદલાવવાના ઇરાદાથી પૂછ્યું 'તમે અહીંઆ શું કરો છો ?'

'મોટા ભાગની સ્ત્રીઓ જે કામ કરે છે, એજ કામ હું પણ કરું છુ, છોકરા રમાડવાનું ?"

શ્રીધરને આ વાત બરાબર રૂચિકર લાગી નહીં, ઉત્સાહ ઓસરવા લાગ્યો, કંઇક નિરાશાના સ્વરમા પૂછ્યુ

"આપના પતિ આપના હસબન્ડ ."

'હું હજુ પરણી નથી" યુવતિએ વચ્ચે જ કહ્યુ શ્રીધરના ઉત્સાહ અને આશ્ચર્ય બમણા થઇ ગયા, પ્રસ્તાવના કર્યા વગર પૂછી નાખ્યું "ત્યારે છોકરાં કોના ?"

યુવતિ હસતી હસતી કહેવા લાગી 'હું એક બાલમંદિર ચલાવુ છુ" બધા મોટેથી હસી પડ્યા શ્રીધર એકદમ ઉત્સાહપૂર્વક બોલવા લાગ્યો "બહુ સરસ, બહુ સરસ હું પણ તમારા મતને મળતો થાઉં છુ હું પણ લગ્નમા માનતો નથી માણસના વિકાસ આડે લગ્ન એ મોગમા મોટુ બંધન છે"

"પણ હું તો લગ્નમાં માનું છું, મેં ક્યારે કહ્યું કે હું પરણવાની નથી ?"

શ્રીધર ક્ષોભનો માર્યો મૂગો થઇ ગયો, શું બોલવુ તે સુઝ્યું જ નહીં.

"બ્રાહ્મણીઆ ..ચાય ગરમ" એક છોકરાએ બૂમ પાડી શ્રીધરે ઘડીઆળમાં જોયું ગાડી ઉપડવા ને હજી થોડી વાર હતી એટલે ચાવાળાને નજીક બોલાવી યુવતિને પૂછ્યુ.

"તમે ચ્હા પીશો ? ના પાડશો તે નહી ચાલે આપણે સ્પેશિયલ ચ્હાની ટ્રે મગાવ ને અહીં જ બનાવશું"

ફરીથી પેલું વિચિત્ર હાસ્ય યુવતિના હોઠને ખૂણે ફરકી ગયું. વ્યંગમા હસતાં બોલી

"તમારો આટલો બધો આગ્રહ એટલે ના નહીં પાડું પણ તમે માત્ર મને જ આગ્રહ કર્યો માજીને તો પૂછ્યુ પણ નહીં, માજી તમને પેટના દીકરા જેવા જ ગણે છે'

શરમથી શ્રીધરનો ચહેરો લાલ થઇ ગયો

ક્ષોભિત બની કહેવા લાગ્યો "માજી તો છે જ ને એમને મૂકીને આપણે ચ્હા થોડા જ પીવાના હતા ?"

"એમને તમારે આગ્રહ નહીં કરવો પડે માજી ચ્હા નથી પીતા"

ચ્હાની ટ્રે આવી, આજકાલ ચ્હા ખાંડના ભાવ વધી જતા, ક્યાય સારી ચ્હા મળતી નથી, પણ ટ્રે મગાવીએ એટલે ખાંડ આપવી જ પડે. હું તો તૈયાર ઉકાળેલી ચ્હા ક્યારેય પીતો નથી, મને એ ફાવે જ નહીં. અને પૈસા ખરચતા શું નથી મળતુ ? એવું બોલતા બોલતા ચાર પ્યાલા ચ્હા તૈયાર કરી એક પ્યાલો યુવતિને અને બીજા તેના મિત્રોને આપ્યા

અત્યાર સુધી મને છાપુ વાચવામાં રોકાયેલો જોઇ યુવતિએ મારી સાથે કંઇ પણ વાતચિત કરી ન હતી, પરંતુ આ વખતે મારા તરફ નજર કરતાં શ્રીધરને પૂછ્યુ "આ ભાઇ ન્યાત બહાર છે ?"

શ્રીધરે એ વાતનો જવાબ આપ્યા વિના જ ચ્હા પીવા માંડી. યુવતિએ સીધું મને જ પુછ્યું "તમે ચ્હા નથી પીતા ?"

મે કહ્યું "પીઉ છું પણ બપોરને વખતે મને ફાવતી નથી."

"છતાં કદાચ કોઈવાર પીવી જ પડે તો ?"

"તો ના પાડી ને તમારું અપમાન નહીં કરું. તમારામાથી એકાદ રકાબી જરૂર પી લઇશ."

શ્રીધરના મોઢામા ચ્હા કડવી ઝેર થઇ ગઇ, મેં કહ્યુ "પણ શ્રીધરભાઇએ સમજણ પૂર્વક જ મને આગ્રહ નથી કર્યો, એ બરાબર જાણે છે કે ચ્હા પીવાથી માણસનુ ગરમ મગજ વધારે ગરમ થઈ જાય છે."

વાતનો મર્મ સમજીને યુવતિ હસી પડી.

ચ્હાની રકાબી મારા હાથમાં આવતા પૂછવા લાગી "કેમ તમારે એમની સાથે કંઇ ઝગડો થયો હતો ?

"ઝગડો ? બીલકુલ નહીં." ચ્હાની રકાબી ખાલી કરતા મે કહ્યું "એમ તો શ્રીધરભાઇ તરફ મારો આદર વધી ગયો છે, જુઓ આ ડબ્બો એમણે એમના અકલની વગે રીઝર્વ્ડ કરાવ્યો હતો, અને હુ તેમ છતા અધિકાર વગર અંદર ઘુસી ગયો અને શ્રીધરભાઇએ મને બેસવા પણ દીધો"

શ્રીધર ક્રોધથી રાતો પીળો થઈ ગયો. યુવતિ ગંભીર બની કહેવા લાગી "એવું છે એમને ? મને ખબર નહીં, નહીતર હુ પહેલેથી સ્ત્રીઓના ડબ્બામાં જ જાત. "પછી પોતાની કાંડા ઘડીઆળમાં જોતી શ્રીધરને કહેવા લાગી "મને જરા બારણું ખોલી આપો."

શ્રીધરે એકદમ ઊભા થઇને કહ્યું "તમારે શા માટે સંકોચ રાખવો પડે, તમને તો મેં સ્વેચ્છાએ જગા આપી છે, બાકી હું ધારું તો હજી પણ આ ભાઇને ડબ્બામાંથી નીચે ઉતારી શકું અકલ સાથે જ છે, અને હવે તમને સ્ત્રીઓના ડબ્બામાં પણ જગ્યા નહીં મળે."

"એ તો હું પણ સમજું છું અને આટલી સગવડ મળ્યા પછી, માજીને વધારે હેરાન કરવાની મારી ઇચ્છા નથી. ઠીક માજી, આ સૌ ભાઇઓ તમારી સાથે જ છે તમને કશી તકલીફ પડવા નહીં દે, અને વડોદરા સ્ટેશન ઉતારી દેશે હું હવે જાઉં."

શ્રીધરે એકદમ ગભરાઇને પૂછ્યું.

"કેમ ? તમે નથી આવવાના ?"

"ના" હુ તો માત્ર માજીને મૂકવા જ આવી હતી.

*

કવિ ઇકબાલની એક લીટીનો અર્થ આમ થાય છે 'કોઇ પણ ગુલામ માનવી બીજા સ્વતંત્ર માનવી કરતા હલકો નથી અને રાજાનુ લોહી મજુરના લોહી કરતા વધારે ઊંચુ નથી'

*

દીવો બળી રહ્યો હતો, એક પાગલ પતંગિયુ એના ઉપર ઝોલા લઇ રહ્યુ હતુ.

એક જ ક્ષણ....પણ કઇ થાય તે પહેલા પવનની એક તોફાની લહેરે આવી દીવાની વાટને ઠારી નાખી. પેલો નાદાન પ્રેમી બળેલી વાટ પર ચકરાવો લઇને ઊડી ગયો કોઇએ કહ્યુ

"કેવી અધમ ઇર્ષ્યા ? પ્રેમીઓને છૂટા પાડી દીધા.'

બીજાએ કહ્યુ 'વાહ, શો પરમાર્થ ! પતંગિયાનું જીવન બચી ગયું'

*

દૂધનો અરધો પ્યાલો જોઈ નિરાશાવાદી કહેશે : 'અરેરે, અરધો જ પ્યાલો !'
ત્યારે આશાવાદી કહેશે 'અરધો છે ને !' નિરાશાવાદી અને આશાવાદીમા આટલો ફેર !

# ડુંગરની દીકરી

'પ્ર'

ચડતા ચોમાસાના એ દિવસો હતા ત્યારે વદળાની પખાલો ફાટફાટ થાય છે અને એકાદી મદમાતી મહિષી એમા શિગડા ભોકવા દોડે અને ગર્જે તેવી ગર્જના સાથે વીજળીના શિગડા ભોકાતા તે ફાટી પડે છે આભથી ધરતી લગી–અવકાશમાં અને જનવાસમાં પાણી પાણી થઈ રહે છે

આખી આલમ કાદવ–કીચડની માંડણ બને છે અને સઘળી સૃષ્ટિ તેમા ભેસની પેઠે ખરડાય છે એ ખરડાયેલી ભેસને દિવસમા દસ વાર ધમારો છતાંય સાંજને છેડે તે રહેવાની તો ખરડાયેલી જ વારવાર વરસાદ પડે છે છતાં પૃથ્વીના કાદવકીચડ ધોવાયા છે કે ભેસ પરના કદવ ધોવાય ?

એથી નીરા નદીમા કાહાબોળ પૂરના પાણીમા નાહતી નાહતી અને ડૂબકિયો ખાતી ખાતી આવી છતા જ્યારે નાવલી ગામના એવારે કલિયાએ જોટ ડીને બચાવી બહાર કાઢી ત્યારેય તે કાદવથી ખર ડાયેલી હતી

કલિયો જોગડીને પોતાના ઘરે દોરી ગયો કલિયાનુ ઘર એટલે પીંઢોરી છાપરુ, અને તેય છાયેલુ છતાં ન છાયા સમુ

ત્યારે કલિયાની પ ી કાહવી વાળુ બનાવતી હતી ભાંગીતૂટી ઝૂપડીનો એક ખૂણો તે રસોડુ જોડાના ખરાના આકાર છ ટાળા પણ ઇ ટાળા ગે ઠ વેલા તે ચૂલો વન–વગડેથી અને વાડમાંથી વીણી આણેલા ડિગલા ડાખળા અને અડાયા તે ઇધણુ દોદરો મોરિયો પાણી ભરવા નકામો બને ત્યારે તેને અડધેથી ફોડી કાઢેલુ તળિયાનું ઠીબુ તે કલેડુ એના આધારે કાહવી રોટલા ઘડતી હતી

તે કલેડામાંથી રોટલો કઢી બહાર આવી પાડાનુ પેટ, ગેડાના પગ અને હાથીનું માથુ એક જ જનાવરમા ભેગા થયાનો ભાસ આપતી જોગડી ભણી જોઇ રહી નવાઇ પામી તાકી રહી

'કલિયા આ ભેહ કોની ?

'આપણી ' આનદી અવાજે કલિયો બોલ્યો

'કાથી લાયવો ?'

'રેલમાંથી '

એવામાં દાડિયે ગયેલો કલિયાનો દીકરો દલિયો પણ આવી પહોચ્યો તે પણ આ જોટડીને જોઈ દિલગીર થયો પડના ને ચોતીકાંના પેટ તો ખાલી છે, તો પછી આનુ પખાલ જેવડુ પેટ શાનાથી ભરશુ ? એ વિચાર તેને સતાવી રહ્યો હતો

આકાશનુ અમૃત ધરતી પર વરસતુ હતુ તે પી પી તૃપ્ત થયેલી પૃથ્વી પત્રે–પુષ્પે, ફૂલે–ફાલે તથા અન્ન ને ધાને ઊભરાતી હતી, પરતુ કલિયા દલિયાના ઘરમાં જાણે કે અનાવૃષ્ટિનો દુકાળ હતો. રોજી મળે અને તેય રોજ મળે તો આછી પાતળી કાંજી પીવા મળે એવી કગાલ એમની અવસ્થા હતી બરકતવાળાને ત્યા બરકત વધતી અને ખોટવાળાને ત્યાં ખોટ

તેથી કરુણ સ્વરે દલિયો કહેવા લાગ્યો બાપા, તને રલમાંથી જયળ જયણુ ને આ વહૂકી ગેલુ ભેહણુ જ જયણુ ? આખા ગામમા કોઇ ચોખાની કોથરી લાયવુ છે કોઇ લાકડાનો ભારો લાયવો છે, કોઈ વાહણકૂકણની પેટી લાયવો છે ને તુ પાલા જેવળા પેટવાળુ જગની જનાવરુ ! એ ભૂખ્યુ રેહે તા તને મને ને માઈને, તણેયને કાચા ને કાચા ખાઇ જહે'

'દલિયા ! આ જોટળી તો આપણે ઘેર અભિયાગત છે નીરા નદીની બક્ષિસ છે એ તો હામે ચલીને આવેલી લખમી છે જોટડી તરફ પ્રેમ–ભક્તિની નજરે જોત જોતા કલિયાએ દીકરા દલિયાને જવાબ આપ્યો

'જોઇ ની એ વ મોટી લખમી જગલનું

ગોડ તો છે કોઈ, એ ભૂતડી વળગી એટલે અ'વે તોબા તોબા પોકારવા પડશે' દલિયાની મા ખૂબ રોષમાં બોલી

'બાપા' દલિયે કલિયા ભણી દુ ખભરી દષ્ટિએ જોઈ ઉદ્ગાર કાઢયો

'હુ છે પોથરા ?'

'જોવ ! એને અભયાગત છે તો ભલે બે દા ડા પરોણા દાખલ રાખ પણ પછી તો પાંજરા પોરે પોચાડી આવ

'પાંજરાપોરમાં ! મારી જોટળી પાજરાપોરમાં ખોળાં લગગા, ડોબા–ડગરા જનાવરા હાથે ? ની, ના, ની જીવને જોખમમા નાખી એને રેલમાથી કાઢી લાયવો તે આટલા હારુ ? કલિયો દુ ખભરી ઉત્તેજના સાથે બોલી ઊઠયો

'તા હા હરુ ?

ઘેરે પોહરા ને એ વિયાય તારે દુઝણુ કરવા

'દુઝાણું તો થહે એ વિયાહે તારે પોરે, પણ તા હુધી આખુ વરહ એની ઊઠવેઠ કોણ કરહે ? તારી જોટડી દોયતી શું' તો તણખલુ યે ઊ ચકવાનો ની પિતાની હઠ જોઈ પુત્ર ઉત્તેજિત થયો

'દલિયા ફકર નો કર ઉ છેઉ ને મારી જોગણી છે, એનો ભાર મારા માથે

બાપા ! તારો ને તારા પેટનો ભાર તો તુ મારા પર નાખી બેઠેલો છે તો પછી આવગા મોટા બેહળાનો ભાર કેમ કરીને ઉપાડ હે ?– રોજ તો તારા આથપગ ગરાથ છે, ડોળમા ફાટ ચાલે છે ને છાતીમાં હૂળ મારે છે

'ખરી વાત પણ અવે મારી જોટળી દોયતી શુ પાછો જુવાન થાવાનો છેઉ નદીમા આ જોગણીને લેરા જમરા આવેના ઉતા તેને મે કેહ દીધેલુ છે કે અવે અપણાં મને લેરા નો આવતા

દલિયે જોયુ કે મમતીલો કલિયો જી નહિ છોડે, તેથી તે કટાણીને છપરામા પેઠે મજૂરી પરથી તે થ કયોપ કયો આવ્યા હતો તેની વધારે માથાકૂટ કરી સાથુ પકાવવાના તેનામા હોશ ન હતા છાપરામાંથી એક દોરડુ ને દોરિયો લઈ નાહવા માટે તે કૂવા તરફ ચાલી નીકળ્યો દલિયો લગોટી ભેર નાહવા જતો હતો, કલિયો તેના તરફ પિતાની મમતાથી તાકી રહ્યા તે બડબડયો બાપગો કેટલો ફુકાઈ ગીયો'

'તુ એને ખવળાવવાનો હુ ? આ છાપરુ છાવા દોયતી તો પૂરૂ પૂળુ મળતુ ની મરે, તો તારી જોગડી દોયતી કથી મળવાનું ઉતુ ?' દલિયો હારીને ગયો પણ કાહલી હજુ ઊભી હતી તેણે પતિની ઝડતી શરૂ કરી

'મારી જોટળી તો ડ ગરની દીકરી છે એટલે એ તો નદીનાળાના પાં'ખ–વેલા ખાઈ જીવહે'

'તુ એને ચરાવહે કા ?'

'ખાળી–ખરાબે ને હરકારી હીરમાં'

'તુ એને બાધહે કા ? છાંપરામાં તો પગ મૂકવાની એ ફાજલ જગો છે ની'

'તેની તુ ફકર નોં કર મારી જોગળી હારુ શું એક નોખો માંડવો બાંધી લેવા'

પતિના ઉત્સાહ અને આગ્રહ સામે પત્નીની દલીલો અને વાંધા રદ ગયા એટલે કટાણીને તે રોટલા ઘડવા ગઈ આખા દિવસના તનતોડ કામ પરથી ઘરે આવેના દલિયાને કકડીને ભૂખ લાગી હશે એ વાત તે ભૂલી ન હતી

કલિયાને એકલો જોતા જ જોટડી ભ ભરી દનિયો અને તેની માને પોતાના પગલા ને પડછાયો ગમ્યો નથી એની તેને ગધ આવી હોય, એમ એ બ નેની હાજરીમા તે ચૂપચાપ ઊભી હતી, પરતુ કલિયો એકલો પડયો એટલે તેને જાણે વાચા ફૂટી કાન પૂછડુ અને રૂવે રૂવામાથી જાણે અવાજ નીકળ્યો કલિયા બાપા !

કલિયો તેને પપાળવા લગો 'જોગળી, તને ઉ'ની છોળુ ગભરાતી નો, તને તો ઉ' રાજાની રાણી પખણ રાખા શુ બેઠા છેમ તો લગી તારુ કોઈ નામ ની લેય

'એ હું જાણુ છુ મને તારામા પૂરો વિશ્વાસ

છે ' એવો ભાવાર્થ દેખાડવા જોગી નાચી ઊઠી તેણે કાન ફફડાવ્યાં, આંખ મટમટાવી, પૂછડું પટપટાવ્યું અને ડોકી ધુણાવી બેટી બાપની પ્રદક્ષિણા કરતી હોય એમ તે ચક્કર ચક્કર ફરવા લાગી મો જરાક વક્રું કરી તે પ્રથમ સૂરે 'અમ્માં-અમ્માં' કરવા લાગી

આ પ્રેમદર્શનથી પ્રસન્ન થઈ બાપે બેટીના દુખણાં લીધાં તેણે પાણી, ચાનકી કૂવે લઈ જઈ ધમારી ને છાપરાના ચોકમાં ઓરડી હતી તેના થડે બાંધી

હળપતિઓની આખી વસ્તી આશ્ચર્ય પામી ઘરડા કલિયાના હાથપગમાં આટલું જોર આવ્યું ક્યાંથી ! સૂકી પડેલું ઝાડ ફરી ટટ્ટાર થયું હોય તેવું કલિયાનું શરીર દેખાતું હતું. જોટડીની સારવારમાં એ ઉત્સાહિત થતું હતું તેથી જ કલિયાને ખબર ન પડી કે દિવસ હતો તે રાત બની ગઈ છે

' અવે ઊઠ એ તારી બૂતડીને, એને પંપાળા કરશે તેણે પેટ નહીં ભરાય ચાલ, રોટલા ટાઢા પડી ચાલ્યા '

પત્નીનો એ ટહુકો સાંભળી કલિયો વાળુ કરવા ગયો વાળુ કરતાં કરતાં તે તેના તરંગી સ્વપ્નાની વાત કરવા લાગ્યો

'દલિયાની મા ! જોજે તો ખરી, મારી જોટડી વિયાશે ત્યારે આપણે તાં ઘી દૂધનો વરસાદ આવશે એક વરહના દુઝાણામાં તો આપણું તરણેતરનું દળદર ફીટી જશે '

એ વખતે કલિયાના હાથમાંનો રોટલો નીચે પડી ગયો તેની ગરીબી મટી ગઈ છે તે મટી બાજરાનો રોટલો શા માટે ખાય ! એવો ભાવ એ રોટલાના પડી જવામાંથી વ્યક્ત થતો હતા

'મારા ! આજથી એવા શેખચલ્લીના વિચાર નો કર, કારણ દુઝણું તો કીધું તારે ખરું '

'કીધું તારે ખરું હુંકરા ! મને કોણ આ કરશા વારે કે માગી જોતી બેય ગુ મોરાણું દૂધ દેશે '

'બાપા, જોજે તો ખરો એ બોઘરણું ભરાતાંની હારે ખાલી થેઈ જશે વાણિયાંચા દોયતી ને મુખીગો પોયરાં હારુ, તલાટો ખીર કરવા ને સિપાઈડો છાશ કરવા, બાવો બાધા ચળાવવા ને બામણો ઠરાવ કરાવવા—દૂધ માગવા આવશે તું કોને ના કેશે ને કોને આ' કેશે તારું બોઘરણું તો ખાલી ને ખાલી જ રહેશે તને ને મને તો ચાગળાની હો નવાઈ પડશે એવે, એક વરતુમાં કોઈ ભાગની માગશે તે એના છાણ-મૂતરના વાશીદામાં '

કલિયો ડોસો તેની જોટડી માટે સાચે જ જુવાન થયો તેના જીવનમાં એક જબરું પરિવર્તન થયું મરવાની આગલે અધમૂઆ મડદા જેવા થઈ પડી રહેલા તેના ખોળિયામાં ફરી જીવ આવ્યો તેની નિષ્ક્રિય જિંદગી પ્રવૃત્તિમય બની

એક રાતે તે બાવળનાં થડિયાં વાઢી લાવ્યો, તેની તેણે થાંભલીઓ કરી બીજી રાતે તેણે પીપરડીના ઝોખા કાપી આણ્યા, એના એણે સાગટા બનાવ્યા ત્રીજી રાતે તે વાંસ લઈ આવ્યો, એની કામડી અને ખપાટની તેણે ભીંતો ભરી—અને બધાની નવાઈ વચ્ચે તેણે તેની જોટડી માટ ગભાણનો ગોડો તૈયાર કર્યો પ બીના માદા પોતાના માળા માટે પણ આટલી કાળજી ન કરે પોતાની છાપરીનું છાજ પણ તેણે એટલા ઊલટથી છાયું ન હતું

તે રોજ જોટડીને ચરાવવા લઈ જતો કલિયો જુવાન ગોવાળ હતો ત્યારે વાંસળીનો ખૂબ શોખીન હતો વાંસળીને તેના હોઠ ને આંગળીઓ અડતાં ત્યારે જડ વાંસમાંથી જાણે પ્રાણ બોલતો વાંસળીના સૂર સૂરે જાણે વેણુવનની વનદેવતાનું હૈયું નાચ કરતું

ઊંચે મૂકેલી વાંસળીમાં જુવાની જતાં એ સંગીત બંધ પડ્યું હતું જવાબદારીઓએ ઘર ઘાલ્યું હતું ને ધીમે ધીમે ઊધઈનું શિરામણ બની હતી

પરંતુ કલિયે આજે ફરી વાંસળી બનાવી, વાંસની લાકડીમાં તેનું નવું જીવન જાણે હિલોળા લેવા લાગ્યું સૂર અને સંગીતના હિંડોળે તે દશે દિશા, પૃથ્વી, પાણી પવન અને પર્વતો જોડે ગોઠિ કરવા લાગ્યું

ગૌચરે ચરાવવા લઈ જતાં કલિયો પેદલ ચાલે તે જોટડીને રુચતુ નહિ, ત્યારે તે એક સામાન્ય ભેંસ પેઠે ચાલતી પરંતુ કલિયો જો તેના પર સવારી કરતો તો તરત તેની ગતિ હાથણીના જેવી બનતી તેની ડોકમાની ઘંટડી ત્યારે તાલબદ્ધ વાગતી, તેની મીંડાકાર શિંગડીઓ ત્યારે જાણે પવનથી ફૂલ ડોલે તેમ ડોલતી એ ગજગતિએ ચાલતી જોટડીની પીઠે બેસી ગોકુળના કોઈ ગોપના જેવો કલિયો બંસી વગાડતો ત્યારે એનું દિવ્ય સંગીત સાંભળી જાણે કે વન અને વનસ્પતિ પ્રસન્ન બની રહેતા

ચરવા જતાં જતાં માતેલી જોટડી ભેખડ કરાડે માથા મરતી ને ભાંભરતી કલિયો ત્યારે તેનો બરડો થાબડતો ને જોટડી તેના શિંગડે વળગેલી ભીની માટીથી એના વધામણાં લેતી ખર બપોરે જોગડી તેના ઉપર કાદવરૂપી ચંદનના છાંટણા છાંટતી પાછલે પહોરે જોટડી નદીમા પડતી કલિયો ત્યારે તેની પડખે ઊભી તેને ચોળી ચોળી ધમારતો જોગડી ત્યારે તેના પૂંછડે પૂંછડે કલિયાને સ્નાન કરાવતી

પછી ગોધૂલિ વેળાએ બંનેની સવારી ઘરે આવતી ખેતરમા ને પાદરમા ઊભેલા ગામલોકો એમના તરફ તાકી રહેતાં એમની હાજરીમા તેઓ અજાયબ થતા અને એમના ચાલ્યા જવા પછી મૂછમાં હસતા

જોગડીને છૂટથી ચરવા છોડી ગૌચરના એકાદ ઝાડના મૂળિયાનું ઓશીકુ કરી કલિયો સૂઈ જતો છૂટી હોવા છતાં ઝાડનાં થડે બાંધી હોય એમ એ તેની ફરતે ફરતે ચરતી ને ફરતી થોડી થોડીવારે ચરનો છટલો ગળતા ગળતાં ડોક ઊંચી કરી ત ઊંઘતા કલિયા ઉપર નજર ફેરવતી તે તેની ચોકી કરતી ! માતા સૂતેલ બાળકની રખેવાળી કરતી હોય એમ

એક દિવસ બપોરની વેળા હતી એોત્રા ચિત્રાનાં નક્ષત્રોમાં થઈ ઊતરતાં સૂરજનાં તેજ ધગધગતી ચિતાની ઝાળ જેવા હતા ત્રણ–ચાર મહિનાથી રોજ રોજ, સવારે, બપોર ને સાંજે, દિવસે ને રાતે વાદળની વિરાટ છત્રી ઓઢીને ફરતી સૃષ્ટિ એ છત્રીનું રક્ષણ ખોઈ બેસતાં બળુ બળુ થતી હતી ચોમાસું ચરી ગાય–ગોધા માતે છે તેમ જ ધરતી પણ માતે છે તેનો રાંઓડિયા રંગનો લૂખો વાન લીલો અને સ્નિગ્ધ બને છે, એની ચામડી આગી ને કોમળ બને છે તે આ ધગધગતી શરદના તડકામાં દાઝી રહી હતી ધરતીનો વિશાળ પટ બફાઈ રહ્યો હતો તેના પેટમાંથી જાણે કે વરાળની બાફ નીકળતી હતી

એવા બપોરે કલિયો એક જાંબુડીના ઝાડ તળે ઊંઘતો હતો તેવામાં ધામના બફારે આકળો થયેલો એક સાપ પાસેના જ રાફડામાંથી બહાર આવ્યો તાપથી તપી રહેલુ તેનું મગજ તેના માર્ગમા એક માણસને આડો પડેલો દેખી વધારે તપ્યુ તેણે ફૂંફાડો મારી ફેણ ઊંચે કરી બરાબર અડધે શરીરેથી કમાન વાળી તેણે કલિયા પર તરાપ મારવા તૈયારી કરી પણ તેની એ તૈયારી કારગત ન આવી જેવો તે છલંગ મારવા ગયો તેવો જ જોટડીનો પગ તેની ફેણ પર મંડાયો એ હાથી પગા ભાર તળે નાગરાજ તરફડવા લાગ્યા તેણે જાટડીના પગે ચૂડ ભેરવી, પોતાના દોરડા જેવા શરીરથી એ થાભલા જેવા અડગ પગ પર ચાબુક ચલાવી, પરંતુ એ પગ મંડાયો તે મંડાયો, તસુ માત્રયે ખસ્યો નહિ ચસ્યો નહિ

પછાડા મરતા સાપની એક ઝપટ કલિયાને વાગી તે સફાળો જાગ્યો, જાગ્યો તેવો જ તે ડાંગ લઈ ઊભો થઈ ગયા તે તેની જોગડીની વહારે દોડયો પરંતુ તેને એ વહારની જરૂર જ ન હતી કલિયાની ડાંગ પડે તે પહેલા તો સાપ મરી ગયો હતો

જોટડીએ જાનના જોખમે તેનો જીવ બચાવ્યો એ જોઈ કલિયા તેના પર વારી ગયો તે આનંદમા ને આનંદમા વા સાથે વાતો કરતો હોય તેમ બોલવા લાગ્યો 'કોણે કેચુ કે મારી જોટળી જંગલનું જાનવર છે જોર જોર એમાં માણસ કરતાં તો હો ગણી વધારે સમજણ છે'

એના આ ઉદ્‌ગારો સાભળવા કોઇ હાજર ન હતુ સિવાય કે પગતળેની ધરતીની રજ, ઉપરનો સૂરજ, જગલના ઝાડ ને ગરમ હવાની ઝળ તે બધા, તેમને વાચા હોત તો કલિયાની વાતને ટેકો આપત, કારણ એ બધા જોટડી અને નાગદેવના દ્વદ્વના પ્રેક્ષક હતા, સાક્ષી હતા

હેમત, સક્રાત અને વસતની ચોકીઓ વટાવતો વટાવતો ગરમીનો રાજા ઉનાળો પધાર્યો. એ દેવ તરસ્યા- અતિ તરસ્યા નિદાઘે એના ગળાનો દાહ મટાડવા વન, વનસ્પતિ અને વસુધરા—બધાના હીર ચૂસી લીધા જોતજોતામાં ધરતી પર ધૂળ વધીને નદીનાળામા ભાઠા વધ્યા આ કાઠેથી સામે કાઠે લગી રેતી, રેતી ને રેતી પાણી તો રતિમાત્ર યે નહિ.

હવે જોગડી અડધી ભૂખી ને અડધી તરસી રહેતી જે ખેડૂત પાસે વાડીઓ હતી તેના ઢોરની ગમણે હજુ લીલી ચાર નીરાતી, જે ખેડૂત પાસે ઘાસિયાના બીડ કે રોઢા હતા તેની ગાય-ભેસો માટે ગજીના ગજ લાગ્યા હતા, પરતુ કલિયાની વાડી કે બીડ જે કહો તે હતી-ખાડી ખરાબા, નદી-કરાડો ને સરકારી બીડ, એટલે જોટડી ભૂખી રહે જ ને!

છતા તે ધૂળ ચાટી ચાટી પેટ ભરવાનો ઢોગ કરતી દુકાળના દિવસોમા એક ડાહી દીકરી એનો બાપ બળાપો કરશે એવી ચિતાથી ભૂખી હોવા છતાં તૃપ્તિના ખોટા ખોટા ઓડકાર ખાય છે એ પિતૃપ્રેમ જોગડીના ધૂળ ચાટવાના કાર્યમા દેખાઇ આવતો હતો

એને ધૂળ ચાટતી જોઇ કલિયાને એનો ભૂતકાળ યાદ આવતો સુખી દિવસો સ્મરણે ચડતા ત્યારે તે આજના જેવો ચીથરેહાલ ન હતે, દેણાના દરિયામાં ડૂબી ગયો ન હતો, વ્યાજના વમળમાં ભરખાઈ ગયો ન હતો તે જોટડીને દુખી ગળે કહેતો

'બ'ન! તુ એવ મોડી આવી, વીહ વરહ પર આવી ઓ'ત તો તને ફૂલની પખણુ પૂજતે તને રાજગાદી પર બેહાડતે ત્યારે મારે વાળી ઊતી, વજીફા ઊતા, ગરાહ ઊતા ને ગભાણુ ઊતી આજે એ વાડીના મેવા વાણિયાનાં છોકરા ખાતા છે, એ ગભાણના ધાહ મુખીનાં ગાયગોધા ખાતાં છે

કલિયાને પોતાને ખાવુ ભાવતુ નહિ સવાર સાજ તેને જે ભડકુ અને રોટલા મળતાં તેમાનો પોણો ભાગ તે જોટડીને આપી દેતો

તેને બરડે હાથ ફેરવતા ફેરવતા તે એ રોટલો તેના મોઢે ધરતો કલિયો ભૂખ્યો છે છતા પોતાને ખવરાવે છે એ જાણે કે જોટડી સમજી જતી હોય તેમ ડોકું ધુણાવતી, ખાવા ના પાડતી સાથે પિતા તુલ્ય કલિયાનો પ્રેમ જોઈ હર્ષના ને તેની ગરીબી જોઇ દુખના આસુ પાડતી તે કલિયાના ખભે ડોકુ મૂકી ઊચા આકાશ ભણી તાકતી તે શુ ફરિયાદ કરતી હશે કે, 'ઓ ભગવાન! આવા દયાળુ જીવને આવી આપદા?'

કલિયો ગળગળો થઈ બોલતો 'ખા, માળી ખા, મારી ફકર નો કર મારુ તો મરદાનું લોઇ, ઈ એક દા'ડો ભૂખુ રેહે તોહે એને કઈ નો થાય, પણ તારુ તો ચ'બતુ લોઇ, તારાથી ભૂખે નો રેવાય, વરી તુ બે જીવવાળી! તારી જીદને લઈને પેટના બાળક જીવને ભૂખે નો માર'

પછી કલિયો એ રોટલો તેના મુખમા મૂકી દેતો અને જોગડી પણ ચૂપચાપ એને આખો જ ઓગળી જતી ભૂખ્યા પિતા આગળ સ્વાદ લઇ લઇ, ચાવી ચાવીને ખાવા જેટની તે નિષ્ઠુર કે લાગણીહીન ન હતી.

પોતા માટે કલિયો નકોરડા અપવાસ કરે છે એ જોટડી સમજી ગઇ હતી તેથી એક રાતે તેણે વિચાર કર્યો કે આજ તો હુ ખૂબ ધરાઇ આવુ કે જેથી સવારે મારુ પેટ ફાટફાટ થતુ જોઇ કલિયો નિરાતે ભડકુ પીએ-પોતાના ભાગનું બધુ જ પીએ

તેણે-ગામની સારામા સારી વાડી ભેલાડી,-વેલ-વેલા, મરચી, રીગણી બધાનો તેણે છૂદીને છૂદો કર્યો, રોટલો કર્યો આ વાડી એક દિવસ કલિયાના કુળની હતી એ વાતની જાણે જોગડીને ખબર હોય તેમ તેણે વેર વાળ્યું અને પોતાનુ પાલા જેવડુ પેટ ગળે આવ્યું ત્યા સુધી ભર્યું દુકાળની હોવ તેમ તેણે

મકરાતિયા પેઠે ભોજન કર્યું'.

તે કદાચ મનમાં મનમા મલકતી હતી આજે કલિયા ધરાઈને ખાશે. તેની તરસી આંતરડી તરપત થશે, પરંતુ એ બિચારા જનાવરને ખબર ન હતી કે કલિયા માટે હવે ખરેખર લાઘણના દિવસો શરૂ થવાના હતા, કારણ વાડીમાંથી જેવી તે બહાર આવી કે તરત જ વાડીના જાગેલા રખેવાળે ગળે દોરડું નાખી તેને પકડી લીધી

જોટડી એકાદ રડયાખડયા રખેવાળને તો એક જ ઉંઢેલિયે ભોંય ભેગો કરત, પરંતુ તે એકલો ન હતો. તે બીજા બે-પાંચ રખેવાળોને તેડીને આવ્યો હતો કલિયા આગળ રાંકડી અને કેળવાયેલી દેખાતી જોટડી બીજાઓ સામે વાઘણ જેવી થતી એની ગામમાં બધાને ખબર હતી, તેથી આ વાડીનો રખેવાળ એને જીવતિત જ હાંકી કાઢવાની હિંમત કરી શકયો ન હતો તે પોતાનું મેત વિચારી બીજા બે-પાંચને બોલાવી લાવ્યો હતો.

એ રખેવાળોના ડાંગ અને દોરડા આગળ ઘવલ અને લાચાર બનેલી જોટડી આખરે ડબ્બામાં પુરાઈ

આ બાજુ મળસ્કાનો કૂકડો બોલતા કલિયો જોગડીના ગોઠે ગયો, જઈને જુએ તો તે ખાલી હતો ગભાણનો ખીલો એક બાજુ ઊખડી પડયો હતે, જોટડીની મોરી તૂટીને બે-ચાર કટકા બની હતી, માડવીનું બારણું ઉઘાડું હતું

'જોટડી કયાં ?"

'ઓ દલિયા! દોડ, દોડ, મારી જોટડીને કોઈ ચોરી ગીયું '

દલિયો કાચા ઊંઘમાંથી સફાળો બેઠો થઈ આંખો ચોળતો દોડી આવ્યો કલિયા ઉપર ચીડાતો અને ગુસ્સે થતો આવ્યો.

'આ જોટડીનું ઝોળ ની તુને સૂખે રે'વા દેતું છે. કોણ તારી રાજકુંવરને ચોરી ગીયું ?'

'તે જ તો હું તને પૂછતો છેકે' કલિયો ગભરાયેલો ગભરાયેલો બોલ્યો તે અત્યારે અહીંથી તહીં દોડતો ફરતો હતો. ગાંડા જેવો ખૂણે ખાંચે ખોજ કરતો હતો.

'બાપા! એ ગેઈ તો ભલા ગેઈ, માથેથી ઝોળ ગીયું. એમાં અમથો આવડો વલોપાત શું કવા ?'

'ની, ની', એ પોતાની મેરે જાય જ ની એ તો મારો જીવ હતો જીવ! આ ખોરિયું જીવત ઓ'યને એ કેવી રીતે જાય! નક્કી કોઈ એને ચોરી ગેયલું છે'

'તું જરા જપ વારીને બેઠ, એ તારી મારકણી લેઠ તો જા જહે ત્યાંથી પાછી આવ હે, ચોર-બોરનાં હાળકા ભાંગીને આવ હે' અત્યાર સુધી ચૂપ રહેની કાહલી કલિયાને ઝૂંપડીમાં ખેંચી ગઈ.

પછી તો પો ફાટયો, ભળભાંખળું થયું, ઉષા આવી, સૂરજ આવ્યો-પણ ન આવી જોગડી, કલિયાના ખોળિયાનો જીવ.

કૂમળા બપોર થયા ત્યારે ગામમાં વરીદા લાળવા ગયેલી દલિયાની વહુ આવી તે ખબર લાવી કે જોટડી તો ડબ્બામાં છે.

એ સાંભળી કાહલીનો ગુસ્સો પાછો ઊભર્યો 'લેવ, કાયદો લ્યો, એ તારી હગનીને તો ડબ્બામાં ઘલેલી દેહુ, જા છોડાવ અવે'

'અમણા કરતાં છોડાવી લાવું, જો જે તો ખરી' આખરે જોટડીનો પત્તો મળ્યો એટલે કલિયાના જીવમાં જીવ આવ્યો, પગમાં જોર આ'યું ને ખોળિયામાં સ્ફૂર્તિ આવી

'કે'યું એટલે થાયું? છોડાવવા તો ચાયલો, પણ દંડ હામાંથી ભરવાનો? ગજવામાં કાણી પાઈ હો તો છે ની.' દલિયે કલિયાના ઉત્સાહ પર ટાઢું પાણી રેડયું તે ઊઠયો હતો તેવો જ બેસી પડયો. દલિયાની વાત ખોટી ન હતી

દંડ જ ભરવાની શક્તિ હતી નહિ ત્યાં તો ભેંસનો માલિક નુકસાની ભરપાઈ કરી આપે એવો ગામની પંચાયતે ચુકાદો આપ્યો

દલિયો ને કાકલી મનમાં મનમાં ખુશ થતાં હતાં કે, હાશ! ટાઢે પાણીયે ખસ જશે કલિયો ક્યાથી દંડ ભરે કે એ જોડ છૂટીને ફરી પાછુ વળગવા આવે

પરંતુ કલિયો ખાવુપીવુ છોડી સૂનમૂન બેઠો હતો. તેના અંતરમાં સુથારની સારડી ફરતી હતી, જોગડીની હરાજી થશે ને તે કસાઈને હાથે જશે એવા વિચાર માત્રથી તે કંપતો હતો.

આખરે તે ઊઠ્યો. લથડતે પગે ને ઝુક્તે શરીરે તે ગામમાં આવ્યો જોટડી માટે જુવાન થયેલા કલિયાને ફરી ડોસો, કેડમાથી વાંકો વળેલો, વૃદ્ધ થયેલો જોઈ લોકો નવાઈ પામ્યા. જોટડી પર સવારી કરી નીકળનાર કલિયાનો એક એવો પ્રભાવ પડતો કે બધાં તેના ભણી અવાક બની તાકી રહેતા આજે એ બધા વૃદ્ધ કલિયાની મશ્કરી કરવા લાગ્યા. ખાળોકો તાળી પાડી હસવા લાગ્યા. કૂતરાં પાછળ દોડી ભસવા લાગ્યા

કલિયે એ અપમાન મનમા ન આણ્યું. તે ઘરે ઘરે ફરવા લાગ્યો તે તેની જોટડીની જિંદગીની ભીખ માગતો હતો 'કોઈ મારી બેજીવવાળીને છોડાવી આપો, પુન લાગ હે, એક હાથે બે જીવ, ની ની, મઈ મારો ઉમેરતા તણુ જીવ બચાવવાનો ધરમ લાગ હે,'

પરંતુ કલિયાની ટહેલ કોઈએ ન સાંભળી એ જંગલની વાવણ જેવી જોટડી તરફ બધાને પ્રથમથી અણગમો હતો. એના સાબરનાં હોય તેવા શિંગડા, વાઘની હોય તેવી ડોક, હાથીના હોય તેવા પગ તથા ખારીલા વરુની હોય તેવી ઝેરીલી આંખ અને આખલાની હોય તેવી ગળાની ગોદડી બધાંને ડરાવતા કલિયા પાસે એ સરકસની કેળવાયેલી વાઘણ હતી, પરંતુ લોકો માટે તો તે સાચી વાઘણ હતી

તેથી, બધા સુખી હતા, પૈસાપાત્ર હતા, ધર્મકર્મમાં માનનારા હતા છતાં કોઈએ જોટડીનો દંડ ભરવા કોથળી ન છોડી

આખરે કલિયો વાણિયાને ત્યાં ગયો. તેને હૃદય ન હતુ એવુ જાણવા છતાં ગયો. એકવારનો માતબર ખેડૂત કલિયો રસ્તાનો ભિખારી થયો હતો તે એ હૈયાહીણ વાણિયાના પ્રતાપે, પરંતુ ક્યાંય મદદ ન મળતા તે શત્રુ પાસે મદદ લેવા ગયો.

વાણિયો તેના સ્વભાવ મુજબ પ્રથમ તો મોંઘો થયો 'એ શુ બોલ્યો કલિયા! હુ કંઈ મોટો દાનેસરી કે દોલો લખેસરી નથી. જંગલના જાનવર પાછળ પચ્ચીશ-પચાસ ફેંકી દે તે બીજા, હુ નહિ'

'શેઠ! જા કેહો તા અંગૂઠો પાળી આપા જે કેહો તે કરાં, જોવે તો તમારા પગ ધોઈ પીવાં, રાત દા'ડો ગોલામી કરા, પણ ગમે તેમ કરી માની જોટળી છોળવો.'

કલિયાની કાકલૂદીનો પાર ન હતો. તેને જ્યારે આ વાણિયે ઘાબાર ને ખોતરપાદર વગરનો કર્યો હતો ત્યારેય તેણે સ્વમાન છોડી આટલા બાઈ-બાપા કર્યા ન હતા.

હવેર શેઠ પલળ્યા. સાચુ કહીએ તો તેણે બરાબર વખત વર્તીને ધારેલુ તીર માર્યું એ રામબાણ નીવડશે એની એને આગળથી ખાતરી હતી

'ને કલિયા, તારાં આંસુ જોઈ શકાતા નથી, એટલે તારો બોલ રાખુ છુ, પણ તે એક શરતે.' જાણે મોટો ઉપકાર કરતા હોય તેવો ભાવ દર્શાવી શેઠ બોલતા હતા.

'શેઠ! એક તો હું પણ એક સો શરતા, તો કબૂલ.'

'તો જો સાંભળ, જોટડી હવે આજથી મારી. એ જંગલી જાનવરની કિંમત પંદર-વીસ રૂપિયા ય નહિ હોય, છતાં જા તારા બળતા જીવને ટાઢો પાડવા હુ દંડ અને નુકસાની ભરી દઈશ. ઉપર તને પાવડીના પાચ રૂપિયા આપીશ તે જુદા, કબૂલ છે? હોય તો લે આ કાગળ ઉપર અંગૂઠો પાડી આપ પછી નવરાશે હું મારી મેળે સાટાખત લખી લઈશ.'

'કબૂલ છે શેઠ! લાવો કાગર, અંગૂઠો પાડી આપું.'

શેઠે કોરો કાગળ આપ્યો. કલિયો કોરે પાને કાંડા કાપી આપ્યા. એ કાગળને પોતાના પેટ જેવા મોટા દફતરમાં ગડીવાળીને મૂકતાં મૂકતાં શેઠ હસીને બોલ્યા.

કલિયા તું એ ભેંસને રેલમાંથી લાવ્યો હતો નથી તે તો એને એક દોકડોય આપ્યો નથી, એટલે આ પાઘડીના પાંચ રૂપિયા આપું છું તેય તને તો લાભના છે અધધધ! પૈનીય મૂડી નહિ છતાં હજાર હજાર પૈનો નફો!'

શેઠે રૂપિયા આપ્યા. એ ચોટલાવાળા બના વટી અથવા ખોટા હતા કે નહિ તે જોયા વિના જ કલિયે તે લીધા. 'શેઠ! મારી જોટળી જીવતી રૈહે એ જ મારે મન તો મોટામાં મોટો નફો છે. રૂપિયા લઈને હું શું કરું? તે કરતો તે તમારી પાહે જ રેવા દ્યો. મારી જોટળી વિયાહે તારે તેની ફુવાવળમાં વાપરજો. મારા ભાણિયાને બે ચાંગરું દૂધ વધારે ધાવવા દેજો.'

શેઠે રૂપિયા પાછા લીધા. ભોળા કલિયાની મૂર્ખાઈ પર તેને હસવું આવ્યું. જો કે આવો અનુભવ તેને માટે પ્રથમ ન હતો. આવા મૂર્ખાઓ જીવે છે એટલે જ તો તેણે દોરી-લોટામાંથી હવેલીઓ બંધાવી હતી.

થોડીવાર ચૂપ બેસી રહી કલિયો ફરી બોલ્યો. 'શેઠ, એક વાત તો કે'વાની ભૂલી ગીયો.'

'તે વળી શી છે?' શેઠે કડકાઈથી નવાઈ દર્શાવી.

'મારી જોટળીનો ગોવાળિયો હું.'

'હજુ જોટડીની માયા છૂટતી નહિ હોય તો ભલે તું એને ચારવા, નવરાવવા લઈ લેજે. પણ પગાર-બગાર નહિ મળે સમજ્યો?'

'શેઠ! મારી દીકરીની ચાકરી કરું તે દોયતી વરી પગાર કેવો! એ તો મારો ધરમ છે.'

શેઠે કલિયાની આ દરખાસ્ત સ્વીકારી લીધી. કારણ એથી તેને તો વગર પગારે મફતનો ગોવાળિયો મળનાર હતો.

આજે બહુ લાભનો સોદો થયો એ વિચારે મલકાતા શેઠ જોટડીનો દડ ભરવા મુખીના ઘેર ગયા.

પરંતુ આ સોદો લાભનો ન હતો, શેઠે તેમાં છક્કડ ખાધી હતી. કાગળ-પત્ર પર-કાયદેસરના કાગળિયા પર જોટડી શેઠની બની હતી. તે પર કલિયાનો અંગૂઠો પડયો હતો, પરંતુ જોટડી એ બધું થોડું જ સમજે! તે તો એક જ વાતને ઓળખતી હતી અને તે કલિયાના પ્રેમને!

કલિયો તેને શેઠની ગભાણે બાંધી આવ્યો. શેઠે તેને લીલી લીલી ચાર અને ટોપલો ભરીને દાણો નીરાવ્યો. જોટડીએ તેમાં મો પણ ન નાખ્યું. શેઠની કોઢની ગંધ જ તેને રુચી ન હતી. વાણિયાના ઘરના વેપારી વાતાવરણને તે વર્તી ગઈ હતી.

તે રહ્યો જગતનો છૂટો જીવ, તેને એ ગમે!

આખી રાત તેણે ભાંભર્યા કર્યું. ખીલેથી છૂટવા ધમપછાડા માર્યા. તે ગભાણને શિંગડાં ઠોકતી, કોઢની ભોંય પર પગ પછાડતી. કરુણ સ્વરે થોડી થોડી વારે રડવા જેવું ભાંભરતી. તે પોતે ન જંપી કે ન ઊંઘી તથા તેણે ઘરવાળાને ઘડી માટેય આંખ મીંચવા ન દીધી.

વાણિયાની ચીડનો પાર ન રહ્યો. તેણે પોતાની જાતને ફિટકાર આપ્યો. આ બલાને તેણે કયાં કોટે વળગાડી! તે ઝાઝમાં ને ઝાઝમાં ઊઠયો ને જોટડીને બે-ત્રણ ડાંગ લગાવી દીધી. એ મારના ત્રાસથી જીવ પર આવી જોટડીએ જોર કર્યું. ગળાની સાંકળના આંકડા ઊકલી ગયા. તે છૂટી થઈ. હાથમાં ડાંગ છતાં વાણિયો કોઢનું બારણું ઉઘાડી નાઠો અને જોટડી! તેણે કલિયાની ઝૂંપડીનો રસ્તો પકડયો.

સૂરજ ઊગ્યો ન ઊગ્યો કે શેઠ કલિયાની ઝૂંપડીએ હાજર થયા. સાથે ડાંગ ને દોરડાં લઈને ચાર નોકરો હતા.

'કલિયા, તારી જોટડી આવા બાવન લક્ષણની છે તો આગળથી મને કહેવું હતું ને! હરામખોર,

તું મારા જેવા ખેલાડીને ઠગવા માગે છે ?"

'ની, ની, શેઠ ! તમારા જેવાને છેતરવાનું મારું કૂ ગજુ ?"

'તું ના કહે છે તેથી કંઈ હું ભોળિયો નથી કે માની જઈશ'

પછી શેઠ નોકરો તરફ ફરી હુકમ કરવા લાગ્યા બાધી લો અલ્યાઓ ! એ ભેંસને, ને તોફાન કરે તો ડાંગનો પ્રસાદ આપો '

નોકરો નિર્દય થઈ પોતાના શેઠની આજ્ઞાનો અમલ કરવા લાગ્ય કલિયાથી એ જોયુ ન ગયુ. જોટડીને પડતો માર જાણે કે તેના પોતા પર જ પડતો હતો તે ઊઠયો ને જોટડી અને નોકરો વચ્ચે આવી ઊભો

ના મારો પીરાઓ ખહો આઘા, હુ એને શેઠને ત્યાં બાધી આપી જાશ '

' એ છપ્પરપગી મારકણીનો હવે મારી કોઢમા પગ નહિ એ તો હવે જશે ગુજરીમાં વેચાવા માટે, ખસ આઘો

શેઠના કહેવા છતાં કલિયો ન ખસ્યો, તે હાથ જોડી કરગરવા લાગ્યો

શેઠ, જોવે તો એને ગામમાં જ વેચો એ ગામમાં આડે તો દાડામાં એક-બે વાર એને જોવા તો મળે ને '

' તે એને જોજે કરવી હોય તો રાખ તારી પાસે ને ગણી દે મારા રૂપિયા '

' શેઠ ! રૂપિયા તો કાંથી લાવુ જોવે તો રાખો લો બદલામાં મને '

તારા જેવા ઘર ભખમતે, વેચતા કાડુ તેહ ફૂટી બદામે નહિ ઉપજે તને રાખીને શું કરુ ?"

'તો પછી એને ગામમાં જ વેચો '

ગામમાં એ બનીસ લક્ષણીને કોણ રાખશે તારો કાકો ?

પછી તે પોતાના નોકરો તરફ ફરી બોલ્યા 'જમાએ ! જુઓ છો શું ? બાધી લો અને લઈ જાવ ગુજરીમા વીસ-પચીસ ગાઉ આઘેના કોઈ ઘરાક ને વેચી દેજો અને છેવટે ઘરાક ન મળે તો કોઈ મલિયાને કે કસાઈને વેચી આવજો '

*

જોટડી ગયાને આજે ત્રીજો દિવસ હતો. કલિયો ખાધા-પીધા વગર સૂનમૂન સૂઈ રહ્યો હતો તે જાણે હવે જમના તેડાની રાહ જોઈ રહ્યો હતો

ત્યાં તો કોઈએ ખબર આપી કે નીરા નદીના સામે કાંઠે જોટડી ઊભી છે

ડોસામા ફરી જીવ આવ્યો તે તરત જ ઊભો થઈ દોડયો નદી તરફ ગઈ આખી રાત મુશળધાર વરસાદ પડયો હતો જેઠના પહેલા વરસાદે જ રેલ-છેલ રેલાવી હતી નીરા કાઠાભેળ ઊભરાતી હતી

કલિયો ઘોડીવેગે નદીએ પહોંચ્યો અને કરાડાની એક ઊંચી ભેખડે ચડી તે જોટડીને શોધવા લાગ્યો

જોટડી ને ટેની આખ એક બની બ ને એક મેકને જ શોધી રહ્યાં હતા જોટડી કાદવથી ખરડા યેલી હતી લાબે અતરેથી દોડીને આવતાં તેને દમ ચડયો હતો તેના અણીદાર શિંગડાંની ટોચ ઊડી ગઈ હતી-ભાગી ગઈ હતી એના નવા ધણીએ મારી મારીને એને ભાંગી હશે કે દોડતાં દોડતાં પડી જવાથી એ ભાંગી હશે ! જોટડીએ કલિયાને જોયો તે હરખ ભેર જોરથી ભાંભરી, બે ડગ પાછી હઠી અને એક જ છલાગે નદીમા પડી

કાઠા અને જોગડી વચ્ચેનું અતર ઘટતુ જતુ હતું તે પાણીના પૂર જેટલા જ વેગથી ધસતી હતી, તરતી હતી એ જોઈ કલિયાનો આનદ માતો ન હતો

ત્યાં તો બીજી પણ ખતરનાક નીવડી જોગડી એક વમળમા સપડાઈને તણાવા લાગી ડૂબકાં ખાવા લાગી એ જોઈ કલિયાની ધીરજ ગઈ તે તરત જ પાણીમાં પડયો પૂરના પાણી બનેને ખેંચી ગયાં

# સ્વ. ધૂમકેતુની થોડીક કવિતા

દક્ષિણકુમાર જોશી

[ગયા અંકમાં આપણે જોયું કે શ્રી. ધૂમકેતુની બાબતમાં જ્યારે તેમની સર્જક પ્રતિભા ઊગતી હતી ત્યારે જે ઊર્મિલ સ્પન્દનો તેમના માનસે ઝીલ્યા તેનો આવિષ્કાર કાવ્યમય વાણીમાં પ્રમાણિકપણે કરવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો. કોઇપણ બાળકને માટે માતાની વિદાય તે જો સમજણું હોય તો વસમીજ બને. અને તેમાં જો બાળક ઊર્મિશીલ હોય તો વેદનાની માત્રા અનેકગણી વધુ સમજવી. નીચેનાં કાવ્યોમાં શ્રી ધૂમકેતુની વ્યથા અને આંતરવેદનાની પ્યાલી છલોછલ ભરી જોઈ શકાય છે.]

[૧] (૧૯૧૭ની સાલનું અધૂરું કાવ્ય)

ત્યાં જે સાથે નયન મળતાં, અશ્રુની ધાર થાતી
એ મ્હારી ના સ્મૃતિ થકી ખસે છેલ્લી યાદી ત્હારી!
એ દષ્ટિ જે વિનતી કરતા દુ:ખી ભાવો ભરેલી,
તે સંભારી હૃદય રડતુ, છેલ્લી એ યાદી ત્હારી!
તું બોલી જે હૃદય તૂટતા છોડતું ના ધ્રૂજાગી,
કેવા મીઠા હૃદય ચીરતા શબ્દ એ યાદી ત્હારી!

[૨] (માતાના મૃત્યુ પછી)

મ્હોટા ન્હાના ઘડીભર બને
સ્થાન એ મૂર્તિ એ કયાં?
જેની પાસે ઘડીભર રહે,
સ્નેહ માધુર્ય એ કયાં?
"તું ખેલ્યો તો શિશુ તુ જ ગગા
તે જ વસ્તુથી ખેલે"
એવુ સાદુ હૃદય અડતું
વાકય રે કોણ બોલે?

[૩] શું સંભારૂ?
(માતાની યાદમાં)

શુ સંભારૂં? હૃદય સઘળુ જાય
તુટી અરે શુ?
ભૂસાએલી નવીન બનતી,
વેદના આ જ કે શુ?
જે જે સૃષ્ટિ સ્મૃતિ પર વસી
આજ ચિત્ર વહેશું?
એ ચિત્રોથી ઘડીભર બનું
સગીતો કો દિવ્યનો હું
* ... ... ... ... ... .... ... ...

(* વચ્ચે થોડું કપાઇ ગયું છે)

શુભ્યાના ન્હાના રમ્ણીય કરો
માતનો સ્નેહ જોયો
ભૂલ્યો હું એ સ્મૃતિ નહીં જગમાં
બાલ્યના ખેલની કાંઇ,
ને તેથી ના શિશુ હૃદયની,
પૂર્વની વાત રે'તી
સંભારું છું હૃદય ધડકે
જાય તુટી અરે શું?
ને આત્માનો કરુણ બનતો
સાદ બોલી રહે શું?
*... ... .... .... .... ....
શું સંભારૂં? રમણીય બધા
ચિત્ર શાંતિથી જોઉ
બોલું શું હું હૃદય અથવા શોક
છાનો વહું હું
રે રે આખું જીવન વીતશે,
મૃત્યુની પાંખ લાગે!
એ ચ્હેરો એ નયન તદપિ
કેમ ભૂલી જવાશે?

[માતાના મૃત્યુ પછી જે વિષાદ અને અસ્વસ્થતાએ ચિત્તતંત્રને હચમચાવી મૂકેલ તેનો અચ્છો પરિચય ઉપરનાં ત્રણે કાવ્યો કરુણાભેરા રંગોમાં કરાવે છે પુત્રી સુષ્માના મૃત્યુ પછી લખાયેલ કાવ્ય નીચે આપ્યું છે]

[૪] (પુત્રીના અવસાન પછી)

એ સ્પર્શન ક્યાં? લલીત સઘળા
દિવ્ય ભાવો હવે ક્યાં?
મોંઘુ મ્હારું રમકડું અરે!
આજે એ ફિલસુફી ક્યાં?
આજે મ્હારૂં હૃદય ફરતું,
ફક્ત આરામ લેવા।
ને આત્માની રમણીય તૃષા
ક્યાં કરૂં હું છીપાવા?

* . ... .. .. .. ... ....
ન્હાનુ ખેલે શિશુ સુખભર્યું માત્ર આનંદી રહે રે.
મ્હારે ચ્હરે સુખમય બધા, ભાવ છાના વહેતા
છીપે ના આ રમણીય તૃષા, એક ખામી રહેતાં
ક્યાં એ દૃષ્ટિ? નયન મધુરાં? મૂર્તિ રે સ્નેહની ક્યાં?
જેની યાદી છલકતી, ભરી, મ્હારી શૈશવ કથામાં!

(ક્રમશઃ)

*(વચ્ચે થોડું કપાઇ ગયું છે.)

# ATTENTION HOUSEWIVES !




## NEW SUPER-ACTIVATED GLOWHITE

MAKES CLOTHES DAZZLING WHITE!

**Scientific formula**

New Super act vated GLOWHITE makes all your clothes dazzling white—at half the cost. You use less. Just 5 paise worth for a bucketful of clothes. See how Super-activated GLOWHITE actually whitens your clothes—gives them a new dazzling wh teness you ve never known before!

**Handy, pilfer-proof pack**

Super activated GLOWHITE now comes to you in a handy, pilfer proof aluminium pack So conven . . so economical!

***BUY NEW SUPER-ACTIVATED GLOWHITE TODAY!***

**AMAR DYE CHEM LIMITED,** Rang Udyan, Bombay-1

# વૈષ્ણવજન

વર્ષ : ૮] ડિસેમ્બર – ૧૯૬૯ અંક ૯]

## અનુક્રમણિકા





## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું એક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

[લેખકોને]

વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

**લવાજમ**

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૭–રામકૃષ્ણનગર
રાજકોટ–૭

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૭ રામકૃષ્ણનગર, રાજકોટ–૭
મુદ્રણ–પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેસકોર્સ રો. રાજકોટ

'વૈષ્ણવજન' કાર્યાલય
૨. રામકૃષ્ણનગર
રાજકોટ–૨

ગ્રાહક નંબર ૨૮૧૯

ગ્રાહક બન્ધુ

ભાઈશ્રી,

નવિનય જણાવવાનું કે આપનું વૈષ્ણવજન માસિકનું લવાજમ જાન્યુ. ૬૮ થી ડિસેમ્બર ૬૮ સુધીનું હતું આપને બધા મળી કુલ ૧૨ અંકો મળી ગયા હશે

નવા વર્ષનું લવાજમ રૂ. ૮ અંકે રૂપિયા આઠ મની ઑર્ડરથી મોકલી આપવા વિનતી છે તારીખ ૩૦......૧૧...૬૮...સુધીમાં લવાજમ મોકલી આપશો જેથી અંક મોકલવાનું ચાલુ રાખી શકાય. આશા રાખુ છું આપ ગ્રાહક તરીકે ચાલુ રહેશો.

સંપાદક

'વૈષ્ણવજન'



ઉદ્ધરેદાત્મનાત્માનમ્



આ વખતનો પૂ બાપુનો પત્ર આ વરસે મનનીય થઇ પડશે. ' ખબરદાર જો એ ચૂકયા તો " આ બાપુની પ્રેરણાત્મક ટોર આપણને સૌને જાગ્રત કરે તો કેવુ સારુ ?

ચિ ...

તા. ૬-૧૧-૩૨.

મે વચમાં જ કાગળ લખ્યો તે મળ્યો હશે, ને તેનો અમલ કર્યો હશે ક્રોધની સામે ક્રોધ નહીં, અવગુણ સામે અવગુણ નહી ક્રોધની સામે શાંતિ અવગુણનો બદલો ગુણ ગાળનો બદલો પ્રેમ, અપકારનો બદલો ઉપકાર, આ ધર્મ છે આ આશ્રમ-વ્યવહાર છે ખબરદાર જો એ ચૂકયા તો.—બાપુ

"અહંકારનું બીજ શૂન્યતા અનુભવવાથી જ જાય "

એક ક્ષણ પણ કોઇ ઊંડે ઊતરીને વિચાર કરે તો પોતાની અતિ અલ્પતા જણ્યા વિના ન જ રહે પૃથ્વીને વિષે આપણે જેમ જંતુને તુચ્છ જાણીએ છીએ તેથી કરોડોગણા મોટા પ્રમાણમાં આ જગતને વિષે મનુષ્યપ્રાણી તુચ્છ છે તેનામા બુદ્ધ છે તેથી કઇ જ ફેર નથી પડતો એનો મહિમા જ પોતાની તુચ્છતા અનુભવવામાં છે. કેમ કે એ અનુભવની સાથે જ બીજુ જ્ઞાન પેદા થાય છે કે જેવો તે પોતારૂપે તુચ્છ છે તેવો તે ભગવાનનો તુચ્છતમ અંશ હોઇ તેમા તેનો લય થાય છે ત્યારે તે ભગવાનરૂપ છે, ને એ સૂક્ષ્મ અણુમાં ભગવાનની શક્તિ ભરી છે અહંકારનું બીજ શૂન્યતા અનુભવવાથી જ જાય

"માણસ પ્રતિજ્ઞા કરીને ભાગે છે તેનુ કારણ, પોતાનું અભિમાન જ છે"

પોતાના મનની સાથે નિશ્ચય કરી રાખવા એનો કાઇ અર્થ નથી. માણસ પ્રતિજ્ઞા કરીને ભાગે છે તેનું કારણ એ છે કે તે પોતે જ પોતાના બળે તે પાળી શકશે એવુ અભિમાન રાખે છે. જ્યારે આપણું કાંઇ બળ જ નથી, એ બળ ભગવાનનું જ આપેલુ છે. એને જ બળે આપણે બળિયા છીએ. એક નાનકડો પાણીનો ઘડો સમુદ્ર થવાને મથે એના જેવી વત છે ઘડામાં પાણી છે, એ સમુદ્રમાં રહેતા જ પાણીનો અંશ છે, એમાં શંકા નથી. પણ એ અંશ આપણામાં છે અને એને લીધે આપણે, દિનપ્રતિદિન શુદ્ધ થઇ એ મહાસાગરમા ભળવાનું છે એ જ્ઞાન જ આપણને પશુથી જુદા પાડે છે નહી તો પશુની સાથે સામાન્ય ગુણો તો આપણામા ઘણા છે જે સર્વશક્તિમાન છે, સર્વ-વ્યાપક છે તેના વિના આપણે અપંગ થઇ પડીએ તું ઉતાવળી પ્રતિજ્ઞા ન લઇશ, કારણ તારે પાછુ અનેક લાલચોમા પડવાનુ છે પણ ક્યાંય વશ ન થઇશ ઈશ્વરમા જો તુ માનતો હોય તો ઇશ્વર તને બળ આપો.

બાપુના આશીર્વાદ



આંધાર એ લો બોલે, તાઈ તો ઘરે উড়লো আলো জ্বলে
ભૂલે છિলেম দিনে, রাতে নিলেম চিনে,
જેને છિ কা'র લીলায় আমার বক্ষ দোলায় দোলে, দোলে
—আંধার

ઘૂમ ভাগ মোর અনে. বিহগ গান জাগুক ক্ষণে ক્ષণે
জখন সকল শব্দ হোয়ে છે নিঃস্তব্ধ
વસંત વায়, মোরে জাগায় પল્લવ-કল્લોલે, કલ્લોલે
—આંધાર

મારા હૃદયમાં દુઃખરૂપી અંધકાર છવાયો તેથી તો એ મંદિરમાં દીપક સળગી ઊઠયો!

જેને હું સુખસૂર્યના પ્રકાશમાં ભૂલી ગયો હતો તેને, એ સૂર્ય અસ્ત થઈ ને રાત પડતાં મે ઓળખી લીધો.

અને ત્યારે જ મે જાણ્યુ કે મારું હૃદય લાગણીના હિલોળા લઈ રહ્યું છે તે કોની લીલાનો પ્રતાપ છે!

અને એ દુઃખ રાત્રિમાં મારી ઊંઘ ઊડી ગઈ; મનરૂપી વનમાં ક્ષણે ક્ષણે પંખીઓનુ ગાન સંભળાવા લાગ્યુ; પછી જ્યારે જગતના સર્વ અવાજો શાંત થઇ ગયા ત્યારે મારી ઉર-વાડીમાં વસંત ફૂટી અને પાંદડાંના કલ્લોલથી તેણે મને મારી તંદ્રામાંથી જગાડયો.

(ગુરુદેવની કવિતા ઉપરથી)

'આશુતોષ'

### આંતરખોજ

તાજેતરમાં નોબેલ પુરસ્કાર ફાઉન્ડેશન તરફથી સ્વીડનમાં વિશ્વભરમાંથી ૪૦ જેટલા તત્વજ્ઞાનીઓની બધખારણે એક પરિષદ ભરી તેમને એ કામ સોંપવામાં આવ્યું હતું કે ભવિષ્યમાં મનુષ્યના અસ્તિત્વ માટે ભૂમિકા છે કે કેમ તેનું પૃથક્કરણ દ્વારા નક્કી કરવુ આ ચાલીસ આમંત્રિતોમાં ભારત તરફથી કોઈ હતું કે કેમ તે જાણવા મળ્યું નથી. વળી ત્યાં જે કાંઈ બન્યું તેની નોંધ બહુ જ ઓછા ગુજરાતી સામયિકોએ લીધી છે ત્યાં હાજર રહેનારાઓમાં મોટા ભાગના નોબેલ પારિતોષિક મેળવનારાઓ હતા એટલે એક વસ્તુ ચોક્કસ કે બુદ્ધિવાદી સ્તર પર આ સંમેલનની વિચારણા મનનીય ગણાવી જોઈએ. કેલિફોર્નિયાના નોબેલ વિજેતા શ્રી લીડરબર્ગે કહ્યું હતું કે પરમાણુની શોધે માનવીનું મહત્વ વિશેષ રહેવા દીધું નથી અને તેની અને વનસ્પતિના છોડ વચ્ચે વૈજ્ઞાનિક દૃષ્ટિએ ભેદરેખા ઓછી રહી છે. બીજી મઝાની વાત તેમણે કોમ્પ્યુટર (સંગુણક યંત્ર)નો ઉલ્લેખ કરીને કહ્યુ કે મનુષ્યે પોતાના મગજનો મૃત્યુઘંટ તો વગાડી જ દીધો છે. હવે પછી પુસ્તકાલયમાં કબાટોમાં પુસ્તકો પડ્યા નહિ રહે પણ તે બધાની માહિતી સંગુણક તૈયાર કરીને તમને આપશે અને આ યંત્ર માનવજાતનું વિશ્વમસ્તિષ્ક બની રહેશે! અલબત્ત આ પરિષદમાં કોઈ ધર્મશાસ્ત્રીઓ હાજર રહ્યા ન હતા. જો કે જાણીતા લેખક આર્થર કેસ્લર તથા કવિ ડબલ્યુ એચ. ઓડેન હાજર રહ્યા હતા તેમણે એક કવિતા રજૂ કરીને સંમેલનને ઉદ્બોધન કર્યું હતું કોઈએ તેમને પ્રશ્ન કર્યો કે ન્યૂયોર્કમાં શા માટે રહો છો? ત્યારે તેમણે લાક્ષણિક ઢબે કહ્યુ કે લંડન તથા પારિસમાં જે પ્રાંતિયતા જોવામાં આવે છે તે ન્યૂયોર્કમાં નથી આર્થર કેસ્લરે જણાવ્યુ હતુ માણસજાતની ભલાઈ-બૂરાઈ માટે દોષનો ટોપલો વૈજ્ઞાનિકોને ઓઢાડવામાં આવે છે ત્યારે તેઓ તેને માટે રાજ્યકારી પુરુષો તરફ આંગળી ચીંધે છે. તેમની એક દલીલ બહુ જ વેધક હતી કે આજે માનવજાત પામે કોઈ સિદ્ધિ નથી—જીવનનો કોઈ અર્થ નથી. દુનિયાના રાષ્ટ્રોમાં દેવશક્તિનો કોઈ જ અર્થ રહ્યો નથી અને યુવાન વર્ગ બધો જ ગમે એમ પાણી ઘેરાઈ ગયો છે. માટે જીવનને અર્થ આપવાની દિશામાં નક્કર પગલા લેવા જરૂરી છે. સ્વીડનની આ પરિષદે જે ચર્ચા કરી છે તેનું મહત્વ ઘણું અદકું છે. જીવનનાં મૂલ્યો જે બદલાતાં જ રહે અને કોઈ સનાતન સત્યો સ્થપાય નહિ તો પછી પેઢી દર પેઢી આશંકાનું વાતાવરણ રહેવાનું. નવી પેઢી જૂનીને મૂર્ખ માનવાની. આંતરખોજ માટે વિશ્વના માનવોએ સહચિંતન કરી લેવુ જરૂરી છે

### ગુરુ નાનક

અમદાવાદના રમખાણોનો વિચાર કરીએ છીએ ત્યારે આજથી ૫૦૦ વર્ષો પૂર્વે થઇ ગયેલા ગુરુ નાનક યાદ આવે છે. ક્યાં ૧૪૬૯ અને ક્યાં ૧૯૬૯? પાંચસો વર્ષમાં કેટલું અધઃપતન! હિંદુ અને મુસલમાન બન્નેમાંથી સુંદરતાનું ચયન કરી, આ આદ્ય શીખ ગુરુએ વચગાળાનું સોનેરી માધ્યમ શોધ્યુ પરિણામે આજે શીખ ધર્મ નિર્ભય છે અને કોઇ બાહ્ય આક્રમણનો તેને ભય નથી. નાનકને પણ જીંદગીની લીલી-સૂકી જોવી પડી હતી. પણ તેમની મહત્તા એક જ વાતમાં રહી છે કે હિંદુઓ અને મુસ્લીમો બન્નેએ તેમને અપનાવ્યા હતા. એક નવો ધર્મ કે સંપ્રદાય સ્થાપવામાં નાનકને રસ ન હતો ત્યારપછી તેમના નવ શિષ્યોએ નાનકના નીતિવચનો અને આચાર સંહિતાને રૂઢિનું સ્વરૂપ આપ્યુ અને તે સ્વીકારનારા એટલા બધા નીકળી આવ્યા કે શીખધર્મ તરીકે જ તેનો પ્રચાર થઇ ગયો. ગુરુ નાનક વધુ તો સામાજીક સુધારક તરીકે

તેમના જીવનકાળ દરમ્યાન રહ્યા હતા. તેમણે સારાયે દેશમા પર્યટનો કર્યા હતા અને જુદાજુદા ધર્મના સત્પુરુષોના સમાગમમા આવ્યા હતા. માનસરોવરના સિદ્ધ યોગીઓને પણ તેઓ મળ્યા હતા નાનકસાહેબનું માનવુ હતુ કે જીવનથી દૂર ભાગીને એકાંતમાં સાધના કરવી—લોકોથી દૂર રહેવુ તેમા ધર્મ ગૌ આદર્શ હોઈ શકે નહિ જીવનમા રહીને જ ગૃહસ્થી તરીકે તેનો સામનો કરવાનો તેમણે આદેશ આપ્યો હતો. નાતજાત અને ઊંચ નીચના ભેદ તેમને માન્ય ન હતા. એટલુ જ નહિ સ્ત્રીસમાનતાના તેઓ પ્રખર હિમાયતી હતા. એટલુ જ નહિ પણ સ્ત્રીને સન્માનીય સ્થાન અપાવવા તેમણે ઝૂબેશ આદરી હતી મનુષ્યનું શરીર એ જ પરમાત્માનું ઘર છે અને સૌ કોઇમા દિવ્ય અંશ રહેલો છે તેની પ્રતીતિ તેમણે અનુયાયીઓને કરાવી ગુરુ નાનકના પ્રખ્યાત પાચ સૂત્રો નામ, દાન, ઇશનાન (પવિત્રતા), સેવા અને સિમરન (પ્રાર્થના) ધર્મગુરુઓએ ધર્મને એટલો બધો કઢંગો અને કઠિન બનાવી દીધો છે કે આ બધી ગૂચ અને વધુ પડતા જ્ઞાનના આડબરમાથી તેને મુક્ત કરી, ગુરુ નાનકે સીધો, સદો સરળ અને સમજી શકાય તેવો રાહ ચીધ્યો અને તેથી તેઓ રાહબર બન્યા અને આજે પણ તેમની મહત્તા ચોતરફની નિષ્ફળતામા, પાણીદાર મોતીની જેમ ઝગઝગી રહે છે,

અગ્રેજી સામયિકો

એક જમાનો હતો જ્યારે અમદાવાદ જેવા પ્રથમ દરજ્જાના શહેરોમાંથી એકપણ અગ્રેજી સામયિક પ્રગટ થતુ ન હતુ અને આવા સાહસ માટે કોઈ તૈયાર ન હતુ આજે એ જ શહેરમાથી ગુજરાતી ઉપરાંત ચાર અગ્રેજી દૈનિકો નીકળે છે, અને તે પણ સમૃદ્ધ આવૃત્તિમા, તેને જમાનાની બલિહારી કહી શકાય સૂરત, વડોદરા, રાજકોટ અને ભાવનગરથી પણ પ્રાદેશિક દૈનિકો નીકળે છે. દૈનિકોને બાદ કરતા અઠવાડિકો અને પાક્ષિકો અને માસિકોએ અગ્રેજીમા ગુજરાતમા ગજુ કર્યું નથી. આમા અપવાદ તરીકે શ્રી સી જે પરેલના તત્રી પદ નીચે વડોદરાથી 'ENLITE' નામનું સુંદર અને ઉચ્ચ પ્રશુલિકા જાળવી રાખતુ અગ્રેજી અઠવાડિક નીકળતું હતુ તે અચાનક કમનસીબે બધ પડી ગયું છે દિલ્હીના LINKની બરોબરી કરે તેવુ તે ગુજરાતનું શાનદાર સામયિક બન્યું હોત આજે હવે વાચકની દૃષ્ટિએ સામયિકોના તત્રીઓએ આકરી તાવણીમાથી પસાર થવાનું રહે છે. દુનિયા નાની થતી જાય છે તેમ વિષયનો વ્યાપ વિસ્તરતો જાય છે એપોલો-૧૨ વિષે છેલ્લામા છેલ્લી માહિતી રજૂ થઇ ન શકે અને એપોલો ૧૩ અને ૧૪ની કામગીરીનો ખ્યાલ ન આપી શકે અથવા ચન્દ્ર ઉપરના કલર-ચિત્રો રજૂ કરી ન શકે એવુ સામયિક વાચકવર્ગની પસદગીમા આવશે નહિ. ખ્યાતનામ પત્રકાર શ્રી દુર્ગાદાસે ૧૫મી નવેમ્બરથી 'The states' પાક્ષિકની દિલ્હીથી જન્મ જાહેરાત કરી છે તેમા વાસ્તવિકતાની દૃષ્ટિએ એકકેન્દ્ર અને સત્તર રાજ્યોની સુગ્રથિત વાત છે કલકત્તા વિષે તેમણે રજૂ કરેલુ શબ્દ ચિત્ર વાનગીરૂપે જોઇએ અને 'સ્ટેટ્સ'ને આવકારીએ.

છેલ્લા શ્વાસ લેતુ મહાનગર

કલાકશીશીમાથી રેતી સરતી જાય છે અને પ્રત્યેક પળે મૃત્યુ નજીક આવતુ જાય છે છતાં જાણે કોઇને પડી નથી. એક વખતના બ્રિટિશ સામ્રાજ્યના બીજા નબરના શહેરની આ વાત છે—એવુ શહેર જે રાષ્ટ્રની ઇન્કમટેક્સ આવકમા ૪૦ ટકા હિસ્સો આપે છે અને જેનું મહાબદર રાષ્ટ્રની ૫૦ ટકા નિકાસના માલને રવાના કરે છે! આજથી બે વર્ષ પહેલા ભરાયેલ આતરરાષ્ટ્રીય પ્લેનિગ સેમિનારમા આ શહેર વિષે આવી આગાહી કરવામાં આવી હતી. "દુનિયાના બીજા કોઇ શહેરમાં માનવીના અધપતનની આવી કરુણતા અમે નિહાળી નથી. છિન્નભિન્ન થવાની અતિમ પળ આ શહેર માટે આવી પડવાની હોવ તો એક આપદા કરતા વધુ તો તેને માનવજાત માટેની એક વિપદગ્રસ્ત આફત ગણવી જોઇએ" આ ચેતવણી આપ્યાને બે વર્ષ થયા પણ કોઈના પેટનું પાણી હલ્યું નથી. અત્યારના પ્રવાહો ચલુ રહ્યા તો આ શહેર દેની

ખ્યાતિ ગુમાવી બેસશે. રાજકારણ, મજૂરવર્ગમાં અસંતોષ અને ઇજનેરી ઉદ્યોગોની મંદીએ મૂડી રોકનારાઓને ભડકાવી મૂક્યા છે અને બેરોજગારોની ફોજમા વધારો થતો જાય છે. કલકત્તાના ગીચ અને મધ્ય વિસ્તારમા જમીનની કિંમત ૪૦ ટકા ઘટી ગઈ છે, જે દક્ષિણ પટ્ટા ઉપર તો ૭૦ ટકા થઈ જાય છે. મોટા મોટા મજલાઓ ખાલી પડયા છે, ખોજી તરફ રોજીંદી વપરાશની ચીજોના ભાવ વધી રહ્યા છે

કલકત્તા મ્યુનિ. કોર્પોરેશનના ચૂંટાએલા સભ્યો લોકશાહીમા જીવનની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડવામા નિષ્ફળ ગયા છે કાઉન્સિલરો માંહે-માંહે ઝગડવામાથી એકબીજા સામે ધુરકિયા કરવા-માંથી ઊંચે આવતા નથી. ગાળ્યા વગરનું જેવુ તેવુ અશુદ્ધ પાણી શહેરના અમુક ભાગોને મળે છે. પાણી ખેંચવા માટેના ૫ પી ગ સેટ ૫૦ વર્ષથી વધુ સમયના, આવરદા પૂરી કરી હોવા છતાં મરવા વાંકે કામ આપે છે અને તેના નવા પાર્ટસ મળી શકતા નથી. પાણીનો સગ્રહ કરવાના ટાંકા અર્ધા ઉપરાત કાદવ જામી જવાથી પૂરાઈ ગયાં છે અને પાણીનો ૨૪ કલાકો હોય છે. પાણીના મેઇન પાઇપો ઠેરઠેર તૂટી જવાથી પાણીનો વ્યય થાય છે. કલકત્તાની પ્રજાના ૧/૩ રહેવાસીઓને ઘેર પાણીના નળ નથી. તેઓ નજીકના ફાયર-હાઇડ્રન્ટ અથવા ટ્યૂબવેલથી પાણી ખેંચી લાવે છે શહેરની કુલ વસતિના ૪૦ ટકાથી ઓછાને સ્વતંત્ર જાજરૂની સગવડ છે બાકીના બધા બિસ્માર અને જર્જરિત જેવા ગંદા જાહેર જાજરૂનો આશરો લે છે. શેરી-ઓમાં ઠલવાતા કચરા માટે કોર્પોરેશન પાસે કચરા-પેટીની સંખ્યા જૂજ છે, ગટરો જ્યાં ત્યા ઊભરાઇને બહાર વહેતી હોય છે. આજથી ૧૦૦ વર્ષ પહેલા તેમની રચના થઇ હતી. (માણેકતોલા જેવા ભરચક વિસ્તારમા ગટર ખોદવાની આજથી ૨૦ વર્ષ પહેલા કરેલી તે હજુ અપૂર્ણ છે) કોર્પોરેશનની નાણાકિય સ્થિતિ દેવાળિયાના જેવી છે. ગયા ઓગષ્ટ માસમાં બંગાળ, સરકારની લોનમાંથી, તેણે કર્મચારીઓના પગાર ચૂકવ્યા હતા. ટેક્સનું વસૂલ લેણુ એટલુ બધુ ચડી ગયું છે કે તેની વસૂલાત કરવામાં આવે તો કોર્પોરેશન સદ્ધર બની જાય અને શહેરના ૫૩૦ માઇલ લાંબા રસ્તાઓનું પુનર્નિર્માણ કરી શકે મ્યુનિસિપલ માર્કેટમા જે સ્ટોલો ભાડે અપાયા છે તેનુ ભાડું ફક્ત બે રૂપિયા રાખ્યુ છે જ્યારે દૈ-રોજની સ્ટોલ ઉપરની આમદાની રૂા પાંચસોથી એક હજાર સુધીની હોય છે; જો જાહેર હરરાજીથી તે ભાડે આપવામા આવે તો કોર્પોરેશનની અનેક-ગણી આવક થાય. ટેક્સ નહી ભરનારાઓની મોજણી ૭ વર્ષે એકવાર થાય છે. મુંબઇમાં તે દર બે વર્ષે થાય છે આવી છે ભારતના પ્રથમ પંક્તિના નગરની દિલચસ્પ કહાણી પણ આમાંથી ગુજરાતે ખાસ ધડો લેવાનો છે. આપણે ત્યા આજ સવાલો આવતીકાલે અમદાવાદ, વડોદરા સૂરત તેમજ રાજ-કોટ અને ભાવનગરમા વરવા સ્વરૂપે ઉપસ્થિત ન થાય તેની તકેદારી રાખવી પડશે. જોતજોતામા આ મોટા શહેરો બની જશે

## વિશ્વશાંતિ સ્તૂપ

બિહારમાં રાજગઢ નગર સર્વધર્મસમન્વયનું કેન્દ્ર બની ચૂક્યુ છે અહીં જૈનધર્મ, નાનક મંદિર અને તાજેતરમાં બુદ્ધધર્મીઓએ રાજગિરિ પર્વત ઉપર એક નવા સ્તૂપની સ્થાપના કરી તેના ઉદ્ઘાટનવિધિ પ્રસંગે રાષ્ટ્રપતિ ઉપસ્થિત હતા. પર્વત ઉપર સ્તૂપ સુધી પહોંચવા એક રોપ વે પણ બના-વવામાં આવેલ આ યોજનાની કલ્પના જાપાનના બુદ્ધના ધર્મગુરુને આવી હતી અને મોટા ભાગનું ખર્ચ જાપાનના બૌદ્ધોએ આપ્યુ છે બિહાર સર-કારે પણ થોડોક ફાળો આપ્યો છે ઉદ્ઘાટનવિધિ પ્રસંગે જપાનથી અનેક યુવક-યુવતીઓ પણ હાજર રહ્યા હતા. ભારતવાસીઓ આ પ્રસંગે ઉપસ્થિત રહ્યા હતા-મોટી સંખ્યામાં તે તો માત્ર અવ્ય-વસ્થામાં વધારો કરવા માટે. પર્વત ઉપર શ્રી ગિરિનું હેલિકોપ્ટર ઊતરવાનું હતું તે પ્રસગે વ્યવસ્થા તૂટી પડી, અને જયપ્રકાશ નારાયણ જેવાને પણ મંચ સુધી જવામાં નિષ્ફળતા સાંપડી હતી બુદ્ધે ભારત માં જન્મ લીધો એટલે તેમના પરદેશી અનુયાયી-ઓને ન છૂટકે અહી આવવુ પડે છે અને બુદ્ધ



[ અનુ૦ પૃ૪ ૪૩૫

# આંસુ લૂછયાં

આન્તોલે ફ્રાંસ

એનું નામ બાર્નેવી. એ મામૂલી જાદૂગર હતો ફ્રાંસના ગામડે ગામડે અને ક્યારેક શહેરોની ગલીઓમાં એ ખેલ બતાવીને જે કંઈ મળતું તેનાથી પેટગુજારો કરતો હતો.

એના ખેલ પણ જોવાજેવા હતા. ક્યારેક એ હાથે શરીર ટેકવી શીર્ષાસન કરી એ દસબાર કદમ એ રીતે દોડી જતો, તો ક્યારેક તાંબાના ચાર પાંચ દડા, બે હાથ વડે હવામાં ઉડાડી બન્ને હાથોમાં એ ઝીલી લેવાના અને ફરી ઉછાળવાના સરકસના ખેલ જેવો પ્રયોગ પણ બતાવતો એવી સિફતપૂર્વક દડા ઉપર નીચે ક્રમબદ્ધ રીતે ઝિલાતા કે દડા જાણે એના સ્પર્શ વિના જ નિરંતર હવામાં ઉપર નીચે આવ-જા કરતા હોય એવો આભાસ થતો વળી ક્યારેક એ માથાને નીચું નમાવીને પંદર વીસ છરીની ધાર બિછાવેલા પાટલા પર નૃત્ય કરતો' જોનારાઓના હૃદય ઘડીભર જાણે થંભી જતા અને બીજી જ ઘડીએ તાળીઓનો ગડગડાટ હવામાં પ્રસરી જતો.

લોકો એના ખેલથી ખૂબ જ ખુશ થતા અને તેની ખૂબ જ પ્રશંસા કરતા, પણ પૈસા બહુ થોડા જ ફેંકતા. ખેલ પૂરા થાય ત્યારે પરિશ્રમનો પરસેવો લૂછતો બાર્નેવી ઘસાઈ ગયેલા, નુકસાનવાળા અને ક્યારેક ખોટા ખખડતા સિક્કાઓ સહિત જે પરચૂરણ હાથમાં આવતું તે વીણી લઈ, પોતાના મેલાઘેલા કોટની નીચે પહેરેલા લાંબા ઝભ્ભાની અંદર સરકાવી બીજા સ્થળે જતો આ એનો રોજનો ક્રમ હતો પૈસા બહુ ઓછા મળતા, પણ બાર્નેવી કદી ભગવાન પાસે એની ફરિયાદ ન કરતો ક્યારેક ઠંડા નિશ્વાસો નાખી એણે ભગવાનને નોતર્યું કહ્યું, 'ભગવાન' તને મારી જરાય દયા નથી આવતી?"

અલબત્ત, બાર્નેવી ખૂબ જ મહેનત કરતો હતો. સવારે નવ દસ વાગે ખેલ બતાવવાનું શરૂ કરતો તે કલાકો સુધી ને થાકતો નહિ જોનારાઓ એક પછી એક ચાલતી પકડે તો પણ છેવટે એક પ્રેક્ષક રહે ત્યાં સુધી બાર્નેવીના ખેલ ચાલુ જ રહેતા! પશ્ચિમનો સૂર્ય છેલ્લા લાલચોળ કિરણો ફેંકી વિદાય લે ત્યાં સુધી કોઈ નહિ તો છેવટે શેરીમાં રમતાં છોકરાઓ પણ તેનો ખેલ જોવા અચૂક મળી આવતા।

દુનિયામાં બાર્નેવીનું કોઈ નહોતું. મા-બાપ, ભાઈ બહેન, પત્ની કે બાળકો કોઈ જ નહિ મા તો એ ઘોડિયામાં રમતો હતો ત્યારે જ સ્વર્ગે સિધાવી હતી. બાપ મર્યા પછી બાર્નેવી ગુજરાન ચલાવવા માટે એક જાદૂગરનો ચેલો બની ગયો જાદૂના ખેલ અને ગોઠિયા જેવા કસરતના ખેલ એણે એ જાદૂગર પાસેથી શીખી લીધા હતા

બાર્નેવી ગરીબ હતો, પણ બહુ ધાર્મિક હતો. રોજ સાંજે એ દેવળે અચૂક જતો. એ અભણ હતો એટલે પાદરી સાહેબના તત્ત્વજ્ઞાનથી સભર પ્રવચનમાં ભલે એને સમજ પડતી નહિ, પણ એ એકચિત્તે પ્રવચન જરૂર સાંભળતો પ્રવચન પૂરું થયા બાદ ઘૂંટણ પર પડીને, બે હાથ વડે મોઢું ઢાંકી માતા મરિયમની મૂર્તિ સામે મૂંગે મોઢે પ્રાર્થના કરતો-'મા મરિયમ! મારા પર દયાભાવ રાખજે, મા! જ્યાં સુધી જીવતો છું ત્યાં સુધી તારી કૃપા વરસાવતી રહેજે, કે જેથી હું કોઈ પાપ ન કરી બેસું! અને મા એક બીજી કૃપા આવતા જન્મમાં મને ધનવાન બનાવજે!'

રોજના ક્રમથી કંટાળેલો પશ્ચિમનો સૂર્ય જાણે ગુસ્સો દાખવતો હોય તેમ રાતુંચોળ મુખ કરી વિદાય લઈ ચૂક્યો હતો આકાશમાં વાદળાં ઘેરાતાં હતાં. ખેલ બંધ કરીને બાર્નેવીએ કેટલોક સામાન બગલ-થેલામાં નાખ્યો, એક પોટકું બાંધ્યું અને ઝડપથી ચાલવા લાગ્યો આકાશ તરફ બે વાર જોઈ એણે વિચાર્યું-'અચાનક વરસાદ તૂટી પડશે તો હું ક્યાં જઈશ?' એ વિચારનો હજી તો જ સામેથી દેવળના મોટા ઘાટોને આવતા જોયા. બાર્નેવીએ નવા-

નમીને પાદરીને પ્રણામ કર્યાં પાદરીએ બાર્નેવીના ફાટેલા કપડાં તરફ અને એના ઉદાર ગરીબ ચહેરા તરફ જોઈ આશીર્વાદ આપ્યા બાર્નેવી કહેતો હતો– 'હમણાં વરસાદ આવશે પાદરી સાહેબ આપ ભી જાઈ જાઓ. છત્રી તો તમે સાથે લાવ્યા નથી'

પાદરીએ નજીક આવેલા બાર્નેવી તરફ જરા ધ્યાનથી જોયુ અને કહ્યુ– 'અરે તુ! કયાં ચાલ્યો? અને આ લીરો ઝભ્ભો શું હજુ કોઈ સ્થળે ખેલ બતાવવાનો કાર્યક્રમ છે?'

બાર્નેવીના મુખ પર સ્મિત રેલાયુ– 'નહિ પાદરીસાહેબ! ખેલ તો આખો દિવસ બતાવ્યા.. અહી તહી ચારે તરફ ખેલ બતાવુ છુ અને બે ચાર પૈસા મળી જાય છે, ઇશુની કૃપાથી, તો પેટ ભરી લઉ છુ'

'તારા ઘરમાં કોણ કોણ છે?' પાદરીએ પુછ્યુ.

'કોઈ નહિ મહારાજ! મા–બાપ, બાલબચ્ચાં ઘરવાળી કોઈ મારે નથી હુ એકલો જ છુ માબાપ!'

'અરે તો પછી આવીને દેવળમાં જ કેમ નથી રહેતો? ભજનકીર્તન કર નુ સાધુસંતોની સેવા શા માટે નથી કરતો? ખાવાનું તો તને દેવળમાથી જ મળી રહેશે અને તારી જિંદગી આરામમાં વીતશે.'

બાર્નાવીને આ સલાહ વ્યાજબી લાગી એણે વિચાર્યુ 'એકલો છુ ઈશ્વરસેવામાં બાકીના વર્ષો કાઢીશ તો આ જન્મનાં પાપ ધોવાશે અને પરલોકમાં સુખ મળશે'

'તમારી દયા મહારાજ! હુ દવળમા અત્યાર જ આવવા તૈયાર છુ ભગવાનની પૂજા કરીશ, પણ એક વાત છે હુ સાવ અભણ છુ મહારાજ! મૂર્ખ છુ! મને પ્રાર્થના–મંત્ર પણ આવડતો નથી મહારાજ! આમને ખેલ દેખાડી જાણુ છુ. એ સિવાય કાંઈ નહિ! પેટ–ખાતર આ એક વસ્તુ આવડે છે, પણ હા ભીખ તો હુ કયારેય નહિ માગુ, ચોરી પણ કદી નહિ કરુ ઉપરવાળો હજાર હાથ રાખે છે! મને કદી ભૂખ્યો નથી સુવાડતો શુ આપ ખરખર મને દેવળમાં રહેવા દેશો મહારાજ?

પાદરીએ કહ્યુ, 'અરે હુ શુ તારી મજાક કરુ છુ? ચાલ મારી સાથે. દેવળની બાજુમાં જ આપણો મઠ છે ત્યાં તુ પણ અમારી સાથે રહેજે ચાલ આવ મારી સાથે!'

'અત્યારે જ?' બાર્નેવીએ પૂછ્યું, એની આંખમાં હર્ષાશ્રુ ચમકતાં હતાં

'હા હા અત્યારે જ વળી' પાદરીએ કહ્યુ.

'ખૂબ મહેરબાની મહારાજ.. આપે મને બચાવ્યો મારે નથી ઘરબાર. વરસાદ ત્રાટકે તો કોઈ આશરો આપનાર નહોતુ.' બાર્નવીને આ પ્રસંગે જાણે નવો જન્મ મળ્યો

બીજે દિવસે સવારે દેવળના પ્રાર્થનાખંડમાં બબૂચકની જેમ ઊભેલા બાર્નેવીને પાદરીએ માતા મરિયમની દયા–મહિમા વિષે સમજણ આપી અને સંન્યાસની દીક્ષા આપી અંગ પરથી, જેનો મૂળ રંગ ઓળખાતો નહોતો એવો એનો મેલો ઝભ્ભો દૂર થયો ને સફેદ વસ્ત્રો એણે પહેર્યા

બાર્નેવી ખૂબ જ નિષ્ઠાપૂર્વક પ્રભુભકિતમાં પોતાનું કર્તવ્યપાલન કરતો હતો સાંજે આરતીગાણે એ માતા મરિયમની મૂર્તિ પર, એ મૂર્તિના મુખ પરની પવિત્ર રેખાઓ તરફ એકીટશે જોઈ રહેતો એ વખતે બાર્નેવીને એવુ લાગતુ હતુ કે જાણે માતા મરિયમની આંખમાં દિવ્ય પ્રકાશ છે માતાના હોઠ પર એક આછુ સ્મિત છે પથ્થરની એ પવિત્ર મૂર્તિ પણ બાનેવીને એ વખતે જીવંત બની જતી હોય એમ લાગ્યા કરતુ બાર્નેવીનું મન નિર્દોષ અવર્ણનીય આનંદથી ભરાઈ જતુ બહારની દુનિયનું ઘડીભર અસ્તિત્વ જ ભૂલી જઈ બાર્નેવી માતા મરિયમની પૂજામાં એકાગ્ર બની જતો

પંદરેક દિવસ સુધી આમ ચાલ્યુ, પણ ધીરધીરે બાર્નેવીને માટે મઠના જીવનનું આકર્ષણ ઓછુ થવા લાગ્યુ ધીરધીર એનુ મન દુ ખી રહેવા લાગ્યુ એણે જોયુ કે મઠમા સંન્યાસીભાઈઓ પર સ્પર ઝઘડા કર છે એકબીજા તરફ દ્વેષબુદ્ધિ અને ઈર્ષા ધરાવે છે મઠમાં સાચી શાંતિ નાશ પામતી જાય છે

મઠના અધ્યક્ષ, મોટા પાદરીએ એક ધર્મશાસ્ત્રનો

ગ્રંથ લખ્યો હતો. એક દિવસ જ્યારે બધા સન્યાસી બેઠા હતા ત્યારે મોટા પાદરીએ એક યુવાન સંન્યાસીને કહ્યુ–'મોરિસ, મારો પેલો ગ્રંથ લાવ જોઈએ'

મોરિસે પુસ્તક લાવીને પાદરીના હાથમા મૂકતા કહ્યુ–'મહારાજ આપના પુસ્તકની નકલ કરતા કરતાં મે વચ્ચે વચ્ચે ચિત્રો દોર્યા છે એ આપે જોયા ?'

પાદરીએ ચિત્રો જોયા આજુ બાજુ બેઠેલા સૌ કોઇએ ચિત્રો જોયાં. માતા મરિયમ, રાજા સોલોમનના સિંહાસનનાં અને ભગવાન ઇસુનાં જન્મનાં અનેક ચિત્રો હતા કેટલાક ચિત્રોમાં સિંહાસન પર માતા મરિયમ, રાણીની જેમ બેઠી છે....એની પાસે ચાર સિંહ ઊભા છે, માતાના મસ્તક પર સુંદર મુગટ શોભે છે, એની કિરણાવલિથી ચારે તરફ જાણે દિવ્ય પવિત્ર પ્રકાશની જ્યોતિ ફેલાઈ રહી છે. એક ચિત્રમાં નીલા નીલા સ્વચ્છ આકાશમા સફેદ કબૂતરોની ટોળી ઊડી રહી છે, માની પાસે છ કુંવારી કન્યાઓ બેઠી છે આવા ઘણા ચિત્રો હતા

મઠમાં રહેતો એક સન્યાસી માર્વો શિલ્પી હતો એણે દેવળમાં આવેલી આરસની સુંદર પ્રતિમા એ જાતે બનાવી હતી કેટલીક મૂર્તિઓમાં માતા મુખ પરનું સ્મિત નાનકડી બાલિકા જેવું નિર્દોષ જણાતું હતુ. કેટલીક પ્રતિમાઓમાં મા જગન્નાત્રીના રૂપમાં દેખાતી હતી એનાં ચરણદ્વય નજીક નાનાં નાનાં બાળકો રમતાં હતાં

બીજા એક સન્યાસીભાઈ કવિ હતા. એણે ઘણી ભાવપૂર્ણ કવિતાઓ લખી હતી મા મરિયમની મૂર્તિ સામે એ કવિતાની કડિકાઓ રોજ ગવાતી હતી કવિતાના મધુર સ્વરો દરરોજ દેવળના વાતાવરણમાં પવિત્રતા ભરી દેતા હતા દરેક સન્યાસીઓમાં જાણે હરીફાઈ હતી. સૌ માતા મરિયમની ભક્તિ માટે જાણે આકુળવ્યાકુળ હતા !

બાર્નેવી આ બધા સન્યાસીઓની કલા જોઇ ખૂબ જ ઉદાસ બની જતો હતો. એ વિચારતો હતો. 'હું કઇ રીતે માની કૃપા મેળવીશ ?.. ભજન પૂજન તો મને આવડતા નથી. મારી ભક્તિ મારે કઈ રીતે બતાવવી ! નથી પૂરુ નામ લખતા આવડતુ ....ચિત્રો બનાવતા તો મને આવડે જ ક્યાંથી ? મૂર્તિ બનાવતા મને કોણ શીખવે ? હું પ્રભુને કઈ રીતે પસંદ પડીશ, પ્રભુની કૃપા કઈ રીતે મેળવીશ ?'

આવા વિચારો આવતાં બાર્નેવી બિચારો ખૂબ જ દુ:ખી બની જતો. એના મનમાં શાંતિ નહોતી. બીજા સન્યાસીઓનું જ્ઞાન અને પ્રતિભા જોઇ એ બિચારો તેમની વચ્ચે જતાં શરમિંદો બની જતો અને આશ્રમના ખૂણામા છુપાઈ જતો એ અવારનવાર વિચારતો–'હું બિલકુલ કંગાળ છું ! માને અર્પણ કરવા મારી પાસે ખરેખર કાંઈ જ નથી ! કાંઈ જ નહિ માને અર્પણ કરવા કાંઈ જ...'

*

એક દિવસ પાદરી શ્રોતાઓને એક બોધકથા સંભળાવતા હતા. તેઓ બોલતા હતા. એક હતો મૂર્ખ.. બહુ જ સાધારણ આદમી . મહેનત–મજૂરી કરતો હતો, પણ ખૂબ જ ભક્તિભાવના એનામા હતી. મરિયમ માતાના ચરણોમાં મૂકી એ કહેતો, 'મા મને મંત્ર તંત્ર કંઈ આવડતુ નથી, હું તો માત્ર તને ઓળખુ ! મને તો માત્ર ભક્તિ કરતાં આવડે છે મારી ભક્તિ સમજી મારા પર દયા કરજે મા ! તને કેવી રીતે ખુશ કરું મા ? મારી પાસે કાંઈ જ નથી.' આમ એ રોજ કરતો અંતે એક દિવસ એ મૃત્યુ પામ્યો ત્યારે એના શબ્દ, માતાનાં ચરણ પાસે સફેદ ગુલાબનાં ફૂલ બની પડી ગયા ..' પાદરીએ બોધકથા પૂરી કરી.

બાર્નેવીએ આ બોધકથા ધ્યાનપૂર્વક સાંભળી. એની ઉદાસીનતા દૂર થઈ. મન આનંદથી ભરાઈ ગયુ અંધકારમા એને આશાની જ્યોતિ દેખાઈ. એણે સંકલ્પ કર્યો, 'મારી પાસે જે કાંઈ છે તે હું દેવી મરિયમના ચરણમાં સોંપી દઇશ !'

બીજે દિવસે સવારે એ દેવળમાં પ્રાર્થના કરવા ગયો. ફરી બપોરે પ્રાર્થના કરવા ગયો અને બે કલાક સુધી માતા મરિયમની મૂર્તિવાળા ખંડમાં એ દરરોજ પૂજા કરવા લાગ્યો આટલો બધો સમય પૂજામાં ગાળતાં બાર્નેવીને જોઇ બીજા સન્યાસીઓમાં કુતૂહલ જાગ્યુ. 'એકાએક આને શું થઈ ગયુ હશે ?' બાર્નેવીને

કલાકો સુધી માતા મરિયમની પૂજા કરવા જતો જોઈ સૌ પૂછી રહેતા

એક દિવસ બાર્નેવીની આ સતત ભકિત જોઈ ખુદ મોટા પાદરી માતા મરિયમની મૂર્તિવાળા ખડમાં ગયા

ખડનો દરવાજો બધ જોઈ તરાડમાં આંખ સ્થિર કરી પાદરીએ અદર જોયુ દેવીની મૂર્તિ સામે બાર્નેવી જાદૂના ખેલ બતાવતો હતો નાક પર લાકડી ટેકવી તેને સમતોલ રાખી એ આમતેમ ફરતો હતો ઘડીકમાં ઊધા માથે ચાલવાનો પ્રયોગ ઘડીક એકીસાથ પાંચ દડા બે હાથમાં ઊછળતા હતા! માથુ નીચુ નમાવી માતા મરિયમની મૂર્તિ સામે બાર્નેવી ચકકર લગાવતો હતો જાદૂના ખેલ થતા હતા!

મોટા પાદરી આ દૃશ્ય જોઈ અવાક થઈ ગયા માતાના મદિરમાં આ તમાશો! દેવીનુ આવુ અપમાન! દરવાજો ખોલી પાદરી અદર આવ્યા અને ગુસ્સાપૂર્વક બાર્નવીને ધમકાવતા કહ્યુ 'બાર્નેવી આ શુ ચાલી રહ્યુ છે? માતાના મદિરને તે અપવિત્ર કરી નાખ્યુ? આવા ખેલ કદી મદિરમાં બતાવાય કે? ચાલ બહાર નીકળ! ફરી કદી આ ખડમાં પ્રવેશવાની હિમત પણ કરતો નહિ, ચાલ હટ! બહાર નીકળ!'

બાર્નેવી નત મસ્તકે બહાર નીકળવા લાગ્યો એની આંખમાંથી અશ્રુઓની ધારા વહેતી હતી ચુપચાપ એ દેવળના ચોગાનમાં થઈ બહાર જતો હતો પણ ઓહ! અચાનક માતા મરિયમની પત્થરની મૂર્તિ સચેતન બની તેની જગ્યાએથી નીચે ઊતરી આવી અને સાક્ષાત્ માતા મરિયમે સ્વહસ્તે જ બાર્નેવીનાં આંસુ લૂછી નાખ્યાં

*

રેનોર એક ભયકર રોગથી પીડાતો હતો એક દિવસ જ્યારે પીડા ખૂબ વધી ગઇ ત્યારે એમણે એક પીછી પોતાના માથા પર જોરથી લગાવી એક મિત્રે આ જોઇને કહ્યુ

'તમે તમારી જાતને આવડુ કષ્ટ શા માટે આપો છો?

આના જવાબમા રેનોરે કહ્યુ

કલાકારે પીડા સહન કરવી જ જોઇએ એમ ન કરે તો એ સૌદર્ય-સૃષ્ટિનુ સર્જન જ ન કરી શકે'

નારીરૂપના સર્જનમા રેનોર અપ્રતિમ છે એમના ઘણા ચિત્રોને દુનિયાની શ્રેષ્ઠ કૃતિઓમા સ્થાન મળે છે

*

ઇગ્લાડના એક પ્રસિદ્ધ ચિત્રકાર વિલિયમ ફ્રિથ એકવાર એક થિયેટરમા પડદા ઉઠાવવાનુ કામ કરતા માણસ સાથે વાત કરી રહ્યા હતા વાતવાતમા એણે ફ્રિથને કહ્યુ કે હુ પણ એકવાર અભિનેતા હતો અને મે એકવાર તો હેમલેટનુ પાત્ર પણ પણ ભજવ્યુ હતુ.'

ફ્રિથે કહ્યુ 'ખૂબ સરસ. તો પછી એ કહો કે હેમલેટને ઓફેલિયા સાથે શુ સબધ હતો? એ એને ખરેખર ચાહતો હતી? તમારો એ વિશે શુ મત છે?

એણે જવાબ આપ્યો 'હેમલેટની તો મને ખબર નથી પણ હુ મારી ઓફેલિયાને અવશ્ય નથી ચાહતો'

ચિન્તા દીક્ષિતુલુ

પથ્થર અને લાકડાની મૂર્તિઓમાં ભગવાનનો સાક્ષાત્કાર કરનારી પ્રજાનો એ દેશ હતો. એ યુગ પણ એવો જ હતો–મૂર્તિઓમા ભગવદ્દર્શન નીરખવાનો

એ દેશના શાસક એક મહારાજ હતા પ્રજામાં ઐહિક ઐશ્વર્યની સાથોસાથ પરમાર્થબુદ્ધિ પણ હોવી જોઈએ એવુ એ માનતા ને તેની કાળજી પે રાખતા પ્રજા પણ મહારાજાની મર્યાદાઓને પૂર્ણ કરી કૃતાર્થતા અનુભવતી.

અને મહારાજા પણ બ્રાહ્મણોના આશીર્વચનો પ્રાપ્ત કરી પોતાના સત્સકર્મો મંત્રીઓ દ્વારા થતા સત્કાર્યના રૂપમા પ્રજાને પરિતોષ આપતા હતા

એકવાર મહારાજા પોતાના મંત્રીઓ તથા કુટુંબકબીના સાથે રાજ્યનુ પરિભ્રમણ કરવા નીકળ્યા પ્રજામા સુખ અને સંતોષ જોઈ એમનું હૈયુ થનગની ઊઠ્યુ

પણ નવાઇ તો એ વાતની હતી કે આખાય રાજ્યમાં લોકો માત્ર પુરુષપ્રતિમાની જ પૂજા કરતા હતા એટલે રાજાજીને એ કઇ સમજાયુ નહિ જો કે એ બધી મૂર્તિઓમા ઘણીખરી તો નમૂન હતી છતાય સૌન્દર્યોપાસક મહારાજાએ કયાંય સ્ત્રી-મૂર્તિ ન ભાળી ! !

શુ કારણ હશે ! !

મંત્રીઓને પૂછવામા આવ્યુ પણ તેઓ ય ન કહી શકયા પણ ગમે તેવી મુંઝવણોમાથીય માર્ગ કાઢવાનું કામ તો એમનું જ ને ? એટલે એમને જ માથે પડ્યુ.

*

આખરે તપાસ કરતા જણાયુ કે એ રાજ્યમા એવી અલૌકિક મૂર્તિઓ ઘડનાર એક જ શિલ્પી છે રાજ્યભરમા જેટલી જેટલી સુદર મૂર્તિઓ છે તેનો ઘડવૈયો પણ એ જ હતો

શિલ્પી પોતાની પ્રતિભાથી અપરિચિત એક ઝૂપડીમા રહેતો હતો તેને રાજ્ય તરફથી હુકમ આપવામા આવ્યો તે વખતે તે પોતાની અધખુલી આખો વડે પોતાના હૃદયપટ પર અંકિત એના સ્વ-રૂપને પેલા પાષાણસ્થભ પર ઉતારવામા મશગૂલ હતો એના એ પ્રયત્નમા યોગીની તન્મયતા ને ભક્તની આત્મીયતા તરી આવતા હતાં.

એના જીવનનું એક જ લક્ષ્ય હતુ ..જપ અને તપ કરવા લાયક પ્રતિમાઓ પ્રજાને આપવી ! એના શૈશવકાળથી જ એ વાતની પાછળ મડયો હતો. પિતાનો અન્તિમ આત્મ-સદેશ પણ એ જ હતો એના યૌવનકાળમા પણ એ આ જ ધર્મનું પાલન કરી રહ્યો હતો અને એના ગુરુની આજ્ઞા તો એ હતી જ

એના જ હાથે બનેલ પવનસૂત પ્રજાની પૂજાનો સ્વીકાર કરી એને વીર્યવાન બનાવી રહ્યા હતા એના જ હસ્તે નિર્મિત થયેલ શ્રી રામચંદ્રજી અભિષ્ટ



ફળો ચાખી રહ્યા હતા. અને એના જ પરિશ્રમના પરિપાક રૂપ શ્રી કૃષ્ણ ભગવાન લોકોને ઉપાસનાથી મુક્તિ આપી રહ્યા હતા. એ જ દેવતાઓએ પોતાના સર્જકને પણ સન્તોષરૂપી ધન પુષ્કળ આપ્યું હતું. પ્રજા જ એના કુટુંબનું ભરણપોષણ કરતી હતી. એને માથે આવી કોઈ જાતની ચિન્તા નહોતી.

હુકમ મળતાં જ શિલ્પી રાજદરબારમાં પહોંચ્યો.

'આ રાજ્યમાં તમે એક જ શિલ્પી છો?'

'હું પણ એક છું, સરકાર!'

'પેલા અગ્રહાર (બ્રાહ્મણોને જાગીરમાં મળેલ ગામ)નું શિવલિંગ તમારું જ બનાવેલ છે ને?'

'જી હા. મેં જ બનાવેલ છે.'

'પેલા બ્રાહ્મણવાડાની શ્રી રામજીની મૂર્તિ.'

'એ ય મારી જ બનાવેલ છે.'

'પેલા શ્રી પુરમના હનુમાન?'

'મહારાજ, એ ચે મેં જ......!'

'અને પેલા કલ્લનાડૂની શ્રીકૃષ્ણ ભગવાનની મૂર્તિ કોણે ઘડી?'

'મહારાજ, મેં જ.'

'અને પેલા દીપપુરની સૂર્યપ્રતિમા?'

'એ પણ આ સેવકે જ, મહારાજ!'

'તો તમે કોઈ દેવીની મૂર્તિ બનાવી હોય એવો ખ્યાલ છે?'

'મેં...મહારાજ...!'

'કઈ....કહો?'

'મેં...સ્ત્રીમૂર્તિ...મહારાજ...!'

'હં...કહો?'

'હું સ્ત્રીની મૂર્તિ શી રીતે....!'

'તો નથી બનાવી એમને?'

'ના, મહારાજ!'

'એક પણ નહિ?'

'ના. એક....'

'એક બનાવી છે? કોની છે એ?'

'કહું, મહારાજ?'

'હા. હા, કહો!'

'એ તો મારી માતાની...'

'તમારી માની મૂર્તિ એ તે દેવતાની મૂર્તિ કહેવાય?'

'મહારાજ, એ પ્રજા માટે નથી, મારે માટે બનાવી છે.'

'ક્યાં છે એ મૂર્તિ?'

'મારે ત્યાં, હું એની આરાધના કરું છું. પ્રજાને એમાં કોઈ નિસ્બત નથી.'

'તમારા ઘરમાં રાખીને પૂજા કરો છો?'

'જી, હા.'

'એ મૂર્તિ પણ તમારી અન્ય મૂર્તિઓ જેવી જ છે?'

'સૌન્દર્યમાં તો તે એવી છે, પણ મારે મન તે અમૂલ્ય છે.'

'ત્યારે લોકોને પણ પોતાની માની પૂજા કરવાની ઇચ્છા નહીં થતી હોય?'

'કેમ નહિ?'

'ત્યારે તેમની એ અભિલાષાઓ તો તમારા જેવાઓ દ્વારા જ પૂર્ણ થઈ શકે ને?'

'જી, હા.'

'તો ભવિષ્યમાં એ અભિલાષા પૂરી કરશોને?'

'મહારાજ, મારાથી એ શી રીતે થઈ શકશે?'

'વિશ્વજનની પાર્વતી, સરસ્વતી અને લક્ષ્મી છે– લોકોને પોતાની આ માતાઓની પૂજા કરવાનો મોકો નહિ આપો?'

'મહારાજ, મારાથી એ નહીં થઈ શકે,'

'કેમ?'

'એટલું સામર્થ્ય નથી.'

'પુરુષ પ્રતિમાઓમાં સૌન્દર્યનો પરમ ઉત્કર્ષ મૂકનાર શિલ્પી આ બોલે છે? ઇશ્વર પ્રતિ આ અપરાધ નથી?'

'ના. મહારાજ!'

'પોતાની જ જીવનદાત્રીની મૂર્તિ ઘડનાર શિલ્પીમાં જગજ્જનનીની મૂર્તિ ઘડવાનું સામર્થ્ય પણ વિદ્યમાન છે.'

'મહારાજ...!'

'લોકોમાં માતૃભક્તિ વધારવા માટે ત્રણે મૂર્તિઓ તૈયાર કરો.'

'મહારાજ, એક વિનંતિ !'

'અનતકાળ સુધી તમારી એ મૂર્તિઓ મુક્તિનુ માર્ગદર્શન કરાવતી રહેશે'

'મહારાજ, એક ,'

'એક વર્ષની મુદ્દત'

'મહારાજ '

'હવે તમે જઈ શકો છો'

'ભલે!

x x x x

આમ તો રાજના મગતા જ શિલ્પીએ કામે લાગી જવુ જોઇએ ઉત્તમમા ઉત્તમ પ્રસ્તરખડ અને હથિયારો એકઠા કરવા જ જોઇએ અને ભય તથા ભક્તિથી કામે વળગી જવુ જોઇએ

પણ શિલ્પ કૌશલ્યમા તાદાત્મ્ય સાધનાર શિલ્પી રાજાના મગતા જ પોતાનો તમામ કામધધો નેવે મૂકી એકાતસેવી બની ગયો દિવસો વીતવા લાગ્યા મહિનો થયો, બીજો મહિનો પણ ગયો ને ત્રીજો ય ગયો પણ શિલ્પી તો એકાતસેવી બની પોતાના મનની એકાગ્રતામા જ મસ્ત હતો

એના પરિવારની ચિન્તા તો રાજાને છે

મહિના પર મહિના વીતતા લાગ્યા પણ શિલાખડમા કઇક કરવુ જોઇએ કઇક લાવવુ જોઇએ એવી એને ઇચ્છા જ ન થઇ હથિયાર વગેરે સમા કરવાનુ મન જ ન થયુ

આખરે મુદ્દતિયુ વર્ષ પણ પૂરુ થવા આવ્યુ. મહારાજાએ જ દેશ-પરદેશથી સારા સારા પથ્થરો મગાવીને મોકલાવ્યા હતા અને બીજા અનેક કારીગરો પાસેથી સારા સારા હથિયારો મગાવીને શિલ્પીને ઘેર મોકલાવ્યા હતાં

પણ, ત્યારે શિલ્પી તો આ બધુ જોઇને હસતો હતો આખરે વાયદાનુ વર્ષ પણ વીત્યુ એટલે શિલ્પીને ફરીથી દરબારમા ઉપસ્થિત થવાનુ ફરમાન મળ્યુ

x x x

'શિલ્પી'

'જી, સરકાર'

'મૂર્તિઓ તૈયાર થઇ ?'

'મહારાજ એક વિનતિ !

'પોતાની શક્તિનો તમને ખ્યાલ નહોતો ? ભલા માણસ, પુરુષપ્રતિમા ઘડનારા પારગત હાથ શુ અહીં જ ઠીગરાઇ જશે ? શુ પેલી નિપુણતા લુપ્ત થઇ જશે ? મૂર્તિઓ તો સુદર બની છે ને ?'

'મહારાજ, આ સેવકને ક્ષમા કરો'

'કેમ ? તમને પુરસ્કારના તો આ બધી તૈયારી કરી છે'

'મહારાજ, મે આપના પ્રતિ અપરાધ કર્યો છે એટલે હુ તો એનો દડ ભોગવવા જ ઉપસ્થિત થયો છુ'

'કેમ, દડ શા માટે ?'

'મુદ્દત પૂરી થઇ પણ મે આજ્ઞાપાલન નથી કર્યું '

'તો મૂર્તિ તૈયાર નથી થઈ એમને ?'

'હા એ કામમા હુ મન જ પરોવી ન શક્યો'

'તો તો તમે રાજ્યદ્રોહ કર્યો ને ?'

'જી, સરકાર'

'તમારા કુટુબનુ ભરણપોષણ તો મે મારા દાનમાથી કર્યું છે એ ખ્યાલ છે ને ?'

'હા બરાબર ખ્યાલ છે'

'તો એના બદલામા તમે રાજાને શુ સેવા આપી ?'

'કશી જ નહિ મહારાજ, પણ એક વિનતિ !'

'શિલ્પ કૌશલ્યમા નિપુણ હોવા છતાય તમે કાર્યારભ પણ ન કર્યો ?'

'એ જ તો કહુ છુ મહારાજ'

'અચ્છા, કહો'

'ત્રણે દેવીઓની પ્રતિમા ઘડવાનો આપનો હુકમ હતો'

'હા ! '

'પણ એ ત્રણે સ્ત્રીમૂર્તિઓ છે !'

'હ'

'અને હુ એક સામાન્ય માણસ છુ'

'પણ તેથી શુ ?'

'ઇન્દ્રિયો બળવાન હોય છે, મહારાજ ?'

'હા'

'તો પછી મારા જેવો એક સામાન્ય માણસ ફક્ત કલ્પનાથી જ એ દેવીઓની મૂર્તિ ઘડવાનું સાહસ કેમ કરી શકે ?'

'તમારી કળામા તો કશી મણા નથી ને ?'

'હરિ ઇચ્છાથી '

'અને એ કરવાની ઇચ્છા તથા કલ્પના પણ છે'

'જી, સરકાર'

'તો પછી ?

'સરકાર, એ જ કહુ છુ જ્યા સુધી એ દેવીઓ પ્રત્યે પવિત્ર માતૃપ્રેમ સ્થાપિત ન કરી શકુ ત્યા સુધી એના અગપ્રત્યગ શી રીતે ઘડી શકુ ? મૂર્તિ બનાવતી વખતે મારુ ચચળ મન વિહ્વળ થઇ જાય તો તો મને નરકમાયે સ્થાન ન મળે ને ? અને જ્યા સુધી મારામા એટલુ આત્મબળ ન આવે ત્યા સુધી એ શિલાખડને હુ અડુ પણ શી રીતે ? જ્યા સુધી એના અગનિર્માણ વખતે મારા હાથ શિશુહસ્તવત્ થાય નહિ ત્યા સુધી એને ઘડુ પણ શી રીતે ? જ્યા સુધી એ દેવીઓ મારી માતા ન બની શકે ને હુ એમનો બાળક ન બની શકુ ત્યા સુધી તો હુ એમને અડી જ ન શકુ કદાચ અડુ અને એમનુ દેહ-સૌદર્ય જોઇ મારુ ચચળ મન વ્યાકુળ થઇ જાય તો તો એ સૌદર્ય જ મને ગળી જાય ને ?

શિલ્પી હજુ એક વર્ષની મુદ્દત વધુ આપુ છુ '

'જેવી આપની આજ્ઞા '

'તો તમારા હસ્તકૌશલ્યને અજમાવો !

'જી સરકાર '

'પ્રજાની સાથે મારુ હ્રદય પણ માતૃપૂજા માટે તલસી રહ્યુ છુ

'જી, સરકાર

× × ×

મહારાજ તો રાજ્યના અનેક મહત્ત્વના કાર્યોમા લીન થઇ ગયા પણ પેલો શિલ્પી બધુય છોડીને પેલી ત્રણેય મૂર્તિઓમા જ ડૂબી ગયો મહિનાઓ ઉપર મહિના થતા આવેલી અવધિ પણ પૂરી થઇ ગઈ પણ ન તો શિલ્પી ગયો કે ન તો તેડુ આવ્યુ આમને આમ વર્ષોના વર્ષો ગયા, શિલ્પીનો યૌવનકાળ આથમ્યો ને પાનખર બેઠી પણ હવે એ પેલી ત્રણેય માતાઓનો પ્રેમપાત્ર બનવા લાગ્યો હતો

કપાળે કરચલીઓ પડવા લાગી જો કે તોય આખનું તેજ ઝાખુ ન થયુ તેમ હાથે ધ્રુજારી પણ ન આવી હાવાત્યદષ્ટિ ન રહી પણ વૃદ્ધશિલ્પી એકાતમા બેસી પથ્થરો ઘડવા લાગ્યો અને પેલી દેવીઓનુ દેહસૌન્દર્ય પોતાના હ્રદયમા અકિત કરી પેલી પથ્થરની શિલાઓ પર અવતરિત કરવા લાગ્યો પણ એમનું શરીર દિનપ્રતિદિન પાનખરની જેમ ખરવા લાગ્યુ. અને પેલી પ્રતિમાઓનું સૌન્દર્ય પાગરવા લાગ્યુ પથ્થરોમાપ્રાણ પુરાયો નવુ ચેતન આવ્યુ ને હવે પ્રજા પણ પૂજન માટે તાલાવેલી કરવા લાગી

અને ત્યારે પેલા વૃદ્ધ શિલ્પીના નૌશરકાળનુ વાણુ વાયુ એના હોઠો પર મન્મદ હાસ્ય ફરકવા લાગ્યુ હ્રદયમા નિર્મળતા પ્રગટી અને હ્રદયાન્તરાળમા પ્રતિષ્ઠિત પેલી મૂર્તિઓનું દેદીપ્યમાન રૂપ પથ્થરની ત્રણે મૂર્તિઓમા ઝળકી ઊઠયુ

ગુપ્તચરો દ્વારા મહારાજને વાવડ મળ્યા કે ત્રણે મૂર્તિઓ તૈયાર છે તેમને ઘણો જ આનદ થયો શિલ્પીને ઈનામ આપવા માટે મોટો મેળાવડો યોજવામા આવ્યો

અરે ! પણ શિલ્પી ક્યા ?

એણે પોતાનું શરીર અને આત્મા પેલી માતાઓને સમર્પણ કર્યા હતા નરી આખે નજરે પણ ન પડે એવો એ શિલ્પી પેલી મૂર્તિઓમા જ લય પામી ગયો હતો

ખૂબ જ ધામધૂમથી એ મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠા કરવામા આવી હતી

પડિતોએ આવીને એ મૂર્તિઓ જોઈ ઉપાસના કરી અને કહ્યુ-

આ કઇ પથ્થરની મૂર્તિઓ નહોય આ તો ખુદ માતા જ રૂપ બનીને આવ્યા છે ને હવે તો એ આ મૂર્તિઓમા જ કાયમનો વાસ કરશે '

મહારાજની આજ્ઞા પ્રમાણે, પડિતોએ તેને શાસ્ત્ર રચનાનુ સાધન બનાવ્યુ ત્યારે જ શિલ્પકૌશલ્ય પાગર્યુ

જયંત બી. શાહ

નાનકડું નેનપુર ગામ. એ ગામમાં જગા રાયશીનું ખોરડું મોટું. નાનકડા છોકરાને પૂછીએ તો કહે કે જગા રાયશી ક્યા રહે છે. ગામમાં ખાસ કરીને પાટીદારોની અને ઠાકરડાઓની વસ્તી. જગા રાયશી વીસેક વર્ષ પહેલાં દોરી લોટો લઈને ગામમાં આવ્યા હતા. જ્ઞાતિએ એ વાણિયા હતા કે લુહાણા તે બહુ સ્પષ્ટ થયું ન હતું. છતાં પણ એ વાણિયાના વાણિયા હતા. ધીમે ધીમે કરીને ગામમાં તેઓએ એક મોટું બે માળવાળું મકાન બાંધ્યું હતું. ચાળીસેક વિઘા જમીન એકઠી કરી હતી. ગામમાં કરિયાણાની દુકાન, સાથે સાથે ધીરધારનો પણ ધંધો ખરો. ધીરધારમાં ઠીક ઠીક આવક હતી. માથે પીળી પાઘડી, મોટું મોઢું, શીળીના ચાઠા મોંઢા ઉપર....સફેદ બાસટા જેવું અંગરખું...ધોતિયું રંગ ન પરખાય તેવું...કપાળે કેસરનો ચાંલ્લો...હાથમાં લાકડી. આ જ જગા રાયશી. સામે મળે તો તરત જ ઓળખાય. ઉમ્મર પણ ઠીક ઠીક થઇ હતી. એંશી ઉપર આઠ તો ગયાં હતાં. છતાં દાંત મજબૂત હતા. સોપારી પણ સહેલાઇથી ચાવતા હતા. એમને પોતાને બે દીકરા...ઘેર દીકરાના પણ દીકરા. પોતાના બે પુત્રો નારણજી અને વસનજી. એમાંથી એક પણ જગા રાયશી પર ઊતર્યા ન હતા. જગા રાયશીનું માન ગામમાં ખૂબ જ. એમનું ગમે તેવું લહેણું હોય તો પણ પતી જાય. ગામમાં કેટલાક દાંડ પણ ખરા પણ જગાભાનું લહેણું તો તેઓએ પતાવ્યુ જ હોય. જગાભાને ઘણી વાર થતું કે છોકરાઓ પોતાના જેવા ન થયા. મોટો નારણજી દેખાવે એમના જેવો ખરો પણ આવડત તો બિલકુલ નહિ. ક્યારેક તે ઉઘરાણીએ જતો પણ ઉઘરાણી ભાગ્યે જ પતતી કોઇકની સાથે એના નામના ઝઘડો જ હોય. નાનો વસનજી એને તો ખોરડાની સહેજે ચિંતા જ નહિ. એને તો હરામ ચસકો લાગ્યો હતો, એકના બે કરવાનો ...એ વખતે એ એકના બે કરતાં શીખ્યો હતો. ઘણી વખત એ શહેરમાં જતો. કોઇ કોઈ વખત નોટોને બહાર કાઢતો નોટોને રમવા મોકલતો. પણ એ નોટો બીજી નવી નોટો એના ખિસ્સામાં લાવતી ન હતી. એ તો જતી જ રહેતી હતી. એ માનતો આજ નહિ તો કાલ ધન ધનને ખેંચી લાવશે.

જગાભા પોતાની હૈડીના દોસ્ત મગા મોહન. જે એમની જ ઉમ્મરના હતા. તેમને કહેતા : 'અલ્યા ...મગાભાઇ હવે તો મારી ઉમ્મર પહોંચી છે. હું નહિ હોઉં ત્યારે છોકરાઓ..આ આ બધું જે ભેગું કર્યું છે તે ઉડાડી મેલશે....હાથમાં ઠોઠારું લઈને ફરશી તો પણ..."

"એવું ના બોલો જગાભાઈ, હોય એ તો જવાની છે–" મગાભાઇ કહેતા. વધારામાં એ દિલાસો આપતા. તે કહેતા: 'જગાભાઈ એવું કશુયે નહિ થાય... હું જીવતો રહીશ ત્યાં સુધી તમારા છોકરાઓનું ધ્યાન રાખીશ !"

"ભઇ .. તું તો મારે માટે ભઇ કરતાં પણ વધારે છે."

જગાભા અને મગાભાઈ બન્ને ખાસ મિત્રો. જગાભાઈ જ્યારે ગામમાં આવ્યા ત્યારે એમને કોઈ ઓળખતું ન હતું. ક્યાં જવું તે મૂંઝવણ હતી. પટેલ મગનભાઇએ વગર ઓળખાણે જગાભાઇને ઘર અને રોટલો આપ્યાં ત્યારથી બન્ને ખાસ મિત્રો બની ગયા. ધીમે ધીમે જગાભાઇએ વેપાર વિસ્તાર્યો. પૈસા ઠીક ઠીક મળતા થયા. વ્યાપારની સાથે સાથે જગાભઇને થયું કે હવે તો જો કમાવું હોય તો જમીનની પણ જરૂર ખરી. મગાભાઇને વાત કરી. મગાભાઇએ એમને સોનાના ટૂકડા જેવી ચાલીસ વિઘા જમીન અપાવી.

મગાભાઇ જગાભાઇની જમીનમાં પોતે જ ખેતી કરે. ઉપજનો અર્ધો ભાગ જગભાઇને આપે.

શેઠને પણ પોતાના આ દોસ્ત પર ખૂબ જ વિશ્વાસ.

મગાસાઇ પણ ગામમાં 'ભગત' તરીકે ઓળખાતા ગઇ સાલ જ એમણે ચાર ધામની જાત્રા કરી હતી. ગામમાં બે મોટા ભગત. એક જગા રાવશી અને બીજા મગા મોહન.

ધીમે ધીમે જગા રાવશી પણ આ ગામમાં જામ્યા. મગા મોહને પણ પોતાની મિલ્કત હીકડીક વિસ્તારી. બન્ને 'ભગત' તરીકે ઓળખાય, જગા રાવશી ગામના 'બા' બની ગયા હતા. મગા-મોહન 'મગાબાપા' તરીકે ઓળખાતા. ગામની કોઇપણ વ્યક્તિને કંઇક મૂંઝવણ હોય તો 'મગા-બાપા' અથવા 'જગાબા' પાસે જાય. એની મૂંઝવણ ઘણું કરીને ટળી જાય. આર્થિક મૂંઝવણ હોય. કાળી રાતે પૈસાની જરૂર પડે ત્યારે પણ લોક જગાબા પાસે જ જાય. જગાબા ક્યારેક વઢે, ધમકાવે છતાં પણ પૈસા આપે ખરા. જગાબા અને મગાબાપા કોર્ટના નામથી ભડકતા. એ બન્ને કહેતા: "આપણે કોર્ટે ચડીએ? એ કયારેય ના બને. કોર્ટનાં પગથિયાં ચડીએ એટલે આબરૂ જાય."

એક વખત એક ઠાકરડો જગા બાપાના પાંચસો રૂપિયા લઇ ગયો. વરસ ગયું. બીજું વરસ ગયું પૈસા પાછા ન આવ્યા. વ્યાજ પણ ન આવ્યું મોટા નારણજીએ કહ્યું : "બાપા, કરસન પર દાવો ભરોને ..વાંકા રહીને પૈસા આપી જશે."

જગાબાએ નારણજીને ધમકાવ્યો : "અલ્યા... મૂરખ-..મનેખમાં વિશ્વાસ તો મૂક...એ પૈસા આપી જશે....મને વિશ્વાસ છે. માણસને તડકી છાંયડી' તો હોય જ...સારણી જોઇને 'જઇ ના જવું....દુ:ખ હોય તો હૈયારી ના જવું, ઉપરવાળા પર વિશ્વાસ રાખ...કોર્ટનું નામ તો મારી આગળ દેતો જ નહિ...."

નારણજી આ સાંભળીને ચૂપ થઇ ગયો. બીજા વર્ષે પેલો ઠાકરડો પૈસા વ્યાજ સાથે ચૂકવી ગયો.

આવો જ એક પ્રસંગ મગાબાપાને ત્યાં પણ બન્યો. મગાબાપાના ખેતરમાં ચોરી થઇ. ઠાકરડાઓ આખો પાક લણી ગયા. બે બળદ ચોરાઇ ગયા. આખું ઘર રડવા માંડયું. સોમો ફરિયાદ નોંધાવવા પાણે જવા તૈયાર થયો, મગાબાપાએ કહ્યું : "કોઇએ કયાંય જવાનું નથી. એમાં શું રડવાનું હોય? એ બિચારાઓને ખાવા નહિ હોય...છોકરાઓ ભૂખે મરતાં હશે. ત્યારે લણી ગયાને! અને બળદ તો બિચારાને ખેતી કરવા લાગશે. જે થવાનું હતું તે થયું જ."

"એટલે બાપા...ફરિયાદ નથી નોંધાવવી?" બધાંએ ભેગા સાથે પૂછ્યું."

"ના...બા...ના...ફરિયાદ કરીએ પછી શું તમે જાણો છો?

"શું...બાપા ..?"

"ગામમાં પોલીસ આવે...ગામના ઠાકરડાઓના લબાચા ચૂંથે ..ઘર ફેંદે...માર મારે....એ મારાથી ન જોવાય....ગામમાં પેસે તે પણ ખોટું... ભલે એ દુખી થતા..."

જગાબાપા માંદા હતા. તેઓએ આ વાત જાણી ત્યારે એ ખુશી થયા. કોર્ટે જવાથી શું ફાયદો? આ બે માણસો ગામને કોર્ટે જવાની સલાહ ન આપતા. કોર્ટની વાત આવે ત્યારે સમજાવીને એ વિચાર માંડી વાળાવતા, સમાધાન કરાવતા.

જગાબાપાથી હવે પથારી છોડાતી ન હતી. છેલ્લો સમય હતો. ગામમાંથી એક પછી એક લોકો જગા બાપાની ખબર કાઢવા આવતાં. માંદગી વધતી જતી હતી. સાજા થવાની કોઇ આશા નહતી. જગાબાપાએ મગાબાને બોલાવ્યા. ધીમે ધીમે સાદે બોલ્યા:

"મગાભાઇ આ છોકરાંની ચિંતા છે. તું સાચવજે, મેં જમીન અને ઘર તો વહેંચી આપ્યાં. છે. પેલું કયારડાવાળું ખેતર આપણા હાથમાં નથી આવ્યું. દસ દસ વીઘા જમીન દરેકને ભાગે આપી છે. રોકડમાં દરેકને દસ દસ હજાર આપ્યા છે. એ બે જણા લડે નહિ એ તું જોજે. સંપીને રહે એટલું તું કહેજે."

મગાબાએ કહ્યું.

"તમો સહેજે ચિંતા કરશો નહિ; જીવને

શાંતિ આપો. ભગવાન બધાંય હારાં વાનાં કરશે."

જગાભાનું આખું શરીર ખેંચાતું હતું. સ્થિતિ વધુ ગંભીર બની હતી આખું ગામ એ ઘેર આવ્યું હતું. બધા સુખદુઃખની વાતો કરતા હતા.

થોડી જ મિનિટોમાં જગાભા બધાને છોડીને ચાલતા થયા.

આખું ગામ રડી ઊઠયું. એમનાં વખાણ સર્વત્ર થતાં હતાં. આખું ગામ સ્મશાન યાત્રામાં જોડાયું. જગાભા ગયા પણ સુવાસ મૂકતા ગયા.

એમના બે છોકરાઓ જગાભાની સુવાસ જાળવી ન શકયા. એક મોટા ઘરના બે ભાગ પાડયા. બન્ને જુદા રહેવા માંડયા. દુકાનો પણ વહેંચી લીધી. આંગણું વિશાળ હતું. આંગણાની હદની તકરાર થઇ. બન્ને જણ માનતા કે હદ પોતાની છે, કોઇ એમ ન માનતું કે સમસ્ત આંગણું આપણું છે. રોજ ઝઘડો થાય. બન્ને ગૃહલક્ષ્મીઓ જબરી કર્કશા સવાર પડે અને ઝઘડો હોય જ: એકબીજાના આંગણામાં કચરો નાખે, ગાળો દે.

ગામના લોકો આ સાંભળતા દુઃખી થતા. તેઓ ઘણીવાર કહેતા: "આ જગા શવજીનું ખોરડું! આ એમના પુત્રો!" પણ કોણ એમને કહે? મગાબાપા ઘણીવાર એમને સમજાવતા પણ પથ્થર ઉપર પાણી.

મોટો નારણ અને નાનો વસનજી બન્ને સ્વભાવના તીખા. વ્યાપાર લાંબો સમય ચાલ્યો નહિ. આવડત તો બન્નેમાંથી એકમાં પણ ન હતી. નાની નાની બાબતોમાં તકરાર ઊભી થાય ઘણીવાર મારા મારી પર પણ આવી જાય. મગાબાપા એમને સમજાવવા પ્રયત્નો કરે.

નાનો વસનજી તો શહેરમાં જતો, આવતો શહેરમાં જઇ તેજીમંદીના આંક પર નસીબ અજમાવતો. કોઇ કોઈ વખતે પાંચ રૂપિયાનો કોઇ કોઇ વખત દસ રૂપિયા. કોઈ કોઇ વખત નસીબજોગે પૈસા પણ મળતા. જો કે મળ્યા કરતાં ગુમાવતો વધુ. આજ એનો ધંધો. મોટા નારણજીએ ગામમાં નાનકડી હાટડી માંડી હતી. મોટી દુકાન હવે નાની બની ગઈ હતી.

એક વખત વસનજીની વહુએ નારણજીના આંગણામાં કચરો નાખ્યો. બસ થઇ રહ્યું. નારણજીની વહુએ સવારના પહોરમાં સરસ્વતીની વાગ્ધારા વહેતી કરી.

નારણજી હજી દુકાને ગયો ન હતો. એ પણ મંડયો ગાળો દેવા. વસનજી પણ ઘેર હતો. પછી તો જાગ્યું રણક્ષેત્ર... લાકડીઓ ઊડી.... વસનજીને માથામાં વાગ્યું. નારણનો હાથ ભાગી ગયો. બન્ને જણાએ એક બીજાનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી.

વસનજી સીધો જ પોલીસ થાણે ગયો. નારણજીએ પણ ફરિયાદ નોંધાવી. વસનજીએ ફોજદાર સાહેબને જગ્યા જોવા માટે ઘેર બોલાવ્યા. સાહેબ આવ્યા સાહેબે જગા જોઇ લીધી. વસનજીએ સાહેબને ચા પાણી કરાવ્યાં જમાદારે વસનજીનો હાથ દબાવ્યો. વસનજી કંઇ સમજ્યો નહિ. જમાદારે ખાનગીમાં કહ્યું: "સાહેબને રાજી કરવા પડશે, રાજી કરશો તો કામ થશે."

વસનજીને થયું કે "હા લ્યા...એ વાત તો સાચી."

"કેટલે સુધી?" ખાનગીમાં ધીમે સ્વરે જમાદારને પૂછ્યું.

"એક લીલી નોટ રૂપિયા સોની."

વસનજી કઇ બોલ્યો નહિ. એને થયું કે આપીએ તો કામ થાય. એ સિવાય ક્યાં કોઇનું કામ થાય છે?

તેણે ગઈ કાલેજ 'એક ના બે'ના ધંધામાંથી મળેલી એક નોટ જમાદારના હાથમાં સરકાવી દીધી.

"શેઠ; અમારું કઇ..." જમાદારે ધીમેથી પૂછ્યું.

"આ તમારુ .." એમ કહી બીજી પાંચની એક નોટ જમાદારને આપી.

સાહેબ જમીન જોઈ ચાલ્યા ગયા. એ વખતે નારણજી ઘેર ન હતો. નારણજીની વહુએ નારણજીને કહ્યું: "ફોજદાર સાહેબ આવ્યા હતા. બધું જોઇને ગયા. તમો પણ એમને મળી આવો."

નારણજી ફોજદાર પાસે ગયો ફોજદારે નારણજીને બોલાવ્યો

"આવો નારણભાઈ તમો બન્ને જગા રાયશીના પુત્રો આ શી ધમાલ ! સમજી જાવ."

'સાહેબ કેસ આપણી તરફેણમાં આવે તેવુ કઈક કરીને તમારે માટે એ સહેલ છે "

હા હા નારણભાઈ પણ "

"બધુ જ સમજી ગયો સાહેબ સહેજે ચિંતા કરશો નહિ

"એ જમાદાર તમોને વિગત સમજાવશે

જમાદારે ખાનગીમાં નારણજીને કહ્યુ "બે લીલી નોટો અમારા સામુ પણ કઈક જોજો "

"વારુ સાહેબ સાંજે મળીશુ "

એ ઘેર ગયો એક જણના લેણા પેટેના નવુસો રૂપિયા આવ્યા હતા એમાંથી બસો લઈને જમાદારને સાહેબના ખિસ્સામાં સરકાવવા માટે આપ્યા જમાદારને પણ એક દસની નોટ આપી જમાદારે નારણજીને આરામથી સો મણ રૂની તળાઈમા સૂઈ રહેવાનું કહ્યુ

બન્ને જણ પોતપોતાની વાત પર મુસ્તાક હતા મગાબાપાએ આ વાત જાણી એમના અતરમા ખૂબ દુખ થયું જગાભાઈને આપેલુ વચન યાદ આવ્યુ આ છોકરાઓએ તો એક બીજા પર ફરિયાદ પણ નોધાવી જગા રાયશીનું નામ બોળવાના હે ભગવાન ! આના કરતા દીકરા ન હોય તો સારુ

મગાબાપાએ બને ભાઈઓને બોલાવ્યા બન્ને જણ મૂગામૂગા બેઠા મગાબાપાએ બોલવા પ્રયત્ન કર્યો "અલ્યા નારણ વસન આ તમો બન્ને જણાએ શુ આદર્યુ છે? તમો એટલો તો ખ્યાલ કરો કે તમો જગાભાના દીકરા છો, ભાઈ ભાઈની સામે ફરિયાદ કરો છો? પરિણામ શુ આવવાનુ? બન્ને જણાની પાયમાલી કોર્ટે ચડયા પછી ખરચ ખરચ એ સિવાય વાત જ નહિ જગાભાએ મને કહ્યુ હતુ 'દીકરાઓને સાચવજો" પણ તમો મારુ ક્યા માનો છો?' એ બોલતા બોલતાં હાફી ગયા

"ડગે માર્યાં પાણી કંઇ જુદાં થાય ? કડવા હોયે લીમડા. તો યે પોતાના ભાઈ "

એ બોલતા હતા આ બન્ને જણ સાભળતા હતા એમના હૃદયમાં રહેલો અગ્નિ હજી ઠડો પડયો ન હતો. બહુ સમજાવ્યા

છેવટે મગાબાપાએ કહ્યુ "મારુ કહ્યુ માનતા હો તો ફરિયાદ પાછી ખેચી લો "

બન્ને જણના મનમાં વિચારો આવવા લાગ્યા મગાબાપા કે' છે તે સાચુ. હજી તો પારોઠના પહેલી પૂણી થઈ નથી ને ખરચની શરુઆત

બન્ને જણ ઘેર પહેચ્યા મોટા નારણજીએ એની પત્ની સતોકને વાત કરી 'ફરિયાદ માંડી વાળીએ તો?"

"ફરિયાદ માંડી વાળીએ! શુ વાત કરો છો? પેલી રઈલીએ મને ગાળો દીધી હતી તે ભૂલી ગયા? એ બે બદામની છોડીએ દીધેલી ગાળો હુ ભૂલી નથી ગમે તે થાય પણ કેસ તો કરો જ તમે આજે ને આજે શહેરમાં જાવ સારો વકીલ રેકો ભલે ગમે તેટલી ફી લે પણ ચુકાદો આપણી તરફેણમા જ આવવો જોઇએ એ રા૨ લીને પણ બતાવી દઉ "

"સારુ ત્યારે એમ કરીએ ' એમ કહીને એ સૂતો બીજે દિવસે સવારમાં શહેરમાં જવા ઉપડયો જિલ્લાના ફોજદારી કેસ માટેના જાણીતા વકીલ ચદુભાઈ શેઠ પાસે ગયો વકીલને આખો કેસ સમજાવ્યો વકીલે કેસ સાંભળ્યો- તેઓએ કહ્યુ

"તમો કેસ જરૂર જીતી જવાના. સો ટકા એમા સહેજે ચિંતા કરવા જેવુ નથી '

નારણજીએ પૂછ્યું "સાહેબ, તમારી ફી ?"

"અત્યારે રોકડા રૂપિયા પાચસો પછી રૂપિયા પાંચસો "

લાવ્યા છો?'

નાજી '

"સારુ આવતી કાલે પાંચસો રૂપિયા લાવજો "

નારણજી મૂઝવણમા પડયો શું કરવુ ? ઘર ચલાવવુ પણ મુસીબત ભર્યું હતુ ત્યાં એક હજાર રૂપિયા કેવી રીતે કાઢવા ? પાછો વિચાર આવ્યો મનમા ખુન્નસ પ્રગટયુ ગમે તે થાય પણ એ વસનિયાને તો બતાવી દઉં કે આ નારણજી કમ નથી ગાળો કેમ દેવાય છે ?

એ વિચારમા ને વિચારમાં ઘેર આવ્યો રૂપિયા મેળવવાના વિચારો કરતો ગયો કઇજ સૂઝતું ન હતુ એક વિચાર આવ્યો એ કર્યા સિવાય છૂટકો જ ન હતો પેલુ વડલાવાળુ ખેતર પાચ વીઘાનો જમીનનો ટૂકડો વેચવો જ પડે કેવી સરસ જમીન! એ વિચારી રહ્યા

એની પત્નીએ તોકને પૂછ્યું "શુ કરીશુ ?

એમા શુ ? વડલા વાળુ વેચી દો ગમે તેમ કરીને રાંડલીને બતાવવુ જ છે' એ તોકે દૂકાર કર્યો

એ ખેતર લે કોણ ? ગામમા એક જ વ્યક્તિ હતી તે મગાબાપા તે મગાબાપા પાસે ગયો બધી વાત કરી તે સ્તબ્ધ થઇ ગયા તેમના હૃદયમા અત્યત દુખ થયુ તેઓએ નારણજીને કહ્યુ

'ભાઇ જરા વિચાર વિચાર કર્યા વગર કાપ કરીશ તો પાછળથી પસ્તાવુ પડશે બે દિવસ પછી આવજે બરાબર વિચાર કરજે'

નારણજી ગયો વસનજીને આ વાતની ખબર પડી એ ધૂંધવાયો એ પણ જિલ્લાના એક જાણીતા વકીલ મનમોહનરાયને મળ્યો બધી જ વાત કરી વકીલે કહ્યુ તમે સો ટકા જીતવાના છો તમારો કેસ હુ લડી લઇશ'

વસનજીએ બાતા બતા કહ્યુ સાહેબ તેણે મદુભાઇને રોકયા છે"

'કઇ વધે નહિ ફી લાવ્યા છો ?

કેટલી ?

અત્યારે પાચસો રૂપિયા પછી પાચસો રૂપિયા"

"ના સાહેબ, બે દિવસમા આપી જઇશ'

'સારુ' ત્યારે, લઇને આવજો"

એ ઘેર ગયો એની પત્ની રંઇને વાત કરી રંઇ ગરજી ઊઠી "ગમે તેમ થાય, જોઇએ તો મારા દાગીના લઇ જાવ. પણ એ સતોકડીને તો બતાવી જ દઉં કે આ રંઇથી કઇ કમ નથી મને બાપ સમાણી અને મા સમાણી ગાળો દીધી"

વસનજી વિચારમા પડયો થોડીવાર રહીને તે બોલ્યો "શુ કરી શુ ! વીસ વીઘા જમીન માથી ખાવા માટે દસ વીઘા તો વેચાઇ ગઇ હતી દસ વીઘા હતી પાચ પાચ વીઘાના બે સરસ ખેતરો હતા શુ કરી શુ ? વડિયાવાળુ કાઢી નાખ્યા સિવાય મેળ પડે તેમ નથી"

તેણે રંઇને પૂછ્યુ વડિયા વાળુ વેચી નાખીએ ?"

રંઇએ તરતજ કૂંગરાઇને જવાબ આપ્યો 'મને શુ પૂછો છો ? વેચી દો "

'કોણ લે ?' બીજો પ્રશ્ન થયો

મગાબાપા સિવાય કોઈ લઈ શકે તેમ ન હતું તે મગા બાપા પાસે ગયો

મગાબાપાએ કહ્યુ

'ભાઇ આ બરાબર નથી કરતો હો અત્યારે તો મારી પાસે સવડ નથી પણ અઠવાડિયા પછી આવજે"

વસનજી ગયો મગાબાપાને થયુ કે કોઇ પણ ભોગે આ કુટુંબને કોર્ટે ચડતા અટકાવવુ જ જોઈએ સાજે આ બે ભાઇઓને અને ગામના પ્રતિષ્ઠિત માણસોને પણ બોલાવવા પડશે

સાજના પોતાના છોકરાને આ બે ભાઇઓને પોતાને ઘેર બોલાવવા માટે મોકલ્યો ગામના પ્રતિષ્ઠિત માણસો પણ આવ્યા હતા

નારણજી અને વસનજી આવ્યા સાથે પોતાના બે છોકરાઓને પણ લાવ્યા હતા મગાકાકાના છોકરાએ કહ્યુ

બાપા, નારણજી કાકા વસનજી કાકા આવ્યા છે"

"હું. બીજું કોણ કોણ છે. ?"

'મનોર કાકા, રણછોડકાકા, ગોદડકાકા, કોદરકાકા, રામાકાકા, બધા જ છે"

'ઠીક "

"કાકા શરીર કેમ રહે છે ?" નારણજીએ અને વસનજીએ બન્ને જણાએ સમાચાર પૂછ્યા. ચિંતા વ્યક્ત કરી.

"ઠીક ભાઈ હવે તો છેલ્લી ઉમ્મર તમે બન્ને જણ મારા ઘેર આવ્યા'તા ને પેલી વાત માટે. એટલા માટે બન્ને જણને બોલાવ્યા-છે નારણજી, ભાઈ તારા ગયા પછી વસનજી પણ એ જ વાત લઈને આવ્યો હતો.

બધા શાંત હતા

"જાઓ, આ જે તમો કરો છો તે હું તો નથી જ કરતા પણ ખૂબ ખરાબ કરો છો ગામનું બગાડો છો. મેં જગાબાપને વચન આપ્યું હતું કે હું તમારા છોકરાઓને સાચવીશ તમો બે જણાએ જે આ તો સે ઊભો કર્યો છે તે જાણી મારા હૈયામા ક્લેશ થાય છે. હે ભગવાન ! તું ઉપાડી લે મારાથી આ જગાબાપશીના કુટુંબની પાયમાલી નથી જોવાતી જગાબાપશીના કુટુંબને તમે લજવો છો..

"જગાબાપા કોર્ટનું નામ સાંભળીને ભડકતા! તમો એના જ છોકરાઓ કોર્ટે જાવ ? તમે એમ માનો છો કે આનો કોર્ટ નિકાલ લાવશે ? નિકાલ વર્ષો સુધી પણ નહિ આવે. તમે બન્ને ચપ્પણિયાં લઈ ભીખ માગતા થઈ જશો ભગવાન મને એવું ના બોલાવે. મારું અંતર બોલે છે"

બધા સ્તબ્ધ થઇ ગયા પેલા બે ભાઈઓ નીચું મો ઘાલીને સાંભળતા હતા.

"હું જાણું છું કે તમને તમારી બાયડીઓ ચઢાવે છે સ્ત્રીઓના ચઢાવેલા જે મરદો ચઢે, તે મરદોની આબરૂ ઘટે, પાયમાલી થાય"

બે ભાઈઓના હૈયામા કઈના કઇ થઇ રહ્યું હતું.

"ચપ્પણિયાં લઇ ભીખ માગશો" આ વાક્ય આંખ આગળ ચિતરાઇ જાણે ન ગયું હોય એમ લાગ્યું. ડોસો જાણે ભવિષ્ય ન ભાખતા હોય! વકીલના એક હજાર.. ફોજદારને બસો... જમાદારને દસ .. આવા તો કોણ જાણે કેટલાયને આપવા પડશે.

ત્યાં તો શોરબકોર થયો જોયું તો બે ભાઇઓના બે છોકરાઓ યુદ્ધે ચડયા છે. નારણજીના છોકરાનું નામ કાનજી હતું અને વસનજીના છોકરાનું નામ મોહન બન્ને જણાએ હાથમાં પથ્થર લીધા હતા એક બીજાને મારવાની તૈયારી હતી. ગાળો પણ નારણજી અને વસનજી બોલતા હતા તેવી જ. એ જ રીતે આલંકારિક ભાષામાં. એક જણે ઊભા થઈ બન્નેને છોડાવ્યા..

મગાબાપા બોલ્યા. "જોયું ? આ તમારા સંસ્કાર છોકરા પણ આજ શીખે ને ? હજી પણ માનો, વખત વહી નથી ગયો. એક પ્રસંગ યાદ આવે છે બહુ જૂનો છે આપણી આંખ ઉઘાડી નાખે તેવો છે એમાંથી કંઇક શીખવાનું છે

"કયો પ્રસંગ ?" નારણજીએ પૂછ્યું.

"બે ભાઇઓનો બરાબર તમારા જેવો જ. એમના જેવી જ તમારી દશા થશે. જો નહિ સમજો તો"

"દાદા વાત કો'છો ?" નાના મોહને પૂછ્યું

"હું ચાર ધામની જાત્રા માટે ગયો હતો રસ્તામાં અમે અલ્હાબાદ ઊતર્યા ત્યા અમે મોટી કોરટ જોઇ કોરટના મકાન પર બે મૂર્તિઓ હતી. એ બે મૂર્તિઓ કોની હતી તે તમોને ખબર છે " બધા સાંભળી રહ્યા

"બે ભાઈઓની"

"બે ભાઇઓ કરોડપતિ હતા. જમીનની બાબતમા તકરાર થઇ તકરાર ચાલીસ વર્ષ લંબાણી, કોર્ટે ચડયા એક કોરટ'. બીજી કોરટ એક વકીલ બીજો વકીલ ફોજદાર... જમાદાર કરતાં કરતાં ચાળીસ વર્ષે ફેસલો આવ્યો"

'પછી ?"

"જેણે ફરિયાદ કરી હતી એની પાસે પહેરવા માટે લગોટી રહી હતી. જેની સામે ફરિયાદ થઈ હતી એની પાસે તો લગોટી પણ ન હતી"

"આવી દશા ન થાય એ જોજો વકીલ, ફોજદાર, જિલ્લા કોર્ટ, હાઈકોર્ટ"– ભાડા બીજા અનેક ખર્ચા વિચારી જજો મને તો થાય છે કે ગામમા એક પ્રણાલિકા પડે કે કોઈ કોર્ટે ન જાય. ઝઘડો અદરો અદર સમજીને પતાવે.

"નારણજી. વસન. સમજવુ હોય તો સમજો હજી સમય છે. મને વચન આપો કે મારા સદ્ગત મિત્રને ખાતર તમો કોર્ટે નહિ ચડો. વેરઝેર મનમાથી કાઢી નાખો. ભૂડો હોય તોયે પોતાનો ભાઈ 'મને વચન આપો અમે આજથી ભાઈ ફરીવાર બન્યા છીએ.'"

નારણજી ઊભો થયો મગાબાપાને હાથ જોડયા. "બાપા ભૂલ થઈ. ક્ષમા કરો"

પાછળ પાછળ વસનજી પણ..

*

## દુનિયામાં આટલું બધું અનિષ્ટ છે : કારણ શું ?

મનુષ્ય જેમ જેમ મોટો થાય છે તેમ તેમ એને જણાય છે કે પ્રભુની આ સૃષ્ટિમા ઈષ્ટ કરતા અનિષ્ટ કરવુ બહુ જ સહેલુ છે જ્યા જ્યા એ જાય છે ત્યા ત્યા અનેક પ્રલોભનો એની આગળ આવે છે એ ચોરી કરવા અને જૂઠુ બોલવા લલચાય છે અને બીજુ ઘણુ અનિષ્ટ કરે છે એનુ અતઃકરણ એને કહ્યા કરે છે કે આ ખરાબ છે તે ખોટુ છે એની વિવેકબુદ્ધિ સમજાવે છે કે આ સારુ છે અને તે નરસુ છે, અને છતા એની મનોવૃત્તિ આગની જેમ જોરથી ભભૂકી ઊઠે છે એ જાણતો હોય છે કે અમુક કર્મ કરવાથી દુઃખ પડશે અને મોત પણ નીપજશે અને છતા એ 'હોળીનુ નાળિયેર' થઈ કૂદી પડે છે

ત્યારે આ સૃષ્ટિના સરજનહારે માણસને સારુ કરવાનુ સુગમ કેમ ન બનાવ્યુ ? અનિષ્ટ કરવાની વૃત્તિને આગળ પડતી શા માટે રાખી હશે ?

સત્ય વાત આ છે કે ખરી રીતે કર્તાએ તો માણસ માટે ઈષ્ટ કરવાનુ જ સહેલુ બનાવ્યુ છે માણસને તેણે સર્વાંગ પોતારૂપ ઘડયો છે પરતુ તે એને ગુલામ જેવો કે યંત્ર જેવો જડ રાખવા ઈચ્છતો ન હતો તે એને વનસ્પતિ કે પશુની જેમ પરવશ કરવા પણ ઇચ્છતો ન હતો તેથી પ્રભુએ તેને પસદગીની છૂટ બક્ષી સ્વતત્ર કર્યો માણસ સ્વબુદ્ધિથી ઈષ્ટાનિષ્ટ સમજે ને તે મુજબ વર્તે એવી તેને છૂટ મળી

પ્રભુપિતાનો પ્રેમભાવ એટલો નિઃસ્વાર્થ અને અપાર હતો કે મનુષ્ય પોતાની સ્વેચ્છાએ અભિલાષાપૂર્વક ચાહે અને પોતારૂપ બને એવી તેને સ્વતંત્રતા આપવામા આવી પરતુ એ છૂટ અને સ્વતત્રતા સાથે એને જવાબદારી પણ સોપી કે મનુષ્ય સયમ સ્થિરતા કસોટી, વિપત્તિ વગેરે સામે ટક્કર ઝીલીને ચારિત્ર્ય ખીલવે તે સાથે એ પ્રભુપિતાને સાચો પણ રહે

પણ આજે શુ છે ? આજે માણસ ઈશ્વરને સાચો રહ્યો નથી એના પ્રેમને અને એને પોતાને ભૂલી ગયો છે અપાયેલી છૂટનો દુરુપયોગ કરી જવાબદારી જાળવતો નથી આજે એ નિરાશી અને સ્વચ્છદી બન્યો છે કસોટી કે વિપત્તિમા હારી જાય છે ને વિજયમા મદમગ્ન થાય છે પછી સ્થિરતાયુક્ત ચારિત્ર્યનુ તો પૂછવુ જ શુ ? દુનિયામા અનિષ્ટ વધી ગયુ છે તેનું મૂળ કારણ આ છે

# તડકાનું વ્યક્તિત્વ

ઈન્દુલાલ ગાંધી

બપોરના તડકાએ હમણા એનુ જે ઉગ્ર સ્વરૂપ જાહેર કરવા માડયુ છે તેની તોલે ઘરની સગડીનો તાપ અતિ વિનમ્ર અને કહ્યાગરો લાગે છે આજનો તડકો રાવણના ઉગ્ર પ્રકોપની કક્ષાએ પહોચી ગયો છે વેદમા આવા તડકાને શિકારી કૂતરાની સાથે સરખાવ્યો છે બપોરના વર્ણનમા વેદના કર્તા એટલા બધા ઊર્મિશીલ બની ગયા છે કે આ વર્ણન કરતા કરતા એમનો વાણી પ્રકોપ બપોરના તડકાથી અનેકગણો વધી ગયો છે

વેદમા બપોરનુ વર્ણન છે એવુ તો કોઇ ઠેકાણે નહિ આવ્યુ હોય! બપોર એક મોટુ શિકારી કૂતરુ છે, અને તે આકાશમા દોડે છે એણે એની જીભ બહાર કાઢી છે એમાથી જ્વાળા નીકળે છે એ કૂતરુ કોનુ કહેવાય? સૂર્યનુ કે એના દીકરાનુ? સૂર્યનુ એક નામ ભાસ્કર પણ છે આ ભાસ્કરને વેદે બાર આખવાળા વર્ણવી બતાવ્યા અને એમનો કૂતરાનો શોખ પણ જાહેર કર્યો છે એટલે જો ભાસ્કરને બાર આખો હોય તો એના કૂતરાની એનાથીયે વિશેષ હોવી જોઇએ એમા શકા રાખવાનુ કોઇ કારણ નથી ને એના કૂતરાના તોફાનને પણ કોઇ મર્યાદા જ નથી

બપોરને કૂતરાની ઉપમા કવિ હરીન્દ્રનાથે પણ આપી છે યૌવનની મિજબાની નામક કવિતામા એણે યૌવનના અમર્યાદ તોફાનને પણ બપોરના ફાટીને ધુમાડે ગયેલા તડકાની સાથે સરખાવ્યુ છે હમણા હમણા અહી જે તાપ પડે છે તેનો અનુભવ કર્યા પછી કાલિદાસનુ ઋતુસંહારમા આવેલુ ગ્રીષ્મનુ વર્ણન ખાસ ધ્યાન ખેચે છે તડકાના ત્રાસથી ત્રાસેલો ઉંદર નાગની ફણાની છાયા શોધતા પણ અચકાતો નથી બીજી ક્ષણે દુર્વાસાનો ભાઇ ક્રોધી વિશ્વામિત્ર યાદ આવે છે પણ એ તો હરિશ્ચંદ્રનો વચન ભંગ કરવા ખાતર ભાનુને પ્રચંડ તપાવતો હતો

પણ આ તમામ વર્ણનોથી ચઢી જાય એવુ તડકાનુ વર્ણન કાકાસાહેબે કર્યુ છે એમણે તડકાની



આવી ઉગ્ર પ્રવૃત્તિમાથી કવિતાના મધુર અંશો શોધી કાઢ્યા છે સૂર્યના શિકારી શ્વાનની જીભમાથી નીકળતી જ્વાળાઓ જેવી લૂ વરસાવતો ધખધખતો તડકો કોઇને રમણીય લાગે ખરો? પણ કાકાસાહેબે એવા તડકામા પોતાનો અનન્ય પ્રેમ જાહેર કર્યો છે

કાકાસાહેબ કહે છે કે જે તડકામા કમળો પગ ખીલે છે તે તડકાનો વાક તમે શી રીતે કાઢી શકો? જે તડકો કેળના રોગમાનુ પાણી પણ લૂટતો નથી તેને તમે ત્રાસદાયક કહો એ કેમ સાખી શકાય? નદી પૂરજોશમા પડતો હોય ત્યારે આકાશની શોભા ખાસ જોવા લાયક હોય છે ભેંસો દૂધ દેતી વખતે જેમ આખ મીંચીને નિસ્તબ્ધ ઊભી રહે છે તેમ આકાશ તડકાની મેરો છોડતુ ભુ ? કે ન મળે નાળ! કે ન મળે તારાના ઝૂમખા ચાદો હોય તો રોટનાના વાસી કકડા જેવો ક્યાક પડયો હોય

ઉનાળાના દિવસો પરિણામે રમણીય હોય છે પણ એ રમણીયતા પારખવાની આખો હોવી જોઇએ ખરે બપોરે રસ્તાઓ જાણે પહોળા થાય છે ગામ ગામ વચ્ચેનુ અતર વધે છે, શહેરમા જાણે હજી વધારે વસ્તી સમાઇ શકે એવો ભાસ થાય છે

તડકાની લહેજત પારખે છે એકનો પવન એ ફાવે તેમ ગમે ત્યા દોડે છે સમુદ્ર હોય, ટેકરીઓ હોય કે રણ હોય એને દોડતા જરાયે મુશ્કેલી પડતી નથી એને કાઇ છાણાના પગરખા શોધવા નથી પડતા એ દોડી દોડીને ઝાડને પૂછે છે કેમ મજામા છોને? ઊંઘણશી ઝાડ માથુ ધુણાવીને જવાબ આપે છે, કેમ નહિ? કેમ નહિ? આકાશની સમડીઓ પણ તડકાના રસમા મજા માણે છે જરાયે ઉતાવળ કર્યા વગર ગોળ ગોળ ફરતી એ ઉપર ચડે છે ને નીચે ઊતરે છે જાણે શાંત સાગરના યાત્રાળુ વહાણો

# ઉત્તરાર્ધની સુંદરતા

કાકાસાહેબ કાલેલકર

ઇંદ્રધનુ અથવા કોઇ પુલની કમાન હોય અથવા તો સવારથી સાંજ સુધીનો સૂર્યનારાયણનો માર્ગ હોય, એનું જ સુંદર સ્વરૂપે પ્રથમ ભાગ ચડતો જાય છે પછી એનો બીજો હિસ્સો એટલી જ સુંદર રીતે ઊતરતો જાય છે ચડવું અને ઊતરવું બંને એક સરખા સુંદર હોય છે બંનેની આવશ્યકતા હોય છે બંને મળીને એક ક્રિયા સંપૂર્ણ થાય છે

મનુષ્ય-જીવનનું પણ એવું જ છે ગર્ભાશયમાંથી જ્યારે એ એકલો આ જગતમાં આવે છે, ત્યારે અસહાય સ્થિતિમાં આવે છે સહાયતા મેળવીને એ પોતાના જ્ઞાન અને શક્તિમાં વધારો કરતો જાય છે, એની પ્રવૃત્તિ વધતી જાય છે કોઇ મોટા વૃક્ષની પેઠે એની પ્રવૃત્તિની શાખા અને પ્રશાખાનો વિસ્તાર વધતો જાય છે એ પુરુષાર્થનો યુગ હોય છે

આવી રીતે શિખરે પહોંચ્યા પછી ઉન્નતિ અને પ્રગતિના વિસ્તાર રોકાઈ જાય છે, પણ પરિપક્વતા વધતી જાય છે ધીમે ધીમે શક્તિઓ ઓછી થવા લાગે છે ચડતી કમાન ઊતરવા લાગે છે આવા સમયે જો મનુષ્યમાં દીર્ઘદૃષ્ટિ હોય, સમસ્ત જીવોના જીવનક્રમના કાનૂનથી એ પરિચિત હોય તો સ્વેચ્છાએ એ પોતાની પ્રવૃત્તિઓ ઓછી કરવા માંડે છે શાખા પ્રશાખાઓને પોતાના સ્વરૂપે આગળ વધવા દે છે એના પરનો પોતાનો કાબૂ છોડી દે છે અને યથાક્રમ પ્રવૃત્તિઓને સંકેલીને નિવૃત્તિઓનો અને સૌ બોજાઓથી મુક્ત થવાનો આનંદ માણે છે પોતાની જવાબદારીઓ બીજાને સોંપીને એ એમને સ્વતંત્ર કરી દે છે જીવનના એ ઉત્તરાર્ધમાં મનુષ્યની અનુભૂતિની સમૃદ્ધિ તો વધતી જ જાય છે, પરિપક્વતા આવતી જાય છે, અને જીવનનો ભાર ઓછો થવાથી ચિંતામુક્ત થઇને એ પરમ શાંતિ અને પરમ સમાધાન પ્રાપ્ત કરે છે આવા પ્રકારનું સમાધાન એક પ્રકારની સમાધિ છે

પોતાનો જીવનક્રમ પૂરો કરીને જ્યાં મનુષ્યનો દેહ પહોંચી જાય છે, એ સ્થાનને પણ આપણે સમાધિ કહીએ છીએ એ પણ કેવો સુંદર રિવાજ છે ! મનુષ્ય અવ્યક્તમાંથી આવ્યો અવ્યક્તમાં પાછો ચાલ્યો ગયો આ બંને પ્રસ્થાનોની વચ્ચેની કમાનમાં એણે જે કંઇ મેળવ્યું એના બે હિસ્સા છે, મનુષ્ય પોતાની બાહ્ય પ્રવૃત્તિ પોતાના ઉત્તરાધિકારીઓને અને ભવિષ્યકાળની પ્રજાને અર્પણ કરે છે અને અનુભવરૂપી આંતરિક લાભને પોતાની સાથે લઇને આગળની તૈયારી કરી શકે છે

અથવા જો એ જ જીવનની સાથે એની સાધના પૂર્ણ કરી હોય તો પોતાની અનુભવ-સમૃદ્ધિ પણ વિશ્વાત્માના ચરણોમાં ધરીને નિર્વાણપરમ જેવી શાંતિને પ્રાપ્ત કરી શકે છે

પણ જો સાધના પૂરી ન થઇ તો એક જીવનની આખી આંતરિક કમાઈ પૂંજી સાથે લઇને, પોતાની જાતને વિધાતાના હાથમાં સોંપી દે છે અને કહે છે– 'યથામતિ, યથાશક્તિ અને યથાપરિસ્થિતિ એક જીવનને પૂર્ણ કર્યું, હવે આગળની જે કંઇ મેરા મારા ભાગ્યમાં લખની હોય એના માટે મને આવા મળે હું વૃદ્ધાવસ્થા છોડીને પુરાણા સંસ્કાર અને સંકલ્પભાર ઉતારીને સ્મૃતિરહિત બનીને નવા પ્રયોગો માટે, નવા ઉત્સાહથી પ્રારંભ કરવા માટે તૈયાર છું '

આવી રીતે અસંખ્ય જીવોના જીવનક્રમને એક મૃત્યુ પછી બીજા જન્મની યથાનિયમ તૈયારી કરવાની હોય છે આ વિશ્વ આખું એક મોટી જાળ છે એનો દરેક દોરો બીજા દોરાથી સંકળાયેલો છે દરેકના સૂક્ષ્માતિસૂક્ષ્મ સંકલ્પ અને નાના મોટા બધા કર્મોનો હિસાબ લગાડીને એ જીવને નવી પરિસ્થિતિમાં મોકલી દેવા અને એના માટે એક આખું વિશ્વ સર્જવું એ તો એ પરમસમર્થ સનાતન પરમાત્મા માટે શક્ય છે

અને આપણે એ પણ જોઇએ છીએ કે આટલા મોટા વિસ્તારને સંભાળવાનું કામ બહારથી ન કરતા

પરમાત્માએ પોતે જ વિશ્વ મનનું પસંદ કરેલ છે જ્યાં જ્યાં જે કંઈ પ્રેરણા થાય છે, ભલાં બૂરાં કામ થાય છે એ બધું જ બહારથી નહીં પણ અંદરથી વિચારવામાં આવે છે, અથવા સહન કરવામાં આવે છે, માન્ય કરવામાં આવે છે અને બદલી પણ શકાય છે

ભક્ત કહે છે કે પરમાત્મા વિધાતાના રૂપમાં પોતાની સાર્વભૌમ સત્તા, કર્તુમ્ અકર્તુમ્ અને અન્યથા કર્તુમ્ પોતાની સત્તા, પોતાનો અધિકાર, કાયમ રાખતા દરેક જીવને-કારણ કે એ પરમાત્માનો અંશ છે, થોડી સ્વતંત્રતા દઈ દે છે અને આ રીતે આ લીલા અખંડ ચાલતી રહે છે

આમાં નવા નવા બંધનો પેદા થાય છે પુરાણા બંધનો તૂટી જાય છે અથવા છૂટી જાય છે આ રાસ ચાલુ જ રહે છે, એમાં બંધન અને મોક્ષ, વિશ્વયોજના અનુસાર જ રહે છે આ માટે જ ભક્તોએ આ પરમાત્માની લીલા કહી છે

કોઈપણ નાટકમાં અથવા ઉપન્યાસમાં જન્મ અને મૃત્યુ, સફળતા અને નિષ્ફળતા, લાભ અને હાનિ, કથાનાયક અને ખલ પુરુષ, નાટિકા, ઉપન્યાસ, વિષ્કમ્ભક અને ઉપસંહાર બધા જ અંશો એક સરખા જરૂરી અને એક સરખા મહત્ત્વના હોય છે

આ રહસ્ય જે જાણે છે એ જીવન અને મરણ બંનેને સામ્યયોગની દૃષ્ટિએ જુએ છે કોઈના પ્રતિ એના મનમાં ન તો આસક્તિ હોય છે અને ન જુગુપ્સા એનું બધું લક્ષ એ વિરાટ અનંત અને સનાતન નાટકના રહસ્ય અને આનંદ પર જ કેન્દ્રિત થઈ જાય છે અસ્વસ્થ થવા માટે કોઈ કારણ નથી રહેતું, અથવા જો થોડા સમય માટે અસ્વસ્થ થાય પણ છે તો એ પણ એ વિરાટ યોજનાનો એક હિસ્સો છે નાટકનું દરેક પાત્ર પોતાના સ્વધર્મ અને સ્વકર્મથી બંધાયેલું છે જ આ બધું કરતા, પાત્રનું જીવન વ્યતીત કરતા દરેકને તટસ્થતાથી સમષ્ટિનું આકલન કરવાનો અધિકાર છે એને લાગે તો એ અધિકારનો અમલ કરી શકે છે 'સ્વકર્મણા તમભ્યર્ચ્ય' સ્વધર્મપાલનનો આનંદ તો લે જ છે સાથે સાથે તટસ્થ ભાવથી ક્ષણે-ક્ષણે વિકસિત થનારા સનાતન નાટકને અલિપ્ત ભાવથી નિરીક્ષણ કર્યાનો આનંદ પણ એને પ્રાપ્ત થાય છે

આટલા માટે જ જીવનમાં ઉત્તરાર્ધનું વિશેષ મહત્ત્વ છે જ્યારે આપણે જીવનમાં પ્રવેશ કર્યો એ ક્ષણે જીવનની આપણા પર તત્ક્ષણના જેટલી યે જવાબદારી ન હતી વયની સાથે ધીમે ધીમે એ વધતી ગઈ તટસ્થતા વધતી ગઈ પહેલા કર્માનંદ વધતો હતો હવે નિરીક્ષણાનંદ અને જ્ઞાનાનંદ વૃત્તિ થઈ રહ્યો છે પૂર્વાર્ધથી ઉત્તરાર્ધ રસમાં જરીયે ઓછું નથી ઉપયોગિતામાં જરીયે ઓછું નથી

ગાંધીજી કહેતા હતા કે જેવી રીતે ખજૂરના વૃક્ષ પર ખારેક પરિપક્વ થઈને સુકાઈ જાય છે અને પોતાની ડાળખાને જરાયે દુઃખ કે પરિશ્રમ દીધા વગર ટપ દઈને વૃક્ષથી અલગ થઈ જાય છે તેમ મનુષ્યે પોતાની પાછળ કોઈ જગ્યા ન છોડતા જગતમાંથી વિદાય લેવી જોઈએ

હું જ્યારથી સમજણો થયો ત્યારથી મારા મનમાં એક જ સંકલ્પ હતો, જીવનનો અનુભવ લેવાનો અને યથાશક્તિ સેવા કરવાનો આગ્રહ જાણીને એણે સ્પષ્ટ રૂપ લઈ લીધું સ્વરાજ્યપ્રાપ્તિનું ૧૯૧૬ સુધી એમ જ ચાલ્યું હું જ્યારે ૩૦ વર્ષનો થયો ત્યારે આ સ્વરાજ્યસંકલ્પની પૂર્તિ માટે મેં મારી સેવાઓ ગાંધીજીના ચરણોમાં અર્પણ કરી

પૂર્વ જન્મના ભલા બૂરા સંસ્કાર, પૂર્વજોનો ભલોબૂરો વારસો, અને પોતાના શિથિલ જીવનની ગફલતના કારણે પડેલી આદતો-સૌ કંઈ સાથે લઈને સ્વરાજ્યપ્રાપ્તિના હેતુ અને આત્મોન્નતિના હેતુ માટે પણ યથામતિ, યથાશક્તિ સેવા અને અમેવા કરી. આ દરમ્યાન હૃદય જાગૃત હતું એટલે સેવા અને અસેવા બંને દ્વારા પોતાની સાધનાને પરિપુષ્ટ કરી આજ જેટલી પોતાની ઓળખવાની શક્તિ છે એટલી સુધારવાની નથી એની વિષમતા મનમાં જાગૃત રાખતા ક્રમશઃ નિવૃત્ત થતો જાઉં છું સાધનાએ પોતાની સામે કર્મમુક્તિનો આદર્શ રાખેલો છે અને જીવનસંકલ્પે કર્મનિવૃત્તિનો.

બંનેના સહયોગે શેષ જીવન પૂરું કરવાનું છે અને નવજીવનના નિર્દેશની પ્રતિજ્ઞા કરવાની છે

# શિલોન દુર્ગનો કેદી

ઈન્દુલાલ ગાંધી

ઘણા ખરા કવિઓના જીવનમાં એક સમય એવો હોય છે કે જ્યારે પ્રેરણાનો અખૂટ ધોધ અસ્ખલિત પ્રવાહે ધોધમાર કરતો વહેતો હોય છે અને જીવનના સામાન્ય પ્રસંગોને કલ્પનાના રંગે રંગી અપૂર્વ મીઠાશ ભરી કવિતા સાહિત્ય-પ્રેમી જનતા પાસે ધરી દે છે આયુષ્યના અલ્પ સમયમાં કવિ કિટ્સ અખૂટ કાવ્ય-ગંગા વહાવી પોતાનું નામ અમર કવિઓની હરોળમાં મૂકતો ગયો

નક્ષત્રમાળા જેવી તેજસ્વી કર્ઈક કાવ્યકણિકાઓ અને સોનેરો વેરી દઈ વર્ડઝવર્થે કુદરતના કલાસૌન્દર્ય ને ભવ્યતાના આપણને દર્શન કરાવ્યા અને યૌવન નીતરતાં 'લિસિડાઝ,' 'કોમેઝ,' 'લ, એલેગ્રો' જેવાં કાવ્યો મિલ્ટનની જાજ્વલ્યમાન જુવાનીમાંથી જન્મ્યાં અને 'ફીટસ ગીરોલ્ડ' કહે છે તેમ ટેનિસનની કલમમાંથી 'મોર્ટ 'ડી આર્થર,' 'ધ લેડી ઑફ સેલોટ,' 'લોટસ ઇટર્સ' અને 'મેરિઆ' જેવા અમર કાવ્યો ફરીથી નસર્જાયા

ઈ સ. ૧૮૧૬નું પ્રભાત એ બાયરનના જીવનનો અદ્ભુત પ્રસંગ હતો. એ જ વર્ષમાં તેણે ઇંગ્લેંડનો સદાને માટે ત્યાગ કર્યો 'ચાઇલ્ડ હેરોલ્ડ' ના ત્રીજા સર્ગમાં લખે છે

Once more upon the waters!
yet once more
And the waves bound beneath
me as a steed
That knows his rider
Welcome to their rear
Swift be their guidance,
Wheresoe'er they bad

અને એ સમુદ્ર તીર ગમાણ તેને ઓસ્ટેન્ડથી બ્રસેલ્સ અને ત્યાંથી જગવિખ્યાત 'વોટર લુ' ના રણમેદાનમાં ઘસડી ગઈ કુદરતી પણે જ કવિની કલમમાંથી સરી પડ્યું !

'થોભી જા, ભસ્મીભૂત થયેલા એક સામ્રાજ્યની ભસ્મ ઉપર થઈને તારો માર્ગ છે.'

અંગ્રેજી સાહિત્યમાં નેપોલિયનના છેલ્લા જીવનસંગ્રામના સ્મરણચિહ્ન રૂપે આ લીટી અતિ વિખ્યાત છે.

પરિભ્રમણ કરતા કવિએ 'રહીન,' 'બ્રેસલ,' 'બર્ન,' 'લોસેન' અને 'જિનેવા'ના દર્શન કર્યા અને સરોવર લેમાનના પશ્ચિમ કાંઠે પોતાનું થાણુ સ્થાપ્યુ. જીવનમાં પહેલીવાર એ ગગનગામી કલ્પના દોડાવનાર કવિવર શેલીને અહીં મળ્યો. અને બન્નેની ગાઢ મૈત્રી થઈ

કંઈક રાત્રિઓના અખંડ ઉજાગરા જીવન પ્રસંગો, કાવ્યો, સાહિત્ય અને કળા, સૌન્દર્યની વિવેચના કરવામાં થતા. એ વિચિત્ર અને ચંચળ ચિત્તવાળો છતાં અદર્શનીય અને પ્રાણવાન કવિ અહીં ભારે ખીલતો અને જડ વાતાવરણમાં કંઈક-અદ્ભુત ચેતન અર્પતો શેલીએ બાયરનને અહીં વર્ડઝવર્થની કાવ્ય-રત્ન કણિકાઓની અદ્ભુતતા અને તેજસ્વિતાના ભવ્ય દર્શન કરાવ્યા અને આ અરસામાં લખાયેલા બાયરનના કાવ્યોમાં વર્ડઝવર્થની શૈલીના તાદશ ચમકા। આપણને નજરે પડે છે. કેટલીકવાર આ બન્ને કવિઓ હોડી લઈ લેમન સરોવરના શાંત નીરમાં કવિતાની ઊર્મિઓની જેમ હીંચકતા દૂર સુધી ફરવા નીકળી પડતા અને કાંઠે પૂર્વની સ્મૃતિ સાચવીને માંડ માંડ ઊભેલા ખંડેરો મીટ ભરીને નીરખી આવતા અદ્ભુત આત્મસમર્પણ કરનાર વીર બોન્નિવાર્દના પવિત્ર સ્મરણને જાગતી રાખનાર શિલોનના દુર્ગને જોઈને અને દેશભક્તિની સળગતી જ્વાળા જેવા બોન્નિવાર્દની જીવન કથાના રોમાંચક પ્રસંગોએ એની લાગણીઓને જાગ્રત કરી દીધી.

સરોવરનાં નીર ઝાલકો લઈને એ દુર્ગની ગોઝારી દીવાલો ધોઈ રહ્યાં છે અને ભૂતકાળના હત્યાકાંડથી શાપિત બનેલા એ કાળા ભમ્મર પાણી જાણે એ પાપોથી પીડાતાં હોય તેમ ઉંવાફાટ રુદન કરી રહ્યાં હોય છે દુર્ગમાં અંધારાં ભોંયરાઓની હારો ચાની જાય છે અને વર્ષો પહેલાં સુધારકો અને રાજ્યદ્રોહીઓને તેમા પૂરવામાં આવતાં એ ભોંયરાઓની વચ્ચે એકહથ્થુ સત્તાધીશોના ઘોર કૃત્યોની યાદી આપતું અને હજારો સત્યવક્તા અને સ્વાતંત્ર્યવાદીઓનું લોહી ચૂસી રીઢું થયેલું એક કાળુંભીમ નજરે પડે છે એ અંધારા ભોંયરામાં સાત આઠ થાંભલાઓ હજી યે જેમને તેમ ઊભા છે એ થાંભલાઓમાં લોખંડની કડીઓ—કે જેની સાથે કેદીઓને જંજીરેથી જકડવામાં આવતા તે જડી દેવામાં આવી છે

મોનિવાર્દના પગથી ઘસાઈ ગયેલાં પથ્થરો મુસાફરોને હજી દેખાડવામાં આવે છે જ્યારે આ દુર્ગનાં દર્શન પામીને બાયરન બહાર આવ્યો ત્યારે તેના મોં પરની રેખાઓ લાલ બની ગઈ હતી એના અંતરમાં જાણે કે એ અત્યાચારીઓએ ગુજારેલા અત્યાચારને જલાવી દે એવો અગ્નિ પ્રગટ્યો હતો અને એની સંપૂર્ણ ઝાંખી આપણે નીચેના સોનેટમાં પામીએ છીએ

શિલોન દુર્ગને

'સદા મુક્ત અંતઃકરણના ઓ શાશ્વત પ્રાણ! દેવી સ્વતંત્રતે! તું તો કારાગારમાં જ અધિક ઓજસ્વતી દીપે છે કેમ કે ત્યાં રાષ્ટ્રપ્રેમને લીધે કેદ પડેલા હૃદયોમાં તું વાસ કરે છે અને જ્યારે તારા સુપુત્રો જંજીરોમાં જકડાઈને ઘોર અંધારી કોટડીના ભેજમાં ગૂંગળાતા રીબાય છે અને એમ મરજીવા બની સ્વદેશનો વિજય-ધ્વજ ફરકાવે છે ત્યારે આત્મસત્તાની જય ઘોષણા દશે દિશામાં ગાજી ઊઠે છે

'શિલોન તારું જેલખાનું તો તીર્થધામ છે અને તારી જમીન બલિદાનનો યજ્ઞકુંડ છે બોનિવાર્દના પગલાએ તારા એ જ્જગારના ભોંયતળિયાને ઢેફાની જેમ ઘસી નાખ્યું છે આબાદ રહો એ ચિહ્ન કેમ કે જુલમકારની જોહુકમી અને પરમાત્માની સત્તા વચ્ચે એ જ એક કરુણ સાક્ષી રૂપે મોજુદ છે'

એ જ મહિનામાં કવિની કવિતાએ માઝા મૂકી અને અને અત્યંત પ્રચુરપણે વહેવા માંડ્યું માત્ર આ સોનેટ જ નહિ પણ 'રોરીડાનની ત્રિલાપિકા', 'સ્વપ્ન', 'ચર્ચિલની સમાધિ'

'જીવન સરિતે સ્વારી મારી, કરી શકું જો ફરી'

'મેનફ્રેડ' નો કેટલોક ભાગ 'પ્રોમિથ્યસ,' 'ઓગસ્ટાને' અને 'અંધકાર'નું હૃદયભેદક સ્વપ્ન—ચિત્ર —આ બધાં ઉપરાંત 'ચાઈલ્ડ હેરોલ્ડ'ના ત્રીજા સર્ગનું અતીવ સુંદર અને મર્મવેધક લખાણ આ સમયે લખાયેલું પણ જે કાવ્યથી પ્રજામાં જાણીતો થયો એ 'શિલોનનો કેદી' આ પહેલા લખાઈ ગયેલું અને બહુ જ ત્વરિત ગતિએ લખાયેલાં ઉત્તમ સર્જનનો તે નમૂનો છે

એક વખત વરસાદ અને તોફાન બે રાત બે દિવસ સુધી અખંડપણે ચાલતાં અને કવિને એક હોટેલનો આશરો લેવો પડ્યો કવિનું મન બહુ જ ઊર્મિવિવશ અને આંદોલનમય હતું ખાવા પીવા કે સૂવા—બેસવાની તમન્ના છોડી એક રાત અને એક દિવસમાં ચારસો લીટીનું કરુણ—રસની સંપૂર્ણતા બતાવનારું આ કાવ્ય સરજાયું

આ કાવ્યમાં પણ વર્ડ્ઝવર્થ વાંચ્યા પછી થયેલી અસર સ્પષ્ટ દેખાય છે ઉદાહરણ તરીકે

A Lovely bird with azure wings
And song that said a thousand things
And seemed to say all to me?

કવિતાના કલેવરનું આવું સળંગ અને એકધારું ચણતર ચણવામાં બાયરન અજોડ હતો એનું જીવન વિલાસી હતું અને માટે જ એની કલ્પનાનો વેગ ન અટકાવી શકાય એટલો ધોધમાર હતો, એ પૃથ્વી પર ઝઝું નથી ઊતર્યો અને ઊતર્યો છે ત્યારે સૌંદર્ય, ભાવના અને જાજરમાન પ્રતિભાથી આંજી નાખતો એના વાચનારને ભવ્ય જ લાગ્યો હશે

# ભ્રાંતિ અને સત્ય

વાસુદેવશરણ અગ્રવાલ

ગાંધીજીએ પોતાની ભૂલને હિમાલય જેવી દર્શાવીને આપણા જોડણીકોષમાંના આ નવા શબ્દને અમર બનાવી દીધો. તેમના બાહ્ય સુધારાઓનું મૂળ તેમના આંતરિક સુધારામાં હતું.

બાહ્ય તથા આંતરિક એકતા જ તેમના દઢ સત્યનુ રૂપ હતું ગાધીજીના વ્યક્તિત્વનું નિર્માણ સત્યની નિષ્ઠા દ્વારા જ થયું. આચારનો એક એક કણ ભેગો કરી તેમણે પોતાના જીવનનો સુદર સુમેરુ ઘડયો જે બોલવુ તે કરવુ અને જેટલુ કરી શકવાની શક્તિ હોય તેટલુ જ બોલવુ—આ તેમના સત્યપરાયણ જીવનનો નિયમ હતો ને કયારેક વિચાર અને આચારનો મેળ ન બેસે તો તેઓ તે ત્રુટિનો સહર્ષ સ્વીકાર કરી લેતા તેમના નૈતિક જીવનની સશક્ત અને સબળ પ્રક્રિયા તે આ જ. આ પ્રક્રિયા કદાપિ અટકી નહી. દક્ષિણ આફ્રિકામાં જ્યારે પોતાના આંતરીક કેન્દ્રનુ નિર્માણ કરીને તેમણે આ પદ્ધતિ શરૂ કરી, ત્યારે તે તેના વધતા જતા વમળમા બીજા સાથીદારોને પણ સપડાવતી ગઈ અને પોતાના વિકાસ માટે તો આ જ શક્તિ સર્જનનું વજ્રતુલ્ય કેન્દ્ર બની ગઈ જે વ્યક્તિ આ સત્યની દૃષ્ટિને અપનાવે છે તેના જીવનમાં બીજાઓથી છુપાવવી પડે એવી કોઈ બાબત રહેતી નથી મહાન આત્માનો આ જ અર્થ થાય છે સૂર્ય મહાન છે તેનુ સપૂર્ણ સ્વરૂપ વિશ્વ સમક્ષ ખુલ્લુ છે. જે મનુષ્ય જેટલો સીમિત અથવા સકુચિત હોય છે તે પોતાના કેન્દ્રમા રહેલા વિશ્વાત્મક જીવનથી દૂર રહે છે ગાધીજીના જીવનમા આ બાબત સ્પષ્ટ જણાતી હતી તેઓ ભગવાનના પ્રસાદની જેમ પોતાના આચાર તથા વિચારના દરેક પ્રકાર લોકોને વહેંચી દેતા હતા તેમની પાસે સતાડવા જેવુ જાણે કશુ હતુ જ નહી તેમનું ધાર્મિક જીવન સત્યનો વિકાસ પામતો પ્રયોગ હતો. આખા રાષ્ટ્રને તેઓ તેનો ભાગ વેહચી દેતા. ગાધીજીનુ પોતાનું ચરિત્ર બીજાઓ માટે દર્પણ બની ગયુ દરેક વ્યક્તિ તે દર્પણમા પોતાનુ પ્રતિબિબ જોઈ પોતાની ત્રુટિઓ સુધારવાનો પ્રયત્ન કરતી. આ સ્થિતિને જ તેમના જીવનની સત્યાત્મક બાજુ કહી શકાય તેઓ જેવા હતા તેવા જ પ્રગટ રૂપે દેખાતા હતા. લોકોમા એવી શ્રદ્ધા હતી કે તેમનું જે પ્રગટ રૂપ છે તે જ તેમનુ અદરનું રૂપ છે. આતરબાહ્ય એકતાનો પ્રભાવ લોકો ઉપર ઘણા મોટા પ્રમાણમા પડયો દરેક વ્યક્તિએ જાણે પોતાના વિચારોનું પ્રતિકેન્દ્ર ગાધીજીના વ્યક્તિત્વમાં મેળવી લીધુ અને આ વિચારગત એકતાની શક્તિએ તેમને તેમની સાથે જોડી દીધા આવી રીતે લાખો વિચારશીલ મનુષ્યો દેશના દરેક ભાગોમા ઉદ્ભવ્યા, એ જ ગાધીજીની અહિંસક સેના હતી

જ્યા તેઓ પોતાના સત્ય અને અહિંસાના પ્રયોગો બીજાઓને વહેંચતા હતા ત્યા પોતાની ત્રુટિઓને પણ સાર્વજનિક રીતે સ્વીકારવી તે તેમના વ્યાવહારિક સત્યનું અગ હતું. નૈતિક જીવનનો એ નિયમ છે કે ભૂલ તો દરેકના અતરતમા થાય છે, પરતુ જેનામા નૈતિક શક્તિ છે તે જ તેને પ્રગટ કરી શકે છે. ભૂલને જો અતરમાં જ ઓળખી લેવામા આવે અને ઓળખીને તેને પ્રગટ કરવામા આવે તો તે નિર્મૂળ બની જાય છે, પરતુ જો આપણે પોતે તેને જોઈ શકીએ નહિ તો તે બીજાઓના દેખાડવા છતા દેખાતી નથી જે વ્યક્તિમા નૈતિક શક્તિનો વિકાસ થતો જાય છે અને જે વિચાર તથા કર્મની એકતામા જ જીવનની સચ્ચાઈનો અનુભવ કરે છે તે જ પોતાની ભુલ ઓળખી શકે છે.

ગાધીજીએ સ્વીકાર્યું કે તેમનાથી સમયે સમયે વિચાર અને કર્મની ભુલો થઈ. તેમને જ્યારે પણ પોતાની ભૂલ જણાતી ત્યારે તે ભૂલ પોતાના સાથીદારોને બતાવવી એને કર્તવ્ય માનતા હતા આ કારણે તેમની ચારે તરફ સચ્ચાઈનુ એક વાતાવરણ બની ગયુ. એનું એક બીજુ રૂપ પણ હતું. ભુલને દૂર કરવાનો સબળ પ્રયત્ન તેમનું તપ પણ હતુ. આનાથી તેઓ વધુ નિર્મળ બનતા અને ભવિષ્યના

બીજા પ્રયત્નો માટે વધુ બળવાન જણાતા. સાથે સાથે તેમના સાથીદારોને પણ નવું જેમ મળતુ.

શુ એમ કહી શકાય કે આજના નેતાઓ ભૂલોથી પ છે? શુ તેમનાથી અને તેમના સાથીઓથી હવે ભૂલો નથી થતી? પરંતુ છેલ્લા વીસેક વર્ષની ભૂલોની આવી સાર્વજનિક સ્વીકૃતિ દેખાઈ–સભળાઈ નથી તેનુ પરિણામ એ આવ્યુ કે નેતા અને જનતાની વચમા એક ખાઈ પેદા થઈ, જનતાના ભાવો અને વિચારોના પ્રત્યાઘાતોની નેતાઓ ઉપર કોઈ અસર થાય છે કે નહી એ વિષે જનતાને શકા છે આ એક મનોવૈજ્ઞાનિક સકટ છે આનાથી બનેને નુકસાન જ થયુ છે જનતાને લાગ્યુ કે અમારી વાત સાભળનાર કોઈ નથી. નેતાઓ માને છે કે અમે જેમને માટે આટલી મહેનત કરીએ છીએ તેમનામાં કૃતજ્ઞતાના ભાવનો લોપ થઈ ગયો છે અથવા તેઓ બીજાઓથી પ્રભાવિત થઈ બહેકી ગયા છે વસ્તુત તેમનામા રહેલી આ ભેદભાવની દૃષ્ટિ બનેને માટે અહિતકર છે જે જનતાના પ્રશ્નપ્રશ્નનની જવાબદારી ઉપાડે છે તેમણે જ આ સુધારાનો પ્રારભ કરવો જોઈશે.

સાર્વજનિક જીવનમાં શક્તિ પાછી લાવવાની આવશ્યકતા છે નેતા અને જનતામા એકબીજા પ્રત્યેના વિશ્વાસની ખોવાઈ ગયેલી ભૂમિકાને પાછી મેળવવી છે બને આત્મસુધાતઓથી જ આ માર્ગ પર આગળ વધી શકાય. એકબીજાને દોષિત ઠરાવવામા કોઈનું હિત નથી તેથી બનેએ પોતપોતાની અદર આત્મશુદ્ધિના કેન્દ્રનુ નિર્માણ કરવુ પડશે. આનો એ અર્થ છે કે પોતાની વાસ્તવિક સ્થિતિને ઓળખવી, તેની બરાબર તપાસ કરવી અને તેના તરફ નવા દૃષ્ટિબિંદુથી સજાગ બનવું. આપણું વ્યાપક સંગઠન ઉપરથી નીચે સુધી ફેલાયેલુ છે તેનો ઉપયોગ પણ એટલા માટે જ કરવો જોઈશે કે જેથી જનતાના મનોભાવો અને તેમની થનારી આલોચનાને આપણે જાણી શકીએ અને તે અનુસાર સુધારાનું નવું સાહસ કરી શકીએ કેટલીયે જગ્યાએ મેલ જામી ગયો છે. તેને જો સાફ કરવામાં ન આવે તો તે વિષ બનીને સાર્વજનિક જીવનને છિન્નભિન્ન કરી નાખશે, આજે એમ થઈ પણ રહ્યુ છે વિચાર અને કર્મની એકતાના સત્યથી વાણીમાં જે તેજ આવે છે, તેનુ સ્થાન, આજે દેખાય છે તેમ, જ્યારે નિદા અને ટીકા લઈ લે છે, ત્યારે મૃત્યુની છાયા બધાને આવરી લે છે અને જીવનમાં સગઠિત કર્મનુ બળ વિખેરાઈ જાય છે. રાષ્ટ્રીય જીવનમા જે ભૂલે ઘર કરી લીધુ છે તેને ઓળખવાનો બીજો ઉપાય નથી અદર છુપાયેલી ભૂલને જ્યારે આપણે ઓળખી લઈએ છીએ ત્યારે તે નિર્બળતા નથી રહેતી, પણ શક્તિનું તે સ્રોત બની જાય છે રોગ દૂર થયા પછી શરીર જેમ હલકુ બની જાય છે તેમ મનનુ પણ થાય છે પુરાણમાં જે કહ્યું તેનો લાભ આપણે આજે પણ ઉઠાવી શકીએ :

या देवी सर्वभूतेषु भ्रान्तिरुपेण सस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥

એટલે કે ભ્રાન્તિ અથવા ભૂલ જ્યાં સુધી છુપાયેલા રહે ત્યા સુધી તે આસુરી અથવા તામસી છે, પરંતુ જ્યારે આપણે તેને ઓળખી લઈએ છીએ ત્યારે તેની સાથે ભગવાનની દિવ્ય શક્તિ જોડાઈ જાય છે. અને તે આપણને મદદ કરે છે દરેક ભ્રાન્તિ અથવા ભૂલ ભવિષ્યના સુધારા માટે સીડી જેવા છે, એના આધારે આપણે જરૂર ઊચે પહોચી શકીએ

*

રડવાનું હોય ત્યારે પણ જો આપણે રડી ન શકીએ તો એને જ્ઞાનનો અહંકાર ગણવો.

*

જે પોતાનાં વખાણ કરે તેને બીજા વખાણનારા મળતા નથી

પૃષ્ઠ ૪૧૬ થી ચાલુ ]

સાથે જેમને કાંઈ લાગતું વળગતુ નથી એવા ટોળાએ સાથે પનારો પાડવો પડે છે. આ અનોખા સ્તૂપની રચના આ દેશમા થઇ અને તેને વિશ્વશાતિનું બિરુદ આપ્યુ તેથી વાતનો અત આવતો નથી સવાલ એ છે કે વિશ્વશાતિની અહાલેક જગાવી, તે પ્રણાલિકાને દીપકની જેમ જલતી રાખનાર આપણે કોઇ છે ખરૂં ?

## નવેમ્બર માસની ટિકિટો

પ્રસંગો અને વ્યક્તિવિશેષોને અનુરૂપ ટિકિટો બહાર પાડવામાં ભારતીય તાર અને ટપાલ ખાતાને નવેમ્બર માસમા સારી કામગીરી રહી, અને કુલ પાચ ટિકિટો બહાર પાડી ૧૯-૧૧-૬૯ (ચન્દ્રવિજય); ૨૩-૧૧-૬૯ (ગુરુ નાનક દેવ), ૨૪-૧૧-૬૯ (આતરરાષ્ટ્રીય પ્રકૃતિ સરક્ષણ), એ ૨૫-૧૧-૬૯ (સાધુ વાસવાણી) આ બધી ટિકિટો ચન્દ્ર ઉપર માનવીએ પ્રથમ કદમ માડયા તેની યાદગીરીમા ૧૯-૧૧-૬૯ની ટિકિટ ચિત્રમા આપેલી વિગતોની દષ્ટિએ સુદર છે પરંતુ એક જ કલરમા હોવાથી આકર્ષણ જમાવતી નથી. આ પાચે ટિકિટોમા સૌથી સુદર, અણધારી રીતે, ૨૪-૧૧-૬૯ની 'આનરરાષ્ટ્રીય સઘ પ્રકૃતિ અને પ્રાકૃતિક સાધન સરક્ષણ' જેવુ લાબુલચ નામ ધરાવતી, લીલા રગની પાર્શ્વભૂમા સેપિયા કલરમાં વાઘનું મ્હો દેખાડતી ટિકિટ બની છે આડા લંબચોરસમાં, બે હાથ વચ્ચે રહેલા પૃથ્વીના ગોળામા, કેન્દ્રબિંદુએ આ ગર્વિલા પ્રાણીનું મહોરું જોનારની નજર પકડી રાખે છે અન્ય ત્રણે ટિકિટો સામાન્ય છે પણ તેમની સાથેના ફર્સ્ટ ડે કવરોમા ઠક્કરબાપાના કવરમા જે ગોળાકાર રગીન મુદ્રા મૂકી છે તે કલાકાર દષ્ટિનું પરિણામ લાગે છે તેવી જ રીતે ચદ્રવિજયના ફર્સ્ટ ડે કવરમાં એક ગોળાકારમા અવકાશયાત્રીના બે કદમ મૂકી પેલુ પ્રખ્યાત વાક્ય ટાકયુ છે તે અર્થવાહી બની રહે છે. નવેમ્બર મ સમા ભરતી આવી ગઇ એટલે હવે ડિસેમ્બર માસમાં કદાચ ઓટ રહેશે તેમ લાગે છે

## હીમ-૧૨૩ મકાઈ

ગયે વખતે હિમાચલના સફરજનની વાત થઇ હતી. તેવી જ રસપૂર્ણ બાબત ત્યાં ઊગાડાતી હાઇબ્રીડ મકાઇની છે, અને હિમાચલના મકાઈ પ્રદેશમા તેને અપૂર્વ સફળતા મળી છે ૧૯૬૯ ખરીફ મોસમમા તેર હજાર એકરમા તેનુ વાવેતર કરવામાં આવ્યુ હતું અને એકરદીઠ ૪૫ થી ૫૦ મણ વધુ પાક ઊતર્યો હતો, અને મકાઈના ૧૫૦૦૦ કુટુમ્બોને તેમની આવકમા એક કરોડ રૂપિયાનો વધારો થશે સૌ પ્રથમ ૧૯૬૮મા સો ગામડાઓમા એકએક એકરના ખેતરમા આ પ્રયોગ હાથ ધરવામા આવેલ અહી બિયારણ અને ખાતરની સવલત ઉપરાત જર્મન નિષ્ણાતોની મદદનો લાભ પણ મળ્યો હતો. જ્યાં એકર દીઠ ૪૫ મણ ફાલ ઊતરતો ત્યા ૧૦૦ મણનો વિક્રમ નોધાવા લાગ્યો. આનાથી ખેડૂતોમા અનેરો ઉત્સાહ વ્યાપી ગયો, અને ૭ હજાર એકરમા આ નવી જાતનું બિયારણ રોપી દીધુ આવતી મોસમમા એક લાખ એકરમા હીમ-૧૨૩ પ્રકારની મકાઈ વાવવાની મહત્ત્વાકાક્ષી યોજના છે, અને તેથી દોઢ લાખ ટન ધુ જુવર પેદા થતા રાજ્યની ખાધ ઘોવાઇ જશે, અને પાંચ કરોડ રૂપિયાની આવક થશે. ઘણીવાર એક જ લક્ષ્યાંક પરત્વે પુરુષાર્થ કેન્દ્રિત કરવાથી આશ્ચર્યકારક પરિણામો મેળવી શકાય છે ઘઉ અને ચોખાની બાબતમા ગુજરાત સદાય ઓશિયાળુ રહ્યું છે તેણે આ દાખલો નજર સમક્ષ રાખી, ઘઉની બાબતમા તો ખાધ તાત્કાલિક ધોઇ નાખવી જોઇએ.

## આગામી સાહિત્ય અધિવેશન

જૂનાગઢને આંગણે આ માસાન્તે ભરાનાર સાહિત્ય પરિષદ્‌ના અધિવેશન પાસેથી ઘણી આકાક્ષાઓ રહે છે સામાન્ય રીતે ઔપચારિક રીતે ભરાતા આવા અધિવેશનો ઝાઝું સિદ્ધ કરી શકતા નથી અને મતમતાતરો અને શાબ્દિક અથડામણોના ક્ષેત્ર બની રહે છે સાહિત્યના લલિતક્ષેત્રના ખેડાણને થોડો વિરામ આપી ઈતરદિશાઓમા અને અન્ય ભાષી સાહિત્યની સમીક્ષા જરૂરી બની છે ભારતની દરેક ભાષાના સાહિત્યના તેમજ ભાષાના પોતાના અભ્યાસ માટે હાઇસ્કુલથી માંડી કોલેજ સુધી, અને અનુસ્નાતક કક્ષાએ પ્રોત્સાહન આપવા તેમજ

સાહિત્ય અને સર્જકોને દેશદેશા ॥ સર્જકોની કૃતિઓ અને ખૂબીઓ રજૂ કરવાનો અવકાશ આપવો જરૂરી છે ગુજરાતી સાહિત્યના કૂવાના મંડાણે ઊભા, કોસે ઉલેચાતા પાણી પીને સંતોષ માણવો એક વાત છે અને છેડે દૂર સરોવર અને સમુદ્રના અફાટ જળ-રાશિની અનુભૂતિ કરવી એ પણ એક હકીકત બને છે. જગતના પ્રવાહોથી વિમુખ રહેવાની બેવકૂફી આજે ચાલી શકે તેમ નથી, કેમકે દેશના અને જગતના સીમાડા આજે એક બની રહ્યા છે. નવા મૂલ્યોની જાણકારી બેશક ઇષ્ટ છે પણ તેથી જૂનાં મૂલ્યો નષ્ટ બનતા નથી. પરિષદે એક એવી હવા ઊભી કરવી જરૂરી છે જેથી સર્જકગણને થોડો સમય અભ્યાસ સમાધિમા લીન થવાની સ્ફુરણા જાગે અને આવી સમાધિમાથી જ્યારે તે બહાર આવે ત્યારે તેની દૃષ્ટિનો વ્યાપ વધુ ઊંડો અને ચોદિશના આરેરા સીમાડાઓને સમાવિષ્ટ કરતો બને તળાવડીમા છબછબિયા મારનારને ઊછળતા ઉદધિનું દર્શન થતા, તેના અરમાન ઊતરી જાય છે વિશ્વસાહિત્યનો તુલનાત્મક અભ્યાસ ઊગતી પેઢી માટે જરૂરી છે—એ કે એવી જ જરૂર વિશ્વપ્રવાસની પણ છે પણ અને તેહમેશા શકય નથી કેતું નવલકથા, નવલિકા અને કવિતાનો વિપુલ ફાલ આપણે ત્યા ઊતરે છે કેમકે સૌ કોઇ માને છે અને પકારાકા મનાવે છે કે આ બધુ સોટચનું સોનું છે. પરંતુ સમયના પ્રવાહમા અને મહાકાળની ગતિ પાસે, આમાંનું કેટલું આવતી કાલે સજીવ રહેશે તેનો નિષ્ઠાવાન સર્જકે અપમેળે વિચાર કરવાનો રહે છે. જ્યારે પણ કલમ ચાલે ત્યારે લખનારે પોતાની જાતને પૂછવા જેવો પ્રશ્ન તો આ છે: "આમા જગતને કાંઇ નવુ—આપવા જેવુ હું આપુ છું ?" તેનો જવાબ ચિરંતન સાહિત્યની ભૂમિકા તરફ બેશક ગુણીજનને દોરી જશે.

ભક્તકવિ નરસૈંયાની ભૂમિમા ગાંધી શતાબ્દી વર્ષમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું પંચમું અધિવેશન મળે છે તે યોગાનુયોગ છે કવિ સુન્દરમ્ નવા વરાયેલા પ્રમુખ છે અને જે આધ્યાત્મિક ભૂમિકાએ તેઓ પહોચ્યા છે તેમા કહુકોઇને સહભાગી બનાવવા તેઓ અચૂક પ્રેરણા આપશે. જૂનાગઢનું પોતાનું સાહિત્યિક વર્તુળ, ભવ્યભૂતકાળની પીઠિકા ઉપર ઊભુ છે. અહીંની સાહિત્યિક સંસ્થાઓ "નરસિંહ સાહિત્ય સભા" તથા "મિલન" બન્નેએ આજસુધી વિશિષ્ટ સાહિત્ય સેવા બજાવી છે અને પ્રજાને સાહિત્યોન્મુખ રાખવામા આગવો ફાળો આપ્યો છે આશાસ્પદ કવિ–લેખકોને આ સંસ્થાઓએ એકતાંતણે બાંધ્યા છે તેનો યશ તેના સેવાભાવી સન્નિષ્ઠ કાર્યકરોને ફાળે જાય છે જેઓ આજે સાહિત્ય પરિષદને પોતાને આંગણે નોતરી, યજમાન બની સાર્થકતા અનુભવે છે

*

આપણે કોઇને પ્રશ્ન પૂછીએ અને સામે વ્યક્તિ એનો ઉત્તર ન આપી શકે તો આપણે ગર્વથી ફૂલાઈ જઇએ છીએ–પણ આ સારી રીત નથી,–સાચી પણ નથી આપણા પ્રશ્નોનો ઉત્તર સામી વ્યકિત આપણને આપી શકે તે માટે આપણે તેને મદદ કરવી જોઇએ

*

કોઈ માણસ એમ કહે છે કે 'મને ખાત્રી છે, એના ખોળામા મારુ માથુ સલામત છે.' આ આંધળી શ્રદ્ધા છે. ખોળામા કોઇનું માથુ સલામત હોતું જ નથી કારણ કે એ માથુ 'કોઈનું' હોય છે

# નહિ જવા દઉં

રવીન્દ્રનાથ ટાગોર

દ્વાર પાસે ગાડી તૈયાર ઊભી છે. બપોરનો સમય છે. શરદનો તાપ ધીરે ધીરે પ્રખર બન્યો છે.

મધ્યાહ્નના વાયુમાં જનશૂન્ય પલ્લીપથે ધૂળ ઊડે છે. સ્નિગ્ધ અશ્વત્થની છાયામાં ક્લાન્ત વૃદ્ધા ભિખારણ જીર્ણ વસ્ત્ર પાથરીને ઊંઘી ગઈ છે. ચારે દિશાઓ સ્તબ્ધ છે. એક મારા ઘરમાં વિશ્રામની નિદ્રા નથી.

આશ્વિન વીતી ગયો. પૂજાની રજાઓ પૂરી થતાં હવે ફરીથી એ જ દૂર દેશમાં નોકરીના સ્થાને જવાનું છે. નોકરો દોડાદોડ કરીને ચીજવસ્તુઓ બાંધી રહ્યા છે. ઘરમાં તેનો કોલાહલ ગાજે છે. ગૃહિણીની આંખમાં આંસુ છલછલ થાય છે. વક્ષ પર જાણે કે પાષાણનો ભાર રાખીને એ ફરે છે. પલવાર રડી લેવા પણ તેને સમય મળતો નથી. વિદાયના આયોજનમાં એ વ્યસ્ત થઈને ફરે છે. સામાન ભલે વધે, બધું બરાબર થવું જોઈએ.

મેં કહ્યું, 'આ શી ધમાલ! આટલા દાગીના, આટલા ડબ્બા! પોટલ, બિસ્તર, પેટીઓ. રજવાડાના જેટલો સામાન હું સાથે કેમ ફેરવીશ? થોડો સામાન લઈ જાઉં, બાકીનો અહીં રાખી જાઉં!'

પણ મારી વાત કોઈ સાંભળતું નથી: 'દેવ કરે ને કોઈ ચીજની એકાએક જરૂર પડે, તો પછી પરદેશમાં કોણ લાવી આપે? મગ, ચારી જાતના ચાવલ, સોપારી, પાન— રકાબીમાં ગોળની બરફી રાખી છે. આ પાકું નાળિયેર, આ બે વાસણમાં રાઈ અને સરસવનું તેલ. આમાં કેરીનું અથાણું, આ બશેર દૂધ ને પેલી પેટીમાં ઔષધની શીશીઓ. ડબરામાં મીઠાઈ છે, ખાજો બરાબર. જોજો; વળી ભૂલી ન જતા' દલીલ કરવાનો કંઈ અર્થ ન હતો. સામાનનો ઢગલો પર્વત જેવડો થયો.

ઘડિયાળમાં જોઈ પ્રિયાના મુખ સામે નજર કરી મેં ધીમેથી કહ્યું, જાઉં છું ત્યારે.' નત શિરે સાડીનો છેડો ઢાંકી તેણે મુખ ફેરવી લીધું. અમંગલ અશ્રુજલ દેખાવા ન દીધું.

બહારના દરવાજા પાસે મારી ચાર વરસની કન્યા સૂનમૂન બેઠી હતી. બીજા દિવસે તો અત્યારે તેણે સ્નાન કરી લીધું હોય. થોડું જમે ત્યાં તેની આંખો નિદ્રાથી ઘેરાવા લાગે. આજે તેની માતાએ તેની કશી સંભાળ નથી લીધી. હજી સ્નાન નથી કર્યું ભોજન નથી કર્યું. છાયાની જેમ તે મારી પાછળ પાછળ ફર્યા કરી છે. મૂંગી મૂંગી વિદાયનું આયોજન તે જોયા કરે છે, થાકી એટલે કોણ જાણે આ ખ્યાલથી બહારના દ્વાર પાસે ચુપચાપ બેઠી છે. મેં કહ્યું, 'બેટા! જાઉં છું.' ત્યારે ઉદાસ નયને, મ્લાન મુખે તે બોલી, 'તમને હું નહિ જવા દઉં.' જ્યાં બેઠી હતી ત્યાં જ તે બેઠી હતી. ન મારો હાથ પકડયો. ન રસ્તો રોકયો. માત્ર પોતાના હૃદયના સ્નેહના અધિકારથી તે બોલી, 'તમને હું નહિ જવા દઉં' પણ સમય થઈ ગયો. મને જવા તો દેવો જ પડયો.

હે મારી મુગ્ધ કન્યા! કઈ રીતે કઈ શક્તિ પામીને તેં આ હિંમતભરી વાત કરી કે 'હું તમને જવા નહિ દઉં' હે ગર્વિણી! ચરાચરમાં બે નાનકડા હાથથી કોને તું ઘેર રોકી રાખીશ? ગૃહદ્વારપ્રાંતે બેસી શ્રાન્તક્ષુદ્ર દેહે નાનકડા હૈયામાં આટલો સ્નેહ ભરીને તું કોની સાથે સંગ્રામ કરીશ? આ જગતમાં ભય અને લજ્જા સહિત વ્યથિત હૃદયે મર્મની પ્રાર્થના કરવી હોય તો એટલું કહેવાય કે 'જવા દેવાની મારી ઇચ્છા નથી.' પણ, 'જવા નહિ દઉં' એમ તે શી રીતે બોલાય? તારાં બાલક મુખે સ્નેહની પ્રબલ ગર્વવાણી સકૌતુકે હસી સંસાર તો મને ખેંચી ચાલ્યો. તું માત્ર પરાભૂત નેત્રોમાં અશ્રૂ ભરી દ્વાર પાસે છબીની જેવી બેસી રહી. આંખના આંસુ લૂછીને હું ચાલી નીકળ્યો.

રસ્તે જોઉં છું તો બંને બાજુ ધાન્યનાં

ખેતરો શસ્યભારે નમીને શરદનો તડકો ઝીલી રહ્યાં છે સડકને કાંઠે તરુશ્રેણી પોતાની છાયા સામે જોતી ઉદાસ ઊભી છે, શરદ ની સભર ગંગા ત્વરિત ગતિથી વહી રહી છે શુભ્ર મેઘખંડો નીલ ગગનમાં માતૃદુગ્ધ-પરિતૃપ્ત, સુખનિદ્રારત, સદ્યોજાત સુકુમાર ગોવત્સની જેમ નિદ્રા લઈ રહ્યા છે બપોરના તાપમાં અનાવૃત યુગયુગાન્તર કલાન્ત દિગ્તવિસ્તૃત એવી ધરણીને જોઈને મે નિશ્વાસ નાખ્યો.

આ સમસ્ત આકાશ, સમસ્ત પૃથ્વી કયા દુખમાં મગ્ન ભાસે છે? જેમ જેમ આગળ ચાલુ છુ તેમ તેમ એકમાત્ર મર્માન્તિક શબ્દ સાંભળુ છુ 'હુ તમને નહિ જવા દઉ '

ધરતીના આ છેડાથી નીલાભ્રના સર્વપ્રાન્તતીરે ચિરકાલ અનાદ્યન્ત રવ ધ્વનિત થાય છે,'જવા નહિ દઉ, જવા નહિ દઉ ' સહુ કહે છે 'જવા નહિ દઉ ' અતિ ક્ષુદ્ર તૃણને પણ માતા વસુમતી વક્ષ સાથે પ્રાણ પણે બાંધી રાખવા ચાહે છે ને કહે છે, 'જવા નહિ દઉ ' આયુક્ષીણ દીપ તેની શિખાને તે અંધકારનો ગ્રાસ થવા જાય તે પહેલાં શતવાર પાછી ખેંચે છે ને કહે છે, 'નહિ જવા દઉ.' આ અનન્ત ચરાચરમા સ્વર્ગમૃત્યુલોકવ્યાપી ગભીર ક્રંદન સંભળાય છે, 'નહિ જવા દઉ ' હાય તો પણ જવા તો દેવા જ પડે છે જનારા ચાલ્યા જાય છે અનાદિકાલથી એમ ચાલે છે પ્રલયસમુદ્રવાહી સૃજનના સ્રોતમાં વ્યગ્ર બાહુ પ્રસારીને જલતી આંખોએ ના ના, નહિ જવા દઉ, 'કહેતા તીવ્ર વેગથી, વિશ્વતટને આર્ત કલરવથી ભરીને સહુ ચાલ્યા જાય, છે સામેના મોજાને પાછળની લહર કહે છે, 'ના ના, નહિ જવા દઉ કોઇ સાંભળતું નથી, કોઇ ધ્યાન આપતુ નથી

ચારે દિશાએથી એ અવિશ્રામ વિશ્વમર્મભેદી કરુણ ક્રંદન, શિશુના જેવી વિશ્વની અબોધ વાણી મારી કન્યાના કંઠસ્વરમાં—મારા કાનમાં ગુંજે છે ચિરકાલ જેને એ પામવા ઝંખે છે તેને એ ખોઇ બેસે છે તો પણ મુઠી શિથિલ થતી નથી તો પણ મારી કન્યાની જેમ અરક્ષિત અક્ષુણ્ણ પ્રેમના ગર્વથી કહે છે, 'નહિ જવા દઉ ' મ્લાન મુખે અશ્રુભરી આંખે, પલે પલે તેનો ગર્વ તૂટે છે, પણ છતાંય પ્રેમ કદાથી પરાભવ માનતો નથી વિદ્રોહના ભાવથી રુદ્ધ કંઠે બોલે છે, 'જવા નહિ દઉ.' જેટલી વાર પરાજય પામે તેટલી વાર કહે 'જેને હું ચાહું છુ તે શું મારાથી દૂર જઇ શકવાના છે? આ વિશ્વમાં મારી આકાંક્ષા જેવુ આકુલ, એટલુ સર્વવ્યાપી, એટલુ પ્રબલ બીજુ શુ છે?' એટલે ગર્વ સાથે એ કહે છે, 'નહિ જવા દઉ,' અને જુએ છે તો તેના આદરનું ધન એક નિશ્વાસમાં શુષ્ક તુચ્છ ધૂળની પેઠે ઊડી જાય છે નયનોમાં અશ્રુજલ છલકાય છે હતગર્વ નતશિર છિન્નમૂલ તરુની પેઠે પૃથ્વી પર પડે છે, ત્યારે પ્રેમ કહે છે, 'વિધાતાનું સત્ય નહિ લોપાય મને એની પાસેથી વિધિના હસ્તાક્ષર સાથે ચિરઅધિકાર મળેલ છે એટલે તો સર્વશક્તિમાન મૃત્યુની સામે પણ છાતી કાઢીને સુકુમાર ક્ષીણ તનુલતા પ્રીતિ કહે છે, મૃત્યુ, તુ નથી.' કેવી ગર્વની વાત! મૃત્યુ બેઠું બેઠું હસે છે

વિષણ્ણ નયનોના અશ્રુબાષ્પસમ વ્યાકુલ આશંકાથી ચિરકંપમાન એ મરણપીડિત ચિર જીવ પ્રેમ આ અનન્ત સંસારને આચ્છન્ન કરે છે આશાહીન શ્રાન્ત આશા આ વિશ્વવ્યાપી વિષાદને આવરે છે, આજે એમ લાગે છે જાણે એ અબોધ બાહુ વિફલ બંધનમાં નિખિલ ચરાચારને ઘેરી સ્તબ્ધ સકાતર પકડીને બેઠા છે ચંચલ સ્રોતના પ્રવાહ પર એક અચંચલ છાયા પડી છે અશ્રુવૃષ્ટિભર્યા કયા મેઘની આ માયા છે? એટલે તો તરુના મર્મરમાં એ જ વ્યાકુલતા સંભળાય છે અલસ ઉદાસીને મધ્યાહ્નનો તપ્ત વાયુ શુષ્ક પર્ણો સાથે મિથ્યા રમત કરી રહ્યો છે અશ્વત્થની છાયાને દીર્ઘ કરીને સમય ધીરે ધીરે ચાલ્યો જાય છે વિશ્વના પ્રાંગણને વેદનાના સૂરોથી ભરતી અનન્તની બંસી વાગી રહી છે

આ વસુંધરા જાણે કે છૂટા કેશે જાહ્નવીના તટે દૂરવ્યાપી શસ્યક્ષેત્રે દેહ પર એક ચૈત્રદીપ્ત કિરણ અંચલ વસન વક્ષ પર વીટી ઉદાસીન બેઠી છે તેનાં સ્થિર નયનયુગલ નીલામ્બર પર જડાઇ રહ્યા છે મુખમાં વાણી નથી ત્યાં ગુડકાર પાસે સ્તબ્ધ મર્માહત એવી મારી ચાર વર્ષની કન્યાના જેવુ વસુંધરાનું આ મ્લાન મુખ હું જોઇ રહું છુ

'ધૂમકેતુની શ્રેષ્ઠ વાર્તાઓ'

પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
પૃષ્ઠ ૨૭૨ કિંમત રૂ. ૩-૬૦

સૌરાષ્ટ્ર યુનિ તરફથી કૉલેજના આર્ટ્સ, સાયન્સ અને કૉમર્સના પ્રથમ વર્ષ—પ્રિ. યુનિવર્સિટી માટે પાઠ્યપુસ્તક તરીકે મંજૂર થએલ આ વાર્તાસંગ્રહમાં ગુજરાતના શ્રેષ્ઠ નવલિકાકારની ૨૨ નવલિકાઓ આપવામાં આવી છે. કોઇપણ સંપાદક માટે શ્રી ધૂમકેતુની વાર્તાઓમાંથી પસંદગી કરવાનું કામ ઠીકઠીક મુશ્કેલ બની રહે છે તો પણ અહીં રજૂ થએલી વાર્તાઓ ગુજરાતના લાડીલા વાર્તાનવેશને ન્યાય આપી રહે છે.

'પોસ્ટ ઑફિસ' વિના શ્રી ધૂમકેતુનો વાર્તાસંગ્રહ કેમ અધૂરો લાગતો હશે? આ વાર્તાનું અખિલ દુન્યવી વાતાવરણ એક કારણ હોઇ શકે. અલી ડોસાની 'યુનિવર્સલ અપીલ' વાચકના હૃદયતંતુને એવી રીતે હચમચાવી મૂકે છે કે તેની બધી જ અનુકંપા ડોસા તરફ વહેવા લાગે છે. આ કક્ષામાં મૂકી શકાય એવી ચિરંતન અમરત્વને વરેલી બીજી પાંચ નવલિકાઓ 'જીવનનું પ્રભાત,' 'વિનિપાત' 'રજપૂતાણી', 'આત્માના આંસુ', તથા 'પૃથ્વી અને સ્વર્ગ' વિષયની દૃષ્ટિએ શૈલી અને નિરૂપણની દૃષ્ટિએ સંગ્રહના શિરમોર સમી બની રહે છે મહાભારતના પાત્રોની કક્ષામાં મૂકી શકાય તેવી ત્યાગભાવના હીરાધર શિલ્પી, વૈશાલી અને આરણ્યક તથા સુકેશી જીવનની સર્વોત્તમ પળે દર્શાવી શકે છે મહાભારતના યુદ્ધ પછી યુધિષ્ઠિર હિમાલયમાં ચાલ્યા જાય છે તેમ આ પાત્રો જીવનની શ્રેષ્ઠ પળે આત્મબલિદાન કરી શકે છે 'જીવનનું પ્રભાત' શરૂઆતમાં Noah's ARCનું વર્ણન આપે છે પણ શ્રી ધૂમકેતુએ ખુબીથી દેશ અને કાલથી પર એવા પ્રેમની માંડણી પર એનું આયોજન કર્યું છે, અને નાયિકા નાયકને તારે છે

આનાં જૂજવા રૂપ અને એની પાછળ આપોઆપ ઊભી થતી જીવનમાંગલ્યની સૃષ્ટિ મોટા ભાગની વાર્તાઓને નૈતિક પટ આપી રહે છે. 'લખમી'માં નાયિકા હયાત નથી છતાં જીવનની જે સુગંધ પૂંજાના હૃદયમાં ભરી હોય છે તે એટલી કારગત છે કે શામળી સાથે ઘર માંડવા ખરીદેલાં બલોયાં અને સાડલો પાછાં લખમીનાં જ થઈ રહે છે અને ચાંદની રાતે સાબરમતીની રેતીમાં સાસરો જમાઈની વાતમાં નિર્મલ પ્રતીકરૂપે દૃષ્ટિગોચર થઇ રહે છે 'પ્રેમાવતી' ની નાયિકા સાંસારિક કજોડાની પરાકાષ્ટા નિર્દેશી જાય છે 'તિકમભારથી'ઓ સમાજમાં ઠેરઠેર જોવા મળે છે અને સ્ત્રીઓના આપઘાતનું મનોવૈજ્ઞાનિક કારણ વાર્તાની પાર્શ્વભૂમાં ઝબકી રહે છે 'હૃદયપલટો' ની નાયિકા કંતીને શ્રી ધૂમકેતુ તેમના હિમાલયના પ્રવાસમાંથી ઉપાડી લાવ્યા છે સમાજમા—દરેક સમાજમાં સ્ત્રીનો એક આવો વર્ગ હોય છે જે વિલાસ અને મોજશોખના ફૂરેબી ખયાલમાં જીવનનું સત્વ હણાવા દે છે કંતીના પુત્ર દોલતને માની ખોજ માટે મૂકી, અને માના પરમ પવિત્ર સ્વરૂપને નિહાળતો રજૂ કરી શ્રી ધૂમકેતુએ તેમના શિલ્પના ટાંકણાથી કંતીને બચાવી લીધી છે 'સત્યનું દર્શન' અને 'રતનો ઢોલી' માં નાયક નાયિકાને વિરોધાભાસી પરિસ્થિતિમાં મૂકયા છે ધના ભગતને છોડી ઝમકુડી નાસી જાય છે અને પછીની અવસ્થામાં તેની ખબર લેવા આવી પહોંચે છે રતનો ઢોલી પોતે સુંદરી તરફ શંકાશીલ બને છે અને પોતાના જીવતરનું ખંડેર બનાવે છે, સમાજના નીચલા સ્તરના આ પાત્રો પણ નીતિમત્તાનું જે ધોરણ સાચવી રહે છે—દંડ અને ડિમડિમ ગાયા વિના—તે જેટલું સહજ લાગે છે તેટલું જ આકર્ષક પણ છે 'એની સમજણ' નો અંધ ગવૈયો પણ આવુ જ ઉમદાપાત્ર છે, જે ધનિકના બંગલામાં પોતાની ગરીબાઇથી વધુ દીપી ઊઠે છે, અને પોતાની કલાનો કસબ પારખનાર જમીનદાર

મૃત્યુ પામ્યો હોય છે તો પણ તેને અર્ઘ્ય આપવાનું ચૂકતો નથી.

'ગોપાલ' વાંચીને 'ગોવિંદનું ખેતર' યાદ આવી જાય છે. હાજા રબારીનો પશુપ્રેમ દુષ્કાળના વર્ષમાં જે કરુણતા ફેલાવે છે ત્યારે શબ્દોનું મધ પીરસતો, અરજણમાંથી બનેલો 'અર્જુન' આજના જમાનાનો વિરોધાભાસ પૂરો પાડે છે. 'માનાની માતા' અને 'મીરાંણી' સ્ત્રીજીવનના જે સ્વરૂપની ઝાંખી કરાવે છે તે એટલું શીતલ અને આહ્‌લાદક છે કે જીવનની કરુણતા અને કટુતા વચ્ચે માતૃત્વની કડી, મીરાંણી અને કંકુડી માટે આવતીકાલના જીવનનો આધારસ્તંભ બની રહે છે, તો નમાયાં – નબાપાં બાળકોને ઊછેરતી શોભાને પણ લેખકે માતાની માતા તરીકે ચીતરીને બહુમાન કર્યું છે. સામાજીક ઉપાલંભ તરીકે 'જેનો જવાબ નથી'ની નારંગીની આત્મવિલોપનની કરુણતા તેની ચોતરફના સમાજની દંડી કુરતાને ઊપસાવવામાં વિશેષ કારણભૂત બને છે. 'મારાં ઘર'નાં પાત્રોની ભૂનાવળ ઘરની ચાર દીવાલો ભજવાતી માનવીની ભવાઇને વાચા આપવા ઉપરાંત મનુષ્યસ્વભાવનું, તેની વિષવિષતાનું, તેની આકાંક્ષા અને ધૂનનું દિગ્દર્શન કરાવે છે શ્રી ધૂમકેતુની પછીની ઐતિહાસિક નવલશ્રેણીના બીજ 'સ્વતંત્રતાની દેવી' અને આત્માના આંસુ'માં જોઈ શકાય છે, અને હીરાદેવી તથા વૈશાલી જાજ્વલ્યમાન યુગનારી તરીકે ઝળકી રહે છે. વિનોદ અને હળવી શૈલીની ત્રણ વાર્તાઓ 'પાર્કર પેન,' 'એક વિચિત્ર અનુભવ' અને 'એક ટૂંકી મુસાફરી'માં પ્રથમ બે માનવ મૂર્ખામીની ઘોતક બનતા હાસ્યાસ્પદ પરિસ્થિતિનો સકારો લે છે. 'ટૂંકી મુસાફરી'નો કાળો વાતે ડિયો લાગે છે પણ વાર્તાના છેક વાર્તાના અંતભાગમાં કાળી સાથેના તેના પ્રેમપ્રસંગને ધર્મની બહેનમાં રૂપાંતર કરી શ્રી ધૂમકેતુએ વ્યંગમાં પણ ખૂબીથી કરુણાની છાંટ આપી કલાનું સર્જન કર્યું છે. આ વાર્તાસંગ્રહ શ્રી ધૂમકેતુની વાર્તાકલાનો પ્રતીક બની રહે છે. તળપદી શૈલીએ ઘણી વાર્તાઓને પોત આપ્યું છે તો કાવ્યમય ગદ્યશૈલીના સમર્થ પુરસ્કર્તા પણ બની રહ્યા છે, અને તેમની સાહિત્ય-સર્જનતા વિષય ઉપરની પકડને સંપૂર્ણ અને પરિપક્વ બનાવે છે.

'ગુજરાતની વન્ય જીવસૃષ્ટિ'
અનુ. કિરણદેવી પંડ્યા, ચોટીલા.
પ્રકાશક : શ્રી ચન્દ્રકાન્ત શુક્લ, જૂનાગઢ
પાનાં ૭૨ કિંમત રૂા. ૨ ૫૦

શ્રી પ્રફુલ્લ પંડ્યાના અંગ્રેજી પુસ્તક 'ધી વાઇલ્ડ લાઇફ ઑફ ગુજરાત'નો ગુજરાતી અનુવાદ શ્રીમતી કિરણદેવી પંડ્યાએ સરળ ભાષાવાહી રીતે રજૂ કર્યો છે. પુસ્તકની છપાઇ ઊંચી જાતના આર્ટ પેપર ઉપર થઇ હોવાથી વન્ય પશુ-પંખીઓનાં ચિત્રો જે આ પુસ્તકનું ખાસ અંગ છે, તે આકર્ષક બની શક્યાં છે. ગુજરાતની વન્યસૃષ્ટિનો પરિચય આપતી આ પુસ્તિકા અનેક દૃષ્ટિએ કિંમતી છે. એક તો આ રીતનો અભ્યાસ કરવાની નવી દિશા ચીંધાડે છે અને હવે આપણે ત્યાં પ્રાદેશિક યુનિવર્સિટીઓ સ્થપાઇ હોવાથી આ જાતનો વધુ ઊંડો અને તલસ્પર્શી અભ્યાસ હાથ ધરાય તેની ભૂમિકા પૂરી પાડે છે. અભ્યાસક્રમમાં આમેજ કરી શકાય તેવી આ પુસ્તિકાનું પ્રકાશન વિષયની દૃષ્ટિએ મહત્ત્વનું છે અને તેની કિંમત પણ વાજબી રાખવામાં આવી છે. ઘરનાં પ્રાણીઓને આપણે ઓળખતા હોતા નથી. એસ. એસ. સી. સુધીનો અભ્યાસ કરતા વિદ્યાર્થીનું સામાન્યજ્ઞાન ઘણું જ નબળું હોય છે વિજ્ઞાન અને ભૂગોળની નવી ક્ષિતિજો ઊઘડી રહી છે ત્યારે ગુજરાત વિશેની જાણકારી આપતું પુસ્તક આવકાર્ય છે.

*

ભલો ભલાઈહિ પૈ લહઇ, લહઇ નિચાઈહિ નીચુ ।
સુધા સરાહિય અમરતા, ગરલ સરાહિય મીચુ ॥

અમૃત જેમ અમરપણું આપવામાં અને વિષ જેમ મરણ આપવામાં પંકાય છે, તેમ ભલા માણસો ભલાઈ કરીને અને નીચા માણસો નીચતા કરીને વડાઈ માને છે. —રામાયણ.




જડ ચેતન ગુન દોષમય, વિશ્વ કીન્હ કરતાર ।
સત હંસ ગુન ગહહિં પય, પરિહરિ બારી બિકાર ॥

પરમેશ્વરે જડ-ચેતનના ગુણદોષવાળું જગત સરજ્યું છે, પરંતુ હંસસ્વરૂપ સતપુરુષો જળરૂપ વિકારનો ત્યાગ કરી દૂધરૂપી સારને ગ્રહણ કરે છે —રામાયણ.

# વૈષ્ણવજન

વર્ષ : ૮ ] જાન્યુઆરી – ૧૯૭૦ અંક ૧૦ ]

## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, નાનું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું


લવાજમ

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં મોકલ શિલિંગ

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨


પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી · સંપાદક · નવીન ગાંધી · ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરુપ મુદ્રિકા, ગેબનશાહ રોડ, રાજકોટ

આ છે ત્રણ મહિનાનો ગિરીશ એ જ્યારે અઠવાડિયાનો થયો ત્યારથી તેને અમૂલસ્પ્રે પર રાખવામાં આવ્યો એથી એનો શારીરિક વિકાસ અદ્ભુત રહ્યો છે.

# હવે જુઓ એની તબીયત !

તેર મહિનાના ગિરીશના પિતા શ્રી દિલીપ ચૌહાણ ગર્વથી કહે છે કે "અમૂલસ્પ્રે લેવાને કારણે ગિરીશ હવે ખૂબ જ સ્ફૂર્તિલો બની ગયો છે રોજ કંઇને કંઈ નવું શીખવાની તે શક્તિ ધરાવે છે"

તમારા બાળકના જન્મસમયનું વજન છ મહિનામાં બમણું અને એક વર્ષમાં ત્રણગણું વધી જવું જોઈએ. બાળકના શારીરિક વિકાસમાં મદદ કરતું અધિક પ્રોટીન ધરાવતું અમૂલસ્પ્રે પચવામાં ખૂબ જ સરળ છે. અમૂલસ્પ્રે એક આદર્શ સમતોલ દુગ્ધ આહાર છે.

યુ એસ એ માં બાળઆહારો માટે વપરાતી વધુ સારી સ્પ્રે ડ્રાઇંગ પ્રક્રિયાથી અમૂલસ્પ્રે બનાવાય છે. સ્પ્રે ડ્રાઇંગ પ્રક્રિયાથી દૂધમાં પ્રોટીનનાં તત્ત્વો સારી રીતે જળવાઈ રહે છે.

બાળકના જન્મના પહેલા અઠવાડિયાથી જ હજારો માતાઓ એને પોતાના દૂધની ઉણપના અનુપૂરક આહારની બદલીમાં અમૂલસ્પ્રે આપે છે. એટલે જ તો એના વેચાણની શરૂઆતના કેવળ બે વર્ષમાં જ, અમૂલસ્પ્રે ભારતનો સૌથી વધુ વેચાતો બાળઆહાર છે.




## અમૂલસ્પ્રે

માના દૂધની બદલીમાં ઉત્કૃષ્ટ વૈકલ્પિક આહાર

ASP/88 G

## વૈષ્ણવજન

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

# ' દુઃખ કી દવા દુઃખ હી હૈ '

—ગુરુદયાળ મલ્લિક

**જેમ આગ સોનાને સ્વચ્છ કરી દે તેમ દુઃખ માણસના-મનહૃદય-ને પણ પવિત્ર અને નિર્મળ બનાવે છે**

ગાંધીજી, ૧૯૪૦ના ફેબ્રુઆરી માસમાં, બે દિવસ માટે શાંતિનિકેતન આવ્યા હતા એક સાંજે એમને ગુરુદેવના થોડાં ગીતો સાંભળવાની ઇચ્છા થઈ. તેથી આશ્રમના બંગાળી સંગીતના અધ્યાપકને બોલાવવામાં આવ્યો તેણે ગુરુદેવનાં ચાર પાંચ ગીતો પસંદ કરીને એક પછી એક ગાયાં. સંગીત પુરું થયું એટલે ગાંધીજીએ સંગીતના અધ્યાપકને એક ગીતનો અર્થ પૂછયો તેણે પોતાની સમજ પ્રમાણે ગીતનો અર્થ કહ્યો. પણ ગાંધીજીને એથી સંતોષ થયો નહી. પછી ગાંધીજીએ બીજા બે ત્રણ ભાઈ-ઓને ગીતના અર્થ વિષે પૂછયું તેઓના અર્થથી પણ એમને સંતોષ ન થયો છેવટે એક ભાઈને અર્થ સમજાવવા કહ્યું એ ભાઈનું બંગાળી ભાષાનું જ્ઞાન બહુ કાચું હતું, તેથી બહુ જ સંકોચ સાથે પોતાની સામાન્ય બુદ્ધિ અનુસાર એ ભાઈએ બાપુજીને ગીતનો અર્થ સમજાવ્યો. એ સાંભળીને ગાંધીજી એક બે મિનિટ ચૂપ રહ્યા, પછી તેઓ બોલ્યા, "મને પણ એવો જ અર્થ લાગે છે."



જે ગીતનો અર્થ ગાંધીજીએ પૂછયો હતો તેનો મુખ્ય કેન્દ્રિત વિચાર ગુરુદેવની ચેતનામાં હશે એમ લાગતું હતું દુ:ખને દૂર કરવા માટે એક જ માર્ગ છે અને તે છે, નાના દુ:ખને મોટા દુ:ખથી દૂર કરવું દુ:ખથી દૂર ભાગવાથી અથવા પોતાને દુ:ખથી છુપાવવાથી દુ:ખ કંઈ મટતું નથી, દૂર થતું નથી

હવે ગાંધીજી તેમજ ગુરુદેવ એ બંને જણાએ પોતાના જીવનમાં દુ:ખનો પ્યાલો ભરી ભરીને પીધો હતો એટલે તેઓ દુ:ખનું રહસ્ય શું છે એ જાણતા હતા તેથી બન્ને જણાએ પોતાના વ્યક્તિગત દુ:ખને સમષ્ટિના દુ:ખ વડે જીતી લીધું હતું, અથવા પોતાના અલ્પ 'સ્વમ્'ને અખિલ બ્રહ્માંડના 'સર્વમ્'માં લુપ્ત કરી દીધું હતું

દુ:ખ જ્યારે જ્યારે માનવી પર પડે છે ત્યારે ત્યારે એની મનનમ એક જ હોય છે, માનવીને તે કોઇને કોઇ જાતની સંકીર્ણતામાંથી બહાર દોરવા ઈચ્છે છે, અને વધારે ને વધારે વિકાસ તરફ-વિસ્તાર ભણી-દોરવા ઇચ્છે છે તેથી તો દુ:ખ આપણો સાચો મિત્ર છે, દુશ્મન નથી કારણ કે માનવ જીવનનો મુખ્ય ઉદ્દેશ જ એ છે કે તે વ્યક્તિ વની હદમાંથી નીકળીને વિસ્તૃત પથ પર આવે માનવીનો સંબંધ જો જગત સાથે ન હોત તો તો એનું ઘર કબર સમાન બની ગયું હોત ટૂંકમાં એમ કહી શકાય કે દુ:ખ માણસનું 'અહમ્' ઓછું કરે છે અને જે કંઇ માણસનું 'અહમ્' ઓછું કરે છે તે માણસને વિશુદ્ધ કરે છે એટના માટે જ દુ:ખને આગ સાથે સરખાવવામાં આવ્યું છે જેમ આગ સોનાને સ્વચ્છ કરી દે છે તેમ દુ:ખ માણસના મન-હૃદય-ને પણ પવિત્ર અને નિર્મળ બનાવે છે

"ઘાયલ કી ગત ઘાયલ જાણે" એમ પ્રેમ ઘેલી મીરાએ ગાયું છે બીજાની પીડા જાણી શકીએ, અનુભવી શકીએ એટના માટે જ તો માણસને જીવન-સંગ્રામમાં વારંવાર 'ઘાયલ' થવું પડે છે જે ક્ષણે તે બીજા 'ઘાયલ' લોકોની પીડાને પોતાની પીડા સમજવા લાગે છે તે જ ક્ષણે પોતાનું દુ:ખ વીસરી જાય છે અને તે સાચો 'વૈષ્ણવજન' બને છે

પ્રભુના ભક્તોને મન દુ:ખ એ તેમના પ્રીતમની એક અંગુઠી છે જે તેમને પ્રીતમની યાદ આપે છે અને પ્રીતમની ઓળખાણ કરાવે છે જ્યારે જ્યારે કોઇ દુ:ખ આવે છે, ત્યારે ત્યારે તેના અંતરમાં પ્રભુનો એક જ સંદેશો સમાયેલો હોય છે 'હું આવ્યો છું'

ગુરુદેવે તો 'ગીતાંજલિ'માં એક સ્થળે એમ પણ કહ્યું છે કે પ્રભુને ચરણે માણસની સાચી ભેટ એનું પોતાનું દુ:ખ જ હોઈ શકે છે બીજી બધી વસ્તુઓથી પ્રભુની એ પૂજા કરે છે એ તો એને પ્રભુએ જ પહેલા આપેલી હોય છે ગુરુદેવ એમ પણ કહે છે કે દુ:ખ દ્વારા જ પ્રભુ જાણી શકે છે કે 'માણસ મોતી સાચું છે કે ખોટું' એક વાર એક ફકીરે મને સાચું જ કહ્યું હતું

"બેટા દુ:ખ કી દવા દુ:ખ હી હૈ"



# પરિભ્રમણ

'આશુતોષ'

## દૂધગંગા

એક અબજ રૂપિયાની ભારત સરકારની દૂધગંગા યોજના 'શ્વેતક્રાંતિ' ભણી દેશને લઈ જવામાં મહત્ત્વનો ફાળો આપનારી નીવડશે એવો આશાવાદ કોર્પોરેશનના અધ્યક્ષ ડૉ. કુરિયને દર્શાવ્યો છે તેની સાથે સહમત ન થવાનું કોઈ કારણ અત્યારે નથી આ એક મહત્ત્વાકાંક્ષી યોજના છે અને તેને અમલી બનાવનાર ભેજાં સલામત છે ત્યાંસુધી નિરાશાને સ્થાન નથી આણંદ ખાતેની ખેડા જીલ્લાની સહકારી દૂધ યોજનાએ દેશભરમાં ગૌરવવંતુ સ્થાન મેળવ્યુ છે. તે જો કે ઘણા નાના પાયા ઉપર છે—સૂચિત યોજનાની સરખામણીમાં–તો પણ અત્યારે આણંદનુ દૂધ મુંબઈની જરૂરિયાતોને અંશતઃ પહોંચી વળે છે વડોદરાને સૂચિત દૂધ ગંગા યોજનામાં મહત્ત્વનુ સ્થાન મળે છે તેથી ગુજરાતને ઘણો ફાયદો થશે પણ દેશમાં ડેરી ઉદ્યોગના મથકો ભવિષ્યમા સ્થાપવા માટે દોરવણી આપવાની તેમજ સઘળુ આયોજન પરિપૂર્ણ કરી આપવાની જવાબદારી પણ સ્વીકારવા તૈયારી થવું પડશે પુનોની નિષ્ણાત અને ચકોર દષ્ટિએ આ યોજના પાસ થઈ છે તે બતાવે છે કે તેનુ ભવિષ્ય ઊજળુ છે ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝિલેન્ડ જેવા દેશો ડેરી ઉદ્યોગમા દુનિયામાં વિક્રમ સ્થાપી શકે તો ભારત જેવો ખેતીપ્રધાન અને પશુપ્રધાન દેશ શા માટે ગજુ ન કરે તે પ્રશ્નનો જવાબ હવે રચનાત્મક રીતે મળી રહેશે વૈજ્ઞાનિક ઢબે દૂધનું ઉત્પાદન અને વિતરણ ગંભીર રીતે વિચારવા અત્યારસુધી કોઈએ ભાગ્યે જ શ્રમ લીધો છે હવે બીજા રાજ્યો પણ ગુજરાતનુ અનુકરણ કરી આ દિશામાં વાતને આગળ વધારે તો તદુરસ્ત હરીફાઈનો લાભ પ્રજાને મળે દૂધગંગા તો આ દેશમાં વહેતી જ હતી. તેના અદશ્ય પ્રવાહને વહેતો કરવો રહ્યા

## મનુબેન ગાંધી

ગાંધી શતાબ્દી વર્ષ માટે ભારતવાસીઓએ જે જે યોજનાઓ કરી છે તેને કુદરતે જબરી થપ્પડ લગાવી છે. કોંગ્રેસ જેવી બાપુની સંસ્થાનું વિસર્જન આ જ વર્ષમાં થયું; બાપુના ગુજરાતમાં અને તે પણ અમદાવાદમાં ન બનવાનું બની ગયું. ગાંધીજીએ ચીંધેલા તમામ આદેશોને અભેરાઈએ ચડાવી દેવામાં આવ્યા. શતાબ્દીના અતિરેકે કેવળ હનાશા અને નફરત ફેલાવી. કુદરતને પણ આ વાત મંજૂર ન હોય તેમ તેમની યાદગીરીના અવશેષ અને સંભારણા સમા શ્રી મનુબેન ગાંધીને પણ આપણી વચ્ચેથી યુવાન વયે ઊપાડી લીધા ગાંધીજીની સાથે નિકટતમ પરિચયમાં રહીને, અને વધુમાં વધુ તેમની સુશ્રૂષા કરનાર કુ મનુબેનનું નામ આ દેશમાં તો ઘણુ પ્રચલિત હતું એક જમાનો હતો જ્યારે ગાંધીજીના અંતેવાસીઓની ભારતવાસીઓ વ્યક્તિપૂજા કરતા અને એ પણ જમાનાની બલિહારી કે ઇંદિરાજીએ ઊભી કરેલ રાજકીય ગડમથલમા કુ. મનુબેનના અવસાનની યોગ્ય નોંધ ગુજરાત બહાર લેવાણી નથી. શિષ્ટાચાર ખાતર મગરના આંસુ પાડનારા થોડાક નીકળ્યા છે પણ એકંદરે શતાબ્દી વર્ષ તેની દુઃખદ ઘટનાઓ માટે ભારતના ઇતિહાસમાં યાદગાર રહશે

## માઈ લાઇનો હત્યાકાંડ

માર્ચ ૧૯૬૮મા વિયેટકોંગ ગેરીલાઓનો સામનો કરવા માટે કેપ્ટન એર્નેસ્ટ મેદીનાની ટૂકડીના ૧૯૦ માંથી ૧૦૫ સૈનિકો બચ્યા તેમને હેલિકોપ્ટર દ્વારા માઈલાઇ ગામની પાદરમાં ઊતારવામાં આવ્યા, તેમણે ત્રણ વિભાગોમાં ફંટાઈને ગામ તરફ કૂચ કરી. તેમને એવા હૂકમ હતા કે આ ગામ ગેરીલાઓનું મથક છે તેથી અહીંથી કોઇ જીવતો ન જવો જોઇએ ટુકડીઓ ગામ તરફ આગળ વધી. પ્રતિકાર હતો જ નહિ. પરંતુ સૈનિકોએ ગામમાં પ્રવેશતા જ જે કોઈ દેખાય તેના પર ગોળીઓ ચલાવવી શરૂ કરી; શસ્ત્ર વિહોણા સ્ત્રી, પુરુષો અને બાળકોને મારી નાખવામાં આવ્યા. લેફ્ટેનન્ટ વિલિયમ કેલી આ હત્યાકાંડનો જવાબદાર અમલદાર મનાય છે.



[અનુ૦ પૃષ્ઠ ૪૭૮

# અપની આગ

પ્રકાશ ગજ્જર

તમામ વિકસિત દેશોમાં અકસ્માતે લાગેલી આગ બૂઝાવવા માટે ફાયરબ્રિગેડની વ્યવસ્થા હોય જ છે એમાં પણ જ્યાં મોટાં શહેરો વધારે હોય અને ઔદ્યોગીકરણ વધ્યે જતું હોય ત્યાં તો ફાયર-બ્રિગેડની વ્યવસ્થા ખૂબ જ સારી રીતે અને વિપુલ પ્રમાણમાં ગોઠવવી પડે છે.

કુદરતે જ જેને ધરતીકંપનો દેશ બનાવીને અકસ્માતોનો ખડકલો થઇ જાય એવી ગોઠવણી કરી છે એવા જાપાનમાં આગના બનાવો ઘણા બને છે. આમ પણ આ દેશના નિવાસોમાં લાકડાં, કાગળ, કાપડ, પ્લાસ્ટીક વગેરે પદાર્થોનો ઉપયોગ વધારે થાય છે એટલે ત્યાં આગની શક્યતા ઘણી વધારે હોય છે આથી જાપાને ફાયરબ્રીગેડની વ્યવસ્થાને છેક છેલ્લી કક્ષાએ પહોંચાડી છે. એના ફાયરબ્રિગેડદળને જગતમાં શ્રેષ્ઠ ગણવામાં આવે છે.

આ અગ્નિશામક દળ પોતાની કાર્યક્ષમતા માટે વિશ્વવિખ્યાત હોય છે આગના બનાવના સ્થળે ઝપાટાબંધ પહોંચી જવામાં ને આગને કાબૂમાં લેવામાં તેમ જ જાનમાલ બચાવી લેવાની કળામાં જાપાનીઓ એક્કા ગણાય છે.

એક વખત એવી વિચિત્ર ઘટના બની કે જાપાનના સહુથી વધારે જાણીતા ફાયરબ્રીગેડ સ્ટેશનમાં આગ લાગી અને જોતજોતામાં તો એ આખી ઇમારત જ્વાળાઓમાં ભરખાઇ ગઇ! અંદરના કર્મચારીઓને બચાવવાનું પણ મુશ્કેલ બન્યું ને ત્રૂણ તેર જણ એ આગમાં ભુંજાઈ ગયા!

આ વિચિત્ર ઘટનાની પાછળનાં કારણોનું પૃથક્કરણ કરતાં એ શહેરના અગ્નિશામક દળના વડાએ કહ્યું કે 'આખા શહેરમાં ક્યાંય એ ઊંચા મકાનનું ભોંયતળિયું જ એક એવી જગા હતી જ્યાં દળના માણસોના ટેલીકેમેરાની નજર ન પહોંચે એટલે જ તો દળની ઓફીસોની નીચે ભયંકર આગ લાગવા માંડી તો પણ પેલા બરાબર ઉપર બેઠેલા-ઓને ખ્યાલ પણ ન આવ્યો!'

મને લાગે છે કે સમગ્ર માનવજાતની પણ આ જ સ્થિતિ છે. આપણી નજર આખી દુનિયામાં રઝળી આવે છે. ક્યાં શું બન્યું એની વિગતવાર માહીતિ આપણા મનનો ટેલીકેમેરા મેળવી લાવે છે. આપણા ટેલીફોન એકી સાથે અરધા જગતના સમાચારોની સંજવાળી કાઢતા હોય છે પણ સ્વયં આપણા પગ નીચેની ધરતી ભડભડતી હોય છે, પાયામાં પોલાણ વધ્યે જતું હોય છે એની આપણને ખબરેય નથી પડતી!

અરબ્બી મરમી સંત રાબિયા એક નાની ઝૂંપડીમાં રહેતી હતી રણુકંદારમાં આવેલી એ ઝૂંપડીની આસપાસમાં બીજી પણ થોડી વસાહત થઈ હતી એક રાત્રે રાબિયાએ મોટેથી ચીસ પાડી "દોડો દોડો, આગ લાગી છે." વસાહતના લોકો પાણીની મશકો ભરીભરીને રાબિયાની ઝૂંપડી તરફ દોડવા લાગ્યા એમણે પૂછ્યું "મા, આગ ક્યાં લાગી છે? જ્વાળાઓ તો દેખાતી નથી."

"ઓહો, તમે બધા અમારી આગ ઓલવવા આવ્યા છો! વાહ, શું તમે પોતપોતાના ઘરની આગ ઓલવીને આવ્યા?" રાબિયાએ પોતાની મરમી રીતે કહ્યું

પણ પેલા સપાટી ઉપર જ રઝળનારાઓને આ મઝધારી વાણી શી રીતે સમજાય! 'મા ફરી એક વાર પાગલ થઇ ગઈ છે' એમ વિચારતા એ બધા પોતપોતાની ઝૂંપડીઓ તરફ પાછા વળ્યા

આ એક બીજું આશ્ચર્ય છે કે બીજાના જીવનની અપૂર્ણતાઓ વિષે ઝરપટે ચર્ચા કરવા માટે દોડનારો પોતાના તરફ નજર નાખવાની પણ ભૂલી જાય છે પોતાને ત્યાં કેવી ભયંકર જ્વાળાઓ ભડભડે છે એનું ભાન રાખ્યા વગર એ દુનિયાની

આગની ચિંતા કરવા નીકળી પડે છે આ રોગ આપણને પોતાને પણ કેટલે અંશે લાગેલો છે એ તપાસવા જેવું છે નહી તો પાછા જો આ વિષે બીજાનું પૃથક્કરણ કરવા બેઠા તો આપણી આગ એમ જ ભડભડતી જશે ને આપણી કાણી પાણીમશકો ગમે તેમ રઝળ્યા કરશે

થોડાં વરસ પહેલા વાંચેલું કે શિકાગો શહેરમા એક ઉસ્તાદ ટાળકી ઊગી નીકળેની કોઇ અજબ રીતે એ મોટરોનાં પૈડાં કાઢી લેતી થોડા સમયમાં એ ટોળકીએ એવો કેર વર્તાવ્યો કે પ્રજામા હાહાકાર થઇ ગયો લાખ પ્રયત્ને પણ એ ટોળકી પકડાય જ નહી છેવટે એ ઉસ્તાદોને જેર કરવા માટે એક ખાસ પોલીસ ટુકડી નિમવામા આવી ને એને એક ખૂબ જ ઝડપી મોટર– તમામ સામગ્રી સાથે આપવામા આવી

એક વખત આ પોલીસ ટુકડીએ શિકાગોના એક નામચીન વિસ્તારમાં આ મોટર ગોઠવીને ચારેબાજુ ચાંપતી તપાસ રાખવા માંડી પા કલાક પછી એમણે મોટર ચાલુ કરી તો એ ઊંધી પડી ગઈ અકસ્માતની તપાસ કરતાં ખબર પડી કે અ પા કલાકના ગાળા દરમ્યાન પેલી ઉસ્તાદ ટાળકીમાથી જ કાઇક જણે પોલીસોની આ ખાસ મોટરનું આગલુ પૈડુ કઢી લીધુ હતુ ! જે મોટરમા પોલીસો જાપતો રાખતા હતા ને બીજાનાં પૈડાની રખવાળી કરતા હતા એ જ મોટરનું પૈડુ ગુમ થઇ ગયું !

બીજાઓના જીવન સંપૂર્ણ સદ્ગુણી રહે એટલા માટે આપણી સાવચેતીઓ અને જાપ્તા આપણામાં દુર્ગુણોનો ઢગલો ન કરી દે એ આપણે ખાસ જોવાનું છે જીવનની કેટલી બધી ચેતના આમ જ વપરાઈ જાય છે! જે ચેતના ફૂલ બનીને આપણી વાડીમા ખીલવી ને પમરવી જોઇએ એ જ શૂલ બનીને બીજાને ડંખે એ કેવી વાત છે! જે શક્તિ આપણને પાંખ બનાવીને ઊંચે ઊડ્ડયન કરાવી શકે એ જ પથ્થર બનીને બીજાને ને સાથે આપણને પણ નીચે પછાડે ને નચે જ રાખે એ પણ એક દુઃખદ આશ્ચર્ય જ છે ને! પરોપકાર કરવો એ બહુ સારી વાત છે પણ એ પરોપકારનો છોડ આપણા અહંના કાદવમાથી પ્રગટે તો શો અર્થ ?

જીવનનો આ કોષ કેવી કેવી અમૂલ્ય સામગ્રીથી ભરવાનો હતો! મણિમુક્તાઓ, હીરકો અને રજત સુવર્ણના ઢગલાઓ એમાં સોહી શકે એવી એની ગુંજાશને આપણે કથીરથી જ એના ખૂણેખૂણાને છલકાવી રહ્યા છીએ! ફૂલોની સૃષ્ટિ સરજવાને બદલે આપણે શૂલોના વરવા ઉત્પાદનમાં પડ્યા ને જિંદગીની સાર્થકતાને કૂતાઓને હવાલે કરી દીધી ગરુડે બિલાડીનો સંગ કર્યો અને જીવતે જીવત આત્મહત્યા કરીને જિંદગીનું મીંડુ વાળી દીધુ પારસના સિંહાસન ઉપર આપણે પથ્થરની પ્રતિષ્ઠા કરી અને જીવન–દેવતાને રીઝવવાને બદલે રઝાડ્યા ચેતનનાં આ કેવાં અપમાન!

ગુરુદેવ ટાગોરનું એક ગીત છે

હે નાથ! મારી આટલી વિનતીનો તુ સ્વીકાર કર, સ્વીકાર કર!

–તુ મારા હૃદયમાં રહે, હવે પાછો વળીને જઇશ મા

–જે દિવસ તારા વિયોગમાં ગયો એ તો ધૂળમાં મળી ગયો હવે તો તારા જ પ્રકાશમાં આ જીવન–કલિકાને વિકસાવવા માટે નિશદિન જાગી રહ્યો છુ

–ક્યા ઉન્માદમાં, શાની શોધમા હું અહીં તહીં નો કેડીઓ ઉપર ભટકાતો રહ્યો ? કોણ જાણે! હવે તુ મારા હૃદય પર તારો કાન ધર અને તારો જ અવાજ સાંભળ!

–મારી પાસે જે કાંઈ પાપના ઢગલા અથવા છલબલ તને દેખાય એમાં તુ આગ લગાડી દે!

*

એવી આગ લગા યા વગર બીજો રાહ જ સરતો નથી મા લીના સીમિત અહંમાથી સર્જાયેલી સૃષ્ટિ એને પોતાને એટલી મનોહર લાગે છે કે એમાં પોતાની જાતે જ તણખો મેલતા એને દુઃખ જ થાય પણ કદીક એમ કરવુ જરૂરી જ નહિ

અનિવાર્ય હોય છે. માળીઓ કહે છે કે ફૂલપાંદડીનું ખાતર શ્રેષ્ઠ ખાતર હોય છે. આમાં વૈજ્ઞાનિક સત્ય તો છે જ, પણ કાવ્ય પણ છે. કાલની પાંદડી આવતી કાલની કલિકાને જીવનના રસકસ પૂરા પાડી શકે તો આપણા જીવનના કુરિતોની ભસ્મ આપણને નવી જીવનફૂલવાડી સરજવામાં મદદ કેમ ના કરી શકે?

જીવનના આ વિધાનને સ્વીકારીને આપણે ઘણીવાર સ્વ-સર્જિત પદાર્થોની હોળી કરવી રહી ને એની અંગારભસ્મમાંથી નવા જીવનની સામગ્રી મેળવવી રહી. જગતમાં ક્રાંતિ આવશે, જો સ્વજીવન ક્રાંતિની અગનઝાળોમાંથી પસાર થયું હશે તો, જીવનમાં સળગાવેલી ક્રાંતિની કેડી જ જગતમાં જ્વાળાનો રાજમાર્ગ બની શકે

*

## આદિઅંત

આમ તો મુંબઈ આવવાનું વારવાર થતું હતું પણ આ ગંજાવર શહેરનો પરિચય એ વખતે એટલો બધો નહીં થયેલો કે એની વિવિધ જગાઓનો ખ્યાલ રહે. એમાં પણ વીજળી-ગાડીના એના અસંખ્ય સ્ટેશનો તો યાદ રાખવાનું મુશ્કેલ જ હતું

એક વખત મારે વચ્ચે ઊતરવાનું હતું. સ્ટેશનોના નામ હજી યાદ રહ્યાં નહોતાં એટલે મુંબઈના વિવેકનો ભંગ કરીને પણ મેં પાસે બેઠેલા એક સજ્જનને પૂછ્યું કે હવે કયું સ્ટેશન આવશે એમણે જવાબ આપ્યો 'માફ કરજો, મને ખબર નથી' પછી હસીને ઉમેર્યું 'જો કે આ ટ્રેનમાં છેલ્લાં સાત વરસથી મુસાફરી કરું છું પણ બે જ સ્ટેશનની મને ખબર છે– બોરીવલી અને ચર્ચગેટ. રહું છું બોરીવલીમાં એને ઓફિસ છે ચર્ચગેટ પાસે મોટે ભાગે સૂતા સૂતા જ મુસાફરી કરું છું. જતાં આવતાં બન્ને વખત વહેલો નીકળું છું અને ફર્સ્ટ ક્લાસનો પાસ છે એટલે બેઠા બેઠા આરામથી ઊંઘ લઈ શકાય છે'

જીવનમાં કૈંક સમાંતર દેખાય ત્યારે આપણાથી નોંધ લેવાઈ જાય એ બરાબર, પણ વિરોધાભાસ પણ આપણને એ વિશે વિચારતા કરી મૂકે એવું બને પેલા ભાઈને બેસવાના ને ઉતરવાના એમ બે જ સ્ટેશનની ખબર હતી આપણને આ બે જ સ્ટેશનની ખબર નથી એ ભાઈ અધરસ્તા વિશે સાવ અજ્ઞાન હતા આપણે સજ્ઞાન તો શી ખબર, પણ દુનિયાભરની માહિતીના ઢગના ભેગા કરનાર તો ખરા જ!

જીવનની યાત્રા ક્યાંથી આરંભાઈ એની ખબર ન પડે તો ઝાઝી ચિંતા નહીં, પણ એનો અંત ક્યાં નાંગરવાનો છે એનો અણસાર તો મળે! દૃષ્ટિના રઝળપાટમાં શું એમ જ આ સુંદર સફર વીતી જવાનો?

– ફાધર હેમિલ્ટન

# આંતરિક ચેતના

કુમાર યોગી

મુદ્રણયંત્રો ઢગલાબંધ સાહિત્ય છાપ્યે જાય છે ને એમાં કાચો માલ પૂરવા માટે લખનારાઓ પારાવાર સામગ્રી ઠાલવ્યે જાય છે. રોજના સેંકડો બલ્કે હજારો ટન પુસ્તકો અને અખબારો દુનિયાના બજારમાં મૂકાય છે. પણ એ બધાંની વચ્ચે કદીક એવા બે ચાર શબ્દ નજરે ચઢી જાય છે જે હૈયામાં તો કંડારાઈ જ જાય છે પણ એ સાથે જીવનને નવી રોશની આપી દે છે એવા ત્રણ શબ્દો ને એમાંથી પ્રગટેલા થોડા ચિંતનની વાત અહીં આલેખી છે.

માર્ગારેટ જહોન્સ્ટન નામની એક ધર્મપ્રચારક સન્નારીએ પોતાની લાંબી આત્મકથામાં પોતાના જીવનની ઘણી બધી સંઘર્ષ ગાથાઓ નોંધી છે. લોકો એની મશ્કરી કરતા, એને હેરાન કરવામાં બાકી ન રાખતા, પછી એની વાત સાંભળવાને તો તૈયાર જ શાના હોય ! માર્ગારેટની શ્રદ્ધાની કસોટી વારંવાર થયા જ કરતી. ઘણીવાર એ થાકી જતી, કંટાળતી અને રસ્તો બદલવાનું પણ વિચારતી

પણ જેમ જેમ આવા સારાખોટા અનુભવો થતા ગયા તેમ તેમ તેનામાં પુખ્તતા અને સમતા આવવા માંડી. પછી તો એણે જીવનના તમામ સંઘર્ષો અને મુસીબતોની પળોમાં મદદ કરે એવા ત્રણ નિયમ ઘડી કાઢયા આ નિયમોને એ જીવનભર અનુસરેલી ને એ રીતે ઘણીબધી મુશ્કેલીઓમાંથી એ સાંગોપાંગ પાર ઉતરેલી એ ત્રણ નિયમ આ રહ્યા :

Hold on ! Don't run ! One step more ! (ગમે તેમ કરીને પણ ટકી રહો, મેદાન છોડનારા ભાગેડુ ન બનશો અને થાકયા હો તો પણ એક ડગલું તો આગળ ભરો જ )

દેખીતા મુશ્કેલ લાગતા આ શબ્દોમાં જીવન પ્રેરણાની અમૂલ્ય સામગ્રી ભરેલી છે તોફાન આવે ત્યારે ટકી રહેવાનું મુશ્કેલ હોય છે એ સાચી વાત. ને આમ પણ જીવનમાં ચઢાવઉતાર તો સહુને આવે જ છે ને ! મૂળ રસ્તાથી છેટા જતા રહેવાય, સીધાં ચઢાણ આવે અને શક્તિની જરૂર પડે ત્યારે આપણને અંદરથી શક્તિ મળી શકે તેમ હોય જ છે. એ શક્તનો સહારો લઈએ તો બીજું ડગલું કેમ ભરવું તેની સમજ આપોઆપ ઊભી થાય જ.

આપણે જાણીએ છીએ તેના કરતાં ઘણું વધારે જ્ઞાન અને સમજણ આપણી અંદર વસે છે. આપણને ખ્યાલ હોય તેના કરતાં ઘણી વધારે હિંમત આપણી અંદર હોય છે. આપણે કલ્પી પણ ન હોય એટલી બધી ઊંડી શ્રદ્ધાની સરવાણીઓ આપણી અંદર વહેતી હોય છે. એમને જગાડીને ઉપયોગમાં લેવાની જ જરૂર હોય છે.

સુખભર્યા અને સફળ જીવનનો રસ્તો શંકા, નિરાશા અને નિષ્ફળતાના પથ્થરો દ્વારા અવરોધાયો હોય ત્યારે વિશ્વાસ ઓસરતો જતો હોય ત્યારે જ 'ગમે તેમ કરીને ટકી રહેવાની' જરૂરિયાત ઊભી થાય છે એવા સમયે ભાગી કે ભાગી જવાને બદલે ઈશ્વરનો સહારો લઈને 'એક ડગ વધારે' ભરવાની આવશ્યકતા હોય છે.

મુસીબતો અને ચિંતાઓના ધમસાણોએ જો તમને અશક્ત અને નહિમ્મત બનાવી દીધા હોય તો સ્વયં આ પળે જ તમારે ટટ્ટાર ખડા થઈ જવુ જોઈએ અને પરમપિતાએ સર્જી રાખેલી મુક્તિને માણવા તત્પર થવુ જોઈએ.

આપણી અંદરની ઈશ્વરદત્ત શક્તિમાં શ્રદ્ધાનો અભાવ જ આપણને હતાશ અને નિષ્ફળ બનાવે છે, માટે જ તો અધીરપ અને અનિશ્ચિતતાને તો પળવારેય ઊગવા દેવાં ન જોઈએ. નિર્બળતા, શંકા, આત્મપ્રતારણા અને હતાશાના વિચારોને આપણી માનસિક ચેતના ઉપર ઊઠવા જ ન દેવા ઘટે. 'આપણે અડગ છીએ, અચળ છીએ, પૂરી હિમ્મતથી સભર છીએ, કારણ કે આપણી અંદર દિવ્ય

ચૈતન્યશક્તિ વસે છે અને ઇશ્વર આપણને સતત સફળતાના મારગે દોર્યા કરે છે'—આ સત્યના પ્રકાશને આપણે સતત પોતાની અંદર ઝળહળાવવા દઈને ટટાર ઊભા રહેવું જોઈએ.

સાચું સુખ અને સફળતાના તમારા ધ્યેય પ્રતિ એકલક્ષ્ય રાખીને, આંતરિક શક્તિના પ્રાગટ્યનું સતત સ્મરણ કરીને તમે દઢતાપૂર્વક આગળ વધી શકશો ને તમે કલ્પેલા ગમે એવા ધ્યેયને પણ સિદ્ધ કરી શકશો.

એક ચિંતકે સરસ કહ્યું છે. "તમારી અંદર રહેલી ઇશ્વરદત્ત ચેતના પ્રતિની જાગૃતિમાંથી પ્રગટનારી શક્તિ તમારા હૃદયને અનોખું બળ આપશે, મનને ગજબની તાકાત આપશે, તમારા શરીરના અણુઅણુમાં એક અનોખી ચેતના છલકાવી દેશે. એનાથી તમારા ધ્રુજતા પગ ટટાર થઈને આગળ ચાલવા માંડશે, થરથરતા હાથ સ્વસ્થ થઈ કામે વળગશે. તમારામાં ગજબનું આત્મબળ પ્રગટશે ને એક એવી અગ્નિશિખા જાગશે તમારી અંદર જે તમને સાચા પંથે દોરશે ને ગજબનું માર્ગદર્શન આપ્યા કરશે."

અચળ શ્રદ્ધા ને અડગ વિશ્વાસ સાથે ઇશ્વરની આ અદમ્ય ચેતનાશક્તિ સાથે તમારો સંપર્ક સાધો, એને બરાબર જાળી લ્યો ને તમે જોશો કે તમારી નિરાશા આશામાં પલટાઈ જશે, ડર હિમ્મત બની જશે, પરાજયનું વિજયમાં પરિવર્તન થઈ રહેશે.

ભૂતકાળમાં તમને ભલે ગમે તે અનુભવો થયા હોય, ને આજ તમે ભલે ગમે એવી વિષમ પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યા હો, પણ એટલી શ્રદ્ધા રાખજો કે ઈશ્વરનો પ્રકાશ તમારી અંદર ને તમારા દ્વારા પ્રકાશી રહ્યો છે ને આ પળે કે કોઈ પણ પળે શું કરવું એનું માર્ગદર્શન તમને મળી જ રહ્યું છે. આટલું યાદ રાખો કે 'ઇશ્વર એટલે પ્રકાશ ને એનામાં તલમાત્ર પણ અંધાર ન હોય.'

તમારી અંદર રહેલી આ ઈશ્વરીય ચેતના વિષે તમે વિચાર કરતા હો અથવા આ દિવ્ય ભાવના ઉપર તમે ધ્યાનમાં એકાગ્ર થયા હો ત્યારે એના દિવ્ય ઉજાસને તમારી મનશ્ચેતના ઉપર ને ઊંડાણમાં બરાબર પથરાઈ જવા દેજો; તમારા સમગ્ર મનોવ્યાપારને એ ઉદાત્ત કક્ષા તરફ વાળજો ને પ્રેરણાનો પ્રકાશ ઝીલવા માટે દિલનાં તમામ દ્વાર ખુલ્લાં રાખજો. પૂર્ણ શ્રદ્ધા સાથે આ સત્યનું સતત ચિંતન કરતા રહેજો "ઇશ્વરનું તેજ મારી સામે, મારી અંદર, મારા દ્વારા, મારી આસપાસ પ્રકાશી રહ્યું છે. હું પૂર્ણ શ્રદ્ધા સાથે આગળ ડગ ભરું છું. મારો રસ્તો સ્વચ્છ અને પ્રકાશિત છે"

માનવી આમ તો માટીનું કોડિયું જ માત્ર છે. પણ એ તો બહારથી જોતાં એની અંદર જે દિવ્ય ચૈતન્યની જ્યોતિ ઝળહળી રહી છે એને નજર સામે રાખીએ તો માનવી પંચભૂતનું પૂતળું નહીં, પણ ઇશ્વરનો પનોતો પુત્ર બની રહે છે.

પ્રત્યેક માણસ અનન્ય છે. ઇશ્વરની દિવ્ય સૃષ્ટિયોજનામાં દરેકે પોતાનો અનન્ય ભાગ ભજવવાનો છે માટે જ તો કોડિયામાં પ્રજ્વલિત આતમજ્યોતિ તરફ ધ્યાન રાખીને સહુએ પોતાનું મૂલ્ય સમજીને શક્ય એટલા ઉજાસ વેરીને આ આયોજનને સંપૂર્ણ સફળ કરવાનું છે એનો પ્રકાશ અને માર્ગદર્શન મેળવીને આપણે ડગડગ કરતા સતત આગળ ધપતા રહેવાનું છે.

'હું ઇશ્વરનું બાળક છું'—એવો વિચારમાત્ર આપણને ગજબની શાંતિ, શ્રદ્ધા અને શક્તિ આપે છે. પોતાની જાતને તુચ્છ માની લેવાને બદલે એક આધ્યાત્મિક એકમ[Spiritual unit] માનીએ, આપણી દિવ્ય પ્રકૃતિનો સ્વીકાર કરીએ તો તરત જ આપણને બંધનમાં રાખનારા બધા જ વિચારો ઓગળી જાય પછી આપણને સમજાય કે સફળતાના સૂત્ર આપણા હાથમાં છે ને નિષ્ફળતા સાથે આપણો સ્વપ્નેય સંબંધ નથી જ પછી તો ઈશ્વરીય ચેતનાના આંતરિક પ્રકાશમાં માર્ગદર્શન પામતા આપણે પૂર્ણતાના પથે ગતિ કરી શકીએ. છેવટે તો એ પૂર્ણતા જ આપણું મૂળ અને સાચું સ્વરૂપ છે ને !

માટે શ્રદ્ધાને ક્ષણવાર માટેય છોડશો નહી.

Hold on ! આટલું યાદ રાખો કે વિશ્વસર્જક પરમ પિતા તમારા દ્વારા પણ પોતાની દિવ્ય યોજનાને સંપૂર્ણ કરવા માગે છે. એને તમારામાં રસ છે જ કારણ કે એના વિરાટ આયોજનના તમે એક અનિવાર્ય ભાગ છો એટલે જીવનમા આવતા પ્રત્યેક અનુભવને આધ્યાત્મિક વિકાસની સીડીના પગથિયા જેવો ગણજો, ને એ દ્વારા તમારી ઇશ્વરદત્ત શક્તિ, પ્રજ્ઞા અને પ્રેમના પ્રયોગ માટેની તક મળી છે એમ સમજજો આવી નાની મોટી ઘટનાઓ જ તમને દિવ્યતાના સ્વામી સિદ્ધ કરવામા મદદ કરે છે એટલું ભૂલતા નહી

ઈશ્વરીય તેજને તમારી અંદર ને આસપાસ બરાબર ઝગહળવા દેજો એના પ્રકાશમાં પૂરી શ્રદ્ધા અને શાંતિ સાથે તમે ડગલાં ભરતા આગળ ધપજો.

દુનિયામા જ્ઞાન તો અનેક પ્રકારનાં છે. પણ એક એવુ જ્ઞાન જાણી લેવુ જોઈએ જે જાણવાથી બાકીનું બધુ સરળ થઈ જાય પોતાની મૂળ દિવ્ય પ્રકૃતિને ઓળખવી અને જીવનના સર્વ વ્યવહારો એ જ્ઞાનકેન્દ્રની આસપાસ ગોઠવવા એનાથી મહાન નથી કોઇ સાધના કે નથી કોઇ કલા.

તમને આ જીવનસાધનાની દિવ્યકલા મળો એ મારી પ્રાર્થના છે

---

પોતાની પાસે કેટલુ છે, અગર પોતાની પાસે શુ નથી એની જેને ખબર નથી તે જ પૈસાદાર છે

*

'ગરીબ પરવર, એકાદ ફાટેલ કપડ આ મિસ્કીનને આપજો' ઠંડીમા થરથરતો ગરીબ ભિખારી યાચના કરી રહ્યો હતો

'કોણ છે અત્યારે ? ચાલ્યો જા' રહેમાને ઝરૂખામાથી કઠોર અવાજે કહ્યુ એના ચોકીદારે ભિખારીને ધક્કા મારી દૂર કર્યો

નિસાસો મૂકી એ ચાલતો થયો અંધારી રાતે, વરસતા વરસાદે એને કોઇએ મદદ ન આપી. નસીબને દોષ દેતો એ જતા રહ્યો

થોડા વર્ષ વીતી ગયા

શહેરમા ભયકર રોગચાળો ચાલે છે રહેમાનખાની નાની છોકરી એમા મરણ પામી આજે રહેમાન અમીર નથી, ભિખારીનોય ભિખારી બની ગયો છે પુત્રીના કફન માટે એની પાસે કપડ નથી નસીબના આ લીલા જોઇ એની બુદ્ધિ બહેર મારી ગઇ

પાછળથી એક વૃદ્ધ આદમીએ એના ખભા પર હાથ મૂકયો પોતાની જૂની ચાદર સ્વીકારવા એણે રહેમાનખાને આજીજી કરી.

'અરે, કોણ મિસ્કીન ?' રહેમાનખાનો સાદ ફાટી ગયો

મિસ્કીનના મો પર સ્મિતની લકીર એ ચાણી રહેમાનખાની આખમાથી આસુ ટપકવા માડ્યા

*

# બારણાની ઘંટડી

ઈન્દુલાલ ગાંધી

આધુનિક સભ્ય સમાજમાં જો આપ કોઈને ત્યાં મળવા જાઓ, અને એને બોલાવવા માટે ખૂબ જોરથી બૂમ મારો અથવા એના ઘરનું બારણું ખખડાવવા માંડો તો તે માણસ આપના વિશે શું વિચારશે અને આપના આ વર્તનથી શું પરિણામ આવશે ? બહુ જાહેર વાત છે.. કે, જો એ આપનો મિત્ર હશે તો આપને બે ચાર સંભળાવી દેશે અને જો કોઈ બીજો માણસ હશે, તો આપને અસભ્ય સમજીને મનમાં ગુસ્સે થશે. હા, એ ખરું કે, આપને એમ લાગશે કે એ વ્યક્તિને બહાર બોલાવવા માટે બૂમ મારવી કે બારણું ખખડાવવા સિવાય બીજો રસ્તો પણ કયાં હતો ? પરન્તુ, આપણી સંસ્કૃતિના વિકાસની સાથે આપણા સમાજે ઘણીયે એવી વૈજ્ઞાનિક શોધખોળોનો લાભ ઉઠાવવા માંડયો છે કે જેના ઉપયોગથી આ મુશ્કેલીઓ હલ થઈ શકે છે

જો કોઈને પોતાને ઘરે કોઈનો અવાજ અથવા બારણું ખખડાવવું ખરાબ લાગતું હશે તો ચોક્કસ એ પોતાને દરવાજે એક ઘંટડી રાખશે કે જેના વગાડવાથી એ સજ્જન જાતે આપને મળવા બહાર આવી જશે.

આ ઘંટડી રાખવાની પ્રથા હમણાં શરૂ થઈ છે, એવું નથી. લોકોને બોલાવવા માટે, એક સ્થળે ભેગા કરવા માટે, અથવા કોઈ ખાસ કાર્યની સૂચના દેવા માટે ઘંટડીનો પ્રયોગ ઘણા સમયથી થાય છે પોપ સેલિનિયેનસે કદાચ પહેલી જ વાર દેવળમાં લોકોને એકઠા કરવા ઘંટડીનો પ્રયોગ કર્યો હતો ફ્રાન્સમાં પણ ઘણા સમયથી આ રીતે ઘંટડીઓનો ઉપયોગ થાય છે

ઘંટડી ભલે દેવળની હોય સૈનિકોને બોલાવવા માટે હોય કે પછી નિશાળની હોય,–એને વગાડવાનો અર્થ એક જ થાય છે કે કોઈને બોલાવવું.

દરવાજાની ઘંટડીની આપને હું કંઈ વાત કરું, એ પહેલાં ઘંટડી વિશે જ ટૂંકમાં ઈતિહાસ કહું. જૂના જમાનામાં જ્યારે ઘંટડીઓનો ઓછો રિવાજ હતો, ત્યારે જુદી જુદી ઘંટડીનો જુદા જુદા કામ માટે ઉપયોગ કરવામાં આવતો હતો. એના વિવિધ નામો પણ હતા દા.ત ટિન્ટીનુએબુલમ, પેટાસિયસ, નોલા, કમ્પેના વગેરે... .

ઘંટડીઓને વગાડવાની પણ જૂના જમાનામાં એક કલા ગણવામાં આવી છે કેટલીક ઘંટડીઓ તો મશીનથી પણ વગાડવામાં આવતી હતી–અને ઘડિયાળને ચોકકસ ટકોરે પણ વાગતી હતી કેટલીક ઘંટડીઓ માટે દોરી વગેરેનો ઉપયોગ થતો દોરીથી ઘંટડી બાંધવામાં આવતી અને એની ઉપર હથોડો બાંધેલો રહેતો દોરી ખેંચવાથી ઘંટડી હથોડા પર અથડાતી અને ટન્ ટન્ અવાજ થતો

બસ, અહિંથી જ દરવાજા ઉપરથી ઘંટડીની વાર્તા શરૂ થાય છે ઘણા સમય પહેલાં ઘરને બારણે કે દુકાનો ને દરવાજે આ પ્રકારે દોરી અથવા તાર ખેંચવાથી વાગતી ઘંટડીનો ઉપયોગ થતો બારણે બહાર રાખેલો તાર ખેંચવાથી હથોડો ગતિશીલ બનતો અને બાજુની ઘંટડી પર અથડાતો, જેથી, એક ધીરો કર્ણપ્રિય અવાજ થતો બારણું ખોલ્યું કે અંદર ઘંટડી વાગે, એવો પ્રયોગ કયારેક કરવામાં આવતો

આ પછી ઘંટડીઓમાં સુધારા વધારા કરવા માટે, ખોખલી ઘંટડીઓને સ્થાને જુદા જુદાં પ્રકારની ધાતુઓના લાંબા ટૂંકા ટૂકડાનો પણ ઉપયોગ થવા માંડયો તાર ખેંચવાથી હથોડો એની સાથે અથડાતો અને અવાજ થતો ધીમે ધીમે આ તાર અને દોરીને હવાથી ભરેલી નળીઓએ સ્થાન લીધું એક બટન દબાવવાથી આ નળીઓમાંથી થઈને હવા નીકળતી અને એને પરિણામે નાનકડી હથોડી ઘંટડી પર વારંવાર પછડાતી અને ટન્ ટન્ અવાજ થતો

આધુનિક વીજળી યુગમાં તો આ ઘંટડી ક્યાં સુધી ટકે? ઘટડી, તાર, હથોડી, બટન બધું એનું એ જ હોવા છતાંય એનું સ્વરૂપ બદલાઈ ગયુ, ઘટડી ફરી ગઈ, અને જમાનાની સાથે એનો અવાજ પણ બદલાઈ ગયો

આ વીજળીથી ચાલતી ઘટડીનો સિદ્ધાંત બહુ જ સરળ છે નરમ લોઢાના ટૂકડા ઉપર એક તાર વિંટીએ, અને એ તારના બન્ને છેડાને બેટરી સાથે જોડીએ તો લોઢામાં વીજળી પ્રવાહ વહેવા માંડે છે અને ટૂકડા ચુબક બની જાય છે એને વિદ્યુત્ ચુબક કહે છે એની વિશિષ્ટતા એ છે કે જે ક્ષણે વીજળીના પ્રવાહ અટકી જશે તેજ ક્ષણે એ ટૂકડો ચુબકહીન બની જશે આનો જ પ્રયોગ વીજળીની ઘટડીમાં કરવામા આવ્યો છે એની રચના પણ સહેલી છે એક ગોળ ખોખલી ઘટડીને લાકડાના ટૂકડા સાથે જોડવામાં આવે છે અને એના ઉપર ઘોડાની નાલના આકારના એક લોઢાના ટૂકડા લગાડી, એના ઉપર તાર લપેટવામાં આવે છે એના ખુલ્લા ભાગ ઉપર એક હથોડી રાખવામાં આવે છે આ હથોડીની એક સ્પ્રીંગ દ્વારા એક પેચ સાથ ચોટલી રાખવામા આવે છે આ પેચ વીજળીના તારથી એક તરફ વીજળીના તાર સાથે અને બીજી તરફ ઘોડાની નાલ સાથ જોડાયેલા રહે છે બટન દબાવવાથી વીજળીના તારના બન્ને છેડા એક માધ્યમ દ્વારા એકત્ર થાય છે વીજળીનો પ્રવાહ વહેવાથી ઘોડાની નાલ વિદ્યુતચુંબક બની જાય છે, અને હથોડી એની સાથે ચોંટી જાય છે આ સાથે જ ટન અવાજ આવે છે ફરીને ઉખડી જાય છે, અને ચોંટે છે આમ ટન ટન અવાજ થયા કરે છે વીજળીની ગતિનો તો આપને ખ્યાલ હશે જ એક સેકન્ડના એક લાખ અને ૮૬ હજાર માઈલની વીજળીની ગતિ છે આ કારણે ઘટડીના અવાજ થવામાં વધુ વાર નથી લાગતી બટન ઉપરથી હાથ લઈ લઈએ એટલે વીજળી પ્રવાહ અટકી જાય છે અને ઘટડી વાગતી બધ પડે છે

આમાંથી જો ઘટડી કાઢી લેવામાં આવે, તો મધમાખીના ગણગણાટ જેવો અવાજ આવે છે ઓફિસોમાં જ્યા વધારે અવાજ નહી કરવો જોઈએ ત્યાં આવી ઘટડીઓનો ઉપયોગ કરવામાં આવે છે આજ કાલ લોકો પોતાના ઘરને દરવાજે ચોર-ઘટડીઓનો પણ ઉપયોગ કરે છે રાતે જો ચોર આવે તો ઘટડી જાતે જ વાગવા માંડે છે

તો આ હતી બારણાની ઘટડીની વાત હવે જ્યારે આપ કોઈને ઘેર જાઓ, તો બારણાની ઘટડીનું બટન દબાવવુ જ જોઈએ નહી તો, બારણુ ખખડાવ્યુ, કે બૂમ મારી તો શુ થશે એ તો આપણે જોયુ

*

## લોકજીવનનું રહસ્ય

લોકજીવનના દરશે તમે એકલી ધુમ્મસ ભરેલી કલ્પનામાંથી ખડા કરવા શા માટે તૈયાર થાઓ છો? એમ ... માત્ર વિચારોમા જ દોડવા માડ તો પૃથ્વીના અર્ધા ભાગ જેવડ મારુ વાસ્તવિક પરિભ્રમણ મને બે ડગલા જેટલુ માડ લાગે કલ્પનાએ ચડીને ... કેટલીક વાર સ્વર્ગથીયે આ દૂર લટાર મારી આવ્યો છુ, Fantasy (કલ્પનાકથા) આલેખવામા આવુ બધુ ચાલે, પણ જીવનનુ દર્દ તો વાસ્તવિક રીતે જ રજૂ કરવુ જોઈએ લોકજીવનના રહસ્યો મેળવવા મે કેટલીયે વાર હોટેલના વાસણો માજનારો જોડે કલાકો ગાળી છે જીવનના ગર્ભિત સુખ દુ ખ, કમાયો કે અસતોષ શુ છે તે આપણે સમજતા જ નથી તમારુ લખેલુ વાચકની આખ ભીની કે પ્રસન્ન ન કરે તો એને કલમ, કાગળ ને શાહીનો મશ્કરી માનજો

# ટાગોર સાહિત્યપર કબીર અને ચૈતન્યની અસર

દુષ્યંત પંડયા

જગતના ચોકમાં ભારતની પ્રતિષ્ઠાનું સંસ્થાપન સ્વામી વિવેકાનંદે કર્યું હતું. એના સંવર્ધનનું કાર્ય કરવામાં રવીન્દ્રનાથે અગત્યનો ફાળો આપ્યો હતો. બંનેના કાર્ય પ્રદેશો જુદા હોવા છતાં બંનેના જીવનસંદેશમાં કોઇ ભિન્નતા નથી વરતાતી. રવીન્દ્રનાથ પછી તરત જ આવનાર ગાંધીજીની સાથે એમની સરખામણી કરશું તો પણ તત્ત્વત. બંને વચ્ચેનું સામ્ય જ આપણને આકર્ષશે.

જીવનમાં અનેકાનેક ક્ષેત્રોમાં સફળતાપૂર્વક વિહાર કરનાર અને પ્રત્યેક ક્ષેત્રને પોતાના વિશિષ્ટ અર્પણથી વિભૂષિત કરનાર આ ત્રણે વિભૂતિઓએ પોતાના વિશિષ્ટ કાર્યપ્રદેશ તરીકે પોતાના વ્યક્તિત્વને અનુરૂપ એવાં ક્ષેત્રો પસંદ કર્યા હતાં. દાર્શનિક વિવેકાનંદ, કવિ રવીન્દ્રનાથ અને રાજકીય ક્રાંતિકાર ગાંધીજી પોતાના કાર્યપ્રદેશની કાર્યપદ્ધતિની, સ્વભાવની, બુદ્ધિની, જીવનદૃષ્ટિની એમ અનેકવિધ ભિન્નતા છતાં જગતના ચિત્ત પર જે છાપ અંકિત કરી ગયા છે તે કેટલી બધી સમાન છે.

રવીન્દ્રનાથની પ્રતિભા અનેકમુખી હતી. કલાના ક્ષેત્રમાં રંગભૂમિ, ચિત્ર અને સંગીતમાં એમણે કરેલું પ્રદાન વૈવિધ્યસમૃદ્ધ છે. સાહિત્યના લગભગ પ્રત્યેક પ્રદેશમાં એમણે કરેલું વિપુલ અર્પણ એમની વિરાટ પ્રતિભાની ઝાંખી કરાવે છે. "કવિ–કાહિની"-થી ૧૮૭૮માં એમની કલમે સાહિત્ય સર્જન શરૂ કર્યું ત્યારથી તે ૧૯૪૧માંના સંમુખે શાંતિ પારાવાર. સુધી એમણે કાવ્યો, ગીતો, નાટકો, નિબંધો, નવલિકાઓ, નવલકથાઓનો જાણે કે વરસાદ જ વરસાવ્યો હતો. બે હજાર જેટલાં ગીતો. લગભગ એટલી જ સંખ્યામાં કાવ્યો, શેકબંધ નવલિકાઓ, નાટકો, નવલકથાઓ, નિબંધો, ચિંતનાત્મક લખાણો બધું મહાકાંતાર સમું છે. કાવ્યના પણ અનેકાનેક પ્રકારો એમણે ખેડયા છે. એમના કાવ્ય વિષયો શું છે તે કહેવા કરતાં નેતિ નેતિ પ્રમાણે શું નથી એમ કહેવું ઠીક થઇ પડશે. શ્રી હુમાયુ કબીરે કહ્યું છે તે પ્રમાણે પ્રકૃતિ અને માનવનું સાયુજ્ય રવીન્દ્રનાથની કવિતાની એક મહાન વિશેષતા રહી છે.

૭ દાયકા અને ત્રણ વર્ષનું, રવીન્દ્રનાથનું સર્જન એકધારું, એકસૂરું, એક જ લયભાવઊર્મિ-કલ્પનાની આસપાસ ઘૂમનારું રહ્યું હોત તો રવીન્દ્રનાથ એમના જીવનકાળ દરમિયાન જ અભેરાઇ પર મૂકાઇ ગયા હોત. રિચાર્ડ ચર્ચ અને ઉમાશંકર જોશીએ એમને વિશ્વમાનવ તરીકે નવાજ્યા છે અને ડૉ. સુનીતિકુમાર ચેટર્જીએ એમને વિશ્વ મનઃ વાક્પતિ કહી સંબોધ્યા છે. તે ટાગોરના સમગ્ર સર્જનની પાછળ નિગૂઢપણે વહેતી વિશિષ્ટ ચેતનાનું દ્યોતક છે એ ચેતનાની જ્યોતનું સ્નેહાંજન સમસ્ત ભારતીય જીવનતત્ત્વ છે જે આસેતુહિમાચલ વ્યાપ્ત છે અને જે કાલાંતરથી દેદીપ્યમાન થઈ વૃદ્ધિ ગત થતું રહેલું છે. બાધા નાહિમાની નો કવિ માત્ર "દખિન દુવાર" જ ખૂલ્લાં નથી રાખતો. "ઘરેબાહિરે", રહેવાનું હોય ગમે ત્યાં, સમગ્ર વિશ્વને ખુણેખુણેથી જે કંઇ શુભ છે, મંગલ છે, શ્રેયસ્કર છે, તે અપાવવામાં ગાંધીજીની માફક રવીન્દ્રનાથ પણ માને છે. પ્રાચીન મધ્યકાલીન ઇતિહાસ, અર્વાચીન યુરોપનાં માનવતાવાદ, તત્કાલીન ભારતનું પુનરુત્થાન, વ્યક્તિસ્વાતંત્ર્ય, નારીપ્રતિષ્ઠા, જગતના મહાન ધર્મોનાં સનાતન તત્ત્વો, નિત્યલીલામયી પ્રકૃતિ અને ગૂઢાતિગૂઢ રહસ્યોને સમાવનારું ચાર આંગળનું માનવમનઃ આ બધાં વિધિ તત્ત્વોને રવીન્દ્રનાથે પોતાની ચિતખરલમાં ઘૂંટ્યાં છે ને કાવ્યરસનું સર્જન કર્યું છે.

ઉપનિષદોનો વારસો એમને પ્રત્યક્ષ મળ્યો હતો. એમના પિતા, મહર્ષિ દેવેન્દ્રનાથ કાલાતિક્રમ કરીને વિચરતા ઉપનિષત્કાલીન દ્રષ્ટા સમા હતા એવા દ્રષ્ટાના પુત્ર તરીકે સીધું, એમના સાન્નિધ્યમાં રહેવાના અનુભવથી પ્રત્યક્ષ અને એમની આસપાસના

# શું વાંચવું ને શું ન વાંચવું ?

ઈ ગાંધી

એક જમાનામાં આપણા બાપદાદા છાપેલું ચોપાનિયું જોઈને હરખાઈ જતા હવે તો આપણા બેબી – બબલાઓ આસાનીથી ભલભલા સચિત્ર માસિકો પણ રમતની ઝૂંબેશમાં તોડીફાડીને નવરાં કરી નાખતાં આપણે જોઈએ છીએ અને ગમ્મત અનુભવીએ છીએ એક વેળા પોતાનું સરનામું રેપર ઉપર ટાઈપ થયેલું જોઈને આપણી છાતી સવા ગજનો ફૂલાવો અનુભવતી આજે આપણી પોતાની વાતચીત ભાષણ કે કવિતા આપણી અદ્યતન તસ્વીરો સહિત છાપેલી હાલતમાં નિહાળ્યા પછી યે છેલ્લા પાંચસાત દાયકામાં આપણે એટલી બધી જલદીથી સરકારનો ઓપ ધારણ કરવા લાગ્યા કે જાણે સૂરજના કિરણની ગાન !

પચ્ચીસ વરસ પહેલા આપણી આંખોને તેમજ કાનને જે નવાઈ રૂપ લાગતું તેમા હવે સાધારણપણું અનુભવીએ છીએ પાંચસો પૃષ્ઠની નવલકથા પાંચ ચોકલેટની કટકી માફક પૂરી કરી નાખવાની તેમજ પચાસ–સાઠ કાવ્યોના ગુટકાનો આસ્વાદ એટલી જ મિનિટમાં લઈ લેવાની શક્તિ આપણે કેળવી છે આપણે સંગીન ખોરાક ભલે લેતા ન હોઈએ, રોજ રોજ આપણે સંગીન વાંચન ઝંખીએ છીએ અને સંગીન વાચન પૂરું પાડનાર મિત્રો !

વાચનની રસિયણ મારી એક ઓળખીતી શિક્ષિત કુમારિકા ઉપર યોગ્ય વયના ત્રણ ઉમેદવારોની તરાપ છે પહેલો નિખાલસ લાયબ્રેરિયન, બીજો ચબરાક તંત્રી અને ત્રીજો મશહૂર લેખક ત્રણેની ઓળખાણ કરાવ્યા પછી કોના તરફ પોતાની નજર દોડાવવી તે અંગે એણે મારી સલાહ માગી છે મારો અભિપ્રાય લાયબ્રેરિયનની તરફેણમાં છે—જો એને એ બાપડાની સૂરત–શિકલ અને સ્થાનથી સંતોષ હોય લેખક અને તંત્રી દેખાવે તેમ જ ટાપટીપમા વધારે ધ્યાન ખેંચે એવા હોવા છતાં એનો મૂળ અર્થ બહુ જ ઓછી હદે સંતોષાય, એવો મને ભય છે વળી બેઉ અસ્થિર કારકિર્દીના અને સામાને બેજારૂપ થઈ પડનાર ઘરાક ગણાય મારા ધારવા પ્રમાણે ખરા લેખકને પારકું વાંચવાની ફુરસદ બહુ જ ઓછી હોવાથી ભાગ્યે જ કોઈ જાણીતી ચોપડી એ ઘેર લાવે કે વસાવે તંત્રીને ત્યાં પુસ્તકો આવે ખરાં, અને બહુધા વિના ખરચે, પરંતુ માત્ર એક જ ભાષાના જ્યારે લાયબ્રેરિયન હરેક નવું પ્રકાશન પત્નીને ખોળે ધરવા સમર્થ થઈ શકે, તો શા માટે હંમેશ માટ ઉપયોગી અને ચોવીસે કલાક આનંદ પૂરો પાડનાર એવો સાથી જતો કરવો ?

માત્ર લેખક અને તંત્રીને જ લક્ષમાં લેવામા આવે તો લેખક એ માલ છે અને તંત્રી માલનો ઉત્પાદક કે દલાલ છે પોતાની ઈચ્છાથી લેખક કશું પણ લખી કે છપાવી શકતો નથી ગુજરાતમા આ સ્થિતિ વિશેષપણે સાચી જાય છે કેટલાક લેખકો મળથી જ અમુક વ્યક્તિ કે સંસ્થાને ચુડેલ માફક વળગી પડે છે અને તેમનો લાભ એકલપેટે ઉઠાવે છે ઘણીખરી જગાએ એવું જ હોવાથી તંત્રીઓને લેખક – લેખિકાઓ શોધવા પડતા નથી, ઊલટા કાંકરાવાળા ઘઉં માફક બીજાઓના સહવાસથી છૂટા પાડવા પડે છે અમુક જાતના પત્રોમા તેથી અમુક જાતનાં નામો જ કાયમને માટે દેખા દે છે અને અમુક કાયમને માટે અદૃશ્ય થઈ ગયેલાં માલૂમ પડે છે પગાર આપીને બેસાડેલા આસામીઓ અમુક પ્રકારની કુનેહથી કામ કરવાને બંધાયેલા હોવાથી સ્ટાફ બહારનાં માણસોને ભાગ્યે જ ઉપયોગી થઈ પડે છે માત્ર સગાંવહાલાંઓની શક્તિને ભોગે ઉપજાવેલી રસોઈ વડે સહુને સંતોષવાનું બીડું ઝડપી નિરાંતને જીવે વાગોળ્યા કરતા હોય છે એઓ સાહિત્યકાર પણ ખરા અને સાહિત્યકારોના આશ્રયદાતા પણ ! એમને અવગણીને કે નારાજ કરીને જાય । એમને ત્યાં મફતના આટા ખાઈને કયા સાહિત્યકરનો દહાડો વળે ?

જેમ લખવું એ એક ઇલમ છે, તેમ કોઈની પાસે લખાવવું એ પણ એનાથી ચડિયાતો ઇલમ છે એવા ઈલ્મીઓની કદર કરવાની ના નથી, પણ એમણે જાણવું જોઇએ કે જે કામ એઓ લઈ બેઠા છે તેની ફત્તેહ એમની કામ પ્રત્યેની પૂરી જવાબદારી, ધગશ અને નિષ્ઠા ઉપર અવલંબે છે. આટલું સમજ્યા પછી લખાણના લિબાસમાં જેઓ કંઇક આપણને પીરસે છે તેમનો એહસાન માનતાં આપણે અચકાવું ન જોઈએ. એમને ભરેલી ખંડણી ત્યારે જ સાર્થક થયેલી ગણાય, કે જ્યારે આપણા માગ્યા સૂચવ્યા વિના આપણી રુચિના લેખક લેખિકાઓની શક્તિનો પૂરતો પરિચય કરાવે, એટલું જ નહિ પણ કંઇક અવનવું પણ આપતા રહે— અને તે પણ સારા દેદારમાં તેમજ યોગ્ય સમયે!

સ્થાયી લખાણને આવકાર આપતા આપણા માસિક ત્રિમાસિકો માંદી હાલતમાં, મંદગતિએ અને કંઇક ઓછી દરકારે પ્રગટીને થોડા જ વખતમા નિર્વાણનો પંથ લે છે, એ આપણા બધાને માટે શરમજનક છે. પણ એવી નાલેશીથી આપણે ટેવાઇ ગયા છીએ. બીજા શબ્દોમા કહું તો, કે આગળ ઉપર સારું થવાની આશા આપતું માસિક, સામાયિક તરતો તરત બંધ પડી ગયેલું કે બાતલ થઇ ગયેલું જોવાની તટસ્થ વૃત્તિને આપણે આપણી ખાસિયત બનાવી દીધી છે. પુરુષોના તેમજ સ્ત્રીઓના જુદા જુદા માસિકો કઢીને સ્ત્રી પુરુષ વચ્ચે આપણે અણઘટતો અંતરાય નિર્માંગ્યો છે રાજકારણ નિશાળ તેમજ સ્ટેજ ઉપર જેમને આપણે એકત્ર સ્વરૂપમા જોવાની ધગશ રાખીએ છીએ તેમને સાહિત્યમાં વિનાકારણે એક બીજાથી અલગ પાડી દેવામાં શો વિશેષ ફાયદો હશે તે જ મારી સમજમાં ઊતરતું નથી.

વત્તુઓછું શીખેલ વાચકો માટે તેમના પ્રમાણમાં વત્તીઓછી વિદ્વત્તાવાળા બહેનબંધુઓનાં પણ વિવિધ પક્ષો પાડી દેવામાં આવ્યા છે, એ પણ એટલું જ વિચિત્ર છે છતાં એવી વિચિત્રતાઓને આપણે નિભાવતાં આવ્યા છીએ. વળી વિજ્ઞાનનું માસિક, રમતગમતનું માસિક, ભૂગોળનું માસિક, વેપારનું માસિક તેમજ દારૂબંધીનું માસિક, રોવા–હસવાનાં માસિક, છોકરાં રમાડવાનાં માસિક !—અને એવા બીજા સખ્યાબંધ માસિકો પોતાની ખાસ નીતિરીતિઓની જાહેરાત સહિત બહાર પાડવામા આવે છે. જેમ જેની ઉપયોગિતા તેમ તેનો સત્કાર વધારે! ઘણી વખત તો જે આપણે જાણતાં સમજતાં હોઈએ તે જ આપણે વાંચીએ છીએ, અને કેટલીક વખત તો માત્ર દયા ઉપજાવે એવું ખરુ ખોટું જચડી મારેલું વાંચીએ છીએ. વાર્તા, નિબંધ વાચતી વેળા આપણને શ્લોક વાચતા હોઇએ એવો ખ્યાલ જન્મે છે, અને કવિતા વાચતી વખતે નિશાળના પાડા ગોખતા હોઇએ એવો ભાસ થાય છે. આવી વેળાએ જેમનું ફંફરિયું આપણે મંગાવતા હોઇએ તેમનું તરત જ બંધ કરી દેવાનું મન થઇ જાય એ સ્વભાવિક છે.

માસિકો વધારે તાકીદે બાતલ થઈ જવાના બીજા પણ અનેકાનેક કારણો છે, પરતુ તે બધાને ગણાવતા પાર આવે એમ નથી દૈનિકપત્રો કરતાં માસિક—ત્રૈમાસિકોનો આપણે ત્યા બહુ ઓછો ઘડો થાય છે, એટલું જ કહેવું અત્યારે બસ છે.



# સંસ્કૃત નાટકોમાં વિદૂષક

'ઊર્મિલ'

સંસ્કૃત નાટકોના વિદૂષકના પાત્રનાં કેટલાંક તત્ત્વો બીજી ભાષામાં રચાયેલા નાટકોમાં પણ જણાય છે પરંતુ પશ્ચિમના નાટકોનાં મૂર્ખ પાત્રોથી વિદૂષકનું પાત્ર નિરાળુ છે સંસ્કૃત નાટકોનુ વિદૂષકનુ પાત્ર વિશિષ્ટ વ્યક્તિત્વ ધરાવે છે

પશ્ચિમના નાટકોના રંગલાની પેઠે વિદૂષકનુ કાર્ય પણ મુખ્ય પાત્રને રાજી રાખવાનું હોય છે, પણ વિદૂષકનુ પાત્ર વધુ ખાનદાન અને કેળવણી પામેલ જણાય છે સામાન્ય માન્યતા એ પ્રકારની છે કે વિદૂષક એટલે બેવકૂફ અને મંદબુદ્ધિવાળુ પાત્ર એ ખરુ છે કે વિદૂષક મૂર્ખાઈભર્યા પાઠ ભજવવાનો ઢોંગ કરે છે પણ તે સાથે તે ગૂંચવણભર્યા સવાલો પૂછી શકે છે, જુદા જુદા પાઠ સફળતાપૂર્વક ભજવી શકે છે અને પોતાના માલિકને મદદ કરવા અવનવી યુક્તિઓ શોધી શકે છે

રાજાની માનીતી વ્યક્તિ તરીકે તે કોઈ પણ પ્રકારના સંકોચ વગર રાજમહેલમા કોઈ પણ સ્થળે રાણીવાસમાં પણ જઈ શકે છે અને પોતાની બેનમૂન મશ્કરીઓથી રાણીઓને તેમ સવન આનંદ પમાડે છે શેકસપિયરના નાટકોમા મુર્ખ પાત્રને તેના માલિક સાથે કોઈ પણ પ્રકારનો વર્તાવ કરવાની છૂટ હોય છે અને તે છૂટ નિભાવી લેવાના દેખીતા કારણ માટે પશ્ચિમના નાટકોમાં ઘણી ગૂંચવણભરી પરિસ્થિતિ ઉત્પન્ન થતી જણાય છે સંસ્કૃત નાટકોમાં એવુ બનતુ નથી સાર્વજનિક તેમ મહત્તાભરી ખાનગી બાબતોની નિસંકોચ જવાબદારી ઉઠાવનાર વિદૂષક વિશ્વાસપાત્ર હોય છે પશ્ચિમના નાટકોમાં તેમના માલિકની ગુપ્ત વાતોમા ભાગ લેવાનો અધિકાર મૂર્ખપાત્રોને હોતો નથી પાછળથી સર્જાયેલા સાહિત્યમાં વિદૂષકના પડઘારૂપે રાજકુમારો સાથે મશ્કરી કરતા મૂર્ખ પાત્રો સર્જાયા છે, પણ તે ગરીબ પ્રતિનિધિ-સમા નિર્માલ્ય જણાય છે કલ્પિત પરિસ્થિતિને જીવંત સ્વરૂપ આપવાના હેતુથી તેમજ દર્શાવાતાં રાજકીય દશ્યોને જ્વલંત જ્યોતિરૂપ વાતાવરણ નિપજાવવાને માટે ઘણા આગળ પડતા સંસ્કૃત નાટ્યકારોએ પોતાનાં નાટકોમાં વિદૂષકની યોજના કરી છે

કવિવર કાલિદાસે મધ્યાવસ્થામાં રચેલ અભિજ્ઞાન શાકુન્તલ નાટકનો વિદૂષક માઢવ્ય સંસ્કૃત નાટકોના રમુજી વિદૂષકોમાં ભાત પાડે છે માઢવ્યનું વ્યક્તિત્વ અનોખુ હોઈ ધ્યાન આપવા લાયક છે મૃગયાવ્યસની રાજા દુષ્યંતની સોબતમાં હેરાન થઈ નિસાસા નાખતો વિદૂષક નાટકના બીજા અંકમાં વાચકની નજરે પડે છે નૃપતિના મૃગયા કાર્યમાં સાથ આપવાની વૃત્તિ નહિ હોવાથી તે પક્ષઘાતથી પીડાવાનો ઢોંગ કરીને રાજાને છેતરે છે. ખાવાપીવામાં પૂરેપૂરો પ્રવીણ હોવા છતાં અને તે વિષયમા મોઙ્કિય બ્રાહ્મણોની હરોળમા બેસી શકે તેવો હોવા છતાં તે તદ્દન બુદ્ધિહિન નથી શકુન્તલાના સૌન્દર્યથી દુષ્યન્ત આકર્ષાયો છે એવી તીવ્ર આશંકા તે ધરાવે છે મુનિકન્યાને પરણવાની આકાંક્ષા ધરાવનાર પુરુકુલના રાજવીને પ્રથમ તો તે ઠીક ઠીક ઠપકો આપે છે શકુન્તલાના શરીર-સૌન્દર્યનો મોહ એ જ તેના આકર્ષણનુ કારણ છે એમ પણ માઢવ્ય દુષ્યંતને જણાવી દે છે, છતાં ય દુષ્યન્તના શકુન્તલાના પ્રત્યેના આંતરિક પ્રેમની ગંધ તેને નથી આવતી દરમિયાન રાજમાતા તરફથી ઉપવાસનાં પારણા અર્થે રાજધાનીમા પધારવાનું આમંત્રણ કરભક લાવે છે શકુન્તલાના સંસર્ગને ઝંખતો રાજા વિદૂષક માઢવ્યને પોતાના બદલે મોકલવાની ઈચ્છા દર્શાવે છે સ્વાભાવિક રીતે બીકણ સ્વભાવનો માઢવ્ય રાજધાનીમાં પાછા ફરવાની આ તક આનંદથી ઝડપે છે રાજાની સાથે આવેલા તમામ રસાલાને જ્યારે પોતાની સાથે જ આવવાનું છે એમ સાંભળે છે ત્યારે તેની અહંતાને પોષણ મળે છે અને તે પોતાને રસાલાથી વીંટળાઈને ચાલતો યુવરાજ ગણી અભિમાનથી ફુલાય છે નીકળવાને તૈયાર થતા વિદૂષકને રાજા ઊંઠા

ભણાવે છે

રાજા : (સ્વગત) આ ભાઈ ઘાલમેલિયા છે. અમારી અભિલાષની વાત રાણીઓમાં કહી પણ દે વારુ, એને આમ કહુ (વિદૂષકનો હાથ ઝાલી તેને) વયસ્ય ! હુ આશ્રમમાં જઉ છુ તે ઋષિકાર્યના ગૌરવને લીધે જ ખરેખર કહુ છુ કે તાપસ કન્યાની મને ઈચ્છા નથી, કેમકે–

મૃગલા સહ ઊછરેલ એ
સરલા કયાં, વળી મિત્ર, કયાં અમે ?
કરી વાત બનાવી હાસ્યમાં
સમજો છો, ગણુશો ન સત્યમાં

આ આખીય ઘટનાને એક ઉપજાવી કાઢેલી વાર્તા સમજીને થાકથી કંટાળેલો માઢવ્ય તેને મનથી દૂર કરે છે રાજા દુષ્યન્તના પ્રેમ–મિલનની, ગાન્ધર્વ લગ્નની, અને શકુન્તલાના તિરસ્કારની યાદ તેને નથી થતી રાજાની યાદદાસ્ત ભૂંસાઈ ગયેલી જાણવા છતાં તે યાદદાસ્તને તાજી કરવા પ્રયત્ન કરવાનુ તે મુનાસિબ નથી માનતો શકુન્તલાના ચિત્રને નિહાળી રહેલ રાજા વીની રાણી વસુમતીના આગમનથી ઉત્પન્ન થતી મૂંઝવણ વિદૂષક પોતાની ચાલાકીથી દૂર કરે છે શચીપતિ ઈન્દ્રના આમંત્રણથી દુષ્યન્ત રવાના થાય છે ત્યા વિદૂષકનુ પાત્ર અદૃશ્ય થાય છે

એકંદર રીતે વિદૂષક માઢવ્ય, બીકણ અને બીજી કાઠ્ંગી રીતભાતવાળો હોવા છતાં, રાજા દુષ્યન્ત-ના એક વફાદાર મિત્ર તરીકેનો પોતાનો ભાગ બેન-મૂન સુંદરતાથી ભજવી જાય છે રાજાને દુઃખકર્તા શોકગ્રસ્ત સમયમાં તેનુ મનોરંજન કરવાના અવિરત પ્રયત્નો તે આદરે છે અને રાજાને સદાય આનંદમગ્ન જોવા તલસે છે ગમે તે પ્રસંગે રાજાની સાથે જ રહેવુ એવી બેહૂદી મનોવાંછના તે નથી ધરાવતો જયારે જ્યારે જરૂર પડી ત્યારે ત્યારે પોતાની શકિત અનુસાર તે રાજાની સોબતમાં એક વફાદાર સેવક તરીકે રહ્યો છે રાજાના મનસ્તરંગોને સમજી બનતાં સુધી તેને અનુકૂળ વર્તન કરવા માઢવ્ય સદાયે તૈયાર રહે છે તેના મૂર્ખાઈભર્યા પ્રહસનોમાં અસભ્યતા કે નિર્લજ્જતાનો અંશ પણ નથી એ વિદૂષકના પાત્રની મહત્તા છે રાજાનુ મનોરંજન કરનાર માઢવ્ય રાજાના દુર્ગુણ કે અનીતિમય વર્તનનો સોબતી નથી, પણ તે નિર્દોષ ગમત પૂરી પાડે છે અભિજ્ઞાન શાકુન્તલ નાટકના વાચન પછી વિદૂષક માઢવ્ય નિષ્કપટી અને રાજાની મળતી કૃપાથી સંતોષ પામી સુખચેનમાં જીવન ગાળતો રાજાનો વિશ્વાસુ મિત્ર છે એ જ મત આપણે દર્શાવી શકીએ

મહાકવિ કાલિદાસના વિક્રમોર્વશીય નાટકનો વિદૂષક માણવક તેના નામ પ્રમાણે ઓછી બુદ્ધિ ધરાવતો હોવાનું જણાય છે ઉર્વશી સાથેના પુરૂરવા રાજાના પ્રેમપ્રસંગથી તે માહિતગાર થાય છે, પણ એ માહિતી પચાવી રાખવા જેટલી શકિત તેણે કેળવી નથી તેની ઓછી બુદ્ધિના કારણે તે રાજાનુ રહસ્ય ખુલ્લું કરી દેશે એમ જાણી રાજાનું ગુપ્ત રહસ્ય જાણવા મથતી રાણી પોતાની દાસીને વિદૂષક પાસે મોકલે છે દાસી ચતુરાઈથી રાજાનું ગુપ્ત રહસ્ય જાણી લઈ રાણીને જણાવે છે આ વિદૂષકનું બધુ લક્ષ મનગમતી મીઠાઈ ખાવામાં જ પરોવાયેલુ હોય છે ગમે તેવા કરુણ પ્રસંગે પણ તેને ભોજનનો સ્વાદ યાદ આવે છે ઉર્વશીના વિયોગથી સંતાપ પામતો રાજા મનના સાન્ત્વનનો ઉપાય પૂછે છે ત્યારે માણવક જવાબ આપે છે 'ચાલો રસોડામાં, ત્યાં પંચવિધ ભોજનની સામગ્રી ચાલતી હશે તે જોવાથી મનની ઉત્કંઠા દૂર થશે ઉર્વશીએ અદૃશ્ય રહીને લખી મોકલેલુ ભોજપત્ર વિદૂષક બેદરકારીથી ગુમાવે છે પવનના પ્રતાપે તે હાથમાંથી ઊડી જાય છે તેની કાળજી રાખવાની તેને પરવા નથી રાજાને જ્યારે યાદ આવે છે ત્યારે તે તેની શોધ કરવા ફરે છે એ શોધ કરવાની પદ્ધતિ પણ અનેરી હોય છે મર્કટના જેવો તેનો દેખાવ તેમજ વર્તન સારાય નાટકમાં નજરે પડે છે– વિયોગી પુરૂરવાને તે કોઈ પણ રીતે સાન્ત્વન આપી શકતો નથી, તેમજ બીજા કોઈ પ્રસંગે પુરૂરવાને ઉપયોગી કૃત્ય કરવામાં સહાયભૂત પણ નીવડતો નથી તેની નિષ્કાળજીના પ્રતાપે દાસી તેની પાસેથી વાત જાણી જાય છે અને અપ્સરાનું લખેલુ ભોજપત્ર ઊડી જઈ રાણીના હાથમાં આવે છે એ સિવાય બીજી મહત્વની બાબતમાં ભાગ

હેતો તેને નાટકમાં દર્શાવવામાં આવ્યો નથી વખતો વખત તે રાજાને હાસ્યાસ્પદ પ્રસંગોમાં મૂકે છે– છતાં છેવટ સુધી માણવકનું પાત્ર કાયમ રાખવામાં આવેલું છે કારણ કે દરેક અંકે તેની કંઈક જરૂર જણાય છે

ઉર્વશીના પત્ર વખતનો બન્નેનો સંવાદ આ પ્રમાણે છે

માણવક (ચીસ નાખી) મારી નાખ્યો બાપ લિયા –ઓહ, સાપની કાંચળી જેવું કાંઈક આપણી આગળ આવીને પડ્યું છે

પુરૂરવા (હસીને) સાપની કાંચળી નથી, મૂર્ખ ભોજપત્ર પર લખેલો કોઈનો પત્ર છે

માણવક હે– હે તો–નો મહારાજ, એ તમારો જ પત્ર હોવો જોઈએ તમારો વલોપાત સાંભળીને ઉર્વશીએ અંતરિક્ષમાંથી લખી મોકલ્યો લાગે છે

પુરૂરવા તર્કની ગતિને કોઈ રોકી શક્યું નથી– હશે લાવ, પત્ર મને આપ હે ! ખરેખર– તારી કલ્પના સાચી છે મિત્ર આ પત્ર ઉર્વશીનો જ છે

માણવક ત્યારે તો, મહારાજ, એમાં શું લખ્યું છે તે કૃપા કરીને મને સંભળાવો

પુરૂરવા જો, સાંભળ ઉર્વશી લખે છે સ્વામી, તમે મારા હૃદય ! અણજાણ છો, હું લાગણી અને પ્રેમશૂન્ય છું એમ પણ તમે માનતા હશો જો એ વાત સાચી હોય તો, પારિજાતની શય્યામાં સૂતી હોઉં છું છતાં, નંદનવનના પવનની શીત લહરીઓ શા માટે મારા અંગેઅંગને બાળી મૂકતી હશે ?

---

માણસના જીવનમાં એક પળ એવી હોય છે જે આવ્યા પહેલાં માણસ એ પળને માટે ઝંખતો હોય છે અને ગયા પછી પસ્તાવો કરતા હોય છે

*

હું ઊંઘું છું મારા માટે પણ રડું છું કોના માટે તેની મને ખબર નથી

*

ઇશ્વરને અને જમીનને ધીરવું સારું તેઓ વ્યાજ સહિત મૂડી પાછી આપે છે

*

ભલા માણસ તે માગી માગીને આ શું માગ્યું ? વેદનાને ગાવાનો સૂર

*

શ્રદ્ધાની જ્વાળા મેળવવા માટે બારી ખોલું છું તો શંકાના રજકણો પણ સાથે આવી જાય છે

*

બીજાના ટકા વિના સ્થિર ન રહી શકનાર લાકડી બીજાને ટેકો આપે છે

*

પ્રેમ ચંદ્ર જેવો છે, વધે નહિ તો ઘટે

*

નિગ્રોમાં એક કહેવત છે
ખોગ અંતરમંથનથી હિંદુસ્તાનનો અને આશામોટી નિગ્રોનો નાશ થશે

*

સીદીઓમાં શેતાનનો રંગ સફેદ હોય છે

# તેલ રે વિનાનું કાયા કોડિયું

ચન્દ્રહાસ શાહ

ઉત્તરનો હિમ જેવો પવન સુસવાટા કરતો વાતો હતો બારી - બારણાં બંધ કરીને હું પથારીમાં પડયો. સ્થાનફેરથી કે મુસાફરીના થાકથી આંખો મીંચી પડી રહેવા છતાં નિદ્રાવશ ન થવાયું પડખે જ મારા મિત્ર ઘસઘસાટ ઊંઘતા હતા. તેમનાં નસકોરાં સાંભળી મને તેમની અદેખાઈ આવી 'કેવો સુખી જીવ ?' હું મનમાં બબડયો અને ઉકળેલા મનને ટાઢું પાડવા એક, બે, ત્રણ એમ ગણવા લાગ્યો.

ચોતરફ એટલી શાંતિ હતી કે મારો પોતાનો શ્વાસોચ્છ્વાસ હું પોતે સાંભળી શકતો હતો થોડીવાર આમ નીરવતાથી વીંટાઈને હું પડયો હોઈશ કે એક કારમો ચિત્કાર મારે કાને પડયો મુક્ત કંઠે કોઈ ખડખડાટ હસતું હોય એવો ભણકારો મને થયો હું બેઠો થઈ હજુ વધારે વિચાર કરું ત્યાં તો એક કારમી ચીસ હૈયા સોંસરી સનસનાટ કરતી, કાનવાટે ઊતરી ગઈ શરીરનું રૂંવાડે રૂંવાડું કમકમી ઊભું થઈ ગયું મધરાતનું નિષ્પ્રાણ વાતાવરણ થરથરી ઊઠ્યું

એકદમ ઊભા થઈ મેં બારી ઉઘાડી રસ્તાની બન્ને બાજુના કાંઠા ઉપર ઊભેલાં મકાનો, જાણે પાછલી રાતના ગાંભીર્ય અને નિર્જનતાથી અવાક થઈ ગયાં ન હોય તેમ, સુમસામ ઊભાં હતાં. બે મકાનો વચ્ચેથી, ચોરી છૂપીથી ડોકિયાં કરતાં વદના ચંદ્રનાં ઝાંખાં કિરણો, છેટે ખૂણામાં બળતા મ્યુનિસિપાલિટીના દીવાના પ્રકાશ સાથે મળી જઈ, સડકને અવનવા રંગથી રંગવાનો પ્રયત્ન કરી રહ્યાં હતાં હું એ ઝાંખા આસમાની અજવાળામાં સડક ઉપર ફરી રહેલાં એક ભૂખરાં ધાબાની રેખાઓ સ્પષ્ટ કરવા આંખને ખેંચી રહ્યો હતો. ત્યાં તો મારે ખભે કોઈએ હાથ મૂક્યો ભયથી શરીરમાંથી એક ઝીણી ધ્રુજારી છૂટી ગઈ.

'ઊંઘ નથી આવતી ?' મારા મિત્રે મીઠાશથી પૂછ્યું.

'તમે કેમ કરતાં જાગી ઊઠયા ?' સ્વસ્થ થતાં મેં કહ્યું.

'બારીના ખખડાટથી આટલી રાતે અહીં ઊભો ઊભો શું કરે છે ?'

હું કાંઈ પણ બોલું તે પહેલાં તો પેલી ચીસ ફરી કાને પડી મરવા સૂતડું એકાંત ફરીવાર કંપી ઊઠયું

'એ કોણ છે ?' ટેબલ ઉપર દીવાસળીની પેટી ખોળવા માટે હાથ ફેરવી રહેલા મારા મિત્રને મેં પૂછયું

'અરે ! એ તો પેલી ગાંડી છે અહીં આવ, તને એની વાત કહું. બહુ જ દયાજનક છે પણ પેલી બારી બંધ કર, પવન કેવો વાય છે !' બત્તી સળગાવતાં તેમણે કહ્યું

હું બારી બંધ કરી ટેબલ પાસે પડેલી આરામ ખુરશીમાં પડયો ટયૂબલાઈટના પ્રકાશમાં ગંભીર લાગતા મારા મિત્રના ચહેરાને હું એકીટશે નીરખી રહ્યો,

'કહો જોઈએ'

'આ ગાંડી મૂળ જૂનાગઢ પાસેની. એનાં માબાપે રૂપિયા લઈ, એને અમદાવાદના એક આધેડ વયના બ્રાહ્મણને પરણાવી માણસો કહે છે કે એ બ્રાહ્મણની અમદાવાદમાં લોજ છે, ને તે પૈસે ટકે ઠીક છે કોણ જાણે એને ત્યાં શું દુઃખ પડયું કે એ ત્યાંથી નાસી છૂટી અહીં આવી આ ખદબદતા મુંબઈ શહેરમાં એના જેવી જુવાન, 'રૂપાળી ને નાસી આવેલી સ્ત્રીને કોણ આશ્રય આપે ? થોડાક દિવસ તો એ ધર્મશાળામાં રહી. પણ શરીર ભૂખ્યા માણસોએ એને ત્યાંથી હેરાન કરી, રસ્તા ઉપર ફેંકી સારા માણસોથી તજાયેલી તે ફૂટપાથ-

વાસીઓની ન્યાતમાં ભળી ગઈ તેની અનાથતાનો અને ગરીબાઈનો લાભ લઈ કોઈ નરાધમે એને ભ્રષ્ટ કરી ને એને મહિના રહ્યા

બાળકના જન્મવા સાથે જ એ પોતાના મગજ પરનો કાબૂ ખોઈ બેઠી પોષણ ને રક્ષણના અભાવે એ બાળક એકાદ અઠવાડિયામાં જે અગોચર માર્ગથી આવ્યું હતું તે જ અગોચર માર્ગે પાછું પડ્યું બાળકનું શબ જ્યારે એના હાથમાંથી ખસેડવામાં આવ્યું ત્યારે રોવાને બદલે તે ખડખડાટ હસી પડી ત્યાર પછી એ અવાર નવાર હસ્યા જ કરે છે કોઈકવાર વચમાં ચીસો પણ પાડે છે એની દશા સાચે જ દયાપાત્ર છે

મારા મિત્રના એકેક વાક્યે મારા મગજ માંથી વીજળીનો સખત આંચકો પસાર થતો જતા હતા વર્ષોના પથરો નીચે દાબી રાખેલી ભૂતની સૃષ્ટિ આંચકા સાથે ઊભી થઈ છાતી ધડક ધડક થવા લાગી રોષ ઉદ્વેગ પરિતાપ અકળામણ એની એવી કંઈક અકથ્ય લાગણીઓ હૈયાને મૂઝ વવા લાગી

એ લગભગ પચીસેક વર્ષની હશે ?' મે પૂછ્યું મગજમાથી સ્મરણોનું વાવાઝોડું પસાર થતું હતું

'બરોબર

'હવે વધારે શી ખાતરી જોઈએ ? રાધા જ હોવી જોઈએ પોતાની સાથે વાત કરતા મે કહ્યું મે એને પહેલવહેલી ક્યારે જોઈ ? ક્યા ?

રાતના બે–અઢી વાગ્યા હશે કાજળ જેવા અંધારાને વીંધી નાખતી ટ્રેન હાંફતી હાંફતી તાલબદ્ધ ગતિએ આગળ ને આગળ ધપી રહી હતી ડબ્બાના અને પાટિયા ઉપર ચીતરેલા કાનૂનના મૌનનો લાભ લઈ તેમાં ઉતારુઓ કપાસિયાની ગુણીઓ જેમ ખડકાયા હતા બારી આગળ પગ સંકોરી હું જેમ તેમ બેઠો હતો વેગથી અને ઊંઘના ભારથી મારું માથું વારેઘડીએ પાટિયાં સાથે અથડાઈ ટ્રેનના સંગીતમાં બેસૂરા સૂર પૂરતું હતું. આમ અર્ધજાગ્રત અર્ધસુપ્ત અવસ્થામાં હું ગાડી સાથે ઝડપથી રસ્તો કાપી રહ્યો હતો ત્યાં તો એક લાંબો નિસાસો મૂકી ગાડી ઊભી રહી

ધડધડાટ ને ગતિના ઓચિંતા વિરમી જવાથી આંખો ઊઘડી ગઈ ફેરિયાઓનો અવાજ ને ચાના પ્યાલા–રકાબીઓનો રણકાર કાને પડયો મે બારીનું બારણું નીચે ઊતાર્યું, ને સ્ટેશનનું નામ વાંચવા બહાર ડોકિયું કર્યું

અમારી ગાડીની પડખે બીજી ગાડી ઊભી હતી મારી બારીની બરોબર સામે આવેલી બારીમા અનાયાસે પડેલી નજર ત્યાં જ ચોંટી ગઈ બારી પડખેના બાંકડા ઉપર એક વીસેક વર્ષની યુવતી બેઠી હતી તેની આંખમાં ઊંઘનું ઘેન ન હતું તેના મુખ ઉપર પ્રવાસજન્ય થાક કે ઉદ્વેગ ન હતો આવો નિર્દોષ કલંકરહિત કપટશૂન્ય ચહેરો મે ક્યાંય જોયો ન હતો ગેસના દીવાના ઉજાસમા તેની આંખની મોટી કીકીઓ, શુક્રના તારા સમી ઝગમગી રહી હતી તેના હોઠની મધુરી રેખાઓમાથી પ્રસાદ નીતરી રહ્યો હતો આખા યે વદન ઉપર સરળતા પથરાઈ ગઈ હતી તેના દેહનો વિકાસ હજુ પૂર્ણ ઓજને પહોંચ્યો ન હતો મુગ્ધત્વ અને યૌવન વચ્ચે અનિશ્ચિતતાથી ઊભેલી એ યુવતીની કાંતિએ મને આંજી દીધો તેનું આખું કપાળ કંકુથી રંગેલું અને અક્ષતથી અર્ચેલું હતું જમણા કાંડામાં કાંકણી હજી બાંધેલા હતા તે નજરે પડતાં જ તેની મુસાફરીનો ઇતિહાસ સ્પષ્ટ થઈ ગયો માબાપની હેતાળ હૂંફ પાછળ મૂકી બચપણના નિખાલસ સાથીઓ અને કૌમાર્યની વિમલ સ્વપ્નલીલાને છેલ્લા નમન કરી, તે અજાણ્યા પુરુષની પાછળ જતી હતી અજાણ્યા ઘરમા અજાણ્યું ભાવિ ઉકેલવા કુમારિકા મટીને સૌભાગ્યવતી બની હતી કોઈએ બનાવી હતી

આવું કોમળ ફૂલ પરિણીત–જીવનનો તાપ સહન કરી શકશે ? મારાથી સહજ પૂછાઈ ગયું

થોડીવારે તેને લાગ્યું કે કોઈ તેને ધારી ધારીને જોઈ રહ્યું છે તેણે ઓચિંતી મારી બારી ઉપર દૃષ્ટિ ફેંકી ને તરત પાછી ફેરવી લીધી આ શંકાવાળી નજરે તેણે પોતાની આસપાસ નજર

કરી. આખા કમ્પાર્ટમેન્ટમાં તેના સિવાય કોઇ જાગતું ન હતું. છુટકારાનો એક દમ ખેંચીને બારીની સાવ નજીક આવી મેં બહાર કાઢી જોવા લાગી.

તેને કંઈક નજીક આવેલી જોઈ મેં પણ શરીરનો જેટલો ભાગ બહાર કાઢી શકાય તેટલો બહાર કાઢયો. તેને જોતાં મારી આંખો થાકતી જ ન હતી; હૈયાની તરસ સંતોષાતી જ ન હતી. જિંદગીમાં પહેલી જ વાર જોવા છતાં ભવભવ જૂની જાણે ઓળખાણ ન હોય તેવી સુપરિચિત તેની મુખાકૃતિ મને લાગી એનાં દર્શન માત્રથી જ અંતરમાં પ્રજળી રહેલી અજ્ઞાત ઝંખના શમી ગઈ. સુપરિચયમાં આવેલી સંસ્કારીને સુરૂપ યુવતીઓ જે પ્રભાવ ને સત્તા મારા ઉપર જમાવવા અસમર્થ થઇ હતી તે આ અજાણી છોકરી મારા ઉપર જમાવી ગઇ. એનું ખેંચાણ એટલું બધું તો બળવાળું હતું કે વિચાર કરવાની શક્તિ મૂર્છિત થઈ ગઇ. વર્ષો થયાં ખોવાયેલી કોઈ ઇષ્ટ વસ્તુ અચાનક હાથ આવી ચડે ને હૈયાંને જે નિરાંતની લાગણી થાય તેવી લાગણી તેને જોતા જોતાં હું અનુભવી રહ્યો.

તેની આંખોનાં અગોચર ઊંડાણમાં હું ઊંડો ઊતરૂં તે પહેલાં તો એની ગાડી સિસોટીના અવાજ સાથે ઊપડી. ડબાઓ ખડખડાટ કરતા એક પછી એક આંખ આગળથી વટાવા લાગ્યા. પૈડાનાં એક એક આંટા સાથે મારા હૈયાં ઉપર હથોડો પડવા લાગ્યો છાતી ઉપર જાણે કોઈ તેજ છરી ચલાવતું ન હોય તેવી વેદના – તેને પ્રત્યેક પળે આઘી ને આઘી જતી જોઈ –હુ અનુભવી રહ્યો. દૂર ને દૂર કાળમાં ડૂબી જતી એ અજાણી મૂર્તિને જોવા મેં મારાથી થાય તેટલું બધું ય કર્યું. થોડીક વારે ગાડીનો અવાજ સંભળાતો બંધ થયો : ગાર્ડના ડબાનો લાલચોળ દીવો પણ ધીમે ધીમે હીણુતેજ થઇ આખરે અંધકારમાં ખોવાઇ ગયો, છતાં પણ મારી બહાવરી આંખો રેખાચ્છન્નતામાં અદ્રશ્ય થઇ ગયેલી ગાડીને અનુસરવાનો વ્યર્થ પ્રયાસ કરી રહી... ... ...

ઘણીવાર એકલાં પડતાં એ પ્રસન્નવદન આંખ આગળ તરી રહેતું. જેને મેં કોઇ દિવસ જોઇ ન હતી, જેની સાથે બે મીઠા શબ્દોની આપલે કરવાની તક મળી ન હતી, તેનો મારા ઉપર આટલો ને અગમ્ય સર્વોપરી પ્રભાવ કેમ? તેનો કોયડો હજુ સુધી અણઉકેલ્યો પડયો છે અજ્ઞાત, પરકીયા તરફ મારે આ અનુરાગ રાખવો ન શોભે એમ કોઈકવાર મનમાં થતું. અંતરના સંસ્કારો કોઇકવાર ઠપકો દેતા. પણ ઊંડાણમાંથી આવતો એક નાદ તમામ મર્યાદાઓને, વ્યવહારિક દક્ષતાને દબાવી દેતો હતો. એ અનાહત નાદના નિર્ણય આગળ મારું મસ્તક નમી પડયું. કલ્પના દોડાવે તેમ હું દોડવા લાગ્યો. સ્મરણાવશેષ થયેલને મધરાતના ધન્ય દર્શનને બાદ કરી હું ફરી તેને જોવાનો અવસર મળશે કે કેમ તેના સતત ચિંતનમાં કાળની રેતીને સરવા દેતો હતો, ત્યાં તો અણધારી રીતે તેનું મિલન થઇ ગયું.

કામ પ્રસંગે મારે અમદાવાદ જવાનું થયું. પંદરેક દિવસનું કામ હોવાથી મારે એક રૂમ રાખવી પડી. ખાવાપીવાની સગવડ ગચવાય એટલે એક લૉજવાળાની જ ઓરડી ભાડે રાખી. મંગળવારની રાત હતી. પાસેના ઘડિયાળમાં બારના ટકોરા થઈ ગયા ને લગભગ અરધોએક કલાક થઇ ગયો હશે પથારીમાં પડયો પડયો હુ કેટલાક જરૂરી કાગળિયાંચો વાંચી રહ્યો હતો. ત્યાં મારા બારણા ઉપર કોઇએ ધીમો ટકોરો કર્યો. વાંચવાનું પડતું મૂકી હું ધ્યાનપૂર્વક બારણાં તરફ જોઇ રહ્યો. ટકોરા એક પછી એક વધવા લાગ્યા. આટલી મોડી રાતે કોણ બોલાવતું હશે તેનું અનુમાન કરતો હુ ઊઠયો. જેવું મેં બારણું ઉઘાડયું તેવી જ એક ઘૂમટાવાળી સ્ત્રી અંદર દાખલ થઈ. ધીમેથી તેણે બારણું અટકાવ્યુ. તેના અનિયમિત શ્વાસોચ્છ્વાસથી મેં અનુમાન કર્યું કે તે ભયથી કે ઉદ્વેગથી કંપી રહી છે. હું તેના આગમન વિશે કલ્પના દોડાવતો ખાટલાના ખૂણા ઉપર બેઠો.

તેણે ગાઢી છાયલમાં સંતાઇ ગયેલું મોં બહાર કાઢયું, ને મારા તરફ બારીકીની નજરે જોઈ રહી. અણધાર્યો ફટકો પડવાથી જેમ માથું ચક્કર ચક્કર ફરે તેવી સ્થિતિ તેનો ચહેરો જોતાં મારી થઇ. તેના વદનની પ્રત્યેક રેખા સુપરિચિત હતી.

'તે રાતે જોયેલો ચહેરો' કાનમાં ભણકારા થયા. છાતી ધકક ધકક થવા લાગી. જેની ઝંખના કરતાં જુ ાનીનાં મહામૂલાં અઢી વર્ષ વીતાવ્યાં તે આ જ? એને જોવાની જ્યાં મેં સ્વપ્ને પણ કલ્પના કરી ન હતી ત્યાં એની હાજરી! અને તે આટલી બધી નિકટ! આવા સ્પૃહણીય એકાંતમાં! વનના ઘોર અંધકારને સૌદામિનીનો ચમકારો જેમ વધુ ગાઢ બનાવી દે તેમ તેના દર્શનથી મારી આંખે નુ થયુ.

'તમે મને ઓળખી ન શક્યા ને?' જીવનમાં પહેલીવાર તેના મીઠા શબ્દો કાને પડતાં હતા. આગળની અપૂર્ણતાને સ્થાને આ.વની સંપૂર્ણ છટા તેના મુખ ઉપર વિલસી રહી હતી આંખોની ચમક ને તેનું ન સમજી શકાય તેવુ શેંડાણ એના એ જ હતાં. ફક્ત આગળની ખીલતી પ્રભાને બદને તેના સરોજ સમા મુખ ઉપર ઘેરા વિષાદની આછી ઝાંટ હતી

'તમને ન ઓળખી શકુ એ કેમ બને? પણ તમને અહીં મળવની તો મેં આશા જ નહોતી રાખી મે પહેલ વહેલાં તમને જોયા ત્યારે હુ જૂનાગઢ જતો હતો અને તમે જૂનાગઢથી જતા હતા.' તેની આખીયે દેહશ્રીને આંખોથી પીવાનો પ્રયત્ન કરતા મે કહ્યુ. તેની નિખાલસતાએ મારો બધોય ક્ષોભ હરી લીધો હતો હુ ઊઠી, તે ઊભી હતી ત્યાં ગયો. મે તેના હાથ મારા હાથમા લીધા. તે કેટલા સુવાળા હતા! કેટલા ઠંડા હતા! તેણે કાંઇ પણ વિરોધ ન દર્શાવ્યો. અંતરની બધીયે મીઠાશ દૃષ્ટિ વાટે ઠાલવતી તે મારી ચેષ્ટા તરફ, સ્મિતભર્યે ચહેરે, કોઇ પીઢ વ્યકિત બાળકના ચેન ચાળા તરફ જે ભાવથી જૂએ તેવા ભાવથી જોઇ રહી હું તેનાથી એક દાયકો મોટો હતો છતાં તેના આગળ કેવો બાલીશ લાગતો હતો! તે નાની હતી છતાં કેટલી ગંભીર લાગતી હતી.

'તમે અહીં ક્યાથી?' તેનો ઈતિહાસ ઉકેલવાના હેતુથી મેં પૂછ્યું.

'હું આ લૉજવાળાની વહુ થાઉં.' તેના શબ્દો સાંભળતાં જ મારા હાથમાથી તેના હાથ સરી પડયા. એક ધીમો નિશ્વાસ એક સામટો અમારા બેનાં હૈયામાંથી નીકળી ગયો.

'આ ઘોર જેવા રામશંકરની!' ઉકળાટમાં મારાથી બોલાઇ ગયું.

તેની આંખમાં ઝળઝળિયા ભરાઇ આવ્યાં. ધોતિયાના છેડાથી તેની આંખો મેં લૂછી નાખી.

'હવે તમે સૂઇ જાઓ. સવારે વધારે વાતો કરીશુ રામશંકર જાણશે કે તમે અહીં છો તો તમને નાહકની હેરાનગતી ભોગવવી પડશે.'

'એનાથી કંઇ છૂપું નથી. એણે તો મને અહી મોકલી છે.'

'કહો, તમારે માટે હુ શું કરી શકું તેમ છું?'

'મારે માટે? મારે માટે? હું સ્વેચ્છાથી અહી નથી આવી.' તેના ચહેરાની રેખાઓ સખત થઇ ગઇ. 'તમને મારા વિશે કેવો વિચાર આવશે? ઓ ભગવાન! મારો પનારો આની સાથે કયાં પાડયો કે મારે મધરાતે પરાયાની ઓરડીમાં પગ મૂકવો પડે!' તેના ગળામાં કાચલી બાઝી ગઈ. છાતી ધમણ જેમ ઊંચી નીચી થવા લાગી લાલચોળ થઈ ગયેલા ગાલ ઉપર ટપોટપ ઊનાં આંસુ પડવા લાગ્યાં.

મહામહેનતે તેના ઉકળેલા જીવને મેં શાંત પાડયો. પછી નિરાંતથી તેણે પોતાની નાનકડી કથા હૈયું ફાડી નાખે તેવા શબ્દોમાં કહી. સાતસોના લોભમાં તેના માબાપે તેના આતમદીપને કેવો ઊગતાં જ હોલવી દીધો હતો તે તેણે જ્યારે કહ્યું ત્યારે મારી આંખો મારે વશ ન રહી.

'આ જીવતાં નરકમાથી મને બચાવો. પૈસાની ખાતર એ મારો પતિ થઇ મને પારકાના હાથમાં સોંપે છે હું નથી જતી તો લાકડીના સોટાઓ પડે છે. આ ડામ જોયા?' ડાબા પડખાનો છેડો ઊંચો કરતા તેણે કહ્યુ 'આ બધુંયે સહન કરીને પણ અત્યાર સુધી તો હું પોતાને સાચવી શકી છું. પણ મને લાગે છે કે આ યાતના વધુ વખત ટકશે તો હું ગાંડી થઇ જઇશ. તમે ગમે તેમ કરી મને અહીંથી લઇ જાઓ. હુ તમને જીવીશ ત્યાં સુધી સંભારીશ' તેણે પોતાનું માથું મારા પગ ઉપર મૂકી

દીધુ અને ડૂસકે ડૂસકે રોઈ પડી

'બહેન !' મારા ગળામા ડૂમો ભરાઈ આવ્યો આંખો ભીની થઈ ગઈ. છતા જેમ તેમ કરી મનને કાબૂમા લીધુ. 'હુ જીવુ છુ ત્યા સુધી તારા સામે કોઈ આંગળી પણ ચીંધી નહિ શકે હોય, બે દિવસ આકરા પણ આવી જાય '

તે જ્યારે મારી ઓરડીની બહાર ગઈ ત્યારે તેના ચહેરા ઉપરની આગળની નિરાધારતાની જે છાપ હતી તે ભૂસાઈ ગઈ હતી આવડા ભર્યા જગતમાં એક જણ મારુ છે એ વિચારે તેના ઉક-ળાટ, પરિતાપ, દુ ખ બધાવને શાંત પાડી દીધા બ ફીના દિવસોમા અમે ઘણીવાર મળ્યા રામશકર તો એમ જ ધારતો હતો કે રાધાએ મને પૂરેપૂરુ કામણ કર્યું હતુ મો માગ્યા પૈસા મળ્યે જતા હતા તેથી તે મનમા ફૂલાતો હતો અને અમારા બે ઉપર રાજી હતો રાધા નવરી પડતી તેવી મારી પાસે દોડી આવતી હુ તેને વાતો કહેતો ને ત એક-ધ્યાન અને અનન્ય શ્રદ્ધાથી સાભળતી જેમ જેમ સહવાસ વધતો ગયો તેમ તેમ અમારા વચ્ચેની ગાંઠ મજબૂત થતી ગઈ પહેલીવાર જ મને મા-જણી બહેનની ખોટ સમજાણી

જવાની છેલ્લી રાતે રાધા મારી ઓરડીમા આવીને ખૂબ રોઈ 'તમારા ગયા પછી અહી મારુ કોઈ નહિ રહે તમે મને સાથે તેડી જાઓ'

મે તેને સામાજિક મુશ્કેલીઓ સમજાવી ગમે તેવો તોયે તેના પતિ પાસેથી હુ તેને ન લઈ જઈ શકુ તે તેને સમજાવ્યું ને છેવટમા, 'કોઈ સ્ત્રીઓની સસ્થામા ગોઠવણ કરી તને હુ પોતે આવીને તેડી જઈશ ' એમ કહ્યુ ત્યારે તેણે ન છૂટકે મને જવાની રજા આપી

ટાંગામા બેસતા પહેલાં તેના આશિષ લેવા તેના ચરણમા મે મારુ માથુ મૂક્યુ ટાંગામા સમાન ગોઠવતા રામશકર મારાજને મારા આ બાવલાપણા ઉપર હસવુ આવ્યુ તેને અનાથ દશામાં મૂકી જાઉ છુ એ ભાન થતાં આંખમાથી બેચાર આંસુ તેના પગ ઉપર પડયાં

આંસુભીની આંખોએ તેણે મને બેઠો કર્યો 'તમારી આંખમાં પાણી શોભે ? જો-જો, મને ભૂલતા !' કહી ડૂસકુ ન દાબી શકવાથી તે રસોડામા ભરાઈ ગઈ.

ટાગામા બેઠાં બેઠા જ્યા સુધી દેખાણા ત્યાં સુધી બારીમાથી તાકી તાકીને જોઈ રહેલા બે ચક્ષુ-ઓને હુ આશ્રુ નીરખી રહ્યો

'સાહેબ ! રાધી એમ સહેજમા ભુલાય તેવી નથી ' ઘર ઉપર ચોટેલી મારી નજર જોઈને રામ શકરે કહ્યુ કલદાર આટલો દઈને આણી છે કોઈ દખતે અમદાવાદ આવવાનું થાય તો મારુ ઘર તમારુ જ ગણજો ' માનવદેહનું રૂપિયા, આના, પાઈમા માપ કાઢનાર આ અમદાવાદી રસોયાને હુ વિસ્મ-ભવથી જોઈ રહ્યો

મુબઈમા પગ મૂકયા પછી પ્રવૃત્તિની રેટમા હુ એવો તો જોડાઈ ગયો કે નિરાતે રાધા વિશે વિચાર કરવાનો અવસર પણ મને ભાગ્યે જ મળ્યો હોય

તેના ભવદાસરના માલિક ને પતિના પજા માથી તેને કેમ છોડવવી તેની સતોષકારક ને વ્ય-વહારમા મૂકી શકાય તેવી યોજના હુ ઘડી કાઢુ તે પહેલાં અગમ્ય ભાવિ મને રગૂન ખેંચી ગયું અને આમ રાધાને આપેલુ વચન અધૂરુ જ રહી ગયું

રગૂનથી મે આજે જ મુબઈના કાંઠા ઉપર પગ મૂકયો હતો મારા મિત્રે કહેલી ગાડીની વાત ઉપરથી રાધાની સૂઈ રહેલી સ્મૃતિ જાગ્રત થઈ ગઈ જો આ ગાંડી રાધા હોય તો તેને ગાડી કરનાર હુ જ હતો મે એને મુબઈ તેડી જવાનું વચન આપ્યું મારે ભરોસે એ એકલી મુબઈ આવી, અને મારી ગેરહાજરીમાં એ પશુવૃત્તિનો ભોગ થઈ પડી ને ગાંડી થઈ મરુ મરુ ફરવા લાગ્યું 'મારે નીચે જઈ ખાતરી કરવી જોઈએ ' હુ બબડી ઊભો થયો

ખીટી ઉપર લટકતા કપડાના વિચિત્ર ઓળાઓ પાનો ટેબલ-લેમ્પ ઝગઝગાટ બળી રહ્યો હતો મારા મિત્ર તો ઘસઘસાટ ઊંઘતા હતા ધીમથી બારણુ ઉઘાડી હુ સડસડાટ દાદર ઊતરી નીચે ગયો

જિંદગીમાં ભાવિ અમને ત્રીજીવાર ભેળાં કરતું હતું. તેણે પ્રસંગે મધરાત હતી. તેણે વખતે એકાંત હતું. પાણીના મોજાથી ભેગા કરાયેલાં બે કાષ્ટના જેવું અમારું મિલન આકસ્મિક હતું કે તેની પાછળ કોઈ ગૂઢ સંકેત છૂપાયેલો હતો !'

પગના આગળ વધવા સાથે છાતીનો મુઝારો વધતો જતો હતો. અમદાવાદ મૂક્યા પછી મેં એની કાંઈપણ સંભાળ ન લીધી એ ડંખ હૈયાને કોરી રહ્યો એની આ સ્થિતિનું બધું ય પાપ મારે માથે છે એમ મારું મન કહેવા લાગ્યું. 'ના, ના, એને અને મારે શું ? એ બીજાની, બીજી ન્યાતની એના માટે હું શાનો જવાબદાર ?' મગજના કેળવાયેલા ભાગે દલીલ આગળ કરી

હું સડક ઉપર આવ્યો ત્યારે ચંદ્ર આથમી ગયો હતો. દૂરના ખૂણામાં બળતા દીવાના પ્રકાશમાં એક દુકાનના ઓટલા ઉપર કોઈક ટૂંટિયું વાળીને પડ્યું હતું.

ભારે પગે અને એથી યે ભારે હૈયે હું તેના તરફ વળ્યો. તેને પૂરેપૂરી જોઈ ખતરી કરું તે પહેલાં જ મનમાં થઈ ગયું કે એ રાધા છે પરિતાપથી સળગતે હૈયે હું તેની આગળ જઈ અવાક્ ઊભો રહ્યો મેં ધર્યું હતું કે તે ઊંઘી ગઈ હશે પણ આ તો પૂરેપૂરી જાગ્રત હતી. ઊંચે આકાશમાં એકીટશે જોતી તે પડી હતી તેના મોઢાની એક એક રેખાને મારી આંખો આલિંગી રહી– તેના શરીર ઉપર ઢાંકેલું વસ્ત્ર મેલ અને કાદવથી ખરડાયેલું હતું. ન સહન કરી શકાય તેવી દુર્ગંધ તેમાંથી નીકળતી હતી તેના વાળમાં ધૂળ, મેલ અને પરસેવાની મેગવણીથી ગૂંચળા બાઝી ગયા હતાં મોઢાં ઉપરથી ચેતન ઊડી ગયું હતું દીવી એની એ જ હતી, પણ વાટ બળી ગઈ હતી તેલ ખૂટી ગયું હતું

તેને જોતા વર્ષો પહેલાં જોયેલી મનોહર આકૃતિ આખો આખો આગળ તરવરી રહી બે વચ્ચે કેટલું કારમું અંતર !

થોડીવારે આંખો મારા ઉપર ઠરી. ફાટી આંખે તે મારા તરફ જોઇ રહી 'મારું લોહી પીવું છે ? પીઓ–પીઓ–' કહી ખડખડાટ તે હસી પડી. મારું રૂંવાડે રૂંવાડું ઊભું થઈ ગયું આખા શરીર માંથી વીજળીનો આંચકો પસાર થઈ ગયો નિષ્પ્રાણ એકાંત ભડકી ઊઠયું

'રાધા!' મેં મહામહેનતે કહ્યું.

શબ્દ કાને પડતા વિસ્મૃતિ અને ગાંડપણના બોજા તળે કચરાઈ ગયેલી જૂની વાતો, અનુભવો સંસ્મરણો સજીવન કરવા તેણે આંખો મીંચી દીધી તેના ચહેરા ઉપર સૌમ્યતા પથરાતી જતી હતી.

'રાધા!' તેના માથા ઉપર હાથ ફેરવતા મેં કહ્યું

'કોણ છે ? મને એકલી મરવા દો' તેણે કરગરતા કહ્યું ને મારા તરફ શંકા ને ત્રાસ ભરી આંખે જોઇ રહી

'રાધા ! મને ભૂલી ગઈ ?'

ફૂંક મારતાં જ જેમ શિયાળામાં વળી ગયેલી અંગારા પરની રાખ ઊડી જાય ને કોલસા લાલ ચોળ ઝગઝગી રહે તેમ તેની મૂર્છા પામેલી આંખો સતેજ થઈ ગઈ.

'કોણ ? તમે ? મને મુંબઈ લઈ જવા આવ્યા છો ? પણ તમે ભાગી જાઓ એ તમને મારી નાખશે' તેના શબ્દો મને ડામ જેવા લાગતા હતા

'રાધા ! હું તને તેડવા આવ્યો છું.' અકથ્ય વેદના અનુભવતા મેં કહ્યું

'આટલા દિવસ પછી ? પણ હવે મને સંઘરશે કોણ ?' તે પોતાના અસલ સ્વરૂપમાં આવતી જતી હતી

'હું છું ને !' તેનો હાથ મારા હાથમાં લેતા મેં કહ્યું

'સાચે જ ? આ વખતે તો નહિ ભૂલી જાઓને ?'

'રાધા ! એકવાર ભૂલ થઈ ગઈ, હવે નહિ થાય મને માફ કર.'

'એમ માફ નહિ કરું. આ વખતે તો તમને એકલા નહિ જ જવા દઉં...નહિ જ જવા દઉં... જુઓ જુઓ એ આવે છે. એના હાથમાં બળતી કાઠી છે–મારો હાથ મૂકી દો, મને ભાગી જવા દો નહિ તો એ મારો જીવ લેશે; મને જવા દો, મને...' વાક્યનો બાકીનો ભાગ તેના ડુસકાંઓએ પૂરો કર્યો.

'રાધા ! હવે તારું કોઈ નામ નહિ લે. ઊઠ, મારી સાથે ચાલ જોઉં.'

'તમારી સાથે !' ફાટી જતા સ્વરે તેણે રાડ પાડી ને પછી ધ્રુજાવી દે તેવું કારમું હાસ્ય કર્યું.

'હા, મારી સાથે.'

તેને બેઠી કરવા મેં તેનો હાથ સહેજ ખેંચ્યો. તેના અવયવોને સખત થતા જોઈ મને બીક લાગી. તેના હૃદય ઉપર કાન રાખતાં જણાયું કે તે તો મારા સાથ વગર જ પોતાને માર્ગે પડી ગઈ હતી.

## મીઠો ઠપકો

સ્ત્રીઓની સભા હતી : મોન્ટેસોરી ધીમે ધીમે ભાષણ કરતાં હતાં; એમની ઇટાલીયન ભાષાનો તરજુમો થઈ રહ્યો હતો.

સ્ત્રીઓની સાથે બાળકોની સંખ્યા પણ ઠીક ઠીક હતી; સભામાં આ બાળકો ઘોંઘાટ કરી રહ્યા હતાં, છતાં મોન્ટેસોરી શાંત હતાં. પણ જ્યારે ઘોંઘાટ અસહ્ય થઈ પડયો ત્યારે મોન્ટેસોરીએ બાળકોને સંબોધી હસતાં હસતાં કહ્યું : 'તમને મારા ભાષણમાં રસ ન પડતો હોય તો તમે બગીચામાં કેમ ચાલ્યા જતાં નથી ? ત્યાં ઝાડ હોય છે, ફૂલ હોય છે, પંખીઓ ગાતાં હોય છે.

આ સંભળીને બાળકો ટપોટપ માનો ખોળો મૂકીને મોન્ટેસોરીની પાસે દોડી આવ્યા અને એમને ઘેરી લીધાં : મોન્ટેસોરી પહેલાં તો આનું કારણ સમજ્યાં નહિ પણ પાછળથી એમને ખબર પડી કે મેજની બાજુમાં તેઓ બેઠાં હતાં તેના ઉપર ફૂલનો એક મોટો ઢગલો પડયો હતો અને પેલા નાનાં ચેકુસોએ એ ઢગલાંને ફૂલનો બગીચો માની લીધો હતો.

# સમદૃષ્ટિ

વસંત પટેલ

## સંતની કરુણા

મહંમદ અલી હકીમે જોયું કે પોતાની ચારે બાજુ માનવ માનવ વચ્ચે ઊંચનીચના ભેદોની એક ઊંચી દિવાલ બની ગઈ છે જનાવરોને પ્રાણીઓ કરતાંય વધારે ખરાબ રીતે રાખવામાં આવે છે અનેક માનવો ઇસ્લામનો અભ્યાસ કરે છે ધર્મને પાળે છે છતાંય ઈશ્વરનામના હૃદયરૂપ તેના વર્તનને અમલમાં મૂકી શકતા નથી અન્યોન્ય પ્રેમ સદ્ભાવ રાખી શકતા નથી

આથી જ તેમણે સમભાવ ને સમદૃષ્ટિ માટેનો પ્રયાસ શરૂ કરી દીધો થોડા દિવસો તો ઘણી મુસીબત વેઠવી પડી પણ ધીરેધીરે માનવો તેમના ઉપદેશને વધાવવા માંડયા માનવ માનવ વચ્ચે આદરથી રહેવા માંડયા અરે પ્રાણીઓ માટે પણ હવે તો વાતાવરણમાં સદ્વર્તન આવવા માંડયું

થોડા ઈર્ષાળુ માનવોને આ પ્રેમભાવ પસંદ નહોતો હકીમ સાહેબ મક્કા ગયેલા તે વખતે આવા માનવોએ ભેગા મળીને એક એક તાજી જ વિયાયેલી કૂતરીને તેમની ઝૂંપડીમાં મૂકી દીધી ને સર્વ માનવોને કહ્યું જુઓ હવે આ સંતને તે આવીને આ કૂતરીને બહાર કાઢી મૂકે તો જાણજો કે તે ઢોંગી સંત છે માત્ર ઉપદેશ જ આપે છે અને આચરણમાં પ્રાણી માટેની સમદૃષ્ટિ છે જ નહીં પણ કૂતરીને અંદર રહેવા દઈ પોતે બહાર રહે તો જ તે સાચો સંત !

વાત પ્રત્યેક માનવોને રુચી હકીમ સાહેબ મક્કાથી પાછા ફર્યા

આવીને જુએ છે તો પોતાની ઝૂંપડીમાં એક કૂતરી આડી કરીને કુરકુરિયાંઓને ધવરાવે છે ચારે બાજુથી ઝૂંપડીની દિવાલમાં કાણાં પડી ગયાં છે

'અરેરે મારે સૂવા માટે કેવી સુંદર ઝૂંપડી રાખતો હતો અને આ મૂંગા પ્રાણી માટે ?

તુર્ત જ તેમણે દોડીને ખજૂરીની જાળીઓ વીણી તેમાંથી સુંદર સાદડી બનાવી જ્યાં જ્યાં કાણાં હતાં તે પૂરી દીધાં ને પોતાની પાસે જે કંઈ થોડું બચેલું હતું તેમાંથી તેમણે કૂતરી માટે મજાનું ભોજન તૈયાર કરી દીધું સ્વચ્છ વાસણમાં તે ભરી તેની આગળ મૂકયું ને પાણી ભરી લાવી ઝૂંપડીના બીજા ખૂણે રાખ્યું

ધાવીને ફરતાં કુરકુરિયાંને તેઓ પ્રેમથી રમાડવા લાગી ગયા

ગામના ઈર્ષાળુ માનવોએ હકીમસાહેબની દિનચર્યા જોઈ અને તેમનું હૃદય તેમને જ ડંખી રહ્યું અરે મુર્ખાઓ અલ્લાહના આવા પાક માનવ ઉપર વહેમની નજર રાખો છો ? તેમની સમદૃષ્ટિ ઉપર વિશ્વાસ નથી કરતા ! જગતમાં હવે તો કંઈક સારું જુઓ'

ને તેઓ દોડીને સંતના પગમાં પડી ગયા પોતાની ભૂલો માટે પશ્ચાતાપનાં આંસુઓ વહેવડાવી રહ્યા ને પ્રતિજ્ઞા પણ કરી 'હવે અમે માનવ માનવ વચ્ચેના વ્યવહારમાં સમદૃષ્ટિ–સમભાવ રાખીશું પ્રત્યેક પ્રાણીમાત્રને અમારા કરતાં જરાએ અધમ નહીં માનીએ !

## સૌ સરખા

સામંતશાહીની ધૂંસરી ફગાવી રોમની પ્રજાએ ફરી પ્રજાસત્તાકની ઘોષણા કરી ઠેર ઠેર તે માટે ઉત્સવો ઉજવાયા ને આઝાદીની ખુશાલી મનાવવામાં આવી

પણ થોડા એવા પણ રોમનો હતા કે જેઓને આ આઝાદી પસંદ નહોતી પોતાની સ્વાર્થભાવના આગળ તેમને મન અનેકના ભલાનો હિસાબ નહોતો

આથી જ આવા માનવોએ ભેગા મળીને અનેક માનવોને સત્તાના જોરે ચગદવાને ઠેર ઠેર

તોફાનો કરાવી દીધા તે વખતે રોમનો મુખ્ય ન્યાયાધીશ બ્રુટ્સ હતો. કેનેટિનક તેને મદદ કરતો

આઝાદી વિરૂદ્ધના તોફાનોમા બ્રુટ્સના બે પુત્રો, કેનેટિનકના ત્રણ ભત્રિજાઓ પકડાયા

તે વખતે પ્રત્યેક દેશદ્રોહીને ગુનો સાબીત થતા મોતની સજા ફરમાવામા આવતી

બ્રુટ્સે અનેક માનવોને ફાંસીના માંચડા ઉપર ચડાવી દીધા હતા

બ્રુટ્સના બન્ને બાળકો ઉપરનો કેસ ચાલ્યો. કેનેટિનકના ત્રણે ભત્રિજાઓ પણ તેમા આવી ગયા હતા ગુનાઓ સાબીત થયા ને શિક્ષા નખવા માટે મુદત પાડવામા આવી

બ્રુટ્સને પોતાના બે પુત્રો માટેની શિક્ષા લખવાની હતી ને કેનેટિનકને પોતાના ભત્રિજાઓ માટેની

રોમમા તે વખતે એક વટોળ ચાલ્યો અનેક માનવોને દેહાનદંડની શિક્ષા કરનાર બ્રુટ્સ પોતાના બાળકોને જરૂર ઓછી શિક્ષા કરીને છોડી મૂકશે

ને આથી જ અનેક મિત્રોએ બ્રુટ્સને કહ્યુ, આપના બાળકો નાના છે લોકના ચડાવ્યાથી ચડીને તેઓએ તોફાનમા ભાગ લીધો છે આપ બાપ તરીકે તેઓના ઉપર રહેમ રાખજો!

પણ બ્રુટ્સ કઇ બોલતા નથી માત્ર એટલુ જ કહે છે અત્યારે હુ ઘરે છુ ઘરની વાતો કરો. કોર્ટમા જઇશ ત્યારે શુ કરવુ ને શુ ના કરવુ તે મારુ મન ત્યા ગયા પછી વિચારશે!

બીજા દિવસનુ પ્રભાત થયુ રોમના અનેક માનવોએ કોર્ટમા કેસનો સાભળવા પડાવ નાખ્યો.

પ્રથમ કેનેટિનકના ભત્રિજાઓને હાજર કરવામાં આવ્યા કેનેટિનકે તેઓનો ચૂકાદો આપવાનો હતો કેનેટિનકે ભત્રિજાઓને દેહાનદંડ ના કરતા કેદની શિક્ષા કરી

ને પછી તુર્ત જ બ્રુટ્સના બાળકોને હાજર કરવામા આવ્યા. બ્રુટ્સ ગંભીરતાથી ન્યાયાસન ઉપર બેઠો હતો એક વખત પણ બાળકો ઉપર નજર નાખ્યા વગર તેણે ગુનો વાચી ને દેહાનદંડની શિક્ષા જાહેર કરી

ચારેબાજુ હો હા થઇ ગઇ.

બાળકોની મા જે આગળ જ બેઠી હતી તે દોડીને બ્રુટ્સની પાસે પહોચી ગઈ

'રહેમ કરો આ નાના ભૂલકાઓ ઉપર. જેઓએ અજ્ઞાનતાથી બીજાના ચડાવ્યા ચડીને દેશદ્રોહ કર્યો છે હવે તેઓ આવુ નહી કરે કેનેટિનકની માફક આને પણ થોડી શિક્ષા કરો !"

અશ્રુનયને રડતી પત્નીને જોઇ છતાં બ્રુટ્સ જરાએ ગળગળા ના બન્યા ને કહ્યુ હુ ન્યાયાસન ઉપર બેઠો છુ આ આસન ઇશ્વરિય આસન છે અહીં બેસીને હુ પાપ ના કરી શકુ બીજાના બાળકોને આજ ગુના માટે મોતની શિક્ષા કરુ અને મારા બાળકોને છોડી મુકુ તે મને જ નહિ. ન્યાયના આસન ઉપર બેસનારની આખોમા પ્રજાના તમામ નાના મોટા માનવો માટે સમભાવ હોવો જોઇએ, સમદષ્ટિ હોવી જોઇએ ... મારા બાળકો બચાવીને પ્રભુનો ગુનેગાર થવા માગતો નથી'

નાગરિકો માટેની સમદષ્ટિ જોઇને રોમનોએ ન્યાયાધીશનો જયજય કાર કરી મૂક્યો.



પૃષ્ઠ ૪૫૨ થી ચાલુ)
આ ગામના રહેવાસીઓનો વાંક એટલો જ હતો કે તેઓ વિયેટકોંગના ટેકેદાર અને મદદકર્તા મનાતા હતા મૃત્યુનો આંક ૧૦૯ અને ૫૬૭ વચ્ચે બોલાય છે પોતાની માતાના મૃત દેહનો હાથ પકડીને ઊભેલા એક નાનકડા બાળકને ત્રીસ મીટર દૂરથી ગોળીથી ફૂંકી દેવામાં આવ્યું અમરિકન પ્લેટુનના એક નાયકના શબ્દોમાં

'એક સ્ત્રી, પુરુષ અને બાળક અમને જોઇ ભાગી રહ્યા હતા અટકી જવા માટે સ્થાનિક ભાષામાં તેમને હુકમ આપ્યો તેનો અનાદર થતાં મેં ત્રણેને ગોળીથી ઠાર કર્યા બાળકની ઉંમર બે વર્ષની હશે'

માઇલાઈનો હત્યાકાંડ એટલા માટે પ્રકાશમાં આવ્યો છે કે અપરાધની લાગણી અનુભવતા સૈનિકોએ તેનો એકરાર કર્યો છે. સંભવ છે કે તેમની સામે લશ્કરી મુકદ્દમો ચાલે અને તેમને સજા થાય અમેરિકામાં પ્રચંડ લોકમત જાગી ઉઠયા છે પરંતુ આ બધુ બીનજરૂરી છે લડાઈમાં આવી ક્રુરતા સામાન્ય હોય છે પ્રકાશમાં આવે તેથી આટલો ઊહાપોહ શા માટે? અત્યાર સુધીમાં વિયેટનામમાં અમેરિકન સૈનિકો તરફથી આવી કેટલી ક્રુરતા થઈ હશે? અને વિયેટકોંગેએ પણ સામી ક્રુરતા વરવૃત્તિથી આચરી હશે તેનો હિસાબ ખરો? માઇલાઇ ઉપર નિરર્થક બકવા કરવો કે લશ્કરી સૈનિકો ઉપર કામ ચલાવવાનો કાંઈ અર્થ નથી. ખરી ન્યાયની વાત કરવી હોય તો આ યુદ્ધ ચાલુ રાખનાર પોતે જ ગુનેગાર બને છે લફ કેલી જેવા બધા જ અફસરો નિર્દોષ છે તેમની પાસેથી એવી આશા રાખવામાં આવી હતી કે માઇલાઇમાં પ્રવેશતી વખતે નાગરિકોને ફૂલહાર પહેરાવે? ટુકડીના સૈનિકોને તેમજ નાયકને ગેરીલાઓ પ્રત્યે તેમજ તેમના ટેકેદારો અને આશ્રયદાતાઓ પ્રત્યે પૂરે પૂરો ધિક્કાર અને દ્વેષ હતો અને તેથી આ ગામને સાફ કરી નાખવુ એ લશ્કરી નિર્ણય અફર હતો આ એક બીના — હજારમાંની એક બીના — પ્રકાશમાં આવી ગઈ તેથી કુંભારને વાંકે ગધેડાને શિક્ષા કરવાથી કોઈ હેતુ સરવાનો નથી

**જીવાણુ-રાસાયણીક યુદ્ધ**

આજે મહાન રાષ્ટ્રો રાસાયણિક-જીવાણુ (કેમીકલ બાયોલોજીકલ) યુદ્ધ લડવું પડે તો તેની તૈયારીમાં પડયાં છે, તો બ્રિટન જેવું રાષ્ટ્ર અવા યુદ્ધની સામે સ્વબચાવમાં-રક્ષણમાં પડયું છે, અને તેને લાં એક કેન્દ્રમાં આ વિષે ઝીણવટભર્યો અભ્યાસ થઈ રહ્યો છે આ યુદ્ધની પ્રક્રિયા અતિ સાદી છતાં ભારે વિનાશકારી છે રોગના જંતુઓ ફેલાવીને દુશ્મન દેશની આખી વસતિનો નાશ તેમાં થઈ શકે છે અને માત્ર સૈનિકો જ નહિ-આખે આખાં નગરો-શહેરો તેનાથી સાફ થઈ શકે છે આ કાંઈ આજકાલની શોધ નથી. પ્લેગના જંતુઓ ફેલાવવાની શોધ વર્ષો પહેલાં થઈ છે રોગ માટેની આવી રસીને વધુ ઝેરીલી બનાવવા રાતદિવસ સંશોધન ચાલે છે જેથી અસરકારકતા વધુ વ્યાપક અને ચોક્કસ બને એક ગ્રામ રસી (Virus) દસ લાખથી વધુ માણસોને વિનાશની પકડમાં લઈ શકે છે. આખા બ્રિટિશ ટાપુઓની વસતિને આ જંતુયુદ્ધની અસરમાં લાવવા માટે એક ગ્રામનો ચતુર્થાંશ પણ બસ થઈ પડે તેમ છે, તેવી ઝેરીલી શોધ થઈ રહી છે ઈન્ફલુએન્ઝા, પ્લેગ જેવા રોગો લડાઈ પછી ફાટી નીકળતા આપણે સૌએ જોયા છે

અમેરિકા અને રશિયા પાસે આવું મારક દ્રાવણ અતિ વિપુલ પ્રમાણમાં છે અને પશ્ચિમ જર્મની પણ કાંઈ પાછળ રહે તેવું નથી આમાં જાતજાતના અને ભાતભાતના પ્રયોગો થઈ રહ્યા છે માણસને ઊલટી કરાવે, તેના શ્વાસોચ્છવાસ રૂંધી નાખે, તેના શરીરની ચામડી પર ફરફોલા ઉપસાવે, તેના રુધિરને ઝેરી બનાવે, જ્ઞાનતંતુ જડ બનાવે ઈત્યાદિ અવનવી યુક્તિઓ અજમાવાઈ રહી છે તેને કદી ઊંઘ ન આવે, પક્ષઘાતથી તે નકામો થઈ જાય, આંધળો થાય, બહેરો થાય, ખોરાક ન લઈ શકે, ઝાડા અને ઊલટી થાય ઈત્યાદી પ્રયોગો થઈ રહ્યા છે વળી તે કાયમ રડયા કરે, હસ્યા કરે, ભૂતાવળની બીકથી ડર્યા કરે, ગાંડા બની જાય એવી ધારી અસરો જન્માવવા પ્રયોગશાળામાં અવિરત અખતરા ચાલે છે, અને આ વિનાશક દ્રાવણોમાં ઉમેરા કરવા રાષ્ટ્રોએ હોડ બકી છે ઝેરી ગેસથી પ્રથમ વિશ્વયુદ્ધમાં દસ લાખ મૃત્યુ થયાં હતાં, બીજા વિશ્વયુદ્ધમાં આ તરકીબ અજમાવવામાં આવી ન હતી, કેમકે બન્ને પક્ષો પાસે ભયંકર

વસ્તુઓ હતી અને અન્યોન્ય ડર રહેતો હતો. નોર્મન્ડીના યુદ્ધમાં ગેસ વાપરવાની હીટલરની ઈચ્છાનો તેના સેનાપતિઓએ અનાદર કર્યો હતો. બીજા વિશ્વયુદ્ધ વખતે જર્મનીમાં ઝેરી ગેસનું કારખાનું રશિયનોએ પકડી પાડયું હતું અને તેઓ તેને ઉપાડીને રશિયામાં લઈ ગયા. બ્રિટને શોધેલું V–એજન્ટ એટલું શક્તિશાળી છે કે ચામડીને અડતાની સાથે જ મનુષ્યનું મૃત્યુ થાય ૧૯૬૭માં એક પ્રયોગ દરમ્યાન ૩૦ માઈલ દૂર ચરી રહેલાં છ હજાર ઘેટાં ગેસની અસરથી મૃત્યુ પામેલાં, તે બનાવે અમેરિકામાં કાગારોળ થએલ આમાં હવે એક નવું તત્વ એ દાખલ થયું છે કે જે દેશ પર હુમલો કરવો હોય તેની અર્થવ્યવસ્થા તોડી પાડવા માટે ખેતરોના પાકનો જડમૂળથી નાશ કરવાની તરકીબ શોધાઈ છે અમેરિકાએ ચોખાના પાકનો નાશ કરવાનું રસાયણ શોધી કાઢયું છે જેની મદદથી તે ચોખાખાઉ ચીન અથવા વિયેટનામનાં ખેતરોમાં ઉત્પાત મચાવી શકે. તેવી જ રીતે રશિયાએ ઘઉંનો પાક નાશ કરવાની તરકીબ શોધી છે જેથી તે અમેરિકાને ભૂખે મારી શકે આ રીતે દુશ્મનોના પ્રદેશમાં ખાદ્યખોરાકીનો નાશ કર્યા પછી બીજો પ્રહાર થઈ શકે અણુશસ્ત્રો ઉપરાંત આવા જોખમી પ્રયોગો તરફ માધાતાઓનું ધ્યાન દોરાયું છે. નિઃશસ્ત્રીકરણના પ્રશ્ને આ વાત પણ આવશે અને કોઈ પાગલનું જંગલી આચરણ માનવજાતને જોખમમાં ન મૂકી દે તેવી શક્યતાનો ગંભીરપણે વિચાર આજે સૌ કોઈ કરતા થઈ ગયા છે–અમેરિકા અને રશિયા પણ કેમકે માનવી ચંદ્ર ઉપર જઈ આવ્યો અને હવે મંગળ કે શુક્ર ભણી તેનું પ્રયાણ થશે તેટલું બસ નથી, તેની સિદ્ધિઓ વામણી બની જાય એવું ઘર આગળે જે થઈ રહ્યું છે ચિંતા સૌથી મોટી છે

## સ્વ. જયભિખ્ખુ

શ્રી બાલાભાઈ દેસાઈ (જયભિખ્ખુ)ના અચાનક અવસાનથી, સાહિત્ય જગતને ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના ૨૫મા અધિવેશન સમયે જ, ભારે ખોટ પડી છે નવલકથા, નવલિકા, બાલસાહિત્ય ઉપરાંત 'ગુજરાત સમાચાર'માં "ઈંટ અને ઈમારત"ની તેમની પ્રતિભાનું ચોક્કસ મૂલ્યાંકન આંકયું હતું તેમનું સંસ્કૃત તેમજ ઊર્દુનું ઊંડું જ્ઞાન તેમના લખાણોમાં મૌક્તિકો બનીને તરતું અને તેમના ગદ્યમાં કવિત્વ છાંટ સૌકોઈ આકંઠ માણી શકતા શ્રી જયભિખ્ખુ સાચા અર્થમાં સંસ્કૃતિ અને સંસ્કારના પુરસ્કર્તા હતા, અને તેમનું બહુલક્ષી સાહિત્યસર્જન ગુજરાતી સાહિત્યમાં એક વિશિષ્ટ ફાળો અર્પી રહે છે. ગયે વખતે, અમદાવાદમાં પી ઈ એન ના અધિવેશનમાં શ્રી ચુનીલાલ મડિયાએ અચાનક વિદાય લીધી તેવો જ કરુણ આ બીજો સાહિત્યિક બનાવ છે અમદાવાદ શહેરને શ્રી જયભિખ્ખુની ખોટ સવિશેષ સાલશે કેમ કે આ નગરીને જ તેમણે કર્તવ્યભૂમિ બનાવી હતી એક વ્યક્તિ તરીકે તેઓ નમ્ર અને સાલસ સ્વભાવના અને સૌકોઈની સાથે હળીમળી જાય તેવી સાહજિક વૃત્તિના સ્વામી હતા જૂનાં મૂલ્યોને કેમ સાચવવાં તે દર્શાવનાર તેઓ એક અનન્ય કલમબાજ છેલ્લી ઘડી સુધી રહ્યા

## ગુ સા. ૨૫મું અધિવેશન

૨૬, ૨૭, ૨૮ ડિસેમ્બરે જૂનાગઢ ખાતે મળેલું ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૫મું અધિવેશન વિશિષ્ટ રીતે સફળ નીવડયું. સાહિત્યિક સંમેલન તરીકે આ અધિવેશને સાહિત્યનો વિચક્ષણ ઉન્મેષ પ્રગટ કર્યો– જે અગાઉ દૃષ્ટિએ પડતો ન હતો. એક તો એ કે સાહિત્યમાં વિવેચનને માનાર્હ અને યોગ્ય સ્થાન અધિવેશનમાં અપાયું અને તે વિભાગના અધ્યક્ષ તરીકે શ્રી સુરેશ જોશી જેવા સાહિત્ય સૃષ્ટિના આચાર્ય રજનીશને ચમકાવવા તે બહુ જરૂરી હતું સુરેશ જોશી પોતે સતત પ્રયોગશીલ છે, ઊહાપોહ કરી નવાંજૂના મૂલ્યોની તાવણી કરવામાં માને છે, વિવેચનની ક્ષિતિજો વિસ્તારવામાં માને છે તેઓ માત્ર ટીકાકાર છે, ઉગ્ર ટીકાકાર છે, અને રૂઢિગત માન્યતાઓ ઉપર પ્રહાર કરી જાણે છે એવી માન્યતાને તેમણે દૂર કરી. તેઓ સહિષ્ણુ છે અને જો કોઈને વાત કરવી હોય તો કાન માંડવા તૈયાર છે અને ન્યાયાધીશની પેઠે સમતોલ ફેંસલો આપી શકે છે એ તો તેમનું અધ્યક્ષીય ભાષણ 'વિવેચનનો અંત?' પ્રતીતિ કરાવી જાય છે. આ વિભાગમાં જે નિબંધો વંચાયા તેમજ ચર્ચાઓ થઈ તેનું ધોરણ પણ ઉચ્ચકક્ષાનું રહ્યું. પ્રમુ

સુંદરમે કહ્યું કે સર્જન અને વિવેચન એક મેકની પૂંઠ પકડીને જ ચાલે છે– કૃતિના સર્જન પછી જ વિવેચનની શકયતા ઊભી થાય છે. આ અધિવેશનમાં વિવેચનને એક વિભાગ તરીકે રાખીને, અને તેના પ્રમુખ તરીકે શ્રી સુરેશ જોશીની પ્રતિષ્ઠા કરીને ગુજરાતી સાહિત્યે બહિષ્કાર હવામાંથી મુક્તિ મેળવી છે, એ તો એમનું પ્રવચન વાંચીને કોઈપણ કહી શકે. તેઓ સતત પ્રયોગશીલ રહ્યા છે; નવનવી શૈલીનું સાહિત્ય આપતા રહ્યા છે અને સાહિત્યક્ષેત્રે ઊહાપોહ કરવો તેમને ફાવી ગયો છે.

સંમેલનમાં કોઇ વિભાગીય પ્રમુખ માથે કપરી કારીગરી આવી પડી હોય તો વિદ્યાવાચસ્પતિ શ્રી કે. કા શાસ્ત્રી માથે. સંશોધન, ભાષા સાહિત્ય, ઇતિહાસ અને પુરાતત્ત્વ ગુજરાતના સંશોધકોની એક ગૌરવવતી નામાવલિ તેમણે રજૂ કરી દીધી ખરી રીતે કહીએ તો સાહિત્ય પરિષદના રજત જયતી પ્રસંગે વિભાગોની ગોઠવણી આર્ષદૃષ્ટિથી થઇ તે પણ પ્રશંસા માગી લે છે અને તેવી જ ચૂંટણી–પસંદગી વ્યક્તિઓની થઇ શાસ્ત્રીજીએ ભાષણ વાંચ્યું નહિ પણ એક સાથે સમર્થ વક્તાની દિગ્વિજયી છટાથી, પોતાના વક્તવ્યનો પરિચય હૃદયંગમ શૈલીમાં આપી દીધો. ગુજરાતી ભાષાનું તેમનું સંશોધન ભૂતકાળમાં આપણને ૮૦૦ વર્ષ પૂર્વે ખેંચી જાય છે અને ભિન્ન ભિન્ન પ્રાદેશિક બોલીઓ, જ્ઞાતીય બોલીઓ, રૂઢિપ્રયોગો તરફ ધ્યાન આકૃષ્ટ કરી, આ ક્ષેત્રે જે સુવ્યવસ્થિત મોજણી યુનિવર્સિટીઓ મારફત ચાલી રહી છે અને ભાષ તત્ત્વજ્ઞો પરિશ્રમ લઈ રહ્યા છે તેનો નિર્દેશ કર્યો હતો.

જૂના સાહિત્યના સંશોધન બાબત શાસ્ત્રીજીનું પ્રદાન નોંધપાત્ર રહ્યુ છે. ૧૫ મી સદીના આરંભથી 'ગુજરાતી' ભાષા'નો આજદિન સુધીનો વિકાસ તેમણે ક્રમશઃ બતાવ્યો અને ખાસ કરીને નર્મદે જે વ્યવસ્થિત આરંભ કર્યો તેમજ મધ્યકાલીન ગુજરાતી રચનાઓ, ફાગુઓ, રાસ અને ગરબાઓ, છપ્પા અને પદો, જૈન રાસસાહિત્ય અને પ્રબંધો ઈત્યાદિથી આદિ કવિ નરસિંહ મહેતાનો નિર્દેશ કરી આજે પણ વેરવિખેર પડેલી હાથપ્રતોમાં સંશોધનને કેટલો અવકાશ રહેલો છે તે રસમય શૈલીમાં વિગતે સમજાવ્યું. તેવી જ રીતે ઈતિહાસના વિષય ઉપર બોલતા સૌરાષ્ટ્ર, કચ્છ તેમજ ગુજરાતમાં ભૂસ્તરીય થરોમાં, અને પથરાળ પ્રદેશોમાં હજુ ઘણું ઘણું મળી શકે તેમ છે. મોહેંજો દડોનો વાણો સૌરાષ્ટ્રમાં ખેંચાયેલો મળે છે અને લોથલમાં લાવી મૂકે છે. સિંધુ સંસ્કૃતિના ઉત્તર કાળની પરંપરા સૂચક ઉત્ખનન ચાલી રહ્યા છે તેવા ડઝનબંધ સ્થળોનો તેમણે ઉલ્લેખ કર્યો, અને સૌરાષ્ટ્ર કચ્છમાં સિંધુ સભ્યતા અને સંસ્કૃતિની પરંપરા મોજૂદ પડી છે તે પ્રતિપાદન કર્યું. તદુપરાંત વૈદિક સાહિત્ય, ઋગ્વેદ, ઉપનિષદ ઇત્યાદિમાં આવતા નામોનો ઉલ્લેખ કરી, ગિરનાર–ઉજ્જયંત, દ્વારકાના ઉલ્લેખોમાં તો શાસ્ત્રીજીએ અનેક સંશોધનોનો પરિચય રસાળતી શૈલીમાં આપી દીધો. પુરાતત્ત્વ વિષે બોલતાં તેમણે કહ્યું કે સાચો ઇતિહાસ તો ભૂગર્ભમાં દટાયેલો પડયો હોય છે સાબરમતીની ખીણમાં ત્રીસ વર્ષ પૂર્વે ડૉ. હસમુખ સાંકળિયાની આગેવાની નીચે થયેલા ઉત્ખનનથી આદિ માનવનો સગડ હાથ લાગ્યો છે, અને આ ક્ષેત્રે ઇતિહાસના ત્રણ તબક્કાઓમાં પ્રાગ ઇતિહાસનો આરંભ ત્યાંથી થાય છે. આપણાં મ્યુઝિયમોમાં ઘણું સચવાયેલું પડયું છે તદુપરાંત મંદિરો, વાવો, જૂના કિલ્લાઓની સમૃદ્ધિનો શાસ્ત્રીજીએ ખ્યાલ આપ્યો. છેલ્લા ત્રણ–ચાર વર્ષથી કચ્છ અને સૌરાષ્ટ્રના સંશોધન પ્રવાસો શાસ્ત્રીજી ખેડી રહ્યા છે તેમાંથી તેમને જે લાધ્યું તેની જાણકારી શ્રોતાઓને કરાવી હતી. સાહિત્ય પરિષદ વખતે પણ શાસ્ત્રીજી સમય મેળવીને જૂનાગઢની આસપાસ સુદર્શન તળાવ, બૌદ્ધ ગુફાઓ ઇત્યાદિ જોવા માટે ગયા હતા તે બતાવે છે કે ગુજરાત એક સતત જાગૃક સંશોધકને મેળવવા પરમ ભાગ્યશાળી થયું છે.

આ વર્ષ ગાંધી શતાબ્દીનું છે. એટલે જ સાહિત્ય પરિષદના યોજકોએ એક સંપૂર્ણ વિભાગ આને માટે રાખ્યો. તેના અધ્યક્ષ તરીકે શ્રી દર્શકે લોકભોગ્ય શૈલીમાં ગાંધીજીના કાર્યક્રમોની આલોચના કરી. ગાંધીજી વિષે બોલનાર વક્તાઓ પણ અસરકારક રહ્યા. ગુજરાતી સાહિત્યમાં ગાંધીયુગે જે

જબ્બર પરિવર્તન આવ્યું. અને જે સર્જકો આપ્યા તે દષ્ટિએ વિચારતા, 'ગાંધી દર્શન'નો વિભાગ જરૂરી હતો. બધી ચર્ચાનો સૂર એ નીકળ્યો ગાંધીને પામીને આજે ગાંધીને ભૂલી રહ્યા છીએ. અને ફરીથી તેને પામવા પુરુષાર્થ કરવો રહ્યો શ્રી ઉમાશંકર, પ્રેમશંકર ભટ્ટ, દામુભાઈ શુક્લ અને સ્નેહરશ્મિ તથા શિવકુમાર જોશી સરસ બોલ્યા

### શ્રી સુંદરમ્

૨૫ મા અધિવેશનના પ્રમુખ શ્રી સુંદરમ્ અને વિદાય લેતા પ્રમુખ ઉમાશંકર દેખીતી રીતે જ એક સાથે નજર સમક્ષ રહે છે. ગાંધીયુગના આ બે કવિઓએ કવિતાની દુનિયામાં એક સાથે પ્રસ્થાન કર્યું હતુ અને એક રથને જોડેલા બે અશ્વો પેઠે, તેમની રેવાલ ચાલે કંઇકને ડોલાવી દીધા હતા

પરિષદમા બન્ને મહારથીઓને એકસાથે જોવાનો લહાવો મળ્યો પણ આજે કેટલો ફેર? અરવિંદભક્ત સુંદરમ્ પોંડિચેરી જઈને સાવ બદલાઈ ગયા છે. સાવ ભલા-ભોળા આદમી-જૂનાગઢની ધરતી ઉપર જાણે નરસી મહેતા જેવા લાગે ભાષણ કરતી વખતે ચિંતનમા ડૂબી જાય, અટકી જાય, વળી તાણાવાણા મેળવીને આગળ ચાલે-વચ્ચે અરવિંદ ભક્તિ આવી જાય બોલે ત્યારે હૃદયમાંથી નીકળતી તદ્દન નિખાલસ વાણી! શ્રી ઉમાશંકર દક્ષ, ચબરાક અને ગમે તેવી પરિસ્થિતિને પહોંચી વળે તેવા સમર્થ, જ્યારે શ્રી સુંદરમ્ યોગી પેરે અલિપ્ત અને દરેક પ્રશ્નને આધ્યાત્મિક દૃષ્ટિએ તપાસતા લાગે.

પ્રમુખ તરીકેના તેમના વ્યાખ્યાનમાં શરૂઆતમા માનવ અને પ્રભુના સંબંધની કથા શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી'ના આધારે કહીને પાછળથી સાહિત્ય પરિષદની વાત ઉપર આવ્યા છે. પરિષદનો શરૂઆતનો ઇતિહાસ અને પૂર્વભૂમિકા આપ્યા બાદ, અંજના લોકશાહી બંધારણના ભયસ્થાન તરફ શ્રી સુંદરમે યોગ્ય અંગુલિનિર્દેશ કર્યો છે. પરિષદ આગળ વધીને ઉપનિષદ બનવી જોઈએ એવી મહેચ્છા તેમણે વ્યક્ત કરી છે "આપણી સાહિત્ય પરિષદ એક વ્યાપક જીવનજાગૃતિના અંશરૂપે રચાઈ છે; આપણા તરફથી પણ નૂતન અભિનવ આંદોલનોનુ સર્જન કરતા રહ્યા છીએ અને એ રીતે આપણી ગતિ એક વિશ્વતોમુખ રૂપવાળા રહેવી છે"

"અમારી પેઢીના કવિઓ પછી નવી કવિપેઢી કેવી આવશે તેનો ઉત્તર ઘણા જ કુતૂહલ પ્રેરકરૂપે મળવા લાગ્યો છે ખરેખર, આવુ આવુ આપણે ત્યા લખાશે એ કદી કલ્પનામાં ન હતુ, આપણી કવિતામાં અપદ્યાગદ્ય કે અર્થાદિસતા પાછી આવશે પણ એવા ધસારાબંધ આવી રહી છે અને એવા તો સામેના છેડે જઈને કે આપણા આદ્ય સર્જક ન્હાનાલાલ પણ મોમા આંગળા નાખી દે!.. આપણી નવલકથા, નવલિકા, કવિતા સાચા નવોન્મેષો પામી રહી છે" અશુદ્ધ જોડણી વિશે પણ સુંદરમે ટકોર કહી હતી અને સાચી જોડણી સહુ લખતા થઈ જાય એવી ગાંધીજીની શિખામણને તાજી કરાવી હતી આ એક નાનકડો 'પ્રોગ્રામ' પરિષદે ઉપાડી લેવા જેવો છે એવા તેમના સૂચનને સ્વીકારી લેવુ રહ્યુ આજે શુદ્ધ જોડણી લખનારાઓની ટકાવારી કેટલી?

### લોકસાહિત્ય

૨૫મા અધિવેશનની એક સિદ્ધિ તરીકે લોકસાહિત્યનો જે જાહેર સ્વીકાર થયો અને તેને લગતો એક ઠરાવ થયો તેને ગણવામાં આવે છે. એ ખરૂ કે બીજા દિવસે લોકસાહિત્યના મનોરંજને સાહિત્યકારો તેમજ પ્રેક્ષકોના દિલ જીતી લીધા અને ઉમાશંકર, પીતાંબર, સ્નેહરશ્મિ જેવા અડીખમ વિદ્વાનોએ લોકસાહિત્યને બિરદાવ્યું મેરૂભા, પીંગળશીભાઈ અને તેમણે તૈયાર કરેલા નવલોહિયા યુવાનોએ ચારણી સાહિત્ય, દંતકથાઓ અને દુહાઓની એવી રમઝટ બોલાવી કે તેનો અંગીકાર સૌને કરવો પડયો. શિષ્ટ સાહિત્ય અને લોકસાહિત્ય, ગુજરાતીભાષા અને ચારણીભાષા આ બધા વચ્ચે એક કડી રહેલી છે અને તૂટતી કડી સંધાય તેના જેવો બીજો સુમેળ શો? પરંતુ અતિરેક હંમેશા વર્જ્ય ગણાયો છે વિવેક જળવાશે તો જ આ વસ્તુ આગળ ચાલશે આજે રાજકારણી પ્રચારબાજીની જેમ લોકસાહિત્યનું ડિમડિમ ખૂબ

જોરશોરથી વધાવવામાં આવશે તો લક્ષ્ય દૂર રહી જશે.

### કવિ સંમેલન અને લોકરુચિ

ત્રીજા દિવસે રાત્રે કવિ સંમેલન હતું. આગલે દિવસે લોકસાહિત્યના કાર્યક્રમની સફળતાએ મનો રંજનમાં અપૂર્વ હાજરી રહી હતી. બેતાલીસ જેટલા કવિઓએ મુશાયરામાં ભાગ લીધેલો જેમાં બહારના આમંત્રિતો ઉપરાંત સ્થાનિક કવિઓ પણ હતા. મુક્તકો, ગઝલો, અછાંદસ રચનાઓ ઉપરાત ધીર ગંભીર કૃતિઓ પણ ઠીકઠીક રજૂ થઈ. લોકોની વાહવાહ બોલાવવા આવે પ્રસંગે સનમ અને સાકી કવિઓને કેમે ચડે છે. તેમાંથી શ્રી પિન કિન, મુરલી ઠાકુર, સ્નેહરશ્મિ જેવા પાઢા પણ મુક્ત ન રહ્યા. શ્રી ઉમાશંકરે શિવના નદીની વાતને રમુજી પણે કાવ્યમાં દોહરાવી. શ્રી રતિલાલ છાયા, સુધાંશુ, બાલમુકુંદ તથા નાથાલાલ દવેની રચનાઓ અને મનનીય અને ચિંત્ય હતી. પણ પ્રેક્ષકો? તેમને સસ્તી વાનગી જોઇતી હતી. આ બધામાં કુશળ એવા બકુલ ત્રિપાઠી મેદાન મારી ગયા.

### નિબંધ વાચન અનિવાર્ય છે?

સાહિત્ય પરિષદના અધિવેશનની કાર્યવાહીના નિબંધ વાચન હમેશાં કંટાળાજનક લાગે છે. શ્રોતાઓ કંટાળી જાય છે અને સમયનો દુર્વ્યય થાય છે. તેનાથી કાંઈ હેતુ સરતો નથી. તેને બદલે કાર્યક્રમમાં સાહિત્યકાર અને લોકોના અરસપરસ પરિચયને આમેજ કરી શકાય. કહેવાનો આશય એ નથી કે નિબંધનું મહત્ત્વ ઓછું છે. પરંતુ આવેલા નિબંધો અને નિબંધકારોના નામની જાહેરાત આ પ્રસંગ પૂરતી બસ થશે. જેમને વાચવું છે તેઓને છાપેલા રિપોર્ટની રાહ આમે જોવી પડે છે. વંચાયેલું બધું યાદ પણ રહેતું નથી. સામાન્ય લોકોની ઇંતેજારી આવા પ્રસંગોએ એટલી હોય છે કે દરેક સાહિત્યકાર કે કવિને જાણવાની, ઓળખવાની, સાંભળવાની તેમને તાલાવેલી જાગે છે. વળી સાહિત્યકારો પણ લોકોમાં હળીમળી શકે તે બહુ જરૂરી છે. પરિષદની કાર્યવાહી વધુ લોકભોગ્ય અને લોકપ્રિય બનાવી સામાન્ય જનતાની સાહિત્યાભિમુખ રુચિ કેળવવાનો આ એક યોગ છે. એટલે જ નિબંધવાચનને બદલે દરેક ઉપસ્થિત અને માન્ય કવિ અથવા સાહિત્યકારને જનતા સમક્ષ બેચાર મિનિટ માટે પણ તેના વ્યક્તિત્વને ઉપસાવે તેવી રીતે રજૂ કરવામાં આવે તો શ્રોતાસમૂહ આત્મતૃપ્તિ માણી શકશે. જૂનાગઢમાં પહેલે દિવસે નગરપાલિકા તરફથી નગર ઉદ્યાનમાં ઓળખવિધિ પરિચયનો કાર્યક્રમ રાખવામાં આવેલો તે મર્યાદિત રહ્યો પણ તેને સુશ્લિષ્ટ સ્વરૂપ આપવાની જરૂર છે.

### અને પુસ્તક પ્રદર્શન?

દરેક સાહિત્ય પરિષદમાં પ્રખ્યાત સાહિત્યિક પુસ્તકોનું પ્રદર્શન કેમ ન યોજી શકાય? તેમાં સાહિત્યનો ઉત્તરોત્તર વિકાસ દર્શાવવા ઉપરાંત દરેક મહત્ત્વના સર્જક-કવિના સર્જનોને સ્થાન મળવું જોઇએ અને છેલ્લામાં છેલ્લી બહાર પડેલી કૃતિ પણ આવી જવી જોઇએ.

આ એક રતુત્ય વિચાર છે અને પ્રકાશન સંસ્થાઓ હોંશભેર તેમાં ફાળો આપશે. વળી સાહિત્ય પરિષદના અધિવેશન સમયે ત્રણ ચાર દિવસનો જે સમય મળી રહેતો હોય છે તેમાં સાહિત્યગ્રંથોના પ્રદર્શનથી આમ જનતાને નવી દૃષ્ટિ મળશે, પુસ્તક પ્રત્યે પ્રેમ કેળવતા શીખશે અને વધુ તો ગુજરાતી જનતાને એ વાતનું ભાન થશે કે પુસ્તક એ ખરીદીને ઘરમાં વસાવવા જેવી વસ્તુ છે—માત્ર ઉધાર માગીને વાચવાની નહિ!

### જનતા જનાર્દન છે!

અને જૂનાગઢની સાહિત્ય રસિક જનતાએ જે ગંભીરપણે અને શિસ્તબદ્ધ રીતે ત્રણે દિવસ સુધી સવાર, બપોર અને રાત્રે અધિવેશનની કાર્યવાહીમાં ઉત્સાહભેર ભાગ લીધો અને અજોડ શિસ્ત બતાવી એટલું જ નહિ પણ સાહિત્યચર્ચા અને પરિસંવાદના નીરસ કાર્યક્રમોમાં પણ હજારોની સંખ્યામાં હાજરી આપી શહેરની શાન વધારી તે ચિરસ્મરણીય રહેશે. સાહિત્ય પરિષ૬ના સ્થળ તરીકે પ્રથમ પોરબંદરનું નામ લોકજીભે રમતું થયું હતું

પણ પછી નરસૈયાની ભૂમિને પસંદગી મળી, તેમાં પણ વિધિનો સંકેત જોયો રહ્યો, એમ કહી શકાય કે ગિરિનગરના નગરજનોએ પોતાની સાહિત્ય-રસિકતાનો આવિષ્કાર કરાવી આપ્યો અને સાહિત્ય પરિષદને નોતરીને અને આ ભગીરથ કાર્ય તન-મન-ધનથી સફળતાપૂર્વક પૂરું પાડી તૈલપની નગરીના પેલા આક્ષેપમાંથી મુક્તિ તો મેળવી જ.

તૈલપકી નગરીમેં ગાન નહીં હૈ,

ખજાના નહીં હૈ

જીવન કી ખુશિયા મનાના નહી હૈ

અહીં બધું જ હતું-લોકસાહિત્યની રમઝટ સાદગીભર્યું મિષ્ટ વિધવિધ ભોજન પીરસતું રસિક નારીવૃંદ-સુલેમાન જુમાનું તબલાવાદન અને સુમારભાઇની શરણાઇ-આનંદિત નરનારીઓનો શ્રોતાસમૂહ-કવિઓની શાયરી-એમ કહોને કે જૂનાગઢ ભોજરાજાની અલબેલી રસિક નગરી બની ગઇ! અને છેવટે......

મુંબઇના એક દૈનિકમાં આવેલ મુરબ્બી વિદ્વદ્જનના ચર્ચાપત્રનો ઉલ્લેખ અનિવાર્ય લાગે છે. જૂનાગઢની વ્યવસ્થાશક્તિની ખામીનો તેમણે ઉલ્લેખ કર્યો છે પણ યજમાન નગરી માટે પરિષદની તારીખોએ ભારે વિકટ કોયડો સરજી દીધો. કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં પાણીની તંગીએ માઝા મૂકી છે એટલે તો રાજ્ય સરકારે બીજો યુવક મહોત્સવ અને દશમો ક્રીડામહોત્સવ જૂનાગઢ આંગણે ભરવાનું નક્કી કર્યું અને તારીખો પણ ૧૫મી ડિસેમ્બરથી લાગલગાટ ૨૫મી ડિસેમ્બર સુધી રહી. આ સમય દરમ્યાન શહેરમાં પધારેલ પાચ છ હજાર યુવક-યુવતીઓ ૧ સમૂહે જૂનાગઢ શહેરની ઉતારાપાણીની વ્યવસ્થા ખોરવી નાખી વળી સાહિત્ય પરિષદ માટે મહેમાનો ૨૫મી તારીખથી આવવા શરૂ થઇ ગયા અને સ્વાગત સમિતિને સમયનો ગાળો પણ મળ્યો નહિ. શ્રેષ્ઠ પ્રયત્નો છતા, નરસિંહનગર તેમજ કેન્દ્રીય ભોજનાલય નજીક આમંત્રિતો અને પ્રતિનિધિઓને એક જ સ્થળે રાખી શક્યા નહિ ગિરિનગર સોસાયટી ૧ નવા ચણાયેલા બ્લોકસમાં કેટલીક સુવિધાઓ પહોંચી ન હતી, અને પાણીની તકલીફ નિવારવા કાંઇક થઇ શક્યું હોત. ક્ષતિઓ અથવા ઊણપનો સ્વીકાર તો કરવો જ રહ્યો. પણ જે સાહિત્યકાર છે, જે સર્જક છે, વિશ્વમાં જે અલગારીની રખડપટ્ટી કરી શકે છે તેને માટે અગવડ-સગવડ પ્રત્યે કેવી દૃષ્ટિ હોવી જરૂરી છે? ભારત આપણો દેશ છે અહીં શિયાળાની કાકડતી ઠંડીમાં પગથી ઉપર સુઇ રહેનારાઓ અનેક છે; ગ દીચાલીમા ૧૦ બાય ૧૦ ની ઓરડીમાં જીવન વિતાવતા અનેક કુટુમ્બો છે; શહેરની અદ્યતન સુવિધાઓ દૂર-સુદૂર ગામડાના ધૂળ-ઢેફાં અને રોદામાં જીવન વ્યતીત કરતાં અનેક જીવો છે આ બધા તરફ કઇ દૃષ્ટિથી નિહાળશું? શ્રેષ્ઠ સાહિત્ય અનુભૂતિમાંથી જન્મે છે-વિક્ટર હ્યુગોએ પલ્લીસમાજમાં રહીને અનુભૂતિ મેળવી હતી. સર્જક માટે અગવડ અલંકાર છે, ક્ષતિઓ-ઊણપો પડકાર છે અને અણધારેલી પરિસ્થિતિ એક વિરલ તક છે. આવે ટાણે રીસામણાં હોય? કદુના હોય?

આમ જનતા સુધી પહોંચવા માટે અધિવેશન એ એક સાધન છે. અને સાહિત્યકાર તો સાધક છે. જે સાધ્ય છે તે તો લોકોના ટોળામાં છે- શ્રોતા સમૂહમાં છે- અધિવેશનના સર્વ થાણામાં છે. માટે જ ક્ષમા વીરસ્ય ભૂષણમ્ - મહાનુભાવો સમક્ષ ખોળો પાથરી દઇએ.

ઠરાવો અને મકાન

અધિવેશનમાં બહુ ઠરાવો ન થયા તે ઠીક થયું. લોકસાહિત્યને વિભાગીય સ્થાન ની તરફેણ કરતો ઠરાવ અધિવેશનમા નવીનતા આણી ગયો. પાઠ્યપુસ્તકોના રાષ્ટ્રીયકરણ પછી જે સમિતિ સરકાર ક્ષે સ્થાપે છે તેમાં સુધારણા માગતો ઠરાવ ધ્યાન ખેંચતો બન્યો પરિષદના મકાન માટેની ટહેલ શ્રી યશવંત શુક્લ અને પીતામ્બરભાઇએ અવારનવાર નાખી. ફંડફાળાની શરૂઆત પહેલા દિવસથી જ થઇ ગઇ અને ૧૫ હજાર સુધી ત્રણ દિવસમાં નોંધાઈ પણ ગયા લક્ષ્યાંક સાત લાખ રૂપિયાનું છે. એટલે શરૂઆત મોટી રકમથી એક હજારને બદલે દશ હજારથી કરવાની જરૂર હતી એ પીતાંબરભાઇ જેવા પાકા અમદાવાદી કેમ ભૂલી ગયા! ખેર, હજી પણ મોડું થયું નથી. બીજા અધિવેશન સુધીમાં આ લક્ષ્યાંક પૂરો થાય એવી શુભેચ્છા સેવીએ.

શિ.

'આનંદધારા'

લેખક . શ્રી યશોધર મહેતા

પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ

પાના ૨૩૫ કિંમત પાંચ રૂપિયા

શ્રી યશોધર મહેતાએ સાહિત્યના વિવિધક્ષેત્રે સફળતાપૂર્વક ખેડાણ કર્યું છે લલિત સાહિત્ય ઉપરાંત તત્ત્વવિચાર, જ્યોતિષ, પ્રવાસ અને ચરિત્રો પણ તેમણે આલેખ્યાં છે પ્રકીર્ણ લેખોના તેમના પાંચેક સંગ્રહોમાંનો આ એક છે અહીં એકાવન લેખો પ્રગટ થયા છે તેમાં મોટાભાગના પ્રવાસને સ્પર્શતા છે એટલે કે જીવનપટ ઉપર લેખક જ્યાં પગ મૂકે છે ત્યાંથી તેમને વસ્તુ મળી આવે છે. આ સાહિત્યક સ્વૈરવિહાર આપણને 'સમિધ'માં ઉમાશંકરથી માંડીને 'મોગલ મહેલો કોણે બાંધ્યા ?' સુધી લઇ જાય છે; કાળિદાસ, ગોવર્ધનરામ, હ્યુગો, ટોલ્સ્ટોય શેલી, અને અનંતરાયનો રસાસ્વાદ કરાવે છે, ભગવાન શંકર, અંબિકા, બાલત્રિપુરા અને કાલિકાના દિવ્ય વાતાવરણમાં પ્રવેશ કરાવે છે ચાણોદ તથા કરનાળી પાસે સમ વિસરિત નર્મદાનું દર્શન કરાવે છે, હાથમ અને મોઢેરા અને કાસિમરની મુલાકાત પણ કરાવે છે તેમની શૈલી ઘણી રસાળ છે, રસઝરતી–રઝળતી છે અને આ અનેકરંગી વિષયોમાં અનેરું આકર્ષણ ઊભું કરી શકે છે જે વિષય લીધો છે તેના ઉપર અહીંથી તહીંથી પૂર્વાપરસબંધ જોડીને, અને ઐતિહાસિક સામગ્રી શોધીને તેમણે સાહિત્યિક વ્યાપ આપવાની લેખકની શક્તિ બહુ જ સરલ અને નૈસર્ગિક આપો આપ સ્ફુરણા પામતી બની રહે છે આનંદની ધારા વહાવે એવું પુસ્તક

(૬) 'નવનીત' દીપોત્સવી

સંપાદક શ્રી કુંનિકા કાપડીઆ,

હેતુપ્રધાન સાહિત્ય પીરસવામાં દિવાળી અંકોમાં 'નવનીત' મોખરે રહ્યું છે. કાવ્યો, વાર્તાઓ અને લેખોની પસંદગીમાં એટલું સપ્રમાણ વૈવિધ્ય જળવાયું છે કે વાચક દરેક કૃતિનો આસ્વાદ માણી શકે છે વળી આ અંકમાં રજૂ થએલી કથાવસ્તુ હેતુપ્રધાન તો છે જ પણ હૃદયસ્પર્શી પણ એટલી જ છે નાનકડા દૃષ્ટાન્તોતરીકે 'હંમેશા યાદ રહેશે'-નો કુન્જ કાપડીઆનો ઓસ્ટ્રેલિયાનો પ્રસંગ અથવા શિવાજી ગણેશનનો 'કોયલે કોયલને બચાવી' ગણાવી શકાય કવિઓમાં શ્રી. સુરેશ દલાલ, રાજેન્દ્ર શાહ, મકરન્દ, હરીન્દ્ર, વેણીભાઇ, તથા રમેશ પારેખની કૃત્ય વાનગીઓ રોચક અને આનંદદાયક રહી છે વાર્તાઓમાં પણ સ્ટેફાન લાકનર, ખલીલ મસ્તૂર, ધીરૂબેન પટેલ અને કોન્સ્ટન્ટિન ઉપરાંત ડૉ. વિક્ટર ફ્રેન્કલની 'આત્મા કદી હારતો નથી'–પાંચે વર્તાંગોની પસંદગી વાચકને માટે અવશ્ય પ્રેરણાદાયી છે શ્રી વિનોબા, મોરારજી દેસાઈ, વી. વી ગિરિ તથા ઇન્દિરા ગાંધીની કલમનો કસબ પણ આ અંકમાં મળી રહે છે અન્ય લેખોમાં સ્ટીવન રોઝ ('આપણું મગજ') શ્રી ગોપાલ નેવટિયા ('ગુજરાતનું ગૌરવ દર્શન') સત્યકામ વિદ્યાલંકાર ('એક ઔદ્યોગિક યત્નની કથ'), પ્રકાશ ખન્ના ('એક વિચિત્ર દાનવીર') ચક્રવર્તી રાજગોપાલાચારી ('મારો બીજો પ્રાણ'), બળવંત ગાર્ગી ('ઉટપટાંગ થિયેટર') ઇત્યાદિમાં વિષયના વૈવિધ્ય સાથે જન સામાન્યના જ્ઞાનમાં વધારો અને તેની દૃષ્ટિનો વ્યાપ ઉન્નત બને તેવા લેખો પસંદ કરવામાં આવ્યા છે 'નવનીત'-નું ચાલુ અંકનું ધોરણ ઘણું જ વિશિષ્ટ અને વૈવિધ્ય હોય છે પણ દીપોત્સવી અંક માટે વિદ્વાન સંપાદિકાએ લીધેલી જહેમત પાને પાને દેખાઇ આવે છે એક ચોક્કસ દૃષ્ટિથી આખા અંકનું સંપાદન થયું છે

*

એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જયોત ઘર આખામાં અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાથી મોટી રકમ બનીને રાષ્ટ્રના ઉપયોગી કાર્યોમા મદદરૂપ થાય છે



# નાની બચત

નાનેરા પ્રયાસોનુ મોટેરૂ પરિણામ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

ઇદં તે નાતપસ્કાય નાભક્તાય કદાચન ।
ન ચાશુશ્રૂષવે વાચ્યં ન ચ માં યોઽભ્યસૂયતિ ॥

જે તપસ્વી નથી, જે ભક્ત નથી, જે સાંભળવા ઈચ્છતો નથી,
અને જે મારો દ્વેષ કરે છે તેને આ (જ્ઞાન) તું કદી ન કહેજે —ગીતાજી




ય ઇદં પરમં ગુહ્યં મદ્ભક્તેષ્વભિધાસ્યતિ ।
ભક્તિં મયિ પરાં કૃત્વા મામેવૈષ્યત્યસંશયમ્ ॥

પણ આ પરમ ગુહ્ય જ્ઞાન જે મારા ભક્તોને આપશે તે મારી
પરમ ભક્તિ કરવાથી નિઃશંક મને પામશે —ગીતાજી

# વૈષ્ણવજન

વર્ષ ૮] ફેબ્રુઆરી - ૧૯૭૦ અંક ૧૧]


## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. એક ત્રિદિકમાં ઘટે તો માફ કરાય

ઈમ તે મ િ ા ા ક થઇ શકાય છે

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકના છે. સંપાદક તંત્રી સાથે સંમત છે જ એમ માનવું નહિ

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કલા શિક્ષણ અને નીતિ વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક હોવું જોઈએ. અને અપ્રસિદ્ધ રહેવું જોઈએ. કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [વર્ષનું] ૮ રૂપિયા
પરદેશમાં એક ડોલર

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨


પ્રકાશક મુદ્રક માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨ રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન સૌરભ મુદ્રિકા, રેસકોર્સ રોડ રાજકોટ

# મુકંદ

<u>મોટાં</u>, ભારે, વિશેષ સ્ટીલ કાસ્ટિંગ્સ માટે...




મુકંદ આયર્ન ઍન્ડ સ્ટીલ વર્ક્સ લિમિટેડ, કુર્લા, મુંબઈ ૭૦ એએસ

# સત્યનો કરુણાંત

એક સમયે, કમળોની ભૂમિમાં, કેટલાક મિત્રો રહેતા હતા. તેઓ પરસ્પર સત્યવાદીપણું અને વિશ્વાસ, તીવ્ર નિષ્કપટતા અને ઉન્નત સરળતા એ સૌ સ્નેહના સહાયકોનો આનંદ માણતા હતા.

એક સંધ્યાકાળે તેઓ વિશ્વના પર્યટને પગપાળા ઉપડ્યા. ભૂરા આકાશમાં તારાઓ ધીમે ધીમે ઊગતા હતા. ત્યાં તો દૂર દૂરથી ઝાલરનો ધ્વનિ અને શંખનાદ સંભળાવા લાગ્યો. તેઓ સત્વર મંદિરને દ્વારે આવીને ઊભા અને પ્રવેશાજ્ઞા માગી એમાંથી એકને પ્રવેશવાની રજા મળી, બાકી રહ્યા તેમને ના પાડવામાં આવી પણ અનુગ્રહ પ્રાપ્ત કરનાર મિત્રે પોતાના સાથીઓને પ્રવેશાજ્ઞા ન મળે તો પ્રવેશવાની ના પાડી. માથે ટાલ પડેલા અને ભારે શરીરવાળા પૂજારીએ એ વાતનો સ્વીકાર કર્યો નહિ મિત્રો તેથી આગળ વધ્યા.

પછી તેમણે એક પછી એક વિહારની, યહુદી પ્રાર્થના સમાજની, દેવળની અને દરગાહની મુલાકાત લીધી અને પ્રવેશાજ્ઞા માગી પરંતુ એનું કંઈ સારું પરિણામ ન આવ્યું.

રાત પડી. પૂજાનાં સ્થાનો શાંતિથી બંધ થયાં. આખી નગરી નિદ્રામાં પોઢી ગઈ એ મિત્રો એક ટેકરી પર ચડ્યા અને નિઃશ્વાસભર્યા અને વ્યથિત હૃદયે ભૂમિ શય્યા પર પોઢ્યા

પ્રભાત થયું. તેઓ પ્રાર્થનામાંથી ઊઠ્યા તેમના મુખ પર વ્યથાની ઘેરી છાયા પ્રસરી હતી અને ઉદય પામતા સૂર્યના તેજમાં મેં તેમનાં મુખ પર આ શબ્દો વાંચ્યા :

"અમે તેમને ગુલ આપ્યું, પણ જુઓ તેમણે તેનું સુવર્ણ સાથે સાટું કર્યું."

ગુરુદયાળ મલ્લિક





ચિ……

તારો કાગળ મળ્યો છે. ગજા ઉપરવટ થઈને મહેનત ન કર તો સારું બાકી તમને સૌને ઈશ્વર સંભાળનાર છે સ્ત્રીઓની પ્રાર્થનાનો પહેલો શ્લોક યાદ કરજે એ શ્લોક બધાને લાગુ પડે છે હજાર વર્ષ પહેલાં એ પ્રાર્થના થઈ એમ ન માનવુ. આપણે બધાં દ્રૌપદી સમાન નિરાધાર છીએ. ઈશ્વરની પાસે નરનારી નથી નર શરીરમાં અને નારી શરીરમાં રહેલ આત્મા એક જ છે. આપણે મોહમાં પડી શરીરની આકૃતિ નોખી જોઈ વિમાસણમાં પડીએ છીએ ને વિકારવશ પણ થઈએ છીએ. જો અંદર રહેલ જીવને ઓળખી લઈએ તો બધા જીવ એક જ છે, એમ સમજી બધાની સેવામાં ઓતપ્રોત થઈ રહીએ, એટલે પછી આજુબાજુના વિચારો આપણી ઉપર હુમલો કરી આપણને હેરાન ન કરે બાપુના આશીર્વાદ.

## સ્ત્રીઓની પ્રાર્થનામાંથી

गोविन्द द्वारिकावासिन् कृष्ण गोपीजनप्रिय ।
कौरवैः परिभूता मां किं न जानासि केशव ॥

હે દ્વારિકાવાસી ગોવિન્દ, હે ગોપીઓને પ્રિય કૃષ્ણ, કૌરવો થી–દુષ્ટ વાસનાઓથી–ઘેરાયેલી મને તું કેમ નથી જાણતો ?

हे नाथ ! हे रमानाथ ! व्रजनाथार्तिनाशन ।
कौरवार्णवमग्नां मामुद्धरस्व जनार्दन ॥

હે નાથ, રમાના નાથ, વ્રજનાથ, દુઃખનો નાશ કરનાર જનાર્દન ! કૌરવરૂપી સમુદ્રમાં ડૂબેલી જે હું તેનો તું ઉદ્ધાર કર.

कृष्ण कृष्ण महायोगिन् विश्वात्मन् विश्वभावन ।
प्रपन्नां पाहि गोविन्द कुरुमध्येऽवसीदतीम् ॥

વિશ્વાત્મા ! વિશ્વને ઉત્પન્ન કરનાર મહાયોગી કૃષ્ણ ! કૌરવોની વચમાં હતાશ થયેલી અને તારે શરણે આવેલી મને બચાવ.

'આશુતોષ'

### ગામડા અને કૂવા

ગામડાનું કોઈ અવિભાજ્ય અંગ હોય તો તે કૂવો છે બીજા શબ્દોમાં કહીએ તો કૂવો ગામડાનો પ્રાણ છે કોઈ કમનસીબ સ્ત્રી જીવનદોરી ટુંકાવવા તેમાં પડે છે ત્યારે તે ગોઝારો બને છે ખરો તેમાં કૂવાનો વાંક કદાચ તેમ નથી સમાજ વ્યવસ્થામાં જ કોઈ ખામી હોવી જોઈએ ગાંધીશતાબ્દી વર્ષમાં કૂવાએને અગત્ય આપવામાં આવી તે અનેક રીતે સામાન્ય જનતા માટે હિતકર્તા હતું આને માટે રચાયેલી ઉપસમિતિએ અંદાજ એવો બાંધ્યો હતો કે ૧૯૭૦ના માર્ચ સુધીમાં, પચાસ હજાર ગામડાઓમાં પીવાના પાણી માટે કૂવા ગળાય, અને દરેક રાજ્યમાં તેની ફાળવણી કરવામાં આવી છે એ સંસ્થાઓ દ્વારા ૧૮ હજાર કૂવાઓનું નિર્માણ થઈ ચૂક્યું છે દક્ષિણ ભારતમાં દેશબંધુ ગ્રામ્ય જીવન કેન્દ્ર તરફથી બે હજાર કૂવા તૈયાર થઈ ચૂક્યા છે મ્હૈસૂર શતાબ્દી વર્ષના અંત સુધીમાં ૩,૦૦૦ કૂવા પૂરા કરવાનું લક્ષ્યાંક લગભગ સિદ્ધ કર્યું છે પાણીની સુવિધાઓ ગ્રામ્ય પ્રજાને મળે તે હેતુથી, રાજ્યોમાં જે નવા કૂવા ગાળવામાં આવે છે તેના ખર્ચના ૧/૫ ભાગ ઉપસમિતિ આપે છે આ યોજના તળે તામિલનાડુ કેરાળા, રાજસ્થાન, ઉત્તર પ્રદેશ, બિહાર, આન્ધ્ર પ્રદેશ, ઓરિસ્સા અને પશ્ચિમ બંગાળમાં પચાસ કૂવા દરેક રાજ્યમાં ગાળવામાં આવનાર છે ઉત્તર પ્રદેશના પહાડી જિલ્લા માટે તો કૂવો ગાળવો બહુ કઠિન છે અને ત્યાં પ્રત્યેક કૂવા દીઠ પંદર હજાર રૂપિયાની મદદ અપાય છે ન્યૂઝિલેન્ડ, અમેરિકા, ઇંગ્લેન્ડ પણ આ કાર્ય માટે નાણાકીય રૂપમાં મદદ કરી રહેલ છે કેરાળાના પાલઘાટ જીલ્લાના તારૂર ગામમાં ત્યાંના સર્વોદય નેતાને હાથે ૧૪ કૂવાની ઉદ્‌ઘાટનવિધિ રાખવામાં આવેલી આ કાર્ય માટે ખર્ચાયેલા વીસ હજાર રૂપિયા આ નાનકડી ગ્રામપંચાયતે પોતે ઊભા કર્યા હતા ગામડાના લોકોને પીવાને પાણી અને રહેવાનો આવાસ મળે તેનાથી વધુ શ્રેષ્ઠ તર્પણ ગાંધી શતાબ્દી વર્ષમાં અન્ય શું હોઈ શકે?

### ચાર આંતરરાષ્ટ્રીય સંમેલનો

ગાંધી શતાબ્દી અંગે ૧૯૭૦ની સાલમાં પ્રથમ માસમાં જ ચાર ઉપરા ઉપરી સંમેલનો યોજાયા છે તે આંતરરાષ્ટ્રીય હોવાને કારણે ધ્યાન આકર્ષિત કરે છે જેમાં સૌ પ્રથમ મહિલા અને બાળકલ્યાણ ઉપસમિતિ દ્વારા તા ૪-૧-૭૦ થી ૨૪-૧-૭૦ સુધી સેવાગ્રામ અને દિલ્હીમાં આંતરરાષ્ટ્રીય યુવક પ્રવૃત્તિ વિષે વિચાર વિનિમય યોજાયો છે જેમાં પ્રત્યેકદેશમાં ચાલતી યુવક વિદ્રોહ પ્રવૃત્તિઓના સંદર્ભમાં ગાંધીજી દ્વારા પ્રબોધાયેલ રચનાત્મક કાર્યક્રમને સામાજીક પુનઃનિર્માણમાં કઈ રીતે બંધ બેસતો કરી શકાય તેની ચર્ચાવિચારણા થશે તેવી જ રીતે નશાબંધી વિષે ૨૫/૨૯ જાન્યુઆરીમાં એક વિશેષ સંમેલનનું આયોજન થયું છે દારૂબંધીને સફળ બનાવવા વૈજ્ઞાનિક નીતિરીતિઓ અપનાવવા । પ્રબંધ તેમાં થાય તે દેખીતું છે ત્રીજું સંમેલન ૩૦મી જાન્યુઆરીથી શરૂ થશે તે સૌથી વિશેષ ધ્યાન ખેંચનારૂં બની રહેશે જેમાં પરદેશના ૨૫ પ્રતિનિધિઓ ભાગ લેશે ભાષણકર્તાઓની યાદીમાં વી વી ગિરિ, ઇન્દિરાજી, ખાન અબ્દુલ ગફારખાન, તથા જયપ્રકાશ નારાયણ ભારતના પક્ષે છે બાકીના પચ્ચીસ પ્રતિનિધિઓ ઇંગ્લેન્ડ, અમેરિકા પોલેન્ડ, ઇટલી, ફ્રાન્સ, શ્રીલંકા, બેલ્જીયમ, પૂર્વ જર્મની, નોર્વે, પશ્ચિમ જર્મની, સ્વિટ્ઝર્લેન્ડ, ઝેકોસ્લોવેકિયા, અફઘાનિસ્તાન અને આરબપ્રજાસત્તાક વગેરે દેશોમાંથી આવશે અતિથિવિશેષ તરીકે અમેરિકાના ભૂતપૂર્વ ઉપરાષ્ટ્રપતિ હ્યુબર્ટ હમ્ફ્રી ઉપસ્થિત રહેશે ચર્ચાનો વિષય છે "આ જમાનામાં ગાંધીજીનું ઔચિત્ય" આ સંમેલન ઘણું રસપ્રદ નીવડશે ચોથું સંમેલન ઇંદોરમાં ૪ થી ૧૫ ફેબ્રુ સુધીમાં ભરાશે અને તેનો વિષય રહેશે "સ્ત્રી શિક્ષણ અને વિશ્વ

શાંતિ" ખાસ કરીને વિશ્વશાંતિ દ્રઢીભૂત બનાવવામાં મહિલાઓ કઈ રીતે ફાળો આપી શકે તે મુદ્દો પણ ભારે ચર્ચાસ્પદ નીવડશે. આમ જોઈએ તો ભારતમાં આંતર રાષ્ટ્રીય સેમીનાર ડઝનબંધ ભરાય છે ત્યાં સુધી કે લગભગ જીવનના દરેક ક્ષેત્રને આ પરિસંવાદો આવરી લે છે અને હવે તો આપણે તેને રોજીંદી ફેશન બનાવી દીધી છે, એટલે તેના પ્રત્યે ગંભીરતાથી જોવાતું નથી. ગાંધી શતાબ્દીના આ ચાર સંમેલનોની ફલશ્રુતિ સામાન્ય લોકો સુધી પહોંચાડવા પાછળ એક બીજી વ્યવસ્થા જરૂરી છે. દૈનિકો અને સામયિકો તો તે વિષે હેવાલ પ્રગટ કરશે પણ નાની પુસ્તિકાઓ દ્વારા દરેક ભાષામાં અને રાજ્યમાં તેનો બહોળો પ્રચાર આવશ્યક છે

## લૂઈ ફીશર

આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા અને ભારતમાં જેમનું નામ સૌની જીભે છે તે બુદ્ધિવાદી પત્રકાર અને લેખક લૂઈ ફીશરનું અવસાન થયું છે. જગતના ઘણા દેશોનો પ્રવાસ તેમણે ખેડયો હતો વિશ્વયુદ્ધમાં પત્રકાર તરીકે તેમણે સેવા બજાવી હતી રશિયામાં તેમણે જીવનનો સારો સમય ગાળ્યો અને રશિયા વિષેની બાબતોમાં તેઓ એક અનોખા નિષ્ણાત ગણાતા ભારતમાં પણ તેઓ આવ્યા હતા અને ગાંધીજી સાથે થોડો સમય રહ્યા હતા ગાંધીજી વિષેના તેમના બે પુસ્તકો ખૂબ જ ખ્યાતિ પામ્યા છે તેમણે લખેલી ગાંધીજીની જીવનકથા એક માન્ય પુસ્તક ગણાય છે જે દેશમાં જાય ત્યાંની રીતરસમથી માહિતગાર થવાની અને જાતને ગૌણ બનાવી દેવાની વિરલ કલા તેમણે વિકસાવી હતી વસ્તુનું હાર્દ સમજવાની ઊંડી સમજ અને ગરુડદ્રષ્ટિનો સમન્વય તેમનામાં હતો પત્રકાર તરીકે અસામાન્ય કારકિર્દી જીવી જનાર લૂઈ ફીશર સ્વભાવે સર્જક હતા તેમણે જો સાહિત્યકાર તરીકે જીવનની માંડણી કરી હોત તો તેમનાં સર્જનોએ અદ્‌ભુત લોકપ્રિયતા અને યશસકો મેળવ્યા હોત ગાંધીજીને સમજવા તેઓ ગાંધીભક્ત બન્યા હતા અને પછી જ કલમ ચલાવી હતી, જે તેમના દેશમાં પણ કોઈ કરતું નથી.

## તારાપુર

ચાર લાખ કીલોવોલ્ટ વીજળી પેદા કરતું તારાપુર અણુવિદ્યુત મથક વડાપ્રધાનના હાથે ઉદ્‌ઘાટન પામતાં એશિયાનું તે સૌથી મોટું અણુમથક બની રહે છે તેને ઊભું કરવામાં અમેરિકાની જનરલ ઇલેકટ્રીકે જે મદદ કરી છે તેનો સ્વીકાર કરવો રહ્યો વળી આ આણુશક્તિથી ચાલતા મથકને બળતણ તરીકે યુરેનિયમ પૂરૂ પાડવાની જવાબદારી પણ અમેરિકાએ લીધી છે જ્યારે વિદ્યુત મથક ચલાવવાની—નભાવવાની જવાબદારી ભારતીય ઇજનેરો અને ચાલકોએ સ્વીકારી છે. જે સ્વપ્નદૃષ્ટાનુ આ સ્વપ્ન હતું તે આજે હયાત નથી— શ્રી નહેરૂ અને હોમી ભાભા— પણ તેમના સ્વપ્નને મૂર્તિમંત થતું નિહાળવા આપણે સૌ વિદ્યમાન છીએ એવુ ભાન વિશેષ શું સૂચવી જાય છે ? આવાં દસેક અણુમથકોની આજે ભારતમાં અહીં તહીં હજુ જરૂર ઊભી જ છે. આ તો એક થયું. અને વળી પ્રગતિશીલ દેશે જે અનેકક્ષેત્રે મંજીલ કાપવાની હોય છે તેમાં માત્ર વીજળીની જ આ વાત છે. ભારત જેવડા વિરાટ દેશની વિરાટ વસતિને હજુ આવું ઘણું ઘણું વિરાટ ઉત્પાદન હાંસલ કરવાનું છે આવા અનેક તારાપુરો આપણા પોતાના બાવડાના બળથી ઊભાં કરવાનાં છે. ચંદીગઢ અને તેલ ગળા માટે જીદ્દે ચઢીને ઝગડતાં પરિબળોને પડકાર કરવાનો છે કે આવો, આવું કાંઈક સિદ્ધ કરી બતાવો અને તમારે જે જોઈએ તે નવસર્જન કરીને માલિક બનો ! જે રાજ્ય પોતાનાં જ સાધનોથી રિફાઈનરી ઊભી કરી શકે, પોલાદનું કારખાનું નાખી શકે, અણુવીજળીમથક ખડું કરી શકે ત્યાં બધે જ કેન્દ્ર મંજૂરી આપશે તેવી તંદુરસ્ત આહ્‌વાનનો પડકાર આપતી પરિસ્થિતિ કેમ ઊભી ન થાય ?

## ભડના દીકરા !

૨૫ ડિસેમ્બરે જ્યારે આખું ખ્રિસ્તી જગત નાતાલની ઉજવણીમા ગુલતાન હતું ત્યારે ફ્રાન્સના શેરબુર્ગ બંદરેથી ૨૪૦ ટન વજનની ૧૪૮ ફીટ લાંબી પાંચ ગનબોટને ઇઝરાઈલના નાવિકો હંકારી ગયા અને ફ્રાન્સના અધિકારીઓની આંખમાં ધૂળ

નાખી, જીબ્રાલ્ટર થઈ, ભૂમધ્યના વીશ ફૂટ ઊંચા ઊછળતા તોફાની સમુદ્રનાં મોજાને પણ વીંધીને, સોવિયેટ નૌકા કાફલાની નજર ચૂકવી, સંયુક્ત અરબ પ્રજાસત્તાકની સામી છાતીએ, ત્રણ હજાર માઈલ દૂર હૈફા ખાતે સહીસલામત પહોંચી, ચરણ ચાંપી મૂછ મરડી, યહુદી નાખુદાઓએ દુનિયાને દંગમાં રાખી દીધી! ચાર્લ્સ દ ગોલે ફ્રેન્ચ હથિયારો–સામગ્રી (યુદ્ધમાં વપરાય એવી મનવારો) ઈઝરાઈલને આપવા માટે પ્રતિબંધ મૂક્યો કેમ કે આરબ રાજ્યોમાં ફ્રાન્સ લોક પ્રિય થવા માંગતું હતું ઈઝરાઈલે સોદો ફોક કર્યો, પૈસા પાછા લીધા, અને પનામાની તેલસંશોધક કંપનીના નોર્વેના કોઈ મિત્રને નામે દરિયામાં તેલ શોધવા માટે બનાવાતા બાર્જીસ ચડાવી દીધા અને તૈયાર થયા ત્યારે જોવા આવ્યા ચકાસણી માટે બંદરની બહાર અને નોર્વે તરફ હંકારવા છૂટ માગી. સરનામુ પણ પાકુ આપેલું–પોસ્ટ બોકસ નંબર (૪૨૦?) ઓસ્લો, નોર્વે છેવટે ભૂમધ્યમાં જતા નીકળ્યા ત્યારે ખબર પડી કે યહૂદીઓ ફ્રાન્સના પોમ્પોડુને ભૂ પાઈ ગયા! અલબત્ત આ એક કિસ્સામાં તેઓ સફળ નીવડયા પણ ભવિષ્યને માટે તેમણે ફ્રાન્સની મદદનો રાહ બંધ કરી દીધો ફ્રાન્સ પાસેથી હમણાં જ પાકિસ્તાને સબમરીન મેળવી છે. પણ રહ્યા આપણે કહ્યાગરા માયલા ભડવીર થોડા છીએ?

## હવાઈ સ્ટીમર!

હવામાં સ્ટીમરને તરતી મૂકવામાં અમેરિકા પહેલ કરી ગયુ છે બોઈંગ–૭૪૭ની સુધારેલી આવૃત્તિ ચાલુ વર્ષે હવામાં તરતી થઈ જશે તેમાં મુસાફરોની સંખ્યા ૫૦૦ થી ૬૦૦ સુધી હશે અને વિમાનમાં ઉપર નીચે એમ બે માળ પણ હશે એક સાથે ત્રણ સીટની સગવડ રાખવામાં આવી છે વિમાનમાં એક ઓડિટોરિયમ રૂમ પણ છે જેમાં મિટિંગો ભરી શકાય અથવા ફિલ્મ પણ જોઈ શકાય તેનું એન્જિન દોઢ લાખ પાઉન્ડ જેટલી શકિતનો ધકકો લગાવી શકે છે ચડવા ઉતરવા માટે ચાલુ વિમાન પટ્ટી પણ કામમાં આવી શકે છે જો કે ફ્રાન્સના ઓર્લિ વિમાનઘરને બાદ કરતાં હજુ લંડન કે ટોકિયોમાં પણ આ વિમાન માટેની સુવિધાઓથી સજ્જ એવું વિમાનઘર અસ્તિત્વમાં નથી આપણે એમ માનીએ છીએ કે સાંતાક્રુઝનું વિમાનઘર બહુ મઝાનું છે અને જમ્બો–જેટને સેવાઓ આપી શકશે આવું એક વિમાન આવે અને પેસેન્જરોને ઠાલવવા માટે ત્યારે અનેક કોયડાઓ ઊભા થાય છે તેમના સરસામાનની ચકાસણી કરવા કસ્ટમના અમલદારોનો મોટો કાફલો જરૂરી બને છે, વળી તેમને વિમાનગૃહેથી શહેરમાં લઇ જવા મોટરો અને ટેકસીઓ મોટી સંખ્યામાં હોવી જરૂરી છે, જો આવનારા શહેરના મહેમાનો હોય તો સારી સગવડતા વાળી સુસજ્જ હોટેલોમાં જગ્યા પણ મળતી નથી, હવાઈ મથક પેસેન્જરોથી જ એટલું ઉભરાઈ જાય છે કે મુલાકાતીઓ અને ‘ટા ટા, બાય બાય કરનારાઓ માટે એક તસુ જગા રહેતી નથી વળી મહેમાનોને લેવા મોટરગાડીઓ એટલી આવે છે કે તેમને પાર્ક કરવાની જગ્યા વિમાન મથકની બહાર પણ હોતી નથી ફ્રાન્સ બ્રિટિશ સહયોગથી ‘કોંકર્ડ’ વિમાન વિમાનને હવાઈ માર્ગો ઉપર મૂકવા, તેમજ રશિયા તરફથી ટીયુ ૧૪૪ માટે અવિરત પ્રયાસો ચાલે છે તેમાં અમેરિકાએ પ્રથમ સફળતા મેળવી લીધી છે ભારત પણ હવે આ પ્રકારના ડઝનબંધ વિમાનો ખરીદવાનું છે અને તેની શરૂઆત આ વર્ષના આખરથી જ થવાની છે જમ્બો જેટ એટલું વિરાટકાય છે કે તે ચલાવનાર પાયલોટને પોતે હવામાં કોઈ તોતીંગ વહાણ ચલાવી રહ્યો હોય તેવુ લાગ્યા કરે છે અને નીચે ઉતરતી વખતે હવાઈ પટ્ટી જાણે નજરે જ પડતી નથી!

## પ્રેક્ષક કયા સુધી?

દર વર્ષે તેલના પ્રશ્ને સરકાર અને તેલના સ્થાપિત હિતો વચ્ચે ગજગ્રાહ રચાય છે અને સામાન્ય જનતા પ્રેક્ષક બનીને તાલ જોયા કરવાનું પસંદ કરે છે ખેડૂતથી માંડીને નિકાસકારો સુધી–જેમને ખિસ્સા તરબતર કરવાં છે તેઓ સંચારના હિસ્સા અને સમાજવાદના પગંબરો બનીને મેદાનમાં પડે છે– ધારાસભાના સભ્યો ઉપર દબાણ લાવે છે–સરકારને ઉથલાવી પાડવાની વાતો કરે છે અને ચૂંટણીમાં મત નહી મળવાની ધમકી આપે છે સવાલ એ છે કે લોકોની પણ આમાં કાંઇ ફરજ છે કે નહિ? તેલના

ડઝનાના પોણોસો કે સો રૂપિયા થાય એટલે "ડાકિંકારા" નાખવા સિવાય, બીજા ઇલાજો પણ છે જે જનતા અજમાવતી નથી. અમુક સમય માટે તેલને તિલાંજલિ આપવી-તેલ ન ખાવુ-ન ખરીદવુ એ એક જ સત્યાગ્રહીને શોભે તેવુ હથિયાર છે તેલ નહી ખાવાથી મૃત્યુ આવવાનુ નથી-હાડકાં ગળી જવાનાં નથી કે શક્તિ ઓછી થવાની નથી બલકે અનેક રીતે લાભો થશે

સમાજવિરોધી તત્ત્વો શરણે આવશે, જે લોકો એમ માની બેઠ છે કે ગમે તે ભાવે તેલની ખરીદી કર્યા વિના જનતાને ચાલવાનુ નથી તેમની આંખો ખુલી જશે, રાતોરાત લખપતિ થઈ જનારાઓ અને સ્વપ્નસેવીઓને લોકોની શક્તિનો ખ્યાલ આવશે, માત્ર થોડો જ સમય-બે, ત્રણ કે ચાર મહિના આપણે યુરોપની પ્રજાની જેમ બાફેલાં શાકભાજી-ઉપરથી મસાલો છાંટીને ખાવાની ટેવ પાડીએ તો ચમરબંધીઓ જનતાને પગે પડતા આવશે જેમ દરેકક્ષેત્રે 'બંધ'ની હવા ચાલી છે તેમ ખાવાની બાબતમાં આખા રાજ્યના લોકોએ 'તેલબંધ'નો કાર્યક્રમ અપનાવવો જોઈએ

### ગ્રંથાલયોની માવજત

તાજેતરમા હુણાવાડા ખાતે ગુજરાત રાજ્યના ગ્રંથપાળોનુ એક સમેલન મળી ગયુ તેની કાર્યવહી વિષે છાપાઓમાં પણ ખાસ જોવા ન મળ્યુ તે એક મહત્ત્વના વિષય તરફ આપણી ઉદાસીનતા બતાવે છે. ગ્રંથાલયો રાષ્ટ્રના સાંસ્કૃતિક જીવનમાં અતિ મુલ્યવાન ફાળો આપે છે. ભારતની વાત કરવી હોય તો નમૂનેદાર કહી શકાય તેવી ત્રણ ચાર ઉચ્ચ કક્ષાની લાઇબ્રેરીઓ છે પરંતુ ૫૦ કરોડ લોકોના દેશમાં આ સંખ્યા પૂરી પચાસ પણ થતી નથી તે દુખદ છે જો કે હવે જીલ્લાકક્ષા સુધી ગ્રંથાલયો ઊભા થઈ રહ્યા છે તે આશ્વાસન લેવા જેવી વાત છે પણ જીલ્લાના મુખ્ય મથકે એકાદ ગ્રંથાલય હોય તેથી શું વળે? બીજા શહેરો અને ગામડાંઓનુ શુ? ગ્રામ્યવિસ્તારની પ્રજાને તો શિષ્ટ વાચનના ફાંસા પડે છે. વાસ્તવમાં તો દેશભરમાં તેને માટે વ્યવસ્થિત પ્રયત્ન થવો જરૂરી છે આમાં મુખ્ય મુશ્કેલી નાણાંની છે. પૈસા વિના કોઈ ગ્રંથાલય ચાલી શકે નહિ અને દરેક ભાષાનાં પુસ્તકો રાખવાનાં હોય તેમજ ઉમેરો કરતા જવાનો હોય તો લખલૂટ પૈસાની જરૂર પડવાની ગ્રંથાલયની માવજત એ પણ અનોખો વિષય છે અને યોગ્ય ગ્રંથપાળો હોવા તે વળી એક બીજી ઉણપ સૂચવે છે. પેટે પાટા બાંધીને પણ ગ્રંથાલયો વધારવાની અને જે છે તેને સમૃદ્ધ કરવાની પ્રજાની અને સરકારની ફરજ છે. જે પ્રજા સરકાર વિહોણી છે તે ટેવટે તો કાંઇ જ નથી અને આવતી કાલે પૃથ્વીના પટ પરથી ભુંસાઇ જશે.





[વર્ષો પહેલા સાબરમતી આશ્રમમા રહેતી બહેનોનાં શિક્ષણને માટે પૂ. બાપુજીએ સવારે ૭ થી ૭-૪૫ સુધીનો એક વર્ગ રાખ્યો હતો. પ્રથમ તેમા બહેનોની પ્રાર્થના થતી બાપુજી તેનો અર્થ અને પછી ગીતાજીનો રોજ એક એક શ્લોક લઈ શુદ્ધ ઉચ્ચાર, લેખન, વ્યુત્પત્તિ અને શબ્દાર્થ શીખવતા કેટલાક અઠવાડીઆ સુધી તો આ વર્ગ નિયમીત ચાલ્યો પણ પછી જ્યારે તેમને બહારગામ જવાનું થયું ત્યારે મુસાફરીમાંથી બોધપ્રદ પત્રો લખી વર્ગ ચાલુ રાખ્યો બહેનો જે લખી રાખતી તે બાપુજી મુસાફરીમાંથી આવ્યા પછી તપાસી જતા. આ રહ્યા તે પ્રાર્થના અને બાપુજીના પત્રો : —છ ખુ ગાં.]

## "સ્ત્રીઓ તો ત્યાગની મૂર્તિ છે"

આજે પણ ખાઈને તમારું સ્મરણ કરું છું. બરોબર ૬-૫૦ મિનિટ થઈ છે એટલે તમારો પ્રાર્થનાનો વખત થયો બધુ ભૂલીએ; પણ આ ન ભૂલીએ. એમાં એક બીજાનો અને બધાંનો ઈશ્વર સાથેનો સહકાર રહ્યો એ ખરું સ્નાન છે. શરીર ધોયા વિના શરીર બગડે તેમાં હૃદયને પ્રાર્થના વતી ધોયા વિના આત્મા જે સ્વચ્છ છે તે મલિન દેખાય. તેથી તે વસ્તુ કદી ન છોડશો સવારના ચાર વાગે બધાં વચ્ચે સહયોગ છે. અને તે પ્રાર્થનામાં બધી બહેનો આવવા અશક્ત હોય છે. સાત વાગ્યાની પ્રાર્થનામાં બધી બહેનો વચ્ચેનો સહયોગ છે. તેમાં બધી આવી શકે છે. અને બહેનો વચ્ચેનો સહયોગ અતી આવશ્યક છે

અહીં બે અમેરિકન બહેનો જે ત્યાં એક દિવસ રહી હતી તે આવી હતી. ત્રણ દિવસ રહીને કાલે ગઈ તે મા દીકરી છે. દીકરી કુમારિકા છે પચીસ વર્ષની ઉમરની છે અને પાંચસો બાળાઓના મહાવિદ્યાલયમાં એક ઊચી શ્રેણીની શિક્ષિકા છે. દુનિયામાં નીતિ શિક્ષણ કેવી રીતે અપાય છે તે જોવાને તેના આચાર્યે તેને મોકલી છે. તેની મા તે કુમારિકાના રક્ષણાર્થે સાથે ફરે છે. બન્ને નિર્ભયતાથી આખી દુનિયામાં ફરી રહી છે આવી નિર્ભયતા અને પેલી બહેનના જેટલી સેવા નિષ્ઠા આપણામાં આવે તો કેવું સારું ?

મીરાંબહેનનું જીવન તો બધી બહેનોને વિચારવા જેવું થઈ પડ્યું છે. તેના હિન્દી કાગળ આવે છે તે ઉપરથી હું જોઉ છું કે તેણે પોતાની સાદાઈથી ને પ્રેમાળ પ્રકૃતિથી ગુરુકુળની બાળાઓનાં મન હરી લીધાં છે બાળાઓમાં ખૂબ ભળી ગયેલ છે. તે તેઓને પીંજવા કાંતવાનું બરોબર શીખવી રહેલ છે. પોતાની એક પળ પણ નિરર્થક નથી જવા દેતી. આ નિષ્ઠા, આ ત્યાગ, આ પવિત્રતાની આશા હું તમ બહેનો પાસેથી રાખું છું. તમે પાવરધા થઈ પવિત્ર

જીવન ગાળી આખા ભારતવર્ષમાં ફેલાઈ જાઓ એ આશા કાંઈ વધારે પડતી છે કે? ક્ષણે ક્ષણે હું સ્ત્રી સેવિકાઓની જરૂરિયાત જોઈ રહ્યો છું. ત્યાગી પુરુષો જોવામાં આવે છે ત્યાગી સ્ત્રીઓ બહાર પડતી થોડી જ જોવામાં આવે છે, સ્ત્રી તો ત્યાગની મૂર્તિ છે. પણ અત્યારે તેનો ત્યાગ કુટુંબમાં સમાઈ જાય છે. જે ત્યાગ તે કુટુંબને સારું કરે છે તે ત્યાગ તેનાથી વિશેષ દેશને સારું કાં ન કરે? છેવટે તો જે ધર્મ-પરાયણ બને તે વિશ્વને સારું કરશે પણ દેશ એ પહેલું પગથિયું છે અને જ્યારે દેશ હિત વિશ્વહિતનું વિરાધી ન હોય ત્યારે દેશહિત સેવા, આપણને મોક્ષ પ્રતિ લઈ જનાર બની શકે છે આ વિચાર સૌ બહેનો કરતી જાઓ એ આ અઠવાડિયે માંગણી તમે તમારામાંથી એક પ્રમુખ નીમો એમ ઈચ્છું છું.

—બાપુના આશીર્વાદ

## બહેનોના વર્ગની પ્રાર્થના

[બહેનોની પ્રાર્થનાના શ્લોકોના શબ્દાર્થ નીચે પ્રમાણે છે આ પ્રાર્થનાના શ્લોકો બાપુએ જાતે જ પસંદ કરી ચૂંટી કાઢેલા અનેક વેળા બાપુ બહેનોને આ શ્લોકોનું મનન કરવા સમજાવતા ]

હે દ્વારિકાવાસી ગોવિંદ, હે ગોપીઓને પ્રિય, કૃષ્ણ, કૌરવોથી–દુષ્ટ વાસનાઓથી ઘેરાયેલી મને તું કેમ નથી જાણતો?

હે નાથ, રમાના નાથ, વ્રજનાથ, દુઃખનો નાશ કરનાર જનાર્દન! કૌરવરૂપે સમુદ્રમાં ડૂબેલી જે હું તેનો તું ઉદ્ધાર કર

વિશ્વાત્મા! વિશ્વને ઉત્પન્ન કરનાર મહાયોગી કૃષ્ણ! કૌરવોની વચમાં હતાશ થયેલી અને તારે શરણે આવેલી મને બચાવ

ધર્મનું આચરણ કરો, અધર્મનું નહિ, સત્ય બોલો, અસત્ય નહિ, દીર્ઘ દૃષ્ટિ રાખો, ટૂંકી નહિ, ઊંચી દૃષ્ટિ રાખો, નીચી નહિ

હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, પવિત્રતાનું પાલન કરવું, ઇન્દ્રિયોને કાબૂમાં રાખવી, ચારે વર્ણનો આ ધર્મ સંક્ષેપમાં મનુએ કહ્યો છે

હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, વિષયેચ્છા ન કરવી, ક્રોધ ન કરવો, લોભ ન કરવો પણ જગતનાં પ્રાણીઓનું પ્રિય અને હિત કરવું, આ બધાય વર્ણનો ધર્મ છે

વિદ્વાનોએ જે સેવ્યો હોય, સંતોએ જે સેવ્યો હોય, નિત્ય રાગદ્વેષથી મુક્ત એવા વીતરાગી પુરુષોએ જે સેવ્યો હોય, અને જે પોતાના હૃદયથી સમજાયો હોય એવા ધર્મને તું જાણ

ધર્મનું રહસ્ય સાંભળો અને સાંભળીને હૃદયમાં ઉતારો તે એ કે જે પોતાને પ્રતિકૂળ હોય તે બીજા પ્રત્યે ન આચરવું.

જે કરોડો ગ્રંથોમાં કહેલું છે તે હું અર્ધા શ્લોકમાં કહીશ તે એ કે બીજા પર ઉપકાર કરવો એ પુણ્ય છે, અને બીજાને પીડા કરવી એ પાપ છે

સૂર્ય, ચંદ્ર, અગ્નિ, આકાશ, પૃથ્વી, જલ, હૃદય, યમ, દિવસ અને રાત્રિ–સાંજ અને સવાર, અને ધર્મ પોતે મનુષ્યનું આચરણ જાણે છે, એટલે મનુષ્ય પોતાનો કોઈ પણ વિચાર છુપાવી શકતો નથી

# યુકિવારિસુ | હિંમતલાલ મહેતા

આજે સાઈકોના આનંદની સીમા નથી જાપાનની સરહદ પર રેલવે લાઇનની બાજુમાં આવેલુ એ મકાન નાનકડુ હેવા છતાં સાઇકોએ પોતાની બધી આવડત અને સુરૂચિથી આજે વ્યવસ્થિત અને સુશોભિત બનાવી દીધુ છે વ્યાપાર અર્થે ગયેલો એનો પતિ આજે પાછો ઘેર આવી રહ્યો છે

પોતાનો પહેરવેશ, ફૂલદાનીઓ, બારીના પડદા બધુ જ સાઇકોએ આજે પતિની પસંદગીને ધ્યાનમા રાખીને ગોઠવ્યુ છે દિવસોથી ખાલી પડેલુ એનું લખવાનું ટેબલ સાઈકોએ વ્યવસ્થિત કર્યું અને સિગરેટની રાખ ખંખેરવા માટે કાચની રકાબી પણ બાજુમાં મૂકી

લગ્નજીવનના સાત સાત વર્ષો વીતી ચૂકયા હતા પણ હૈયાના પગથાર પર પગલાનો પાડનાર આવ્યો નહોતો, છતા સાઈકો નિરાશ થઇ નહોતી એના પતિના પ્રગાઢ પ્રેમનો પ્રકાશ એના દિલની નાનીશી દુનિયાને નિરંતર અજવાળ્યા કરતો હતો અને ત્યા હજાર હજાર આંકાક્ષાઓનું કૂદતી નૃત્ય ચાલ્યા કરતું હતું

ઘડિયાળના પાચના ટકોરા સાથે જલતરંગના મધુર સ્વરો ગુજી ઊઠયા અને એક સુખદ પ્રસંગની યાદ તાજી થઈ એ ઘડિયાલ લગ્નની વર્ષગાંઠ નિમિત્તે એના પતિએ સાઈકોને ભેટ આપ્યુ હતુ

બજારમાંથી પાછાં ફરતી વખતે પોતાના ભાવિ પુત્રને માટે થોડાં રમકડા પણ ખરીદ્યાં હતા

ભાવિના ગર્ભમા છૂપાયેલા એ લાડકડા બાળકના બૂટની પસંદગી કરતા એક રમૂજ ઊભી થઇ દુકાનદારે પૂછ્યું

'આપના પુત્રની ઉંમર કેટલી છે?'

સાઇકોએ શરમથી નીચુ જોયુ, અને એના પતિએ જ્યારે ચોખવટ કરી કે, 'આ એક વણ જન્મ્યા બાળકના સન્માનની પૂર્વ તૈયારી હતી' ત્યારે દુકાનદારે હસીને કહેલુ 'ભગવાન તમારી મનોકામના જલદી પૂરી કરે!'

પોતાના નાનકડા સુંદર ગૃહજીવનમાં એના પતિ સિવાય અન્ય કોઇ વ્યક્તિની હાજરી સાઇકોને પસંદ નહોતી એકાએક બારણાની ઘંટડી રણકી ઊઠી સાઇકોનું દિલ નાચી ઊઠયું જલદી જલદી કપડા બદલ્યાં, વાળ સરખા કર્યા અને સાઈકોએ બારણું ખોલ્યુ ત્યારે એક અપૂર્વ હાસ્ય એના ચહેરા ઉપર ખીલી ઊઠયુ પણ બીજી જ પળે એ લુપ્ત થઇ ગયુ આંગણામા એના પતિને બદલે પાચ વર્ષનો એક બાળક હાથમા સાદડીની ગૂથેલી એક નાનકડી પેટી લઇને ઊભો હતો એનો નિર્દોષ ચહેરો પહેલી જ નજરે કોઇને પણ ગમી જાય તેવો હતો

સાઇકોએ આશ્ચર્યથી પૂછ્યુ કોણ છે તુ? કેમ આવ્યો અહી?'

'મારુ નામ મસાઇકો આ મારા બાપુનું ઘર છે મારી બા કેતીતી'

'તારી બા?'

'હા મારી બાએ આમા બધુ લખ્યુ છે વાંચી જુઓ' એમ કહીને એ બાળકે પોતાના કોટના ખિસ્સામાથી એક પરબીડિયુ કાઢી સાઈકોના હાથમાં મૂકયુ. એના પર સાઇકોના પતિનું સરનામુ હતુ પત્રમાં લખ્યું હતું

'શ્રીમતી સાઇકો રોડા,

આ પત્ર લાવનાર, આપના પતિનો પુત્ર છે અને મે એને જન્મ આપ્યો છે'

શાઇકીનો આંખે અંધારાં આવ્યાં. એણે બાળકને પૂછ્યું : 'ક્યાં છે તારી બા?'

'બહાર, સડક ઉપર...'

સાઇકીએ બહાર દોડી જઈને સડક પર નજર કરી બાળક પણ પાછળ પાછળ આવ્યો. સડક નિર્જન પડી હતી અને સામે રેલના પાટા ઉપર એક રેલગાડી પૂર ઝડપે પસાર થઈ રહી હતી.

'માલી બા મને અહીં સુધી મૂકવા આવી હતી અને માલી બા બહુ જ રોતી' તી' મસાઇકોએ કહ્યું.

'પોતાની આંખનાં રતન જેવા આ બાળકને આવી રીતે છોડી જતાં માને કેટલું દુઃખ થયું હશે?' સાઇકો વિચારતી હતી. અને એ નિર્જન સડક ઉપર પોતાના બાળકથી વિખૂટા પડતાં ઊછળી આવેલા અફાટ રુદનના આવેગને મોઢા ઉપર રૂમાલ રાખીને દબાવવાનો પ્રયત્ન કરી, ત્વરિત પગલે ચાલી જતી એક લાચાર, નિઃસહાય અને દુઃખી માતાનું એક કરુણ ચિત્ર એની આંખો સામે તાદૃશ થયું.

બાળકને લઈને સાઇકો પાછી પોતાના ઓરડામાં આવી અને પત્ર આગળ વાંચ્યો.

'......મારા જીવનનું આ એક કરુણ રહસ્ય છે અને એને હું જિંદગીના અંત સુધી છુપાવી રાખવા માગતી હતી. પણ લાચાર બનીને આ બાળકને આપની પાસે મોકલવા તૈયાર થઈ. મને એક જીવલેણ બીમારી લાગુ પડી છે અને એનો ચેપ આ બાળકને પણ લાગે તે પહેલાં તેને આપની પાસે મોકલવાનું મેં ઉચિત ધાર્યું છે. મને એક સેનેટોરિયમમાં નોકરી મળી ગઈ છે. જ્યાં મારી બીમારીનો ઇલાજ પણ કરવામાં આવશે. મને આશા છે કે આપ અને શ્રીયુત ટોડા મસાઈકોને અપનાવી લેશો.'

પોતાના પતિની બેવફાઈનો ખ્યાલ મનમાં આવતાં સાઇકો ગંભીર અને દુઃખદ નિરાશામાં ડૂબી ગઈ. જેને પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું અને જિંદગીની એકેએક પળ પોતે જેના સુખ, શાંતિ અને કલ્યાણની કામના કરતી હતી, એ પણ છેવટે બીજા સામાન્ય પુરુષો જેવો જ નીકળ્યો?

બારણાંની ઘંટડી ફરીથી રણકી ઊઠી સાઇકોનો ચહેરો કઠોર બની ગયો અને તિરસ્કાર એની આંખોમાં તરી આવ્યો. મન મજબૂત કરીને એણે બારણું ખોલ્યું.

.... .... પણ એનો પતિ ન હતો. એના પતિનો તાર હતો. ખાસ કામકાજને લીધે એ ચાર દિવસ મોડો આવશે.

સાઇકોએ ખાણાંની રકાબીઓ તૈયાર કરી. મસાઇકોને જમવા માટે બોલાવ્યો.

મસાઇકો પોતાનો નાનો કોટ ઊતારીને વિના સંકોચે જમવા બેઠો અને બૂમ પાડીને પોતાને જોઇતી વસ્તુઓ માગવા લાગ્યો. 'મને પાણી આપો,' 'મને કોફી આપો.'

સાઇકોએ આશ્ચર્યથી પૂછ્યું 'અલ્યા, બૂમો કેમ પાડે છે?'

'માલી બાએ કહ્યું છે. નવી મા પાસે શરમાતો નહિ જે જોઈએ તે બૂમ પાડીને માગજે.'

અને ત્યાર પછી મસાઇકોએ કેવી રીતે એની માએ એને અહીં આવવા માટે સમજાવ્યો અને કેવી કેવી સૂચનાઓ આપી અને રડતી રડતી કેવી રીતે એ બાજુની રેલની સડક સુધી મૂકવા આવી, એનું પોતાની કાલી ઘેલી ભાષામાં વર્ણન કર્યું. તેમાંથી પોતાના પ્રાણપ્રિય પુત્રથી હંમેશને માટે વિખૂટી પડતી દુઃખી અને રોગગ્રસ્ત નારીનું ચિત્ર સાઇકોની નજર સામે એકવાર ફરીથી ઉપસી આવ્યું.

પાચ પાંચ વર્ષ સુધી અનેક તકલીફો વેઠીને, પોતાના હૈયાનું હીર નીચોવીને જેનું પાલન પોષણ કરી મોટો કર્યો છે એવા એક સુંદર અને નિર્દોષ બાળકના વિયોગના અસહ્ય દુઃખને હૈયામાં સમાવીને, બનાવટી હાસ્ય મોં પર લાવીને, મા પોતાના નાના પુત્રને અનેક રીતે મનાવી-પટાવીને સમજાવી રહી છે. પણ પુત્ર એકનો બે થતો નથી.

ફરી ફરીને એ એક જ વાત કરે છે 'મા, હુ તને છોડીને ક્યય નહિ જાઉ '

મા બાળકને હૈયા સરસો ચાપી દે છે માંડ માંડ ખાળી રાખેલા આસુઓ આંખોમા ઊભરાય છે રૂદનના આવેગથી ફૂજતા શબ્દે મા બાળકને મનાવે છે.

'છકો! મારા લાડકા! એવી જીદ ન કરાય હુ કહુ તેમ કરવુ જોઈએ છકો ! મારા લાડકા !

'મા, હુ અહીથી જાઉ તો તું લાજી થઈશ? તુ રોઈશ નહિ ને?'

મા રૂધાતે ગળે જવાબ આપે છે 'હા, મારા લાડકા! હું નહિ રોઉ ! હુ બહુ જ રાજી થઈશ ! હુ બહુ જ '

'તો હુ જઈશ પણ તુ રો'મા !'

મા આંસુ લૂછી નાખી કહે છે 'હ બેટા! એમ ડાહ્યા થઇએ તારા બાપુ અને તારી નવી મા પણ તને મારી જેમ જ લાડ લડાવશે પ્રેમ કરશે ત્યાં જઈને તારા બાપુને તુ કેવી રીતે સલામ કરીશ? હા એમ! અને તારી નવી માને? હા એમ! અને તારી નવી મા પાસે શરમાતો નહિ, બૂમ પાડીને તારે જે જોઈએ તે માગી લેજે'

પછી મા–દીકરો બન્ને રેલની સડક પાસે આવીને અટકી જાય છે પોતાના વહાલસોયા પુત્રનું ભલુ ભોળુ મુખડ છેલ્લીવાર આંખો ભરીને જોઇ લે છે અને એના કોટના બટન બધ કરી વિદાય આપે છે

હવે તુ એકલો જ જા'

'પછી તુ ક્યારે આવીશ?'

હુ પછી આવીશ હો! તુ જા '

'આવજો કરો '

બાળક પોતાનો સુકોમળ નાનો હાથ હવામા હલાવી, માને વિનય આપી ચાલતો થાય છે અને અત્યાર સુધી દબાવી રાખેલુ પેલુ અફાટ રૂદન હત્યના બધ તોડીને વાતાવરણને ધ્રુજાવી મૂકે તે પહેલાં મોઢા ઉપર રૂમાલનો છેડો દબાવી એ ત્વરિત પગલે પાછી વળે છે

મોડી રાત સુધી સાઇકો ઉદાસ બનીને બેસી રહી પોતાના પતિના આ દુષ્કૃત્ય'નો વિચાર કરતા એનું મન અત્યત ગ્લાનિ, શરમ અને ઘૃણાથી ભરાઇ ગયુ ઘરમા ચારે બાજુ કરેલી સુદર સજાવટ ઉપર એણે એક ઉદાસ દષ્ટિ કરી અને જે વસ્તુઓ થોડા જ સમય પહેલાં એના અપૂર્વ ઉત્સાહ અને એ પ્રત્યેક વસ્તુમા એને એક ગદા, કટાક્ષયુક્ત હાસ્યનો ભસ થયો

અદરના ઓરડામા સાઇકોએ નજર કરી તો મ્માઇકો ખુરશી ઉપર બેઠા બેઠા જ ઊઘી ગયા હતો, બિછાનું કરીને સાઇકોએ તેને સરખી રીતે સુવાડયો પણ પોતે આખી રાત ઊઘી નહિ

બીજે દિવસે સવારે મસાઈકોએ મોઢુ ધોઇને દાંત સાફ કરવા પીછી અને પાવડર માટે પોતાના અમૂલ્ય ખજાના જેવી લાકડીની નાની પેટી ખોલી પહેલાં પોતાના નિત્યના સાથીદાર જેવુ રી છડુ કઢ્યુ, પછી એક નાનો રૂમાલ પછી પાવડર

સાઇકા આ બધુ કુતુહલપૂર્વક જોઈ રહી હતી એવામાં એની નજર એક નાનાં છાપેલા પતાકડા પર પડી સાઇકોએ તે પતાકડુ હાથમા લઈને વચ્યુ તેના પર પતિનું નામ તથા સરનામુ છાપેલુ હતુ

'એના ઉપર મારા બાપુનુ નામ લખેલુ છે એમ મારો બા કેતી તી'

સાઈકો ગભીર બનીને કઇપણ જવાબ આપ્યા વગર ચાલી ગઇ એની શકા વધારે દઢ થઈ એ નાસ્તાની તૈયારી કરતી હતી ત્યારે મસાઈકોએ આખા ઘરમાં દોડાદોડી કરી ઘરના પ્રત્યેક ભાગ તેમ જ રાચરચીલાનો પરિચય કેળવ્યો, ફક્ત ઓરડો એ આવ્યો ત્યારથી અત્યાર સુધી બધ ને બધ જ એણે જોયો હતો

એમાં શુ હશે? બાળસુલભ કુતુહલથી મસા

ઇકા એ ઓરડા પાસે ગયો અને બારણુ ખોલ્યુ એવામા સાઇકાની નજર તેના તરફ ગઇ એણે ગુસ્સે થઇને, કઠોર અવાજે કહ્યુ

'મસાઇકા ! બધ કરી દે એ બારણુ. મારી રજા વગર એમા કદી પણ જવાનું નથી ! અને પછી એ જ વખતે સાઇકાએ કબાટમાથી ચાવી કાઢી પોતાના જ હાથે ઓરડાનું તાળુ બધ કર્યું.

મસાઇકા ગભરાઇ ગયો સાઇકાનો આવો કઠોર સ્વર પહેલી જ વાર એણે સાભળ્યો હતો અને ત્યાર પછી સાઇકાએ ઓરડાનું તાળુ બધ કર્યું એ પણ એણે જોયુ એના નાનકડા દિલને આ અકારણ અનાદરથી આઘાત થયો ખૂણામા પડેલી ખુરશી પર દીવાલ તરફ મો ફેરવીને એ બેસી રહ્યો

'ચાલ નાસ્તો કરવા

'મસાઇકા ! ચાલ ભાઇ, નાસ્તો નથી કરવો ?'

મસાઇકાએ દીવાલ તરફ જ મો રાખી કહ્યુ 'બા, મે તમને નાલાજ કર્યા ને ? બા !

'મા ! આ એક જ શબ્દે સાઇકા ઉપર જાદુઈ અસર કરી એનો બધો જ ગુસ્સો વાત્સલ્યના પૂરમા ઓગળી ગયે એના દિલના તારેતાર ઉપર એક મધુર રણકાર ઊઠ્યા

'મા !'

આ એક જ શબ્દ સાઇકાને ફરી ફરીને સાંભળ્યા જ કરવાની ઇચ્છા થઈ આવી એણે સ્નેહભરપૂર સ્વરે કહ્યુ

'ના મસાઇકા ! હુ તારાથી નારજ નથી થઇ'

મસાઇકા હજુ પણ એ જ સ્થિતિમાં બેસી રહ્યો તેણે આસુથી ખરડાયેલા અવાજે કહ્યુ હુ તમને નથી ગમતો ને ? તમે કહો તો અહીથી ચાલ્યો જાઉ '

પોતાના કઠોર વર્તનથી આ બાળકને કેટલો આઘાત થયો છે એ હવે સાઇકાના ધ્યાનમા આવ્યુ એ ઊઠીને એની પાસે ગઈ અવાજમા બની શકે તેટલી મીઠાશ લાવી તેણે મસાઇકાને મનાવ્યો

'ના ભાઈ ! તારે આ ઘર છોડી ક્યાય જવું નથી હવે હુ કદી ગુસ્સે નહિ થાઉ. ચાલ નાસ્તો કરવા અને કાલે તને હું પ્રાણીઓના બગીચામાં ફરવા લઇ જઇશ ત્યાં રીછ, સિહ, વાઘ, વાદરા, હાથી બધુ જોવા મળશે ચાલ ભાઇ

મસાઈકા ઊઠયો બારણાના પડદાથી એણે પોતાની આસુભીની આંખો લૂછી અને પછી નાસ્તા માટની ખુરશી પર બેસી એણે સાઈકા તરફ જોયુ

સાઇકાએ જોયુ કે એ ખૂબ રડયો હતો અને એના આસુથી ખરડાયેલા સુંદર ચહેરા ઉપર એક અપૂર્વ હાસ્ય ચમકતુ હતુ એ અલૌકિક હાસ્યે સાઇકાના માતૃપ્રેમને હમેશને માટે જીતી લીધો

સાઇકાનાં અરમાનોની દુનિયામાં એ વર્ષો પહેલાં જન્મી ચૂક્યો હતો – જ્યાં એ કાલ્પનિક બાળકે આશા અને આનદની નિત્યનવી રગોળીઓ પૂરી હતી

સાઇકાને એ દિવસો યાદ આવ્યા જ્યારે પતિપત્ની કલાકો સુધી એ ઓરડામા બેસી રહેતા ત્યા એના ભાવિ પુત્રના રૂપરગ કેવા હશે એની ઝીણવટભરી ચર્ચા થતી, અને એના સર્વાંગી વિકાસની અદ્ભુત યોજનાઓ રજૂ થતી

પતિ કહેતો 'આપણો બાળક એવો અદ્ભુત હશે કે આજ સુધી સમગ્ર વિશ્વના દૃષ્ટિપથમા આવ્યો નહિ હોય !'

પત્ની કહેતી અને તમે જ્યારે કારખાનામાથી છૂટીને ઘેર પાછા આવશો ત્યારે અમે બ ને બારણે ઊભા રહીને તમારુ સ્વાગત કરશુ '

બારીમાંથી સાઇકાએ નજર કરી તો મસાઇકા ફળિયામા એક ઝાડ નીચે કૈંક કૂબા જેવુ કરીને એના સાથીદાર રીંછડાને એની અદર સુવાડતો હતો

રેકગાડીની સીટી સાભળવાને દોડતો એ બહાર સડક પર ઊભો સાઇકા પણ પાછળ પાછળ આવીને ઊભી રહી નિર્જન સડક ઉપર દૃષ્ટિ



[અનુ પૃષ્ઠ ૫૦૯

# પહેલી અદાકારી

નટવરલાલ બૂચ

પુરાણો, ઈતિહાસ અને સાહિત્યમાં ઘણીવાર આપણે પરકાયા પ્રવેશની વાતો વાંચીએ છીએ, જેમાં માણસ પોતાના ખોળિયામાંથી નીકળી જઈ કોઈ બીજા દેહમાં પ્રવેશ કરે છે. નાટ્યકળા એ એક જાતનો પરકાયાપ્રવેશ છે ખરી રીતે પરકાયા પ્રવેશ કરતાંયે એ અઘરી કળા છે. પરકાયા પ્રવેશમાં માણસે પોતે પોતાના દેહમાંથી નીકળી જઈને થોડા વખતને માટે બીજાના દેહમાં પ્રવેશ કરવાનો હોય છે. નાટ્યકળામાં પોતે પોતાના જ દેહમાં રહીને અને છતાંયે પોતે મટીને બીજા બનવાનું હોય છે. એ કામ કેવું અઘરું છે તેનો ખ્યાલ અનુભવ વિના આવવો મુશ્કેલ છે. રંક મટીને રાય થવું, સાંભળતા મટીને બહેરા થવું અને આપણી ભારતીય રંગભૂમિ પર તો પુરુષ મટીને સ્ત્રી થવુ અને પછી પાછા એ બધુ ભૂલી હતા તેવા થઈ જવુ એ વાત કાંઈ સહેલી નથી. પોતે કાયમ માટે હતા તેવા મટી બીજા બની જવુ તે સહેલુ છે, શક્ય છે. રંકને લોટરી લાગી જાય અને તે રંક મટી પૈસાપાત્ર બની જાય એટલે પછી રંકપણાને યાદ પણ કરવાનો નહીં ક્યારેક ક્યારેક સાંભળીએ છીએ તેમ પુરુષ સ્ત્રી બની જાય તો પછી તે સ્ત્રી જ રહે. પણ નાટ્યકળા તો આથી ઘણુ વિશેષ માગે છે પોતે પોતે રહીને પોતાથી પર જવાની વાત એમાં છે. પોતાના વ્યક્તિત્વનું સાતત્ય તો એનુ એ રાખવુ અને તે પર બીજાનું વ્યક્તિત્વ થોડા વખતને માટે સંપૂર્ણપણે ઓઢાડી દેવુ અને તે એવી ચીવટ અને સિફતથી કે એ ઓઢેલું વ્યક્તિત્વ જ જાણે કે પાત્રનું પોતાનું વ્યક્તિત્વ હોય એવા ભ્રમમાં પ્રેક્ષકોને ગોતાઓને નાખી દેવા–એ કેટલી અઘરી કળા છે? પણ ત્યાં જ વાત અટકતી નથી નટક એટલે ના–ટક, ટકે નહી તે એટલે ધારણ કરેલુ વ્યક્તિત્વ એટલે પાત્ર એ તો થોડા વખતને માટે જ ધારણ કરવાનું હોય છે, એ કાંઈ ટકવાનું નથી. પછી તો પાછા હતા તેવાને તેવા. આનો વિચાર કરીએ ત્યારે એમ કહેવું પડે કે ખરેખર નાટ્યકળા એ ભારે અલિપ્તતા, અનાસક્તિ અને ત્યાગ માગતી કળા છે. રાત પડે ને નાટકનો પડદો ઊપડે ત્યારે તમે કોઈ મહારાજા હો, દિગ્વિજય કરો, મોટા પ્રદેશો કબજે કરો, તમારે કોઈ અનુપમ રૂપવતી રાણી હોય–કદાચ એકથી વધારે પણ હોય, અને જ્યાં છેલ્લે ડ્રોપસીન પડે ત્યાં પાછા હતા તેવાને તેવા, તમારી સૂવાની પથારી જેટલા પ્રદેશના પણ તમે ધણી નહી અને હતા તેવા ને તેવા એકલરામ. અને છતાં રાજપદ છોડવાનું કશું દુઃખ લગાડવાનું નહી આ કેવી કપરી કળા કહેવાય? ભક્તની તન્મયતા પ્રાપ્ત કર્યા પછી તે છોડવાની નથી હોતી. આ તો અનાસક્તની તન્મયતા કહેવાય, તન્મય થવુ તે છતાં તેમાં આસક્ત ન થવુ

કેટલાક સાચા કલાકારો આ કળામાં ભારે સિદ્ધિ અને સફળતા પ્રાપ્ત કરી શકે છે. પણ બધાના નસીબમાં એવુ લખેલુ નથી હોતુ હેનરી અરવિંગ શેક્સપિયરનાં નાટકો ભજવવામાં અપ્રતિમ ગણાતો. એને વિષે કહેવાય છે કે જે પાત્ર એ ભજવતો તેનું મૃત્યુ થતુ ત્યારે અરવિંગનું હૃદય ખરેખર એક ક્ષણ માટે બંધ પડી જતુ. એવુ તાદાત્મ્ય એ પોતાના પાત્રની સાથે પામી શકતો પણ તે જ અરવિંગ પાછો બીજી જ ક્ષણે પોતે અરવિંગ બની શકતો, અને અલબત્ત, તેનું હાર્ટ ચાલુ થઈ જ જતુ–કારણ કે નહી તો તેની પહેલી અદાકારી છેલ્લી જ થઈ હોત, પણ એવી અસાધારણ તન્મયતા તો દુર્લભ છે અને લાંબા મહાવરાને અંતે થોડાને મળી શકે છે

શરૂ શરૂમાં ભારે સંભાક્ષોભ થાય છે અને તમે ઓઢેલું વ્યક્તિત્વ ઓઢેલી ચાદરની પેઠે ક્યાંક ક્યાંકથી ખસી જાય છે અને આપણા મૂળ વ્યક્તિત્વને ઉઘાડું પાડે છે

પણ આપણામાંના ઘણાનો સ્વભાવ ત્યારે ઉત્સાહી હોય છે અને ઉત્સાહી માણસનો પોતાની

શક્તિને ગણતરીમાં લેતા નથી કે પોતાને જોઈતી આવડત છે કે નહી તેનો વિચાર કરતા નથી. મનોરંજનના કાર્યક્રમોમાં ભાગ લેવા એવા ઉત્સાહી લોકો બહુ આતુર હોય છે. અમારી કૉલેજમાં એકવાર સોશયલ ગેધરિંગનો કાર્યક્રમ હતો, પાત્રોની પસંદગીમાં અમે એક વિદ્યાર્થીને કાઢી નાખ્યો કારણ કે એનો અવાજ અત્યંત ધીમો હતો અને એ અચકાતાં અચકાતાં બોલવાની ટેવવાળો હતો, અને વળી નાટક હિંદી ભાષામાં ભજવવાનું હતું. તે ખૂબ નિરાશ થયો, રડયો અને અમને આજીજી કરવા લાગ્યો કે મને એકવાર ટ્રાયલ આપો, હુ મારો પાઠ બરાબર તૈયાર કરીશ અને ભજવીશ, તમે કહેશો તેટલી વાર ગોખીશ વગેરે વગેરે અમે ઘણોય સમજાવ્યો કે ભાઈ, તારુ કામ નહી, તને નહી ફાવે, તારો અવાજ સંભળાશે નહીં, નાહક છબરડો વળશે ને નાટક બગડશે પટાવાળા જેવુ લગભગ મૂગુ પાત્ર ભજવવાથી સંતોષ પામે તેવો એ ન હતો દુર્ભાગ્યે તેના પિતા અમારી કૉલેજમાં વગ ધરાવતા હતા તેથી અમે તેને ના ન કહી શકયા અને આખરે બીજી કક્ષામાંનાં ગૌણ પાત્રોમાંનું એક પાત્ર તેને આપ્યુ તેણે એક રાજદરબારમાં દરબારી તરીકે પોતાનો મત પ્રકટ કરવાનો હતો–હિંદી ભાષામાં નાટક શરૂ થયુ મારે પોતાને ભાગે પડદા પાછળથી પ્રોમ્ટ કરવાનુ અને પાત્રને જરૂરી સૂચના આપવાનુ કામ આવ્યુ હતુ અમને ભય હતો તેમજ થયુ સામે સેંકડો પ્રેક્ષકો બેઠેલા જોઈને તે બિચારો ક્ષુબ્ધ થઈ ગયો એટલે પહેલાં તો પોતાને બોલવાનું આવ્યુ ત્યારે બોલવાનો વારો છે એ વાત જ ભૂલી ગયો એટલે મે પડદા પાછળથી યાદ દીધુ 'કેસરીસિંહ– આજ હમારે સામને–" પણ પેલો પોતે કેસરીસિંહનું પાત્ર ભજવે છે એ વાત જ ભૂલી ગયો એટલે મે તેને તેનું પોતાનું નામ દઈને કહ્યુ એ ગમન! ચાલ સાંભળતો નથી?' તે બિચારો ગભરાઈ ગયેલો એટલે બોલી ઊઠયો 'હે એ આવુ છું' સદ્‌ભાગ્યે તે ધીમેથી બોલ્યો અને પ્રેક્ષકોમાં તે વખતે ગડબડ થતી હતી એટલે આ જવાબ કોઈએ સાંભળ્યો નહી પછી વળી વિંગમાંથી કોઈએ ઈશારાથી તેને સમજાવ્યો એટલે તે બોલવા ઊભો થયો પ્રેક્ષકો શાંત થયા તેણે બોલવાનું શરૂ કર્યું પણ રિહર્સલો વખતે અનેકવાર સૂચનાઓ આપેલી છતાં તે ભાન ભૂલી પોતાની ટેવ મુજબ ધીમે બોલવા લાગ્યો. એટલે મે હિંદીમાં પ્રોમ્ટ કરતાં કરતાં વચ્ચે ગુજરાતીમાં સૂચના આપવી શરૂ કરી પણ તે બિચારો એટલો બધો ગભરાએલો કે મારી સૂચનાઓ તેના નાટકના વક્તવ્યનો એક ભાગ હોય તેમ બોલવા લાગ્યો. પરિણામે મૂળ હિંદી નાટકની તેની ઉક્તિના બોલ અને મારી સૂચનાઓ ભેગાં મળી કાંઈક આવા સ્વરૂપની હિંદી ગુજરાતીની ખીચડી થઈ.

'આજ હમારે સામને–મોટેથી બોલ–કઈ વિકટ સમસ્યાએ ખડી હુઈ હૈ–અરે ઈ તારે બોલવાનું નથી–એક ઓરસે મુગલોને હમારે દેશકે ઉપર આક્રમણ કિયા હૈ–અરે ગમન, મોટે અવાજે બોલ એમ સૂચના આપુ છુ–ઔર દુસરી ઓર હમારે અપને ભાઈઓને હમારે બીચ–અરે બુધ્ધુ! આ શુ બાફવા માંડયો છે!"–

પ્રેક્ષક વર્ગમાં હસાહસ અને તાળીઓના ગગડાટ થવા લાગ્યા ગમન તો ઠીકઠીક ગભરાઈ ગયો, તેના પગ ધ્રુજવા લાગ્યા પણ એટલામાં જેની આ પહેલી અદાકારી નહોતી તેવા એક તરત બુદ્ધિ પાત્રે તરત બાજી સાચવી લીધી અને ઘરનું ઉમેર્યું," સરદાર કેસરીસિંહને જો કહા કિ આજ હમારે સામને બડી વિકટ સમસ્યાએ ખડી હૈ વહ બાત સહી હૈ." અને પછી પોતાને બોલવાનું આગળ ચલાવ્યુ અને એ રીતે બાજી વધુ બગડતી અટકી ત્યારે ઉત્સાહવશ થઈને આગ્રહપૂર્વક કોઈ વ્યક્તિ નાટકમા ઊતરે અને પહેલી વાર જે સભાક્ષોભ થાય છે તે કેવો આકરો હોય છે તેનો જેને ખ્યાલ ન હોય તે આ રીતે રંગમાં ભંગ પાડી દે છે અને તેથી પરિસ્થિતિ કરુણાપાત્ર અને પોતે હાસ્યપાત્ર બને છે

કેટલીકવાર પરિસ્થિતિવશાત સ્રીને પુરુષ પાત્ર લેવુ પડે છે ત્યારે પણ જો સ્રીપાત્ર પોતાથી પર જઈ, પોતાને ભૂલી જો પુરુષ ન બની શકે તો ભારે ગોટાળો ને પરિણામે ગમ્મત થાય છે અમારા ગામના મહિલામંડળે એકવાર કંઈક ફંડફાળો કરવા માટે નાટક ભજવવાનું નક્કી કર્યું સ્વાભાવિકરીતે

પુરુષપાત્રો પણ સ્ત્રીઓએ જ ભજવવાનાં હતાં એક મહિલાએ હોંસે હોંસે પુરુષપાત્ર લીધું પ્રસંગ આવો હતો પતિએ હાથમાં બંડલ સાથે બહારથી ઘરે આવી પત્નીને કહેવાનુ હતુ

"બાબાની બા, જો તુ વારવાર કહ્યા કરે છે કે પુરુષોને કાપડની ખરીદી કરતા આવડે જ નહી અને "સોના સાઠ" કરી આવે તો જો આજ હુ ઓફિસથી છૂટયો કે તરત કાપડ બજારમાં ગયો, બજારમાં બે કલાક ફર્યો અને અ તે તારે માટ આ ફાઈન સાડી પસદ કરી લાવ્યો છુ કહે હવે મોડો મોડો પણ તારા પતિપદને લાયક નીવડયો છુ કે નહી ?" બહેન પહેલી જ વ ર સ્ટેજ પર ઊતરતાં એટલે પોતે પોતાને સ પૂર્ણપણે ભૂલી જવાનું એમને માટે સહેલુ ન હતુ પોતે પુરુષપાત્ર ભજવે છે એ તેઓ ભૂલી ગયાં ને ઉપરની ઉકિત આ પ્રમાણે બોલ્યાં

"જો, બાબાની બા તુ વારવાર કહ્યા કર છે કે પુરુષોને કાપડની ખરીદી કરતાં આવડે જ નહી અને 'સોના સાઠ" કરી લાવે તો જો આજ હુ ઓફિસથી છૂટી કે તરત કાપડબજારમાં ગઈ, બજારમાં બે કલાક ફરી અને અતે તારે માટે આ ફાઈન સાડી પસદ કરી લાવી છુ કહે, હવે મોડી મોડી પણ તારા પતિપદને લાયક નીવડી છુ કે નહી ?' વિશેષ કરુણતા અને હાસ્યમયતા એ હતી કે છેલ્લુ વાકય વખત મજેથી સૂચના પ્રમાણે તેઓ મૂછે તાવ દેતાં દેતા બોલ્યા હતાં

ધધાદારી નાટકકપનીમાં માણસો મલ્ટીપર્પઝ હોય છે પહેલા પ્રવેશમા પાત્ર હેય તે બીજા પ્રવેશમા પડદા ખેચતો હોય એક નાટક કપનીમાં એકવાર પરિસ્થિતિવશાત્ નાટક કપનીના રસોયાને નાજપાઠ આપવો પડયો સ્વભાવે રસોયો નાટકી હતો એટલે તૈયારી સારી કરી શકયો, પણ તો યે રસોયાપ" પર રાજાપદ પૂરુ ઓઢાડી શકયો નહી અથવા એમ કહીએ કે મા'રાજ મટી પૂરો મહારાજ બની શકયો નહી નાટક બહુ સામાન્ય કોટિનું વીરરસ-પ્રધાન હતુ, જેમાં એક સ્થળે મહારાજે પોતાના શત્રુને નાટકી ઢબે વીરરસમાં આમ કહેવાનું હતુ

"ભૂખડનો મહારાજ હુ, શકિત ધરાવું રક્ષણે,
બરછીતણા ઘાથી હરુ છુ પ્રાણ જો તુજ આ ક્ષણે."

પણ ભૂખડના મહારાજનું પાત્ર ભજવતા ભજવતાં વચમાં તેને રસોઈખડનું પોતાનુ મા'રાજપદ હૈયે આવી ગયુ ને તેઓ ધરતી ધણધણાવતા બોલી ઊઠયા

"ભૂખડનો મા'રાજ હુ, શકિત ધરાવુ ભક્ષણે
કડછીતણા ઘાથી હરૂ છુ પ્રાણ જો તુજ આ ક્ષણે"

ગધેડો સિહનું ચામડુ ઓઢે પણ સિહમય ન બની શકે અને ગર્જન કરવાને બદલે ભૂકવા માંડે તેમ આ રસોયા મટી રાજા બનેલા મા'રાજ પહેલી અ ાકારીમાં મહારાજ થયા પણ મા'રાજ પૂરા મટી ન શકયા

પહલી અદાકારી પરત્વે એક બીજી મુશ્કેલી પણ છે અને તે વધારે પડતી તન્મયતાની. પહેલીવાર રંગભૂમિ પર ઊતરતુ પાત્ર અનુભવને અભાવે ભૂલી જાય છે કે પોતે જે કરે છે તે કેવળ અભિનય છે અથવા અભિનયપૂરતી જ કોઈ ક્રિયા છે આને લીધે ઘણીવાર મુશ્કેલી અને રમૂજ ઊભી થાય છે મારી રોડીના બાર મિત્રમડળે એક વાર એક મનોરજન કાર્યક્રમ ગોઠવ્યા તેમા બીજા પાત્રો તો અગાઉ કયારેક કયારેક નાટક ભજવી ચૂકેલાં પણ બિન્દુ એ વખત પહેલી જ વાર ઊતરલો એક પ્રવેશમાં ત્રણચાર મિત્રોએ ટેબલ ફરતા ખુરશીઓ પર બેસી નાસ્તો કરતાં કરતાં વાતો ચલાવવાની હતી બિન્દુ તે મિત્ર મંડળનું એક પાત્ર હતો જો અમે ખાલી ડિશ અને ખાલી પ્યાલા રાખી ભજિયાં ખાવાનો અને ચ્હા પીવાનો ખાલી અભિનય કરવાનું રાખ્યુ હોત તો ઠીક થાત પણ અમે ભૂલ્યા અને ખરેખર એક મોટી ડિશમાં એકાદ કિલો ભજિયા અને પ્યાલાઓમા સાચી ચ્હા મૂકી પ્રવેશ શરૂ થયો બીજા બધા તો વચ્ચે વચ્ચે કયારેક આ વાસ્તવિક વાનીઓ ખાતાં ખાતાં અભિનયને ભૂલ્યા વિના પોતાને બોલવાનું બોલ્યે જતા હતા પણ નવા અ"ાકાર મિસ્ટર બિન્દુકુમાર ભૂખ્યા હોય તેથી કે પડ્રી ભજિયાંના ખરેખા શોખીન હોય તેથી બોલવાનુ ભૂલી ભજિયાં ચ્હા પર તૂટી પડયા

હું પ્રોમ્ટ કરતો હતો. ત્રણચાર વાર તેમને સૂચના કરી પણ બિન્દુકુમાર તો જગતનું ભાન ભૂલી ભજિયાં ભક્ષણમાં તલ્લીન થઈ ગયેલા. પ્રેક્ષક વર્ગમાં હસાહસ સાથે રિમાર્ક થઈ "પહેલાં ખાઈ લે, ભાઈ, પછી વાત. દાતં વિદાય મુન્ત્રીત વગેરે ? આખરે પડદા પાછળથી એક લાકડીનો ઘોકો મારી તેમને ઠેકાણે લાવ્યા અને પછી નાટક આગળ ચાલ્યું

પહેલી અદાકારીમાં બીજી એક મુશ્કેલી ભાષાના ઉચ્ચાર અને લહેકા પરત્વે હોય છે ન ટકની ભાષા પાત્રને અનુરૂપ અને તેથી ઘણીવાર અઘરી પણ હોય પણ પાત્ર નવુ હોય ત્યારે જો બેધ્યાન બની જાય તો પોતાના પ્રાદેશિક ઉચ્ચારો અને લહેકામાં ઊતરી પડે તેવો સભવ અને ભય રહે છે, અને પરિણામે ભારે રકાસ થાય છે. વર્ષો પહેલાં એક બુગર્ઝ પાસેથી એક કિસ્સો સાભળેલો. એક નાટક મડળીએ એક નવો એક્ટર રાખ્યો. છોકરો જુવાન અને ચહેરે મહોરે દેખાવડો એટલે સહેજે તેને સ્ત્રી પાત્ર માટે તૈયાર કર્યો. છોકરાએ એક પરિણીતા યુવતીનો પાઠ ભજવવાનો હતો, તેની પાસે ખલપાત્ર પ્રેમની માગણી કરે છે પ્રવેશ શરૂ થયો. પડદો ઊપડયો ત્યારે તો તેના દેખાવથી પ્રેક્ષકવર્ગ મુગ્ધ થયો પણ ખલપાત્રની પ્રેમની માગણીના જવાબમાં જ્યારે આ નવા સવા પહેલા અદાકારે જવાબ દેવો શરૂ કર્યો તે વખતે તેની મૂળ ભાષા જોર કરી ગઈ અને એ આકર્ષક યુવતી બોલવા લાગી.

"હો' હો' મારા આ રૂપાળા દેહ પર શેં શેં મોહ્યા છો ? આ ચોમડી પર મોહ્યા હો તો ચોમડી તોડી આલું આંખ્યો પર મોહ્યા હો તો આંખ્યો ફોડી આલું ને આ મોવરા પર મોહ્યા હો તો મોવારા તોડી આલુ"

પોતાની પહેલી અદાકારીની એ ઘડી કેવી રળિયામણી હશે એવી સુખદ કલ્પનાથી પહેલો અદાકાર નાટકમાં ઊતરે છે પણ ઘણીવાર એ ઘડી તેને માટે નહીં પણ પ્રેક્ષકોને માટે રળિયામણી બને છે

*

## પેગમ્બરે સામાન ઉપાડયો

મુસલમાનોએ મક્કા શહેર કબજે કર્યું તે પછી પેગમ્બર સાહેબ શહેરના એક ભાગમાંથી પસાર થઈ રહ્યા હતા, ત્યાં તેમની નજર એક વૃદ્ધા ઉપર પડી. જે બહુ પરેશાન દશામા રસ્તાની વચ્ચે જ ઊભી હતી

પેગમ્બર સાહેબે નજીક જઈ તેની પરેશાનીનું કારણ પૂછયુ ત્યારે તે એકદમ ખિજાઈ ગઈ, અને બોલી : યહૂદીઓ અને ઈસાઈઓને શહેર ખાલી કરી જવાનો મહમદ (સલ.) એ હુકમ કર્યો છે એ શું તમે નથી જાણતા ? હવે, હુ જે કોઈને મારો સામાન ઊચકી લવા કહું છું તે કહે કહે છે કે "તું તો યહૂદણ છે, તારો સામાન હ નહિ ઊચકુ !" હવે તમે જ કહો કે મારે શુ કરવું ?'

વૃદ્ધાની એ વાત સાંભળી પેગમ્બર સાહેબને તેની હાલત ઉપર દયા આવી, બોલ્યા 'તમને આવી મુશ્કેલીમાં મુકાઈ ગયેલાં જોઈ મને ભારે અફસોસ થાય છે. ચાલો, તમે કહો ત્યા તમારો સામાન હુ પહોંચાડી દઈશ.' અને પછી પોતાને માથે બધો સામાન ઉપાડી લઈને વૃદ્ધાએ ચીંધેલા મુકામે પહોંચાડી આવ્યા.

—અંજુમ વાલોડી

# એક ઘોડીને કારણે

'અજ્ઞાત'

એકવાર ઇન્દ્ર પોતાનો દરબાર ભરીને બેઠો હતો. એક અપ્સરાનું નૃત્ય ચાલતુ હતુ સ્વર્ગના રાજવીને અને એના રસિક સભાજનોને રીઝવવા માટે અપ્સરા પોતાની કલાનું મનોહર પ્રદર્શન કરી રહી હતી. સૌનાં મસ્તક ડોલતા હતાં.

ઇન્દ્ર આ બધું નીરખી રહ્યો હતો. અમરોના આત્મા પર પણ અધિકાર ભોગવતી આ અપ્સરાનો અને એવી જ બીજી, અરે એનાથી પણ ચડી જાય એવી બીજી અનેક અપ્સરાઓનો પોતે સ્વામી હતો એ વિચારથી તેની છાતી ફાટફાટ થતી હતી.

એવી જ સ્થિતિ અપ્સરાની હતી. ઈન્દ્ર સુદ્ધાં અમરોની આખી મંડળીને પણ મોહના સાણસામા પકડીને રાખે એટલા રૂપ અને લાવણ્યની પોતે ધણિયાણી છે, એ ભાન તેનામાં ખુમારી પ્રેરી રહ્યું હતુ, સભાજનોની કેફ-ચકચૂર આંખોમાં પોતાની આંખોને પરોવીને વારાફરતી એ એક એક અમરના આત્મા પાસેથી શરણાગતિની ખંડણી ઊઘરાવી રહી હતી.

એવામાં અપ્સરાની આંખો એક ઋષિની આંખો સામે આવી. અને ગુલાબના સુંવાળા સ્પર્શની અપેક્ષા રાખી હોય ત્યાં કાંટો ભોંકાતા પગની જે સ્થિતિ થાય, તેવી સ્થિતિ તેણે અનુભવી. ઋષિએ એના સામુ જોયુ પણ નહિ

અપ્સરા ક્રોધથી ભભૂકી ઊઠી ને બોલી : 'કોણે બેસાડયો છે આ ભગતડાને અહી ? બહાર કાઢી મૂકો આને.'

દુર્વાસાનો અવાજ સૌના કાને પડયો: 'તારો દેહ ભલે અપ્સરાનો રહ્યો,' કાંચનમાલાને સંબોધીને દુર્વાસા કહેતા હતા. 'પણ તારો આત્મા પશુની મૂઢતાથી છલોછલ ભરેલો છે. તુ સ્વર્ગમાં વસવા માટે લાયક જ નથી ! મારો શાપ છે કે તું પૃથ્વી ઉપર પડ અને તે પણ .. ઘોડી બનીને !'

મદના કેફમાં પોતે શુ કરી બેઠી છે તેનું હવે ભાન થતા અપ્સરા દોડીને મુનિના ચરણોમાં પડી ગઇ. 'મને ક્ષમા કરો મહારાજ ! મારી ભૂલ થઇ .' ઇન્દ્ર અને બીજા દેવતાઓ પણ આ ક્ષમા યાચનામાં ભળ્યા આખરે દુર્વાસા પીગળ્યા.

'મારો શાપ હવે બ્રહ્માંડ ફરે તોય મિથ્યા ન થાય' દુર્વાસા બોલ્યા. 'પણ થોડોક ફેરફાર હું કરુ છુ કે પ્રત્યેક રાતે તુ તારા આ અસલ સ્વરૂપમાં પાછી આવી શકીશ બાકી દિવસના તો તારે ઘોડી સ્વરૂપે જ પૃથ્વી પર ભટકવાનુ !'

'તથાસ્તુ મહારાજ, પણ આ શાપનું કૈંક નિવારણ ?' ઈન્દ્રે આભાર માનતા એક વધુ માગણી કરી.

'નિવારણ ?' વિચાર કરી મુનિએ જવાબ વાળ્યો. 'નિવારણ એટલુ કે જ્યારે સાડા ત્રણ વજ્રો ભેગાં થશે ત્યારે આ કાંચનમાલા શાપમાંથી સદંતર મુક્ત થઇને અપ્સરારૂપે અહી પાછી ફરી શકશે.'

ઇન્દ્ર આભાર માનીને ખામોશ રહ્યો. અને અપ્સરા ઘોડી બનીને ધરતી ઉપર ફેંકાઈ ગઈ

*

તે વખત પૃથ્વી ઉપર ડાંગવ નામે એક રાજા હતો. તે હતો તો એક ખોબા જેવડા રાજ્યનો ધણી, પણ તેનું દિલ દરિયા જેવુ વિશાળ હતુ. સ્વભાવે તે નેક, ટેકીલો અને આનંદી હતો.

એકવાર આ ડાંગવ ઘોડેસ્વાર થઇને શિકાર કરવા નીકળેલો તે એક હરણની પાછળ ભમતો ભમતો ઘણે દૂર નીકળી ગયો. હરણ પગ બે પગ દૃષ્ટિ મર્યાદામાં આવે અને વળી પાછું અદૃશ્ય થઇ જાય; અને ડાંગવ 'આ વીંધાયુ, આ વીંધાશે' કરતો એને પગલે ઘોડાને દોડાવતો જાય. એમ કરતાં કરતાં છેક સાંજ પડવા આવી ત્યારે હરણ હવે એક પગનું

મહેમાન છે એમ માનીને ડાંગવ ધનુષ્યની પણછ એ ચઢાવા જતો હતો ત્યાં એનો ઘોડો એકાએક ચમક્યો —દિશા બદલાવીને, જાણે જીવ લઈને નાસતો હોય એમ એ મારતી છલાંગે દોડવા માંડયો.

ડાંગવે આંખો ઝીણી કરીને, ફેંકી શકાય તેટલે દૂર દષ્ટિને ફેંકી. ડૂબતા સૂરજના ઝાંખતા તેજમાં દૂર દૂર ક્ષિતિજ ઉપર તેને ઘોડી જેવું કોઈ પ્રાણી દેખાયું. કુતૂહલથી પ્રેરાઈને તેણે લગામ ઢીલી કરી. ઘોડી અને ઘોડાની વચ્ચેનું અંતર વીજળી-ને ઝડપે કપાવા લાગ્યું ...

....અને રાત પડી

અને તે ક્ષણે જ ઘોડી ઉપર મંડાયેલી ડાંગ-વની દષ્ટિએ એક કૌતુક દીઠું ઘોડી એકાએક અદશ્ય થઈ ગઈ, અને એને સ્થાને એક જાજરમાન સુંદરી સર્જાઈ ગઈ!

ઘોડેસ્વાર માનવીને પોતાની પાછળ દોડતો જોઈને આ નારી નાસવા જતી હતી ત્યાં ડાંગવે ઘોડા ઉપરથી ઊતરી, દોટ મૂકી એને આંતરી.

'ખબરદાર, હલી કે ચલી તો ! મારા રાજ્યમાં ચૂડેલ....'

'હું તો એક દુઃખિયારી સ્ત્રી છું મહારાજ! નથી ચૂડેલ કે નથી ડાકણ.'

'પણ એક પળ પહેલાં મેં સગી આંખોએ જોયું તે!'

કાંચનમાલાએ પોતાની પૂર્વકથા કહી તેના સૌંદર્યની પેઠે તેની આ વીતકકથા પણ ડાંગવના હૃદયની આરપાર ઊતરી ગઈ. સ્વર્ગમાંથી નિર્વાસિત બનેલી સુંદરીને આશ્રય આપવા તેનો પ્રાણ અધીર અધીર બની ગયો.'

'તો તું મારી સાથે ચાલ, કાંચનમાલા!' ડાંગવે આગ્રહ કર્યો. 'હું તને તારા બંને સ્વરૂપોએ ફૂલની પેઠે સાચવીશ.'

'હું આવું તો ખરી, મહારાજ! પણ બે શરતોએ: એક તો આપે મને બીજા કોઈના હાથમાં ન સોંપવી, અને બીજું માગભેદ કોઈ પાસે પ્રગટ ન કરવો.'

કયો પુરુષ વાઘો લેવાનો હતો આ બે શરતોથી બંધાવામાં? ડાંગવે તરત જ હા પાડી.

અને તે દિવસથી કાંચનમાલા ડાંગવની મહેમાન બની. દિવસે એ એની ઘોડારમાં રહે, અને રાત્રે એ એના અંતઃપુરને શોભાવે—સ્ત્રી બનીને! ક્યારે સાડાત્રણ દહાડા ભેગાં થાય, અને ક્યારે હું આ શાપમાંથી છૂટીને સ્વર્ગમાં પાછી ફરું એની વાટ જોતી!

અને સ્વર્ગમાં ઇન્દ્રની પણ લગભગ એજ સ્થિતિ હતી કાંચનમાલાનો વિરહ એને દિનપ્રતિદિન વધુને વધુ સાલતો હતો. આખરે એણે નારદમુનિને સંભાર્યા.

અને મુનિએ જગતમાં કોઈક નવી 'સનસ-નાટી' સરજવાની પોતાની વૃત્તિને આધીન થઈને બીડું ઝડપી લીધું.

મુનિ સીધા આવ્યા દ્વારકા નગરીમાં. કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નને તેમણે એકાંતમાં પકડી પાડયો અને તેની પાસે ડાંગવની ચમત્કારિક ઘોડીના લડાવી લડાવીને વખાણ કર્યા. પરિણામે પ્રદ્યુમ્નને ઘોડીની રઢ લાગી. અને શ્રીકૃષ્ણને રાજદૂત મોકલીને ડાંગવ પાસે તેની આ નવી ઘોડીની માગણી કરવી પડી!

બિચારો ડાંગવ! કૃષ્ણ માથું માગે તો પણ આપે એવી એની ભક્તિ પણ અહીં વચને બંધા-યેલો, એટલે ઘોડી શી રીતે આપે? દૂત ખાલી હાથે પાછો ફર્યો અને રોષે ભરાયેલા યાદવોએ ડાંગવ સામે યુદ્ધની જાહેરાત કરી!

હવે ડાંગવ શું કરે? એક ગામનો ધણી, શ્રીકૃષ્ણના સુદર્શન વડે રક્ષાયેલા છપ્પન કોટિની સામે મેદાનમાં શી રીતે ટકી શકે? એણે આસપાસ નજર કરી. હસ્તિનાપુરમાં કૌરવોની મહાસત્તા પ્રવ-ર્તતી હતી તે તરફ એની મીટ મંડાઈ. યાદવોના અયોગ્ય આક્રમણ સામે કૌરવો એને સાથ આપશે એવી ખાતરી સાથે તે ઘોડી ઉપર સવાર થઈને

હસ્તિનાપુર ભણી ચાલી નીકળ્યો.

ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરેથી વીંટાયેલો મહારાજ દુર્યોધન સિંહાસન ઉપર બેઠો હતો ત્યાં જઈને એણે નિવેદન રજૂ કર્યું.

'તમારી બુદ્ધિની બલિહારી છે ડાંગવરાજ!' કૌરવ સભામાંથી એક અવાજ આવ્યો. એક ઘોડીને ખાતર આટલો દુરાગ્રહ શો ? કૌરવો અને યાદવો યુદ્ધે ચડે, લાખોનાં રુધિર રેલાય, એના કરતાં તો એ ઘોડીને જ આપી દો ને !'

'પણ હું વચને બંધાઈ ચૂકયો છું.'

'કોની સાથે ?'

પણ ડાંગવથી ઘોડીનો ભેદ પ્રગટ કરાય એમ હતું જ કયાં ?

પડેલા મોઢે એ કૌરવસભામાંથી પાછો ફર્યો.

અને હસ્તિનાપુરની ભાગોળ વટાવીને તેણે ઇન્દ્રપ્રસ્થની વાટ લીધી.

ધર્મરાજ યુધિષ્ઠિર અને ગાંડિવધારી અર્જુન ન્યાયના પક્ષમાં શ્રી કૃષ્ણની સામે પણ ઊભા રહેશે એવી તેને આશા હતી.

પણ ત્યાંથી તેને એ જ ઉત્તર મળ્યો :

'એક નજીવી ઘોડીને ખાતર તમારે અમારી પાસે ત્રિયુદ્ધની હોળી ખેલાવવી છે?' ધર્મરાજે તેનું નિવેદન સાંભળતાવેંત પૂછયું.

'પણ હું વચને બંધાઈ ચૂકયો છું.'

'કોની સાથે ?' પાંડવોએ ખુલાસો માગ્યો.

ડાંગવ શો જવાબ આપે? પોતે ઘોડીને વચન આપ્યું છે એમ કહે તો પણ તેની એ વાતને માનવાનું કોણ હતું ?'

નિરાશ થયેલો ડાંગવ પાંડવ સભામાંથી નીકળીને સીધો આવ્યો યમુનાને કિનારે. તેણે આત્મહત્યા કરવાનો સંકલ્પ કર્યો. યમુના તટ ઉપર ચેહ ખડકી.

એવામાં અર્જુનપુત્ર અભિમન્યુ એ રસ્તે થઈને નીકળ્યો.

'આ શું કરો છો?' એણે ડાંગવને પૂછયું. 'પાંડવોના ધર્મરાજ્યમાં કોઈને હાથે કરીને જીવનનો અંત આણવો પડે એવું શું દુઃખ હોઈ શકે?'

ડાંગવની આખી ય વિતકકથા અભિમન્યુએ સાંભળી. પ્રતાપી પિતા અને ધર્માવતાર કાકા પર એને મનમાં ને મનમાં ખૂબ ચીડ ચડી. ડાંગવને સમજાવી એણે પોતાની સાથે લીધો. મુરબ્બીઓને શરમાવીને અને બાળહઠથી પરેશાન કરીને કૃષ્ણની સામે યુદ્ધમાં ઊતરવા તેણે તૈયાર કર્યા.

અને એવી જ રીતે પાંડવોએ દુર્યોધનાદિને સમજાવીને કૌરવોને પણ યાદવો સામેના આ ધર્મ-યુદ્ધમાં પોતાની સાથે ભેળવ્યા.

આમ ડાંગવની ઘોડા માટે એક તરફ યાદવો અને બીજી તરફ પાંડવ-કૌરવો એમ જબરદસ્ત સંગ્રામ શરૂ થયો.

યુદ્ધના મેદાન ઉપર સેનાઓની જમાવટ થઈ રહી હતી, તે વખતે ભીમને સાંભર્યું કે કૃષ્ણની પાસે સુદર્શન ચક્ર છે ત્યાં સુધી આ યુદ્ધમાં આપણે કદી જ ફાવવાના નથી. ચક્રની સામે મૂકી શકાય એવું કોઈ આયુધ આપણી પાસે હોવું જોઈએ– તેમને થયું તેમણે ભીમને મહાદેવજી કને મોકલીને ત્રિશૂળ મેળવ્યું અને યુદ્ધ શરૂ થયું.

અર્જુને ગાંડિવનો ટંકાર કર્યો અને હનુમાન તેના ધ્વજ ઉપર આવીને હાજર થઈ ગયા !

—અને પછી તો રોજબરોજ બન્ને પક્ષોની સેનાઓનો કચ્ચરઘાણ વળવા માંડયો.

ચાર-પાંચ દિવસ થયા એટલે બળદેવજી કૃષ્ણ પાસે આવ્યા. 'તારું ચક્ર આવે વખતે કામ નહિ આવે તો પછી કામ કયારે આવશે ?'

શ્રી કૃષ્ણે ઘણીયે આનાકાની કરી, પણ મોટાભાઈના આગ્રહ પાસે આખરે તેમને નમતું આપવું પડ્યું અને ચક્ર છૂટ્યું.

તેની સાથે જ સામે પક્ષેથી, ભીમસેનના હાથમાં રહેલું ત્રિશૂળ ઊછળ્યું.

બંને વજ્રો આકાશના મધ્યભાગમાં એક-બીજાની સામે ટકરાઈને બંને સેનાઓ ઉપર અગ્નિ-વર્ષા કરવા માંડયાં।

બંને પક્ષના મોવડીઓ મળીને કૃષ્ણ પાસે આવ્યા. ચક્રને પાછું બોલાવી લેવાની વિનંતી કરવા।

શ્રી કૃષ્ણ તૈયાર જ હતા. પણ ત્રિશૂળ પાછુ કોણ ખેંચી લે? ભીમ? ભીમ તો એને પાછું ખેંચવાનો મંત્ર ઉતાવળમાં ને ઉતાવળમાં, મહાદેવને પૂછતાં જ ભૂલી ગયો હતો

આખરે સૌને એક યુક્તિ સૂઝી. અર્જુનના રથધ્વજ ઉપર બેઠેલા હનુમાન આકાશમાં ઊછળીને બંને વજ્રોને છૂટાં પાડે.

'પણ અમે ત્રણેય વજ્રો એકી સાથે પૃથ્વી ઉપર ઊતરીશું તો પૃથ્વીને ફાડીને આરપાર ઊતરી જઈશું, તેનું શું?' હનુમાને મુશ્કેલી રજૂ કરી.

એનું પણ નિરાકરણ થયું. ભીમસેનની અડધી કાયા વજ્રની હતી એણે વજ્ર-પડખું ઉપર રાખીને પૃથ્વી ઉપર લેટવું અને ત્રણેય વજ્રો એના ઉપર ઊતરે એવી ગોઠવણ થઈ.

હનુમાનજી ઊછળ્યા. આકાશના મધ્ય ભાગમાં લડતાં બંને વજ્રોને તેમણે છૂટાં પાડયાં અને એક હાથમાં ચક્ર અને બીજા હાથમાં ત્રિશૂળ લઈને તે ભીમના વજ્ર-પડખા ઉપર ઊતર્યા—

અને એ જ ક્ષણે સારા ત્રણ વજ્રો ભેગાં થતાં કંચનમાળા શાપમાંથી મુક્ત બનીને સ્વર્ગમાં વિદાય થઈ ગઈ।

*

## 'હિસાબ દેવાનો છે'

હજરત ઉમર બિન અબ્દુલ અઝીઝ પણ ઈસ્લામના બીજા ખલીફા હજરત ઉમર બિન ખત્તાબ જેવા જ ન્યાયી અને પ્રભાવશાળી ખલીફા થઈ ગયા છે

પોતાના ખિલાફતકાળ દરમ્યાન એક રાત્રે હજરત ઉમર બિન અબ્દુલ અઝીઝ મસ્જિદમાં નમાઝ પઢવા ગયા ત્યારે મસ્જિદના ઓટલા ઉપર એક મુસાફર ઊંઘી રહ્યો હતો. તે વખતે બહુ અંધારું હોવાથી ખલીફા પેલા મુસાફરને જોઈ શકયા નહિ, એટલે ચાલતા ચાલતાં તેની સાથે ઠોકરાઈ પડયા આથી પેલો મુસાફર જાગી પડયો અને ક્રોધભર્યા સ્વરે ગરજી ઊઠયો. 'કેમ? તમારી સાન ઠેકાણે નથી કે પછી તમારી આંખો ઉપર પડદો પડી ગયો છે?'

હજરત ઉમર બિન અબ્દુલ અઝીઝે નમ્રતાપૂર્વક કહ્યું. 'ભાઈ, હુ ગાંડો યે નથી; તેમ આંધળો યે નથી. અલબત્ત, મારાથી કસૂર થઈ ગઈ છે, ને એ બદલ હું તમારી ક્ષમા માગુ છુ!' પરંતુ તેમની સાથેના માણસોને પેલા મુસાફર પર બહુ ગુસ્સો ચડયો, અને ખલીફા પ્રત્યે તેણે દાખવેલા અવિનયી વર્તન બદલ તેઓ તેને શિક્ષા કરવા તૈયાર થઈ ગયા ત્યારે ખલીફાએ તેમને એમ કરતાં રોકયા, અને કહ્યું: 'એ બિચારાને જરા યે દુઃખ પહોંચાડશો નહિ. એણે મને એક સવાલ પૂછયો હતો અને મેં તેનો યથાયોગ્ય જવાબ આપી દીધો છે નિર્બળ-નિરાધાર લોકોને સતાવવા મને બિલકુલ પસંદ નથી. કયામત-ને દિને અલ્લાહ સમક્ષ હાજર થઈ મારે જીવનનો હિસાબ દેવાનો છે'

—અંજુમ વાલોડી

[પૃષ્ઠ ૫૦૦ થી ચાલુ]

કરીને મસાઇકોએ નિરાશ થઇને કહ્યુ : 'હજી માલી બા ન આવી તમે એને લઇ આવશો ને?'

સાઇકો આ વાતનો કાંઇ પણ જવાબ આપી શકી નહિ પણ આ નિર્દોષ પ્રત્યે સહાનુભૂતિ અને એની મા પ્રત્યેની ઇર્ષા બને એકી સાથે એની આંખોમાં તરી આવ્યાં.

રાત્રે સાઇકોએ પોતાને હાથે એ બાળકને માટે નવાં કપડાં સીવ્યા અને સવારે એ મસાઇકોને લઇને ચીડિયાઘર જોવા ગઇ ત્યાં જીરાફ, રીંછ, વાઘ, સિંહ વગેરે જ ગલી પ્રાણીઓ જોઇને મસાઇકોના આનંદનો પાર ન રહ્યો, અને સૂંઢ વડે સલામ કરતો હાથી અને વાંદરાઓના વાંદરવેડા જોઇને એ હસી હસીને થાકી ગયો.

બીજે દિવસે પણ મસાઇકોએ બનાવટી રેલ, આગબોટ અને હવાઇ જહાજની સફરની મોજ માણી

બાળકની પોતાની કાલી ઘેલી ભાષામાં પોતાની માને યાદ કરીને અનેક વાતો સંભળાવતો અને સાઇકોને એ વાતો સાંભળવામાં ખૂબ આનંદ આવતો પણ પોતાના પતિનો વિચાર મનમાં આવતાં એ ગંભીર બની જતી અને એનું ભાવિ એને અંધકાર મય લાગતું હતું એ પોતાના પતિના આ વિશ્વાસ-ઘાતી કૃત્યને કોઇ પણ રીતે માફ કરી શકતી નહોતી

એક રાત્રે મસાઇકો સૂવા ગયો ત્યાર યાદ આવ્યુ કે એનું સાથીદાર રીંછડું બહાર રહી ગયું હતું. સાઇકોએ બહાર જઇને જોયુ તો એક કૂતરાએ એની દુર્દશા કરી મૂકી હતી. એના હાથ પગ જુદા પડી ગયા હતા. સાઇકોએ એને એક નવું રીંછ લાવી આપ્યુ. પણ મસાઇકોને એનું ગરીબ, મેલુ-ઘેલુ રીંછડું જ્યારે પ્રિય હતું. રાત વધી રહી હતી છતા સાઇકો એજ વખતે એ ફાટેલ તુટેલ રમકડું સીવવા બેઠી

આ બાળક તરફનો પ્રેમ અને પતિ પ્રત્યેના તિરસ્કાર વચ્ચે ઝોલા ખાતી સાઇકો વિચારતી હતી કે આનો અંજામ શુ આવશે? પોતે ઘડી રાખેલાં ભાવિનાં સુંદર સ્વપ્ના, કેવળ સ્વપ્નાં જ રહેશે? અને જે બાળક એના પવિત્ર દામ્પત્ય જીવનમાં એક કલંક બનીને આવ્યો હતો, એને આવો પ્રગાઢ પ્રેમ પોતે કેવી રીતે કરવા લાગી એનું સાઇકોને પોતાને આશ્ચર્ય થયુ

સાઇકો કોઇક શીવણકામ કરતી હતી એવામા બારણાની ઘંટી વાગી મસાઇકોએ આવીને ખબર આપ્યા તારવાળો આવ્યો હતો

સાઇકોએ તાર વાંચ્યો. એનો પતિ સવારની ગાડીમાં આવતો હતો. થોડી વાર માટે સાઇકોને પોતાના હૃદયના ધબકાર બંધ થઇ જતા હોય તેમ લાગ્યું.

હવે શુ કરવુ તે સૂઝતુ નહોતુ. મસાઇકો હવે આ ઘરમા જ રહેશે એ વાતમાં સાઇકોને શંકા નહોતી અને સંભવ છે કે ભવિષ્યમા એની મા પણ અહીં આવે. એવા સંજોગોમાં હવે એ આ ઘરમા નહિ રહી શકે એનો પતિ આવતા જ આ બાળકને સોંપીને એ ચાલી જશે

ગંભીર અને ગમગીન બનીને સાઇકો વિચારતી હતી સાઇકોની આ ગંભીરતાનું કારણ બાળકની સમજમા આવતુ નહોતું. એણે સાઇકોનું ધ્યાન પોતા તરફ દોરવા માટે અનેક યુક્તિઓ કરી

સાઇકોની ગંભીર વિચારધારાને તોડવાને માટે એણે ખુરશી પર ચડીને ઠેકડા માર્યા, તાલીઓ પાડી, આજુબાજુ દોડાદોડી કરી, પણ સાઇકોએ એના તરફ નજર પણ ન કરી ત્યારે એ બીધો જ સાઇકોના ખોળામાં જઇને ચુપચુપ બેસી ગયો

સાઇકોએ એને છાતી સરસો ચાંપીને કહ્યુ 'કાલે તારા બાપુ આવશે '

અપરિપક્વ બુદ્ધિ અને કલ્પના અભાવે, માનવ સ્વભાવ અને દુન્યવી સંઘર્ષોની આંટીઘૂંટીથી અજાણ્યુ એવો આ બાળક સાઇકોને પૂછે છે, 'અને માલી બા ક્યારે આવશે? એ પણ આવશે હો!'

એક બાજુથી આ ઘર અને એના પતિથી સાઇકોનું ચિત્ત વિરક્ત થતુ જતુ હતુ. બીજી બાજુથી આ ઓરમાન બાળક ઉપર સાઇકોનો પ્રેમ વધતો જતો હતો આજ સુધી જે ઓરડો પોતે

કોઈ અલૌકિક પ્રેમ અને જતનથી જાળવી રાખ્યો હતો એ ઓરડાની ચાવી મસાઈકોના હાથમાં આપી પોતાના 'ભાવિ પુત્રની સમગ્ર સંપત્તિ એણે મસાઈકોને સમર્પણ કરી આપ્યો ઓરડો અનેક જાતના ચાવીવાળા નાચતાં, ગાતાં રમકડાંથી ભરપૂર હતો પોતે કોઈ રંગીન પરીઓના દેશમાં અચાનક જઈ ચડયો હોય એવુ મસાઈકોને લાગ્યું અને પેલુ નાનું સરખુ 'તાવડી વાજુ' કેવુ સુંદર હતું એના સંગીત સાથે તાલ દેતી એ રમકડાની દુનિયા પણ સજીવન થઈને નાચવા લાગી સાથે સાથે મસાઈકોનું હૈયું પણ નાચવા લાગ્યું

રાત્રે સાઈકો ઊંઘી શકી નહિ પોતાના કપડાંની પેટી તૈયાર કરી સામેના અરીસામાં નજર જતા પોતાના સુંદર ચહેરા તરફ તાકી રહી પોતાનામાં એવી શી ખામી હતી કે એના પતિએ એનું આવી રીતે અપમાન કર્યું ?

ગાડી આવવાનો સમય થઈ ગયો હતો પોતાના બહાર જવાના કપડાં પહેરી એ તૈયાર ઊભી હતી બારણાની ઘંટડી વાગી સાઈકોએ મક્કમ પગલે જઈને બારણુ ખોલ્યુ પણ તેનો ચહેરો તદ્દન ભાવશૂન્ય હતો

મસાઈકો પણ સાઈકોની બાજુમાં આવીને ઊભો રહ્યો સાઈકોનો પતિ હસતા હસતાં ઘરમાં દાખલ થયો પણ સાઈકોની ગંભીર મુખમુદ્રા અને એને બાજુમાં ઊભેલા પાંચ વરસના બાળકને જોઈને ગૂંચવણમાં પડી ગયો એણે પૂછ્યુ 'શું થયુ છે સાઈકો? આ બાળક કોણ છે?

જવાબમાં સાઈકોએ પેલો પત્ર તેના પતિના હાથમા આપતાં કઠોર સ્વરે કહ્યુ 'આ વાત તમે આજ સુધી કેમ છૂપાવી? હવે હું આ ઘરમાં રહી શકીશ નહિ

સાઈકો પોતાના ઓરડામા ચાલી ગઈ મસાઈકો પણ તેની પાછળ જઈને ઊભો રહ્યો પણ સાઈકોએ તેના તરફ ધ્યાન ન આપ્યુ ત્યારે તેને લાગ્યુ કે પરિસ્થિતિ કાંઈક ગંભીર છે

સાઈકોનો પતિ પત્રની અંદરની હકીકત વાંચીને હતબુદ્ધિ થઈ ગયો એ ઘટના બિલકુલ સત્ય હતી પણ એ આવુ વિચિત્ર રૂપ ધારણ કરીને એની સામે આવશે એમ તેણે ધાર્યું નહોતું. અને હવે સાઈકો પાસે પોતાને નિર્દોષ પુરવાર કરવાનો કોઈ ઇલાજ રહ્યો નહતો

નત મસ્તકે અને ધીરે પગલે એ સાઈકોના ઓરડામાં ગયો સાઈકો પોતાની કપડાંની પેટી લઈને આ ઘરનો ત્યાગ કરી જવા તૈયાર થઈને ઊભી હતી અને એનો પુત્ર મસાઈકો પડદા સાથે રમત કરતો બારણામાં જ ઊભો હતો

શું આવો અદ્ભુત સુંદર બાળક એનો પોતાનો જ હતો ! પિતાપુત્ર એક બીજાની સામે જોઈ રહ્યા એ નાના બાળકના ભૂરિયા વાળ, મોટી મોટી આંખો અને ગોળમટોળ સુંદર ચહેરા સામે બાપે ધારી ધારીને જોયા કર્યું

સ્ત્રી સુલભ ઇર્ષ્યાથી સાઈકોના અંગે અંગમાં આગ લાગી ગઈ કાંઈ પણ બોલ્યા વિના પોતાની કપડાંની પેટી હાથમાં લઈને ચાલવા માંડ્યુ પરંતુ એના પતિએ એને રોકી અને કહ્યુ 'સાઈકો, તારું ચિત્ત અત્યારે સ્વસ્થ નથી એક વખત મારી વાત સાંભળ પછી તારે જવુ હોય તો જા મસાઈકો ! તું થોડી વાર બહાર રમવા જા'

મસાઈકો બહાર ગયા પણ એનું ચિત્ત ચોંટયુ નહિ એને મનમાં ને મનમા વિચાર આવવા લાગ્યા એની નવી માનું દુઃખનું મૂળ કારણ કદાચ એ પોતે તો નહિ હોય ? અને એમ હોય તો આ ઘરમા રહેવાની શી મજા ?

દુઃખમાં માનવીને પોતાના મા તરત જ યાદ આવે છે એટલે મસાઈકોએ આ દુઃખદ પરિસ્થિતિ માંથી પોતાને છોડાવીને લઈ જવાને માટે રમકડાના ટેલિફોન ઉપર પોતાની માને ફરીફરીને સાદ દેવા માંડ્યા પણ સામેથી જવાબ મળ્યો નહિ એટલે પોતાના પ્યારા રીંછડા સાથે ચંદ્રમા જવાની મસલત કરતો તે બિછાનામાં જઈને પડયો

ટોડાએ પોતાની નિર્દોષતા પુરવાર કરવા માટે સાઈકોને અનેક રીતે સમજાવવા પ્રયાસ કર્યો કે પોતે એનાથી કંઇ પણ છૂપાવવા માગતો નહોતો. વિશ્વની કોઇપણ અમૂલ્ય વસ્તુ કરતાં એ સાઈકોને વધારે ચાહતો હતો અને સાઈકો સિવાય અન્ય કોઈ સ્ત્રીનો વિચાર એણે સ્વપ્નમા પણ કદી કર્યો નથી. હૃદય ચીરીને જો બતાવી શકાતુ હોત તો તે એ બતાવી આપત કે એનું સમસ્ત હૃદય ભરીને એક માત્ર સાઇકો જ બેઠેલી છે

હા, પત્રમા લખેલી ઘટના સત્ય છે. પણ એ એક કરુણ અકસ્માત હતો– એ પાપ ન હતું. અને યુદ્ધના દિવસોમા અસાધારણ સંજોગોમાં ભયગ્રસ્ત અને અસ્થિર માનાસક અવસ્થામા, આકસ્મિક રીતે બનેલી એ કરુણ દયાપાત્ર ઘટના જેને એ ભૂલી જવા માગતો હતો– એ ઘટના– આટલા વર્ષો પછી આવુ વિકૃત રૂપ ધારણ કરીને એના એકનિષ્ઠ પત્નીપ્રેમની હાંસી ઊડાવશે એવી એણે કલ્પના પણ કરી નહોતી. અને ત્યાર પછી એ આખી યે ઘટના ક્યારે અને કેવી રીતે બની તેનુ તેણે સાઇકો પાસે વિગતવાર વર્ણન કર્યું.

યુદ્ધના એ ભયંકર દિવસો બન્નેની આંખો સામે તરવરી રહ્યા.

વિનાશ વરસાવતા દુશ્મનોના વિમાનોએ અનેક ગામડાં તારાજ કર્યા છે; એવા એક ભડકે બળતાં ખંડેર ગામની શેરીમા સાઇકોનો પતિ અને એક જાપાની તરુણી એક બીજાના ટેકે ટેકે એક મકાનમાં આશ્રય મેળવવા માટે જાય છે. એ તરુણીના માતાપિતા વિનાશનો ભોગ બની ગયા છે આખુ દશ્ય કોઈ ભયાનક પ્રેતચિત્ર જેવુ જણાય છે. અનેક લાશોના ઢગલા જોઇને પાગલ બની ગયેલી કોઇ દુર્ભાગી નારી તીણી– ભયભીત ચીસો પાડતી એમની બાજુમાથી પસાર થઇ જાય છે.

એક ખંડેર જેવા મકાનમાં દુઃખ, ત્રાસ, થાક અને અનિદ્રાથી બેહોશ બનેલા બન્ને આશ્રય લે છે. માતપિતાના મૃત્યુનું દુઃખ અને પોતાના અસહાય અવસ્થાના ખ્યાલથી પીડિત એ જાપાની તરુણીનું હૈયાફાટ રુદન, રાત્રિના નિઃસ્તબ્ધ વાતાવરણને વધારે કરુણ બનાવતું હતું. એ નિર્જન એકાંતમાં એ શોકગ્રસ્ત નારીના સુંદર ચહેરા સામે જોતાં પણ ટોડાને સાઇકોના જ વિચાર આવતા હતા, અને સાઇકોને પોતાના બાહુપાશમાં જકડી લેવા માટે એ 'સાઇકો! સાઈકો!' એવી બૂમો પાડીને વિવશ બની ગયો હતો.

આવી લાચાર હાલતમાં મને છોડીને કદાચ એ ચાલ્યો જશે એવા ભયથી પેલી જાપાની તરુણી ટોડાને ગળે વીંટળાઇ વળી. એના ગમગીન સુંદર ચહેરામાં ત્યારે પણ ટોડાને સાઈકોના જ સુંદર ચહેરનો આભાસ થયો હતો.

અને પછી

તે રાત્રે જે કંઇ બન્યુ તે કોઇ દુષિત ઇરાદાના પરિપાક રૂપ ન હતુ દુઃખ અને નિરાશાના અંધકારમાં જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલા ખાતાં, એક બીજાનું અવલંબન શોધતાં, એ નર-નારી અર્ધ વિસ્મૃત અવસ્થામાં તે રાત્રે જે કંઇ કર્યું તે હરગીઝ પાપ ન હોતુ.

બીજે દિવસે બન્નેએ સાથે કોફી પીધી. યુવતીએ સાઇકોના પતિના કોટનું કોલર સીવી આપ્યું. કોટ પાછો આપતાં તેના ખિસ્સામાંથી સાઇકોના પતિના કેટલાક છાપેલા પરિચય-પત્રો નીકળી આવ્યા એમાંથી એક પેલી યુવતીએ પોતાની પાસે રાખી લીધુ.

'તમારી પત્નીનું નામ શું છે?

'સાઇકો'

'સાઇકો? બહુ સરસ નામ છે.'

સાઇકોની યાદ આવતા તેનો પતિ દુઃખ અને શરમથી ઉદ્વિગ્ન થઇ ગયો યુવતીએ એના મનનો ભાવ કળી જોઇને કહ્યું:

'આપણી આ મુલાકાત મારા જીવનનું એક અમૂલ્ય ગુપ્ત ધન બનીને રહેશે મને યાદ કરીને તમે દુઃખી ન થશો'

—અને પછી યુવતીએ હસતે મુખે સાઇકોના

પતિને વિદાય આપી.

આ આખી ય ઘટના સાભળ્યા પછી પણ સાઇકાના ચિત્તમાં શાંતિ ન હતી. એક પ્રકારના શૂન્ય અણુગ્રમાએ એને ઘેરી લીધી હતી. એ ત્યાંથી ઊઠી અને બીજા ઓરડામાં ચાલી ગઈ. એના પતિએ પોતાના હાથે કૉફી બનાવીને એને આપી, પરંતુ તે પણ સાઇકાએ ન લીધી ત્યારે એની બાજુમાં પ્યાલો-રકાબી મૂકીને ટોડા મસાઇકાના ઓરડામાં ગયો.

સાઇકા બારણાં પાછળ ઊભી રહીને પિતા-પુત્રની વાત સાંભળતી હતી

'તમે માની બાને કેમ ન લાવ્યા ?

'તારી બા ક્યાં છે એ જ હું નથી જાણતો. તને ખબર છે, તારી બા ક્યાં છે ?'

'તે મને મૂકીને 'રેલ-ગાડી'માં ચાલી ગઈ'

'ક્યાં ગઈ ?'

'ખબર નથી. ઇ કે'તી'તી કે હું પછી આવીશ'

'તો એ જરૂર આવશે અને નહિતર હું તેને શોધી લાવીશ. તું હવે સૂઈ જા'

'ક્યારે શોધી લાવશો ?' બાળકે સૂતાં સૂતાં પૂછ્યું.

'એક-બે દિવસમાં જ હું તેની તપાસ કરીશ'

આ વાર્તાલાપ સાભળીને સાઇકાના દિલમાં એના પતિ માટે જે થોડી ઘણી સહાનુભૂતિ જાગૃત થઈ હતી તે પણ ધોવાઇ ગઇ, અને એને જવાનો નિર્ણય કરી નાખ્યો પરંતુ ફરીથી એના પતિએ એને રોકી ત્યારે એની આંખોમાં આંસુનાં પૂર ઉમટયા સાઇકાએ રડતાં રડતાં કહ્યું

'ના, હું આ ઘરમાં નહિ રહી શકું મેં તમારી પાસે આવી આશા નહોતી રાખી, આ બાળક તો અહીં આવ્યો જ છે, હવે એની માને પણ લાવવા માગો છો ! આવી રીતે મારું અપમાન શા માટે કરો છો ? મેં તમારું શું બગાડયું છે ?' અને પછી એ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.

મસાઇકાએ પણ એ દૃશ્ય જોયું તેને ખાત્રી થઇ કે આજે કંઈ બની રહ્યું છે તે માત્ર પોતાને લીધે જ બની રહ્યું છે. એને લાગ્યું કે આ ઘર જલદી છોડી જાય તો સારૂ.

એણે પોતાના જૂનાં કપડાં પહેરી લીધાં અને પોતાના પ્યારા રીંછડાને લઇને એ ચાલતો થયો.

ટોડાએ સાઇકાને ફરી સમજાવવા માંડી. 'સાઇકા ! નાદાની ન કર મને સમજવાની કોશિશ કર મેં જે કંઇ કહ્યું તે બાળકને આશ્વાસન આપવા ખાતર કહેવું પડયું એ બાળક એની માને માટે ઝંખી રહ્યો છે, એવી હાલતમાં તારે એને છોડી જવું ન જોઇએ. મારે માટે નહિ તો, એ નિર્દોષ બાળકને માટે તું અહીં રહે'

અચાનક ટોડાની નજર મસાઇકાના ઓરડામાં ગઈ જઇને જોયું તો મસાઇકો ત્યાં ન હતો તેણે સાઇકાને બૂમ પાડી કહ્યું 'સાઇકા ! મસાઇકો ચાલ્યો ગયો'

સાઇકા દોડીને સડક પર આવી, પરંતુ ત્યાં કોઇ ન હતું.

'મસાઇકો ! પાછો આવ ! મસાઇકો ! પાછો આવ !' એમ બૂમો પાડતી તે રેલની સડક તરફ દોડી ટોડા પણ એની પાછળ દોડયો

રેલગાડીમાં મુસાફરીએ ગયેલી એની મા રેલના પાટા ઉપર ક્યાંકને ક્યાંક તો મળી જશે, એવી બાલિશ ધારણા મસાઇકાના પગમાં જોર પૂરી રહી હતી અને એના આંસુભીના ગાલ સાંજના આથમતા સૂર્યપ્રકાશમાં ચમકી રહ્યા હતાં એની બાએ શીખવેલી 'આવજો'ની નિશાનીથી, હવામાં પોતાનો નાજુક હાથ ઊંચો કરીને એ પોતાની માને બોલાવી રહ્યો હતો એની પાછળ કોઈ ભૂખ્યા રાક્ષસની જેમ ચીસો પાડતી એક રેલગાડી ધસમસાટ કરતી આવી રહી હતી

આ દૃશ્ય જોઇ સાઇકાના હૃદયમાં ફાળ પડયો 'મસાઇકો, મસાઇકો !' એવી બૂમો પાડતાં પતિ-પત્ની રેલના પાટા ઉપર બની શકે તેટલી ઝડપથી દોડી રહ્યા હતા

અને…

એક ભયાનક એક ભયાનક અકસ્માતથી ઉઠેલી ઘડીએ ત્રણેય જણાં બચી ગયાં.

બાળક સાધ્વીની છાતીમાં મોઢું છૂપાવી રડવા લાગે છે. એના કોમળ સ્પર્શથી સાધ્વીના હૃદયને સાંત્વન મળે છે. એ બાળકની મોટી મોટી આંખોમાં ઊભરાઈ આવેલી નિઃસ્વાર્થ પ્રેમની અશ્રુધારા પાસે ઝૂક્યાં અને તિરસ્કારે હાર ખાધી. હવે સાધ્વીને ખાત્રી થઈ ગઈ કે આ બાળકથી એક મિનિટ પણ અળગા રહેવાનું એના માટે શક્ય નથી.

આ જીવલેણ અકસ્માતથી બચાવવા માટે આકાશ તરફ દૃષ્ટિ કરીને એણે ભગવાનનો ફરીફરીને ઉપકાર માન્યો,

પાછા ઘેર આવતાં રસ્તામાં સાધ્વીએ એના પતિ પાસે એના અવિચારી, આવેશપૂર્ણ વર્તન માટે પશ્ચાત્તાપ કર્યો અને પછી ઘેર આવવાની સૂચના કરી મસાઈકોને તેડીને એ ઘેર ગઈ.

વીજળીના ચૂલા પર કોફી માટે પાણી ઉકળવા મૂકી એણે મસાઈકોને ઘરમાં હતી એટલી બધીય વીજળી બત્તીઓ ચાલુ કરવા કહ્યું. અને એ નાનકડા ઘરમાં છવાયેલા ઉદાસીનતાના અંધકારને ભેદીને આ બાળકના પગલે પગલે પ્રકાશ પથરાયો અને છેવટે રેડિયોનું સંગીત પણ ગુંજી ઊઠ્યું.

સાધ્વીનું હૃદય હવે પ્રેમ અને આનંદથી પરિતૃપ્ત હતું. એને લાગ્યું કે એની વર્ષોની ઝંખના પૂરી કરવા માટે જ ભગવાને જ બાળકને એની પાસે મોકલ્યો હતો.

ચાર દિવસ પહેલાં પસંદ કરેલાં કપડાં એણે ફરી પહેર્યાં. મસાઈકોને મોઢું ધોઈ આવવા કહ્યું. બારણાની ઘંટડી રણકી ઊઠી કે કૉફી પણ તૈયાર થઈ ગઈ હતી, ખાણાના ટેબલ ઉપર ત્રણ રકાબીઓ તૈયાર કરીને સાધ્વીએ બારણું ખોલ્યું.

મસાઈકો પણ ટોડાનું સ્વાગત કરવા ઊભો હતો. પુત્ર સાથે પતિનું સ્વાગત કરવાની એની અપૂર્ણ ઇચ્છા સાધ્વીએ આજે પૂરી કરી. સાધ્વીનો સુંદર ચહેરો એક મધુર હાસ્યથી વધુ સુંદર બની ગયો.

બંને એક બીજાની સામે અનિમેષ નેત્રે જોઈ રહ્યાં. એ પ્રેમપૂર્ણ શુભ દૃષ્ટિમાં મસાઈકો પણ એક ભાગીદાર બન્યો.

(એક જાપાની ચિત્રપટને આધારે)

ખુદીકો કર બુલંદ ઈતના કિ હર તકદીરસે પહલે
ખુદા બંદેસે ખુદ પૂછે બતા તેરી રજા ક્યા હૈ। —ઇકબાલ

—તારી અસ્મિતાનું ઉત્થાન એટલી હદ સુધી કર કે તારા જીવનભાગ્યનું નિર્માણ કરતી વખતે સરજનહાર ખુદ તને પૂછે કે બોલ, આ બરાબર છે ? તારી રજા છે ? ખુદની એટલી બુલંદી બક્ષ.

# ડોસો રહ્યો ચતુર !

વિમળા પટેલ



'ત્યારે મારી ઉમર હશે બહુ બહુ તો સોળ કે સતરની !'

'બહુ મોટી ઉમરનાં ઓછાં જ ગણાઇએ ?

'જરા ચડસાચડસી યે થાય સહુથી નાની હું. આપણે બાર પાદશાહ બાપુ કને રહેવાનું પછી પૂછવું જ શું ? બાપુ ત્યારે વર્ધા હતા. હું ત્યાં ગઇ હતી. એમના પગે ઘી માલિશ કરવાનું કામ મારે ભાગે આવ્યું. બસ આપણે તો ન્યાલ જ થઇ ગયાં પછી તો કોની મગદુર આપણા હાથમાંથી એ કામ કોઈ ઝૂંટવી લે !

'પણ થયું શું'. ધીમે ધીમે અંદરો અંદર ઝઘડો શરૂ થયો કાલ ઊઠીને આવેલી એ, એ શેની બાપુને માલિશ કરે આ લોકે શું ઓછાં છીએ ? મને એકાદ બે વાર સુણાવવામાં ય આવ્યું પણ આપણે ઓછા જ એથી ડરી જઇએ.

'હવે થયું એ કે બાપુ ફરવા નીકળ્યા. સવારની વેળા હતી. સાથે હું હતી અને અન્ય પણ હતાં. જેમને ખૂચતું હતું તે ય બહેન હતાં. એ બહેન આમ તો મોટી ઉમરનાં-મારી બાની ઉમરનાં હતાં. એમણે જ વાત ઉપાડી : "બાપુ, આજકાલની આવેલી છોકરી પગે માલિશ કરે છે અમે શું ઓછાં છીએ ?"

'ડોસો રહ્યો ભારે જબરો. ભારે ચતુર ! એણે જવાબ આપ્યો : "આમાં જૂનાં કોણ, નવાં કોણ, આપણે હિસાબ માંડીએ. જુઓ ઇમામ સાહેબ મૂળ. એમની દીકરી અમીના ને તેની દીકરી આ સુલતાના બીજી બાજુ તમે અને તમારી દીકરી. આમા જૂનું કોણુ બોલો ?"

'વાત એટલેથી આગળ વધી નહિ. ઝઘડો પતી ગયો બાપુ હસી પડયા.'

આ ઘટના બહેને એમની અનુભવવાણીથી સહજ જ વાતમાંથી વાત નીકળતા નીકળી અને કહી નાખી. એ રહ્યાં બાપુનાં અંતેવાસી. એમની પાસે તો બાપુની વાતોનો ભંડાર હોય. જ્યારે મળીએ ને નિરાંતે વાતો કરીએ ત્યારે બા-બાપુની વાતો સાંભળવા જરૂર જ હું લલચાઉં પ્રસંગસ ...રસ હોય છે.

ઘેર આવી. બાળપણે પિતા પાસેથી સાંભળેલી વાત એક યાદ આવી એક ગુરુ હતા. બે શિષ્યો હતા. બંને ગુરુની સેવા કરતા હતા એક દિવસ પગચંપી કરાવતા ગુરુથી અણજાણતાં એક પગ બીજા પગ પર મૂકાઈ ગયો. જે પગ દબાયો તે પગ જેના હાથમાં હતો, એણે એવા તો પગને મુક્કા લગાવ્યા કે ગુરૂ ચોંકી ઊઠયા. "અરે, આ શું ? શું થયું ?" ગુરૂએ પૂછયું.

"સાલે હરામી. મેરા પગ પર વહ પગ ચડ ગયા..." શિષ્ય બોલ્યો.

ગુરુ હસી પડયા. "બેટા પગ તો બન્ને ય મારા જ છે ને ?"

શિષ્ય લજવાઈ ગયો

(એક અંતેવાસી બહેન પાસેથી સાંભળીને)

# ગર્વખંડન

કનૈયાલાલ વ્રજલાલ વાઘાણી

અર્જુન અને શ્રી કૃષ્ણ નર નારાયણની જોડલી અર્જુન પ્રત્યે શ્રી કૃષ્ણને પરમ અનુરાગ હતો

અર્જુનને કોઇ કોઇવાર અહમનો આવિર્ભાવ થઈ જતો અને શ્રીકૃષ્ણ ગર્વનું ખંડન કરી નાખતા હતા

એક વખત અર્જુનને પોતાની દાનવીરતા માટે ગર્વ થયો શ્રીકૃષ્ણે અર્જુનના ગર્વને પારખી લીધો હતો

"અર્જુન! દાનેશ્વરી તો કર્ણ કર્ણ જેવો દાનવીર હજુ પૃથ્વી ઉપર થયો નથી." શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યુ

"પ્રભુ! ઘણી સુધી ડાલ બરાબર આપને તો પારકાના વખાણ કરવાની ટેવ પડી ગઈ છે હુ ગમે તેટલુ કરુ છુ છતાં આપ કર્ણને વખાણો છો ઘરનાં તો આપના હિસાબમાં નથી મારુ દાન કર્ણ કરતા શુ કમ છે!" અર્જુને ચીડાઇને શ્રીકૃષ્ણને કહ્યુ

શ્રી કૃષ્ણ મંદ મંદ હસવા લાગ્યા અર્જુનને કશો પ્રત્યુત્તર આપ્યો નહિ

શ્રી કૃષ્ણ તક ગોતી રહ્યા હતા અને એક દિવસે અર્જુન પાસે એક બ્રાહ્મણ આવ્યો અને યાચના કરતા કહ્યુ "ધનંજય! મારી પત્ની મૃત્યુ પામી છે, તેની અંતિમ ઈચ્છા મારે પૂરી કરવી છે."

"દેવ! આપની પત્નીની શી ઈચ્છા હતી!"

"ધનંજય! મારી પત્નીની એવી અંતીમ ઇચ્છા હતી કે તેના મૃત દેહને સુખડના લાકડા વડે અગ્નિદાહ દેવો આપ મને મારી પત્નીના અંતીમ સસ્કાર માટે સુખડના લાકડાં આપો એ મારી યાચના છે'

'બ્રહ્મદેવ! એમા શુ મોટી વિસાત છે આપને ચદનકાષ્ટ હમણાં જ મગાવી આપુ. આપ આપના પત્નીની અંતીમ ઇચ્છા પૂરી કરો."

અર્જુને ભંડારીને બોલાવ્યો અને બ્રહ્મદેવને ચદનકાષ્ટ આપવા કહ્યુ

કોઠારી બજારમા ગયો અને ચદન કાષ્ટની તપાસ કરી પરન્તુ કયાંઇથી ચદન કાષ્ટ મળ્યા નહિ

ભંડારીએ આવીને કહ્યુ "પ્રભુ! કયાંઇ ચદન કાષ્ટ મળતાં નથી"

અર્જુને બ્રહ્મદેવને કહ્યુ "દેવ! બધે તપાસ કરી કયાંય ચદન કાષ્ટ નથી. દેવ! હુ લાચાર છુ. કયાંય કાષ્ટ નથી તો કયાંથી આપુ?'

બ્રહ્મદેવ નિરાશ થઇને કર્ણ પાસે ગયા અને ચદન કાષ્ટની યાચના કરી

કર્ણે ભંડારીને બોલાવ્યો અને બ્રહ્મદેવને ચદન કાષ્ટ આપવા કહ્યુ.

ભંડારી બધે તપાસ કરી આવ્યો પરન્તુ કયાંય ચદન કાષ્ટ મળ્યા નહિ.

ભંડારીએ કર્ણને કહ્યુ 'પ્રભુ! બધે તલાસ કરી પણ ચદનકાષ્ટ કયાંય મળ્યા નહિ"

બ્રહ્મદેવે નિસાસો નાખ્યો. કર્ણે બ્રહ્મદેવને કહ્યુ 'દેવ! નિરાશ ન બનો. આપ નિરાશ થઇ ખાલી હાથે પાછા ફરો એ કેમ બને! ચદન કાષ્ટ બજારમા નથી તો શુ થયુ! આપ ઊભા રહો આપને ચદન કાષ્ટ મળશે જ"

કર્ણે સુતારને તેડાવ્યો અને પોતાના મહેલના ચદનના થાંભલા તોડીને બ્રહ્મદેવને ચદન કાષ્ટ આપવા હુકમ કર્યો

કર્ણના મહેલના ચદનના થાંભલા તોડવામાં આવ્યા અને બ્રહ્મદેવને કર્ણે ચદન કાષ્ટ આપ્યા

"બ્રહ્મદેવ! આપની પત્નીની અંતીમ ઈચ્છા પૂરી કરો"

"કર્ણદેવ! ધન્ય છે આપની દાનવીરતાને. મહેલના થાંભલા તોડાવી મહેલ ખાંગો થાય તેની પરવા કર્યા વગર આપે ચંદનકાષ્ટ આપી મારી પત્નીની અંતીમ ઇચ્છા પૂરી કરી કર્ણદેવ! ધન્ય હો આપની દાનવીરતાને."

બ્રહ્મદેવે કર્ણે આપેલા ચંદનકાષ્ટ વડે સ્મશાનમાં એની પત્નીને અગ્નિદાહ દીધો.

શ્રી કૃષ્ણ અર્જુનને લઇને ફરવા નીકળ્યા હતા બ્રહ્મદેવ તો કર્ણને આશીર્વાદ આપી રહ્યા હતા.

શ્રીકૃષ્ણે બ્રહ્મદેવને પૂછ્યું "બ્રહ્મદેવ! તમારી ઇચ્છા પૂરી થઇ? ચંદન કાષ્ટ મળ્યા?"

"પ્રભુ! હા, મારી પત્નીની અંતીમ ઇચ્છા પૂરી થઇ છે. કર્ણરાજે મારી યાચના પૂરી કરી છે."

અર્જુન તો આભો જ બન્યો. ક્યાંય ચંદનકાષ્ટ ન હતા તો કર્ણે આપ્યા ક્યાંથી?

"દેવ! ક્યાંય ચંદનકાષ્ટ ન હતા તો આપને આપ્યા કઇ રીતે!" શ્રીકૃષ્ણે બ્રહ્મદેવને પૂછ્યું.

"પ્રભુ! ક્યાંય ન હતા એ સાચું પરન્તુ કર્ણે પોતાના મહેલના ચંદન કાષ્ટના થાંભલા તોડવી મને ચંદન કાષ્ટ આપ્યા."

શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ "અર્જુન! શું તારા મહેલમાં ચંદન કાષ્ટના થાંભલા ન હતા! તને કેમ ન સૂઝ્યું! અર્જુન! હું કહેતો હતા એ સાચું ને! તું ન કરી શક્યો એ કર્ણ કરી શક્યો"

અર્જુન નત મસ્તકે ઊભો રહ્યો.

*

## સ્મરણ સૂત્ર

એંસી વર્ષની વયે પણ ગજબની કાર્યક્ષમતા સાથે પોતાનાં તમામ કાર્ય નિપટાવનાર અને સંપૂર્ણ ઉત્સાહ અને તાઝગી જાળવી રાખનાર એક ઉપકુલપતિ યુનિવર્સિટીનું સંચાલન એટલી સરસ રીતે કરતા કે બધા આશ્ચર્ય સાથે વિચારી રહેતા કે આ પ્રફુલ્લતા પાછળનું રહસ્ય શું હશે.

એક જાણીતા અખબારના પ્રતિનિધિએ એમની મુલાકાત પૂરી થયા પછી આ વિષે એક પ્રશ્ન પૂછી જ લીધો એમણે જવાબ આપવાને બદલે પ્લાસ્ટીકનું એક સુંદર બોર્ડ એ ભાઇને વાંચવા આપ્યું. એમાં લખ્યુ હતુ :

'આજ મારે બહુ કામ રહેશે. ભગવાન, મારી મૂર્ખાઈથી કદાચ હું તને ભૂલી જાઉં તો પણ આજ તું મને ના ભૂલતો ?'

આ વાક્ય વિષે વધારે પ્રકાશ પાથરતાં એમણે કહ્યું : "આ સુંદર વાક્ય મને એક યુદ્ધપ્રવચનમાંથી મળી આવ્યું છે. ન્યુબરીના વિખ્યાત યુદ્ધની શરૂઆત થતાં પહેલાં સર જેકબ આશલેએ પોતાના સૈનિકોને સંબોધ્યા એમાં આ પ્રાર્થના સહજ આવી ગઈ હતી"

એક રીતે જોઇએ તો જીવન પણ એક યુદ્ધ જ છે. એમાં ઘણીવાર એવા ઘમસાણ થયા કરે છે કે આપણે એ ભૂલી જઇએ છીએ કે આ બધી ધમાલ આપણે ખરેખર શા માટે કરી રહ્યા છીએ. શ્રી રામકૃષ્ણદેવ કહેતા તેમ સંસારની સાથેના યુદ્ધ દરમ્યાન એનાં ઝેર ઉતારવા આપણી અંદર રહેલી અમૃતમયી તાજગી સંઘરવા માટે વારંવાર અંતર્મુખ થવાની ટેવ કેળવવી જોઇએ.

ઉપર છે એવા પ્રકારનું વિધાન જો આપણા ટેબલ ઉપર, પાકીટમાં, અરીસા ઉપર કે ભીંત ઉપર આલેખી રાખ્યુ હોય તો આપણને એ વારંવાર ટકોરે. આના લાભ અગણિત છે પ્રયોગે સમજાય.

—પ્રકાશ ગજ્જર

# અનંત શ્રદ્ધાના અધિકારી–બાપુ

રામનાથ "સુચન"

ભારતીય સંસ્કૃતિ શ્રદ્ધામયી છે શ્રદ્ધાએ પથ્થરને ભગવાન બનાવ્યા છે.

ગાંધીજી જો કે અંધવિશ્વાસના કટ્ટર વિરોધી હતા, પરંતુ તેમની તરફ દેશની શ્રદ્ધા એટલી ગાઢ હતી કે દેશની કરોડોની જનતા માટે તેઓ એક અવતાર જેવા હતા. તેમણે કહ્યુ હતું કે મારામાં કોઈ અસાધારણ શકિત નથી છતાં દેશના લોકો તેમને અસામાન્ય માણસ માનતા હતા મને યાદ છે કે ૧૯૨૦ પછીના અસહકારના દિવસોમા લાખો ગ્રામીણ લોકો તેમના નામથી વ્રત ઉપવાસ કરતા હતા, બાધાઓ રાખતા હતા. એ પ્રમાણે ગાંધીજી ભારતની જનતાના આરાધ્યદેવ બની ગયા હતા

૧૯૩૨ની વાત છે અમે મધ્ય પ્રન્તનો પ્રવાસ કરી રહ્યા હતા એ દિવસોમાં બાપુના નામથી આવેલી ટપાલમાંનો એક પત્ર મને મળ્યો એ પત્ર કાશ્મીરથી આવ્યો હતો. અને તે જમ્મુની એક યુવતી સુરજકુમારીએ લખ્યો હતો પત્ર શ્રદ્ધાથી પૂર્ણ હતો શ્રદ્ધાની સીમા અધશ્રદ્ધાને ઓળગી ગઈ હતી એ પત્રનો સારાંશ હતો –

મારી એક સખી છે. તેનુ લગ્ન હજુ હમણાં જ થયુ છે. પતિ-પત્નીમા ગાઢ પ્રેમ હતો. બન્ને એકબીજા સિવાય રહી શકે એમ ન હતુ અચાનક મારી સખીના પતિ બીમાર પડયા અને તેમનું અવસાન થઈ ગયુ ત્યારથી મારી સખી ગાડા જેવી બની ગઈ છે. તે પતિની લાશને ઉઠાવવા દેતી ન હતી. પાણી વિના જેમ માછલી તરફડિયાં મારે છે એવી તેની સ્થિતિ હતી મને તેના ઉપર પ્રેમ છે તેની આ કરુણ દશા મારાથી જોઈ શકાતી નથી આથી મારી આપને વિનતી છે કે, આપ તેના પતિને જીવિત કરો મને વિશ્વાસ છે કે આપ આટલું કરી શકો છો. આપ આટલુ કામ જરૂર કરશો એ આશાએ તેના પતિના શબને અમે રાખી મૂકીએ છીએ આ કાર્ય સિદ્ધ કરવા જો મારે મારો પ્રાણ આપવાની જરૂર પડે તો એ માટે હુ તૈયાર છુ પણ મારી સખીનું દુખ હુ જોઈ શકતી નથી બાપુજી, મને આશા છે કે આપ એક સામાન્ય અપરિચિત બાલિકા ઉપર દયા કરી તેની પ્રાર્થનાનો સ્વીકાર કરશો

મે, ૧૯૩૯ની વાત છે એક વખત અલ્હાબાદ જતાં ગાંધીજીના ડબ્બામાં જ બેસવાનો અવસર મળ્યો હતો. જે સ્ટેશને ગાડી ઊભી રહેતી એ સ્ટેશન પર જનતાની મોટી ભાડ જમા થઈ જતી હતી અને જ્યા સુધી ગાધીજીના દર્શન ન થતાં ત્યા સુધી તેઓ શાત થતા ન હતા રાતના પણ લોકો દર્શન કરી શકે એ માટે બાપુ કેટલોક સમય જાગતા રહેતા હતા. પણ રાત જ્યારે વધવા લાગી ત્યારે બાપુ સૂઈ ગયા અને ડબ્બાના દરવાજા બધ કરી દેવામાં આવ્યા. આગળ સ્ટેશન આવ્યુ તો પણ પ્લેટફોર્મ પર લોકો એકઠા થયેલા જ હતા હજારોની મેદની હતી, જેમાં સ્ત્રીઓ અને બાળકો પણ હતા લોકો દૂર દૂરથી બાપુના દર્શન માટે આવ્યા હતા. પણ બાપુ ઊઘી ગયા હતા, તેમને કેવી રીતે જગાડી શકાય ? લોકોના આગ્રહને વશ થઈ છેવટે બાપુ તરફની બારી ઉઘાડવામાં આવી અને કાચની બારી બધ રાખવામાં આવી પણ લોકોને તૃપ્તિ થઈ નહિ. ગાડી ચાલી તો કેટલાક લોકો ગાડીના પગથિયાં ઉપર ઊભા તેમાં એક સોળ વર્ષની ઉમરનો યુવક પણ હતો કે જે ઈન્ટરમાં ભણતો હતો અને એના માતા–પિતાનું તે એક માત્ર સતાન હતો. ગાડી આગળ વધી એટલે લોકો ઉતરી ગયા પણ આ છોકરાએ નિશ્ચય કર્યો કે, જ્યાં સુધી મારા આરાધ્ય દેવના દર્શન નહિ કરું ત્યા સુધી પાછો નહિ ફરુ એટલામાં તો તેનો એક પગ પ્લેટફોર્મ અને ચાલતી ગાડીની વચ્ચે આવી ગયો

અને પગ ઢીંચણ સુધી કચરાઈ ગયો ગાડી ઊભી રાખવામાં આવી પગમાંથી લોહી વહી રહ્યુ હતુ. માસના લોચા લટકી રહ્યા હતા પ્લેટફોર્મ ઉપર તેને પાટો બાધવાની વ્યવસ્થા કરવામાં આવી હતી

છોકરાને પાટો બધાઇ રહ્યો હતો, ત્યાં અમે બાપુને આ દુ ખદ ઘટનાના સમાચાર આપ્યા બ પુ યુવકની અ ધશ્રદ્ધા ઉપર બહુ જ ખિજાયા પરંતુ પછી તેની પાસે ગયા યુવક બેહોશ જેવી સ્થિતિમા પડયો હતો પણ બાપુને જોતા જ તેની આખોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યા તેણે પોતાના હાથથી બાપુના પગને સ્પર્શ કરી એ હાથ પોતાના માથા ઉપર અડાડી બોલ્યો 'હવે મરી જઈશ તો વાંધો નથી મારા બધા દુ ખ દૂર થઈ ગયા છે'

લોકોની આખોમા આંસુ આ યા જો કે આ એક અ ધશ્રદ્ધા હતી, પણ આવો જીવનમતી પ્રાણવાન શ્રદ્ધા અ ગે માણસ દલીલ કેવી રીતે કરી શકે ?

સને ૧૯૨૫ની વાત છે ગાંધીજી બ ગાળમાં ખાદી પ્રચાર અ ગે પ્રવાસ કરી રહ્યા હતા ઢાકમા એક દિવસ સાંજના ૭૪ વર્ષની ઉમરનો એક વૃદ્ધ ગાંધીજી સામે ઊભો રહ્યો તે ૩૦-૪૦ માઈલ દૂરથી આવ્યો હતો અને દર્શન માટે રહી રહ્યો હતો ગાંધીજી સામે આવતા જ તેણે કહ્યુ "મારા માથા ઉપર હાથ મૂકો" ગાંધીજીએ પણ કાંઈ પૂછયા સિવાય તેના માથા ઉપર હાથ મૂકયો હાથ મૂકતાં જ તે એટલો આવાવેશમાં આવી ગયો કે તે ગાંધીજીના ચરણોમાં સૂઈ ગયો અને રોવા લાગ્યો તેના ગળામાં ગાંધીજી અને કસ્તુરબાની છબી લટકતી હતી તેનો આવેશ ઓછો થયો ત્યારે તે બોલ્યો કે, "હુ શુદ્ર છુ દસ વર્ષ ઉપર મારા પગ રહી ગયા હતા કેટલીયે દવાઓ કરી પણ પથારીમાંથી ઊઠી શકતો ન હતો ભગવાન પાસે મોત માગતો હતો પણ આપનું નામ લેતાં હવે ચાલી શકુ છુ મને કોઈ દવાદારૂની જરૂર નથી" એમ કહી ફરી પાછો ગાંધીજીના પગ આગળ તે સૂઈ ગયો ગાંધીજીએ તેને એમ કરતાં રોકતાં કહ્યુ કે "ભાઈ ભગવાનનું ભજન કરો કે જેમણે તમને સારુ કર્યુ ગાંધી પાસે એવી કોઈ કરામત નથી કે તે તમને સારુ કરી શકે"

દાર્જિલિંગ જતાં એક વકીલ સાહેબ પણ ગાંધીજીના સાથીઓ સાથે હતા તેઓ ગાડીમા ચઢી રહ્યા હતા અને ગાડી ચાલી કે તેઓ નીચે પડી ગયા વકીલ સાહેબના છોકરાએ સાંકળ ખેંચી ગાડી ઊભી રાખી તેમને કોઈ ઇજા થઈ ન હતી બીજા સ્ટેશને વકીલ સાહેબે ગાંધીજીના પગને સ્પર્શ કરતા કહ્યું 'આપ આ ગાડીમાં હતા, એટલે હું બચી ગયો, નહિ તો કયારનોય મરી ગયો હોત"

પહેલી ડિસેમ્બર ૧૯૩૩ની વાત છે. બાપુનો હરિજન પ્રવાસ ચ લુ હતો હુ પણ તેમની સાથે હતો આજના મધ્ય પ્રદેશના કરેલી ગામથી દેવરી જવાનુ હતુ વચ્ચે નાવથી નર્મદા નદી પાર કરવાની હતી બાપુ નાવમા બેઠા પણ ખલાસી નાવને ચલાવતો ન હતો. કારણ પૂછતાં જાણવા મળ્યુ કે તેમના ચર ણોને ધોયા સિવાય અને ચરણામૃત લીધા વિના તે નવ ચલાવવા તૈયાર ન હતો અનિચ્છાએ પણ તેનુ કહેવુ માનવુ પડયુ ખલાસીએ ચરણ ધોયા અને ચરણામૃત લીધુ તેની આંખોમાં પ્રેમના આંસુ વહી રહ્યાં હતાં ભગવાનનો સાક્ષાત્કાર થયો હોય એટલો એને આનદ હતો આ દશ્ય જોતા ભૂતકાળનું એક દશ્ય મારી આખ સામે ખડુ થયુ કે ગંગા પાર કરતા નિષાદ-રાજગૃહે પણ ભગવાન રામને આવો જ આગ્રહ કર્યો હતો

એક સમયની વાત છે એલોર (દક્ષિણ ભારત)થી ચારસો યાત્રાળુઓ ફક્ત ગાંધીજીના દર્શન કરવા માટે સેવાગ્રામ આવ્યા હતા

એ યાત્રાળુઓએ ગાંધીજીના દર્શન કર્યા પછી કહ્યુ, અમે પંઢરપુર, નાસિક વગેરે તીર્થધામોની યાત્રા કરી ઉત્તર ભા તમાં આવ્યા છીએ અને ઉત્તર ભાર તમાં ગાંધીજી સિવાય બીજા કોઈ દેવદેવતા નથી તેમણે ગાંધીજીને ૨૫૦ રૂપિયા ભેટમાં આપ્યા અને ચાલ્યા ગયા

૧૯૩૫ની વાત છે એક વૃદ્ધ ગ્રામીણ જાડી ખાદી પહેરી ગાંધીજી પાસે આવ્યો અને તેણે સો-સો રૂપિયાની દશ નોટ ગાંધીજીના ચરણોમાં મૂકી તેણે કહ્યુ "જે વધારેમાં વધારે ગરીબ અને સત્પાત્ર હોય

તેને માટે આ તુચ્છ ભેટ છે એવા દરિદ્રનારાયણને આપનથી વધારે કોણ ઓળખી શકે ?'

તેણે આગળ કહ્યુ કે, "હુ એકલો છુ મારી પાસે હજુ કેટલુક ધન છે કોઈ દિવસ એ બધુ ધન આપના ચરણોમા સમર્પિત કરીશ હુ તો કેવળ આપને જ ઓળખુ છુ આપ અનાથ અસહાય ગરીબોને ઓળખો છો. હુ હૃદયથી આપનો આભાર માનુ" તે વૃદ્ધે શ્રદ્ધાપૂર્વક ગાધીજીના ચરણસ્પર્શ કરી ચાલવા માંડયુ.

એક દિવસ સવારના એક સરળહૃદયી માણસ ગાધીજીના દર્શન માટે આવ્યો તેણે દોડીને ગાંધીજીના પગ પકડી લીધા તે શ્રદ્ધાપૂર્વક પગ પકડી રહ્યો હતો શ્રદ્ધાવશ બનીને તે ભાન ભૂલી ગયો હતો તેની આંખોમાથી પ્રેમના અશ્રુ વહી રહ્યાં હતા મહામહેનતે એને દૂર કરવામાં આવ્યો શાન્ત થયા પછી તેણે સો રૂપિયાની નોટ કાઢી અને સૂતરની એક આંટી સાથે ગાધીજીને આપતા તે બોલ્યો કે "આજ મારી મનોકામના પૂરી થઈ"

ગાંધીજીએ જયાર તેને પૂછયુ કે શુ કામ કરો છો ? ત્યાર તેણે કહ્યુ કે, હુ પૈસાદાર હતો પણ આજે ફકીર છુ મારા ત્રણ છોકરાઓને સપત્તિ વહેંચી આપી નિશ્ચિન્ત બની ગયો છુ કાઈ સેવાનો અવસર આપો આપની પાસે ભગીનુ કામ પણ કરવા તૈયાર છુ

ગાંધીજીએ હસતા હસતાં કહ્યુ કે, "એ પ્રમાણ બધી મિલકત તમારા ત્રણ છોકરાઓને વહેચી આપી તો મારા માટે કાઈ ન રાખ્યુ ?"

"ના ના, બધુ આપનુ જ છે આપના માટે એક હજાર રૂપિયા લાવવાનો હતો, પણ ખોટ આવતાં પાંચસો લાવ્યો છુ બાકીના પછી મગાવી લઈશ" એમ કહી તેણે બીજા ચારસો રૂપિયા ગાંધીજીને આપી દીધા

એક વખત એક માણસ ગાધીજીની પાછળ પાછળ તેમના પગલામાથી ધૂળ ઊઠાવી ઝોળીમા નાખી રહ્યો હતો તે અગે પૂછતા તણે કહ્યુ કે 'હુ આ ધૂળથી મારા કુષ્ટ રોગ મટાડી શકયો છુ હવે બીજા રોગીઓ ઉપર તેનો પ્રયોગ કરી રહ્યો છુ અને બધાને લાભ થઈ રહ્યો છે"

આ પ્રમાણ શ્રદ્ધાના અનેક બનાવ તેમના જીવન સાથ સકળાયેલા છે શ્રદ્ધા ઉચિત-અનુચિત હોઈ શકે છે પણ હુ એટલુ જાણુ છુ કે એવી શ્રદ્ધામાં વિષ પણ અમૃત બની જાય છે તેઓ પ્રત્યેક માનવમાં ભગવાનને જોતા હતા એ જ માણસ પણ તેમનામા ભગવાનના ઝલક જોતા હતો, તેમની આસપાસ ભગવદ્વિભૂતિ જેવો હતો અને પ્રેમ વિકસીત બની જતો હતો 'પ્રવાસી'માથી

કૃષ્ણ અને બળરામ ગોવાળો જોડે ગાયો ચારતા ચારતા વૃંદાવનથી ઘણે દૂર નીકળી ગયા તડકો સખત હતો તડકામાં સરસ શીતળ છાયા આપતાં વૃક્ષોને જોઈ કૃષ્ણે સોબતીઓને બોલાવ્યા, ને કહ્યુ 'આ વૃક્ષો તો જુઓ કેવાં ઉદાર છે ! કેવળ પારકાને કાજે જીવે છે ! પોતે પવન, વરસાદ, તડકો ને ટાઢ સહન કર છે ! તેઓ પ્રાણીમાત્રની સેવા કરે છે અહો ! કેવો નરવ એમનો જન્મારો છે !' અને પછી એમાંથી બોધ તારવ છે 'આ જગતમા પ્રાણીઓના જન્મનું સાફલ્ય એટલુ જ છે કે તેઓ પોતાનાં પ્રાણ ધન, બુદ્ધિ વાણી એ સર્વ વડે સદા પ્રાણીઓનું કલ્યાણ જ કરે, નિરંતર તેમની સેવા જ કરે' આજે જો શ્રીકૃષ્ણ હરિજનોને ટાઢ, તડકા ને વરસાદમાં શહેરો ને ગામડાંની સફાઈ કરતા જુએ, પોતે મેલા થઈને પણ સમાજને સ્વચ્છ કરતા જુએ, તો તેમના મોંમાથી જરૂર આ વચન નીકળી જાય કે 'આ કેવા માણસોની સેવા કર છે ! અહો ! કેવો સરસ એમનો જન્મારો છે !'

# સ્વ. ધૂમકેતુની થોડીક કવિતા

દક્ષિણકુમાર જોશી

આગળના બે અંકોમાં ધૂમકેતુની થોડીક કવિતાનો આસ્વાદ આપ્યો તેનું ફરીથી સંધાણ કરીને થોડાંક બીજાં કાવ્યો નીચે આપેલાં છે

૧૯૧૫–૨૦ના ગાળાની આ કવિતા છે ધૂમકેતુના જીવનમાં "સચ્ચાઈ" જે ભારોભાર ભરેલી છે તેની સ્પષ્ટ અણસાર મળી આવે છે બિના પણ હાલતા ને ચાલતા આજના જીવનમાં મળી શકે છે હૃદયની ઝંખના કરતા હૃદયમાં મિત્ર–પ્રેમની ઉત્કટ ભાવના પહેલી કવિતા 'સુહૃદ ઝંખના'માં સ્પષ્ટ જોવા મળે છે ચારેક દશકામાં આપણા જીવનમાં કેટલું બધું પરિવર્તન આવી ગયું તેવો એક વિચાર પણ આ કાવ્ય વાંચ્યા પછી મનમાં ઘાળાયા કરે છે

બીજા કાવ્યમાં, છેલ્લી વિદાય જ્યારે આ જીવન લેતું હશે ત્યારે એ વસમી વિદાય કેવા કેવા ભાવ તરંગો પોતાના આપ્તજનો ઉપર લક્ષી તેનો આવિષ્કાર વિષાદમય કાવ્ય લહરીમાં વહાવ્યો છે

## સુહૃદ ઝંખના

અરે ! એવો ક્યારે જીવનભરનો મિત્ર મળશે,
ભરેલી ગ્લાનિ દ્રયપથી જ્યાં ખસી શકે,
સખા કોઈ એવો જીવનમમ આ શાંત વહશે,
હજારો ગ્લાનિમાં, કરુણરસની શાંતિ મળશે
ઘડી જ્યાં બેસીને હૃદય સઘળું ખુલ્લુ બનશે,
અરે, જ્યાં શાંતિમાં, કરુણરસ માધુર્ય મળશે,
કહી રે કો, એવો સુહૃદ, દિલનું દર્દ રડતો,
મળે વાતો ચાલે ઘડીભર બધુ શાંત કરતો.
નિરાશાની ગ્લાનિ મમ હૃદયમાં સર્વ ફરતી
કરેલા યત્નોનું ફળ નહિ, જરી શાંતિ મળતી,
અરેરે આ અંગુ જીવનભરનું ગુપ્ત દરદે,
હમેશાં પીડાવું જીવનરસ ચૈતન્ય ઝરતે
ઉષાના રંગોમાં નવલ રસ, ચૈતન્ય પ્રગટે
હજારો પક્ષીઓ, મધુરસ ભર્યું ગાન સરતે
ન કો, એવો, મ્હારો, મમરસ ભર્યો સ્નેહી મળતા
ફરું છું કિન્તુ હું મધુર રસ ના કાંઇ ઝીલતા.

(૨)

જ્યારે નેત્રો જગત પર આ, છેલ્લી દૃષ્ટિ કરીને,
શાંતિ હાવા ગ્રહણ કરવા, સર્વ સ્થાને ફરીને
આગી પાછા શમી જઈ અને, શાંત રીતે મીંચાશે
ત્યારે વ્હાલા હૃદય તુજ આ, સ્નેહી કેવું ઘવાશે
સંભારૂં એ હૃદય ધડકે, ગાત્ર કંપી ઉઠે છે
સંભારૂં એ નસ નસ મને, શોક છાનો વહે છે

વ્હાલા ! છેલ્લે તુજ નજરની સાથ દષ્ટિ મિલાવી
શાંતિ! શાંતિ! દુઃખમય અરે! શાંતિની સાથ લાવી

વ્હાલા! જ્યારે જગત પર તું એકલો માત્ર રહેશે
એવું ને આ જગત પણ રે તોય તેવું જ રહેશે
કિન્તુ ત્યારે નદી ઝરણમાં, સર્વ સૌન્દર્ય સાથે
જે જે જોયું તુજ હૃદયમાં, શોકની યાદ આપે

વ્હાલા ત્યારે મમહૃદયનો ગુપ્ત હું ભેદ ખોલું
રહેજો વ્હારી સ્મૃતિ મહીં આજ જે કાંઈ બોલું
જાઉં જ્યારે હૃદય મમ રે પ્રાણ! વ્હાલા! પિયારા!
સંભારીને કદી કદી મને, ખેરજે અશ્રુ છાના

મ્હારી વ્હાલી પ્રતિકૃતિ અહીં આજ અ કે સતેલી
પૂછે કાંઈ હૃદય ! પ્રિય ! તું આપજે યાદ મ્હારી
જ્યાર મ્હારી જગત પરથી યાદ ભૂસાઈ જશે
ત્યારે મ્હારી પ્રતિકૃતિ પ્રિય, યાદ મ્હારી સુહાશે

ક્યારે મ્હારા પ્રિય જઈ અને શાંત સંધ્યા નિહાળી
યાદી મ્હારી ઘડીભર કરી, વ્હારી ઈચ્છા શમાવી
પાછો, ધીમે હૃદય લઈ તું, શૂન્ય ને શાંત આવે
એ જોઈને મધુર મમ આ બાલને ગ્લાનિ આપે.

એનું ન્હાનું હૃદય ગૂહશે. વાત વ્હારી અરે ના
તો યે પોતે તુજ હૃદયની ગ્લાનિમાં ભાગ લેશે
મ્હારા માટે મરણ પછી એ, શાન બે સ્નેહી રહેશે
મૃત્યુ તેથી હૃદય મમ ના, ઘાવ દુસહ્ય આપે

કિન્તુ વ્હારૂં જીવન કરલું, સર્વ ગ્લાનિ ભરેલું
એ સંભારી જિગર મમ આ, દગ્ધ શોકે ભરેલું
વ્હાલા ! યાદી ગત સ્વજનની શાંત શૂચિ અપાવે
તેથી વ્હારા જીવનક્રમમાં કાંઈ ના ખામી લાવે.

એથી મ્હોટો જગત્ પરના, કોઈ છે કર્મયોગી
ગ્લાનિ જેના હૃદય પરની, કાર્ય આડે ન આવે
એનું તે એ હૃદય ગણવું, કેટલું શાંત વ્હાલા!
કાર્યે ઝૂકે સતત દહતી, શોકની હોય જ્વાલા !

(જૂનાગઢ: કૉલેજ રેસીડન્સી ૧-૮-૧૯૧૯ એવી તારીખ છે)

કમલ:

[નોંધ: ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૫મું અધિવેશન તાજેતરમાં જૂનાગઢ ખાતે ભરાયું ત્યારે અહીંની કૉલેજમાં જ રહીને બી એ. સુધીનો અભ્યાસ પૂરો કરનાર શ્રી ધૂમકેતુએ કૉલેજના દિવસોમાં કાવ્યની સાધના કરેલી તેનો ખ્યાલ કૉલેજની આજની પેઢી, અધ્યાપકગણ, કે નગરજનોને ન રહે તો પણ એ દિશામાં આને પગસંચાર ગણી શકાય.]

એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જ્યોત ઘર આખામાં અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાથી મોટી રકમ બનીને રાષ્ટ્રના ઉપયોગી કાર્યોમા મદદરૂપ થાય છે



# નાની બચત

નાનેરા પ્રયાસોનુ મોટેરૂ પરિણામ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

Reg No. G. 153

રામભક્તિ મણિ ઉર બસુ જાકે, દુખ લવલેસ ન સપનેહુ તાકે।
ચતુર શિરોમણિ તેઈ જગ માંહી, જે મણિ લાગી સુજતન કરાહીં॥

રામચંદ્રજીની ભક્તિરૂપી મણિ જેના હૃદયમાં વસે છે, તેને સ્વપ્નમાં પણ જરાયે દુઃખ થતું નથી. આ મણિ માટે જે સારો ઉપાય કરે છે, તે જ આ સંસારમાં ચતુર-શિરોમણિ છે.—રામાયણ



સો મનિ યદપિ જગ અહઈ, રામકૃપા બિનુ નહિં કોઉ લહઈ।
સુગમ ઉપાય પાય બે કેરે, નર હત ભાગ્ય ભટ ભેરે॥

આ મણિ જો કે સંસારમાં પ્રગટ છે, છતાં રામચંદ્રજીની કૃપા વિના તે કોઇને પ્રાપ્ત થતો નથી. તેને પ્રાપ્ત કરવાનો ઉપાય સુગમ છે પણ ભાગ્યહીન પુરુષ તેને ઠોકર મારે છે.—રામાયણ.

# વૈષ્ણવજન

વર્ષ ૮] માર્ચ – ૧૯૭૦ અંક ૧૨]

## અનુક્રમણિકા





સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કેળવણી અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેસકોર્સ રોડ રાજકોટ

વૈષ્ણવજન કાર્યાલય
૨, રામકૃષ્ણનગર રાજકોટ-૨

# ગ્રાહક બંધુઓને

ઘણા ખરા ગ્રાહકોનું લવાજમ એપ્રિલ ૧૯૬૯થી માર્ચ ૧૯૭૦ સુધીનું હતું. આપને બધા મળીને કુલ ૧૨ અંકો મળી ગયા હશે.

નવા વર્ષનું લવાજમ રૂા. ૮ મનીઓર્ડરથી ઉપરને સરનામે એપ્રિલની ૧૦ તારીખ સુધીમાં મોકલી આપશો જેથી અંક મોકલવાનું ચાલુ રાખી શકાય.

વ્યવસ્થાની સરળતા ખાતર મનીઓર્ડરથી લવાજમ મોકલવાનું રાખશો. ૧૦ એપ્રિલ સુધીમાં આપના તરફથી કશો જવાબ નહીં આવે તો આપને વી પી.થી અંક મોકલશું જે સ્વીકારી લેવા વિનંતી છે. ગ્રાહક તરીકે ચાલુ ન રહેવું હોય તો વખતસર જણાવશો જેથી વી. પી. નું ખર્ચ અમારે નાહકનું ભોગવું ન પડે.

આશા રાખું છું આપ ગ્રાહક તરીકે ચાલુ રહી પૂરો સહકાર આપશો.

સંપાદક
વૈષ્ણવજન

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફિસ : અમદાવાદ )

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા.
અમદાવાદ-૯.

સહકાર, ભવન
ઢેબરભાઇ રોડ,
રાજકોટ.

ગુજરાતના ખેડૂતોને જમીન વિકાસના કામ માટે
રૂા. એક અબજ અને ચાર કરોડનું ધીરાણ કરેલ છે.

અત્યાર સુધીમાં કરેલ ધીરાણની વિગત

| | સંખ્યા | કરોડ-લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧,૪૮,૪૩૮ | ૩૩.૩૮ |
| [૨] જૂના કૂવા | ૩૧,૦૯૯ | ૨.૮૪ |
| [૩] ઓઇલએન્જીન ઈલે મોટર્સ | ૧,૩૪,૮૯૦ | ૪૭.૬૪ |
| [૪] ટ્રેક્ટર્સ | ૩,૧૫૩ | ૫.૭૦ |
| [૫] અન્ય | — | ૧૪ ૪૪ |

સભ્ય સંખ્યા : ૭,૩૧,૦૬૮
બેન્કની શાખાઓ : ૧૮૧

મગનભાઈ ર. પટેલ
ઉપપ્રમુખ.

હરિપ્રસાદ હ. ત્રિવેદી
આઇ. એ. એસ. રીટાયર્ડ
મેનેજિંગ ડીરેક્ટર

ઉદયભાણુસિંહજી
યુવરાજસાહેબ ઑફ પોરબંદર,
પ્રમુખ.


સિંધિયા







## કેટલી મોટી સાધના જોઇએ

તે દિવસ મારા મનની હવા ખુશનુમા હતી

મને થઇ આવ્યું, બધાં પુષ્પો મારી દેહની માટીમાંથી ખીલી ઊઠે તો?

મેં પુષ્પોને નિમંત્રણ આપ્યું. પુષ્પો, આવો, મારા દેહની માટીમાં મધુના કોશ છલકાય છે, સૌરભનો સાગર લહેરાય છે તમે મઘમઘી ઊઠો કટુતાને મધુથી છલકાવી દો, વાયુને પરાગથી વિહ્વળ કરી મુકો. શિરીષ, પારિજાત, જૂઈ, સાહેલી–આવો ખીલી ઊગો, મઘમઘી ઊઠો

શિરીષે કહ્યું ગ્રીષ્મની સૂર્યની પ્રખરતા હું સહી શકું, પણ તારા ક્રોધનો તાપ મારાથી શે સહેવાય?

ગુલાબે કહ્યું ઝાકળના બિંદુને ઝીલીને મારી પાંખડી પ્રફુલ્લિત થાય, પણ તારાં આંસુનો ભાર એ શી રીતે ઝીલે?

પારિજાતે કહ્યું વર્ષાની ઝડી મારી નાજુક દાંડીને કશું નહી કરી શકે, પણ તારા આવેશનો ઉત્તાપ તો એને ઊઝરડી મૂકે

જૂઈ–સાહેલી કહે ' અમે તો સૌરભને લૂંટાવી જાણીએ તારા લોભના ચોકી પહેરા નીચે અમે ગૂંગળાઈ જ જઈએ!

કાંટાળો થોર કહે મારા કૂણા કાંટા તારા અભિમાનના કાંટાની તીક્ષ્ણતાને શી રીતે સહી શકે?

મને થયું ફૂલછોડ થવું' એ કંઈ સહેલી વાત નથી, એને માટે ય કેટલી મોટી સાધના જોઈએ!

—સુરેશ જોશી



'આશુતોષ'

## ગાંધીવાદને અમર બનાવો

"ગાંધી શતાબ્દીની ઊજવણી અંગે યુનેસ્કોએ પેરિસ ખાતે આંતરરાષ્ટ્રીય પરિસંવાદની યોજના કરી અને બધા જ સભ્ય દેશોને આ પ્રસંગ ગૌરવભરી રીતે ઉજવવા વિજ્ઞપ્તિ કરી. પરિસંવાદના વિષયે ઘણા પ્રશ્નો જન્માવ્યા અને ઘણી બૌદ્ધિક તર્કસરણી રજૂ થઈ. ચર્ચામાં, આજના યુગમાં ગાંધીજીની કાર્યપદ્ધતિ કેવીક બંધ બેસતી થાય તે વિષે ઠીક ઠીક શંકાઓ રજૂ કરવામાં આવી તો પણ એકંદરે આજના મોટા ભાગના પ્રશ્નોનો ઉકેલ તેમાં રહેલો છે તે વાતનો પણ સ્વીકાર થયો. એટલે મહત્ત્વનો મુદ્દો એ છે કે ગાંધી એક જબરજસ્ત પ્રશ્નાર્થચિન્હ છે અને તેથી જ તેના જીવતા હોવાની આ સાબિતી છે. મૃતાત્મા માટે પ્રશ્નનું અસ્તિત્વ હોતું નથી. આજના યુગમાં, પોતે બંધ બેસતા હોવાનો, ગાંધીજી પડકાર ફેંકી રહ્યા છે અને આજના કુટીલ પ્રશ્નોમાંથી ઘણાનો જવાબ ગાંધી લખાણોમાંથી શોધવો મુશ્કેલ બને છે. મારે માટે તો ગાંધી પ્રશ્નાર્થચિન્હ સમા છે અને રહેશે. આવું જ વલણ આપણે સૌ અખત્યાર કરીએ, તો ગાંધીજીના સંદેશાને જીવંત રાખવામાં ફાળો આપી શકશું. કોઈ નિયમજડ સિદ્ધાંતને વળગી રાખવાની જરૂર નથી. ગાંધીજી સ્થિતિ–સ્થાપક હતા. હમણાં અહીં પ્રદર્શનમાં તેમની અસંખ્ય તસ્વીરો નિહાળી અને મને એક જીવંત પ્રતિભાનું દર્શન થયું. પગવાળીને એ બેસતા નથી–આજે પણ તે આપણી વચ્ચે ચાલી રહ્યા છે. તેમના સિદ્ધાંતોને કોઈ એક અભિપ્રાયવાદમાં જડી લેવાનો પ્રયત્ન કરવો જરૂરી નથી. પેરિસમાં પરિસંવાદમાં જે વિચારધારા રજૂ થઈ તેથી મારી આવી માન્યતાને પુષ્ટિ મળી છે. વળી સભ્ય દેશો પાસે ગાંધી શતાબ્દી ઉજવવામાં યુનેસ્કોના પ્રયાસોને ખૂબ જ સફળતા મળી. સામાન્ય રીતે દરરોજ એના હિસાબે હું સભ્યદેશોને પત્રો લખું છું અને શિષ્ટાચાર શોભે તેવો પ્રત્યુત્તર તેઓ પાઠવતા હોય છે. પણ ગાંધી શતાબ્દી બાબતમાં ભિન્ન ભિન્ન સંસ્કૃતિવાળા દેશોએ ભારે ઉત્સાહ દર્શાવ્યો છે એટલું જ નહિ પણ આજના યુગમાં ગાંધીનું કર્યું કારવ્યું કઈ રીતે પ્રેરણાદાયી થઈ પડે તે મૂલવવાનો હાર્દિક પ્રયત્ન કર્યો છે.

"મને લાગે છે ગાંધી શતાબ્દી ઉત્સવમાં આ ઘટનાની શરૂઆત થઈ છે અને આજે ગાંધીજીના રાહનો આપણે માટે શું અર્થ છે તે તારવવાનું ઉચિત બની રહેશે. વિશ્વભરમાં ઠેકઠેકાણે લોકો ગાંધી વિષે શું વિચારે છે. ચર્ચે છે તે બધી જ સામગ્રી એકઠી કરી, જે બૌદ્ધિક તેમજ આધ્યાત્મિક સંભાર એકઠો થાય તે કરવો રહ્યો. યુનેસ્કો ખાતેના ભારતીય પ્રતિનિધિ મંડળે વિશ્વભરના વર્તુળોનો સંપર્ક સાધવો જોઈએ અને યુનેસ્કો આમાં બનતી મદદ કરશે. જે ફાલ એકઠો થાય તેનું પૃથક્કરણ ગાંધી શાંતિનિધિ જ કરી શકે અને પછી તેને ગ્રંથાકારે જગત સમક્ષ મૂકી શકાય અને આ એક પાયો થયો જેના ઉપર હજી આગળનું ચણતર કરવાને દૃષ્ટિ અને બળ મળી રહેશે. આજે આપણી સમક્ષ એક પડકાર– છે યુવકોના બંડનો. પરંતુ આ પ્રયત્નોમાં પણ આપણે યુવકોનો સહકાર અચૂક જોઈશે. જો યુવકોને ભૂલી જઈશું તો એક પેઢીનો શૂન્યાવકાશ સર્જાશે અને તો પછીની પેઢી માટે વારસામાં કંઈક શાશ્વત મૂકતા જવાનું અશક્ય બની રહેશે. તેથી યુવાનવર્ગ સાથે પણ આ વિષયે વિચારોની આપ-લે કરવી જોઈએ. મૂંગા રહેવા કરતા અથવા નિર્વેદભાવ વલણને બદલે કંઈક કરતા રહેવું સારું છે. બધી જ વાતોમાં ગાંધીનું નામ લાવવું જરૂરી નથી. તેમ તેને નામે પડઘમ વગાડવાની પણ જરૂર નથી. ગાંધીજી કહેતા તે અર્થમાં હવેની પેઢીને ગાંધીવાદનું નવનીત મળતું રહે તે જરૂરી છે નહીંતર આપણા મૃત્યુની સાથે આપણે ગાંધીવાદને ખતમ કરશું."

# વૈષ્ણવજન

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

## કેટલી મોટી સાધના જોઈએ

તે દિવસ મારા મનની હવા ખુશનુમા હતી

મને થઈ આવ્યું, બધાં પુષ્પો મારી દેહની માટીમાંથી ખીલી ઊઠે તો?

મેં પુષ્પોને નિમંત્રણ આપ્યું : પુષ્પો, આવો, મારા દેહની માટીમાં મધુના કોશ છલકાય છે, સૌરભનો સાગર લહેરાય છે. તમે મઘમઘી ઊઠો. કટુતાને મધુથી છલકાવી દો, વાયુને પરાગથી વિહ્વળ કરી મૂકો. શિરીષ, પારિજાત, જૂઈ સાહેલી–આવો ખીલી ઊઠો, મઘમઘી ઊઠો!

શિરીષે કહ્યું : ગ્રીષ્મની સૂર્યની પ્રખરતા હું સહી શકું, પણ તારા ક્રોધનો તાપ મારાથી શે સહેવાય?

ગુલાબે કહ્યું : ઝાકળના બિંદુને ઝીલીને મારી પાંખડી પ્રફુલ્લિત થાય, પણ તારાં આંસુના ભાર એ શી રીતે ઝીલે?

પારિજાતે કહ્યું : વર્ષાની ઝડી મારી નાજુક દાંડીને કશું નહીં કરી શકે, પણ તારા આવેશનો ઉત્તાપ તો એને ઊઝરડી મૂકે.

જૂઈ–સાહેલી કહે : અમે તો સૌરભને લૂંટાવી જાણીએ. તારા લોભના ચોકી પહેરા નીચે અમે ગૂંગળાઈ જ જઈએ!

કાગજો થોર કહે : મારા કૂણા કાંટા તારા અભિમાનના કાંટાની તીક્ષ્ણતાને શી રીતે સહી શકે?

મને થયું : ફૂલછોડ થવું એ કંઈ સહેલી વાત નથી. એને માટે ય કેટલી મોટી સાધના જોઈએ!

—સુરેશ જોશી



'આશુતોષ'

## ગાંધીવાદને અમર બનાવો

"ગાંધી શતાબ્દીની ઊજવણી અંગે યુનેસ્કોએ પેરિસ ખાતે આંતરરાષ્ટ્રીય પરિસંવાદની યોજના કરી અને બધા જ સભ્ય દેશોને આ પ્રસંગ ગૌરવભરી રીતે ઉજવવા વિજ્ઞપ્તિ કરી પરિસંવાદના વિષયે ઘણા પ્રશ્નો જન્માવ્યા અને ઘણી બૌદ્ધિક તર્કસરણી રજૂ થઈ. ચર્ચામાં, આજના યુગમાં ગાંધીજીની કાર્યપદ્ધતિ કેવીક બંધ બેસતી થાય તે વિષે ઠીક ઠીક શંકાઓ રજૂ કરવામાં આવી તો પણ એકંદરે આજના મોટા ભાગના પ્રશ્નોનો ઉકેલ તેમાં રહેલો છે તે વાતનો પણ સ્વીકાર થયો. એટલે મહત્ત્વનો મુદ્દો એ છે કે ગાંધી એક જબરજસ્ત પ્રશ્નાર્થચિન્હ છે અને તેથી જ તેના જીવતા હોવાની આ સાબિતી છે. મૃતાત્મા માટે પ્રશ્નનું અસ્તિત્વ હોતું નથી. આજના યુગમાં, પોતે બંધ બેસતા હોવાનો, ગાંધીજી પડકાર ફેંકી રહ્યા છે અને આજના કુટીબંધ પ્રશ્નોમાંથી ઘણાનો જવાબ ગાંધી લખાણોમાંથી શોધવો મુશ્કેલ બને છે. મારે માટે તો ગાંધી પ્રશ્નાર્થચિન્હ સમા છે અને રહેશે. આવું જ વલણ આપણે સૌ અખત્યાર કરીએ, તો ગાંધીજીના સંદેશાને જીવંત રાખવામાં ફાળો આપી શકશું. કોઈ નિયમજડ સિદ્ધાંતને વળગી રાખવાની જરૂર નથી. ગાંધીજી સ્થિતિ–સ્થાપક હતા. હમણાં અહીં પ્રદર્શનમાં તેમની અસંખ્ય તસ્વીરો નિહાળી અને મને એક જીવંત પ્રતિભાનું દર્શન થયું. પગવાળીને એ બેસતા નથી—આજે પણ તે આપણી વચ્ચે ચાલી રહ્યા છે તેમના સિદ્ધાંતોને કોઈ એક બંધિયાર વાદમાં જડી લેવાનો પ્રયત્ન કરવો જરૂરી નથી પેરિસમાં પરિસંવાદમાં જે વિચારધારા રજૂ થઈ તેથી મારી આવી માન્યતાને પુષ્ટિ મળી છે. વળી સભ્ય દેશો પાસે ગાંધી શતાબ્દી ઉજવવામાં યુનેસ્કોના પ્રયાસોને ખૂબ જ સફળતા મળી સામાન્ય રીતે દરરોજ એના હિસાબે હું સભ્યદેશોને પત્રો લખું છું અને શિષ્ટાચાર શોભે તેવો પ્રત્યુત્તર તેઓ પાઠવતા હોય છે. પણ ગાંધી શતાબ્દી બાબતમાં ભિન્ન ભિન્ન સંસ્કૃતિવાળા દેશોએ ભારે ઉત્સાહ દર્શાવ્યો છે એટલું જ નહિ પણ આજના યુગમાં ગાંધીનું કર્યું કારવ્યું કઈ રીતે પ્રેરણાદાયી થઈ પડે તે મૂલવવાનો હાર્દિક પ્રયત્ન કર્યો છે.

"મને લાગે છે ગાંધી શતાબ્દી ઉત્સવમાં આ ઘટનાની શરૂઆત થઈ છે અને આજે ગાંધીજીના સાદનો આપણે માટે શું અર્થ છે તે તારવવાનું ઉચિત બની રહેશે. વિશ્વભરમાં ઠેકઠેકાણે લોકો ગાંધી વિષે શું વિચારે છે. ચર્ચે છે તે બધી જ સામગ્રી એકઠી કરી, જે બૌદ્ધિક તેમજ આધ્યાત્મિક સંભાર એકઠો થાય તે કરવો રહ્યો. યુનેસ્કો ખાતેના ભારતીય પ્રતિનિધિ મંડળે વિશ્વભરના વર્તુળોનો સંપર્ક સાધવો જોઈએ અને યુનેસ્કો આમાં બનતી મદદ કરશે. જે ફાલ એકઠો થાય તેનું પૃથક્કરણ ગાંધી શાંતિનિધિ જ કરી શકે અને પછી તેને ગ્રંથાકારે જગત સમક્ષ મૂકી શકાય અને આ એક પાયો થયો જેના ઉપર હજી આગળનું ચણતર કરવાને દૃષ્ટિ અને બળ મળી રહેશે આજે આપણી સમક્ષ એક પડકાર– છે યુવકોના બંડનો. પરંતુ આ પ્રયત્નોમાં પણ આપણે યુવકોનો સહકાર અચૂક જોઈશે. જો યુવકોને ભૂલી જઈશું તો એક પેઢીનો શૂન્યાવકાશ સર્જાશે અને તો પછીની પેઢી માટે વારસામાં કાંઈક શાશ્વત મૂકતા જવાનું અશક્ય બની રહેશે તેથી યુવાનવર્ગ સાથે પણ આ વિષયે વિચારોની આપલે કરવી જોઈએ. મૂંગા રહેવા કરતા અથવા નિષેધાત્મક વલણને બદલે કાંઈક કરતા રહેવું સારું છે. બધી જ વાતોમાં ગાંધીનું નામ લાવવું જરૂરી નથી. તેમ તેને નામે ધડધમ વગાડવાની પણ જરૂર નથી. ગાંધીજી કહેતા તે અર્થમાં હવેની પેઢીને ગાંધીવાદનું નવનીત મળતું રહે તે જરૂરી છે. નહીંતર આપણા મૃત્યુની સાથે આપણે ગાંધીવાદને ખતમ કર્યું"

આ શબ્દો છે યુનેસ્કોના વડા નિયામક નિ. રેનુ મેહુએ દિલ્હીમાં ગાંધી શાંતિનિધિ અન્વયે ૧૧ નવેમ્બરે ઉચ્ચારેલા વક્તવ્યમાંથી ગાંધીજીને અજરઅમર બનાવવા તેમણે કરેલું સૂચન કેટલું વ્યવહારૂ, સચોટ અને તાર્કિક છે? તેનાથી વિરુદ્ધ આપણે આ શતાબ્દી વર્ષમાં ગાંધીના નામને એટલું સસ્તુ બનાવી દીધુ કે ઘરઆંગણે તો ગાંધીવાદનો શતમુખ વિનિપાતના હાથા આપણે જ બન્યા!

બર્ટ્રાન્ડ રસેલ

જો બે વર્ષ વધુ જીવ્યા હોત તો બર્ટ્રાન્ડ રસેલે જીવનની એક સદી પૂરી કરી કહેવાત આજથી ૫૦ વર્ષ પહેલા તેઓ અખબારાના પાને મૃત્યુ પામ્યા હતા અને તેમની અવસાન નોંધ પ્રગટ થઈ હતી પણ આ સરતચૂકથી બનવા પામ્યુ હતુ રસેલ ગણિતશાસ્ત્રી હતા, ફિલસૂફ હતા, સમાજ સુધારક અને વિચારક હતા માનવ જાતની આવતી કાલની તેમને બહુ ચિંતા હતી જૂની ઘરેડની ચીલાચાલુ નીતિરીતિના તેઓ વિરોધી હતા સમાજને લગતી ઘણી બાબતોમાં તેમના વિચારો ક્રાંતિકારી હતા તેમના પ્રવચનોએ અમેરિકા તેમજ બ્રિટનમાં ભારે ઊહાપોહ જગાવ્યો હતો અને તેમને ઘણુ સહન કરવુ પડયુ હતુ રાજકારણ, શિક્ષણ, વિજ્ઞાન ધર્મ, લગ્ન, નીતિ એમ દરેક વિષય ઉપર તેમનો કાબૂ અદ્ભુત હોવાથી એમ મૌલિક વિચારધારા તેઓ જગતને આપી શક્યા હતા એક બુદ્ધિવાદી અલગારી તરીકે તેમણે આડેધડ પ્રહારો કરવામાં પાછું વાળીને જોયું નથી અણુયુદ્ધની ભયંકર શક્યતાને તેમણે પારખી લીધી હતી અને અણુશસ્ત્રો ઉત્પાદન કરતા અને સંગ્રહ કરતા રાષ્ટ્રો સામે તેમણે ઝુંબેશ ઉપાડી હતી વિયેટનામના યુદ્ધ માટે તેઓ અમેરિકાને દોષિત ગણતા હતા અને વિશ્વભરમાં જનમતને અમેરિકા સામે જગવવા ચળવળ ઉપાડી હતી તેમણે લોક અદાલત સ્થાપી અમેરિકાની યુદ્ધખોર વ્યક્તિઓને સજા પણ ફરમાવી હતી વિશ્વના દરેક ભાગમાં તેમના લાખો પ્રશંસકો અને અનુયાયીઓ હતા તેમનો ધર્મ વિશ્વના દરેક માનવ માટે હતો અને માનવતા ખાતર ઝઝુમવાનું તેમણે પસંદ કર્યું હતું. સંભવ છે કે તેમના રોષના જેઓ ભોગ બન્યા તેઓ તેમને પાગલ પણ માને વિયેટનામી યુદ્ધ અંગેના તેમના ઉચ્ચારણોને અમેરિકાએ ગાંડપણની નિશાની ગણી હોય તે સ્વાભાવિક છે. પણ એ ગાંડપણમાંથી જ નિક્સન સાહેબને હવે શાણપણ લાધ્યું છે. વીસમી સદીના જે અમર પુરુષો થઈ ગયા તેમાં માનવતાના મોભી તરીકે લોર્ડ રસેલ અજરઅમર રહેશે

ચંપી-દિલ, દિમાગ, ખિસ્સાની!

ચોપાટીના દરિયા કિનારા ઉપર જેમ ભેળપુરી વાળાની એક દુનિયા વસી ગઈ છે. તેમ ચંપી કરવાવાળાઓની પણ એક જમાત વસે છે આમ જોઇએ તો પરિશ્રમ કરીને પૈસા રળવાનો આ ધંધો છે. અને તેમાં બે ચાર જાતની તેલની શીશીઓ સિવાય મૂડીરોકાણ કે ઘરાકને આકર્ષવા અન્ય ઠઠેરાની જરૂર પડતી નથી. થકેલા, હારેલા, હાંફેલા, દિવસભરના પરિશ્રમથી નખાઈ ગયેલા અનેક લોકો ચોપાટીના દરિયા કિનારે રેતીમાં 'ચંપી'નો લાભ લેતા હોય છે. તેલનું માલિશ કેમ કરવું તે પણ એક કલા છે દા તરીકે માથામાં તેલનું માલિશ કરતી વખતે, ગરદનને એવી રીતે આંચકા મારવામાં આવે અથવા માથામાં ટાપલીઓ મારવામાં આવે કે તેનાથી 'બ્રેઇન હેમરેજ' ન થતાં લોહીના પરિભ્રમણથી વિશેષ તાઝગી મળે! તેવી જ રીતે, હાથની, પગની, વાંસાની ચંપી કરનારાઓ ઘરાકને શારીરિક લાભ કરી આપે છે, પણ તાજેતરમાં દેશભરના લોકોની જેમ આ 'ચંપીવાળાઓ' શ્રમ જાગૃતિની અસર નીચે આવી ગયા છે અને ચંપી કરવા ઉપરાંત ઘરાકનું ખિસ્સુ હળવું કરવાનો કસબ અજમાવતા શીખ્યા છે છાપાવાળાઓ આને 'લૂટ' શબ્દ કહી સમાજવાદનું ગૌરવ ઘટાડે છે કોઇ એકલદોકલ ઘરાક પાસેથી ચંપીવાળો ખિસ્સુ હળવું કરી ચાલ્યો જાય તો આખી વાતના સંદર્ભમાં તેને જોવી જોઇએ ઘરાકના પંચમહાભૂતના બનેલા દેહનો થાક હરી લેવા તે પરિશ્રમ કરે છે, ઘરાકના દિલ અને દિમાગને તર-બતર કરી, ખિસ્સાને હળવુ ફૂલ બનાવે તેમાં અંતરાત્માના અવાજ સિવાય

બીજી શી પ્રેરણા હોઇ શકે ? ઉત્પાદન વધારવા, આવક વધારવા નવા કસબ અજમાવવા જોઈએ એમ વિદ્વાનો કહે છે પછી ચ પીવાળાઓનો શો વાંક ?

## બયાફ્રાનો બોધપાઠ

નાઇજીરિયાના આંતરવિગ્રહનો કરુણ અંજામ આવ્યો. ઈબો જાતિના તારણહાર ઓજુકવુને દેશ બહાર જવું પડયુ છે જનરલ ગોવોને એવો વ્યૂહ ગોઠવ્યો હતો કે બાયફ્રા સતત સંકોચાતા જતા પ્રદેશમાં ભૂખથી જ નાશ પામે. ત્યાંની બહાદુર અને સ્વમાની પ્રજાએ વનસ્પતિના મૂળિયાં, પાંદડા, પતંગિયા, કીડા, ઉંદર, કાચીંડા ઇત્યાદિ ખાઈને પણ લડત ચાલુ રાખી તેમના આ મિજાજની જનરલ ગોવોનને ખબર છે એટલે જ તેણે પરાજીતોનું દિલ જીતી લેવા ઉદાર વાતો મૂકી છે. અહીં પણ મહારાજ્યોની રમત કામ કરી ગઈ છે બ્રિટન અને રશિયા બન્નેને ગોવોનની જીતમા રસ હતો. માત્ર ફ્રાન્સને બિઆફ્રા તરફ સહાનુભૂતિ હતી આ લોકો ખ્રિસ્તીપંથી હોવાથી પોપને પણ તેમના પ્રત્યે હમદર્દી હતી અમેરિકાએ કોઈનો પક્ષ લેવા માટે ઇતેજારી બતાવી ન હતી આંતરિક મામલો હોવાથી દુનિયાના ઘણાખરા દેશો, બાયાફ્રા પ્રત્યે સહાનુભૂતિ હોવા છતાં, તેને વ્યક્ત કરવામાં અચકાતા હતા સત્યનો જ વિજય થાય છે એવું હમેશાં નથી બનતું બિચારા બિયાફ્રાનો ! તેઓ એવું માનતા હતા કે સત્ય તેમના પક્ષે છે અને તેથી વિજયી નીવડશે દુનિયા તેમને મદદ કરશે એવી છૂપી લાખો નિરાશા વચ્ચે એક અમર આશા બાંધીને તેઓ લડતા હતા પરાજયની ક્ષણે તેમની સ્થિતિ અતિ કરુણ બની. ખાવાના સાંસા, શરીરમાં શક્તિ નહિ, પડ હાલે નહિ—જ્યાં નાઇજીરિયના સૈનિકોની નજર પડે ત્યાં પહોંચવા દૂર દૂર જંગલ ને ઝાડીઓમા, પર્વત અને ખીણોમા પડાવ નાખીને, કૂતરાના મોતે મરવાનું જ પસંદ કરવાનું તેમને માથે આવ્યું બિયાફ્રાનો બોધપાઠ એ છે કે ઇઝરાઇલની પેઠે બેશરમ અને આક્રમક બનતા જે નહી શીખે તેણે છેવટે પસ્તાવું પડશે.

## શ્વાનાધિપત્ય

ભારતીય સંસ્કૃતિ નવાં શિખરો સર કરી રહી છે તેની એંધાણી મળવી શરૂ થઈ ચૂકી છે. મુંબઇથી મળતા સમાચાર રોમાંચક છે, નવીન છે અને આવતીકાલ માટે સૂચક છે શહેરીજનોની સભ્યતા અને રીતભાત એવા પ્રકારની બનતી જાય છે કે ટ્રેઇનની ખાલી 'રેક' પ્લેટફોર્મ પર આવે ત્યારે શિસ્તનો ભંગ કરી તેમાં ઘૂસી જઇ બર્થ પચાવી પાડનારને હવે તાલીમ કૂતરાઓનો સામનો કરવો પડશે. વેસ્ટર્ન રેલ્વે બોમ્બે સેન્ટ્રલ ઉપર ડબ્બે ડબ્બે રખેવાળો સાથે આવા કૂતરાઓ રાખશે જે પેસેન્જરોને અગાઉથી ડબ્બામા ચડવા નહિ દે એનો અર્થ એટલો જ થયો કે મુંબઈ–કલકત્તા કે દિલ્હી જેવાં શહેરમાં રૂબરૂ સંનાજે શ્વાનસંસ્કૃતિ શીખવી ! બીજા શબ્દોમાં કહીએ તો મુકમ્મીન આઝદી પછી બે દાયકે પણ કૂતરાના 'ડસણ ખાધા સિવાય આપણે સીધી રીતે વર્તી શકતા નથી, શાસન બિચારૂ થઇ પડે છે. કાયદાનું રાજ્ય ચાલતુ નથી–કાયદાને કોઇ માન આપતુ નથી એ લે મૂળ પશુની પાય રીએ ગયા વિના જાણે કે ઉદ્ધાર નથી પણ હૂ રા ઓની જરૂર ગુનેગારો પકડવામા હવે ડેકડેકાણે ર - વાની એટલે એક બીજુ સૂચન કરવાની લાલચ રોકાતી નથી. શ્વાનને ઠેકાણે ગર્દભરાજનો ઉપયોગ કર્યો હોય તો ? ગધેડાનો કયાં આપણે ત્યાં દુકાળ છે ? તેમને એવી તાલીમ આપવી જોઇએ કે જ્યા સુધી ટ્રેઇન પ્લેટફોર્મમા ઊભી ન રહે ત્યાં સુધી જે કોઈ દાખલ થાય તેને લાત મારે ! ગુજરાતમા કચ્છમાં ગધેડાની વસતી ઠીક ઠીક છે એટલે અમદાવાદ સ્ટેશને આ પ્રયોગ માટે ગર્દભોને તાલીમ આપવાની તજવીજ સત્વરે હાથ ધરવી જોઇએ !

## અન્યદેશોનું જાપાન

હીરોશીમા અને નાગાસાકી ઉપર એટમ બોમ્બ ઝીંકવાને પાંત્રીસ જેટલો ગાળો વીતી ગયો છે, પરાજય પામેલા જાપાનમાં અમેરિકાનું આધિપત્ય હજુ સુધી જળવાઇ રહ્યુ છે. પણ એ દિવસો દૂર નથી કે, જેમ વિયેટનામમા તેમ અમેરિકામાં આ લાગવગ પાછી ખેંચી લેવામાં આવે. હજુ હમણાં

જ જપાને તરતો મૂકી દીધીને, એશિયાભરમાં પ્રથમ માન, અવકાશ સંશોધન ક્ષેત્રે મેળવી ગયું છે. તેનો ઔદ્યોગિક વિકાસ ૧૯ટકાની ગતિએ વૃદ્ધિ પામી રહ્યો છે; મોટરગાડીના ઉત્પાદનમાં પશ્ચિમ જર્મનીથી આગળ વધી, અમેરિકા પછીનું બીજું સ્થાન તેણે મેળવી લીધું છે. ખાસ કરીને જહાજો બાંધવામાં તેના અદ્વીતીય સ્થાનને પડકાર આપવાનું અત્યારે જગતના બીજા કોઈ રાજ્ય માટે શક્ય નથી. અત્યારે જુદા જુદા ૬૦ દેશોને એક અબજ ડૉલરની કિંમતના જહાજો જાપાન પૂરાં પાડે છે, જે જાપાનની નિકાસનો માત્ર દસમો ભાગ થાય છે. જાપાન પાસે પોણા બે કરોડ ટન શક્તિનો વેપારી જહાજ કાફલો છે જેના મારફત દુનિયાના બીજા દેશોમાંથી તે કાચી ધાતુ, બળતણ ઈત્યાદિ મેળવે છે અને તેમના જ ગળામાં પાછું પરોવે છે. જાપાન બહુ જ નાજુક સ્થિતિ વચ્ચે જીવે છે. પ્રથમ તેણે આયાત કરવી જ જોઈએ અને તો જ તે નિકાસ કરી શકે. સમુદ્રમાં તરતા જહાજો ઉપર તેનું અર્થશાસ્ત્ર નભે છે. એટલા માટે દુનિયામાં તંદુરસ્ત રાજકીય વાતાવરણ અને જહાજોની મુક્ત અવરજવર તેને માટે બહુ આવશ્યક છે ખાસ કરીને અગ્નિએશિયા તેમજ ચીન અને રશિયા સાથેના દરિયાઈ જોડાણમાં સર્વત્ર આંતરરાષ્ટ્રીય સ્થિરતા તેને માટે અનિવાર્ય છે. તેની સૌથી મોટી ભૂખ કાચુ પોલાદ અને અન્ય ધાતુઓની છે. ઉપરાંત તેલ, બળતણ, કોલસો બધું જ બહારથી લાવવું પડે છે અને તેથી આ લાવીને પણ તે પોતાના ગંજાવર ઉદ્યોગો ટકાવી રાખવા, પસીનો નીતરી જાય તેટલો પરિશ્રમ ત્યાંનો પ્રત્યેક માનવી કરે છે.

અમેરિકા, જર્મની જેવા સમર્થ હરીફો સામે જાપાન બાથ ભીડે છે. એ રાષ્ટ્રોને તો ઘર આંગણે બધું મળી રહે છે વળી દરિયાઈ જીવાદોરી જેવો માથે લટકતી તલવાર જેવો કોઈ પ્રશ્ન તેમને નડતો નથી. વિશ્વશાંતિ જાપાન માટે બહુ જરૂરી છે મધ્ય પૂર્વમાંથી આવતો તેલનો પુરવઠો આ ઔદ્યોગિક રાષ્ટ્રના પ્રાણસમો છે, અને જાપાને નવ કરોડ ડોલરની મૂડી તેમાં રોકી છે અલ્જિરિયા તેમજ સઉ-રાના રણમાં તેલ સંશોધનના કાર્યમાં અમેરિકા, રશિયા સાથે ફ્રાન્સ પણ હરીફાઈ કરી રહ્યું છે. જાપાનની આ બધી આયાતો, દરરોજના સેંકડોના હિસાબે જહાજોમાં, સિંગાપુર અને સુમાત્રા વચ્ચેની મલક્કાની દરિયાઈ પટીમાં થઈને પસાર થાય છે. પોતાના વ્યાપારી કાફલા માટે મુક્ત દરિયાઈ જળમાર્ગ જાપાનના અસ્તિત્વ માટે પ્રથમ જરૂરિયાત છે અને આવી તૈયારી તેણે કરી જ લીધી હોય. હિંદી મહાસાગરની સ્થિરતા વિષે આપણા કરતાં જાપાને વધુ વિચાર કર્યો હશે. તેને કેટલીક છૂટછાટો આપવાનું અમેરિકા માટે પણ અનિવાર્ય હશે. જાપાન પાસે અત્યારે એક હજાર વિમાનો છે જે એફ. ૧૦૪ અને એફ. ૮૬ પ્રકારનાં છે. ભવિષ્ય માટે તે 'ફેન્ટમ' વિમાનો સ્વરક્ષણ તેમજ આક્રમણ માટે બનાવવા ધારે છે. તાજેતરમાં સાઈબિરિયન પ્રદેશના વિકાસ માટે જાપાનની મદદ લેવાનું સોવિયેટ રશિયા પણ વિચારી રહ્યું.

આ બધી વાત એટલા માટે કરી કે– એકાદ તારાપુર વીજળી અણુમથક અથવા વિશાખાપટ્ટમમાં બનેલા એકાદ વ્યાપારી જહાજથી આપણે હર્ષપુલકિત બનીએ છીએ, ઉપર કહી તેવી કોઈ મુશ્કેલી આપણે ત્યાં નથી. સદ્‌ભાગ્યે ખનીજ ધાતુઓ, કોલસો તેલ, પોલાદ બધુ જ ઘર આંગણે મળે છે. દરિયાઈ માર્ગ ઉપર એટલા અવલંબિત નથી. ત્યારે જાપાન જેટલા જ ૨૨ વર્ષના ગાળામાં આપણે શું કર્યું? હા, આપણે ચોક્કસ શુભ શરૂઆત કરી અને આશાસ્પદ ભાવિની એંધાણી આપી; કેટલીક સિદ્ધિઓ પણ મેળવી પણ આજે? જાણે સ્વપ્ન છિન્નભિન્ન થઈ રહ્યું હોય તેવું નિરાશાજનક ચિત્ર ઊપસી રહ્યું છે!

વસંત, યૌવન અને નૃત્ય

વસંતના આગમનને વધાવવા સાંસ્કૃતિક કાર્યક્રમો પ્રત્યે સ્થળ સમાજની રુચિ જાગી છે તે આનંદની વાત છે આ વર્ષે ગુજરાતમાં તેમજ સૌરાષ્ટ્રમાં રાજકોટ–પોરબંદર જેવા શહેરોમાં નૃત્ય, સંગીત, નાટિકા ઇત્યાદિ મનોરંજન કાર્યક્રમો ગોઠવાયા તે ઘણું જ યોગ્ય ગણાય હોળીના ફાગ બોલ-



[અનુ૦ પૃષ્ઠ ૫૬૫

# આ ગાંધી માત્માનું રાજ !

હેવેન્દ્રકુમાર કા. પંડિત

ભત્રીજા પાસે ગાડુ જોડાવી નાથી જ્યારે બે ગાઉ છેટેના ગામના દવાખાને નાના કરસનને લઇ જવા નીકળી ત્યારે આડોશીપાડોશી બૈરા ઘણા ભેળા થઈ ગયાં ને કહેવા લાગ્યાં

'ઠીક કર્યું માડી, દવાખાને લઇ જાઓ છો ઇ'

'ન્યા તો ગ્યા ભેળા જ રોગ નખમાંય નઇ ર.'

'સરકારે દવાખાના બાંધ્યા છે'

'માતાજી કરસનને હેમખેમ રાખે'

'તે, હે નાથી આમ થઇ કેમ કરતાં ગ્યુ ?'

'કાલ્ય ખેતરમા સાંતી હાંકવા ગ્યો'તો વખતી ભાભી, ન્યાં મે માથે પડયો આખે મારગે પલળતો આવ્યો'

'જો કરી છે'

'ને આવીને ખાટલામાં સૂતો ઇ સૂતો, ભાગી ફૂટે એવો તાવ ભરાણો'

'પછી ?'

'પછી શું ! ખેળ ને બાજરાના લોટનું ગધા રણ કર્યું, આકડાના પાનનો શેક કર્યો, તોય ફેર નો પડયો'

'અરરર માડી !'

'આજ તો આખી રાત લવતો'તો તી માગી લાકુને કીધુ કાલ્ય દવાખાને તેડી જાઉ'

'આનો બાપ બેઠો હોત તો કરસનને કાંઈ આવુ થાત ?'

'હા બાઇ, કરસનને નાનો મૂકી બિચારો પાછો થ્યો, ઇ તો નાથી વડ ભાયડા જેવી, તે ખેડ ઊભી રાખી'

ત્યાં ગાડુ તૈયાર થઇ ગયુ હતુ ગાડામાં નીચે ખડ નાખી ઉપર ગદલુ પાથર્યું ને બે જણાએ બે હાથના આંકડિયા ભીડી તે પર કરસનને બેસાડી, ઉપાડી ગાડામાં સુવડાવ્યો, ને માથે ઓઢાડી દીધુ.

કરસન લવતો હતો ન્યુમોનિયા થઇ ચૂક્યો હતો પણ નાથીના ને સૌના હૃદયમા ડાગતરખાનાનો ભરપૂર વિશ્વાસ હતો

બે માસાનો માર્ગ કાપતુ ગાડું દવાખાનાવાળા ગામે આવ્યું ને દવાખાનાની સામે છૂટયું

દવાખાનાંઓ બધા જિલ્લા લોકલ બોર્ડ સચાલિત આયુર્વેદ દવાખાના હતાં

દવાખાનાનું સ્થળ ભાગ્યે જ શોધવુ પડે છે

*'જિલ્લા લોકલ બોર્ડ સચાલિત દવાખાનું'* શીર્ષક કાળા પાટિયા પર લખેલ ધોળા અક્ષરોના બોર્ડવાળા બારણામાંથી રોતાં છોકરાઓ બહાર આવતાં હતા એ મોટી એંધાણીએ નાથી પણ દવાખાનાની અદર જઈ ચૂડીઓ વગરના હાથથી સહેજ આવતી જતી લાજ કાઢી બોલી

'હાબ્ય !'

એક વાઘરીના રોતા છોકરાને ધમકાવી હાથમાંના સુદર્શન ચૂર્ણના પડીકાનો ઘા કરતા પોલીસખાતાના અમલદારની અદાથી વૈદ બોલ્યા

'શુ છે બાઈ ?'

'આ મારો છોકરો માંદો છે'

'ક્યાં છે ?'

'ઓ રિયો ગાડામાં'

'તે આંઇ લાવવો જોઇએ ને ?'

'પણ સાબ્ય ઇ હાલી શકે એવો નથી.'

'અમે તેડવા જાઇ કાં !'

'ના રે સાબ્ય એમ કે'વાય ? લ્યો હું ઇ ગાડી ઉપાડી લઈ આવુ'

કડી બાઇ ગાડા પાસે ગઈ તો કરસન તાવમાં કહુસતો હતો.

'ગગા !'

કરશન ભાનમાં ન હતો.

નાથીએ ફરી સાદ દીધો :

'ગગા જરાક ડાગતર કને આવીશ ?'

છતાંય જ્યારે કરસનિયે આંખોય ન ઉઘાડી એટલે દવનું માતૃત્વ પાછું 'ડાગતરસાબ' પાસે વિનતી માટે ગયું.

'કાં બાઇ ?'

'ઈ તો સાબ હાલી શકતો નથી. જરાક ગાડે પધારોને'

'આવા ને આવા હાલ્યા આવે છે કોઇ સમજતા નથી હશે બહુ માંદા ને ગાડામાં નાખી તેડી આવ્યા– ક્યાં છે?'

'ઓ ગાડું રિયું કને જ સાબ્ય.'

ને ભારે રહેમ કરી સાહેબ દવાખાનાથી પાંચ જ ડગલા દૂર ગાડા પાસે આવ્યા

આવીને જોયું તો કરસનને શરદીનો સખત તાવ હતો.

'આને તો સખત તાવ છે ન્યુમોનિયા છે.

નાથીને રોગના પ્રકારની સમજ નહોતી.

'હશે સાબ, તમને ખબર પડે, હવે તો તમે જ એના ભગવાન!'

પૈસા વગરના દાસા ભગવાન થવું વૈદને પસંદ ન હતું.

'હાનો દવા લઇ જાઓ.'

કરશનિયાના ડિલ ઉપર પાછું માથા સુધી ફાળિયું ઓઢાડી નાથી દવાખાનામાં આવી.

'આ લ્યો આ પાજો ઊના પાણીમાં!'

પડીકા હાથમાં લેતા નાથી બોલી,

'એ ભલે બાપા.'

'ને કાંઇ ખાવાપાવા દેશો મા.'

'બઉ હારું, પણ મટી જાશે ને?

આ સવાલ પછી વૈદે પટાવાળા સામે જોયું. રોજની આવી ક્રિયાથી ટેવાયેલા પટાવાળાએ નાથીને કહ્યું :

'બાઇ એમ કાંઇ આવાં પડીકાંથી આવો તાવ ઊતરતો હશે ?'

'તયે ?'

'ઈ તો નાણાં ખરચવાં પડે નાણાં.'

'પણ આ તો સરકારનું–ગાંધી મહાત્માનું દવાખાનું છે ને!'

'આ તો દેશી દવાખાનું છે દેશી આઇ વિલાયતી દવાનું નામ ન મળે. ને વિલાયતી દવા ને ઇન્જેક્શન વગર કાંઈ વળે?'

નાથીએ ઘૂમટો હાથથી તાણી વધુ મોટો કરી અંદર મોંને સાવ છુપાવી દીધું

શાથી? આ પટાવાળાના સવાલનો જવાબ આપવા. મોં પર ગરીબાઇની–વેદનાની રેખાઓ પ્રગટે તે કોઇ જોઇ ન જાય માટે.

'સરકાર અંજેકશન નથી રાખતી?'

'ના રે બેન, આંહી તો આ સુદર્શન ચૂર્ણ, હિંગાષ્ટક ને એવું હોય. બાકી તો બધાય ડાગતર પાસે ઘરની દવા કરાવે છે વાણિયા, લુવાણા, બામણ તમામે તમામ.'

'એટલે ?'

'ડાગતરસાહેબ ઘરે વિલાયતી દવાઉં ને બધું ય રાખે છે, તાત્કાલિક રોગ મટી જાય.'

'તઇ એ મારે કેમ કરવું ?'

'તમને રુચે એમ બાઇ, આ તો મેં તમને તમારા ભલા હાટુ વાત કરી.'

'ડાગતરસાબ તો બહુ ના પૈસા લેતા હશે'

'પૈસા તો લિયે જ ને, મફત કાંઇ થોડી જ દવા દ્યે!'

'તો મારે ય પૈસા આપવા પડે ને?

'થાય એટલા દેવા પડે પૈસા નહિ ખરચો તો દર્દને આરામ થઈ રિયો. દર્દ ઘેરાઈ ગ્યો છે'

ને આ છેલ્લું વાક્ય જનેતાના હૃદય પર શારડી ફેરવી ગયું.

'કેટલાક બેહશે !'

'કેટલાક બેહી બેહીને બેહે, વીહપચી રૂપિયા.'

પચીસ રૂપિયા ! નાથીની આંખ સામે આ ગંજાવર રકમનો આંકડો મોટો થઈ ત્રિભુવનને જાણે છાઇ રહ્યો.

'પચીસ રૂપિયા ! આજ સાડલોય બે વરસ થીયાં એક ને એક હાકુ છુ, વીસ વીઘા જમીનની ઊપજમાંથી લૂગડું લેવાનાય પૈસા બચતા નથી. કરસનિયાને 'સાચા મહ દેવ'ના મેળે જાવું તું તે દી તે એક રૂપિયા સાટુ રોયો' તો, તો ય રૂપિયો નહોતો બન્યો

'પચીસ રૂપિયા તો ઠીક, આપી દીયે, પણ એ કાઢવા કયાંથી ? ઘેરેવ કયાં હતા ? ભોર પાગીનો ગોરો ને બેર્યાં મૂકાતા તે મૂકવા સુતારને ત્યાંથી પચીસ રૂપિયાનું લાકડાનું પાયિયારુ લીધુ છે, એના પૈસાય પૂરા બે વરહ થયા હજુ દેવાણાં નથી '

ત્યાં મગજમાં પટાવાળાના પેલા શબ્દો બોલ્યા 'તો દર્દીને આરામ થઇ રિયો.'

હાય રે, કરસનને કાંઈ થાય તો ! એના પર રડાપો ગાળવો છે. 'રાંડીરાંડ' તરીકેનો જનમારો કાઢવો છે.

'હે ભાઈ ડાગતરસાબ, પૈસા ખમે ખરા ?'

'ના, ના આ કયાં હાટ છે ?'

'આ મોસમમાં દઈ વાળીશ.'

'ઇ નો બને બાઇ, ઈ નો બને બાકી કાંઇક કાવડિયાનો જોગ કરો તો ડાગતર હમણા ઈંજેકશન દઈ દે ને તમારો છોકરો દાંત કાઢતો ઘરે વયો જાય '

'અહાહાહા મારો કાસન દાંત કાઢતો ઘરે વયો જાય, તો તો પછી પચી રૂપિયાની શી વિસાત છે!'

પણ હાય રે, રૂપિયા પચીસ અહીં પારકે પાધર કાઢવા કયાંથી ?

કરસન દાંત કાઢતો થઇ જાય એ શુભ પળ જોવાની અધીરતા માતૃહૃદય ખમી ન શક્યું.

નાથી ઊઠી કરસનના ગાડા પાસે જઇ કરસનની કેડે બાંધેલ ચાંદીનો કંદોરો છોડયો.

પછી એને સોડિયામાં લપેટી દવાખાને જઇ પટાવાળાને કહ્યુ,

'ભાઈ ડાગતર સાબને કે'જો કે હમણાં આવે છે. પૈસાનો જોગ કરવા જાઉં છુ તમને એક રૂપિયો આપીશ '

'તો પછી ઝટ આવજો, દવાખાનું બંધ કરવાનો ટેમ થઇ જાશે.'

બાઇ ઝપાટાબંધ ગામમાં ગઈ

એને ખબર હતી કે ગામનો રામજી લુહાણો સરકારનું રાજ થયા કેડે ને નવા કાયદા થયા કેડે ચોપડે માંડીને રોકડ નાણાં નથી આપતો પણ ઘરેણાં ઉપર દે છે

દુકાન શોધી કાઢી

ઉબરા ઉપર જ એક હાથે ઘૂમટો તાણી બીજા હાથે કંદોરો લાંબો કરી નાથી બોલી .

'આના મને થાય એટલા રૂપિયા દઈ દ્યો. મારે ઇ પાછો નથી લઇ જાવો, વેચી નાખવો છે. છોકરો માંદો છે ને ડાગતરસાબને ઈંજેકશેણના દેવા છે.'

સોના કરતા અત્યારે ચાંદીના ઘરેણાં લેવામાં માલ છે એ જાણી લુહાણે કંદોરો લઇ જોઇ ફેરવી નાથીને દશ દશની ૭ નોટો આપી !

બાઈએ નોટો મૂઠીમા દબાવતીકને પાછી ફરી, કહો કે દોટ મૂકી.

પગથારાએ એને આવતાં જોઇ અને લોકલ બોર્ડની આજ્ઞાથી નવા વસાવેલા મોટી ફ્રેઈમવાળા મહાત્મા ગાંધીના ફોટા નીચે ખાદીની ટોપી પહેરી બેઠેલા વૈદને વાત કરી.

'આવે છે'

'આવે જ ને, કયાં જાય ! આ સુદર્શનના પડીકામાં એનો બાપ કયો સાજો થાય તેમ છે !'

ત્યાં તો નાથી પગથિયાં ચડી અંદર આવી ગઇ હતી

ગાડાખેડુ જુવાન દૂર એકો બીડી પીતો હતો

'હો સાબ તમ તમારે હવે મન મૂકીને

મારા કરસનિયાની દવા કરો'

પટાવાળો હડી કાઢતો વૈદના ઘેરથી પ્રાયમસ અને ચામડાની બેગ લઈ આવ્યો

પ્રાયમસ સળગાવ્યો, તેના પર ઇન્જેકશનનાં હથિયારો તપેલીનાં પાણીમાં ઊકળવા મૂક્યાં

નાથી અધીં ઘૂમટો તાણી એક બાજુ બેસી ગઈ. ને તદ્દન પલટાએલા અવાજે વૈદ બોલ્યો

'બેન એને બે ઇન્જેકશન હમણાં આપી દઇએ ને પછી દવા દઉ, આરામ થઇ જશે હો!'

'તો હાઉ, સાબ, મારે ઈ એક જ દીકરો છે ને એના પર બેઠી છુ'

હથિયારો ઊકળી રહ્યા પછી વૈદ પટાવાળાને લઈ વાડા પાસે ગયા ને અર્ધ બેભાન કરસનિયાને બે ઇન્જેકશનો દીધાં

પછી સૌ દવાખાને આવ્યા

એક મોટા બાટલામા વૈદે દવા ભરી નાથીને આપતા કહ્યુ

'આ લ્યો આ દવા ચાર દીની દીમા ત્રણ વાર પાજો ને આ ટીકડીઓ, એ પણ ત્રણ ત્રણ વાર એકેક દજો'

'હવે તો મટી જાશે ને?'

'ચપટી વગાડે એમ.'

'ઠીક, કેટલા રૂપિયા આલુ

'વીસ'

બાઇએ દશ દશની બે નોટો વૈદના ટેબલ પર મૂકી એક રૂપિયાની નોટ કામળાની કસેથી છોડી પટાવાળાને આપી

નોટ હાથમાં લેતા પટાવાળો બોલ્યો

'કાલ્ય તમારો જણ હરતો ફરતો ને દાંત કાઢતો થઈ જવાનો

દવાનો બાટલો ને ટીકડીઓનું પડીકુ સભાળતાં નાથીના હાથથી ઘૂમટો છૂટી ગયો અને તેની નજર ઉપર ભીતે ટાંગેલા ગાંધી મહાત્માના ફોટા ઉપર ગઈ અને ઘૂમટા પાછો સરખો કરતાં એના દિલમાં કાંઇક થયું

શુ થયું એ વ્યક્ત કરવા એની પાસે ભાષા ભડોળ ન હતુ, પણ એનો હૈયો અંદરથી આવી જ વાણી બોલ્યો તો કે કે'વાય છે ને કે આ તો ગાંધી માત્માનું રાજ છે ન્યાય મારા કરસનિયાનો કદોરો વેચવો પડે!'

*

## મારી ઉપાસના

દીનબંધુ એન્ડ્રુજને શાંતિનિકેતનમાં એક ઇસાઇ અધ્યાપક મળવા આ યા. દીનબંધુની મહેમાનગિરી માણવા તે ત્રણ-ચાર દિવસ તેમની સાથે રાકાયા

રવિવારનો દિવસ આવ્યો

દીનબંધુને આશ્ચર્ય સાથે પૂછ્યુ "અહીં તો કોઇ દેવળ નથી તો તમે રવિવારની પ્રાર્થના કેમ કરી શકો છો?"

દીનબંધુ મૌન જ રહ્યા

એટલામાં નિત્યની જેમ વિદ્યાર્થીઓ ભણવા આવી પહોંચ્યા આખો દિવસ ભણાવવામા જ પસાર થઈ ગયા રાત્રે દીનબંધુએ આચાર્ય મિત્રને કહ્યુ પ્રિય દોસ્ત! દૈનિક ગણો કે અઠવાડીક ગણો ભણાવવુ એજ મારી ઉપાસના છે"

# આપણી સંપત્તિ–આપણા હાથ

વાસુદેવશરણ અગ્રવાલ

દશ આંગળીઓવાળા હાથ એ માણસની સૌથી મહાન સંપત્તિ છે. એનો ઉપયોગ કરવામા તે આધીન છે હાથ વડે કામ કરવાનો અર્થ છે શારીરિક શ્રમ પ્રત્યે માણસની સહર્ષ અભિલાષા ને શ્રમ માટેની પૂજ્ય બુદ્ધિ. શારીરિક શ્રમ પ્રત્યે સૂઝેલો આ ભાવ નૂતન શિક્ષણ–સંસ્કાર અને જીવનના નૂતન દૃષ્ટિકોણની ભેટ માનવામાં આવે છે, પણ જીવનમાં કર્મની પ્રધાનતા જ હંમેશા ભારતવર્ષની પ્રાચીન વિચારપદ્ધતિ રહી છે. કર્મની અંદર બધી જાતનો શારીરિક શ્રમ આવી જાય છે ભારતીય જીવનપદ્ધતિમા વ્યક્તિગત અને પારિવારિક આવશ્યકતાના અનેક નાના મોટા કાર્યોને ખુદ પોતાની જાતે જ કરવાનો અભ્યાસ પાડવામાં આવ્યો હતો નાના–મોટા, અમીર–ગરીબ, ઊંચ નીચ બધી જ જાતના મનુષ્યો હાથે જ કામ કરવામા ગૌરવ અનુભવતા હતા. સ્વાશ્રયી જીવન–પદ્ધતિને તેઓ ગૌરવ ગણતા હતા. એમા કોઈ પણ જાતનો સંકોચ યા લજ્જાનો ભાવ અનુભવતા નહોતા

અત્યંત પ્રાચીનકાળમાં વેદવ્યાસે પણ શ્રમનો મહિમા અત્યંત કાવ્યમય ઢંગથી કહ્યો છે, એને આપણે વ્યાસજીનો પાણિવાદ કહી શકીએ વ્યાસજીના શબ્દોમા–'દશ આંગળીઓવાળા હાથ પ્રભુએ આપેલા છે. પ્રભુએ આપેલા આ હાથ (દૈવ ત્તો પાણિ) જેમને પ્રાપ્ત થયા છે એમને શું પ્રાપ્ત નથી થયું? અર્થાત્ એમને સર્વ કંઈ પ્રાપ્ત થયું છે, પાણિલાભથી વિશેષ અન્ય કોઈ લાભ આ દુનિયામા નથી. હાથને માટે 'દેવદત્ત' વિશેષણ ન કેવળ સાહિત્યિક પ્રતિભાનું જ સૂચક છે, પરંતુ એના દ્વારા થનાર કર્મોને માટે વ્યાસજીના મનમા જે દૃઢ આસ્થા હતી, તેને પણ તે પ્રગટ કરે છે. દૈવ અને પુરુષાર્થ–બંનેનો ઝઘડો અતિ પ્રાચીન છે. દૈવ પોતાના સ્થાને છે, પણ જ્યારે તે મનુષ્યને હાથ આપે છે, હસ્તબળ આપે છે ત્યારે દૈવનું કાર્ય પૂર્ણ થાય છે અને પછી માણસનું કર્તવ્ય શરૂ થાય છે. તેણે દૈવે આપેલા હાથોનો, હસ્તબળનો સદુપયોગ કરી, સતકર્મો દ્વારા બધા જ અર્થોને પ્રાપ્ત કરવા જોઈએ વ્યાસજીનો આ અનોખો પણિવાદ આપણી વીસમી સદીના જીવન સાથે એકરૂપ બની જવો જોઈએ. આપણામાંથી કોઈપણ વ્યક્તિ એવી ન રહેવી જોઈએ કે, જે આ પાણિવાદના મહામંત્રને પોતાના જીવનનું એક અંગ ન બનાવી લે. વ્યાસજી કહે છે કે, 'જીવનમાં ઘણા લોકો આપણને એવા મળશે કે, જેઓ ધનની ચાહના રાખે છે અર્થાત્ 'ભગવાન ક્યાંકથી પૈસા મોકલી આપે તો સારુ' એવી મનોવૃત્તિ રાખે છે. હું એવા મનુષ્યની પ્રશંસા નથી કરતો. હું તો એવા માણસોને ચાહું છું કે, જેઓ મહેનતુ હોય, શ્રમની ભાવનાવાળા હોય ને પોતાના હાથની શક્તિ પર જેમને અભિમાન હોય.'

એવુ કહેવાય છે કે, વૈજ્ઞાનિકોના કોઈ એક દળને દેવતાએ એકવાર પ્રસન્ન થઈને એમને સ્વર્ગમાં મોકલવા ઇચ્છ્યુ. એ વખતે એ વૈજ્ઞાનિક દળે પ્રાર્થના કરી કે, 'પ્રભુ, અમોને અહીં જ–પૃથ્વી પર જ રહેવા દો, જેથી અમને કરવા માટે કંઈક કામ મળે!' સાચા પાણિવાદની આ જ મનોવૃત્તિ હોય છે વ્યાસજીના શબ્દોમા–'અહો સિદ્ધાર્થતા તેષાં યેષાં સંતીહ પાણય' અર્થાત્ 'જેમના હાથ સહીસલામત છે, એમના તમામ કાર્યો પાર પડે છે.' સિદ્ધાર્થતાનો મતલબ પોતાના બધા જ અર્થોની સિદ્ધિ–એનું રહસ્ય વ્યાસજીના શબ્દાનુસાર મનુષ્યની આંગળીઓથી બનેલ મુઠ્ઠીમાં છે. દશ આંગળીઓ જોવામાં ભલે નાની દેખાય છે, પરંતુ એના ઘેરાવામા સમસ્ત કર્મપૂર્ણ સંસાર સમાયેલો છે. આપણો આ લોક વ્યાસજીની પરિભાષામાં પાણિમંતોને માટે છે એમા જે લોકો મહેનત કરશે તે લોકો જ લાભ પ્રાપ્ત કરી શકશે. જેઓ મહેનત

કરશે, કામ કરશે એમને જ જીવનની અંદર હાસ્ય-વિનોદ ભર્યો આનંદ પ્રાપ્ત થશે. જેઓ શ્રમનું મહત્ત્વ સમજે છે, તેઓ જ આમોદ-પ્રમોદનો સાચો રસાસ્વાદ મેળવી શકે છે જેમનામાં હસ્તબળ છે તેઓ જ જાતજાતની મોજ માણી શકે છે, અને હસી-ખેલી શકે છે આ જાતનું વ્યાપક જીવનસત્ય આ પાણિવાદના મૂળમાં સમાયેલું છે એમાં જરા ય શંકા નથી કે પ્રાચીન કાળથી ભારતવર્ષમાં કર્મમય જીવનનો આદર્શ જ ચાલતો આવ્યો છે કર્મને લીધે જ તેને સર્વ સિદ્ધિ સાંપડી હતી પણ જ્યારે કર્મ ઢીલું પડ્યું ત્યારે સમૃદ્ધિમાં અંતરાય પડવા માંડ્યો અને જીવનની સ્વચ્છ પદ્ધતિમાં ગરબડ ઉત્પન્ન થઈ, જે હાથ વડે કામ કરે છે અર્થાત્ પુરુષાર્થને જ પ્રાધાન્ય આપે છે તે કદી કોઈની પાસે ભીખ નથી માગતો તે હમેશા ગૌરવથી કહે છે કે, 'જીવનમાં જે લાભ હું મેળવું છું તે સગૌરવ મને પ્રાપ્ત થયા છે, નહિ કે ભિક્ષા અગર દીનતાથી

સર્વે લાભા સાભિમાના ઇતિ સત્યવતી શ્રુતિ
(શાંતિપર્વ ૧૮૦/૧૦)

યયાતિએ પોતાના જીવનના અનુભવોનો નિચોડ બતાવતાં ત્યાં સુધી કહ્યું કે જે વસ્તુ માટે મેં મહેનત ન કરી હોય, પુરુષાર્થ ન કર્યો હોય તેવી કોઈ પણ વસ્તુ મારે ન જોઈએ '

'અહં તુ નાભિગૃહ્ણામિ યત્કૃતં ન મયા પુરા
(મત્સ્યપુરાણ, ૪૨/૧૧)

બુદ્ધિપૂર્વકનું કર્મ જ માનવ-જીવનની પ્રતિષ્ઠા અર્થાત્ આગળ વધવાનો રાહ છે પ્રજ્ઞા યા બુદ્ધિને પરમ લાભ કહેવામાં આવી છે,

'પ્રજ્ઞા પ્રતિષ્ઠા ભૂતાનાં પ્રજ્ઞાલાભઃ પરો મતઃ '
(શાંતિપર્વ ૧૮૦/૨)

એક તરફ બુદ્ધિ અને બીજી તરફ કર્મ—આ બન્નેનો સમન્વય સફળતા માટે પરમ આવશ્યક છે એટલા જ માટે મહાભારતમાં એક કથા છે કે, જ્યારે ધનથી ગર્વિત કોઈ વૈશ્યપુત્રે એક ઋષિપુત્રનો અનાદર કર્યો ત્યારે તે ઋષિપુત્ર પોતે નિર્ધન હોવાને કારણે મરવાને માટે તૈયાર થઈ ગયો ત્યારે ઇન્દ્રએ વેષ બદલીને એની સમક્ષ આવી એને પાણિવાદનો ઉપદેશ આપ્યો કે—

'ન પાણિલાભાદધિકો લાભઃ કશ્ચન વિદ્યતે'

અર્થાત્ હાથ કરતાં વિશેષ મહાન લાભ કોઈ જ નથી હાથની શક્તિ કરતાં મહાન લાભ બીજો કોઈ નથી

જ્યારે એ પ્રાપ્તિ આપણા સૌની પાસે છે ત્યારે શા માટે આપણે દીન બનીએ ? એ જ એક લાભનો ઉચિત-ઉપયોગ કરીને આપણા સ્વાભિમાનનું આપણે રક્ષણ કરી શકીએ છીએ જ્યારે આપણા હાથનો આપણે ઉચિત ઉપયોગ કરીશું ત્યારે વેદની તે સત્યવતી શ્રુતિ— જે લાભ છે તે વ્યક્તિત્વનું માન રાખીને જ મળવો જોઈએ—' આપણા જીવનમાં પૂર્ણત ઊતરશે

માર્ગમાંની મુસીબતોને ટાળવા માટે આપણી હસ્તશક્તિના ઉપયોગની ખાસ આવશ્યકતા છે જેઓ પાણિમંત છે તેઓ માર્ગને નિષ્કંટક બનાવતાં પોતાનો જીવનમાર્ગ સ્વચ્છ કરે છે પાણિલાભની આ પ્રશંસા છે અને કર્મની પ્રશંસા જ માનવ-જીવનના સાચા ગૌરવને ઓળખે છે બુદ્ધિપૂર્વકનું કરેલું કર્મ જ સાચું છે બુદ્ધિ અને કર્મ જીવનરૂપી રથના બે પૈડાં છે આ બન્નેની સહાયતાથી જ આપણો જીવનરથ આપણે આગળ વધારી શકીશું

આજે બીજી બધી વાતો કરતાં સૌ પ્રથમ આપણે આપણાં કર્મોને જ સંભાળવાની ખાસ જરૂરત છે આજે સૌની સમક્ષ કર્તવ્યોના નવા અધ્યાયો ખૂલી રહ્યા છે એ તમામ કર્તવ્યોને આપણે બરાબર ઓળખીએ અને એને પૂર્ણ કરીએ એ જ દરેકની સમક્ષ ચાલવાનો આગળ ધપવાનો સાચો રાહ છે પોતપોતાને સ્થાને ઊભેલા આપણે સૌએ કર્તવ્યકર્મના વિષયમાં પ્રશ્ન કરવો જોઈએ તથા એનો સ્પષ્ટ અને નિશ્ચિત ઉત્તર પ્રાપ્ત કરવો જોઈએ

# થોર અને કુંવાર

ઈન્દુલાલ ગાંધી

ડોસો : નંદુ, તું આવી બેટા ! આજ કેમ વાર લાગી ? કોઈ મળ્યું'તું ?

નંદુ : આજ મારગમાં ઓઘલો મળ્યો'તો!

ડોસો : કેણ ?

નંદુ : ઓઘલો માવજી. મને કહે મારે ઘેર હાલ્ય હું તારા સારું–

ડોસો : તું માવજીને ઘરે ગઈ'તી ?

નંદુ . હા, મને કહે તારા સારું લૂગડાં લેતો આવ્યો છું તે જોતી જા બાપુ ! માવજી એમ જીવનો સારો છે હો !

ડોસો લાલુ જેવો નહિ ને લાલુ પાસે પૈસો કેટલો ?

નંદુ : પૈસો ઘણો પણ પૂજા કરવાનો, વાપરવાનો નહિ.

ડોસો ' ને માવજીએ તને શું હાંકી દીધું ? લૂગડાં અમથાં બતાવ્યાં, આપ્યાં તો નહિ ?

નંદુ એમ કોઈ આપી દિયે ? મને કહે તારો બાપ લગન કબૂલ રાખતો હોય તો પાંચ વીસ રૂપિયા ગુંજે ઘાલવા આલું.

ડોસે પછી તે શું કીધું ?

નંદુ ' મેં કીધું અમારે રૂપિયાને શું કરવા છે ? મારા બાપાને જીવતા પાળવા ને મૂવા બાળવા એનું પાકું લખી દે.

ડોસો પછી માવજીએ શું કીધું ?

નંદુ . એણે હા પાડી.

ડોસો દીકરી, એ બધા વાતુનાં નગારાં રૂપિયા કેવા ને વાત કેવી ? એનું પોતાનું પેટ નથી ભરાતું ત્યાં આપણું–

નંદુ એમ સાવ જડું બોલે એવો તો નથી રૂપિયાની કોથળી મેં મારી આંખેથી જોઈ.

ડોસો : લાલુ દિ'માં દસ આંટા ખાઈ ગ્યો. હમણાં આવ્યો'તો. (ધીમેથી) ત્રણસે ની પે'રામણી આપવાની વાત કરતો'તો.

કેમ મૂંગી થઈ ગઈ ?

નંદુ અમથી બાપુ.

ડોસો ' છાનું શું કામ રાખશ ? (ધીમે ધીમે) બેટા ! મને ખબર છે લાલુ જોડે તારો જીવ મળવાનો નથી, પણ હું તો તારા સારા સારું કહું છું. (નરમ પડી) લાલુના ઘરમાં જઈશ તો તારા કરમમાંથી તગારાં ઉપાડવાનું ટળી જાશે ને મારા અઘાપાને લાકડી મળશે, પછી તારી મરજી !

નંદુ : તમે તમારા સવારથની વાત કરી.

ડોસો . ને તારા નહિ ?

નંદુ : (ટોકાર કરતી) તમે મારો સવારથ કદિ' જોયો 'તો ? પહેલાં પરણાવી ત્યાં પણ તમારે તો રૂપિયાની જ વાત હતી પાંચસે ગણાવ્યાં ને મને કૂવે નાખી (સભારતી) લખિયામાં જરાયે ઠેકાણું હતું ? આંખે પૂરું દેખે નહિ, રાતદિ' ઓખાં કરે ને કાતરડાં જેવો મિજાજ. રાત પડે ને એને મન દિ' ઊગે. કમાય નહિ પણ ખિસ્સાં ખરચી વિના ન ચાલે ને જરાક ટપકો આપું તો લાકડી ઉપાડે. (ગળગળી થઈ)–

બાપુ ! ઈ તો છ મહિનામાં મેં નિભાવ્યું, બીજી હોત તો.

ડોસો : (મોં બગાડી) હવે એને સંભાર્યમાં ! ગઈ તિથિ જોશીયે નથી વાચતા !

નંદુ : તમે લાખ વાત કરો, હું લાલુના ઘરનું મોઢું નહિ જાઉં (મોં બગાડી) એનું રીંછ જેવું ડાચું, ગંધાતું મો, ખૂધિયું શરીર મને જરાય નથી ગમતા. એને જોઉં છું ને લખિયો યાદ આવે છે. બરોબર એ જ વાત ને એ જ મોઢું !

ડોસો : (રીસથી) : તંઈ તારા સારું કોઈ સખેશરી ગોતવો પડશે.

નંદુ : સખેશરીનું મેં કીધું ? હું તો કહું છું કે પૈસા જેવી ચીજ સારુ કાયાની ધૂળધાણી શું કામ કરવી ?

ડોસો : (ચાવીને) : પૈસા જેવી ચીજ !

નંદુ : પૈસાને આપણે શું કરવો છે ? (ધીમેથી) ને દીકરીનો પૈસો તો મીંદડીની રુંવાટી જેવો છે. એવો પૈસો કોઇને ઓદર્યો છે ?

ડોસો : તેં તો મોટા ઘરના જેવી વાત કરવા માંડી.

નંદુ : એકલી વાત નહિ, મારે તો એમ કરવું છે. તમે તમારા મનના ઘોડા દોડાવ્યા કરજો.

ડોસો : બેટા, હું તો તારા હિતની વાત કરું છું.

નંદુ : મારે એ નથી સાંભળવી.

ડોસો : તારી મરજી. (ટાઢપથી) મેં સાઠ ચોમાસા જોયાં, ને આજે આખ બોઇ બેઠો છું. તારી માને પાછી થયાં કેટલા વરસ થયા, ખબર છે ? પંદર વરસ. ને તને આજે બાવીસમું ચાલે છે. (નરમ પડી) મારા કરમમાં દીકરો નો'તો—મેં તને દીકરાની જેમ રાખીને ઊછેરી, પણ તેં ગુણ ક્યાં છે ? (કરગરતો) નંદુ બેટા, તું મારા ઉપકાર સામુ નહિ, તારા બાપ સામુ નહિ, પણ મારા અંધાપા સામું તો જો ! એટલીયે દયા તારામાં નથી ?

નંદુ : હું કાંઈ નથી ભૂલી ગઇ. મને બધું સાંભરે છે. તમે મને દીકરાની જેમ ઉછેરી એની હું ક્યાં ના પાડું છું ? મેંય તમને દીકરા જેટલું કમાઇ દીધું છે. હું પરણીને છ મહિનામાં દુ:ખાણી, તે પછી એક દિવસ ઘરે બેઠી છું ? પહેલાં કોયલા ચાળવા જતી, હવે તગારાં ઊપાડું છું (નિસાસો નાખી) મેં કાંઈ દુ:ખ ખમવામાં બાકી નથી રાખી.

ડોસો : ઈ દુ:ખ કોણે દીધું ?

નંદુ : મારા કરમે, હું ક્યાં તમારો વાંક કાઢું છું.

ડોસો : જો હવે સમજી. દીકરી ! હું પૈ કરમની વાત કરું છું. વખિયાના ઘરમાં તારો રોટલો નહિ માંડયો હોય તે બિચારો ઘર મૂકીને ચાલ્યો ગયો. ને લાલુના ઘરમાં તને સુખ નહિ મળવું હોય તો નહિ મળે—સાચી વાત કરમની.

નંદુ : પણ જોઇ વિચારી પગલું ભર્યું હોય તો ફેર પડે.

ડોસો : ના, બેટા ના. કરમ તો છતી આંખે અંધાપો લાવે છે. માણસ લાખ ઉપાય કરે પણ કરમમાં ન હોય તો—

નંદુ : (કટાક્ષથી) : તમારી જેમ મને ક્યાં અંધાપો આવ્યો છે ?

ડોસો : (તપી જઇ) : હવે આવરી, તારોય વારો હાલ્યો આવે છે (ઠેકડી) મને ખબર નથી પડતી કે તું આટલી બધી માવજીમાં શું મોહી પડી છે ?

નંદુ : ને તમે લાલુમાં શું દેખી વળ્યાં છો ?

ડોસો : મેં એને નાનપણથી રમાડયો છે. એનો બાપ મોટો મુકાદમ હતો. બહુ ભલો માણસ.

નંદુ : પણ દીકરામાં તો જરાય ભલમનસાઈ નથી.

ડોસો : ઇ તો તને એમ લાગે, છોકરો દીવા જેવો છે. સાંજ પડે બે રૂપિયા કમાઇ લાવે છે.

નંદુ : તમે એને વખાણી વખાણી ટીબે ચડાવી દીધો. (હસતી) તેં એવડા કમાતલને કોઇ છોકરી કેમ નથી આપતું ?

ડોસો : ખાનદાન ઘર, જેવા તેવાની છોકરી લઇને શું કરે ? હું હજાર વાર કરગર્યો તો' એણે એકવાર ડોકું હલાવ્યું.

નંદુ : (ચમકી) : કેની મારી કરો છો ?

ડોસો : (ઉધરસ ખાઇ) બીજા કેની વાત કરું ? તું વિના મારે બીજી દીકરી છે ?

નંદુ : તમે કેમ માન્યું કે હું ના નહિ પાડું.

ડોસો : મારા વિના બીજું કોણ માને એમ

છે ? તુ મારુ નહિ માન તો બીજા કેનું માનીશ ? (નબળા સાદે) મારી દીકરી મારુ ન માને તો મારે જીવીને શુ કરવુ છે

નદુ તમે ખોટી જીદ કરો છો, લાલુ વેરે દઇને તમારે મને મારી નાખવી છે?

ડોસો (કરુણ) તને ઠેર ઠેર મોત જ દેખાય છે પહેલા પરણાવી તો પણ તું કહેતી'તી કે એના ઘરમાં હુ મોતને દેખુ છુ હવે લાલનું ઘર પણ તને મોતનું ઘર લાગશે હવે ત મારે શુ કરવુ

નદુ તમને ઘડીએ ઘડીએ રૂંઝુ જ આવે છે

ડોસો મારા કરમમા રોવાનું જ લખ્યુ છે, એમને એમ જીવતર પૂરુ થઇ જાશે

નદુ (નરમ પડી) તમારે શુ કહેવુ છે?

ડોસો મારુ કહેવુ તારે ક્યા માનવુ છે?

નદુ હુ લાલુ વેરે ઘરઘુ તો તમને સારુ લાગે ? (રડવા જેવી થઇ) બાપુ દારૂ પીનારો, જ્યાં ત્યા રખડનારો ઇ જનાવર જેવા મને ય ખાઇ જાશે હો ! શેર અને કુવારનો મેળ નહિ ખાય

ડાસો તુ એના ઘરમા જાઈશ પછી દારૂ નહિ પીએ ને રઝળશે ય નહિ આપણી નાત ભેગી થાશે એટલે હુ આટલું લખાવી લઇશ–પછી શુ વાધો છે બેટા?

નદુ (ડુસકાં ભરતી) તમે મને પરાણે ઘગધાવો તો ભલે. એનું મસાણખડી જેવુ ઘર મને જરા યે ગમતો નહિ (ગળગળી થઇ) બાપુ, મને આના કરતાં અફીણ આપો તો સારુ

*

નદુ આજ દિતવાર છે તોય એના મનમા એમ નહિ કે વહેલો જાઉ ! મારે રોજ કેટલી ખબતરા કરવી? આ તો જનાવર સાથે પનારા ! (બૂમ પાડી) ગોમતી ! (અવાજ લબાવી) એ ગોમી બો ન !

(અંદરથી અવાજ–એ આવુ છુ ) ઘરમા શુ કરતી તી ?

ગોમતી શામલાને સુવડાવતી તી મારુ કઇ કામ હતુ ?

નદુ મારે જાણવું'તુ કે મારા ભાઇ કામેથી આવી ગયા ?

ગોમતી ઇ તો કયુના આવી ગયા છે આજ તો દિતવાર છે ને ?

નદુ હા બોન હા, પણ તારા ભાઈ સવારુના ગયા છે તે અટાણુ સુધી ઘરે નથી આવ્યા

ગોમતી અરે માડી ! આજ તો પગાર હતો ને ? (વિચાર કરતી) તો લાલુ ક્યા ગયો હશે ?

નદુ આજ પગાર હતો ? તને કેમ ખબર પડી ?

ગોમતી મને ખબર ન પડે ? શામલાના બાપા ને લાલુ એક મિલમા કામે જાય છે

નદુ ઇ તો મનેય ખબર છે

ગોમતી એ મિલમા આઠ આઠ દિ'એ પગાર મળે છે (ચાવીને) તને આટલીયે ખબર ન પડે ?

નદુ મને આ ઘરમા આવે આજ દિ' પાચ થયા પાંચ દિ'માં હું તે કેટલી ખબર રાખુ ? તારા ભાઇ સવારે કામે જાય તે રખડતા રખડતા રાતે બાર વાગે આવે, આવીને લૂસ લૂસ ખાધુ ને લાંબા થઈને સૂતાં તે વહેલી પડે સવાર

ગોમતી રાતે બાર વાગે આવે છે ?

નદુ તને ખબર નથી પડતી ? પાડોશમા પડી છે ને ?

ગોમતી હુ તો મારા ઘરની ધણિયાણી તારા ઘરમાં શુ થાય છે એની મને કેવી ખબર ? શામલાના બાપા બિચારા ભગત માણસ હું કોઇની સાથે બોલુ તો મને ય ધમકારે ઇ તો તારે હારે જીવ મળી ગયો છે તે આટલી વાતચીતનો નાતો રાખવો પડે છે આપણને તો બાઇ, આવી પાછી ન આવડે (ધીમેથી) આજનો વખત કેવો ખરાબ છે ? મારા સમ ન કે'તો ?

નદુ વખત તો બાઇ બહુ જ ખરાબ છે,

ગોમતી  કાંઈ કીધાની વાત નહિ ! (ધીમેથી) શામલાના બાપાને પૈણી તે હું બાર વરસની હતી ન કોઈ સાથે બોલવું કે ન ચાલવું–સામથી કામ બેસ, તો આ બેઠાં ને ઊઠ તો આ ઊઠયા (ખાનગી વાત કરતી હોય તેમ) આ લાલુભાઈ હમણાં ઠેકાણે બેઠા હોય તો ભલે, ઇ ભાઇસા'બની અવળાય કાંઇનો પાર નહોતો

નદુ  કોની વાત કરે છે ?

ગોમતી  લાલુની, બીજા કોની ? ટૂંકી વાતમાં સમજી જાને મારી બાઈ ! ઇ બધાં ઠીકરાના પનારાં છે

નદુ  આટલી વાત કરી ભેગી એટલી કરી નાખ ને ? હવે શું કામ છાનું રાખે છે ?

ગોમતી  વાત કરવાની મારી ના નથી, પણ (ધીમેથી) આ તો પારકી ખણખોદ કહેવાય (જરાવાર રહી) લાલુએ તો પહેલાં એક રખડેલ રાખી'તી આખો દિ –

નદુ  (વચ્ચે) રખડેલ ? ને શું નામ ?

ગોમતી  રખડેલ, મારી બોન રખડેલ ! નામ રૂખડી આખો દિ કૂકડા રાંધે, દારૂ પીએ ને ઘર બંધ કરી ખી ખી હસ્યા કર  અમને તો મૂઇ એવી શરમ આવે, પણ ઉપાય શું ? પછી ઘરધણીને કીધું, ને ઘરધણીએ લાલુને ઘર ખાલી કરવા નોટિસ આપી લાલુ શરમાણા ને ઈ પાપને તગડી મેલ્યું.

નદુ  આ વાત બ ધાને કેટલા દિ' થયાં ?

ગોમતી  ગયા શુક્રવારે મહિનો થયો (નવાઇ પામતી) તને કાંઇ જ ખબર નથી ?

નદુ  નારે બોન ના  મને તારા વિના આવી વાત બીજું કોણ કરે ?

ગોમતી  આપણે બાયડીની જાત જ઼'વાઈ ચકોર થાઇ તો રે'વાય  નકર (ધીમેથી) ધણી રાટલો ખાવા ન દીએ સમજી ? લે હવે દીવો કર અંધારુ થવા આવ્યું.

*

(બારણામાં કાંઇક પડવાનો અવાજ)

લલુ ' નદુ–નંદુ

નદુ  તમે આવી ગયા ? અરરર, આ લોહી કયાંથી ? કેની હારે કજિયો કરવા ગયા' તા ?

લાલુ  મેનેજર હારે બોલાચાલી થઇ પગાર સારું.

નદુ  પગાર ન દીધો ?

લાલુ , ના, એણે કીધું તારે નામે રૂખડી પૈસા ઉપાડી ગઇ

નદુ  (ચોંકીને) રૂખડી ? રૂખડી કોણ મૂઈ છે ?

લાલુ  (ભાનમાં આવતાં) હા–ના–ઇ તો અમથું કે'તો તો (વાત ભૂલવા મથતો) લે હવે વાળુ પીરસ

નદુ  વાળુ કાઢું છું. પણ મને કો'તો ખરા, તમને માર્યું કોણે ?

લાલુ  (સભાન બીજાતો) તારે શું કામ છે એનું ? અવળચંડી !

નદુ  મારે ન હોય તે કેને હોય–ઓલી રૂખડી ને ? મલકનો ઉતાર–

લાલુ  કોને ગાળ કાઢે છે ?

નદુ  તમારી રૂખડીને વસમું લાગતું હોય તો ન બોલું,

લલુ  તું રૂખડીને ઓળખ છે ?

નદુ  (ગૈ યા અવાજે) કેણ નથી ઓળખતું ? તમારા મનને કે આ રમકડાંને શું ખબર પડશે ? પણ હું કાચી નથી હો ! એ રખડેલે તમારા જેવા કૈંકના કુળ બોળી નાખ્યાં છે પાડોશમાં કેવી હલકી વાતુ થાય છે

લાલુ  ઓલી ગોમતીએ કીધું હશે, નવરી મલકની !

નદુ  મારે કોઇનું શું કામ સાંભળવું પડે ? હું તો મારા મનની વાત કરું છું

લાલુ  તારા મનની વાત મારે નથી સાંભળવી

નદુ  તઈ કેના મનની વાત સાંભળવી છે ? રૂખડીના ? કાંઈક અક્કલ રાખો અક્કલ !

લાલુ : આજ લીધું ઇ લીધું-હવે રૂખડીનું નામ લઇશ મા, નકર–

નંદુ : (વચ્ચે) નકર શું કરશો?

લાલુ : જીભ ખેંચી લઇશ. ચાવળી નહિ તો!

નંદુ : મારવાની બીક દેખાડો છો? હું ઢોર નથી સમજ્યા?

લાલુ : તારે કહેવું છે શું ઈ વાત કર.

નંદુ : મારે ઘણુંય કહેવું છે (કડવાશથી) હું તમારા ઘરમાં શું કામ બેઠી છું ખબર છે?

લાલુ : રોટલાના કટકા સારુ.

નંદુ : ના, મારા બાપની આબરૂ સારુ. બાપ–દીકરીના પેટ જેટલું તો હું યે મહિને કમાતી'તી.

લાલુ : તંઇ તારો બાપ મને ત્રણ વાર પગે પડવા શું કામ આવ્યો?

નંદુ : જુવાન દીકરી ઘરમાં સચવાતી નો'તી એટલે આંધળે કૂવામાં જઈને નાખી

લાલુ કૂવામાં જઈને?

નંદુ કૂવો નથી તો છે શું? પાંચ દિ'માં મેં તમારા લખણ જોઈ લીધા.

લાલુ તને આજ ખબર પડી મારા લખણની?

નંદુ હું તો તમને જનમના જાણું છું મારો બાપ ગાલાવેલો થઈને–

લાલુ : હું કાંઈ ફરગરવા નો'તો આવ્યો. તારા બાપને ત્રણસેં રૂપિયાની ને મારે આંગણું વાળનારીની જરૂર હતી વેચાઇ ગયેલા જીરને વળી મમતા શું? રોનલ નહિ તો!

નંદુ હવે ગાળો દેવી હોય તેટલી ગાળો દીઓ; ને મારવી હોય તેટલી મારો. (ડૂસકાં ભરતી) હું તો વેચાયેલો જીર છું.

લાલુ આમ રોવા માંડીશ એટલે હું તારા પગ ચાટવા નહિ બેસું કાંઈ! રોંગનું પૂતળું,–જ્યારથી આ ઘરમાં આવી છે ત્યારથી મને જંપીને બેસવા નથી દીધો.

નંદુ . રૂખડીને ઘરે જવાની ના કહી એટલે હું ખરાબ પગલાંની ગણાઈ ગઈ? હું તમારી ગાળોતમાચા ખાધા કરું, ચેનચાળાને આંખો ફાડી જોયાં કરું તો તમને ગમે ખરું? ઘણી તો ઘણી બાયડિયું ને છે પણ તમારા જેવો કોઇને નહિ હોય!

લાલુ પણ તારે તો છે!

નંદુ : ઇ હું સહન કરું ત્યાં લગી, પછી–

લાલુ . (ગુસ્સામાં). તે હમણાં શું કીધું?

નંદુ : (ઊંચે સાદે) સાંભળવું છે? મેં કીધું મને નહિ પાલવે તો યે હું સઝતું કરી લઇશ.

લાલુ . તું રસ્તો ભૂલી ગઇ હઇશ. ઊભી થા. હું બતાવવા આવું.

નંદુ : હું જાણતી'તી આનાથી સારો જવાબ તમારી પાસે નથી.

લાલુ : સારો જવાબ! (ઊકળી) એનાં કરતાં યે સારો જવાબ બીજો છે.

(સોટી મારવાનો અવાજ)

નંદુ જરાય ઓછા ઊતરશો મા જેટલી દાઝ હોય એટલી ઉતારી લ્યો, આવો લાગ ફરી નહિ મળે.

લાલુ તારા ચીથરા બાંધીને રસ્તે પડ, કેનું મોઢું જોવા ઊભી છે?

નંદુ : મારે એક સાવરણીની સળી યે તમારા ઘરમાંથી નથી લેવી જીવતી જાઉં છું એટલી એ જો અદેખાઈ આવતી હોય તો મારી નાખો.

લાલુ . (બૂમ પાડી): હાલતી થા કહું છું!

*

(માણસ પડવાનો અવાજ)

ડોસો : કોણ પડ્યું? નંદુ–બેટા!

નંદુ : (કણસતી) એ તો હું જરાક પડી ગઇ બાપુ, પણ જરૂ વાગ્યું નથી.

ડોસો : કાલ તગારીએ જાઇશ મા. કામ આખો ભવ કરવાનું છે. (નિસાસો નાખી) શરીર સાચવજે મા! નકર મારું કોઈ નથી.

નંદુ : કાલ શું થાને ઇ કોને સૂઝે છે?

ભગવાને ધાર્યું હશે ઇ થાશે

ડોસો ઈ તો ઠીક, પણ કોઈ કાંઇ વાત કરતુ'તુ ?

નદુ કેની વાત ?

ડોસો બીજા કેની વાત ? તારી ને લાલુની.

નદુ નાતીલાને બીજો શુ ધધો છે ? ખણુ ખોદ સિવાય

ડોસો: શુ કે'તા'તા ?

નદુ કે લાલુનું ઘર ભાંગી નદુ હાલી ગઈ (કઠોર સાદે) લાલુનો કોઇ વાક નથી કાઢતુ.

ડોસો બીજુ કાંઈ કે'તા તા ?

નદુ મોં બાળોને એ ખણુખોદિયાનું

ડોસો પણ મને વાત કરવામાં તને શ વાંધો છે ?

નદુ નાતીલા કહે છે કે ત્રણસે રૂપિયા જોતા'તા એટલે ડોસાએ દીકરીને અહતાડિયું સાસરે મોકલી હવે લાલુ જેવુ બીજુ રમકડુ પકડશે (કચવાઇ) ઇ બધાં તમારો વાક કાઢે છે બાપુ !

ડોસો બધા મારો વાક કાઢે છે ? નદુ, નાતીલા ખોટુ બોલે નહિ બધો મારો જ વાક છે મારો વાક ન હોય તો મારી રાંક દીકરીને ઈ જનાવરને પનારે નાખુ ?

નદુ બાપુ, મનને શુ કામ કોચવો છો ?

ડોસો હુ મરુ તો મારો છૂટકો થાય તે વિના મને નિરાંત નહિ વળે (કંપીને) બેટા, મને કાલ ખરાબ સ્વપ્નું આવ્યું'તુ તુ ઓસરીમાં બેઠી બેઠી માથુ ઓળતી'તી, ત્યાં દોડતો દોડતો લાલુ આવ્યો બરાબર લાલુનું જ મોઢુ એના લૂગડાં ફાટી ગ્યા'તાં ને અગે ઉઝરડા પડયા હતા આંખો કોડી જેવી સફેદ અને બિહામણી હતી ઇ આવ્યો કે છોકરાઓનું ટોળુ 'ભાગરો ભૂત'ની બરાડો નાખતુ તેની વાંસે આવ્યું તુ બીકની મારી ઊભી થઈ ઘરમાં આવતી રહી, પણ લાલુ બારણામાં ને બાર ણામાં પૂતળાની જેમ જડાઈ ગયો અંદર ન આવ્યો

નદુ (બીતી હોય તેમ) ઘણુ ખરાબ સ્વપ્નુ !

(બારણુ ઊઘડવાનો અવાજ)

નદુ (ચીસ નાખી) બાપુ ! બાપુ !

ડોસો શુ થયુ બેટા ? સપનાના ભૂતથી તુ બી તો નથી ગઇ ?

નદુ ભૂત જેવુ કોક ઊભુ છે આપણા બારણામાં ઓ બાપ રે !

ડોસો (બૂમ પાડી) કોણ છે ઇ ? મારુ સ્વપ્ન જીવતુ થયુ કે શુ ?

લલુ (મરેલા અવાજે) તમે બીશો મા ! ઇ તો હુ લાલુ છુ

ડોસો લલુ ? અટાણે કેમ આવ્યો ?

નદુ મૂગા કેમ થઇ ગયા ? જીભ નથી ?

લાલુ મારે જીભ હતી, હવે ઇ ટૂંકી થઇ ગઈ છે મારુ ગળુ કોકે ટૂંપી નાખ્યુ છે નદુ, નદુ, હું લલુ મટી ગયો છુ

નદુ મેલા લૂગડાં, વધેની દાઢી, લટુરિયા વાળ, આ બધુ છે શુ ? તમને થયુ છે શુ ?

લાલુ હુ લાલુનુ ખોખુ છુ મારામાંથી જીવ હાલ્યો ગયો છે જગદંબા ! હુ તારી માનતાએ આવ્યો છુ

ડોસો માનતાએ આવ્યો છે ? નદુની માનતાએ ?

લાલુ મને માફ કરો, હું તમારો ગુનેગાર છુ હુ અત્યાર સુધી પડછાયા પાછળ ભમતો હતો–ખોટા વિચારના એ પડછાયા અલોપ થયાં છે–મને સાચી સમજણ આવી છે કાકા !

ડોસો: લાલુ, આંહી ઓરો આવ્ય, તને એક વાત કહું તને ઘરનું માણસ સાચવતાં આવડે છે?

લાલુ: હે ?

ડોસો એમ ડાચુ ફાડય મા રોજ પૈસાનો ધુમાડો કરવો, ઘરમાં આવી નાચવુ, બાયડીને મારવી, તોફાન કરવા, આ બધુ કોને પાલવે ખબર છે ? રૂખડી જેવીને, નદુને નહિ જો નદુ રૂખડી જેવી

થઇને રહે તો તારું ઘર હાલે. (તીખાશથી) નંદુ એવે રસ્તે જાય ઈ તને ગમે?

લાલુ' કાકા, તમે આ શું બોલો છો? તમારે મને જીવતાં મારી નાખવો છે?

ડોસો: મરવાનું તો આબરૂદારને હોય.

લાલુ. મારે આબરૂ નથી?

ડોસો: તારે આબરૂ છે?

લાલુ કાકા, એવુ પૂછો મા મને અંધારા આવે છે.

ડોસો: તને શરીરે ઠીક નથી. તું તારે ઘરે જા. બહુ મોડુ થઇ ગયું છે.

લાલુ' હું મારે ઘરે જાઉં! મારે ઘર ક્યાં છે? આબરૂ ન હોય તેને ઘર કેવુ?

નંદુ: શું બાકાનું ઘર મૂકી દીધુ?

લાલુ ઈઘર કે'વાય? તુ ગઇ તે દિ'ના ચૂલો, તપેલી, થાળી એમને આમ પડયા છે માટલાનું પાણી યે સૂકાઇ ગયું હશે, ને સજવારી કોણ કાઢે? નંદુ, તુ ગયા પછી મે દીવાનું તેજ નથી દેખ્યુ. અંધારામા ને અંધારામા સુઇને મે પંદર દિ' કર્યા છે. તારા વિના મારો ટાઢો ચૂલો કોણ સળગાવે? પાણી કોણ ભરે? દીવો કોણ પેટાવે? (ગળગળો થઇ) તું નહિ આવ ત્યા લગી નંદુ, મારા ઝૂંપડામાથી અંધારું આઘુ નહિ થાય.

નંદુ હું આવુ? વગર વંકે મને પાડુએ પાડુએ મારી, લૂગડાનાં ચીથરાં વિના અરધી રાતે તગડી, નો'તી જાતી તો ધક્કો દીધો. શું હું આ બધુ ભૂલી જાઉં?

ડોસો (મમતાથી)· હા, બેટા, બધું જ ભૂલી જા. લાલુના દિલનો દીવો તેં પેટાવ્યો છે. હવે એના ઘરનો દીવો પેટાવવા પણ તું જ જા.

નંદુ લે ચાલ લાલુ! જે થયુ તે થયુ. ભૂલ્યા ત્યાંથી ફરી ગણીએ.

લાલુ. કાકા, અમને આશીર્વાદ આપો કે સુખી થઇએ. ભગવાનની સાખે કહું છું કે આજથી નંદુને હું સંતાપીશ નહિ.

નંદુ: બાપુ, તઈ અમે હવે જઈએ અમારે ઘેર.

ડોસો: દીકરી, આજ તો બધાં અહીં જ ભેળાં જમીએ તુ લાપસીનું આંધણુ મેલી દે. આજ તને હેમખેમ સાસરે વળાવું છું એટલે મોં મીઠું કર્યા વિના કેમ ચાલે?

*

## સ્વાશ્રયનો અનુરાગ

અબ્રાહમ લિંકન પ્રાંતિક ધારાસભામાં ચૂંટાઈને આવ્યા કે તુરત જ તેમને અભિનંદન આપવા માટે માનવ મહેરામણ ઊમટયો તેમા શ્રીમંતો પણ હતા. શ્રીમંતો આવ્યા ત્યારે અબ્રાહમ લિંકન પોતાના અંગણામા ગાય દોહતા હતા.

થોડી વાર તો બધાયે વિસ્મયમાં પડી ગયા કે આવડા મોટા માણસ શું ગાય દોવે? ક્યાંક આપણો ભ્રમ ના હોય!!

કોઈ ઓને કે ચાલે તેઓને મૂગા ઊભેલા જોઇ અબ્રાહમે તેમને બેસવા માટે કહ્યુ તેઓ બેઠા. ગાય દોવાઇ ગઇ

"અરે! આપ, આપ આવડા મોટા દેશના આગેવાન અને ગાય દોવો તે શું સારું કહેવાય? આ કામ તો ગોવાળોનું ગણાય" એક ભાઇએ અબ્રાહમને કહ્યુ

"ભાઇ જગતનું કોઇ કામ મોટું કે કોઇ કામ નાનું નથી આપણે મહેનત ન કરી શકયા ને તે બીજાને સોપ્યું એટલે તેને આપણે નાનું માની લીધુ બાકી આ જગતમાં સ્વાશ્રય જ માનવીને આગળ લાવે છે મારી પ્રકૃતિમાં જાત મહેનતનો મોટો ફાળો છે"

સાંભળનારા સૌના દિલમાં સ્વાશ્રયના વિચારો ઘૂંટાઇ રહ્યા —ચિત્રભાનુ ગાંગી




હુ અને ભાઈ બૈજનાથજી અમદાવાદ હજુ આવ્યા જ હતા સ્વામી આનદ સચાલિત "નવજીવન કલબ"માં રહેતા હતા. જે ઓરડામાં અમે રહેતા હતા તેમાં એક દિવસે એક હષ્ટ-પુષ્ટ, રંગે ગોરો જુવાન આવ્યો, જાડી ખાદીનુ ધોતિયું, તેનુ જ પહેરણ ટોપી અને બગલમાં મોટો થેલો ફકત એક જ દિવસ તે ત્યાં રહ્યો એ દિવસોમાં સ્વય સેવકોની ભરતી થઇ રહી હતી અમે વિચાર્યું કોઈ સ્વય સેવક ગામડાથી આવ્યો છે. એની વાતચીત, વ્યવહારથી કોઈ ખાસ વિશેષતાનો કંઈ આભાસ ન દેખાયો ચહેરો અલબત્ત, શાંત અને તેજસ્વી હતો એક તો તે અપરિચિત વ્યક્તિ, બીજુ અમને તો અમારા કામથી કામ હતુ અમે તેની તરફ ખાસ ધ્યાન ન આપ્યું, તેની સાથે સાધારણ સ્વય સેવકના જેવો જ વ્યવહાર રાખ્યો તેણે પણ અમારા આ વ્યવહારથી જરાય પોતાની નારાજી ન બતાવી, જરાય સ કેતમાં પણ ઉદાસીનતા ન દેખાડી

એક બે દિવસ પછી સ્વામી આનદે અમને કહ્યુ: "ચાલો આશ્રમમાં જઈએ, ત્યાં નાથજી આવ્યા છે." અમે પૂછ્યુ, "કે નાથજી કોણ છે?" તેમણે કહ્યુ, "કિશોરલાલભાઇના ગુરુ છે" અમારી શ્રદ્ધા વધી. સાબરમતી આશ્રમમાં કિશોરલાલભાઈના ઘરે અમે ગયા ત્યાં એક પરમ શાંત અને તેજસ્વી વ્યકિત કે જેને ખૂબ આદર અને માન અપાઇ રહ્યુ હતુ, ને ઈ જોતાં જ અમે ડઘાઇ ગયા. અરે, આ તો એ જ વ્યકિત છે જેને અમે એક સાધારણ સ્વય સેવક માની બેઠા હતા. આમારા શરીરનું લોહી ઊડી ગયું. અમે લજ્જિત થઈને તેઓની ક્ષમા માગી. તેઓએ કહ્યુ "તમે લોકોએ મને સાધારણ માણસ માન્યો તે બરાબર જ હતું, કિશોરલાલભાઈ મને ગુરુ માને છે તો શું હું બધાનો ગુરુ થઈ ગયો? અને ગુરુ થવું પણ કાંઈ મોટી વાત નથી મને આધ્યાત્મિક વિષયોનો થોડો અનુભવ છે જેનાથી કિશોરલાલભાઈને લાભ થયો, એમની ગૂચવણ ઊકલી ગઈ. તો એમાં કઈ મોટી વાત છે? એમાં મે કર્યું યે શું? જે સાધારણ મનુષ્યનું કર્તવ્ય એક બીજાને સહાયતા દેવી છે, એ જ તો મેં કર્યું. એમાં હું મારી કઈ વિશેષતાની બડાઈ સમજુ તમારે જરાય શરમાવની જરૂર નથી" આ જાતના તેઓના ઉદ્‌ગારોએ તો અમારા હૃદય વધારે જીતી લીધા. બાપુના આશ્રમમાં આ તો બાપુ-જેવા જ વિનયશીલ અને માનવતાના બીજા પ્રતિરૂપ જોવા મળ્યા. જ્યારે ક્યારેય આ પછી અમે પૂજ્ય નાથજીને મળ્યા છીએ અને આદરપૂર્વક નમીને પ્રણામ કર્યાં છે તો તેઓએ એ પર ઉદાસીનતા જ બતાવી છે. જ્યારે અમે પાછા ફરીએ તો પોતે ઊઠીને દરવાજા સુધી આવતા અમારી મના છતાં તેઓ આ નિયમ અથવા સ્વભાવનું પાલન હજુ આજે પણ બરાબર પાળે છે સાચી વિશેષતા તે છે જેનો બીજા અનુભવ કરે, પણ આપણે તેનાથી અજાણ રહીએ. મહમ્મદ પયગમ્બરના જીવન ચરિત્રમાં મેં વાચ્યુ છે કે જ્યારે તેઓ જમાતમાં બેસતાં ત્યારે નવા આવનાર માણસને હજરત મહમ્મદ કયા છે તે એ ળખવા એકદમ મુશ્કેલ બનતું. આવો સાધારણ પહેરવેશ અને રહેણી-કરણી તેઓની હતી તેઓ પોતાના ઘુંટણ સંકોડીને બેસતા કે તેથી પાસેની વ્યકિત સંકોચથી સંકોચાઈને ન બેસે એને બેસવાની પૂરી જગા મળે આવી નમ્રતા, શાલીનતા અને સત્કારની એક અદ્‌ભૂત ઘટના બાપુની પણ આ સમયે યાદ આવી જાય છે.

# મૃત્યુનું કાવ્ય

સાને ગુરુજી

ભારતીય સંસ્કૃતિમાં ઠેકઠેકાણે મૃત્યુ સંબંધે જે વિચારો છે, તે કેટલા મધુર છે કેટલા ભવ્ય છે! ભારતીય સંસ્કૃતિમાં મૃત્યુની ભીષણતા નથી મૃત્યુ તો માનો જીવન-વૃક્ષમાં લાગેલું એક મધુર ફળ છે યા માનો ઈશ્વરનું જ એક સ્વરૂપ છે. જીવન અને મૃત્યુ બન્ને મંગળ ભાવો છે જીવન અને મૃત્યુ વસ્તુતઃ એક રૂપ જ છે રાત્રીમાંથી અરુણોદય થાય છે અને અરુણોદયમાં જ અંતે રાત્રીનું નિર્માણ થાય છે

ગીતામાં કહ્યું છે કે મૃત્યુ એટલે વસ્ત્રો ઉતારીને ફેંકી દેવું કામ કરતાં કરતાં આ વસ્ત્રો જીર્ણ થઈ ગયાં, ફાટી ગયા એટલે ત્રિભુવનની માતા આપણને નવાં વસ્ત્રો લેવા માટે પુકારે છે તે આપણને ઉઠાવી લે છે અને આપણને નવાં વસ્ત્રો પહેરાવીને પછી આ સંસારના પ્રાંગણમાં રમવાને માટે છોડી દે છે અને પોતે દૂરથી તમાશો જુએ છે. કયારેક કયારેક જીવ જન્મ લીધા પહેલાં જ મૃત્યુ પામે છે, કોઈ બાલ્યાવસ્થામાં મરે છે તો કોઈ યુવાવસ્થામાં મૃત્યુ પામે છે મા વસ્ત્રો પહેરાવીને મોકલી દે છે, પણ તેને વસ્ત્રો ન ગમ્યા તો જલદી જ તેમને પાછા બોલાવી લે છે અને નવા કપડાં પહેરાવી દે છે માના ગોખ અમૂલ્ય છે!

આપણી મા કોઈ ભીખારી નથી. એનો ભંડાર તો અનંત વસ્ત્રોથી સભર છે માનો ભંડાર ભર્યો છે આથી એના આપેલા વસ્ત્રો આપણે એકમ ફાડી નાખીએ એ બરાબર નથી જ્યાં સુધી શક્ય હોય ત્યાં સુધી ખૂબ સાવધાનીથી આપણે એ કપડાંનો સદુપયોગ કરવો જોઈએ આપણે તેને સ્વચ્છ અને પવિત્ર રાખવા જોઈએ અને સેવા કરતાં કરતાં જ એને ફાટ! દેવા જોઈએ

દેહ માનો મટકું છે જ્યારે કોઈ મૃત્યુ પામે છે ત્યારે આપણે એની આગળ મટકું લઈને જઈએ છીએ એ તો મટકું હતું, ફૂટી ગયું એમાં રડવાની કઈ વાત છે? એ મટકું તો સેવા કરવાને માટે મળ્યું હતું. મહાન ધ્યેયવૃક્ષમાં પાણી પાવાને માટે આ મટકું મળ્યું હતું કોઈનું મટકું નાનું હોય છે, કોઈનું મટકું મોટું હોય છે તે મહાન કુંભાર અનેક પ્રકારના મટકાંઓ બનાવે છે અને સંસારના બગીચા તૈયાર કરવા ચાહે છે તે ફૂટેલા તૂટેલા મટકાને ફરી સારું કરે છે અને તે મટકું પુનઃ પાણી પીવડાવવા લાગે છે આ પ્રકારનો ક્રમ ચાલી રહ્યો છે.

વિક્ટર હ્યુગોએ એક જગ્યાએ લખ્યું છે 'મનુષ્ય શું છે? એ તો માટીનો ગોળો છે, પરંતુ એમાં એક દૈવી કલા રહેલી છે એ દૈવી-કલાને કારણે જ એ માટીના ગોળાનું મહત્ત્વ છે'

દિગંબર ભગવાન એક માટીનો ગોળો બદલીને બીજો તૈયાર કરે છે, તે તેને દૈવી-કલાથી વિભૂષિત કરીને આ સંસારમાં ફરીથી મોકલે છે જેમ એક પતંગ ફાટી જવાથી નાનાં બાળકો કાગળ લઈને બીજી પતંગ બનાવી લે છે તેમ આ વાત છે ભગવાન જીવરૂપી પતંગને કોઈ અદૃશ્ય છત પર બેસારીને એક ધાગે ઉડાડી રહ્યો છે તે એને ઉપર-નીચે ખેંચી રહ્યો છે જો પતંગ કપાઈ જાય તો તેને ઠીક કરી લે છે નવો કાગળ અને નવો રંગ! ફરીથી એને ઉડાડે છે અનેક રંગ, અનેક આકાર, અનેક ધર્મ અને અનેક વૃત્તિની આ કરોડો પતંગો હંમેશાં ઊડી રહી છે, ફાટી રહી છે અને નવી નવી આવી રહી છે આ એક પ્રચંડ ક્રીડા, એક વિરાટ ખેલ!

મૃત્યુ એ માનો મહાયાત્રા છે, મહાપ્રસ્થાન છે મૃત્યુ એ માનો મહાનિદ્રા છે આપણે હંમેશના પરિશ્રમ પછી સૂઈ જઈએ છીએ નીંદ તો એક પ્રકારનું લઘુ મરણ છે. આખાય જીવનના શ્રમની પછી, અનેક વર્ષોના શ્રમબાદ પણ આપણે આ-

પ્રકારની નીંદ લઈએ છીએ. રોજની ઊંઘ આઠ કલાકની હોય છે; પણ ફરક એટલો જ કે, આ ઊંઘ લાંબી હોય છે.

મૃત્યુનો અર્થ છે માની ગોદમાં જઈને સૂઈ જવું, નાનું બાળક દિવસભર રમે છે, રડે છે, પડે છે. રાત થતાં જ મા તેને ધીરેથી ઉઠાવી લે છે એનાં રમકડાં ત્યાં જ પડ્યાં રહે છે મા એને ગોદમાં લઈને સુવાડી દે છે માની હૂંફ મેળવીને બાળક તાજગી પ્રાપ્ત કરે છે અને સવારે બમણા ઉત્સાહથી રમવા લાગે છે. એ જ હાલ જીવનના છે સંસારમાં થાકેલા જીવને મા ઉઠાવી લે છે બાળકની ઇચ્છા ન હોવાં છતાં પણ તે એને ઉઠાવી લે છે. પોતાના મિત્રની તરફ, પોતાનાં સાંસારિક રમકડાં તરફ બાળક આશાભરી દૃષ્ટિએ જોવા લાગે છે, પણ મા તો બાળકના હિતને ઓળખે છે રડતાં બાળકને તે લઈ લે છે, પોતાની ગોદમાં સુવાડી દે છે અને જીવન-રસ પાઈને પછી મોકલી દે છે

મૃત્યુ એટલે માનો પોતાને પિયેર જવું સાસરિયે ગયેલી છોકરી બે દિવસ માટે પોતાને ઘેર જાય છે અને ત્યાંથી પ્રેમ, ઉત્સાહ, આનંદ અને સ્વતંત્રતા પ્રાપ્ત કરીને પાછી આવે છે, એ જ પ્રમાણે એ જગતમાતા પાસે જઈને આવવું એ જ મૃત્યુ છે બાલ્યાવસ્થામાં જેમ શાળાએ જતું નાનું બાળક રસ્તામાંથી ઘેર પાછું ચાલ્યું આવે છે-પાણી પીવાનું બહાનું, ભૂખનું બહાનું, બિમારીનું બહાનું ઇત્યાદિ બહાના કાઢીને ઘેર આવી જાય છે. એને માના મુખચન્દ્રને જોવાની વ્યાકુળતા રહે છે, એને માના પ્રેમની ભૂખ છે મા એને પ્રેમથી જુએ છે, એના માથા પર હાથ ફેરવે છે. એને મીઠાઈ આપે છે અને વહાલથી કહે છે: 'જાઓ બેટા' બાળક હસતું-કૂદતું ફરી પ્રસન્નતાપૂર્વક શાળાએ જાય છે અને અભ્યાસ કરવા મંડી પડે છે, એ જ રીતે સંસારની શાળાએથી ગભરાયેલા તેમજ ચિડાયેલા જીવ આપણે માના મુખચન્દ્રને જોવાની આશા બાંધી રાખીએ છીએ. આપણે માની પાસે જઈએ છીએ અને ભરપૂર પ્રેમરસ પીને પછી વિદા થવા લાગીએ છીએ

મૃત્યુ માનો વિશ્રામ છે. મૃત્યુ એટલે ગંગા અનંતમાં સ્નાન કરવું પહેલાં, ગભરાયેલા મનનો ગામની બહાર તળાવે જઈને તરી આવે છે, સમુદ્રમાં ડૂબકી લગાવી આવે છે નદીના પાણીમાં નાહી-કૂદી આવે છે. એમ ગોથા-ખાવો જાય છે. જીવનમાં ડૂબવાથી જીવન પ્રાપ્ત થાય છે. મૃત્યુનો એ અર્થ છે! મૃત્યુ એટલે ડૂબકી લગાવવી. સંસારમાં થાકેલા જીવો અનંત જીવનના સમુદ્રમાં ગોથાં લગાવી આવે છે. આ ગોથાં લગાવવા માટે જવું એ જ મૃત્યુ છે. આ એક પ્રકારની છુટ્ટી છે. મૃત્યુનો અર્થ છે અનંત જીવનમાં તરવાને માટે મળેલી છુટ્ટી! એ જીવનમાં નહાઈ-ધોઈને, તાજગી પ્રાપ્ત કરીને આપણે સંસારમાં કર્મ કરવાને માટે આવીએ છીએ

મહાદેવજીના ઊંચા શિખરવાળા મંદિરમાં જવાને માટે સીડીઓ બનાવેલી હોય છે એ જ પ્રમાણે પર્વતના શિખર પર જવાને માટે જન્મ-મરણના પગો રાખીને જીવ જાય છે મરણ એ માનો એક કદમ જ છે મરણ માનો પ્રગતિ જ છે. મરણનો અર્થ છે આગળ જવું. ભગવાન તરફ લઈ જનારી સીડીને આપણે પ્રણામ કરીએ છીએ. તે સીડી આપણને પવિત્ર લાગે છે ધ્યેય-સાધન પ્રતીત થાય છે એ જ પ્રમાણે મૃત્યુ પણ પવિત્ર અને મંગળ છે તે પોતાના દેવની તરફ લઈ જનાર છે

મરણ એ માનો એક પ્રકારનું વિસ્મરણ છે. સંસારમાં સ્મરણ જેટલું જ વિસ્મરણનું પણ મહત્ત્વ છે જન્મ લીધા પછી જે જે વાતો આપણે કરી, જે જે સાંભળ્યું, જે જે જોયું ને જે જે આપણી સમક્ષ આવ્યું તે તે બધાનું જો આપણને સ્મરણ રહે તો કેટલો મહાન બોજ બની જશે! એ પ્રચંડ પર્વતની નીચે આપણે કચડાઈ જઈશું. આ જીવન અસહ્ય બની જશે

જેમ વેપારી હજાર ધંધાઓ કરે છે, પણ અંતે તો એ સરળ શી વાતને જ લક્ષ્યમાં રાખે છે કે, આટલો લાભ થયો ને આટલું નુકસાન થયું! એ જ હાલ જીવનના છે. મરણ એ માનો જીવનના વ્યાપારમાં લાભ-હાનિ જોવાની એક ક્ષણ છે. સાદ-

સિત્તેર વર્ષથી વેપાર ચાલી રહ્યો છે. એનો હિસાબ-કિતાબ જોવાની ક્ષણ જ મૃત્યુ છે. એ લાભહાનિના અનુભવથી લાભ ઉઠાવીને આપણે પુનઃ દુકાન શરૂ કરીએ છીએ, માની આશા લઈને વ્યાપાર શરૂ કરીએ છીએ પ્રેમભરી સ્વતંત્રતા આપનાર મા ક્યારેય કોઈ પ્રતિબંધ મૂકતી નથી.

મૃત્યુની ખૂબ આવશ્યકતા હોય છે. ક્યારેક દુનિયામાં આ વર્તમાન નામ અને રૂપનું સમાપ્ત થવું ઇષ્ટ અને આવશ્યક હોય છે. માનો કે કોઈ દુર્વ્યવહાર કરી રહ્યું હતું. બાદમાં તે એના પર પશ્ચાત્તાપ કરીને સદ્‌વ્યવહાર કરવા લાગે તો પણ દુનિયા એના પાછલા કાળાં કામોને નથી ભુલતી. લોકો કહે છે. 'તે ફલાણી વ્યક્તિ છે ને? એની બધી વાતનો અમને ખ્યાલ છે. એ તો સો ઉંદર મારીને બિલ્લીબાઈ જાત્રાએ ઊપડયાં. એ તો બેકાર ઢોંગ કરે છે. તે પુનઃ પોતાની પુરાણી વાતો પકડી લેશે. એને પશ્ચાત્તાપ કેવો? લોકોના આ ઉદ્ગાર પોતાની જ્વાળામાં જલનાર એ વ્યક્તિના મર્મને સ્પર્શે છે તે તો પોતાની પુરાણી વાતોને ભૂલવા માગે છે; પરંતુ દુનિયા એને ભુલવા નથી દેતી આ અવસર પર પરદાની પાછળ જઈને નવો રંગ અને નવુ રૂપ પ્રાપ્ત કરીને પછી લોકો સમક્ષ આવવુ વધારે સારુ રહે છે.

જો મૃત્યુ ન હોત તો સંસાર કુરૂપ દેખાત. મૃત્યુને કારણે જ સંસારમા સુંદરતા છે. મૃત્યુના કારણે જ સંસારમાં પ્રેમ છે. જો આપણે અમર હોઈએ તો એકબીજાની વાત કે હાલ પણ ન પૂછત, આપણે બધા પથ્થરની જેમ એકબીજાથી દૂર દૂર પડયા રહેત. મનુષ્ય મનમાં વિચાર કરે છે કે, કાલે તો જવુ જ પડશે, પછી દુર્વ્યવહાર શું કામ કરીએ? અને તે પોતાના વ્યવહારોને મધુર બનાવે છે. અંગ્રેજીમાં એક કવિતા છે. તેમાં એક દુખી ભાઈ કહે છે કેઃ 'મારો ભાઈ ક્યા છે? શુ હું એકલો જ બેઠું? એકલો જ નદીકિનારે ઘુમું? પતંગિયાની પાછળ ભાગું? મારો ભાઈ ક્યાં છે? એના જીવનકાળમાં જો હું એને ચાહતો હોત તો કેવું સારું હતું! પણ હવે શું!'

મૃત્યુ ઉપકાર કરનાર છે. જે કામ જીવનથી નથી થતું, તે ક્યારેક મૃત્યુથી થઈ જાય છે. શંભાજી મહારાજના જીવનકાળમાં મરાઠાઓમાં ભાગલાં પડી ગયાં, પરંતુ એમના મહાન મૃત્યુથી મરાઠાઓમાં એકતા સ્થાપિત થઈ ગઈ. મૃત્યુ જ માનો અમૃત સિદ્ધ થયુ. ઈસુના જીવનમાં જે ન થયુ, તે એના શૂળી પર જવાથી થયું. મૃત્યુમાં અનંત જીવન હોય છે.

આપણે એવુ સમજીએ છીએ કે, મૃત્યુ એ અંધકાર છે. પણ નહી, મૃત્યુ તો અમર પ્રકાશ છે. મૃત્યુનો અર્થ છે નિર્વાણ. અર્થાત્ અનંત જીવન પ્રગટાવવુ ભગવાન બુદ્ધ કહેતા હતા : 'તમારું નિર્વાણ કરો, ત્યારે જગત સાથે સાચો પ્રેમ કરી શકશો. તમારી જાતને વીસરી જાઓ. તમામ વૈયક્તિક આશા-આકાંક્ષાઓ, ક્ષુદ્ર સ્વાર્થ, લોભ વિગેરે ભૂલી જાઓ, ત્યારે જ સાચું, અમર જીવન પ્રાપ્ત કરી શકશો.' પોતાની તમામ આસક્તિઓ ભૂલવી, શરીરની, મનની તથા ઈન્દ્રિયોની સ્વાર્થી વાસનાઓને ભુલવી એ જ માનો મૃત્યુ છે આપણે પણ આ જીવનમાં આ મૃત્યુનો અનુભવ પ્રાપ્ત કરી શકીએ છીએ. જેમ નાળિયેરનું પાણી સુકાઈ જવાથી અંદરનો દડો અલગ થવાથી ખખડે છે, તેમ દેહેન્દ્રિયોથી આત્માને અલગ કરીને વ્યવહાર કરવો એ જ માનો મૃત્યુ છે. તુકારામ મહારાજ એટલે જ કહેતા હતા—

અપની આંખો હી મૈંને તો
અપની મૃત્યુ દેખ લી હૈ.
અનુપમ થા મેરા સુખ-સુહાગ!

જે એક વાર મૃત્યુનો અનુભવ કરી લે છે, એનું પછી મૃત્યુ નથી થતુ. જીવતાં હોવા છતાં પણ જે મરતાં શીખે છે, તે ચિરંજીવી થાય છે.

જર્મનમાં એક પ્રસિદ્ધ દંતકથા છે. એક રાક્ષસ છે. ભગવાને એ રાક્ષસને શ્રાપ દીધો છે કે, 'ક્યારેય તારુ મૃત્યુ થશે નહી.' જો એ રાક્ષસ આપણા દેશમાં હોત તો તે આને વરદાન સમજત. એણે કહ્યું હોત કેઃ ક્યારેય ન મરવુ એ તો અધિક સૌભાગ્યની વાત ગણાય; પરંતુ જર્મન દેશનો તે રાક્ષસ પરેશાન

થઈ ગયો. એને પોતાના જીવનથી નફરત ઊભી થઇ. તે ચાહે છે કે, તે પોતાના શરીરને ભૂંસી જાય એનો આત્મા ચાહે છે કે, એને વળગેલો આ દેહરૂપી માટીનો ગોળો તૂટી જાય. તે ચાહે છે કે, આ દેહ-રૂપી આ શરીરનો ગોળો ક્યારેક ને ક્યારેક પડી જાય; પરંતુ એનું મૃત્યુ થતું જ નથી તે ઊંચા પર્વત પરથી પોતાની જાતને પડતી મૂકે છે, પણ તે દડાની જેમ ઊછળી જાય છે. અગ્નિ એને બાળી શકતો નથી. પાણી એને ડુબાડી શકતું નથી. ફાંસીનો ગાળિયો એને માટે હાર બની જાય છે. વિષ અમૃત બની જાય છે. ભગવાનનું નામ સાંભળતાં જ તે દાંત પીસવા લાગે છે, મુઠ્ઠીઓ વાળવા લાગે છે, એના હૃદયમાં હોળી જલવા લાગે છે, પરંતુ આ હોળીને શાંત કરનાર મૃત્યુના મેઘ વરસતા નથી એ દયનીય રાક્ષસની દુરાવસ્થાનો અંત આવતો નથી એને મૃત્યુનું સૌભાગ્ય પ્રાપ્ત થતું નથી.

આ દશા કેટલી અસહ્ય છે! મૃત્યુ આપનાર પ્રભુનો આપણે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે! મૃત્યુ માનો જીવ અને ઇશ્વરનું રહસ્ય છે. મરણ એ જીવનની ચિરાડમાં પેસી જનાર કીચડ છે મરણનો અર્થ છે - પુનર્જન્મ.

અમાવાસ્યાને દિવસે આપણને અંધારું દેખાય છે એવું લાગે છે કે, ચન્દ્રમા નથી, પણ સમુદ્રમાં ભરતી અમાસને દિવસે આવે છે.

અમાવાસ્યાના દિવસે સૂર્ય-ચન્દ્રનું મિલન થાય છે. ચંદ્ર સૂર્ય સાથે એકરૂપ થાય છે. આ જ રીતે મૃત્યુ એ જીવનની અમાવાસ્યા છે જીવ ઇશ્વરની સાથે મળી જાય છે તે વિશ્વભરમાં વિલીન થઈ જાય છે. અમાવાસ્યાને દિવસે સૌથી મોટી ભરતી આવે છે એ જ રીતે મૃત્યુનો અર્થ છે: અનંત જીવનમાં વિલીન થઇ જવું મૃત્યુની અમાવાસ્યા એ માનો જીવનની મહાન તેજોમય પૂર્ણિમા છે

દેશબંધુદાસે પોતાની મૃત્યુવેળાએ એક કાવ્ય લખ્યું હતું તેમાં લખ્યું છે 'હે પ્રભુ! મારા જ્ઞાનાભિમાનની પોટલી મારા મસ્તક પરથી ઉતારી લે મારાં પુસ્તકોની પોટલી મારા ખભા પરથી હવે ઉતારી લે. એ બોજને ઉઠાવીને હું હવે જીર્ણ-શીર્ણ થઇ ગયો છું. મારામાં પ્રાણ નથી. હું નિરંતર જોર જોરથી હાંફી રહ્યો છું. હું પગલે પગલે હાંફું છું. મારી આંખોની સમક્ષ અંધકાર છવાઇ ગયો છે, મારા આ બોજને હવે તું ઉતારી લે.'

'જેના મસ્તક પર મોરમુકુટ છે, હાથોમાં વાંસળી છે. એ રાધારમણ શ્યામસુંદર ગોપાળને જોવાને માટે મારું મન વ્યાકુળ છે.'

'હવે વેદની આવશ્યકતા નથી, વેદાંતની આવશ્યકતા નથી. હવે તો તમામ ભૂલી જવા દો, હવે તો મને આપનું તે અનંત રાજ્ય બતાઇ રહ્યું છે. પ્રભુ! હું તારા કુંજના દ્વારે આવી ગયો છું હું મારા પ્રિય દ્વાર પર આવી ગયો છું. મારા નિર્વાણોન્મુખ દીપકને પ્રજ્વલિત કરવાને હું તારા દ્વાર પર આવ્યો છું'

મૃત્યુનો અર્થ છે ખાલી દીપકમાં તેલ પૂરવું. અખંડ દીપને પુનઃ પ્રજ્વલિત કરવો, પ્રકાશ પ્રાપ્ત કરવા માટે જવું એ જ મૃત્યુ છે. આ કલ્પના કેટલી સહૃદય છે! જીવનથી નફરત નહી, સેવાની આળસ નહી!

કહત તુકારામ હે ભગવાન<br>
હમે જન્મ દે, દે ફિર જીવન!

સંત આ જ માગણી કરે છે તેઓ અનંત સંસારમાં ફરી ફરી રમવાને માટે આવે છે. તેઓ ખૂબ જ ધૈર્યશાળી ખેલાડી હોય છે.

ભારતીય સંસ્કૃતિમાં મૃત્યુ અમર આશાવાદ છે. ભારતીય સંસ્કૃતિ જેવી આશાવાદી બીજી કોઇ સંસ્કૃતિ નથી. મૃત્યુ પશ્ચાત્ તમે ફરી ખેલવાને માટે આવશો રાતે સૂતેલું બાળક ફરી આગલા દિવસના રમકડાંથી જ રમે છે એ જ રીતે આપણે પણ મૃત્યુ પછી પાછા પહેલા જેવી જ વાતો અને વ્યવહારો શરૂ કરીએ છીએ પહેલાનું જ્ઞાન આપણને મળી જાય છે પહેલાંના અનુભવ પણ મળી જાય છે. પૂર્વ-જન્મની બીજી બધી વાતો વિસ્મૃત કરી દઇએ છીએ, પરંતુ જ્ઞાનાનુભવનો અર્થ આપણી પાસે રહે છે પૂર્વજન્મનો સાર ગ્રહણ કરીને આપણે

નવજીવન પ્રાપ્ત કરીએ છીએ.

ભારતીય સંસ્કૃતિ આ રીતે આશા દ પ્રગટ કરે છે: 'કંઇ પણ વ્યર્થ નથી જતુ. આશાથી કાર્ય કરો, ધીરેધીરે તમને પૂર્ણતા પ્રાપ્ત થશે. જે ધીર છે તે ગંભીર છે. મૃત્યુ એ માને ફરી નવી શક્તિથી નવા ઉત્સાહથી ધ્યેય—પ્રાપ્તિની તૈયારી છે'

મરણનો અર્થ છે જબરજસ્તીથી અનાસક્તિ શીખવવી ઉપનિષદ્ કહે છે: 'तेन त्यक्तेन भुञ्जीथा ॥' અરે ભાઇ. સસારમા અન્યનો અભાવ મિટાવી દે અને સ્વયં ઉપભોગ કર, પણ આપણે આ આદેશને ભૂલી ગયા છીએ. આપણે ભંડાર ભરી લઈએ છીએ. પોતાના નામે પૈસા એકઠા—જમા કરીએ છીએ. પડોશી, દુખી—દુનિયા મરતી રહે છે અને જીવનો ઉદ્ધાર કરનાર મૃત્યુ આવી જાય છે. આ સચયના કીચડમાંથી જીવને ઉપર ઉઠાવવાને માટે મૃત્યુ એ માનો માના મંગલ—હાથ છે. આસક્તિના કીચડમાં રગદોળાયેલા જીવને ધોઇને સ્વચ્છ કરનાર તે હાથ છે.

'धूलि धूसरित है यह तन-मन
निज अमृत करसे धो दे भगवन्,
सुला मुझे चरणोंमें निशदिन,
भगवान किसे कहु ? अब कया कहु ?'

આ જાતની જીવની હાર્દિક પુકાર હોય છે. સસારની કોઇ પણ અન્ય વસ્તુ આ ગદકીને દૂર કરી શકતી નથી સેકડો મંદિરોનો નાશ કરીને જમા કરેલી સપત્તિના કીચડમા મહંમદ દટાઇ ગયો હતો દેડકાની જેમ તે એ કાદવમાં બિછાતો—કૂદતો હતો ઇશ્વરથી મનુષ્યનું આ અધ:પતન જોયુ ગયું નહી. મહમદનો ઉદ્ધાર કરવાને માટે તે સ્વયં દોડયા. મહમદ રડવા લાગ્યો આસક્તિમય સહારો એનાથી છૂટતો નહોતો, પરંતુ ઇશ્વરે એને ઉઠાવી જ લીધો એને મૃત્યુરૂપી સાબુ લગાવીને ધોઇને સ્વચ્છ કર્યો.

'मेरा यह मालिन्य है मा,
तेरे बीना कौन धो सकता ?'

જીવની આ મલિનતા ધોવાને માટે હાથમાં અમૃત લઇને આવનાર જગદજનની વિના કોણ સમર્થ છે ?

મૃત્યુ આપણને સાવધાન કરે છે આ વાત સ્પષ્ટતાથી આપણી સમજમા આવી જાય છે કે, આપણે બધુ જ છોડીને જવાનુ છે. ભગવાનના દ્વાર પર આપણે નમ્ર બનીને જવુ જોઇએ. સોયની અણીમાંથી હાથી ભલે નિકળી જાય પણ સસારને દીનહીન બનાવીને સ્વય કુબેર બનેલો અને વનના મદથી મત્ત બનેલો મનુષ્ય ભગવાનના દરવાજાની અદર પ્રવશી શકતો નથી.

'अर्ध खुल्ला है स्वर्ग द्वार पर
नरक द्वार तो सदा खुल्ला.'

નરકમાં તો એ લોકોની મોટરો જઇ શકે છે, પણ સ્વર્ગ સાકડા માર્ગ પરથી બીજાને માટે કષ્ટ—સહન કરીને હાડકાનો મજબૂત બનેલો માણસ જ જઈ શકે છે.

ભારતીય સસ્કૃતિ કહે છે. 'નરતી વેળાએ તો ગાદી પરથી થોડા નીચે આવો જ્યારે આપણે બહાર અહીંતહીં ઘૂમીએ છીએ ત્યારે તો કોટ—બૂટ પહેરીને જઇએ છીએ. એ વખતે આપણામા ખૂબ અભિમાન આવી જાય છે, પરંતુ સધ્યા સમયે જ્યારે આપણે ઘેર આવીને તુલસીની પાસે આંગણામા બેસી માને મળવાને માટે જઇએ છીએ ત્યારે દુપટ્ટો, કોટ, સાફો આદિ ખીંટી પર જ પડ્યા રહે છે. આપણે માની પાસે નગ્નાવસ્થામાં જ જઇએ છીએ કે, જેથી તે આપણા પર પોતાનો મંગળ હાથ ફેરવે. આ પ્રમાણે સસારમા હરીફરીને પછી જ્યારે જીવનના સધ્યાકાળે આપણે માને મળવા માટે જઇએ છીએ ત્યારે દાગીના તથા મૂલ્યવાન વસ્ત્રો આપણે દૂર મૂકી દેવા જોઇએ. આપણે કેવળ એક ભક્તિ—પ્રેમનો વેશ લઇને જ માની પાસે જવુ જોઇએ.

પણ કયારેક ખુલ્લા શરીરે માને મળવામાં શરમ આવે છે દુર્યોધનની એ ઇચ્છા હતી કે, માની દષ્ટિ એના સરાયે દેહ પર પડે અને તે અમર બની જાય; પરંતુ એને શરમ આવી આખર એણે કૂલેનું વસ્ત્ર પહેરી લીધુ એથી એનું શરીર તો અમર થઇ ગયું. પણ પુષ્પોથી ઢકાયેલી એની જાંઘ ભીમની

ગદા વડે ચૂરેચૂરા થઈ ગય માની પાસે પરદા જેવુ નહી હોવુ જોઈએ જો અમર બનવા ચાહો છો તો બાળક બનીને જાઓ જ્યારે આપણે જન્મીએ છીએ ત્યારે માથી અળગા થવાને કારણે રડીએ છીએ, પણ મૃત્યુ વેળાએ ફરી માની પાસે જવુ છે તો હસતા જાઓ જન્મ વખતે આપણે રડ્યાં અને લોકો હસ્યાં હવે મૃત્યુ વખતે આપણે હસીએ અને એવી વાતો કરીએ કે, લોકો આપણી મધુર સ્મૃતિમાં રડે

કયા પ્રકારનું જીવન આપણે વિતાવ્યું, એની પરીક્ષા એ જ મૃત્યુ છે તમારાં મૃત્યુથી તમારાં કાર્યોની કિંમત આંકવામા આવશે જે મૃત્યુ સમયે રડશે તેનું જીવન રુદનપૂર્ણ જ સમજવુ જોઈએ જે મૃત્યુ સમયે હસે તેનું જીવન કૃતાર્થ સમજવુ જોઈએ મહાપુરુષોનું મૃત્યુ એક દિવ્ય વસ્તુ છે તે અનંતનું દર્શન છે એમાં કટલી મહાન શાંતિ છે, કેટલુ સમાધાન !

સુકરાત મૃત્યુ સમયે અમૃત્વનો સ્વાદ લઈ રહ્યો હતો મરતી વખતે ગેટએ કહ્યુ હતુ કે 'અધિક પ્રકાશ, અધિક પ્રકાશ!' તુકારામ મહારાજ પણ 'રામકૃષ્ણ હરિ' ગાતા જ મૃત્યુ પામ્યા સમર્થે કહ્યુ હતુ કમ રડો છો? મારો 'દાસબોધ' તો છે' લોકમાન્ય તિલક પણ 'યદા યદા હી ધર્મસ્ય' વાળો શ્લોક બોલતા બોલતાં જ ચાલ્યા ગયા અને પૂ ગાંધીજી પણ બન્ને હાથ જોડીને 'હે રામ' કહીને આ અવની પરથી વિદાય થયા

સંસારમાં આ પ્રકારના કેટલાયે મહાપ્રસ્થાન થઈ ગયાં હશે મૃત્યુ માનો શાંતિ છે મૃત્યુ માનો નવજીવનનો આરંભ છે મૃત્યુ માનો આનંદનું દર્શન છે મૃત્યુ માનો મહાપર્વ છે તે આત્મા અને પરમાત્માની એકતાનું સંગીત છે મૃત્યુ એટલે માનો પોતાના પ્રિયતમની પાસે જવુ !

કરલે સિંગાર ચતુર અલબેલી
સાજનકે ઘર જાના હોગા
મિટ્ટી ઓઢાવન, મિટ્ટી બિછાવન,
મિટ્ટીમે મિલ જાના હોગા.
નહા લે, ધો લે, શીસ ગૂંથા લે,
ફિર વહાંસે નહી આના હોગા.

આ ગીત કેટલુ સુંદર છે એના ભાવ કેટલા સુંદર છે ! મરણનો અર્થ છે સંસારથી વિયોગ, પણ જગદીશ્વરને મળવુ આત્મા અને પરમાત્માનું મિલન જ મૃત્યુ છે જ્યારે મનુષ્ય મરી જાય છે ત્યારે આપણે એને નવા વસ્ત્રો પહેરાવીએ છીએ એને સ્નાન કરાવીએ છીએ, એને સજીએ છીએ, માનો તે વિવાહ જેવુ મંગળ કાર્ય હોય મરણ એટલે માનો વિવાહ મંગલ !

ભારતીય સંસ્કૃતિએ મૃત્યુનો ડંખ તોડીફોડીને એને સુંદર અને મધુર બનાવી દીધો છે પ્રાણો મૃત્યુ'। મૃત્યુ પ્રાણ છે આ જાતના સદ્ધાંતની સ્થાપના કરવામાં આવી છે મૃત્યુ માનો ખેલ છે, મૃત્યુ માનો આનંદ છે મૃત્યુ માનો મેવા-મીઠાઈ છે મૃત્યુ એટલે પુરાણાં વસ્ત્રો કાઢવા, મરણ એ માનો ચિર-વિવાહ છે

જે સંસ્કૃતિએ મૃત્યુને જીવન બનાવી દીધુ, એના ઉપાસકોમાં આજે મૃત્યુનો અપાર ડર ભર્યો છે એમનાથી મૃત્યુ શબ્દ જ સહી શકાતો નથી બધા લોકો કેવળ શરીરનું જ લાલન-પાલન કરનાર બની ગયા છે જે મહાન ધ્યેયને માટે આ દેહરૂપી મટકીને હસતાં હસતા ફોડવાને માટે તૈયાર હોય તેઓ જ ભારતીય સંસ્કૃતિના સાચા ઉપાસકો છે પોતાના નશ્વર-દેહને પ્યાર કરનાર ભારતીય સંસ્કૃતિના નામને સુશોભિત કરતા નથી સારાયે રાગ-દ્વેષ અને વિષમય વૈષમ્યને દૂર કરવાને માટે દેહનું બલિદાન કરવાને માટે જ્યાર લાખો યુવક-યુવતીઓ તૈયાર હશે ત્યારે જ ભારતીય સંસ્કૃતિની સૌરભ ચોદિશામા ફેલાશે અને ભારત નવા તેજથી જગમગી ઊઠશે

*

# જલ સમાધિ

જયંત વસા

સુંદરલાલ કંઈ 'સુંદર' ન હતો. 'એક નૂર આદમી' વાળી કહેવત સુંદરલાલને જરા યે લાગુ નહોતી પડતી એક તો તેની પાસે 'નૂર' ન હતું બીજું હજાર નૂર કરવા માટે તેની પાસે કપડાં લેવાના પૈસા ન હતા એટલે સુંદરલાલને એ કહેવત પ્રત્યે-થોડે અંશે-પણ તિરસ્કાર હતો

સુંદરલાલ પાન બીડીનો નાનો સરખો થડો રાખી પોતાનું અને નાની બહેનનું ગાડું ગબડાવતો જાતે બ્રાહ્મણ હતો એટલે કોઇ કોઇ ઘરે જઇ 'દયા-પ્રભુની' કરી થોડો બાજરા-ઘઉંનો મિશ્ર લોટ લઇ આવતો અને તેથી તેને ગાડું ગબડાવવામાં ખાસ મુસીબત પણ પડતી નહોતી મા બાપ તો નાનપણમાં જ ગુજરી ગયેલા-બાપ કંઇક બસો ત્રણસોની મૂડી મૂકી ગયેલા અને તેમાથી તેણે આઠ આનાની માસિક ભાડાવાળી ૧૦×૬ ની હાટડી-વગર પાઘડીએ-લઇ પાન-બીડીનો થડો જમાવ્યો. ત્યારથી-એટલે કે બાર વર્ષથી-સુંદરલાલ આ જ ધંધો કરતો થોડા વખત પછી-ગામમા-શોખીનો વધ્યા પછી-છેલ્લે ઠીક ઠીક-પરકની-ની પણ જમાવટ કરી દીધી હતી મહિને વીસેક રુપિયા પાકું મારીને કમાઈ લેતો

સુંદરલાલ સ્વભાવે જેટલો પાતળો હતો તેટલો જ શરીર જાડો હતો અને તેથી જ પેનો મિત્ર ભાઇ વાસામાં ધબ્બો લગાવી કહેતો કે, 'અલ્યા સુંદરિયા, તું તો દિવસે દિવસે જામતો જા'છે' તે બોલતો થોડું પણ વિચારતો ઘણું તેને ઘણીવાર ફીનલેના ધોતિયા, ડબલ ઘોડા મોરકીનું ખમીશ, કુમના બૂટ અને રૂવટીવાળી ટોપી પહેરવાનું દિલ થઇ આવતું પણ હજી સુધી તો બદામી ૭૫ ધોતિયું ચલ્તીનું ખમીશ, ઓખાઈ જોડાં અને ધોળી-પણ પાનનાં ડાઘવાળી ટોપી-જ પોતાનું સ્થાન અવિચલ જમાવી રહ્યા હતા ધોતિયું અને પહેરણ ચિત્રવિચિત્ર રંગો ધારણ કરતા

સુંદરલાલે હવે એક બાંકડો અને બે ત્રણ જૂની ખુરશીઓ એટલા સાધન વસાવ્યા હતાં અને તે સાધનો તે બહાર બજારમાં ગોઠવતો કોઈ લહેરી લાલાઓ-પાણીનું બેલડું માથે લઇ જતી પનિહારીઓને મદભર નયને નીરખવા માટે આ બાંકડા-ખુરશી ઉપર બેસી-ગલોફામાં પાનનો ડૂચો લગાવી-મોંમાં સિગરેટ રાખી-સ્થાન જમાવતા જતી-આવતી પનિહારીઓને-પોતાનું અસ્તિત્વ અહીં છે એવું ભાન કરાવવા મોટેથી વાતો કરી, ખોંખારો મારી, પાનની પિચકારી રસ્તા ઉપર મારતાં અને સિગરેટનાં ધુમાડાના ગોટેગોટા કાઢતા

સુંદરલાલની ઉંમર તેના કહેવા મુજબ ચોવીશ વર્ષની પણ ખરી તો છવીશની તેની નાની બહેન લક્ષ્મી-ગામ લોકો તેને લખડી કહેતા-તેર પૂરા કરી ચૌદમા પ્રવેશ કરતી હતી લક્ષ્મીનું રૂપ અસાધારણ તો નહિ પણ ઠીક ઠીક કહેવાય જેવું સુંદરલાલ જાડો તેવી જ લક્ષ્મી પાતળી પાતળી એટલે-નાજુક ખરી પણ નબળી તો નહિ જ. તેના દરેક અવયવ સુમેળ અને ઘાટીલા હતાં તે કાંઈ હમણાં હમણાં-પણ ઠીક કરી ગઈ હતી લક્ષ્મીનું લાલિત્ય મોહક હતું તે-મીઠું નાનું મુખ-ઘાટીલું અણીદાર નાક, કાળી પણ કોડભરી ઝીણી આંખો માટે અનેક જુવાનો મથતા-પણ લક્ષ્મીની નજર હજુ કોઇનાં ઉપર સ્થિર થઇ ન હતી

સુંદરલાલ જ્યારે વીશેક વર્ષનો હતો ત્યારે તેણે સાત આઠ વર્ષની લક્ષ્મી ઉપર ટેલે ઘણી આશા બાંધેલી લક્ષ્મી તેર-ચૌદ વર્ષની થાય તેની રાહ જોતો રહેતો

સુંદરલાલની નાતના રિવાજ મુજબ-બંને કુટુંબ સામસામી દીકરી આપે એટલે તેની એવી ઇચ્છા હતી કે લક્ષ્મીને કોઇ સારા એવા ઠેકાણે આપી, પોતે પણ લક્ષ્મીની નણંદ-કે સાળી લાવશે આ

ફટકા વડે ચૂરેચૂરા થઈ ગઈ. માની પાસે પરદા જેવુ નહી હોવુ જોઈએ જો અમર બનવા ચાહો છો તો બાળક બનીને જાઓ જ્યારે આપણે જન્મીએ છીએ ત્યારે માથી અળગા થવાને કારણે રડીએ છીએ, પણ મૃત્યુ વેળાએ ફરી માની પાસે જવુ છે તો હસતા જાઓ જન્મ વખતે આપણે રડયાં અને લોકો હસ્યા. હવે મૃત્યુ વખતે આપણે હસીએ અને એવી વાતો કરીએ કે, લોકો આપણી મધુર સ્મૃતિમાં રડે

કયા પ્રકારનું જીવન આપણે વિતાવ્યું, એની પરીક્ષા એજ મૃત્યુ છે તમારાં મૃત્યુથી તમારાં કાર્યોની કિંમત આંકવામાં આવશે જે મૃત્યુ સમયે રડશે તેનું જીવન રુદનપૂર્ણ જ સમજવુ જોઇએ જે મૃત્યુ સમયે હસે તેનુ જીવન કૃતાર્થ સમજવુ જોઇએ મહાપુરુષોનુ મૃત્યુ એક દિવ્ય વસ્તુ છે તે અનંતનું દર્શન છે એમાં કેટલી મહાન શાંતિ છે, કેટલુ સમાધાન !

સુકરાત મૃત્યુ સમયે અમૃતત્વનો સ્વાદ લઈ રહ્યો હતો મરતી વખતે ગેટએ કહ્યુ હતુ કે 'અધિક પ્રકાશ, અધિક પ્રકાશ!' તુકારામ મહારાજ પણ 'રામકૃષ્ણ હરિ' ગાતા જ મૃત્યુ પામ્યા સમર્થે કહ્યુ હતુ કમ રડો છો? મારો 'દાસબોધ' તો છે' લોકમાન્ય તિલક પણ 'યદા યદા હી ધર્મસ્ય' વાળો શ્લોક બોલતા બોલતાં જ ચાલ્યા ગયા અને પૂ ગાંધીજી પણ બન્ને હાથ જોડીને 'હે રામ' કહીને આ અવની પરથી વિદાય થયા

સંસારમાં આ પ્રકારના કેટલાયે મહાપ્રસ્થાન થઈ ગયાં હશે મૃત્યુ માનો શાંતિ છે મૃત્યુ માનો નવજીવનનો આરંભ છે મૃત્યુ માનો આનંદનું દર્શન છે મૃત્યુ માનો મહાપર્વ છે તે આત્મા અને પરમાત્માની એકતાનું સંગીત છે મૃત્યુ એટલે માનો પોતાના પ્રિયતમની પાસે જવુ !

કરલે સિંગાર ચતુર અલબેલી
સાજનકે ઘર જાના હોગા
મિટ્ટી ઓઢાવન, મિટ્ટી બિછાવન,
મિટ્ટીમે મિલ જાના હોગા.
નહા લે, ધો લે, સીસ ગૂંથા લે,
ફિર વહાસે નહી આના હોગા.

આ ગીત કેટલું સુંદર છે એના ભાવ કેટલા સુંદર છે ! મરણનો અર્થ છે સંસારથી વિયોગ, પણ જગદીશ્વરને મળવુ આત્મા અને પરમાત્માનું મિલન જ મૃત્યુ છે જ્યારે મનુષ્ય મરી જાય છે ત્યારે આપણે એને નવા વસ્ત્રો પહેરાવીએ છીએ એને સ્નાન કરાવીએ છીએ, એને સજીએ છીએ, માનો તે વિવાહ જેવુ મંગળ કાર્ય હોય મરણ એટલે માનો વિવાહ મંગલ !

ભારતીય સંસ્કૃતિએ મૃત્યુનો ડંકો તોડીફોડીને એને સુંદર અને મધુર બનાવી દીધો છે પ્રાણો મૃત્યુ'। મૃત્યુ પ્રાણ છે. આ જાતના સદ્ધાંતની સ્થાપના કરવામાં આવી છે મૃત્યુ માનો ખેલ છે, મૃત્યુ માનો આનંદ છે મૃત્યુ માનો મેવા-મીઠાઈ છે મૃત્યુ એટલે પુરાણા વસ્ત્રો કાઢવા, મરણ એ માનો ચિર-વિવાહ છે

જે સંસ્કૃતિએ મૃત્યુને જીવન બનાવી દીધુ, એના ઉપાસકોમાં આજે મૃત્યુનો અપાર ડર ભર્યો છે એમનાથી મૃત્યુ શબ્દ જ સહી શકાતો નથી બધા લોકો કેવળ શરીરનું જ લાલન-પાલન કરનાર બની ગયા છે જે મહાન ધ્યેયને માટે આ દેહરૂપી મટકીને હસતાં હસતા ફોડવાને માટે તૈયાર હોય તેઓ જ ભારતીય સંસ્કૃતિના સાચા ઉપાસકો છે પોતાના નશ્વર-દેહને પ્યાર કરનાર ભારતીય સંસ્કૃતિના નામને સુશોભિત કરતા નથી સારાયે રાગ-દ્વેષ અને વિષમય વૈમનસ્યને દૂર કરવાને માટે દેહનું બલિદાન કરવાને માટે જ્યારે લાખો યુવક-યુવતીઓ તૈયાર હશે ત્યારે જ ભારતીય સંસ્કૃતિની સૌરભ ચોદિશામા ફેલાશે અને ભારત નવા તેજથી જગમગી ઊઠશે

*

# જલ સમાધિ

જયંત વસા

સુંદરલાલ કંઇ 'સુંદર' ન હતો. 'એક નૂર આદમી' વાળી કહેવત સુંદરલાલને જરા યે લાગુ નહોતી પડતી. એક તો તેની પાસે 'નૂર' ન હતું. બીજું હજાર નૂર કરવા માટે તેની પાસે કપડાં લેવાના પૈસા ન હતા. એટલે સુંદરલાલને એ કહેવત પ્રત્યે-થોડે અંશે-પણ તિરસ્કાર હતો.

સુંદરલાલ પાન બીડીનો નાનો સરખો થડો રાખી પોતાનું અને નાની બહેનનું ગાડું ગબડાવતો. જાતે બ્રાહ્મણ હતો. એટલે કોઇ કોઇ ઘરે જઇ 'દયા-પ્રભુની' કરી થોડો બાજરા-ઘઉંનો મિશ્ર લોટ લઇ આવતો. અને તેથી તેને ગાડું ગબડાવવામાં ખાસ મુસીબત પણ પડતી નહોતી. મા બાપ તો નાનપણમાં જ ગુજરી ગયેલા-બાપ કંઇક બસો ત્રણસોની મુડી મુકી ગયેલાં અને તેમાંથી તેણે આઠ આનાની માસિક ભાડાવાળી ૧૦×૬ ની હાટડી-વગર પાઘડીએ-લઇ પાન-બીડીનો થડો જમાવ્યો. ત્યારથી-એટલે કે બાર વર્ષથી-સુંદરલાલ આ જ ધંધો કરતો. થોડા વખત પછી-ગામમાં-શોખીનો વધ્યાં પછી-છેલ્લે ડીલક્ષ-મરકલી-ની પણ જમાવટ કરી દીધી હતી. મહિને વીસેક રૂપિયા પાકું મારીને કમાઇ લેતો.

સુંદરલાલ સ્વભાવે જેટલો પાતળો હતો તેટલો જ શરીરે જાડો હતો અને તેથી જ પેલો મિયાં-ભાઇ વાંસામાં ધબ્બો લગાવી કહેતો કે, 'અલ્યા સુંદરિયા, તું તો દિવસે દિવસે જામતો જા'છ.' તે બોલતો થોડું પણ વિચારતો ઘણું. તેને ઘણીવાર ફીનલેના ધોતિયા, ડબલ ઘોડા બોસ્કીનું ખમીશ, ક્રુમના બૂટ અને રુંવાટીવાળી ટોપી પહેરવાનું દિલ થઇ આવતું. પણ હજી સુધી તો બંદર છાપ ધોતિયું ચટ્ટીનું ખમીશ, ઓખાઈ જોડાં અને ધોળી-પણ પાનનાં ડાઘવાળી ટોપી-જ પોતાનું સ્થાન અવિચલ જમાવી રહ્યાં હતાં. ધોતિયું અને પહેરણ ચિત્રવિચિત્ર રંગો ધારણ કરતા.

સુંદરલાલે હવે એક બાંકડો અને બે ત્રણ જૂની ખુરશીઓ એટલા સાધન વસાવ્યા હતાં. અને તે સાધનો તે બહાર બજારમાં ગોઠવતો. કોઈ લહેરી લાલાઓ-પાણીનું બેલડું માથે લઇ જતી પનિહારી-ઓને મદભર નયને નીરખવા માટે આ બાંકડા-ખુરશી ઉપર બેસી-ગલોફામાં પાનનો ડૂચો લગાવી-મોંમાં સિગરેટ રાખી-સ્થાન જમાવતા. જતી-આવતી પનિહારીઓને-પોતાનું અસ્તિત્વ અહીં છે એવું ભાન કરાવવા મોટેથી વાતો કરી, ખોંખારો મારી, પાનની પિચકારી રસ્તા ઉપર મારતાં અને સિગરેટનાં ધુમાડાના ગોટેગોટાં કાઢતાં.

સુંદરલાલની ઉંમર તેના કહેવા મુજબ ચોવીશ વર્ષની પણ ખરી તો છવીશની. તેની નાની બહેન લક્ષ્મી-ગામ લોકો તેને લખડી કહેતા-તેર પુરા કરી ચૌદમાં પ્રવેશ કરતી હતી લક્ષ્મીનું રૂપ અસાધારણ તો નહિ પણ ઠીક ઠીક કહેવાય. જેવો સુંદરલાલ જાડો તેવી જ લક્ષ્મી પાતળી. પાતળી એટલે-નાજુક ખરી પણ નબળી તો નહિ જ. તેના દરેક અવયવ સુમેળ અને ઘાટીલા હતાં. તે કાકું હમણાં હમણાં-પણ ઠીક કરી ગઈ હતી. લક્ષ્મીનું લલિત્ય મોહક હતું. તે-મીઠું નાનું મુખ-ઘાટીલું અણીદાર નાક, કાળી પણ કોડભરી ઝીણી આંખો-માટે અનેક જુવાનો મરતાં-પણ લક્ષ્મીની નજર હજુ કોઇનાં ઉપર સ્થિર થઇ ન હતી

સુંદરલાલ જ્યારે વીશેક વર્ષનો હતો ત્યારે તેણે સાત આઠ વર્ષની લક્ષ્મી ઉપર તેણે ઘણી આશા બાંધેલી. લક્ષ્મી તેર-ચૌદ વર્ષની થાય તેની રાહ જોતો રહેતો.

સુંદરલાલની નાતના રિવાજ મુજબ-બંને કુટુંબ સામસામી દીકરી આપે. એટલે તેની એવી ઇચ્છા હતી કે લક્ષ્મીને કોઇ સારા એવા ઠેકાણે આપી, પોતે પણ લક્ષ્મીની નણંદ-કે સાળી લાવશે. આ

આશામાં તે ઘણીવાર અસ્વસ્થ બની જતો પણ લક્ષ્મી મોટી થાય ત્યાં સુધી તેને રાહ જોવાની હતી.

લક્ષ્મીને કાંઠું કરતી જોઈ સુંદરલાલ આનંદ પામ્યો હવે પોતાની ઇચ્છા બર આવશે અને પોતાની વહુ આવશે–ઘરમાં પારણું બંધાશે–એ જાણી તે ક્યારેક ખુશખુશાલ થઈ જતો. પણ તેના હૃદયના એક ખૂણામાં બીક તો ક્યારની બેઠી હતી. કદાચ ૨૬–૨૭ વર્ષના સુંદરલાલને કોઇ કન્યા નહિ આપે તો? કદાચ પૈસા માગે તો? પૈસા તો બિચારા પાસે હતાં જ ક્યાં? આ બીકમાં સુંદર-લાલ ક્યારેક ફરફસરી બની જતો.

રોજના નિયમ મુજબ સુંદરલાલ બે હોઠ વચ્ચે–લાલ દોરાની નખિયા બીડી રાખી–બીડીના ખોખા વાળતો હતો એવામાં–વાંકી ટોપીવાળો, ટોપી માંથી બહાર લટકતા ઝુલ્ફાવાળો, પહેરણ પહેરેલા બે બટન ખુલ્લાં રાખી–છાતીના વાળ બતાવતો હાથનાં મજબૂત સ્નાયુ બીજાની નજરે પહેરણની બાંયો ચડાવેલો–છગનો વાણંદ–'કાં સુંદર કેમ છો?' કહેતો આવી ચડયો આ છગનો વાણંદ–ગામમાં આફતનું પડીકું ગણાતો. ગામમાં કોઇ તેનું ખુલ્લે મોઢે અપમાન ન કરી શકતું. કારણ કે તે અમલદાર વર્ગમાં ચાકરી કે ચંપી કરવા જતો. ગામનો વેપારી વર્ગ પણ આ છગનથી દબાતો પણ માળો આમ તો ભડનો દીકરો ચોમાસામાં બે કાંઠે થયેલી નદીઓ પટ તે ગામ લોકોનાં આશ્ચર્યની વચ્ચે તરી જતો, ચાર શેર પેંડા એક વખત ઊભો ઊભો ખાઇ ગયો હતો હુતાસણીના દિવસોમાં તે એક હાથમાં બે નાળિયેર પકડી–જમીન સાથે પછાડી એક ઘામાં તે છાતછોતાં ઊડાડી દેતો અને એક ઘામાં નાળિયેરને પાંચ માઇલ દૂર ફગવી દેતો. સુંદર તેને મફત પાન આપતો નહિ તેથી તેના પ્રત્યે છગનની સહેજ કડવી નજર હતી.

'આવ, આવ, છગન!' સુંદરલાલે છગનને આવકાર આપ્યો. અને છગને ખુરશી ઉપર પોતાની બેઠક જમાવી.

'અલ્યા, તેં તો ભારી કરી હો! મધરાતે વાવમાંથી પાણી ભરતો આવ્યો. વળી જેવી તેવી વાવમાંથી નહિ–નારાણી વાવમાંથી છગના, તું ભારે હો!'

'પણ એમાં શું મોટી મોથ મારવા'તી.' છગનો ખુશ થઇ બોલી ઊઠયો.

'પણ અલ્યા, તને કંઇ પરચો બતાવ્યો'તો ચળિતરે?' સુંદરે આંખ પહોળી કરી પૂછયું.

'હવે જા–જા, એમાં ચળિતર કેવું? તમે બધા અમથા બી મરો છો!'

છગને ગઇ કાલ એક માણસ સાથે શરત લગાવી હતી કાળી રાતે છગનાએ નારાણીમાંથી પાણી ભરવું આ નારાણીમાં ભૂત થાય છે એમ કહેવાતું પણ છગનો વટથી અંધારી રાતે પાણી લઇ આવ્યો હતો

વાત આગળ લંબાય તે પહેલાં કોઇ માથે કંદિવાવાડી ફેંટો, શરીરે અંગરખું, ખભે મેલો ખેસ, ગોઠણ સુધી પોતડી–પગમાં થીગડાં મારેલાં ઓખાઈ જોડાં પહેરેલાં– મહારાજ– કીરપાશંકર મા'રાજના– 'સુંદરિયાની દુકાન ક્યાં આવી?' પૂછતાં આવી ચડયા છગનો સમજીને ચાલ્યો ગયો.

સુંદરલાલનું નામ ક્યારેક અપભ્રંશનું સ્વરૂપ ધારણ કરતું ક્યારેક તે 'સુંદરિયો' બની જતો તો ક્યારેક વળી 'સુંદરો' પણ બનતો કોઈ શોખીન વળી 'સુંદરલાલ'માંથી 'સુંદર' શબ્દ ઊડાડી 'લાલ' નામે બોલાવતો સુંદરલાલને ત્રીજા રૂપ પ્રત્યે વાંધો ન હતો. પણ પહેલાં બે રૂપ પ્રત્યે તો જરૂર વાંધો હતો.

આવેલા મા'રાજને સુંદર જોઇ રહ્યો. મનની ઇચ્છા આખરે બર આવે છે જ ની તે કંઈક આનંદ પામ્યો. તે ઊભો થઇ, એક હાથે ધોતિયું પકડી પછી વિચાર આવતાં ધોતિયું છૂટું મૂકી દઇ, બે હાથ જોડી બહુ જ વિનયપૂર્વક બોલ્યો: 'આવો, આવો, મહારાજ, હું જ એ સુંદરિયો!'

મા'રાજ પણ પોતાનામાં કાંઇક 'વટ' છે એમ ધારી સુંદરિયાને પગથી તે માથા સુધી બરાબર નીરખી આવ્યા. 'આ'વા' કરતાં ઘૂસ્યા' એમ કહેવું

એ સત્યની વધારે નજીક છે

'આવો, બેસો' સુંદરે બજારમાં પડેલી ખુરશી દુકાનની અંદર લેતા કહ્યુ

'તમારુ નામ જ સુંદરલાલ કેમ ?' થોડી વારમાં ડોસાજીએ 'સુંદરિયા'નું સુંદરલાલ કર્યું તે સુંદર સમજી શકયો

'જી હા આપ ' સુંદરલાલે જાણી જોઈને વાકય અધૂરુ રાખ્યું

'મને નથી ઓળખતા ? મને ? જોષીજી છાતી ઉપર હાથ મૂકી—લગભગ પછાડી કહ્યુ તેમના ધારવા મુજબ તેઓશ્રીને દરેક માનવીઓએ ઓળખવા જોઈએ

'જી, કોઈ દિ' જોયાં નથી '

'હુ આ નવા ગામનો મારુ નામ કરુણા શંકર '

આપ જ કરુણાશંકર જોષી અહોહોહો, નામ તો બહુ સાંભળ્યુ છે' સુંદરલાલે અવાજમાં બને તેટલી મીઠાશ લાવી કહ્યુ ખરી રીતે તે આ કરુણાશંકર કે એવા—બીજા કોઈને ઓળખતો ન હતો પણ તેણે તોપ ફેંકી—એટલા માટે કે કદાચ પોતાની ઈચ્છા બર આવે જોષીજીને તેણે બહુમાન આપી દીધુ જોષીજી પણ જરા 'વટ'માં દેખાયા ખભા ઉપરનું મેલુ ફાળિયું તેણે જરા ઠીક કર્યું

'કેટલા ભાઈ તમે ? સુંદર આ પ્રશ્નનો મર્મ સમજ્યો

'જી હુ એક જ '

અને બે'નુ ?'

'એક—લખી '

'પરણેલાં હશે ? જોષી મહારાજ જાણતાં જ હતા છતા પણ તેને સુંદરને પૂછ્યું સુંદર પણ જાણતો હતો કે આ બધુ શા માટે પૂછાય છે! બને એક બીજાની—મતલબ—છુપાવી રહ્યા હતા

'જી ના કુવારી છે વિચાર છે કયાંક સારુ ઠેકાણુ મળે તો એ તો ઠીક, હવે હાલો ઘેર રોટલા ખાઈને નિરાંતે બેસીએ

જોષી મહારાજ ઊઠયા સુંદર દુકાનને તાળુ માર્યું"

સુંદરે ફળીમાંથી જ અવાજ કર્યો એટલા માટે કે મહેમાન આવ્યા છે જાણી લક્ષ્મી બહાર ન નીકળે 'લખી, મહેમાન આવ્યા છે, રોટલા જલદી બનાવજે'

સુંદરલાલ ઘરમાંથી ગોદડુ લાવ્યો બહાર ઓસરીમાં પાથર્યું બને બેઠા

'આ મકાન તમારુ ઘરનું જ કે ?' કરુણા શંકર ઊંચે નજર દોડવતા બોલ્યા

'જી હા બાપાએ બંધાવેલ '

લક્ષ્મીના થાળી વાટકા પછાડવાના અવાજ ઉપરથી સુંદરે જાણ્યુ કે જમવાનું તૈયાર થયુ છે તેણે ઓસરીમાં પાટલો નાખ્યો જોષીજી બરાબર જમ્યા અને પેટે હાથ ફેરવતાં ઊભા થયા 'આડા પડવાની' એ નિશાની હતી ઉપરની મેડી ઉપર સુંદરલાલે ગાદલુ પાથર્યું અને જોષીજી જરા આડા પડયા સુંદરલાલ બાજુમા બેઠો કરુણાશંકર જાણતા હતા કે સુંદર હજી 'વઢિ' છે, તેથી તે બાબત તેઓએ ખાસ પૂછપરછ ન કરી

'મારા બાલકૃષ્ણને તમે ઓળખો ? ગઇ સાલ મેટ્રિક ભણતો 'ભણતો' એટલે એવો અર્થ નીકળે કે નાપાસ થયો પણ કરુણાશંકરે એ છૂપાવવા પ્રયત્ન કર્યો

'એમ ? મેટ્રિક સુધી ભણેલો છે બાલકૃષ્ણ ?' ડોસાને પ્રોત્સાહન આપવા માટે અને વાતના દોરને ચાલુ રાખવા માટે તેણે સહેજે આનંદભર્યું આશ્ચર્ય બતાવ્યુ

'છોકરો ભારી હુશિયાર હો! મારો બેટો બે ત્રણ વખત તો ઇનામ લાવ્યો હતો કરુણાશંકર બોલ્યા 'વરને કોણ વખાણે ? એ કહેવત જાણે પોતે એકલા જ જાણતાં હોય તેવી રીતે

'વળી એ તો કહેતો કે બે'નનેય ભણાવો પણ ભાઈ, આપણે વળી ભાભણની દીકરીને ભણવું શું વળી ! ' વાતનો મર્મ સુંદરલાલ સમજી ગયો

કરુણાશંકરને એક દીકરી પણ છે એવો અર્થ તેણે તરત જ તારવી લીધો અને એ જાણી તેનો આત્મા કાંઈક સંતોષાયો તેને વિચાર આવ્યો કે હવે વાતનો દોર પોતાના જ હાથમાં છે પણ એટલામાં કરુણાશંકર બોલ્યા

'મેટ્રિકમાં આવ્યો ને પૈસાદારોના ઘેરથી નાળિયેર આવવા લાગ્યા પણ આપણો વિચાર એવો કે ગરીબ ઘરની દીકરી લેવી આપણું-ખાનદાનને વળી એવા પૈસાદારોના લફરા પોષાય ? વળી એ સુધરેલાની દીકરીઓ કોણ જાણે કેવી યે હોય ? કેમ બોલ્યા નહિ હે સુંદરલાલ હા હા '

' જી બરાબર પૈસાદાર સગા કરતાં ગરીબ સગા સારા '

' વળી આપણે તો સામસામુ કરવાનું હોય ને! એવા પૈસાદારોના ઘરમા દીકરી આપીએ તો બિચારી હેરાન જ થાય ના—ધરમ પણ બિચારી દીકરી ના સાચવી શકે '

સુંદરલાલના મોમા પાણી છૂટયું તેને લાગ્યું કે હવે જો વાતનો દોર નહિ પકડું તો 'બુધ્ધિનો બ્રહ્મચારી ' ગણાઈશ

' તો હવે આપનો શો વિચાર છે ? તમારા જેવું-આપ જેવા ધરમ અવતારનું ઘર અમારા નસીબે ક્યાથી ?' તેણે પેટ છૂટી વાત કરી નાખી

કરુણાશંકરે દોર તરત પકડી લીધો 'બાઈની ઉંમર કેટલી ?'

'ચૌદ વરસની '

'અને તમારી ?

'પચીશેક વરસની ' સુંદરે જાણી જોઈ બે વરસ ઓછાં કહ્યા કરુણાશંકર એ જાણતા હતા જાણતાં હોઈએ છતાં એ પૂછવું એ રીત ઘણાને આવડે છે

'તો પછી બાઈ લઈએ ગોળ ધરમના કામમા વળી ઢીલ શું ? કેમ બોલ્યા નહિ ?

'બરાબર '

'ને હવે જો પેટ છૂટી વાત કરી નાખીએ કન્યાદાન કેટલું આપશો ? તમારું ઘર કરતા અમારું ઘર મોટું ગણાય તેથી તમારે કાંઈક વધાર આપવું જોઈએ કેમ ખરું ના ?'

સુંદર જાણતો હતો કે કન્યાદાન તો કરુણાશંકરને વધારે આપવું જોઈએ કારણ કે પોતાં કરતાં—એ કાંઈક સારી સ્થિતિના હતા પણ સુંદરને લાગ્યુ કે કન્યાદાન તો ખાલી શબ્દ જ વપરાયો છે ખરી રીતે પોતાની ઉંમર મોટી છે તેથી જ આ લાંચ આપવી જ પડશે.

'જી, એમા કે'વાનું હોય ? એકની એક બેન છે, બસો–પાંચસો આપીશ જ ના ?' સુંદરે વાતને વધાવી લીધી નાતના માણસોને બોલાવી મોં મોઠું કરાવ્યું અને આમ સામ સામુ નક્કી થઈ ગયું

*

સુંદરલાલનો વિચાર એમ હતો કે ઘર વેચી દોઢેક હજાર જે આવે તેમાંથી લક્ષ્મીને પાંચસોનું કન્યાદાન આપવું બાકીનામાંથી લગ્ન પતાવવા સુંદરલાલ હવે કંઈક ખુશખુશાલ રહેતો કપડાં કાંઈક ઠીક પહેરતો થઈ ગયો વાળ કંઈક ઠીક ઓળતો ટોપી વાંકી પહેરતો થઈ ગયો

તેના મગજમાં એક વિચાર ઝબૂકી ગયો પાનના ગલ્લા સાથે હોટેલ ખોલી હોય તો ? પંદરવીસ રૂપિયા વધારેના રળે ? બે વરસ જો લગ્નને લંબાવાય તો ઘર પણ બચી જાય બીજા દિવસથી તેણે હોટેલ શરૂ કરી દીધી દશ પંદર જૂનાં પ્યાલા રકાબી ઘરમાંથી શોધી કઢ્યા ગાદલા મૂકવાની પાટ તેણે હોટેલમા મૂકી અને તેની બન્ને બાજુ બે જૂના બાંકડા ગોઠવી દીધા શરૂઆતમાં તો હોટેલ બરાબર ન ચાલી. પણ પછીથી ચાના શોખીન વધી પડયા પંદર વીસ રૂપિયા મહિને બચાવતો થયો લક્ષ્મી પણ ભાઈનાં કામમાં મદદ કરતી સવાર સાંજ તે હોટેલમા પાણી રેડી જતી

એક દિવસ નવી વાત બની.

ગામના ફોજદારની બદલી થઈ. અને કોઈ

નવા ફોજદાર આવ્યા તેનું મૂળ નામ તો હતું રત્નાકર પણ મેટ્રિક પાસ કરી હોવાથી અને નાશિક જઈ ફોજદારીની પરીક્ષા પસાર કરી હોવાથી તેમને આ નામ જૂનું અને ખખડધજ લાગ્યું તેથી આધુનિક અને સુંવાળું નામ રમેશચંદ્ર રાખ્યું આ રમેશચંદ્ર ગુજરાતના કોઈ ગામડાના બ્રાહ્મણના પુત્ર હતા ઈસ્કેદલાલી થઈને ફરતા તેનો જમાનો ગામ કરતા આગળ વધ્યો હતો ધોતિયામાંથી તેઓ સાંકડી કટનું પાટલૂન પહેરતા થયા હતા લાંબો ડગલો કે અંગરખાને બદલે તેઓ હવે ડબલ-બ્રેસ્ટ ના કોટ ઉપર આવી ગયા હતા ટોપીને બદલે તેઓ ટોપો પહેરતા હાથમાં મગરના પૂંછડાની બનાવેલી સોટી રાખતા અને ચાલતાં ચાલતાં વારે વારે પોલીશ કરેલા બૂટ ઉપર પછાડતા દિવસમાં તેઓ ચા ચાર વખત પીતા પાન પંદર વખત ખાતા અને સિગારેટ સો વખત પીતા તેઓશ્રી મૂછ ન રાખતા એટલા માટે કે ચા પીતી વખતે મૂછનાં વાળ ચાની રકાબીમાં પડે અને એ ગંદુ કહેવાય પગાર તો રૂપિયા ૮૦) અંકે એંશી પૂરા મળતા તમે કદાચ કહેશો કે એંશી રૂપિયામાં તેઓ આવો દમદમાટ કેવી રીતે રાખી શકે? પણ મારા ભાઈ, એટલું બધું પૂછવાનો તમને કે મને હક્ક ક્યાં છે?

તેઓ સાહેબ બજારમાં નીકળતાં ત્યારે ઘણાંઓ તેમને 'સલામ હજૂર' કરતાં તેઓશ્રી ફક્ત ડોકી હલાવી પ્રસન્નતા દાખવતા અને બૂટ ઉપર સોટી પછાડતા પસાર થઈ જતા રસ્તે ચાલતા તેઓ આજુબાજુ જોતા અને કેટલી યુવતીઓ તેના તરફ ત્રાંસી આંખે જુએ છે તેની ખાસ નોંધ રાખતા અને પછી તે યુવતીઓનો ઈતિહાસ પટાવાળા મારફત મેળવતા આ ઈસ્કેદલાલીની સાથે છગનના વાળંદને ઠીક ઠીક ફાવી ગયું હતું દરરોજ સવારમાં તે રમેશચંદ્રની મૂછ-દાઢી બોડી આપતો અને સાંજે પગ ચંપી કરી દેતો રમેશચંદ્રને પણ આ વાળંદ ઠીક લાગ્યો હતો તેને ક્યારેક ક્યારેક પોતાની સાથે રાખતો

આવા આ ઈસ્કેદલાલીની નજરે એક દિવસ છગન વાળંદની લક્ષ્મીના યૌવન ઉપર પડી તેમની નજર સ્થિર થઈ-આંખ ઝીણી બની મૂછ ઉપર હાથ ગયો પણ ત્યાં 'સફાચટ' હતું લક્ષ્મી તેની નજરમાં સોયમાં દોરો પરોવાય-તેમ પરોવાઈ ગઈ બાજુમાં ઊભેલા છગનાને પૂછ્યું એલા છગના, આ કોની છે? તેની ડાબી આંખ ફાંગી થઈ છગનો સમજી ગયો 'અરે સાહેબ એ તો પેલો હોટલવાળો-પાનવાળો સુંદરો નહિ-સુંદરો, એની બેન લખડી હજી લગન નથી થ્યાં'

-અને પછી રોજ તે સાહેબ સુંદરલાલની હોટલમાં અડ્ડો જમાવતા સવાર અને સાંજ તેમની ખાસ હાજરી હોય એટલા માટે કે પાણી રેડવા આવતી લક્ષ્મીનું જોબન જોવામાં તેમને બહુ મજા આવતી તેમના જ શબ્દોમાં કહીએ તો-'ભારી ટેસ આવે છે' માટે. 'કાં સુંદર શું થાય છે? કહી તેઓ જઈ ચડતા સુંદર તેમને માટે બજારમાં દુકાન પાસે ખુરશી ગોઠવી દેતો સાહેબ બે ત્રણ કલાક સહેજે બેસતા અને તે દરમિયાન તેઓ બે ચાર, પાંચ પાન અને પાંચેકથી વધુ સિગારેટને ફેંસલો આપતા પૈસા ખાતે માંડવા માટે સુંદરને સૂચન કરતા કોઈ કોઈ વખત વળી કહેતા 'જુઓ સુંદરલાલ સો-બસો નાણું થાય એટલે કહી દેવું હ, શરમાવું નહિ' અને સુંદર એમાં રહેલું આડકતરું સૂચન સમજી જતો કે 'ચાર દશ રૂપિયામાં મારા જેવા સાહેબનું મોઢું ન બગાડવું'

લક્ષ્મી પાણી રેડવા આવતી કે તરત જ સાહેબ સુંદરને કહેતા- લક્ષ્મી સાંભળે એમ અરે સુંદરલાલ, એક મસાલેદાર પાન તો બનાવ, અને ગોલ્ડ ફ્લેક આપજો! સાલી ઠંડી પણ ગજબ પડે છે હો' અને પછી સુંદર પાન બનાવતો તે દરમિયાન તેઓ લક્ષ્મી તરફ આડ નજરથી જોઈ લેતા લક્ષ્મી તેની સામે જોતી કે તરત જ તેઓ અક્કડ બની જતા અને માથા ઉપરની હેટ નીચે ઉતારતા

લક્ષ્મીને હવે પંદર વર્ષ થવા હતા તેનું યૌવન પૂરબહારમાં ખીલી નીકળ્યું હતું સાહેબ સાથે વધતા જતા મૌન મિલનથી તેની મનોસૃષ્ટિમાં સાહેબે પ્રવેશ કર્યો. લક્ષ્મી ક્યારેક આ ફોજદારને

દાબવા પ્રયાસ કરતી પણ તેમ તેમ આ 'છેલબટાઉ' સાહેબ વધારે યાદ આવતા

સાંજના સાતેક વાગ્યે સાહેબ સુદરને ત્યાં બેઠા હતા પાણી રેડી લક્ષ્મી પાછી જતી હતી તેણે એક નજર સાહેબ તરફ ફેંકી સાહેબને આ નજરમાં ઘણુ ઘણુ દેખાયુ 'ઠીક સુદરલાલ હુ જઇશ' તેઓ ઊભા થયા આછા આછા અધારામાં તેઓ લક્ષ્મી પાછળ જવા લાગ્યા લક્ષ્મીએ ડેલીની અદર પ્રવેશ કર્યો જાણી જોઈને તેણે ડેલી ખુલ્લી રાખી ખાલી બેડ ઓસરીમાં મૂક્યું, તેવામાં સાહેબે પ્રવેશ કર્યો અને ડેલીનું બારણુ અદરથી બધ થયું લક્ષ્મીના હ્રદયના ધબકારા વધી ગયા ત્યાર પછી શુ થયું તે તો ફક્ત એ બે ઉપરાત પેલ ખાલી પરેલ બેડુ જ જાણે છે

માનવી કેટલીક વખત બીજી તરફ ઉપેક્ષા વૃત્તિ બતાવે છે-પણ જ્યારે એ બીજ વૃક્ષ । પર્િ ણમે છે ત્યારે? લક્ષ્મી-રમેશચદ્ર અધ પતનની ખાઇમાં ઊતરતા ગયાં

*

આ બ જુમાં રહેતી કકુ ડોસીની આંખ પણ કમાન છે ને? આજ સાઠ સાઠ વર્ષ પણ તની આંખોનુ તેજ જેવુ ને તેવુ જ છે ડોશી ઘણી વખત લક્ષ્મીની છાતી તરફ તેમ જ પડખાં તરફ જોઇ રહેતી પછી મનોગત બબડતી 'માડી રે કળ-જુગ આવ્યો છે કળજુગ! હરામના હમેલ રહ્યા છે છોકરીને!'

ડોશીએ જ્યારે સુદરના કાનમાં આ વાત કરી ત્યારે તે ઘા ખાઇ ગયો 'હે? કકુમા, સાચુ કહો છો તમે?

હા, ભાઇ હા જોતો નથી અલ્યા તારી બેન તો રૂપ કાઢે છે છોકરીને મ રી મા જેવડી કરી'તી એનુ જ થાય ના? જરાક વિચાર તો કરવો'તો છોકરીનો! એમાં એનો ય શુ વાક? જુવાની છે ને બાપ?

સુદરલાલ ઘા ખાઈ ગયો તેના મનમાં ચિંતા પેઠી તે ઘડી ઘડી હવે લક્ષ્મીના પડખાં તરફ જોઇ રહેતો અને નિ શ્વાસ મૂકતો લક્ષ્મી ભાઇના આ રીતથી ભય પામતી

કકુ ડોશીએ આ ખાનગી વાત બીજા પડો-શીને કરી તે પડોશીએ ખાનગી વાત તેના સબ-ધીઓને કરી પરિણામે એ ખાનગી વાત ખાનગી સ્વરૂપે પણ જાહેર બની ચૂકી કરુણાશકર પાસે પણ આ વાત આવી પરિણામે સુદર પાસે તેમનો પત્ર પડયો તમારો ને આપણો સબધ હવે ફોક ગણજો હલકા કુળની કન્યા અમારે જોઇતી નથી તેમ જ તેવા કુળમાં અમારે કન્યા દેવી પણ નથી તમારી બેનને પરણાવજો કોઇ કૂવા કે તળાવ સાથે

સુદરલાલના પગ ભાગી ગયા રચેલી આશા ઓની વાડી ભૂસાઈ ગઇ ચિંતા તેના હ્રદયમાં ઘર કરી બેઠી ચિંતાએ વિચારશક્તિને ખોલી સુદર લાલે એક નિશ્ચય કરી લીધો સ્હામહેનને તે દિવસ તેણે લક્ષ્માને પૂછ્યુ કોનું- કોનુ- કામ છે આ બોલ? બેન!'

સુદરના સીધા પ્રશ્નથી લક્ષ્મી મુઝાઇ ગઈ તે રડી પડી ભાઇની છાતી ઉપર મસ્તક મૂકી તે ખૂબ રડી થોડીવારે માંડ માંડ બોલી શકી 'ફોજ ' વળી ત રડી પડી સુદર સમજી ગયો

સાજના ફોજદાર સાહેબ લહેરથી આવ્યા કો, સુદરલાલ શુ ખબર છે?'

મનમાં તો સુદર બોલ્યો 'ખબર તો હમણા પાડી દઉ છુ' પણ પ્રગટપણે બોલ્યો 'આવો, આવો સાહેબ! જુઓને આજે દૂધ જ નથી ઘરાકો પાછા જાય છે'

'લે ત્યારે, અમારે ચા પીવો ક્યાં? તુ ચે સજ્જ છે ને?'

આજ તો સાહેબ, મારે ઘરે ચા પીવો પડશે' જાણે બહુ જ લાગણીથી બોલતો હોય એમ સુદર બોલ્યો

એમ? વાહ! આજ તો તુ કઇ ખુશીમાં દેખાય છે?

બન્ને ઘેર આવ્યા લક્ષ્મીએ ચા બનાવ્યો

ને બન્નેને આપ્યો. પછી અંદર ચાલી ગઈ.

'રમેશચંદ્ર.' સુંદર આ જ પહેલી જ વાર તેનું નામ લઈ સંબોધ્યો. સાહેબે તેના સામું જોયું આ જ પહેલી જ વાર સાહેબે તેની આંખમા આવું તેજ જોયું

'રમેશચંદ્ર, તમને એક ખાસ વાત કરવાની છે.' સુંદરલાલની શાંતિ પણ કમાલ હતી 'તમારો અને લક્ષ્મીનો સંબંધ હું જાણી ચૂક્યો છું.' એ જ ભયંકર શાંતિપૂર્વક બોલાયેલા શબ્દો

સાહેબ ઘા ખાઈ ગયા તેના ઉપર જાણે વીજળી પડી તેનું મુખ-સફેદ પૂણી જેવું-બની ગયું.

'તમારે લક્ષ્મી જોડે પરણવું પડશે તમે બ્રાહ્મણ છો ના ?' સુંદર રમેશચંદ્રની નજરમા નજર મેળવી બોલ્યો. 'તમારે-તમારે લક્ષ્મીનો હાથ સ્વીકારવો પડશે ' સાહેબ એ નજર ન જીરવી શકયો

'પણ-પણ-તમે-તમે આ શું બોલો છો? સુંદરલાલ!' તે બોલ્યો તો ખરો પણ થોથરાતો. તેના શબ્દોમા તેજ ન હતું.

'હું ઠીક બોલું છું. તમારે લક્ષ્મીને સ્વીકારવી પડશે ' એ જ સ્મશાન જેવી શાંતિ તેના મુખ ઉપર પથરાયેલ હતી 'બોલો, તૈયાર છો ના?' સુંદરલાલે પડખામા રાખેલી છરી હાથમા લીધી સાહેબ થરથરી ગયો. તેની આંખોમાં ભય વ્યાપી ગયો તેણે હકાર સૂચક મસ્તક હલાવ્યું

ત્યાં જ-તે જ ઘરમાં સુંદરે ચંદ્રની અને અગ્નિની સાક્ષીએ લક્ષ્મી-રમેશચંદ્રના લગ્ન પતાવી દીધાં.

મધરાતે સુંદરલાલ પથારીમાંથી બેઠો થયો. ઘરમાં એક પ્રેમભરી દૃષ્ટિ ફેંકી તે ફળીમાં આવ્યો. ચારે તરફ દૃષ્ટિ કરી તે ડેલી ખોલી બહાર આવ્યો તેના હૃદયમાં એક વાતનો સંતોષ હતો-બીજી વાતે અસંતોષ હતો. સંતોષ એનો કે બેનનું જીવન-કલંકિત જીવન-છેવટે તેણે ઉજ્જવલ કરી દીધું હતું બહેનને સુખી-તેના ધારવા મુજબ-કરી હતી. અસંતોષ એ વાતનો હતો કે વર્ષોથી સેવેલી પોતાની ઇચ્છા-આમ છેલ્લી ઘડીએ-તેની ઉપર પાણી ફરી વળ્યું હતું

ચાલતો ચાલતો તે તળાવની નજીક આવ્યો. ગામ તરફ એક છેલ્લી પ્રેમભરી નજર કરી તે તળાવની પાળ ઉપર આવ્યો શું હું ખરો દોષિત છું? મેં જ લઈ દીને એવા કલંકિત માર્ગે નહોતી ચડાવી? પાંચસો રૂપિયાના લોભમાં જ શું મે તેને બે વરસ વધારે વિગહરહિત નો'તી રાખી? તેના-બહેનના સુખ ખાતર પણ મારે-ભાઈએ-પોતાની ઈચ્છાનો થોડા વખત માટે ત્યાગ કરવો જરૂરી ન હતો?

તેણે આકાશ તરફ જોયું. સુદ દશમના ચંદ્રને એ જોઈ રહ્યો તેણે મસ્તક નીચે નમાવ્યું. પાણી જાણે તેને આવકારી રહ્યું હતું. તેણે પાણીમાં ઝંપલાવ્યું પાણીએ સુંદરને પોતાના પટમાં સતાડી દીધો-જેમ માતા બાળકને ખોળામાં સતાડે તેમ!

---

પૃષ્ઠ ૫૩૮ થી ચાલુ ]

વાની, હોળીઓ પ્રગટાવી બળતણનો નાશ કરવાની એટલી જરૂર નથી જેટલી કોઇ ઉત્સવની ઉજવણીમા નિર્દોષ કાર્યક્રમની અને મૌલિક આનંદની છે હોળીનું પર્વ આવી રહ્યું છે ત્યારે આ વાત હેતુલક્ષી બની રહે છે. તાજેતરમાં પરદેશના એક એવા સમાચાર આવ્યા હતા કે રીઓડિજાનેરો ખાતે એક મહેફીલમા નાચગાનમાં મશગુલ અને ભાન ભૂલેના સમુહમા અતિ થાક અને પરિશ્રમને કારણે સેંકડો નર્તકો મરણ પામ્યા અને હજારોને હસ્પિતાલમાં દાખલ કરવા પડ્યા સંભવ છે કે મહેફીલમાં તેમણે સૌએ વધુ પડતું કેફી પીણાનું સેવન કર્યું હશે અને ભાન તેમજ ભાન ગુમાવી બેઠા હશે પરંતુ કલા દૃષ્ટિને ગાયા અર્થમાં ખીલવવી એ જ ઉત્સવનો હેતુ હોઈ શકે સુરુચિ માટે આગ્રહ રાખવો અને રખાવવો તે આજે તાકીદનું બન્યું છે સીનેમાના ગીતો ગાવા અને અભિનેતાઓનું અનુકરણ કરવું તેમાં જ કલા આવી જતી નથી તે ઊગતી પેઢીને સમજાવવાની જરૂર છે રુચિનું ધોરણ બહુ જ નીચું જઈ રહ્યું છે અને તેની પુનઃ સ્થાપના કરવા સૌ કોઈએ આગળ આવવું રહ્યું નવી પેઢીને માત્ર દોષ દઈને બેસી શકાય નહિ- તેમનું ઘડતર કરવાની જવાબદારી આગલી પેઢીએ લેવી જ રહી.

શિ.

એક સાધિકાની જીવનયાત્રા
લેખિકા: મીરાંબહેન
નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ-૧૪. પાના ૨૯૬ રૂા. ૧૨.

આશ્ચર્યમાં ગરકાવ કરી મૂકે તેવું આત્મવૃત્તાંત શ્રી મીરાંબહેન (મેડેલીન સ્લેડ) અહીં રજૂ કરે છે. ભારત લેખિકાને ગાંધીજીના પરમ અનુયાયી તરીકે ઓળખે છે. અહીં જે શીર્ષક આપ્યું છે તે ઘણું સૂચક છે કેમકે લેખિકાનો આત્મકથાનક રજૂ કરવાનો એટલો દાવો નથી જેટલો જીવનસાધનાની તેમણે આદરેલી લાંબી સફરતા એક પુરુષાર્થની ઝાંખી કરાવવાનો હોય! કથા શરૂ કરતાં પહેલાં બે પદ્યમય ફકરા તો માનવજીવનના મહાકાવ્યની ન ભૂલાય, અને હંમેશાં હૃદયમાં ગુંજી રહે એવા હૃદયંગમ અને ચોટદાર બન્યા છે.

નૌકાઅધિકારી એડમિરલનાં પુત્રી મેડેલીન સ્લેડની બાલ્યાવસ્થા કેન્ટિંગ પ્રદેશના મિલ્ટન હીથ ગામડાનાં આદર્શ વાતાવરણમાં પસાર થઇ. તે બે બહેનો જ હતી પણ મોટીબહેન છાત્રાલયમાં દાખલ થવાથી મીરાંનું જીવન બચપણથી એકલવાયું હતું, અને પ્રથમથી જ તેમનું વ્યક્તિત્વ અન્તર્મુખ બન્યું. આજી અને આજા સાથે મોટો ભાગ ગાળ્યો કેમકે નૌકાદળના અમલદાર હોવાથી તેમના પિતાને મોટભાગે બહાર રહેવાનું થતું: શિશુવયમાં બિથોવનના સંગીતે મીરાંના હૃદયનું અંતઃસ્તલ હલાવી નાખ્યું; એ સંગીતમાં એને આત્માનું ઐક્ય લાગ્યું કેમકે પ્રભુપ્રાર્થના કરતાં પ્રશ્ન હોઠે આવી જાય છે: 'હું સો વરસ મોડી કેમ જન્મી?' બાળક મીરાંને પશુ-પંખી-વન ઉપવન-તરફ પક્ષપાત હતો. પાળેલા કૂતરાં, ઘોડાં, બકરાં અને બિલાડી તરફ અનહદ પ્રેમ હતો જે તેમની પાછલી અવસ્થામાં ભારતમાં પશુકેન્દ્રોની રચનામાં કાયમ રહ્યો હતો. પ્રથમ યુદ્ધ વખતે તેમના પિતાની સાથે હિંદમાં આવવાનું થયું હતું ત્યારે પણ નાચ-ગાન પ્રત્યે મીરાંને નફરત જ રહી હતી.

ઘોડેસ્વારીનો શોખ હોવાથી મીરાં એકલી ઘણે દૂર ફરવા જતી. હિંદુસ્તાનથી પાછા વતનમાં ગયા બાદ મીરાંએ વિયેના જઇ બિથોવનની કબરની મુલાકાત લીધી અને અશ્રુનો અર્ઘ્ય આપ્યો. દુન્યવી આકર્ષણ તેને રહેતું જ નહીં—કોઇ યુવાનમાં તેનું મન ચોંટયું જ નહિ. બિથોવનનું જીવન લખનાર રોમાં રોલાંની કથા 'જીન ક્રિસ્ટોફ' તરફ ધ્યાન આકર્ષિત થયું અને એ રીતે લેખક તરફ ભક્તિભાવથી દોરાઈ. તેને મુખે ગાંધીજીના વખાણ સાંભળી અને રોમાં રોલાએ લખેલી 'મહાત્મા ગાંધી' વાંચી, એ મહાપુરુષને પત્ર લખવાની પ્રેરણા થઇ. ગાંધીજીએ જવાબ આપ્યો ત્યારે આનંદનો પાર રહ્યો નહિ. ભારત આવવા અને અહીંની પરિસ્થિતિને અનુકૂળ થવા એક વર્ષ સુધી આદતો અને ટેવો બદલવા તપશ્ચર્યા આદરી અને બાપુના આશીર્વાદ સાથે ભારત આવી સાબરમતી આશ્રમના રહેવાસી બન્યાં. ત્યાર પછીનો ઇતિહાસ ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામમાં ગાંધીજીના સાથમાં—અને તેમના મૃત્યુ સુધી અને ત્યારબાદ સ્વતંત્ર ભારતમાં ગાંધીસ્વપ્નને છિન્નભિન્ન થતું નિહાળી દુખી હૃદયે જીવન સાધનામાંથી લાધેલા જ્ઞાનને આત્મા દ્વારા અભિવ્યક્તિ કરવા સુધી રહ્યું.

સુખસમૃદ્ધિની છોળો વચ્ચે અને ઇંગ્લેન્ડની આબોહવામાં ઉછરેલ સ્વભાવથી જ સાધુ બાઈ મીરાંને જે અનુભવો થયા છે તે મેવાડની મીરાંથી ઊતરતા નથી. બન્ને વચ્ચે ઘણું સામ્ય છે. બન્નેએ પોતાની પ્રેમમૂર્તિ તરીકે ઈશ્વરને કલ્પ્યો છે, બન્નેએ પોતાની ચોતરફ ઘમંડ, ઇર્ષા, બેવફાઇ અને અમાનુષી ભાવો જોયા છે. માનવીથી કંટાળીને કુદરતનું શરણું શોધવાનો બન્નેએ પ્રયત્ન કર્યો છે; અને બન્નેએ ઝેર પણ પીધાં છે. મેડેલીન સ્લેડની કથની વધુ આકર્ષક એ કારણે છે કે હજારો માઇલો દૂરથી ગાંધીભક્તિથી

પ્રેરાઈ, અહીં આવી, દાયકાઓ સુધી આ ભૂમિને કર્તવ્યભૂમિ માની, જીવનનાં પિયુષ સીંચીને, જે કૂલઝાડ આ ભૂમિમાં રોપ્યાં અને અને હિમાલયની ગોદમાં ગૌકેન્દ્ર અને પશુલોક જેવા ગામડાંની પ્રજા માટેનાં કેન્દ્રો સ્થાપી ગાંધીજીનો આદર્શ તેમના મૃત્યુ પછી પણ અજર અમર રાખવા મથામણ કરી અને પરિણામ સ્વરૂપ ઘોર નિરાશા સાંપડી તેની કરુણાંત આ કથા મીરાની પણ કરુણ કથની બની રહે છે ભારતવાસીઓ જે સરળતાથી ગાંધીજીને ભૂલી ગયા તેનું તેમને દુઃખ છે પણ લેખિકા માને છે કે આત્માની ઊર્ધ્વગતિ માટે હજી પણ વિશેષ સાધના બાકી છે ભારતમાંનો તેમનો વસવાટ અને ગાંધીજી સાથેની 'યથા કાષ્ટ ચ કાષ્ટ ચ' જેવી માનવજીવન મહોદધિ વચ્ચેની મુલાકાત એક આધ્યાત્મિક ઝંખનાનો તબક્કો જ હતો કેમકે આજે પણ તેઓ રોમાં રોલાંના જૂના કે ચ પુસ્તકોમાંથી અને ગાંધીજીની ભૂતકાળના પત્રોમાંથી હજુ પણ આત્મસાક્ષાત્કારને સંપૂર્ણતાએ લઈ જવા પુરુષાર્થ કરી રહ્યા છે

મીરાંબહેનની ભાષા ઘણે ઠેકાણે કવિત્વમય બની જાય છે બાળપણનું તેમનું વૃત્તાંત એટલું સહજ અને આકર્ષક છે તેમજ પોતાની બાલ્યવયની અને શિશુમાનસની ભૂમિકા એવી સુંદર રીતે રજૂ કરી છે કે માનસશાસ્ત્રની ગંભીર ભૂમિકાને તેમણે આહ્‌લાદક રીતે મૂકવામાં સર્જકની સાચી પ્રતિભા દાખવી છે ગાંધીજી તેમને લગ્ન કરી લેવાની શીખ આપે છે ત્યારે જે હૃદયમંથન અને આંતરવેદના અનુભવે છે તેનું બયાન મીરાંબહેનના વ્યક્તિત્વનું કરુણા ભરપૂર આવરણ બની રહે છે અને જે સંઘર્ષ સામે જીવનભર ઝઝૂમ્યાં તેનું દ્યોતકપણું છે ગુજરાતી અનુવાદમાં શ્રી વનમાળા દેસાઈએ અસાધારણ કૌશલ્ય દાખવ્યું છે ચાલી શતાબ્દી વર્ષની ગાંધીજીની ચિરંજીવ ભેટ રૂપે આ પુસ્તક ભૂલાશે નહિ

'યુગ પુરુષ ગાંધીજી'
લેખક શ્રી ઇંદુલાલ યાજ્ઞિક
સર્વોદય પ્રકાશન, અમદાવાદ
પાનાં ૨૨, કિંમત ૦-૪૦ પૈસા

ગાંધીજી વિષે ૨૦-૨૨ પાનાંની પુસ્તિકામાં લખવું અને તે પણ યુગપુરુષ તરીકે તેમની પ્રતિમા ઉપસાવવી એ શક્ય છે? છતાં શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકે ભાષાના સંયમથી તે કરી બતાવ્યું છે આ વર્ષમાં ગાંધીજી વિષે જેટલું લખાયું છે તેટલું ભૂતકાળમાં એક વર્ષમાં ક્યારેય નહીં લખાયું હોય વળી ગાંધીજી વિષે અને તેમના સમગ્ર જીવન વિષે ટૂંકાણમાં લખવું અને તેમને ન્યાય આપવો તે બહુ કઠીન કામ છે પરંતુ ઇન્દુચાચાએ તે આસાનીથી કરી બતાવ્યું છે ગાંધીજીના જીવન વિષેનો આ નિબંધ તેમના જીવન અને લડતના સારભૂત સૈદ્ધાંતિક મુદ્દાઓની એવી છણાવટ કરે છે કે તેમની આત્મકથા અથવા જીવન ચરિત્રના હજારો પાનાં વાંચતા જે લાધે તે અહીં તાત્કાલિક સાંપડી રહે છે વિદ્યાર્થીઓ માટે આ પુસ્તકની ખિસ્સામાં રહી શકે તેવી આવૃત્તિ કરી તેમની કારકિર્દીના ઘડતર માટે અભ્યાસ ક્રમમાં ક્યાંક ગોઠવવું જોઈએ સર્વોદય પ્રકાશને આ નાનકડી પુસ્તિકા દ્વારા પણ ઉપયોગી જનસેવા કરી છે

'સત્યની શોધમાં'
શ્રી ઝવેરચંદ મેઘાણી પાનાં ૨૨૬ કિં રૂ ૪ ૨૫
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ

ચોથી આવૃત્તિનું પુનર્મુદ્રણ અપ્ટન સીંકલેરના એક પુસ્તકને આધાર આ કથાની માંડણી થઈ છે શ્રી મેઘાણીની આ પ્રથમ નવલકથા છે અને પ્રથમ બહાર પડી ૧૯૩૨માં એ વાતને ચાર દાયકા થશે છતાં જે વાત અહીં કીધી છે—ગરીબી અમીરીના વર્ગભેદની—તેને માટે આપણા દેશમાં આ ૪૦ વર્ષમાં કેટલી ઉથલપાથલ થઈ? જે પરિસ્થિતિનો સામનો મુખ્યનાયક શામળ કરે છે તેમાં આજે પણ ખાસ ફેરફાર થયો નથી પ્રથમ આવૃત્તિમાં શ્રી મેઘાણીએ જે 'આશિષ વચન' કહેલું તે કેટલું સચોટ હતું! તેઓ લખે છે 'આજે આપણા દેશના શાસન પર દેશી મૂડીવાદ સંપૂર્ણ સત્તારૂઢ નથી થયો એટલે અરે કદાચ આખું ચિત્ર અહીંની પરિસ્થિતિને પૂરા ન્યાય ન આપતું હોય પણ આજે નહિ તો કાલે કે પરમદિવસે દેશના શાસન પર દેશી મૂડીવાદની સત્તાના એકાદ બે દાયકા કલ્પવા

કઠિન નથી. એવા એક-બે દાયકાની છાવણીને સમાજ સહેજે આવું સ્વરૂપ ધારણ કરે ત ખરો એવા કોઈ ભાવિની સામે ચેતવણી તરીકે આ ચોપડીનું સ્થાન ખરૂં કે નહિ!'

શ્રી મેઘાણી તો આ લખીને વિરામ થયા છે ત્યારે તેમની આર્ષદૃષ્ટિનું મૂલ્યાંકન આજે કરીએ તો આ નવલકથાનો નાયક ગામડે ગામડે ચહેરે, કસ્બે અને ચૌટે સત્યની શોધમાં રઝળતો જોઈ શકાશે તેવી જ રીતે ધર્મપાલ અને ભભલો હજુ પણ સમાજમાં ટકી શક્યા છે નવલકથાના પાછળના ભાગમાં શ્રી મેઘાણી વધુ ખીલ્યા છે

સોરઠી બહારવટિયા' ભાગ-૧

શ્રી ઝવેરચંદ મેઘાણી, પાનાં ૧૫૮ કિં ૩ ૫૦

પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન, અમદાવાદ

દસમી આવૃત્તિનું બીજુ પુનર્મુદ્રણ! પહેલા ભાગમાં પાંચ બહારવટિયાઓની વાતો આવે છે ભીમોજત, બાવાવાળો, ચાંપરાજવાળો, નાથો મોદ વાડિયો અને વાલો નામોરી ૧૮૦૦ થી ૧૮૫૦ની વચ્ચે પહેલા ચાર થઈ ગયા વાલો અઢારમી સદીને અંતે સૌરાષ્ટ્રની ભૂમિમાં બહારવટાનો એક યુગ હતો, આજે તો તે નામશેષ થઇ ચૂક્યો છે અને અહીં આલેખેલા બહારવટિયાનો વંશ નાશ પામ્યો છે જૂના કાળની મર્દાનગીને અને ભૂતકાળમાં વિલીન થઇ ચૂકેલા જાજવલ્યમાન પાત્રોને શબ્દસ્થ કરી શ્રી મેઘાણીએ ઈતિહાસની અને ભાવિ પ્રજાની જે અમૂલ્ય સેવા બજાવી છે તે વિશે બે મત નથી વિશેષ તો એક સંશોધકની અદાથી, તટસ્થ ભાવે હકીકતના ગુણદોષ બન્ને રજૂ કરવામાં શ્રી મેઘાણીએ ચીવટ તો રાખી જ છે લોકકથાઓમાં અને લોક ગીતોમાં બહારવટિયાઓની બહાદુરી વખાણ થઈ છે પણ નીરક્ષીર ન્યાયે તેની સઘળી રજૂઆત તો તળપદી અને તેથી આકર્ષક લાગતી શૈલીમાં તો શ્રી મેઘાણીએ જ કરી છે

ગાંધી કથાગીતો

રચયિતા શ્રી ચીમનલાલ પ્રા ભટ્ટ

ખાસ ગોવિંદ પ્રકાશન, અમદાવાદ

પાન ૧૪૪ કિંમત રૂ ૨ ૫૦

ઉપરોક્ત બન્ને ગદ્ય પ્રકાશનોથી ભિન્ન આ પદ્ય પ્રકાશન એની વિશિષ્ટ રીતે ગાંધીકથા રજૂ કરે છે કાકા કાલેલકરે પ્રસ્તાવનામાં કહી છે તે વાત સાચી છે કે આપણે ગાંધીયુગથી એટલા નજીક છીએ કે તેમની પ્રતિભાનું મૂલ્યાંકન કરવામાં પણ માત્ર આરંભ કરીએ છીએ કેમકે મહાપુરુષોનું આવું મૂલ્યાંકન યુગો સુધી ચાલ્યા કરતું હોય છે અને ભવિષ્યની દૂરની પેઢી તે વધુ સારી રીતે કરી શકે શ્રી ચીમનભાઈએ કાવ્યો અને ગીતો દ્વારા ગાંધીજી પ્રત્યે પોતાની ભક્તિને વ્યક્ત કરવામાં ધન્યતા અનુભવી છે એમ કહી શકાય કે ગાંધી પ્રત્યેના અનુરાગે જ તેમના શબ્દની શક્તિમાં પ્રાણ પૂર્યો છે આ બધાં જ ગીતોમાં ગાંધીભક્તિ તો પ્રધાનભાવ છે અને ગાંધીકથાને શબ્દના લયનો સથવારો મળતાં આહ્લાદક રીતે માણી શકાય તેવો આસ્વાદ પીરસે છે આ ગીતોના રચયિતા પાસે સાધના અને તપશ્ચર્યા પણ છે "શ્રી ચીમનભાઈ પાસે આજના યુગની કેળવાયેલી સંસ્કારિતા છે અને સાથે સાથે લોકહૃદય સુધી પહોંચવાની વિચારોની તેમજ ભાષાની સરળતા પણ છે તેથી જ પૌર અને જાનપદ બન્ને વચ્ચે એમનો અનિરુદ્ધ સંચાર છે" એવું કાકા સાહેબનું કથન આ ગીતો વાંચ્યા પછી યથાર્થ લાગે છે



## 'વૈષ્ણવજન' માસિકની માલિકી તથા બીજી માહિતી અંગેનું નિવેદન


૧. પ્રસિદ્ધિસ્થાન : વૈષ્ણવજન કાર્યાલય, યાજ્ઞિક રોડ, રેઈસકોર્સ, રાજકોટ.

૨ પ્રસિદ્ધિનો ગાળો . માસિક

૩–૪ ૬ મુદ્રક, પ્રકાશક તથા માલિકનુ નામ ધીરેન ગાધી

૫ સ પાદક : નવીન ગાધી

રાષ્ટ્રીયતા : હિ દી

સરનામુ વૈષ્ણવજન કાર્યાલય, ૨ રામકૃષ્ણનગર, રાજકોટ ૨

હુ ધીરેન્દ્ર ગાંધી, આથી જાહેર કરુ છુ કે ઉપર જણાવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે

તા. ૨૮–૨–૧૯૭૦ પ્રકાશકની સહી – ધીરેન ગાંધી




ના

સૌજન્યથી

કઠિન નથી એવા એક-બે દાયકાની ભાષાએ જે સમાજ સહેજે આવું સ્વરૂપ ધારણ કરે એ ખરો એવા કોઈ ભાવિની સામે ચેતવણી તરીકે આ ચોપડીનું સ્થાન ખરું કે નહિ!'

શ્રી મેઘાણી તો આ લખીને દિવંગત થયા છે ત્યારે તેમની આર્ષદૃષ્ટિનું મૂલ્યાંકન આજે કરીએ તો આ નવલકથાનો નાયક ગામડે ગામડે શહેરે, કસ્બે અને ચોરે સત્યની શોધમાં રઝળતો જોઈ શકાશે તેવી જ રીતે ધર્મપાલ અને બબલો હજુ પણ સમાજમાં ટકી શક્યા છે નવલકથાના પાછળનાં ભાગમાં શ્રી મેઘાણી વધુ ખીલ્યા છે

'સોરઠી બહારવટિયા' ભાગ-૧

શ્રી ઝવેરચંદ મેઘાણી, પાનાં ૧૫૮ કિં ૩ ૫૦

પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન અમદાવાદ

દસમી આવૃત્તિનું બીજું પુનર્મુદ્રણ। પહેલા ભાગમાં પાંચ બહારવટિયાઓની વાતો આવે છે ભીમોજત, બાવાવાળો, ચાંપરાજવાળો, નાથો મોઢ વાઘેર અને વાલો નામોરી ૧૮૦૦ થી ૧૮૫૦ની વચ્ચે પહેલા થઈ ગયા વાલો અઢારમી સદીને અંતે સૌરાષ્ટ્રની ભૂમિમાં બહારવટાનો એક યુગ હતો, આજે તો તે નામશેષ થઈ ચૂક્યો છે અને અહીં આલેખેલા બહારવટિયાનો વંશ નાશ પામ્યો છે જૂના કાળની મર્દાનગીને અને ભૂતકાળમાં વિલીન થઈ ચૂકેલા જાજવલ્યમાન પાત્રોને શબ્દસ્થ કરી શ્રી મેઘાણીએ ઈતિહાસની અને ભાવિ પ્રજાની જે અમૂલ્ય સેવા બજાવી છે તે વિષે બે મત નથી વિશેષ તો એક સંશોધકની અદાથી, તટસ્થ ભાવે હકીકતના ગુણદોષ બન્નેને રજૂ કરવામાં શ્રી મેઘાણીએ ચીવટ તો રાખી જ છે લોકકથાઓમાં અને લોક બોલીમાં બહારવટિયાઓની બહાદુરી વણાઈ ગઈ છે પણ નીરક્ષીર ન્યાયે તેની સાચી રજૂઆત તો તળપદી અને તેથી આકર્ષક લાગતી શૈલીમાં તો શ્રી મેઘાણીએ જ કરી છે

ગાંધી કથાગીતો

રચયિતા શ્રી ચીમનલાલ પ્રા ભટ્ટ

બાલ ગોવિંદ પ્રકાશન, અમદાવાદ

પાન ૧૪૪ કિંમત રૂા ૨ ૫૦

ઉપરોક્ત બન્ને ગદ્ય પ્રકાશનોથી ભિન્ન આ પદ્ય પ્રકાશન એની વિશિષ્ટ રીતે ગાંધીકથા રજૂ કરે છે કાકા કાલેલકરે પ્રસ્તાવનામાં કહી છે તે વાત સાચી છે કે આપણે ગાંધીયુગથી એટલા નજીક છીએ કે તેમની પ્રતિભાનું મૂલ્યાંકન કરવામાં પણ માત્ર આરંભ કરીએ છીએ કેમકે મહાપુરુષોનું આવું મૂલ્યાંકન યુગો સુધી ચાલ્યા કરતું હોય છે અને ભવિષ્યની હરની પેઢી તે વધુ સારી રીતે કરી શકે શ્રી ચીમનભાઈએ કાવ્યો અને ગીતો દ્વારા ગાંધીજી પ્રત્યે પોતાની ભક્તિને વ્યક્ત કરવામાં ધન્યતા અનુભવી છે એમ કહી શકાય કે ગાંધી પ્રત્યેના અનુરાગે જ તેમના શબ્દની શક્તિમાં પ્રાણ પૂર્યો છે આ બધાં જ ગીતોમાં ગાંધીભક્તિ તો પ્રધાનભાવ છે અને ગાંધીકથાને છંદના લયનો સથવારો મળતાં આહ્લાદક રીતે માણી શકાય તેવો આસ્વાદ પીરસે છે આ ગીતોના રચયિતા પાસે સાધના અને તપશ્ચર્યા પણ છે "શ્રી ચીમનભાઈ પાસે આજના યુગની કેળવાયેલી સંસ્કારિતા છે અને સાથે સાથે લોકહૃદય સુધી પહોંચવાની વિચારોની તેમજ ભાષાની સરળતા પણ છે તેથી જ પૌર અને જાનપદ બન્ને વચ્ચે એમનો અનિરુદ્ધ સંચાર છે" એવું કાકા સાહેબનું કથન આ ગીતો વાંચ્યા પછી યથાર્થ લાગે છે



## વૈષ્ણવજન' માસિકની માલિકી તથા બીજી માહિતી અંગેનું નિવેદન

૧ પ્રસિદ્ધિસ્થાન  વૈષ્ણવજન કાર્યાલય, યાજ્ઞિક રોડ, રેઈસકોર્સ, રાજકોટ.

૨ પ્રસિદ્ધિના ગાળો  માસિક

૩-૪ ૬ મુદ્રક, પ્રકાશક તથા માલિકનું નામ  ધીરેન ગાંધી

૫ સંપાદક  નવીન ગાંધી

રાષ્ટ્રીયતા  હિંદી

સરનામું  વૈષ્ણવજન કાર્યાલય ૨ રામકૃષ્ણનગર, રાજકોટ ૨

હું ધીરેન્દ્ર ગાંધી આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે

તા ૨૮ ૨-૧૯૭૦  પ્રકાશકની સહી – ધીરેન ગાંધી



ના

સૌજન્યથી

